કુટુંબકુટુંબો, સ્ત્રીઓ અને બાળકોનું માનીતું
જુનામા જુનું માસિકપત્ર

# સ્ત્રીબોધ

વર્ષ ૯૩. જાન્યુઆરી ૧૯૪૯ અંક ૧ લો



# મહાસભાનું પંચાવનમું અધિવેશન

મહાસભા—ઇંડીયન નેશનલ કોંગ્રેસ—ની સ્થાપના ૧૮૮૫ની સાલમાં થઈ હતી એ સ્થાપનાનો હેતુ હિંદી પ્રજાને સગઠિત કરી, પરદેશી રાજ્ય કર્તાઓ પાસેથી વધુ અને વધુ રાજકીય હક્કો મેળવવાનો હતો. જેમજેમ પ્રજામા જાગ્રતી આવી, જેમજેમ હીંમત આવી, જેમજેમ સગઠનનું જોર વધ્યુ તેમતેમ તેને સફળતા મળી અનેક નાના નાના પ્રદેશોમા વહેંચાયેલી પ્રજામા ધીમે ધીમે ઐક્યભાન આવ્યુ, દેશના શાસનમા વધુ હીસ્સો મેળવવાની આકાક્ષા આવી અને સામ્રાજ્યનુ રાજકીય દબાણુ અને શોષણુ તેને સાલવા લાગ્યુ જનમની જેમજેમ વધી તેમતેમ પરાધિનતા વધારે સાલવા લાગી અને રાજકીય હક્ક પ્રાપ્ત કરવા માટેની માગણીનુ સ્વરૂપ બદલાવા લાગ્યુ ૧૮૮૫થી ૧૯૦૭ સુધી મહાસભાનુ સ્વરૂપ એક રીતનુ થયુ ૧૯૦૭મા ઉદ્દામ પક્ષે મહાસભામા બહુમતિ દાખવી અને તેનુ સ્વરૂપ બદલાવા લાગ્યુ તે સમયે દેશમાં ક્રાંતિકારી પક્ષે બોંબ અને હત્યાઓથી પરદેશી સરકારને ગભરાવવાનો અને તેમના ઉપર દબાણુ આણુવાનો પ્રયત્ન કર્યો ત્યારપછી મહાસભાનુ બળ વધતુ ચાલ્યુ અને પછી તો મોહનદાસ ગાંધી દક્ષિણુ આફ્રિકાથી હિંદમા હમેશ માટે વસવા આવ્યા તેમણે ધીમે ધીમે મહાસભામા વધારે અને વધારે ભાગ લેવા માંડયો રોલેટ કાયદાનો વિરોધ કરવા માટે સત્યાગ્રહનુ હથિયાર અજમાવ્યુ હિંદમા આ તેનો પ્રથમ સાર્વજનિક પ્રયોગ હતો તેમના સ્થાપેલા સત્યાગ્રહ આશ્રમમાં તેમણે સત્યાગ્રહીઓ કેળવવાનો પ્રયોગ કર્યો ચપારણ્ય, ખેડા અને બારડોલીમા આ પ્રયોગ સફળતાથી અમલમાં મુકાયો અને છેવટે દાંડીકૂચ અને નિમક સત્યાગ્રહથી અંગ્રેજી હકુમત સામે યુદ્ધ જાહેર થયુ મહાત્માજી મહાસભાના અણુ સુટયા આગેવાન થઈ પડયા હતા અને આ યુદ્ધને મહાસભાનો સપૂર્ણ ટેકો હતો ૧૯૦૮ ની ઉદ્દામ મહાસભા એક દસકા પછી સત્યાગ્રહી મહાસભા થવા માંડી અને ધીમે ધીમે પૂર્ણ સત્યાગ્રહી મહાસભા થઈ ગઇ ૧૯૪૨માં તો મહાસભાયે અંગ્રેજોને હિંદ છોડવાનો આદેશ આપી દીધો ૧૯૪૭ના ઓગસ્ટની ૧૫મી તારીખે મહાસભાના વિરોધનો અત આવ્યો કારણુકે તે દિવસે હિંદ સ્વતત્રતા મેળવી તે મેળવતાં પાકીસ્તાન પ્રદેશ જુદો કરવો પડયો એટલી ખોટ રહી ગઇ, પરતુ તે દિવસથી પરદેશી ધુસરીમાથી મુક્ત થવાના મહાસભાના પ્રયત્નોનો સફળ અત આવ્યો

પચાવનમી મહાસભા જયપુરમા મળી સ્વાતત્ર્ય પ્રાપ્તિ પછીની તે પ્રથમ બેઠક હતી દેશી રાજ્યમાં પણુ તે પ્રથમવાર જ મળી આ રીતે આ બેઠક તરફ હિંદીઓની ખાસ નજર હતી મહાસભાનુ યુદ્ધ પુરૂ થયુ, હવે તે કયો ધ્યેય રજુ કરશે તે જાણુવા પ્રજા આતુર હતી

પરંતુ આ વાત સ્પષ્ટ થઈ નથી. મહાસભા હવે એક રાજકીય પક્ષ માટે અસ્તિત્વ ધરાવતી નથી હવે તો સમસ્ત દેશ સ્વતંત્ર છે. મહાત્માજીના કરુણ અવસાન પૂર્વે તેઓ પોતેજ આ બાબતનો વિચાર કરતા હતા. દેશની સેવાના કાર્યોમાં મહાસભાને પરોવવાના પ્રયત્નો થવા જોઈએ એમ તે માનતા હતા. રાજકીય ચુંટણીમાં વધુ મતો મેળવવાના યંત્ર તરીકે મહાસભાનો ઉપયોગ તે ઈચ્છતા નહોતા. પરંતુ જયપુરની બેઠકમાં આ સંબંધી કાંઈ થયું નથી. કદાચ આગેવાનોને હજી આ સમય તે માટે યોગ્ય લાગ્યો નહિ હોય.

વિષયસમિતિના હેવાલ ઉપરથી દરેક વાંચનારને એક વાત ખાસ જણાઈ આવે છે. આપણા આગેવાનો, જેમના હાથમાં દેશનો કારોબાર છે, તેઓ ટીકાઓ સાંખી શકતા નથી. પ્રજાકીય સરકારમાં આ વાત શોભતી નથી. કારોબારી આગેવાનો પ્રજાનો વિશ્વાસ ધરાવે છે. અને તેઓ દરેક રીતે આ વિશ્વાસને પાત્ર છે, તેતો સૌ કબુલ કરે છે. પરંતુ વિષયસમિતિમાં ચુંટાઈ આવેલા પ્રતિનિધિઓની ટીકાને કાંઈ બિન જવાબદાર કહી શકાય નહિ. પંડિત જવાહરલાલજી—આદર્શવાદી જવાહરલાલજી— અને વ્યવહારકુશળ સરદાર વલ્લભભાઈ—હિંદના મજબુત પુરુષ વલ્લભભાઈ જેવા કારોબારીઓ કોઈપણ દેશને મળવા દુર્લભ છે. પ્રજાનો તેઓ સર્વાંશ વિશ્વાસ ધરાવે છે. પ્રજાના તેઓ માનીતા છે. તેઓને ઠરાવ રૂપે જ્યારે પ્રજાના પ્રતિનિધિઓ કહે કે મહાસભાવાદી રાજતંત્રમાંથી પ્રધાન મંડળો સુદ્ધાંતના રાજતંત્રમાંથી અપ્રમાણિકતા અને રૂશ્વતખોરી નાબુદ થવી જોઈએ ત્યારે આ બે પૂજ્ય આગેવાનોએ તેને અંગત અવિશ્વાસની દરખાસ્ત લેખવી જોઈએ નહિ. કદાચ ત્યાંના વાતાવરણમાં એવો અર્થ નીકળે તેવું લાગ્યું હશે. પરંતુ આ પીઢ રાજદ્વારીઓએ મોટું મન રાખીને ટીકાઓ સાંભળવી જોઈતી હતી એમ દૂર રહ્યા રહ્યા અમને લાગે છે.

દેશને સ્વાતંત્ર્ય અપાવનાર સંસ્થા પ્રત્યે સૌને આદર હોય તે સ્વભાવિક છે. આ સંસ્થા અનિષ્ટ અને અત્યાચારો સામે ઝુઝી છે, અને હજીએ તે ઝુઝશે એતો નક્કી છે. સામાન્યજન ઉપરજ આ સંસ્થાનું બળ છે. સામાન્ય જનોએજ સત્ય અને સદ્‌વર્તન માટે આગ્રહ કરવો જોઈએ. કારોબારમાંના અપ્રમાણિક પુરુષોને સામાન્ય સાથ આપવો જોઈએ. એમ થશે એટલે મહાસભાવાદી કારોબારીઓમાં પણ જે સ્ખલિત થયા હશે તેઓ આપોઆપ દૂર થઈ જશે.

કેશવપ્રસાદ દેસાઈ

# અણુ બોમ્બ

લેખક : કેશવપ્રસાદ દેસાઈ

તાત્કાલિક મદદ માટે હું સર્વ રોગ ચિકિત્સાલયમાં મારા એક દાક્તર મિત્ર પાસે ગયો હતો. એમણે પૂર્ણ કાળજીથી મને મદદ કરી. હિંદને પ્રાપ્ત થયેલ પ્રજાસત્તાના કારભાર સંબંધી અમે થોડી ઘણી વાતો કરી. સ્વતંત્ર થયેલા પૂર્વના પ્રદેશોની પણ અમે વાતો કરી. સમસ્ત જગતમાં પ્રવર્તિ રહેલી શાંતિથી મેં આનંદ દર્શાવ્યો અને ઉજ્જવળ ભવિષ્યની કલ્પનાઓ કરી. પરંતુ મારા દાક્તર મિત્રનું ધ્યાન આ વાતોમાં દેખાયું નહિ મને લાગ્યું કે દિલ્હીની ગરમીને લીધે દાક્તર અસ્વસ્થ હશે એટલે મેં કહ્યું

"ચાલોને હવે તમારું કામ પત્યુ હશે. આપણે આ ગરમીમાં શીતપાન કરવા જઈએ"

"ના ભાઈ ના, મારાથી હમણાં બહાર જવાય એમ નથી. બહુજ અગત્યના કામ સર હૉસ્પીતાલના સંચાલકની મધ્યસ્થ સભા હમણાં જ મળી ગઈ છે. અમે સૌ બહુ જ ચિંતાતુર છીએ."

દાક્તરના આ બોલ સાંભળી મને કાંઈક જિજ્ઞાસા થઈ. મેં પૂછ્યું "એવું તે શું કામ છે કે તમે સૌ ચિંતામાં છો ?"

"એકલી ચિંતા જ નથી. પણ અમુક કામ પણ મને સોંપાયું છે."

આથી તો મારી જિજ્ઞાસા વધી કેટલીએક વાતચીત પછી દાક્તરે કહ્યું: "એક અંગત મિત્ર તરીકે હું તમને આ હકીકત કહું છું. પણ તે ઘણીજ ખાનગી છે. જ્યાં સુધી હું તમને કહું નહિ ત્યાં સુધી તમારે આ વાત ખાનગી રાખવી પડશે.

મેં તેમ કરવા કબુલાત આપી, ત્યારપછી દાક્તરે બધી વાત કરી.

"તમે જાણો છો ને કે ગયા વર્ષમાં બધાં જ સરકારી સુવાવડ ખાતાં, તેમ જ ખાનગી સુવાવડ ખાનાંના બિછાના માટે બહુ જ માંગણી હતી. છેલ્લા બજેટમાં પણ વધુ બિછાના માટે જોગવાઈ થઈ છે. આઠ આઠ મહિના આગળથી બિછાના રિઝર્વ કરાવે તેને જ જગા મળે છે. પરંતુ અમારી હૉસ્પીતાલના સુવાવડ ખાનામાં આવતી ૨૨મી જુનથી એક પણ બિછાનું નોંધાયું નથી તેથી અમારી મધ્યસ્થ સમિતિ વિચારમાં પડી ગઈ છે"

"તમે દાક્તરો પણ બહુ વિચિત્ર છો. બાવીસમી જુનને હજી તો પાંચ મહિના છે. આટલા વહેલા નામો નોંધાવાની લોકોને જરૂર ના લાગે તેથી ચિંતામાં શા માટે પડવું ? કદાચ બિછાના વધવાને લીધે લોકોમાં શાંતિ ફેલાઈ હશે. અથવા તો કોઈ નવી નર્સે કે કલાર્કે બધી અરજીઓ જુદી જ ફાઈલમાં નાખી હશે. યુવાન દાક્તરો હમણાં તમે બહુ લીધા છે. એમના આકર્ષણથી બિચારી નર્સોથી કામ બરાબર ના પણ થાય !"

"મારે ખોટાં આશ્વાસનની જરૂર નથી." દાક્તરે કહ્યું. "પ્રસૂતિગૃહોની સંખ્યા ઓછી છે એ તો જાણીતું છે. ગયા વર્ષ સુધી જન્મ પ્રમાણ વધ્યાં જ કર્યું છે તે પણ જાણીતું છે. વળી બિછાના માટે નામ નોંધાયા નથી તે બનાવ કેવળ અમારી જ હૉસ્પીતાલમાં નથી બન્યો તે ખબર પણ અમે મેળવી છે. એટલે આ વિષય ચિંતાનો તો છે જ એકાએક આખા દેશમાં પુરુષો બ્રહ્મચારી કેમ થયા છે ! તે સમજાતું નથી"

## જન્મપ્રમાણ શૂન્ય

મારા મનમાં કાંઈક ખ્યાલ આવ્યો. હું બીજે કાંઈ બહાર જવાનો વિચાર કરતો હતો તેને બદલે એકાએક ઘેર ગયો. ગાલ્લા દિવાનખાનામાં જ મારી ઉપર અંકેલીને કાંઈક

વાયની હતી તરત જ તેની પાસે જઈને હું બેઠો અને પ્રેમથી તેનો હાથ મે હાથમા લીધો. તીરછી નજરે એણે મારા સામુ જોયુ અને બોલી "કેમ આજે જલદી પાછા ફર્યા?"

"તારા વિના હવે મને એક ક્ષણ પણ ગમતુ નથી'

હવે ચાળા છોડો અને કહો શી નવી વાત લાવ્યા છો?" મે એને ઇન્પીતાયની વાત ખાનગીમા જ કહી એણે કહ્યુ.

' આ બાબત ગભીર છે સમસ્ત નુવશ નિર્વશ જશે'

હુ "અખડ જગત' પત્રનો વિશ્વાસપાત્ર ખબરપત્રી હતો કોઈને ખબર ના હોય તેવા સમાચાર અમારા પત્રમાં પ્રસિદ્ધ થતા હતા પણ હજીસુધી અમારી ખબરો ખોટી પડી નહોતી એટલે નવી બાબતની પૂરી તપાસ કર્યા વિના અધિપતિને પણ હું વાત કરી શકુ નહિ. બીજે દિવસે હુ ઓફીસે જવા નીકળ્યો રસ્તામા એક પ્રસુતિગૃહનુ પાટિયુ વાચ્યુ હુ અદર ગયો અને વીસમી જુન માટે એક બિછાનુ રિઝર્વ કરવા કહ્યુ જે બાઈ આ કામ કરતી હતી તેણે પોતાનુ રજીસ્ટર ઉઘાડયુ અને તપાસ કરી મને કહ્યુ વીસમીએ જગા નથી પણ જો બે દિવસ પછી તમારી માગણી હોય "

એકદમ વચ્ચેથીજ મે પૂછ્યુ "બાવીસ મીથી તમારે ત્યા પુષ્કળ જગા ખાલી છે એમ જ તમારૂ કહેવુ છેને?'

"બાવીસમી માટે એક પણ બિછાનુ નોધાયુ નથી'

"તસ્દી માફ કરશો' એટલુ કહીને હું મારી ઓફીસે ચાલ્યો, મુખ્ય અધિપતિ શ્રી ગજારામને મે બધી હકીકત જણાવી અને કહ્યુ "નુવશનો અંત! સમજો છો? નુવશનો અત! બાવીસમી જૂન પછી એક પણ બાળક જન્મને નહિ."

ગજાગમ બહુજ ધીરજવાળા અને શાંત પ્રકૃતિના અધિપતિ હતા. થોડીવાર વિચાર કરીને તેમણે કહ્યુ "વાત ભયંકર છે જો બધી હકીકત સાચી હોય તો પરિણામ વિપરિત છે. આવી ચોંકાવનારી હકીકત પ્રસિદ્ધ કરતા પહેલા આપણે ઘણી સાવચેતી રાખવી જોઇએ હવે હિંદના મોટા તથા મુખ્ય શહેરોની માહિતી મેળવવી જોઇએ તુ અહીંથી ટ્રક કોલ કરી દે'

મે જુદા જુદા ગામની ડાયરેક્ટરી પુસ્તકાલયમાંથી મંગાવી તેમાથી દરેક ગામના પ્રસુતિગૃહની યાદી કરીને તેનો ટેલીફોન નબર મેળવ્યો, અને પછી વીસ જગાએ વાતચીત કરી પરિણામે મે રાજારામને કહ્યુ કે બાવીસમી જૂન પછી હિંદનુ જન્મ પ્રમાણ શૂન્ય છે.

ગજાગામે કહ્યુ કદાચ હિંદની આ સ્થિતિ હોય ચીન, જાપાન, ઈંગ્લંડ, રશિયા, કેનેડા, ઓસ્ટ્રેલીઆ અને યુનાઇટેડસ્ટેટ્સ એ દરેક જગ્યાએથી ખબર મેળવવી જોઇયે

"એ કામ મારે માટે વિકટ છે પણ મારી એક મિત્ર ડા નલિની પરદેશ જઇ પ્રસુતિ નિષ્ણાત થઇ આવી છે ગયે વર્ષે આતર્દેશીય પ્રસુતિ નિષ્ણાતોની પરીષદ હિંદમા મળી હતી તેની એ મુખ્ય મત્રિ હતી એ દેશપરદેશના પ્રસુતિ નિષ્ણાતોના પરિચયમા હોવી જોઇએ મારી પત્ની સાથે પણ તેને સહિપણા છે મુબઇમાં તેનુ પ્રસુતિગૃહ છે હું એને ફોન કરૂ અને જરૂર પડે મારી પત્નીને લઇને એને ત્યાજ પ્લેનથી જઇ પહોંચુ' એટલુ કહી મે મુબઈ કોલ કર્યો

હેનો! કોણ નલિની? પ્રસાદ"

' નમસ્તે, પ્રસાદ કેમ મને ફોન કર્યો? ભાભી માટે બિછાનુ જોઇયે છે? એટલુ ખાત્રિ તો મને નિરાત થાય"

"તારે ત્યા પણ એજ સ્થિતિ છેને? આખા હિંદમા એમજ છે પણ મારે

દુનિયાના દરેક દેશમાં તપાસ કરવી છે. તારી પાસે તો બધા દેશના પ્રસુતિગૃહના નંબર છેને ? તો જો હું હમણાં ઘેર જઈને તારી ભાભીને લઈ પ્લેનમાં આવું છું. રાત્રે સાથે જમીશું. તારે ઘેર જ રહીશું. અને આખી રાત ટેલીફોન કરીશું."

રાત્રે નલિની સાથે બધી વાત ચર્ચી. મારી પત્ની શીલા પણ સાથે હતી જ. નલિની પરણી નહોતી અને અમને હજી બાળક થયું નહોતું. એટલે આ આખી વાતમાં અમને ત્રણેને અંગત રસ પણ હતો રાત્રે ૭ દેશોમાં અમે ટેલીફોન કર્યાં. દરેક ઠેકાણેથી એજ સમાચાર મળ્યા. વંશનો નાશ. અણુબોંબ પછી મનુષ્યની ગોઝારા થયા પછી આ મોટો અને અગત્યનો બનાવ હતો. વંશનો નાશ થશે એ જાણી અમે ત્રણે જણ તો સ્તબ્ધ થઈ ગયાં. ગજનરામજીને પણ મેં સમાચાર આપ્યા એમણે મને આ વાત તદ્દન ખાનગી રાખવા કહ્યું અને પોતે જલદી મુખ્ય પ્રધાનને મળવા ગયા.

નલિનીએ દરેક દેશમાં કરેલા ટેલીફોન સમયે ખબર મેળવી કે બાવીસમી જુનથી બધેજ આ સ્થિતિ છે. આગલા ઓક્ટોબરથી સમસ્ત જગતમાં કોઈ પણ સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો નથી અમે આ બાબત ચર્ચતા હતા તેવામાંજ દિલ્હીથી ટેલીફોન આવ્યો. મને તથા નલિની બન્નેને વડાપ્રધાને દિલ્હી બોલાવ્યા હતાં. બીજી સવારે અમે ત્રણ દિલ્હી ગયા. નલિની મારે ઘેર જ ઉતરી. હું અને નલિની અગીયાર અગીયાર વાગે સેક્રેટેરીયટમાં ગયા ત્યાં બે ત્રણ ડાક્તરો અને ૭ સાત વિજ્ઞાનિકો હાજર હતા. વડાપ્રધાન તથા આરોગ્ય ખાતાના પ્રધાન તેમજ લશ્કરી વડા પણ ત્યાં હતા. નલિનીએ પોતે મેળવેલા સમાચાર અને પોતાના વિચારો ત્યાં રજૂ કર્યા.

**વિદ્યુત અણુની વિનાશ શક્તિ**

જગત યુદ્ધ બીજાનો અંત એટમ બોંબને લીધે આવ્યો. ત્યાર પછી દેશ દેશાવરમાં એટમ સબંધી વિવિધ પ્રયોગો ચાલતા હતા. તે તો સૌ જાણે છે. ઘણીયે વખત આ પ્રયોગોને પરિણામે નાના મોટા ધડાકા તેમજ અકસ્માતો પણ થતા હતા. હિંદી સરકાર તરફથી પણ આંદામાન ટાપુમાં આ પ્રયોગો થતા હતા. ગયા સપ્ટેમ્બરની એકવીસમી તારીખે ત્યાં અકસ્માત થયો ત્યારે જે ધડાકો થયો હતો તે તો નાગાસાકી અને હીરોશીમાના ધડાકાને પણ ભુલાવી દે તેવો હતો. સુભાગ્યે ત્યાં લેવાયેલી સાવચેતીઓને લીધે ઘણી જીવની હાની થઈ નહોતી.

પરંતુ આ નાશની બળ શું શું કરે છે તેનો વૈજ્ઞાનિકોને પણ ખ્યાલ નથી આપણને સમાચાર મળ્યા છે તે પ્રમાણે આ જબ્બર ધડાકાને લીધે પૃથ્વીની આસપાસ જે હવાનું થર રહે છે તેમાં વિદ્યુત અણુ ફેલાઈ ગયા. આ કાર્ય પ્રકાશ કીરણોની ઝડપે થયું. આ અણુઓથી લદાયલી હવા પૃથ્વીના સર્વ દેશોમાં ગઈ. તેથી જાત જાતના પરિણામો આવવાનો સંભવ છે. તેને પરિણામે પુરૂષમાં રહેલી સંતાનોત્પાદક શક્તિનો—પુરૂષબીજનો, નાશ થયો છે. અત્યાર સુધીની તપાસ ઉપરથી એમ જણાય છે કે આ શક્તિનાશ સર્વ પ્રદેશોમાં સમસ્ત પૃથ્વીમાં થયો છે. એટલે ઓક્ટોબર માસથી સમસ્ત જગતમાં એકપણ સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો નથી. આમાં તપાસ કરતાં માલૂમ પડ્યું છે કે સ્ત્રી દરમ્યાન બીજશક્તિને આ અણુઓથી નુકશાન થયું નથી -

આ હકીકત સાંભળતાંજ સૌ સ્તબ્ધ થઈ વડાપ્રધાને જણાવ્યું કે તેમણે દેશપરદેશના રાજકીય ખાતાઓમાં તપાસ કરી છે તેથી પણ ડા. નલિનીના કથનને ટેકો મળે છે. હજી તમે સૌ આ વાત ખાનગી રાખજો જ્યારે અન્ય દેશોમાં તે પ્રસિદ્ધ થશે ત્યારે આપણે પણ પ્રસિદ્ધ કરીશું. દરમીયાન આ અણુઓ સબંધી ખાસ શોધખોળ કરવાનું મેં વૈજ્ઞાનિકોને સોંપ્યું છે.

સાથે સાથે તેઓ આ નુકશાનકારક આવિષ્કરણ સંબંધી સર્વ માહિતી મેળવશે અને તેથી થયેલા નુકશાનનું નિવારણ શોધવા યત્ન કરશે જે દેશમાં આ નિવારણ પ્રથમ થશે તે દેશની મનુષ્ય સંખ્યા વધશે અને તે સર્વોપરિ થશે.

અંતે આ ભયંકર સમાચાર ઉપરથી પડદો ખસ્યો દુનિયાના સર્વ દેશોમાં તે જાહેર થયા સમાચાર પ્રગટ થતાં સાથે મેં તેમાંથી સુંદર લેખ ઉપજાવી કઢાવ્યા મારી સર્વ માહિતી મેં કલામય રીતે પ્રજાને આપી તેથી મારી અને મારા પત્રની કમાણી ઘણીજ વધી.

જગતભરમાં આ સમાચારથી હાહાકાર થઈ ગયો દરેક દેશના વતનીઓના સ્વભાવ પ્રમાણે પ્રજામાં તેના પ્રત્યાઘાત થયા કોઈ સ્થળે ધર્માધિકારીઓએ ઈશ્વર પ્રાર્થનાઓ કરી કાંઈ સ્થળે સ્ત્રીઓએ મોટી સભાઓ ભરી રુદન કર્યાં કોઈ સ્થળે પુરુષોએ શોક કર્યો ફ્રાંસમાં મદ્યમંડળો સ્થપાયા. નાચના જલસા થયા અને એકામ ખર્ચ થવા માંડ્યો ઇંગ્લંડમાં શાહેનશાહે રેડીઓ બ્રોડકાસ્ટ કરી પ્રજાને સાંત્વન આપ્યું અને જણાવ્યું કે અમારી સરકાર આ બાબતમાં ઘટતા ઉપાયો યોજશે રોમથી પોપે પણ વાયુ પ્રવચન કરી સર્વ અનુયાયીઓને નીતિમય થવા આદર્શ આપ્યો

સોવીયેટ પ્રજાસત્તાના પ્રમુખે પોતાની પ્રજાને આ બાબતની ચિંતા સોવિયેટનેજ સોંપી દઈ નિશ્ચિત થવા જણાવ્યું કે યુનાઈટેડ સ્ટેટ્સના પ્રમુખે એક ઢંઢેરો બહાર પાડીને જણાવ્યું કે સ્ટેટ્સના વૈજ્ઞાનિકો દરેક મુશ્કેલીને પહોંચી વળવા સમર્થ છે માટે અમેરિકાના પ્રજાજનોએ ચિંતા કરવી નહિ હિંદમાં સનાતનીઓએ મહાન "નરયજ્ઞ"નો આરંભ કર્યો વેદાંતિઓએ કહ્યું કે વેદમાં દરેક બાબતનો સમાવેશ થાય છે અને અમે એક વેદાભ્યાસ સમિતિને આ આફતનું નિવારણ થાય તે માટે વેદોક્ત ઉપાય શોધવા કહ્યું કે હિમાલયના યોગીઓ, તિબેટના લામા, અઘોરી બાવાઓ, વૈષ્ણવ સંપ્રદાયની પ્રેમશક્તિ શાખાના મહારાજો, હિંદના ચારે મઠના શંકરાચાર્યો, મહંતો, મહારાજો, જૈનાચાર્યો સર્વ પોતપોતાની રીતે આ આફતનું નિવારણ શોધવાના યત્નો આદર્યા વૈદો અને હકીમો તેમજ તાંત્રિકો પણ આરામે બેઠા નહોતા અણુ શક્તિથી પુરુષતત્વનો નાશ થયા પહેલા હિંદમાં માન્તિઓ અને તેલોની જાહેરાતો હતી તે તો પ્રજાસત્તાના સમયમાં બંધ થઈ હતી પણ તે શાસ્ત્રના જ્ઞાતાઓ માટે ફરી અવસર આવ્યો હતો.

## વિચાર પરિવર્તન

શીલા હમણા મારી તરફ બહુજ પ્રેમ દર્શાવતી હતી કોલેજમાં હતી ત્યારે તો સંતતી નિયમની એ મોટી હીમાયતી હતી દિલ્હીના સામાજીક જીવનમાં પણ તેનું સ્થાન આગળ પડતું હતું. મ્યુનિસિપાલીટી તરફથી સંતતિ નિયમન માટેનું દવાખાનું સ્થાપન થયું હતું તે શીલાની ચળવળથી જ એ દવાખાનાની નિયમક સમિતિની પ્રમુખ પણ તેજ હતી. પરંતુ બાવીસ જુનના સમાચાર પછી તો બાળકો પ્રત્યે તેનો પ્રેમ ઘણોજ વધી ગયો હતો માતૃત્વનો મહિમા તે વારવાર ગાતી હતી અમે નિરાંતે બેઠા હતાં ત્યાં એણે મારો હાથ ઝાલીને કહ્યું

"આપણું ઘર કેવું ખાલી લાગે છે ?"

"ત્યારે ચાલ આપણે નાના ઘરમાં રહેવા જઈએ," મેં કહ્યું

"તમે તો મશ્કરી જ કરો છો" શીલાએ ગુસ્સાથી કહ્યું

"ત્યારે તું કહેને આપણે શું કરીએ ?"

"બા તો એમ કહેતી હતી કે ઘરમાં એક બે બાળકો હોય તો ઘર કેવું ભર્યું ભર્યું લાગે! આતો આપણે એકજ જણ.'

"મને લાગે છે કે તારી સંતતિ નિયમનની હાર્દિક-ભાવના સુધી પહોંચી ગઈ

તેનુ આ પરિણામ હશે ભલેને વજ્ઞાનિકો બવો ભાર અણુમોંગ અને વિગુતકીરણો અને એરી એવી વાતો પર મૂકે ।"

આ સાભળીને તો શીલા બહુજ ગુસ્સે થઇ ગઈ મારા ઉપર ગુસ્સે થઇ અને ત્યાથી ઉઠી બીજી એેઠક ઉપર ગઈ એેનુ મો લાલચોળ થઈ ગયુ અને આખોમા આસુ આવી ગયા મારે ફેરવી તોગવું પડયુ એેની પાસે જઇને મે અને શાત પાડી. અને ધીમે ધીમે પૂછ્યુ કે આજે આમ એેકદમ સુકુ સુનુ કેમ લાગવા માંડયુ

શીનાએ મને જણાવ્યુ કે એેનાં દાદીમાના ગુરૂ એક સન્યાસી મહારાજ હતા તેઓ હિંન્દના ચારે ધામની યાત્રાઓ હમેશા ફર્યા કરતા હતા આ પ્રવાસમા જગલો અને પર્વતો પણ આવતા હતા. અનેક સાધુસતોનો તેમને સમાગમ પણ થતો હતો અને આ મુસાફરી અને સમાગમથી તેમને અનેક દવાઓ પ્રાપ્ત થઇ હતી આમાંની ઘણીયે દવાઓ તેમણે શીલાના દાદીમાને આપી હતી એક દવા વાંઝીયા પણુ ટાળવાની પણ હતી પરતુ તે પતિ અને પત્ની બન્ને માટે હતી આજે આ દવા દાદીમાએ એના ઉપર મોકલી હતી અને તે ખાવાની રીત અને અનુપાનો પણ લખી જણાવ્યા હતા, શીલા એ દવા મને ખવડાવવા માંગતી હતી અનેક સ્ત્રીઓએ આવી આવી દવાઓ પોતાના પતિઓને ખવડાવવાનુ શરૂ પણ કર્યું હતુ મે શીલાને સમજાવી કે કાઇક જડીબુટ્ટી ખાતા આપણને નુકશાન ના થઇ જાય તે જોવુ જોઇયે પણ એતો મક્કમ હતી એેણ કહ્યુ કે એ દવા એના કાકાને પણ આપી હતી અને તેથી કાઇ નુકશાન થયુ નહોતુ પણ ધાર્યુ પરિણામ આવ્યુ હતુ. છેવટે ડો નલિનીની સલાહ લઇને તે ખાવાનુ અમે ઠરાવ્યુ

ડો નલિનીની નિમણૂક દિલ્હીમા આ નવી ભારતના વૈજ્ઞાનિક ખાતાના મત્રી તરિકે થઇ હતી. એક દિવસ એકાએક એનો ફોન આવ્યો અને એેણે મને જલદી મળવા જણાવ્યુ. મારા ત્યા પહોંચ્યા પછી એેણે કહ્યુ કે એેની એક ડા મિત્ર તરફથી ખાનગી રીતે એને સમાચાર મળ્યા છે ખગખોટાની ખાત્રી કરવાની છે સમાચાર એછે કે "ગુજરાતનો એક ઇજનેર પુરૂષોત્તમ પડયા જે અમેરીકામા જઇને ભગર્ભશાસ્ત્રનો અભ્યાસ કરી આવ્યો છે તે હીમાલયના પ્રદેશમા કોઇ વેપારી પેઢી તરફથી જમીનોની તપાસ કરતો હતો એકવીસમી સપ્ટેબરે જ્યારે આંડામાનમા ધડાકો થયો ત્યારે એ ત્યાજ હતો ડીસેમ્બરમાં એ પોતાને ઘેર પાછો ફર્યો ત્યાર પછી એની પત્ની પ્રકૃતીએ ગર્ભ ધારણ કર્યો છે આ બંને જણ મુબઇ પ્રાતના રહેવાશી છે અને વેપારી પેઢી પણ મુબઇનીજ છે પરંતુ હાલમાં તેઓ હીમાલય પ્રદેશના એક પહાડી ગામમા રહે છે ત્યા સમાજ સેવિકા તરિકે કામ કરતી મારી જુની બેનપણી ક્ષમા આ પ્રદેશોમાં પહાડી લોકોના પ્રશ્નોનો અભ્યાસ કરે છે તે કૃતીને મળી હતી કૃતીને અણુબોમ્બના ધડાકાના પરિણામની ખબર નથી અને પુરૂષોત્તમ પડયા વિદ્વાન છે પણ ભાવહા. નથી આ લોકોએ પ્રકૃતીની સુવાવડ માટે ક્ષમાની મદદ માગી તે ઉપરથી ક્ષમાએ મને ટ્રકકોલ કર્યો હજી મે ઓફીસમાં આ વાતની ખબર આપી નથી." મેં તરતજ ખાનગી રીપોર્ટ કરવાની તેને સુચના આપી. અમે બે જણ મુખ્ય મત્રી પાસે ગયા અને આ વાત કરી. તેમણે તરતજ મારી નિમણૂક પુનર્ઘટના ખાતામાં કરી દીધી અને મને તથા નલિનીને પુરૂષોત્તમ પડયા, તથા શ્રીમતી પ્રકૃતીની તપાસ કરવાનો હુકમ આપ્યો અમારે માટે ખાસ વિમાન આપવામાં આવ્યુ અને દરેક સ્થળના મુખ્ય અમલદારે અમારે જોઈતી વસ્તુઓ આપવાનો હુકમ લખીને અમણે આપ્યો તથા તાકીદ કરી કે આ વાત આતર રાષ્ટ્રીય મહત્વ ધરાવતી હોવાથી તે બહુજ ખાનગી રાખવી.

મળી આવેલો નર.

હીમાલય પ્રદેશમાં સર્વ સ્થળે વિમાન ઉતારવા માટે મેદાનો એરોડ્રોમ તો ના જ હોઈ શકે. એટલે પ્રથમ અમે કોહાટ પ્રદેશમાના એક મેદાન ઉપર ઉતર્યા. ત્યાંથી ડૉ. નલિનીની બેનપણી ક્ષમાને ગામ એક "છીપ"માં ખડબચડા રસ્તા પરથી હાંકી ગયા. ક્ષમાએ પાડોશના ખાણુ પ્રદેશમાં સંદેશો મોકલી પુરૂષોત્તમ પંડ્યા અને પ્રકૃતીને બોલાવ્યાં નલિની ડાક્તર છે જાણી તે બન્નેને ઘણોજ સંતોષ થયો. પ્રકૃતીના ગર્ભમાં બાળક હતું એતો ચોક્કસ. પછી બહુજ સીફતથી નલિનીએ પુરૂષોત્તમ પંડ્યા સાથે વાતો કરી. આંકામાનના ધડાકાને દિવસે એક પડતર ત્રાંબાની ખાણમાં બહુજ નીચા ભાગમાં શ્રી પંડ્યા કામ કરતો હતા. પોતામો બે દિવસનો ખોરાક અને પાણી લઈને તેઓ ત્યાંના અમુક નમુના તપાસતા હતા એમણે જણાવ્યું: "પુરાણો મુજબ આ પ્રદેશ ગાંધાર પ્રદેશને નામે ઓળખાતો હતો. આ પ્રદેશમાં સુવર્ણ હતું એમ પુરાણોક્તિ છે. તાંબા અને સુવર્ણ વચ્ચે અમુક સામ્ય હોવાથી આ જુની ખાણમાં મારે ખાનગી પ્રયોગો કરવા હતા. એટલે મેં કોઈ મદદનીશ કે મજુરને મારી સાથે રાખ્યા નહોતા. હું બીજે દિવસે ત્યાંથી નીકળી મારે બંગલે ગયો. ત્યાં પ્રકૃતી મારી રાહ જોતી હતી."

નલિનીએ ત્યારબાદ શ્રી પંડ્યાની દાક્તરી તપાસ કરી અને જાણી લીધુ કે એમનું પુરૂષત્વ હજી અખંડિત હતું. કદાચ અણુબોંબની વિદ્યુતશક્તિ ત્રાંબાના ગરમાં અને અમુક નીચાણમાં કામ કરતી નહિ હોય. આ વાત જો ખરી ઠરે તો અણુબોંબ સામે રક્ષણનું એક સાધન મળે. પણ વાત બહુજ ખાનગી રાખવી પડે. અમારી પાસે ખાસ વાયરલેસ ટેલીફોન હતો એટલે અમે મુખ્ય મંત્રી સાથે સંકેતમાં વાત કરી. એમણે શ્રીયુત અને શ્રીમતી પંડ્યાને લઈને તાબડતોબ દિલ્હી જવા



અમને સૂચના કરી. અત્યારે શ્રી પંડ્યા તો હિંદનું અરે જગત સમસ્તનું અણમોલ રત્ન છે. તેઓ એકજ પૂર્ણ પુરૂષ છે. પરમાત્માએ આપેલી પ્રજનન શક્તિ મનુષ્યકૃત અણુબોંબ જ્યારે જગતના સર્વ ભાઈઓ ગુમાવી બેઠા છે તે સમયે આ એકજ પ્રજનન શક્તિવાળો નર જીવે છે. તે હિંદી છે અને હિંદમાં જ છે. એટલે હિંદની શક્તિ અને અગત્યમાં ઘણો વધારો થશે. મનુષ્ય બળમાં દુનિયામાં હિંદ સર્વોપરિ થવાની આશા રહેશે. ત્રણી પ્રકૃતિદેવીના ગર્ભનું બાળક જો- નરજાતિનું નિવડે તો તેથી હિંદનું મનુષ્ય બળ ભવિષ્યમાં પણ આગળ પડતું રહેવા સંભવ હતો. આ બે અણમોલ રત્ન તો હવે દેશનું ધન કહેવાય. એમને સાચવીને લઈ જવાની અમારી જવાબદારી બહુ મોટી હતી. ક્ષમાને અમે થોડી ઘણી વાત કરી. પુરૂષોત્તમ સાથે મેં મૈત્રિ સાધી. અમારા સ્વભાવનો મેળ ખાધો અને એમને મારામાં વિશ્વાસ બેઠો. હિમ ઋતુ ઉતરવીને અમે સૌએ દિલ્હી જવાનો ઠરાવ કર્યો. સાવચેતી ખાતર દિલ્હીથી મોટું વિમાન અમે મંગાવ્યું અને અમે પાંચે જણ કોહાટથી દિલ્હી પહોંચી ગયાં. ત્યાં જઈને જ્યારે પુરૂષ અને પ્રકૃતીની જોડીને મેં રાજસભામાં મુખ્ય મંત્રી આગળ રજુ કરી ત્યારે જ મને શાંતિ થઈ. (અપૂર્ણ)

---

'સરસ્વતી ગ્રંથમાળા'નું છપાતું પુસ્તકનો થોડોક ભાગ. વધુ માટે પુસ્તક ખરીદો.—મંત્રી

# "ભાવનાના ભેદ"

લેખિકા : " જ્વલંત જ્યોત. "

(૧)

'ના રે, ના, તારી સમજ ખોટી છે, મને સત્ય શું છે ? તેની ખબર છે. તું ભલે ના માને.' અનંતે કહ્યું. ને આશા હસીને કટાક્ષમાં બોલી—

'શું તમે મને છેક જ એવી ભોટ માનો છો ? એમ તો મને બધું દેખાયને જણાય છે '—

'સમજાય છે. પ...ણ ' અનંતે વચ્ચે અટકાવી કહ્યું—' પણ શું ? હું—'

'અસત્ય તે સત્ય છે, એમ ખાત્રીપૂર્વક કહી બીજાને ખોટા બદનામ કરી શકીશ ?'

આશા અનંતને જરાક ઉશ્કેરાટથી બોલતો જોઇ કંઇક ગૂંચવાઈ, પછી તેણે વાત બદલતાં કહ્યું—'જુઓ, અનંત, હું કોઇ સત્યને અસત્ય કહેવા તૈયાર નથી. પડતી. મૂકો એ પંચાત, બોલો ! આજ આપણે કઇ તરફ જઇશું ?' ને તેણી ઉત્તરની આશાથી પળવાર મૂક રહી. પ્રત્યુત્તર ન મળ્યો, તેણે જોયું તો અનંત ગંભીરપણે કશુંક વિચારતો હતો. આથી તે ઉભી થઇ એકાદ ચોપડી આમ તેમ ઉંચકી, પાછી મૂકી, ને આમ તેમ એક આંટો માર્યો, ને ફરી અનંતને જ્યાં પ્રશ્ન કરવા હોઠ ઉઘાડે છે, તેટલામાં જ એક નાનકડી બાલિકા એક કાપલી લઈ પ્રવેશી અને સીધી તે છેક અનંત પાસે જઇ તેના હાથ હલાવી કાપલી આપી દે છે, અનંત જાગ્રત થતો હોય તેમ આંખો પહોળી કરી જુએ છે, ને બાલિકાને સંબોધી કહે છે—' બિંદુ તને અહીં હું છું, એમ કોણે કહ્યું ?' બિંદુ કહે—બીજું કોણ કહે ? મોટી ' બેને જ કહેલું કે આશાબેનને ઘેર જ જજે.' આશા આ બધું જોતી, સાંભળતી ઉભી હતી. તે બોલી—' કેમ, અનંત હવે જાગ્યાને ? હું તો ધારતી હતી કે વિચારમાં કંઈ ઉંઘી જ જશો.'

અનંતે ઉત્તર ન આપ્યો. એ તો પેલી નાનકડી કાપલીના અક્ષરો વાંચી રહ્યો હતો, ફરી ફરી વાંચીને તેણે સંભાળપૂર્વક કાપલીને ગજવાંમાં મૂકી દીધી ને બિંદુને કહ્યું—' જા, તારા—'

'મોટીબેનને કહેજે કે ચિંતા ન કરે, હું બધું ઠીક કરીશ.' બિંદુ બોલી—' પણ તમે ક્યાં ! ' ' મળશો ? ' અનંતે કહ્યું—' જો ખાસ મળવું હોય તો તો અહીં જ મળી શકાય, એમ કહેજેને.'

' આવવાનાં જ હોય, તો મને કહી જજે હોં. જા.' ને બિંદુ કુદકો મારી ચાલતી થઈ. હવે આશા બોલી—' અનંત, ચહા પીશું ? કેટલા વાગ્યા ?' અનંતે જવાબ વાળ્યો—ત્રણ ' થયા, બનાવી દે ચહા.' ટુંકા ઉત્તરે કંઇ મ બોલતાં આશા ચહા બનાવવા બીજા ઓરડામાં ગઈ. તેને આ કાપલી, અનંતની વિચારતંદ્રા, અને બિંદુનો સંદેશો એ બધું શું હશે ? તેના વિચાર ખૂબ સતાવવા લાગ્યા, ચહા બનાવતાં તેને એમ થતું કે "હવે અનંતને હું ફરી પૂછું કે સત્ય શું ?" "ના. ના. મને અધીરાઈ લાગી છે. પણ બફાઈ જશે. જરાક થમી જાઉં તો આપોઆપ ખબર મળી જશે." ને ચહા તૈયાર થતાં તેના બે પ્યાલા તૈયાર કરી અનંત સામે લાવીને મૂક્યા. ને પોતે ત્યાં બેઠી. પણ અનંત કશુંક વિચાર તો હતો, ને આશા ધીમેથી આવી, એટલે એકાએક તે જાણી ન શક્યો. આશા બોલી—ચહા લઇ લ્યો. અનંત, પછી વિચાર્યા કરો.'

અનતે ઉંચું જોયુંને આશાને ઉદાસ વદને સામે બેઠેલી જોઇ. ' કેમ ! '

' આશા, તું ઉદાસ થઇ ગઇ. ?'

' ના. ના. હું ક્યાં ? ઉદાસ થઇ ગઇ છું ?'

' પણ અનંત—'

તે આગળ ન બોલી. અનંતે કહ્યું—

' શું છે ? બોલ—'

' તને કંઇ મનમાં ભય લાગ્યો કે અનંત હવે નવા ધંધા લઈ બેઠો, ને તારી મૈત્રી છોડી દેશે.' આશાના મનના વિચારનું પ્રતિબિંબ અનતે રજૂ કર્યું. ને આશાની આંખમાં આંસુ આવી ગયાં. તેણે ચહાનો પ્યાલો મુકી દીધો, આંખો લૂછી નાખી. છતાં બોલી નહી. અનંતે કહ્યું—' આશા, આજ ફરવા નથી જવું ? ' હવે આશા બોલી—'ના.'

'કેમ આમ તુંકો જવાબ. આજે તને શું થયું છે ? તું એક એકલી જ છે, નોકરીની જંજાળમાંથી એક રવિવાર મળે, ને તારા મનને— જરા આનંદ મળે. ધારી હું દર રવિવારે તારી સાથે ફરવા ફરવાનું ગોઠવું છું.'

'તે હવે તને ગમતું ન હોય, કોઈ બહેનપણી સાથે જ ફરવા કે બીજે જવું હોય, તો– મને કહી દે, મુંઝવણ શા માટે ?'

'મારે તો કોઈ નથી. મિત્ર ને સખી જેનાં સારાં નસીબ તેને મળે. એકલી કુટુંબમાં છું ને એકલું જીવન છે. તેમાં ખોટી આશા. કોની રાખું ! તમારે બીજાં સાથે જવું ન ફાવે, ને મારે લીધે રવિવાર બગડે છે.'

'તો કૃપા કરી તમેજ આજ મને અહીં રહેવા દઈ જેમને સાથ આપવો હોય તેમને આપી શકો છો.'

અનંત બોલ્યો: 'તો ઠીક. કાલે ઓફીસમાં ફરી આપણો સંગાથ થશે ' તમને એકલાં ગમતું હોય, તો હું જાઉં, હું દિલગીર છું કે તમને ન ગમે.' છતાં એકલાં ધારી સાથ આપવાની ભૂલ કર્યા કરતો હતો પણ જરુર પડે મને કહેશો. તે કામકાજ કરી આપીશ.' કારણ એકદમ તમને છોડી શકું, તેવું કઠોર મારું હૃદય નથી.'

'આશા હું જાઉં છું ' આશા તો મૂઢ જેવી બની ગઈ હતી, તે ન બોલી શકી ન આવજો કહ્યું. ને ચપલ પગમાં પહેરી લઈ અનંત ત્યાંથી ચાલ્યો ગયો. આશા વિચાર શંકાના વમળમાં અટવાતી બેસીજ રહી, તેને કંઈ જ સુઝયું નહિ.

× (૨) ×

બિંદુએ માયાને સંદેશો કહ્યો, માયાએ બિંદુને પુછ્યું–'અનંતને આશા શું કરતાં હતાં ?' બિંદુ બોલી–'વાતો કરતાં હતાં.' 'હી...ક. ને માયા એ વિચાર્યું. 'અનંત આશાને ત્યાં મને બોલાવે, તો મારાથી ખાનગી વાતો ત્યાં કેમ થઈ શકે? વળી આશાને કેવું લાગે ? એમ તો નજ મળી શકું. ને પછી બીંદુને કહ્યું—'બિંદુ તું અનંતને કહે. કે તેઓ મને નદી કિનારે ફરવા જઈએ.' 'ત્યાં મળે.' બિંદુ સંદેશ કહેવા દોડી ગઈ. માયા એકલી જ નહોતી, તેને નાનીબેન બિંદુ તથા વૃદ્ધ પિતા હતા, અને માયા પરિણીતા હતી.

તેના પિતા તેને કોઈ પુરુષ મિત્રની મૈત્રી રાખવા દે. એવા સુધારક નહોતા. વળી લગ્ન કરી એકાદ માસમાં વિદેશ કેળવણી લેવા ગયેલા મોહનને હજુ તો ઘણાં વર્ષ બાદ આવવાનું થશે, એમ કહેવાતું હતું. એને વૃદ્ધ પિતાને નાની બ્હેન સાથે ભરણ પોષણમાં પિતાનું પેન્શનથી ચાલતું નહોતું. એટલે ઓફીસમાં નોકરી લેવી પડી, ને તેમાંથી અનંત સાથે ઓળખ મોહનને પણ પરણ્યા પહેલાં જોએલો, ને પરણીને થોડીક મુલાકાતો બાદ છુટાં પડ્યાં. મોહનને માયા દંપતિ તરીકે દરેક રીતે સંપૂર્ણ જોડ હતી. ને મોહન ડોકટરની ઉપાધિ મેળવી. વધુ અભ્યાસ માટે ગયો. એટલે હવે તેના આવ્યા પછી માયાને કશી આપદા નહોતી. મોહન માબાપ વિહોણો એકલો યુવાન હતો,.ગરીબીમાં સુસંસ્કાર લાધ્યાં હોઈ જાતમહેનતે શિષ્યવૃત્તિ મેળવી અભ્યાસમાં સારા નંબરે ઉત્તીર્ણ થતાં વિલાયત મોકલનાર એક ઉદાર સખાવતી મળ્યા. ને આ વિષે માયાના પિતાને જાણ થતાં, સારો છોકરો, ને એકલો જ છે. એમ કરી માયાનાં વિવાહ ને લગ્ન કરી નાખેલાં, અનંત ને મોહન એકમેકને થોડા થોડા ઓળખતા, પણ ગાઢ મૈત્રી ન કહેવાય. માયા, આશા વગેરે સ્ત્રીઓ પણ નોકરીમાં અનંતની ઓફીસમાં જ હતી, તેમાં ફક્ત આ બન્નેને જ અનંત સાથે મૈત્રી અનંતને, માયા પરસ્પર ઓળખે, આશાને માયાની ઓફીસની ઓળખાણ આમ છતાં એ બધાં એકમેકની કેટલીય વાતોથી અપરિચિત હતાં.

માયાનો સંદેશો આપવા ગયેલી બિંદુ આવી, ને કહે–' મોટીબેન, ત્યાં તો અનંતભાઈ નથી. ને આશાબેન તો કહે. "મારે શું ! હું કયાં ?" "અનંતને કહેવા જાઉ. " માયાએ બિંદુને જવા દીધી. ને વિચાર્યું. હવે શું થશે ?' અનંત મને કયાં મળી શકે ? કાલે ઓફીસે મળીએ,

તે પહેલાં કેવી રીતે મળું ? અરે ! હું કેવી, મેં કોઈ પણ દિવસ અનંતનું ઘર ક્યાં હશે ! તે પુછ્યું નહીં. આશાને હું જ મળું. કદાચ તે અનંતને ઘેર જાય પણ ખરી. ને બિંદુને હાક મારી. બિંદુ આવી. તેને 'જો, તું અહિંયાં જ રમજે, હું હમણાં જ આવું છું. જરાક આશા પાસે જઈને.' ને તેણે જલ્દી કપડાં બદલી જરાકવાળ ઠીક કરી ચંપલ પહેરી ચાલવા માંડ્યું.

૩

આશા કંટાળીને એકલી જ ફરવા જવા વાળ ઠીક કરી કપડાં પહેરી તૈયાર થઈ હતી. તેવામાં જ માયા ત્યાં આવી, આશા બોલી ઉઠી—'અનંત અહીં નથી.' માયા કહે. 'મને બિંદુએ કહ્યું કે અનંત તો ગયા.' 'તો પછી તમે–' આશાને અર્ધવાક્યે અટકાવી. માયા બોલી—'હું તો તમને જ મળવા આવી છું. મારે તમને એક બાબતમાં જરાક પૂછવું છે.' આશા હવે શાંત પડી, તે બેઠી ને માયાને બેસવા સૂચન કરતાં બોલી–'કહો, શું વાત છે !' માયા બોલી—'આશા, તમે એકલાં જ છો, ખરું ! અને 'તમે અનંતને બરાબર ઓળખો છોને ! મારે તો અનંત સાથે ઓળખાણ ખરી. 'પણ થોડી, વળી ભૂલ થાય તો ખૂબ ઉપાધિ, સાચું કહો, અનંત કેવા છે !' આશાને આ પ્રશ્ન વિચિત્ર લાગ્યો, છતાં ઉત્તર વાળ્યો કે–'માયાબેન, તમારે અનંતની જામીન મને બનાવવી છે ! તે અનંતને ને મારે શું ! હું એના માટે શી ખાત્રી આપું !' આમ એ માણસ સારા છે. માયાળુ છે, ઉદાર છે. બીજાં માટે સ્નેહ ને સહાનુભૂતિ ધરાવી શકે છે. પણ તેઓ પ્રેમ કરી જાણે છે કે 'પ્રેમ ! એનાથી હું અજાણ છું.' આ વખતે બારણાં આગળ અનંત આવ્યો હતો. પણ આ વાક્ય સાંભળી તે જરા ચુંપકીથી ત્યાં જ ઊભો રહ્યો. માયા બોલી—'પ્રેમ કરવા માટે અનંત ભલે યોગ્ય ન હોય ! વિશ્વાસપાત્ર મિત્ર થઈ શકે ખરાને !'

આશા—'હા, મિત્ર થઈ શકે. સાચા મિત્ર પણ તમારે આટલી બધી એમને, 'વિષે કેમ ખબર કાઢવી પડી !' માયા કહે—'વિના કારણ કોઈ થોડાં આ જંજાળમાં પડે,' ને પછી આશાને માટે માયાએ ધારેલું સીધું પૂછી નાંખ્યું કે 'આશા, તમે તો આનંદનાં ભાવિ...' તે જરા અચકાઈ–આશા બોલી ઉઠી—'ના, ના, ભાવિને ભૂત કશું જ નહીં, હવે કદાચ અમે મૈત્રી પણ' ના રાખીએ. આ વાક્ય બોલે છે, તેટલામાં અનંત સામે આવી ઊભો, ને અટ્ટહાસ્ય કર્યું. આશા જરા ઝંખવાઈ. માયા બોલી 'અનંત, તમે અહીં જ–' આવ્યા, ઠીક થયું. મારે તમારું ખાસ કામ હતું.' અનંત બોલ્યો—'તે હું જાણું છું–' 'ને મને થયું કે કદાચ તમે અહીં મારે ખાતર આવ્યાં હશો. એટલે પાછો અહીં આવ્યો. બાકી-આજ તો આશા એકલાં જ રહેવાનો વિચાર રાખતાં હતાં.' હવે આશા બોલી–'આજ અનંત મને બહુ વચનમાં બોલાવે છે. એટલે હવે એકલીજ રહીશ. બાકી ન રહેત ને વળી મિત્રને પ્રેમી જૂદા, એ સતત ભાન આપણને હતું, તેમાં બોલો ગોટા વાળે છે. તો મિત્ર પણ ન રહેવું ! ને માયા તરફ નજર નાંખી, અનંત—'હા, માયાની માયા ભલે, તે અમને ઉડાવે જ, પણ માયાને તું બનેની માયા અનંતને નચાવે તો શું થશે !' આશા બોલી 'મેં'–'તેજ વિચાર્યું' ને તેથી આશાનો નાશ જ માયામાં લુપ્ત અનંતને રાખે' હવે માયાને અનંતને લાગ્યું કે આશાની સમજ ફેર ખોટી ધારણા તરફ તેને ઘસડી ગઈ છે. 'છતાં અનંતે માયાને કહ્યું—' માયા, તો આ કાગળ કાલે સ્ટીમર – કે એર સર્વીસમાં મોકલજો છે. માયા બોલી—એર સર્વીસ. મોંઘું. જલ્દી ભલે – તેમને જવાબ મળે તો ઠીક. તેઓ એકજ વર્ષ વધારેમાં ઘણું વધારે મેગઝીન' આપવા ધારે છે.

તો હું નિભાવ કરી લઈશ. પણ એમનું નજ બગાડું. ને તેથી' 'મેં નોકરીમાં મારે માટે એક વર્ષ કાયમ રહી શકાય. તેવી ગોઠવણ કરવાની તમને ચિઠ્ઠી લખી હતી.' માયાની વાત સાંભળી આશાને થયું કે કોઈનાં હૃદયમાં શું હોય તેની – પરખ થાય એટલી તેની શક્તિ નહોતી, ને તેણે અનંત ને માયા તરફ શંકાની નજરે જોયું

તે પરતાઈ, ને બોલી–' અનંત, માયાબેન, મને ક્ષમા કરો, મૈત્રીનો અર્થ '–' મૈત્રી જ. મારે વિષે, મે તમારે વિષે મૈત્રી ન માનતાં મેં વિપરિતતાથી કરી પ્રેમી – માની શંકાની નજરે જોયું. ને અનંત પ્રત્યે આજે મેં—અનંત વચ્ચે જ બોલ્યો. 'મને ખબર છે. આશા. તારી મૈત્રી સાચી મૈત્રી છતાં શકિતભાવથી ધારણા બાંધી, ને તું તારા મિત્રને કોઈ બીજાનો મિત્ર થવા ન દેવા તત્પર થઈ જાય, ને તેજ રીતે' 'તમે બને તથા લોકો અટકળો બાંધી મૈત્રીનો વિપરિતાર્થ કરી લઈ કંઈનું કંઈ જ બાફે છે, એ ધારણાની ભૂલ હવે સુધરવી જ જોઈએ. જોને માયાને તો નોકરીની સગવડ ને એના મોહનને વિલાયત સુધી નિયમિત કાગળ વગેરે લખી શકે, તેવી સહાયતા આપું, તો તે પુરતી મારી મૈત્રી છે. બાકી એક તો માયાને પિતાએ એવી '–'જૂનવાણી ઢબે ઉછેરી છે, એટલે મૈત્રી. પુરુષ મિત્ર બનાવતાં જ એતો ડરે' વળી મોહન જેવો સુલક્ષણો સ્વામી, ને નિયમિત પત્રવ્યવહાર એકજ વર્ષ' 'વધુ વિલાયત રહે, તો માયાને કંઈ વાંધો છે.' તેનો જવાબ જલ્દી જ તેને મળવો જોઈએ. કારણ જે હોસ્પીટલમાં તેને કામગીરી પર હાજર થવાનું. તેની તારીખ નજીકમાં જ છે. ને મામા એરમેઈલ દ્વારા કાગળ મોકલવાની, તેમને નોકરી કાયમ રહેશેને ? તે પુછાવેલું. સરળતા ને મૈત્રીમાં જો શંકા ને અટકળો પ્રવેશે તો પછી શું! બાકી આશા અનંતને પ્રેમ કરવાને, 'તો હજુ પાત્ર જ મળ્યું' નથી.'

માયા વિદાય લેતાં બંને અટકળો ને ગેરસમજથી મુક્ત થયાં, તેનો આનંદ માણના મિનેમા જોવા આગ્રહ કરી, આશા બોલી—' અનંત, તમને પાત્ર નથી મળતું. ને આપણી માફ મૈત્રીને અટકળોથી વિપરિત અર્થથી જોવાય છે, ને મારા હૃદયના વેગને સંયમમાં બાંધી મારે કૌમાર્યના કોડ પૂરા કરવા છે. શું થશે! ને અનંતે કહ્યું—' થશે શું ! દૃઢ નિશ્ચય ને સંયમી મનોબળ હશે તો આ યુવાનીની સંખ્યા આનશે જ ને પ્રેમનું પરિવર્તન ભક્તિમાં પરિણમતાં સાક્ષાત્ પ્રભુ પ્રેમની ભાવનાથી ભરેલા હૈયામાં નિર્દોષ મૈત્રીના સાથથી શાંતિ, સંતોષ અને આનંદ મળતાં તમારી નિર્મળ પ્રભાવ ભરી આંખોની જ્વલંત જ્યોતનો પ્રકાશ પ્રેમને ભક્તિનાં પ્રતિબિંબથી જગતને મીરાંનો સાક્ષાત્કાર કરાવશે આશા બોલી અનંત, તમે મિત્ર છો, પુરુષ છો, પણ તમારા હૃદયની પવિત્રતા ને સમજતા ધન્ય છે. તમે જ સાચા પુરુષ છો જ્યાં સ્નેહ છતાં વાસના. નથી, મૈત્રી છતાં મોહ નથી, ને સત્યની સદા સમીપ રહી શકાય, ત્યાં નિરંતર સાચી મિત્રતા નિર્મળ, નિર્ભય ટકી રહે છે. પણ મનોબળ એક અલૌકિક માનવ સંપત્તિ છે ને આજનાં યુવાનવર્ગે એવું મનોબળ સાધ્ય કરવા જરૂર 'બાપુ 'ના આદેશને અનુસરવું પડશે. ચાલો અનંત, ફરવા જઈશું ? અનંત કહે–' હા, ચાલો–' નદી કિનારે આશા, લોકોને અટકળોમાં રાચવા દો, આપણો રાહ ન્યારો જ છે.

---

( અનુસંધાન પાન ૧૪ મા પર )

ત્યાં બેસી રહે છે પ્રભુ પાસે પ્રાર્થના કરે છે.

પરંતુ બંદીગૃહની દિવાલો પાછળ પુરાયેલ બંદીવાન હસે છે, આનંદ કરે છે લોકોને ઉપદેશ આપે છે.

થોડા દિવસ પછી પાણીમાં લોકોએ એક મુડદું તરતું જોયું એંચીને કિનારા ઉપર લાવ્યા. મોઢા ઉપરથી કપડું ખસેડી જોયું તો "આ તો અર્જુનદેવ !

ધર્મગુરુ અર્જુનદેવ !" સૌના મોઢામાંથી એક જ શબ્દ સરી પડયો.

સદાચાર અને તપશ્ચર્યાની સાક્ષાત્ મૂર્તિ અર્જુનદેવની આ દશા જોતાં સૌ બાળકની પેઠે રડી પડયા.

દૂર એક ખુણામાં ઊભેલી કામિની ઝેરી નાગની માફક ફુંફાડા મારી રહી હતી.

# મૂક બલિદાન

લેખકઃ—મનુભાઇ અ. શેઠ

"પ્રાણનાથ! ઘણા દિવસોની મારી આશા આજે ફળે છે, આજ તમારે મારી તૃષા છિપાવવી પડશે."

"તમે કોણ છો માતાજી?

"માતાજી!" વ્યક્તિ હસી, "માતાજી ન કહો." મા શબ્દ સાંભળવાનો મને શોખ નથી. પ્રિયે, હું તમારે મોઢેથી પ્રેમ ભર્યા શબ્દો સાંભળવા માગું છું.

"પણ તમે કોણ છો?"

રાત્રીએ ધીરે ધીરે પોતાનું સામ્રાજ્ય સમસ્ત સૃષ્ટિ પર જમાવી દીધું હતું. સૂર્ય પોતાની ગુલાબી પથારીમાં મીઠી નીંદર લઇ રહ્યો હતો. આકાશ વાદળાથી ઘેરાઇ ગયું હતું.

શીખોના ગુરુ અર્જુનદેવ આવી કાળરાત્રીમાં ભયાપણુ ડર વગર ધીરે ધીરે પોતાનો પંથ કાપી રહ્યા હતા.

અચાનક નજીકની ઝાડીમાંથી આવી કોઇ સ્ત્રી તેમને ગળે વળગી પડી. અરજુનદેવ પ્રથમ તો ગભરાયા પરંતુ એ ભૂત નથી. પણ કોઈ જીવતું માનવી છે. એમ ખાત્રી થયા પછી તેમણે પૂછ્યું "તું કોણ છે!" અને સ્ત્રીએ પણ એટલી જ હિંમતથી જવાબ આપ્યો.

"હું એક સ્ત્રી છું. વર્ષોથી તારી પાછળ તારા પ્રેમ માટે ભટક્યા કરું છું."

"માતા માતા આમ બોલી મને પાપમાં ન નાખો. હું તો તમારા પુત્ર સમાન છું."

"પ્રિયે, પુત્ર જ બનો, તમારા રૂપની પ્યાસી આજ વર્ષોથી એકાંતમાં મળવાની તક ગોતી રહી હતી. પરંતુ શિષ્યોથી વીંટળાયેલા તમને મળી શકતી ન્હોતી. આજ તમને મળવાને શક્તિમાન બની છું, મારા હૃદયની તૃષા તમારે આજ છિપાવવી પડશે" એક શ્વાસે સ્ત્રી બોલી.

"અરે! પામર સ્ત્રી તું મને ઓળખે છે?"

"હા. બહુ સારી રીતે."

"તું જાણે છે! હું કોણ છું!"

"હા, શીખોના ધર્મગુરુ અર્જુનદેવ."

"તો પછી ધર્મગુરુ પાસે તું શું માગી રહી છો?"

"હૃદય."

"હૃદય! એ હૃદય ઉપર તો સૌનો અધિકાર છે. આખું જગત એના ઉપર અધિકાર ધરાવે છે. પછી તારી માલિકીનું કેમ બની શકે?"

"જૂઠું, કોઇનો પણ અધિકાર ન હોઇ શકે, કારણકે આજ વર્ષોથી હું એને ઝંખ્યા કરું છું."

"શું તને ખબર નથી. હું એક ધર્મગુરુ છું."

"મને બરોબર ખબર છે, અર્જુન દેવ."

"તો પછી એ ધર્મગુરુ પાસે આવી નિર્લજ બેશરમ માંગણી કરતાં તને શરમ નથી આવતી!"

"હૃદય જેને ચાહે છે તેની પાસે માંગણી કરવામાં નિર્લજતા ક્યાં આવી? ખુદ પ્રભુને પણ પ્રેમ ક્યાં નથી કરી શકાતો!"

"પાગલ સ્ત્રી, તારી આ નિર્લજ વાત સાંભળવાનો મને જરાય અવકાશ નથી."

ગુરુ અર્જુનદેવ એમ કહી ચાલવા લાગ્યા. સ્ત્રી ફરી દોડી આગળ આવી ઉભી રહી.

"પ્રિય, મારી ઇચ્છાનો પૂરતો જવાબ આપતા જાવ."

"તારી માગણી સ્વીકારવા જેટલો પતિત હું નથી. તું તો મારી બ્હેન જેવી છો, જા ઢાંકી થઇ ચાલી જા."

"અર્જુન, તારા પ્રેમની ભિખુણી બની પ્રેમની ભીખ માગી રહી છું. યાદ છે ને!"

"જગતની અન્ય સ્ત્રી મારે મન મા બેન છે, ચાલી જા. બ્હેન! હું લાચાર છું."

એમ કહી અર્જુનદેવ ફરી ચાલવા લાગ્યા.

પાછળથી અવાજ આવ્યો.

"વર્ષોથી તારા સ્નેહમાં જીવન સમર્પણ કર્યું છે, પણ તને એની કદર નથી, તારા પ્રેમના સુમધુર સ્વપ્નમાં વિહરનારી એક કામિની આ તારું અપમાન

સહન નહીં કરે. એ અપમાનનો બદલો તારે આપવો જ પડશે."

ખિજાયેલી દુભાયેલી, અપમાનિત થયેલી એ ભામિની આવેલી દિશામાં ફરી અલુપ્ત થઈ ગઈ.

એ વખતે લાહોરમાં ચંડુશાહનું રાજ્ય હતું એમ કહીએ તો ખોટું નથી.

ચાર માળના આલીશાન મકાનમાં અતિ ઠાઠથી આ અન્યાયી અને ક્રૂર વજીર બેઠો બેઠો આરામથી ચલમ પી રહ્યો છે. એકાએક કોઈ સ્ત્રીએ પ્રવેશ કર્યો.

ચન્ડુશાહે પૂછ્યું "કેમ શું કામ છે?"

"કામ તો ઘણું છે પરંતુ આપની તાકાત બહારની વસ્તુ આપને કહેવાથી શો ફાયદો?"

"મારી તાકાતની બહાર?" ચન્ડુશાહે આશ્ચર્યથી પૂછ્યું.

"હાજી મારે જે કહેવું છે તે આપની તાકાતની બહાર છે."

"લાહોરના વજીરની તાકાત બહારનું કોઈ પણ કામ ન હોઈ શકે?"

"તો તમે અર્જુનદેવને તેની નાલાયકી માટે બદલો આપી શકો છો?"

"કેમ? એણે શું કર્યું?"

"શું કર્યું! ગઈ કાલે જ તેણે તેના છોકરા સાથે આપની પુત્રીના લગ્ન માટે ના પાડી હતી ભૂલી ગયા! અને મારે મોઢે શું કહ્યું હતું ખબર છે?

"શું?"

"તેણે કહ્યું અને કુતરાના ઘરે મારો પુત્ર કદી લગ્ન ન કરી શકે, તમારું આ અપમાન મારાથી સહન ન થયું એટલે જ આપની પાસે આવી છું."

ક્રોધથી ચન્ડુશાહની આંખો લાલ બની ગઈ, પેલી સ્ત્રી ત્યાંથી ક્યારે ગઈ તે પણ ખબર ન પડી.

વિચારતંદ્રામાંથી જાગતાં જ તેણે અર્જુનદેવને બોલાવી મંગાવ્યો, પોતાની સત્તા અજમાવવા પ્રયત્ન કર્યો,

"તો શું તમને એ મંજૂર નથી." ચન્ડુશાહે પૂછ્યું.

"માફ કરજો, મારાથી એ નહીં બને!" અર્જુનદેવે કહ્યું.

"પછી પરિણામનો વિચાર કર્યો છે?"

"સંસારના કોઈ દુઃખોની મને પરવા નથી ચન્ડુશાહ!"

"દુઃખની પરવા નહીં હોય, પ્રાણની તો છે ને?"

"પ્રાણ જાય તો ભલે કુરબાની છે. શું તમે કરાવવા માગો છો?"

"જેની પાસે સત્તા ન હોય તે કરાવે, મારી પાસે લાહોર હાથ કરવા જેટલી સત્તા છે સમજ્યા!

"તમારા પુત્રના લગ્ન કરવા જ પડશે. ચન્ડુશાહે ઉગ્રતાથી કહ્યું.

"તમારા જેવા ક્રૂર માનવીને ત્યાં મારો પુત્ર કદાપિ નહીં પરણી શકે."

"તો શું તમે મારી ઉપેક્ષા કરો છો?"

"જરૂર."

ચન્ડુશાહને એકદમ ક્રોધ ચડ્યો તેનાથી વિશેષ બોલાયું નહીં અર્જુનદેવ પણ ઘર તરફ જવા નીચે ઉતર્યા.

"તમને કેદ કરવામાં આવે છે.". અધે રસ્તે જ પહેરેગીરે કહ્યું.

"શા માટે?"

"તમે બાદશાહ પ્રત્યે બેદરકારી બતાવી છે."

"ભલે, ચાલો."

"તમને હાથકડી પહેરાવવાની છે.".

"શું કહ્યું હાથકડી!" અને આજુબાજુ જમા થયેલું શીખ ટોળી કિરપાણ કાઢીને તૂટી પડવા તૈયાર થઈ ગયું

"ખબરદાર" ગુરુએ કહ્યું. "આ ન્યાય અન્યાય, સત્ય અને દંભ વચ્ચેનું યુદ્ધ છે, તમે વચ્ચે પડશો નહીં; ચાલો ચન્ડુશાહ હું તમારી સાથે આવું છું, પણ એટલું નોંધી રાખજો કે હિંદુ સમાજના ઉદ્ધારનું કાર્ય તો અસ્ખલિત થવા જ કરવાનું છે અને એક એવો સમય આવશે કે દંભીઓને તે ભસ્મીભૂત કરી નાખશે."

અત્યાચારી ચન્ડુશાહે અર્જુનદેવને જેલની દિવાલો પાછળ ગોંધી રાખ્યા છે. હજારો માણસો દરરોજ દર્શન કરવા આવે છે અને કલાકો, સુખી

(અનુસંધાન પાન ૧૨ મું)

## મજુરના જીવનની સજીવતામાં માનવતા વસી છે

તેની કાયા મજૂરી કરવાને જ સરજાઈ હતી
જાત મહેનતના પૈસામાં જ તે સંતોષ અનુભવતો.

પુત્રના શોકની પાગલવૃત્તિના ભોગે દીકરા-વહુની બંનેની લાશ પોતાના ઘરમાં પડી હતી. તેની પાસે અગ્નિ-સંસ્કાર કરવાને ફૂટી બદામ પણ ન હતી.

આખરે લાચાર થઈ તેણે બંને લાશને જમનાજીના પુનિત પ્રવાહમાં વહેતી મૂકી દીધી. તે પોતે જીવનમાં બાકી રહેલી તકલી-ઝાંખપ અનુભવવા પરાણે જીવી રહ્યો હતો.

# મજૂર

લેખક :
ઉમેશ જોષી
પ્રયોજક :
રતીલાલ મોરારજી
ચાંપાનેરી

**મજૂરની** આ દર્દભરી અને વેદનાપૂર્ણ કહાણી સુણ્યે આજે સાત વર્ષ વીતી ગયાં છતાં જાણે કે કાલે જ સાંભળી હોયના ! એમ લાગે છે કહાણીનો એક એક શબ્દ સત્યપૂર્ણ ઘટનાનો ખ્યાલ આપે છે. સમય તેના ઉપર બિલકુલ અસર કરી શકતો નથી, સંભવ છે કે મારી લેખિની તે મજૂરના હૃદયની વેદનાને, તથા તેના અંતરના ઉભારાને બેલદિલી પૂર્વક વ્યકત ન કરી શકી હોય, તેના ઉચ્ચ વ્યક્તિત્વનું રેખાચિત્ર કદાચ મારી કલમ ન ખેંચી શકી હોય, તો પણ મેં મારી ફરજ સમજી કે તે મજૂરના જીવનની તસ્વીર જરૂર અંકિત થવી જોઈએ. મજૂરની આ કહાણીમાં મને કરુણાના જે ભાવ તથા વીરત્વની જે છાયા મળી તે : આજ સુધીમાં કોઈ પણ કહાણીમાં મળ્યાં નથી. આ મજૂરના જીવનનું તથ્ય તથા તેનો અનુભવ એ કોઈ કાલ્પનિક વસ્તુ નથી. પરન્તુ તેના જ જીવનના ક્રિયાત્મક ક્ષેત્રનો નકશો છે. એ મજૂરના જીવનના તથ્યોમાં એક નૂતન સજીવનતા છે. એવી સજીવનતા ! કે જે માનવતાના ઇતિહાસને પાને અમર રહેશે.

નામ તો તેનું કઈ ઓર જ હતું, પણ તે હંમેશાં મજૂરી કરતો તેથી સૌ તેને મજૂર કહીને જ બોલાવતા. મને પણ તેના મૂળ નામની ખબર નથી.

હું લાહોર સ્ટેશન પર એકાદ મજૂર માટે આમ તેમ જોઈ રહી હતી તેવામાં દૂરથી એક વૃદ્ધ મજૂર નીચે પ્રમાણે બૂમ પાડતો મારી નજીક આવતો જણાયો.

"બાઈ સાહેબ ! હું તમારો સામાન ઊંચકી લઈશ." તે સામાન નજીક પહોંચ્યો પણ નહિ હોય, ત્યાં બીજા મજૂરો આવી પહોંચ્યા, અને મને કહેવા લાગ્યા. "શું આપશો બાઈ સાહેબ !" તે વખતે જ વૃદ્ધ મજૂર હાંફતો હાંફતો આવી પહોંચ્યો. મને તે વૃદ્ધ પર દયા આવી. મેં કહ્યું કે આ વૃદ્ધ મજૂર મારો ભારે સામાન કેમ ઉપાડશે ! મારે સાત આઠ ફર્લાંગ દૂર જવું હતું. તે વખતે સ્ટેશન પર કોઈ વાહન પણ ન હતું. આથી મારે પગ પાળે જ જવાનું હતું તે સિવાય બીજો ઉપાય ન હતો. મેં મનમાં નક્કી કર્યું કે આ વૃદ્ધને આઠેક આના ખાવાને માટે આપવા, અને સામાન કોઈ હૃષ્ટપુષ્ટ મજૂર પાસે ઉપડાવી લેવો.

મેં મારી મની-બેગમાંથી આઠ આના કાઢીને તે વૃદ્ધને આપવા માંડ્યા પણ તે લેવાને ઇન્કાર કરતો બોલ્યોઃ

"બાઈ સાહેબ ! હું કદી ભીખ માગતો નથી. મહેનત-મજૂરી કરીને કમાઈ લઉં છું. એજ મારી

સાચી કમાણી છે. હું તમારી દયા માટે ઘણો અહેસાનમંદ છું. અલબત્ત! હું ગરીબ છું પણ એવા હલકા માનસનો નથી કે વગર મહેનતે તમારા ખિસ્સામાંથી પૈસા પડાવવા લલચાઉં. હાલમાં તો મારા હાથ પગ ચાલે છે મારામાં શ્વાસ લેવાની શક્તિ છે. આથી બાઈ સાહેબ! ભગવાન મને એવું ન બતાવે કે મારે બીજા આગળ હાથ લંબાવવા પડે

વૃદ્ધ મજૂરની વાત સાંભળીને હું સ્તબ્ધ થઈ ગઈ. મેં વિચાર્યું કે આ મજૂર કેટલો સ્વાભિમાની છે! ગરીબ હોવા છતાં પણ એ ઇમાન માટે કેટલો મક્કમ છે, ગરીબાઈના મેદાનમાં આફત સામે ઝઝૂમી એ આગળ વધ્યે જ જાય છે.

બહાદુરીથી જીવનમાર્ગ પર આગળ વધતાં એ થાકતો જ નથી. ગરીબાઈની છાયામાં પણ માણસ ઇમાનદાર અને સચ્ચરિત્ર રહી શકે એની મને આજ સુધી ખબર ન હતી. આજ સુધી હું અમીરોને જ ઇમાનદાર અને સચ્ચરિત્ર સમજતી હતી. પણ અમીરોની ઇમાનદારી અને તેમનું વ્યક્તિત્વ આ ગરીબ મજૂરની આગળ કાંઈ વિસાતમાં નથી. તે વૃદ્ધ મજૂરે અજ્ઞાનનો પડદો મારી આંખ આગળથી દૂર કર્યો

આ વખતે તે વૃદ્ધ મજૂરને બાજુએ હડસેલતો એક જુવાન મજૂર સામાન નજીક આવીને કહેવા લાગ્યો, "હું પહેલો આવ્યો છું, મને સામાન મળવો જોઈએ. જે આપશો તે હું લઈશ"

મેં વિચાર્યું કે 'હમણાં સુધી તો આ જુવાન મજૂર જાવની રકઝક કરતો ઉભો હતો અને હા આ વૃદ્ધને જોઈને ચોભવાની વાત પણ ઉડાવી રહ્યો છે. વૃદ્ધ પણ સામાનની નજીક વધવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, આખરે મે કહ્યું, "જુઓ તમે ઘણા કમજોર છે, સામાન વજનદાર છે. તમારાથી તે ઉપાડાશે નહિ, મારી વાત માની જાવ, હું તમને ભીખ આપતી નથી. પણ તમને પોતાના જ સમજીને......"

વૃદ્ધ તેનો ફેંટા ઠીક કરતાં વચ્ચે જ બોલ્યો, "હું દેખાવમાં કમજોર છું પણ હું શક્તિવાન છું. સામાન હું જ ઊંચકી લઈશ. કાંઈ એક દિવસની વાત નથી કે સામાન ઊંચક્યા વિના ચાલે. અહીં તો સવારથી માંડીને આવું જ ચાલ્યા કરે છે. આજ તમો મારા પર દયા કરીને પૈસા આપો પણ ખરાં, પણ આથી મને ખરાબ આદત પડશે. હું એવું કદિ નહિ કરું આત્માને છેતરીને એવું કામ કરવું એ પાપ છે."

વૃદ્ધની વાત સાંભળીને હું લાચાર થઈ, આખરે સામાન તેના માથા પર ચઢાવ્યો. તે હોંસભેર આગળ ચાલવા લાગ્યો.

મેં રસ્તામાં કહ્યું. "જો થાક લાગે તો સામાન નીચે ઉતારશું. થોડો થાક ઉતારીને પછી આગળ જશું."

વૃદ્ધ મારી વાત સાંભળીને હસ્યો અને કહેવા લાગ્યો, "ચાલો, ચાલો, બાઇ સાહેબ! આરામ લેવો એ માનવીનું કામ નથી. તેનું કામ છે ફક્ત આગળ ને આગળ ચાલવું એજ જીવન છે. અને થોભવું એ મૃત્યુ. વજનથી ડરી જઇ તમારા મુકામ સુધી પહોંચ્યા વિના હું થોભી શકતો નથી. હું મરદ છું કાયર નહિ. દુઃખથી ગભરાવું એ મરદનું કામ નથી. પરન્તુ ધીમે ધીમે પોતાની શક્તિથી તેનો મુકાબલો કરો એમાં જ મરદાઇ છે!"

વૃદ્ધની જ્ઞાનભરી વાતો સાંભળીને હું ચૂપ થઈ ગઈ. મને લાગ્યું કે આ વૃદ્ધ કેટલો સાહસિક છે. એનામાં કેટલું પુરુષાતન ભર્યું છે, મજૂરના સ્વરૂપમાં કેટલો મહાન આત્મા છુપાયો છે. ઇન્સાનની ફરજથી પણ તે વાકેફગાર છે. પણ તેનું ભાગ્ય ફૂટેલું છે, તથાપિ તે કર્મભાગ્યને સાથે લઇ માનવ જીવનના કપરા માર્ગ પર બેધડક આગળ દોડયો જ જાય છે. દુનિયાની કોઈ વસ્તુ તેને પોતાના ધ્યેયથી ચલિત કરી શકતી નથી સાચો કર્મવીર છે.

"બાઈ સાહેબ......" મારા કર્ણ પટ પર આ શબ્દો અથડાયા. હું કલ્પનાની દુનિયામાંથી સરી પડી. મેં જોયું તો વૃદ્ધ બિચારો ઠોકર ખાઈ જમીન પર પડ્યો હતો. મારી સૂટ-કેસ તેની છાતી પર પડી હતી. તે લથડાતો લથડાતો ઊભો થયો અને સ્વસ્થ થતાં બોલ્યો, "બાઈ સાહેબ! માફ કરજો, તમારો સામાન ખરાબ થયો હશે. તમારે પણ આજે કોણ જાણે કેવા મજૂર સાથે કામ પડ્યું છે!

મેં કહ્યું, "સામાન બધો બરાબર છે, પણ તમને ઘણું વાગ્યુ હશે. અહીંયાથી હું બીજો મજૂર કરી લઉં છું. તમે મારી સાથે ચાલો."

"બાઈ સાહેબ, બીજો મજૂર શા માટે? મને કાંઈ વાગ્યું નથી. પડતી પછી ચડતી આવે એ તો જીવનનો ક્રમ છે. જિંદગીમાં ઠોકર વાગવાથી જ આગળ વધાય છે. એનાથી ગભરાઈને દૂર ભાગવું એ ઈન્સાનનું કામ નથી. જેના જીવનમાં ઠોકર નથી વાગી, તેનું તે કાંઈ જીવન છે? જિંદગીનો વિકાસ તો ઠોકર વાગવાથી જ થાય છે." વૃધ્ધે સામાન પોતાના માથા પર મૂકતાં કહ્યું.

મેં જોયું તો વૃદ્ધ મારા મુકામ સુધી પહોંચતામાં ખૂબ હાંફવા લાગ્યો હતો. હાંફતાં હાંફતાં તેણે સામાન મારા ઓરડામાં મૂક્યો અને તે એક ખૂણામાં બેસી ગયો. મેં કહ્યું, "થોડો થાક ઉતારીને જજો."

"હા, હવે તો થાક ઉતારીને જ જઈશ, કારણ કે તમારા મુકામે તો હવે પહોંચ્યો છું. મુકામ પર થાક ઉતારવામાં હવે વાંધો નથી." તેણે પૂરેપૂરો થાક ઉતાર્યો. હું પણ મુસાફરીનો થાક ઉતારી સ્વસ્થ થઈ હતી.

પછી મેં તે પૂછ્યું, "આ ઉમરમાં તમે મજૂરી કેમ કરો છો? તમારે કમાતા છોકરા નથી? અને તમારું જીવન વૃતાંત ન જણાવો?"

"બાઈ સાહેબ! મારા જીવનને જાણવાથી શો ફાયદો? નિશ્વાસો સિવાય એમાં કાંઈ બીજું જાણવા મળે એવું નથી, વૃધ્ધે ઉધરસ ખાતાં કહ્યું:

"પણ મને તમારા જીવનની કહાણી સંભળાવો. હું તે સાંભળવા આતુર છું."

×

(૨)

"ઠીક, ત્યારે સાંભળો. આટલી સહાનુભૂતિપૂર્વક મારી કથની સાંભળવા મને આજસુધી કોઈ મળ્યું ન હતું. ઈન્સાનની આપ કદર કરી જાણો છો. આપ સાક્ષાત દયાની દેવી છો.

"આજથી દશ વર્ષ પહેલાંની વાત છે. મારો એક દીકરો હતો. તેનું નામ હતું ધનીરામ. પરંતુ હું તેને 'ધનિયા' કહીને જ બોલાવતો. મેં તેને સાત ચોપડી સુધી ભણાવ્યો. તે જ્યારે વીસ વર્ષનો થયો ત્યારે મેં તેના લગ્ન કર્યાં. તેની વહુ પણ સુશીલ સ્નેહાળ હતી. દીકરાની મા લગ્ન પછી થોડા વખતમાં જ સ્વર્ગવાસ પામી. હું તે વખતે ચોકીદારીનું કામ કરતો હતો. થોડા પગારમાં પણ મેં પેટે પાટા બાંધી દીકરાને ભણાવ્યો હતો. વહુ-દીકરો બંને મારા તરફ સમભાવ દાખવતાં. પરણીને આવતાં જ વહુએ ઘર સંભાળી લીધું.

દીકરાને માસિક પચીસ રૂપિયાના પગારે એક શેઠને ત્યાં નોકરી મળી ગઈ. દીકરાએ મને કહ્યું, પિતાજી તમે હવે ઘેર બેસીને આરામ કરો. હવે તમારા કમાવાના દિવસો નથી. યુવાન પુત્ર હોવા છતાં વૃદ્ધ પિતા નોકરી કરે, એ મને ઠીક લાગતું નથી. ભગવાનનું ભજન કરો. ઘડપણના દિવસો છે.

દીકરાની વાત મારા ધ્યાનમાં ઉતરી, મેં માસિક બાર રૂપિયાવાળી ચોકીદારીની નોકરી છોડી દીધી. ઘેરે રહીને જ ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ કરવા લાગ્યો. મેં હિંદીનો પ્રાથમિક અભ્યાસ કર્યો હતો. પ્રાથમિક અભ્યાસ સિવાય ચોકીદારીની નોકરી મળતી નહિ. મને પણ બહુ મુશ્કેલીથી એ નોકરી મળી હતી. નોકરી માટેની દોડધામમાં મારે લોહીનું પાણી કરવું પડ્યું હતું.

મેં વચ્ચે પૂછ્યું, "ફક્ત બાર રૂપિયામાં તમે કેવી રીતે ગુજરાન ચલાવતું?"

તેણે દીર્ઘ શ્વાસ લેતાં કહ્યું, "બાઈ સાહેબ તમને આશ્ચર્ય લાગે છે. કારણ કે તમે મોટા ઘરના છો છો. આપને શી ખબર કે આજે હિન્દુસ્તાનમાં કેટલાને બે ટંક ભોજન પણ મળતું નથી. લાખો માણસો પોતાને જે મળે તેમાં સંતોષ માની જીવન

વિતાવે છે. તેમને બે ટંક ભોજન મળે તો તેઓ પોતાને મોટા નસીબદાર માને છે. અમે બાર રૂપિયામાં પણ અમારું જીવન-નાવ આનંદથી હંકારતા. અભિલાષાઓને જેટલી વધારો એટલું જ દુઃખ, અને જેટલી ઘટાડો એટલું જ સુખ છે,..હં...તો આગળ સાંભળો.

મારો દીકરો સવારે સાત વાગે જતો અને રાત્રે નવ વાગે આવતો. એટલી કપરી તેની નોકરી હતી. આરામ તો તેને માટે સ્વપ્નવત્ જ હતો. તે આખો વખત કામમાં ગૂંથાઇ રહેતો ત્યારે ત્રીસ દિવસ પછી એને પચીસ રૂપિયા મળતા. આમ જ અમારું ગાડું ચાલ્યે જતું હતું.

દિવાળીના દિવસોમાં જ મારો દીકરો 'ધનિયો' જેલના પિંજરામાં પૂરાયો હતો એવી, અને ખબર મળી. હું તેને જોવા માટે દોડયો. મેં જોયું તો તેના આખા શરીરમાંથી લોહી નીકળતું હતું તેની આ હાલત જોઇ મારા પગ નીચેની જમીન સરી જતી લાગી. ચોરી કરવાના ગુના બદલ તેના શેઠે તેને પકડાવ્યો હતો. તેનો પગાર પણ જપ્ત કર્યો હતો. આખી દુનિયાના લોકો દિવાળીના આનંદના દિવસો ઊજવતા હતા.

કોઇના પણ ચહેરા પર અભાગીનીની છાયા નજરે ન આવતી. પરન્તુ અમારા ઘરમાં ઘોર અંધકારની છાયા છવાઈ ગઈ. મારા અંતરમાં અંધકાર સાથે મહાન તુફાન જાગ્યું.

ધનિયાની વહુ શેઠ પાસે ગઇ. તેને પગે પડી, ઘણા કાલાવાલા કર્યા, ત્યારે શેઠનું મન જરા પલળ્યું.

શેઠે ધનિયાને એ શરતે છોડાવ્યો કે વહુએ પણ તેને ત્યાં નોકરી કરવી પડશે. મેં દીકરાને બચાવવા માટે વહુને નોકરી કરવા મોકલી. તે વખતે હું સમજી ન શકયો કે વહુના ગોરા રૂપ પર શેઠ મોહી પડયો. દીકરો છૂટીને ઘેર આવ્યો.

એક હજાર રૂપિયા ચોરવાનો તેના પર આરોપ ચઢાવવામાં આવ્યો હતો, તે જેલથી છૂટીને જે દિવસે ઘેર આવ્યો તેજ દિવસે, ખોવાયેલા રૂપિયા શેઠની નાની પેટીમાંથી મળ્યા. શેઠને યાદ ન હતી. તેની ભૂલનું પાપ હમારે ભોગવવું પડયું. કેટલી હાડમારી ભોગવવી પડી.

મારો ધનિયો માંદો પડયો. તેને ખાટલામાં પડયાને પંદર દિવસો વિત્યા પણ તબીઅતમાં કાંઈ સુધારો થયો નહિ

એક દિવસ તેણે મને કહ્યું, "પિતાજી, તે નર-પિશાચ શેઠને ત્યાં વહુ નોકરીએ જાય એ મને પસંદ નથી.

બીજે દિવસથી મેં વહુને નોકરીએ જતી બંધ કરી. હું જાતે જ મહેનત-મજૂરી કરવા નીકળી પડયો. હું દસ-બાર આના દિવસને અંતે કમાયો તે લઇને ઘર તરફ વળ્યો.

ઘેરે જોયું તો ધનિયો બેહોશ પડયો હતો. ઘરમાં વહુ ન હતી થોડી વારમાં તેની બેહોશી ઓછી થઈ. ત્યારે તે બોલ્યો, "પિતાજી તમારા ગયા પછી શેઠ તેના નોકર, સાથે આવ્યો હતો. અને જબર-દસ્તીથી વહુને લઇ ગયો હતો."

હું દોડતો જ શેઠના મકાને પહોંચ્યો. ત્યાં દર-વાજા પર એક પહેરેગીર ઊભો હતો, તેણે મને અંદર જતાં રોકયો.

મે પૂછ્યું. "શેઠ કયાં છે?" તેણે કહ્યું, 'શેઠજી કોઇ બાઇ સાથે એકાંતમાં વાતચીત કરી રહ્યા છે આજે તેઓ તમને મળી શકશે નહિ તે બાઇ હમણાં જ આવી છે. જાણો છો? અમારા શેઠજી ઘણા રસિક માણસ છે."

તે પહેરેગીરની વાત સાંભળી હું અવાક્ થઇ ગયો. મારું લોહી તપી ગયું મેં ન આગળ જોયું કે ન પાછળ, દોડતો જ શેઠના મકાનમાં ગયો. અંદર મેં જે કાંઈ જોયું તે કહેવું નકામું છે. શેઠની નજી-કમાં જ એક દંડો પડયો હતો. તે ઉઠાવીને મે તેના વડે શેઠનું સ્વાગત કરવા માંડયું પછી...પછી શું! તેના નોકર-ચાકરોએ મને ખૂબ માર માર્યો, અને મને પોલીસ ચોકીમાં પૂરી દીધો.

મેં પોલીસ આગળ બધી સત્ય હકીકત જણાવી મારી એક પણ વાત સાંભળવામાં ન આવી. મારી

વહુએ પણ થાણેદાર આગળ સત્ય હકીકતનું કરુણાપૂર્ણ બ્યાન કર્યું, પરન્તુ ગરીબોનું કોણ સાંભળે છે? પોલિસ પણ અમીરોની જ હોય છે થાણેદારે પણ વહુની સુન્દરતા જોઈ તેની મશ્કરી કરવા માંડી.

હું પિંજરામાંથી બૂમ બરાડા પાડી રહ્યો હતો. હું રોઈ રહ્યો હતો—મારી કમનસીબી પર...... કહેતાં કહેતાં કહેતાં વૃદ્ધની આંખોમાં અશ્રુબિન્દુ ઊભરાયાં.

મેં તેને ધીરજ આપી. તેણે ફરીથી આગળ શરૂ કર્યું.

"ગરીબોની સુંદરતા પણ પાપ સમાન જ નીવડે છે, હું ઈશ્વરને ધિક્કારવા લાગ્યો. તેં અમને ગરીબ બનાવ્યા, તો સુન્દરતા કેમ આપી? ગરીબો સુન્દરતાની રક્ષા કરી શકતા નથી. થાણેદારે થોડા વખત પછી વહુ સાથે મને છોડી મૂક્યો. હું ને વહુ ઘેરે આવ્યાં.

ઘરમાં ધનિયો બેહોશ હતો. તેના શરીરમાં તાવ વધ્યો હતો. બેહોશી દૂર થતાં તેણે આંખો ખોલીને મારી તરફ જોયું મારા શરીરના કેટલાક ભાગોમાંથી લોહી ટપકતું હતું. તે જોઈને તે કંઈક કહેવા માંગતો હતો, પણ તેની જીભ ખેંચાવા લાગી. તથાપિ તેણે પરાણે જોર કરીને કહ્યું "આ ધનિકોનો નાશ કરો દુનિયામાંથી તેમનું નિકંદન થાઓ." કહેતાં કહેતાં તેણે આંખો બંધ કરી દીધી.

મેં તેને હાંક મારી, "બેટા!"

તેણે એક વાર ફરીથી આંખો ખોલી, અને સદાને માટે બંધ કરી દીધી. મારી સામે ઘોર અંધકાર છવાઈ ગયો.

બીજી તરફ વહુ પણ ખાટલા પર અચેતન અવસ્થામાં પડી હતી. હું વહુના ખાટલા નજીક ગયો. તે બેહોશ હતી. તેનું શરીર તપી રહ્યું હતું. તે બેહોશીમાં બકી રહી હતી......"શઠને મારી નાખો,......અરે તે અહીં આવી રહ્યો છે...... થાણેદાર પણ બદમાશ છે......એ અમીરોનું મને મોં ન બતાવો......"

મેં પૂછ્યું, "વહુ તમને કેમ છે? તેણે મારી તરફ જોયું. તેની આંખમાં અશ્રુબિન્દુ ટપકી રહ્યાં હતાં. તેણે કહ્યું, "હવે તેમની તબીઅત કેમ છે?"

"તે તો હમેશને માટે ચાલી ગયો, વહુ! તેણે એક વાર મારી તરફ આંખો ફાડીને જોયું, પછી તેણે એક મોઢું વિજાકું ભર્યું. તેની ખુલ્લી આંખો હંમેશને માટે ખુલ્લી જ રહી ગઈ.

હું સુનમૂન થઈ ગયો. શું કરવું? તેની મને સમજ ન પડી. ઘરમાં યુવાન 'દીકરા-વહુની બે લાશ પડી હતી. અને બીજી તરફ શહેરમાં શેઠની આગેવાની નીચે એક સરઘસ નીકળ્યું હતું. તેઓ "ચારિત્ર્યનું રક્ષણ કેમ કરવું?" તે વિષે એનું વ્યાખ્યાન થવાનું હતું.

મેં મહોલ્લાના કેટલાક માણસોને ભેગા કરીને લાશોને યમુનાઘાટ સુધી પહોંચાડી. અગ્નિદાહ દેવાને માટે પણ મારી પાસે પૈસા ન હતા. લાચાર થઈ લાશોને મેં જમનાજીના પુનિત પ્રવાહમાં વહેતી મૂકી દીધી. હવે હું એકલો જ અભાગી રહી ગયો. કોને ખબર? હજુ મારા પર કેટલુંક વીતવાનું બાકી છે, કહેતાં કહેતાં વૃદ્ધ રડી પડ્યો.

રડતાં રડતાં તે બોલ્યો. "બાઈસાહેબ! ત્યારથી જ હું દુઃખનો માર્યો મજૂરીનું કામ કરું છું." મજૂરની આ દર્દભરી કહાણી સાંભળી મારી આંખોમાં આંસુ આવ્યાં. મેં તેને પચાસ રૂપીઆ આપવા માંડ્યા. પણ તે લેવાનો તેણે તદ્દન ઈન્કાર કર્યો. મેં તેને ખૂબ સમજાવ્યો, પણ તેણે કહ્યું, "બાઈસાહેબ, હું તમારા રૂપિયા લઈ શકું નહિ મારું જીવન તો મજૂરી કરવાને જ સરજાયું છે. હું તમારા રૂપિયા લઈને અંત સમયે મારું ઈમાન બગાડીશ નહિ."

જતી વખતે તેણે ફક્ત એક રૂપિયો લીધો, તે પણ ઘણી જ આનાકાનીથી. તે મજૂર હવે આ દુનિયામાં જીવંત છે યા નહિ તેની તો કોને ખબર! પરંતુ તેની કહાણી આજે પણ મારા હૃદય પટ પર જેવી ને તેવી જ અંકિત છે.

## ગરીબોને મળેલી સુંદરતા શું પાપ છે

# લોક જીભે કંઇ તાળાં દેવાય !

લેખક શ્રી કેશવલાલ ચતુરભાઇ પટેલ

**મ**નહરની પત્ની કુળવાન ઘરની કન્યા હતી, દરેક વાતમાં તે પોતાનું વર્ચસ્વ જાળવવા મથતી. મોટાભાગે તે મનહરના વિચારોથી ઉલટા જ વિચાર રજૂ કરતી. મનહરની ખરીદેલી કોઇપણ ચીજમાં તે કંઇને કંઇ ભૂલ કાઢતી પણ તે જે કંઇ કરતી એમાં તો બ્રહ્માના બાપથી પણ ભૂલ કાઢી ન શકાય. મનહરનું એક કામ તે ખાસ વખાણતી અને તે દર માસે પગારના રૂપીઆ લાવવાનું બાકી મનહરનાં બીજાં બધાં કામ તેને મન તુચ્છ હતાં.

એક દિવસ રાતના મનહર ઓફીસેથી ઘેર આવી, કપડાં ઉતારી, હાથ, પગ, મોં ધોઇ રસોડામાં પ્રવેશ કરતાં બોલ્યોઃ 'રસોઇ તૈયાર છે કે?'

'હા, તૈયાર છે.'

'શાક શાનું બનાવ્યું છે!' મનહરે ઢાળેલા પાટલા પર બેસતાં પૂછ્યું.

'બટાટા અને ડુંગળીનું.'

'પણ, મેં તો કોબીજનું શાક લાવવાનું નોકરને કહ્યું હતું ને!'

'મેં એ ના મંગાવી.'

'કેમ!'

'કેમ શું! કોબીજ કરતાં ડુંગળી અને બટાટા ખરાબ છે?'

પણ મને ડુંગળી સારી નથી લાગતી.'

'સારી ચીજ ક્યારે તમને સારી લાગે છે'

'તો શું મને બધી ખરાબ ચીજો જ સારી લાગે છે!

'બસ હવે નકામી તકરાર ન વધારો. ખાવું હોય તો છાનામાના બેસીને ખાઇ લો.

'અને ન ખાઉં તો?'

'તમારી મરજી. લાગે છે કે ભૂખ નહિ હોય એટલે જ આટલાં નખરાં કરો છો.'

'કેમ, શું ખાધું છે તે?'

'એ તો તમે જાણો.' ભૂખ્યો માણસ આટલી લમણાઝીક ન કરે. એને તો જે કંઇ મળે તે શાન્તિથી ખાઇ લે.'

'એટલે તારા મનથી ભૂખ્યા માણસને પોતાનું મનવાંછિત ભોજન ખાવાનો હક્ક જ નથી.'

'તમને તો નાહક ઝઘડવાની ટેવ પડી ગઇ કે આજ તહેવારના દિવસે પણ ઝઘડો કરવો છે કે શું!'

એ દિવસે ઉત્તરાયણ હતી એ વાત જ મનહર ભૂલી ગયો હતો. કારણ કે રજા હોવા છતાં એ દિવસે સાહેબના બોલાવવાથી ઓફીસે જવું પડ્યું હતું, અને ઓફીસેથી આવેલો હોવાથી તહેવારની વાત જ ભૂલી ગયેલો આજે ઉત્તરાયણ છે એ સાંભળતાં જ, મરવાદો, આજે નકામો ઝઘડો કરવો એ સારું નહિ, એમ વિચારી તે ચુપચાપ ખાવા માંડ્યો,

ચાર છ કોળિયા ખાધા પછી તેણે કહ્યું.' શાકમાં મરચું વિશેષ છે!'

સ્વાદ તો મરચાંનો જ છે ને. મરચું અને બટાટા વિના ડુંગળી મળચટી લાગે.'

પણ આટલું બધું!

કેટલું, પાશેર તો નથી ને?

અરે, એથી યે વિશેષ લાગે છે!'

હા, આજે તમને બધામાં કંઇને કંઇ ખામી જણાશે, કારણ કે કોબીજનું શાક નથી થયું ને.

ત્યારે શું હું જૂઠું કહું છું. જાણીબુઝીને દોષ કાઢું છું?

જે હોય તે. હવે થયું ન થવાનું નથી. પછી ભલે મીઠું વધારે હોય કે મરચું.'

મનહરે પાણીના ઘુંટડા સાથે બીજા ચાર છ કોળિયા ખાધા. પછી તેણે કહ્યું: 'આજે તહેવાર

હતો તો કંઈક ગળી ચીજ બનાવવી હતીને.'

ત્યારે એમ કહોને ગળી ચીજ ખાવાની ઇચ્છા હતી. મરચાનું તો એક બહાનું હતું. પત્નીએ સસ્મિત કટાક્ષમાં કહ્યું.

આ કટાક્ષથી મનહર ગુસ્સે થયો પણ તહેવાર છે એ વિચારે શાન્ત બની ગયો અને બોલ્યો. ' ગળી ચીજ ખાવાની ઇચ્છા એ શું ખરાબ વાત છે !

' ખરાબ તો નહિ પણ ચાટણવેડા તો ખરાજ.'

' કોઈ કોઈવાર ખાવું એ પણ ચાટણવેડા કહેવાય !'

પત્ની નિરુત્તર રહી.

મનહર પોતાનું સ્વાભિમાન ઘવાયા છતાં ચૂપ-ચાપ ઊભો થઈ ગયો. તેના હૃદયમાં પત્ની પ્રતિ નરી ઘૃણા ઊભરાતી હતી.

૨

મનહરના મકાનથી થોડેક છેટે પરશુ કાકા રહેતા હતા. અસલ જૂનવાણી વિચારના. પણ જમાનાના ખાધેલ એટલે મધુ તિષ્ઠતિ જિહ્વાગ્રે એ એમનો સિદ્ધાંત હતો. જૂનવાણી ઓઓની જેમ પારકી પંચાત અને નિંદા એમના મુખ્ય વિષય હતા. મનહરને તેમની સાથે ઠીક મેળ હતો. તે જ્યારે ઘરથી કંટાળતો ત્યારે તેમની પાસે જઈ બે ઘડી બેસતો પરશુકાકાની પારકી પંચાતિયા ડાયરીમાં તેના ગૃહજીવનની કથની પણ નોંધાએલી હતી પણ મનહરના મુખે એ વિષે હરફ પણ ઉચ્ચારતા નહિ. પાછળ તો તેની નિંદા અવશ્ય કરતા.

મનહર જમી રહીને તેના દિવાનખંડમાં ગયો. એક સિગારેટ સળગાવી, ધૂમાડા કાઢતાં તેણે પરશુ-કાકા પાસે બેઘડી બેસવા જવા વિચાર કર્યો. એટલામાં એક માણસે અંદર આવી કહ્યું. આપને રામુની બા બોલાવે છે.'

' કેમ ?'

એની ખબર નથી. રામુ બિમાર છે. તમને બોલાવ્યા છે!

મનહરે જલદી જલદી બેચાર દમ લગાવી સિગારેટ ફેંકી દીધી; અને કપડાં પહેરી ચાલવા માંડ્યું. નોકરને કહ્યું કે પૂછે તો કહેજે કે કામ હોવાથી બહાર ગયા છે.'

ગૌરીશંકર મનહરની ઓફીસમાં જ કામ કરતા હતા. એક વરસ પર તેમનું મરણ થયું હતું મરતી વખતે તેમણે મનહરને કહેલું કે મારાં બાળબચ્ચાંની ખબર રાખતો રહેજે. ત્યારથી મનહર અવારનવાર તેમના ઘરની મુલાકાત લેતો અને બનતી સહાય કરી પવિત્ર આશયે મિત્ર ધર્મ બજાવતો હતો.

મનહરે ગૌરીશંકરના ઘેર પહોંચતાં જ પૂછ્યું, રામુને કેમ છે !'

' સારું છે, હમણાં જ સુઈ ગયો.'

ગૌરીશંકરની પત્નીની ઉમ્મર પચ્ચીસ છવ્વીસ વરસની હતી. ઘઉંવર્ણો રંગ, ઘાટીલું શરીર, નખ-શીખ સાધારણ સુંદર. આંખો મોટી અને કરુણા-ભરી હતી.

આવનાર માણસ તો કહેતો હતો કે રામુની તબીઅત સારી નથી. !

ના, ખાસ એવું કંઇ નથી. સાધારણ શરદી છે. દવા પીવડાવી છે. પછી રામુની માએ કંઈક સ્મિત કરતાં લજ્જાળુ વાણીમાં કહેવા માંડ્યું. ' આજે તહેવાર હતો એટલે ખાવાનું બનાવ્યું હતું. થોડુંક ખાશો !'

પણ મેં હમણાં જ ખાધું છે. ખાઇને ઊઠ્યો એટલામાં તમારો માણસ બોલાવવા આવ્યો.

રામુની માના મોં પર ઉદાસીનતા ફરી વળી. દર્દભર્યા કંઠે કહ્યું. આજે તમારે અહીં ખાવાનું છે એમ સવારે જ કહેવડાવવાની હતી પણ કામ કરવા-વાળો છોકરો થોડા દિવસથી આવતો નથી. એટલા માટે તો અમારા એક ઓરડાના ભાડવાત અત્યારે ભાડું આપવા આવેલા તેમની સાથે સંદેશો મોકલી તમને તેડાવ્યા. કહો તો લાવું.'

મનહરને લાગ્યું કે ના કહીશ તો ખોટું લાગશે, તદુપરાંત તે અરધો ભૂખ્યો હતો તેણે પૂછ્યું શું શું બનાવ્યું છે !"

શીરો પૂરી, બટાકાવડા, કચોરી, કોબીજનું શાક, પાપડ, રાયતું, ચટની એવું એવું. જે જે ચીજ

તમને ભાવે છે. એવી ચીજો બનાવેલી છે.

પોતાની રુચિ પ્રમાણેની ચીજોનાં નામ સાંભળી મનહરના મોંમાં પાણી આવી ગયું. 'વારુ, તમારી મહેનત નકામી નહિ જવા દઉં. પણ બધું થોડું લાવજો.'

રામુની માનું મોં ખીલી ઊઠ્યું. તે ઝડપથી ઊભી થઈ રસોડામાં ગઈ.

મનહર વિચારવા લાગ્યો, આ સ્ત્રી જેની હું મહિને એકાદવાર ખબર કાઢું છું તેને મારી રુચિનું કેટલું ભાન છે અને મારી પત્ની જેનું હું ભરણ-પોષણ કરું છું જેને માટે હું મારો પ્રાણ સુદ્ધાં આપી દઉં તેને મારી કંપ પરવા જ નહિ!'

રામુની મા બધી વાનગીઓ થાળામાં પીરસીને લાવી અને તે મનહર સમક્ષ મૂકી. મનહરે ખાવાનું શરૂ કર્યું એટલે રામુની માએ કહ્યું. 'એમના મરણ પછી આજ અહીં જમ્યા ન હોત તો મને ખોટું લાગત.'

મનહર રામુની માના મોં તરફ તાકી રહ્યો હતો. એ મોં પર પ્રસન્નતાની ઝલક હતી. મનહરને એ બહુ જ સુન્દર લાગી. તેણે મનમાં વિચાર્યું. 'આ પત્ની હોત તો!

મનહરના હૃદયમાં આવો ભાવ ઉત્પન્ન થવાનો આ પહેલો જ પ્રસંગ હતો.

ભોજન પુરું થતાં મનહરે પાન ખાધું. પછી રામુની માએ સિગારેટની ડબ્બી આપી મનહર સાશ્ચર્ય બોલ્યો. 'સિગારેટ પણ મગાવી હતી!

મનહર મુગ્ધ બની ગયો સિગારેટ સળગાવતાં વિચારવા લાગ્યો. આવી સ્ત્રી અને તે વિધવા! છતાંય લોકો ઇશ્વરને દયાળુ કહે છે.

થોડીવાર પછી મનહર ઘેર જવા નીકળ્યો. રસ્તામાં રામુની માની મૂર્તિ તેની આંખોમાં નાચતી હતી. અને કાનોમાં 'જે જે ચીજ તમને ભાવે છે એ ચીજો બનાવી છે' એ શબ્દો ગૂંજતા હતા.

ઘેર પહોંચતાં જ તેના પત્નીએ પૂછ્યું, 'ક્યાં ગયા હતા!'

મનહરે ગંભીરપણે કહ્યું. 'સ્વર્ગની સહેલગાહે.'

'તો પાછા કેમ આવ્યા?'

'ત્યાં નરકના પ્રાણીઓને રહેવાનો અધિકાર નથી.'

'તો નરકમાં જ ચાલ્યા જવું હતું ને.'

'આ ઘર વિના બીજે ક્યાંય નરક છે ખરું?'

'આ નરક હોય તો તમે આ નરકમાં રહો. હું કાલે મારા પિયર ચાલી જઈશ.'

મનહર નિરુત્તર રહ્યો.

૩

મનહરની પત્ની રિસાઈને પિયર ચાલી ગઈ એ વાતથી પરશુકાકાને ખબર પડી તેમના મનમાં તો જાણે સોનેરી અવસર સાંપડ્યો હોય એટલો આનંદ થયો. તેમણે તેમની ટેવ મુજબ લોકોને કહેવા માંડ્યું જોયોને પેલો મનહર! પેલા ગૌરી-શંકરની વિધવાને ત્યાં જાય છે તે. ચાંદના ટુકડા જેવી રૂપાળી બૈરીમાં શું કહેવું છે તે લડીઝઘડીને પિયર કાઢી મૂકે છે! દાળમાં કંઈક કાળું લાગે છે!' લોકો, અરે મનહરનાં પાડોશી પણ પરશુકાકાની વાત કહેતાંની સાથે જ માનતાં થઇ ગયાં. અને કહેવા લાગ્યાં 'દુનિયામાં લોકો કહે છે કંઈ અને કરે કંઈ. કેવી વિચિત્રતા!'

મનહરનાં પાડોશી તેના દામ્પત્ય જીવનથી જ્ઞાત હોવા છતાં પરશુકાકાની વાત સાચી માની બેઠાં. અને જતાં આવતાં મનહરને જોઇ જોઇ અંદરોઅંદર ટીકા કરવા લાગ્યાં. દુનિયાની ખરી વિચિત્રતા તો એ છે કે લોકો સત્યને બદલે અસત્યને પહેલું માને છે

પત્નીના પિયર જવાથી મનહરને પહેલા બે ત્રણ દિવસ તો શાન્તિ મળી પણ ક્રમશઃ તે કંટાળવા માંડ્યો. તેને લાગ્યું કે પત્ની હતી ત્યારે ઘર નરક તુલ્ય લાગતું હતું પણ તેના જવાથી કંઈ સ્વર્ગ જેવું બની ન ગયું. તે ખૂબ જ ગંભીર અને શોકમગ્ન રહેવા લાગ્યો, જ્યારે માણસમાં હૃદયમાં કોઇ વસ્તુ પ્રતિ ભાવ અને અભાવ બન્ને પીડાકારક લાગવા માંડે ત્યારે તે વિહ્વળ બની ગયું.

પત્નીના પિયર ગયા પછીનો એ પહેલો રવિ-વાર હતો, મનહરે સવારે પથારીમાંથી ઊઠતાં નિશ્ચય કર્યો કે આજે સારામાં સારું ભોજન બનાવું પણ

વળી પાછો આળસના લીધે વિચાર બદલાઈ ગયો. આજ તો રામુના ત્યાં જ ખાવા જઉં તો? ત્યાં ભોજન પણ થશે, બપોરનો આરામ પણ લેવાશે, રાંધવાની ખટખટમાંથી બચી જવાશે ને દિવસ પણ ઝટ આલ્યો જશે.

તેણે નોકર સાથે રામુની માને સંદેશો કહેવડાવી દીધો. તે દસેક વાગતાં ગૌરીશંકરના ઘર તરફ જવા નીકળ્યો. પરશુ કાકા રસ્તાના ઓટલા પરની તેમની બેઠકે બેઠા હતા. તેમણે પૂછ્યું 'કયાંની તૈયારી કરી છે?'

મનહર ઊભો રહ્યો અને બોલ્યો, 'ગૌરીશંકરના ઘર તરફ બહુ વખતથી ગયો નથી. આજ તો ખાવાનું પણ ત્યાં છે; હાથે બનાવતાં આળસ આવે છે.'

ગૌરીશંકરની વહુ જેવું સ્વાદિષ્ટ ભોજન બનાવે એવું રોજ ઘેર બનતું નહિ હોય' પરશુકાકાએ રહસ્યભરી રીતે સ્મિત કરતાં કહ્યું.

મનહરે એ સ્મિતનો ગંભીરપણે વિચાર કરતાં કહ્યું. 'હા, સ્ત્રીએ બનાવેલા ભોજનમાં સ્વાદ અવશ્ય આવે છે. પણ એટલા માટે નહિ કે એ સ્ત્રીએ બનાવ્યું છે પણ એટલા માટે કે એક અનુભવી વ્યક્તિએ રસોઇ બનાવી છે માટે. મને કે કોઈને પણ રસોઇનો અનુભવ હોય તો હું કે કોઈ પણ સ્વાદિષ્ટ ભોજન જરૂર બનાવી શકીએ.'

પરશુકાકા મનહરની વાત ન સાંભળતા હોય એમ બોલ્યા. 'જ્યારે બનાવનાર પોતાના મનભાવતું હોય ત્યારે ભોજન પણ સુસ્વાદિષ્ટ બની જાય છે. કયારે પાછા-ફરવાના?'

'હવે તો સાંજનો પાછો આવીશ. બપોરે ત્યાંજ આરામ કરીશ.'

'ઠીક છે, પત્નીની ગેરહાજરીમાં મન-બહેલાવવાનું કોઈ સાધન તો જોઈએ જ ને?"

મનહર ચોંકી ઊઠયો. પરશુકાકા પ્રતિ તીવ્ર નજર નાખતાં કહ્યું. 'એટલે?'

'એટલે! તમારા દિલને જ પૂછોને! આ વાળ કંઇ તાપમાં બેઠે ધોળા થયા નથી! પરશુકાકાએ માથા પર હાથ મૂકી કહ્યું.

કોઈના સંબંધમાં આવો ઉતાવળે કે અનુમાનથી અભિપ્રાય આપો ત્યારે તો એમજ લાગે છે કે વાળ ધોળા કરવા તાપમાં બેસવાનું કષ્ટ પણ તમે સહન કર્યું નહિ હોય. માથું ચુનામાં નાખી વાળ તરત સફેદ કરી નાખ્યા લાગે છે!

'તમારું ધારવું સાચું પણ હોય, પણ હું એકલોજ આમ કહેતો નથી. બીજાં લોકો પણ આમજ બોલે છે. તમે સંસારને જેટલો બેવકૂફ સમજો છો અથવા બનાવવા ચાહો છો એટલો એ બની શકતો નથી.'

સંસાર સદાયે બેવકૂફ રહ્યો છે અને રહેવાનો, સાંભળ્યું પરશુકાકા? સંસાર વાસ્તવિકતાને બહુ ઓછી પિછાને છે, વધારે તો એ ભ્રાન્તિઓનો જ ગુલામ રહ્યો છે!

'ઠીક કહો છો, સંસાર જેને રક્ષક સમજે છે તે ભક્ષક નીકળે એ ભ્રાન્તિ છે! પરશુકાકાએ વ્યંગમાં કહ્યું.

'ના, એ ભ્રાન્તિ નથી. જ્યારે રક્ષક ભક્ષક બની જાય ત્યારે ભ્રાન્તિ કેમ કહેવાય? પણ સંસાર એ નથી વિચારતો કે જેને તે ભક્ષક સમજે છે તે સંભવ છે કે રક્ષક પણ હોય. વાસ્તવિક ભ્રાન્તિ આ છે!

પરશુકાકા, હા...હા...કરી હસી પડયા અને બોલ્યા, 'ભાઈ, તમારું તત્વજ્ઞાન વિચિત્ર છે. વારુ, જાઓ, ત્યાં તમારી રાહ જોવાતી હશે. મારા તરફથી કોઈ જાતની શંકા રાખશો નહિ!

મનહર ઘડીભર અવાચક ઊભો રહ્યો. પછી જ્યાં પાપ નથી ત્યાં ડરશો? એમ વિચારી ચાલવા લાગ્યો.

રામુની માએ મનહરનું સ્વાગત કર્યું. મનહરે ભોજન કરી લીધું પછી કહ્યું. 'અત્યારે કોણ ઘેર જાય છે, બે ઘડી અહીંજ પડયો રહીશ!

રામુની મા નિરુત્તર રહી. તેના મોં પર ચિન્તાની રેખાઓ ફરી વળી, એ દેખી મનહરનું હૃદય

ધડકી ઉઠયું, તેણે કહ્યું ! અહિં રહેવામાં કંઇ વાંધો છે !'

'ના, મને તો કંઇ વાંધો નથી. મને તો આનંદ થશે પણ...'

'પણ...પણ શું ?' જલદી કહો

રામુની માએ આંસુ ભરી આંખે કહેવા માંડયું 'શું કહું, તમે મને નીચ સમજશો.

તમારા ઉપકાર હું કદાપિ ભૂલીશ નહિ તમારો બદલો સાત ભવ સુધી વાળી શકીશ નહિ. પણ... પણ...લોક જીભે કંઇ તાળાં દેવાય છે !'

મનહર ઉતાવળે બોલી ઊઠયો. હા, હા, હું તમારું કહેવું સમજી ગયો. તમારો ખ્યાલ ખરેખર સાચો છે. મારી ભૂલ હતી હું જઉં છું, હવે કદાપિ અહીં નહિ આવું '

'ના, ના. હું એમ કહેતી નથી કે તમે અહીં બિલકુલ ના આવશો.' રામુની માએ વ્યાકુળ બની જઈ કહ્યું.

'ના, ના. આવવાની જરૂર પણ શી છે ? હવે નહિ આવું. હવે નહિ આવું હવે નહિ આવું.' એટલુ કહી મનહર પાગલની જેમ ત્યાંથી ભાગી નીકળ્યો.

૪

લોકોમાં પોતાના ચારિત્ર્ય વિષે ખોટો ખ્યાલ હોય કે બંધાય એ વિચારે જ મનહરનું માથું ભમી ગયું તદુપરાંત કજીઆખોર પત્નીથી દુઃખી તો હતો જ એટલે જાણે મોટર નીચે કચરાઈ જઉં, દરિયે પડું, આગગાડી નીચે કપાઇને મરી જઉં' આમ આત્મહત્યા કરવાના વિચાર તેના સંસારથી કંટા ળેલા મગજમાં ઉભરાવા લાગ્યા. તે બેશુદ્ધ શો રસ્તા પર ચાલે જતો હતો.

સામેથી તેનો મિત્ર ઉમેશ આવતો હતો. તેણે પાગલની જેમ ચાલ્યા જતા મનહરના ખભા પર હાથ મૂકી પૂછ્યું, આમ કેમ થઇ ગયો છે ? ક્યાં જાય છે ?'

'તો ચાલ મારી સાથે ગાંધી હોલમાં. આજે જાણીતા સમાજ સેવક દુષ્યન્તરાયનું નારી સમાજ વિષે ત્યાં વ્યાખ્યાન છે.'

બન્ને મિત્રો ગાંધી હોલમાં પહોંચ્યા ત્યારે શ્રી દુષ્યન્તરાયનું ભાષણ ચાલુ થઇ ગયું હતું...

"...નારી એ સમાજનો સ્થંભ છે...નારીના સંસ્કાર, ગુણ અને જ્ઞાન પર દેશ અને દુનિયાની આબાદી છે...નારી સમાજને ઉચ્ચ કક્ષાએ લઈ જવા જૂનવાણી વિચારકો સામે ઉભા રહી સમાજમાં ક્રાન્તિ આણવા આત્મશ્રદ્ધાવાન અને ત્રણ સ્ત્રી-પુરુષ કાર્યકરોની ખાસ જરૂર છે...સ્ત્રી સમાજના વિકાસ અને આબાદી માટે કામ કરતા પુરુષ કાર્યકરો માટે ભલે તે નાનો કે મોટો કાર્યકર હોય પણ ખૂબ જ સહન-શીલતા અને અડગ આત્મશ્રદ્ધા કેળવી કામ કરવું પડે છે...સમાજ સત્ય શોધવાની દરકાર કર્યા સિવાય આવા કાર્યકરો સામે જેમ તેમ આરોપો પણ મૂકી દે છે. પણ આવા કાર્યકરો સમજે કે લોક જીભે કંઇ તાળાં દેવાય છે ? તેમણે તો તેમનું કામ એક નિષ્ઠા અને પવિત્ર આશય વડે લોકોની પરવા કર્યા સિવાય કરેજ જવું જોઇએ પવિત્ર માણસે ડરવાનું હોય જ શા માટે ?...નારી સમાજમાં જ્ઞાન અને સંસ્કારની જેટલી વધુ સંગીનતા એટલો સમાજને વધુ લાભ છે એ નિશ્ચિત છે..."

દુષ્યન્તરાયના ભાષણે મનહર પર સારી અસર કરી, લોકો ભલે ગમે તેમ કહે પણ હું પવિત્ર છું પછી મારે ડરવાનું શા માટે : વ્યાખ્યાનકારે પ્રેરેલા એ વિચારે મનહરનું થોડાક કલાક પહેલાનું શંકા-શીલ મન શાન્ત બની ગયું. અને તે પોતેજ બોલી ઊઠયો. 'લોક જીભે કંઇ તાળાં દેવાય !'

# વિયામ કિરણો

(પ્રયોજક : શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ એલ એલ બી: વકીલ

ભૂરી છત્રી નીચે ચમકતો રાત્રિ દીપક શ્વેત શય્યાઓ ઉપર ફિક્કો રૂપેરી પ્રકાશ નાખી જ્યોત્સ્નાની ઝાંખી કરાવવા મથી રહ્યો હતો પરિચારિકાના ગણવેશમાં કમલા ખંડના એક છેડે બેઠી હતી : એની ને દર્દીઓ વચ્ચે એક નીચે પડદો હતો. એનું મોહક વદન એક નાજુક રેશમી કપડા પર વળેલું હતું અને એની ચંચલ અંગુલિઓ એક યંત્રની માફક એના પર ભરતકામ કરી રહી હતી. સામેની દિવાલ પર ઘડિયાળ ટક ટક કરી રહ્યું હતું તે સિવાય ચોમેર સુરમ્ય શાંતિ પથરાઈ ગઈ હતી.

એ શું! કોઈ ધીમેથી ખાનગી વોર્ડ નં. ૯ નું. બારણું ઉઘાડતું હતું. વૃદ્ધ પરિચારિક શ્રીમતી કસ્તુરીને અત્યારે શું કામ હશે ? પોતાનું ભરતકામ ટેબલ પર મૂકી, કમલા પોતાના વોર્ડને બીજે છેડે આવેલા ખાનગી વોર્ડ નં. ૯ ના મુખ્યદ્વાર આગળ જઈ પહોંચી. પરંતુ બારણાનો હેન્ડલ એના હાથમાં જ રહી ગયો. એ જમીન સાથે જડાઈ જ ગઈ. એના શ્યામ નયનો ભયથી ચકળ વિકળ થઈ રહ્યા. ચશ્મા પહેરેલું એક સંપૂર્ણ હાડપિંજર નિદ્રાવશ થયેલા શ્રીમતી કસ્તુરીના દેહ પર નમી રહ્યું હતું. એનું એકેએક હાડકું ચમકારા મારી રહ્યું હતું. પથારીની નજીકની ટીપાઈ પર શસ્ત્રક્રિયાનાં સાધનોની એક પેટી ઉઘાડી પડી હતી. આ અણધાર્યું દૃશ્ય નજરે પડતાં કમલાના ગળામાંથી અવાજ પણ નીકળી શક્યો નહિ. પોતે સ્વપ્નું તો જોઈ રહી નહોતી ?

બારણું ઉઘાડવાનો પ્રયત્ન થતો સાંભળી પેલું હાડપિંજર દ્વાર તરફ વળ્યું નજીક ખસી આવતા ભયની ભાવનાએ કમલામાં હિંમત પ્રેરી. ધડાકાબંધ બારણું બંધ કરી એ નાસી છૂટવાનો વિચાર કરતી હતી ત્યા પેલું હાડપિંજર બોલ્યું.

" કમલા ! દીકરી ! તારે ગભરાવાની બિલકુલ જરૂર નથી. હુ તારો પિતા છું. "

" પણ...પણ...મારા પિતાશ્રી તો અમેરિકા ગયા છે " ધ્રૂજતા ધ્રૂજતાં. કમલાએ ઉત્તર દીધો.

" હું ગઈકાલે જ આવ્યો. કમલા સીધોજ હું ટેકરી પર આવેલી મારી પ્રયોગશાળામાં ગયો હતો. હું વિયામ કિરણો શોધવામાં સફળ થયો છું. જગતના તમામ અસાધ્ય દર્દોનો ઈલાજ મેં પ્રાપ્ત કર્યો છે. પરંતુ એ કાર્યમાં મને અકસ્માત નડયો. મ્હારાં હાડકાંમાં રેડિયમ વ્યાપી ગયું ને મ્હારો દેહ અદૃશ્ય બની ગયો, " પેલા હાડપિંજરે પોતાની વાત પૂરી કરી.

" અરે, તને ખાત્રી નથી થતી, કમલા ! " હાડપિંજરે પોતાની કથા ચાલુ કરી. "જો" નજીક પડેલી એક સફેદ બરણીનું ઢાંકણું ઉઘાડી તેણે થોડોક સફેદ પાવડર બહાર કાઢયો. યંત્રવત પેલા હાડપિંજરના હાથે એ પાવડર માથા તે મોઢા પર લગાવ્યો. માંસ વિહોણું હાડપિંજર જાણે પૂરાઈ જતું હોય તેમ જણાયું. થોડી-જ વારમાં એના પિતાની આબેહૂબ મૂર્તિ ત્યાં ખડી થઈ. કમલાના આશ્ચર્યનો પર રહ્યો નહિ.

" હવે બેટા " તેણે આગળ ચલાવ્યું " તારે ભય પામવાની કોઈ જ જરૂર નથી. અહીં મારી પાસે આવી મને મદદ કર. " વિચિત્ર સાધનો વડે તેને કામ કરવાની શરૂઆત કરી.

" તમે મારા પિતાજી હશો. પણ આ ખંડમાં શું કામ આવ્યા છો ? " ભયભીત દિલે કમલાએ પ્રશ્ન કર્યો.

" આ દર્દી ઉપર હું મ્હારી શોધનો પ્રયોગ કરવા ધારૂં છું "

" તમે ગમે તે હો પણ તમે આમ પ્રયોગ કરી શકો નહિ. આવતી કાલે સવાર સુધી આ વોર્ડની દેખરેખ મારે રાખવાની છે. મોટા ડોકટરની પરવાનગી સિવાય હું તમને એક પણ દર્દીને સ્પર્શ કરવા નહિ દઉં. "

પેલું હાડપિંજર ધૈર્ય ગુમાવતું જણાયું " જો કમલા, તું જાણે છે કે આ કસ્તુરીનું દર્દ અસાધ્ય છે. એનું અવસાન થાય ત્યાં સુધી એને દુઃખ ન પડે એ માટે તમે માત્ર ટેકો કરી રહ્યાં છો. આજ ખરું પૂછો તો એના અવસાનની જ તમે વાટ જોઈ રહ્યાં છો આજ સુધી જગતે જાણ્યાં નથી એવાં કિરણો મેં હમણાં જ શોધી કાઢ્યાં છે અને એ અદ્ભુત શોધ દ્વારા હું એને સાજી કરી દેવા માગું

છું. આ બિચારીને જીવવાની તક પણ તું છીનવી લેવા માગે છે ! ચાલ બેટા, મને મારું કામ કરવા દે. તારા પિતાએ શોધેલાં અદ્દભુત કિરણોની શક્તિની તું જાતે જ સાક્ષી બન."

એમ કહી એણે પોતાના હાડકાંના હાથ ઉપર કાંઇક ગૂંથવાના સોયા જેવું મઢાવી, કસીને બાંધ્યું. પછી વીજળીની ચાંપ દાબી, ફિક્કી સુકલકડી બની ગયેલી સ્ત્રીની આખી દેહદષ્ટિ પર ગુલાબી પ્રકાશ નાખવામાં આવ્યો. છૂટા હાથથી એ હાડપિંજરે એના પાટા ઉકેલી છાતી પરનું ચાંદુ ખુલ્લું કર્યું પછી પેલા પ્રકાશને એના ચાંદા પર કેન્દ્રિત કરવામાં આવ્યો. સોય ને ચપ્પા જેવું એક હથિયાર લઇ ખૂબજ હોશિયારીથી એણે ચાંદું સાફ કર્યું. લોહીનું એક ટીપું પણ પડ્યું નહિ એ જાદુઇ ચપ્પાની કરામત નીચે માત્ર માંસપેશીઓ યોગ્ય રીતે ગોઠવાઇ ગઇ. દર્દ વાળું માંસ દૂર થતાં કમલા તંદુરસ્ત માંસ જોઇ શકી. આ ચાંદા પર શસ્ત્રક્રિયા કરતાં ભલભલા ડોક્ટરો મુંઝાતા હતા. એમ કરવા જતાં લોહી છૂટશે ને ફરી ને બંધ થશે જ નહિ એવી તમને બીતિ રહેતી. પરંતુ આ હાડપિંજરે ખૂબ જ કરામત દાખવી, બીજા કોઇની પણ મદદ લીધા સિવાય શસ્ત્રક્રિયા સફલતાથી પાર પાડી.

"હવે નવા પાટા બાંધી દે, કમલા ! આપણે થોડા બીજા કેસો પર અજમાયશ કરીએ. પેલા હાડપિંજર પાછળ પાછળ કમલા એક ખાટલેથી બીજે ખાટલે ફરી. અને ચમત્કારિક રીતે દર્દી નાબુદ થતાં જોવા બીજે દિવસે સવારે સર્જન હરિકૃષ્ણ કસ્તુરીને ખાટલામાં બેઠે બેઠે લહેરથી ન્હાતી જોઇ આશ્ચર્ય ચકિત બની ગયા.

"સાહેબજી, ડાકતર સાહેબ !" તેણે ડોક્ટરને ઉલ્હાસ ભર્યા દિલથી આવકાર આપ્યો, "મને ખૂબ સરસ ઊંઘ આવી આજે મને ખૂબ આરામ જણાય છે.

૨

ડોક્ટર હરિકૃષ્ણ આંખે જોયેલી વાત માનવાં તૈયાર નહોતો ગઇ કાલે જેની ઘડીઓ ગણાતી હતી એ શ્રીમતી કસ્તુરી આ હોઇ શકે ? વિચારલીન દશામાં જ એમણે પાટો છોડ્યો. અંદરનો તંદુરસ્ત લાલ ઘા જાણે એમની મજાક ઉડાવી રહ્યો હતો. પરંતુ એટલાથી કાંઇ પૂરું થવાનું નહોતું. 'કેન્સર' વાળા આખા વોર્ડમાં એવા જ ચમત્કારો બન્યા હતા. ડોક્ટર હરીકૃષ્ણનું મગજ કશું કરતું નહોતું, એમના મદદનીશોના આશ્ચર્યનો પણ પાર નહોતો. ડોક્ટર હરિકૃષ્ણે કમલાને બોલાવી મગાવી.' અત્યારે બિચારી ઊંઘતી હશે. " મેટ્રને વાંધો લીધો. પરંતુ તાકીદનું અને અગત્યનું કામ હતું એમ ડોક્ટરે તેને સમજાવ્યું. કમલા ઘેનભર્યા નયને ત્યાં આવી ઊભી.

" કમલા !" ડોક્ટર હરિકૃષ્ણનો સ્પષ્ટ અવાજ સંભળાયો. " ગઇ રાત્રે તમારા વોર્ડમાં કોઇ ચમત્કાર બન્યો જણાય છે. તમે ઊંઘતાં હશો છતાં એ વાત તમારી જાણ બહાર નહિ હોય આખીયે હોસ્પીટલ આજે એજ વાત કરી રહ્યું છે તમે કાંઇ કરી શકશો ? "

"જરૂર " કમલાએ ઉત્તર દીધો, ગઇરાત્રે મારા પિતાજી અત્રે આવ્યા હતા. તેમણે શોધેલાં નવાં વિયામ કિરણોથી તેમણે ગઇરાત્રે બધા જ કેન્સરના દર્દીઓની સારવાર કરી છે. "

" તમારા પિતાજી ! ડોક્ટર શ્રી કાન્ત !!!–એ અમેરિકા ગયા છે. "

" હા, પણ એ મ્હારા પિતાજી જ હતા. આખા વોર્ડમાં હું એમની સાથે ફરી છું ને !"

"ત્યારે અત્યારે એ ક્યાં ગયા છે ! એમણે સીધા દવાખાનામાં આવી મ્હારી પાસેથી પોતાનો ચાર્જ સંભાળી લેવો જોઇતો હતો. આમ રાત્રે આવવાનું કશું જ કારણ નહોતું. એમ ત્યારે એમણે કોઇ ચમત્કારિક કિરણોની શોધ કરી છે. પણ કહેતો ખરી, કમલા ! એ છે ક્યાં ?"

"તમે એમને જોઇ શકશો નહિ. ડોક્ટર. એ અદૃશ્ય છે. " કમલાએ ઉત્તર દીધો.

"અદૃશ્ય ! એટલે હજી આંખમાં ઊંઘ છે કે શું ? વેલ્સની નવલકથાઓ તો વાંચતાં નથી ને !" અધરાઇથી ડોક્ટર હરીકૃષ્ણે પ્રશ્ન કર્યો

" નારે, ડોક્ટર ! હું આપને ખરું જ કહું છું એ અદૃશ્ય છે. એમનાં નવાં કિરણોનો પ્રયોગ કરતાં

એમને કોઈ અકસ્માત નડેલો એમનાં શરીરમાં આ વિયામ કિરણો એટલાં તો ઘુસી જવા પામ્યાં છે કે તે આપણી આંખે અદશ્ય છે. ફક્ત એમનાં તેજસ્વી હાડપિંજર જ આપણી નજરે પડે છે.

ડોક્ટર હરીકૃષ્ણ ઘડીભર અવાક્ બની ગયા. પછી સ્વસ્થ થઈ તે બોલ્યા, " એ ગમે તેમ હોય પણ મ્હારે તારા અદશ્ય પિતાજીને મળવું જ પડશે. મ્હારી પરવાનગી સિવાય મ્હારા દર્દીઓની સારવાર હું કોઈને કરવા ન દઉં. "

" પણ ડોક્ટર, મ્હારા પિતાજીએ કોઈનેય નુકસાન પહોંચાડયું નથી. એક ચમત્કાર બન્યો છે એવું તમે જાતે કબુલ કરો છો. " કમલાએ પિતાનો પક્ષ ખેંચ્યો.

૩

સજ્જનો ને સન્નારીઓ,

" આપ મને જોઈ શકતા નથી માટે હું દિલગીર છું. પરંતુ મ્હારો અવાજ આપ સાંભળી શકો છો તેથી મને આનંદ થાય છે. " ડોક્ટર શ્રીકાન્તનો ધીર ગંભીર અવાજ ખાલી રંગમંચ પરથી ગાજી રહ્યો. ડોક્ટરો અને વિદ્યાર્થીઓથી આખોય હોલ ચિકાર ભરાઈ ગયો હતો. " આખરે હું વિયામ કિરણોની શોધ કરી શકયો છું એ હકીકત જાહેર કરતાં મને આનંદ થાય છે.

કોઈપણ દર્દ એ કિરણોની સારવારથી નાબુદ થાય છે. છેલ્લા કેટલાક દિવસોમાં આપે આપની આંખે એની અમોઘ શક્તિ જાણી છે. એટલે એની અફળતા માટે હું લાંબી વાતો નહિ કરું આ ચમત્કારિક શોધ કરવાનો પ્રયત્ન કરવા જતાં મ્હારો દેહ એ વિયામ કિરણોથી પુરાઈ ગયો છે તેથી હું અદશ્ય બની ગયો છું. "

પછી ડોક્ટર શ્રીકાન્તે આ શોધની વિગત ઝીણવટભરી રીતે સમજાવી બધાને મુગ્ધ કરી મુક્યા.

૪

ધીમે ધીમે કમલા એના અદશ્ય પિતા સાથે રહેતાં ટેવાઈ ગઈ. એક બીજા ડોક્ટર શ્રી દેવેન્દ્ર સાથે કમલાને સારો રાગ હતો એ પણ ડોક્ટર શ્રી કાન્તના હાડપિંજર સાથે રહેતાં. એક રવિવારે ડોક્ટર શ્રીકાન્તે બન્ને જણને પોતાના અભ્યાસ ખંડમાં આવવા આમંત્રણ આપ્યું. આજ સુધી ત કોઈને પણ તેની મુલાકાત લેવા યોગ્ય ગણતા નહિ. એને પવિત્ર અને ખાનગી ગણતા એટલે દેવેન્દ્ર ને કમલાને આશ્ચર્ય તો થયું જ. બધાં પરવારીને બેઠા એટલે ડોક્ટર શ્રીકાન્તે પોતાની વાત છેડી.

" જુઓ છોકરાં, મેં આજે તમને ઘણી જ અગત્યની વાત માટે બોલાવ્યાં છે. ડોક્ટર દેવેન્દ્ર, તમે કમલાને ચાહો છો એ હું જાણું છું, અને કમલા પણ તમારા માટે પોતાની જાન ન્યોચ્છાવર કરવા તૈયાર છે. પરંતુ જગતમાં સ્નેહ કરતાં પણ ઘણી ચીજો વધુ મહત્ત્વની છે. દાખલા તરીકે સેવા-માનવજાતની સેવા-દુઃખમાં સબડતી માનવજાતની સેવા. જગતની કોઈ પણ ચીજ કરતાં આ માનવસેવામાં સૌથી વધારે આનંદ આવે છે. તમે બન્ને જણે આ ઉમદા ધર્મ પસંદ કર્યો છે તેથી હું ખૂબ જ સંતુષ્ટ છું. પરંતુ મ્હારે એથી પણ અગત્યની યોજના તમારી સમક્ષ મૂકવાની છે.

હું હવે વૃદ્ધ થતો જાઉં છું. વિયામ કિરણો શોધી શકવાના અવિરત ઉત્સાહમાં મેં ઘણાં વાપરી નાખ્યાં છે. હવે મ્હારી એ મૂડી દિન પ્રતિદિન ઓછી થતી જાય છે. તંદુરસ્ત માનવદેહ સિવાય આ કિરણો માટે હજુ બીજું કોઈ યોગ્ય માધ્યમ જડયું નથી તેથી હું દિલગીર છું. મ્હારા નિર્બળ શરીરમાં હવે એ કિરણો ફરી ભરું તો તે એટલું બધું અશક્ત છે કે એનો આઘાત ઝીલી શકે તેમ નથી આ વિયામ કિરણો શરીરમાં ભરતાં કોઈ પણ જાતનું દર્દ થતું નથી એની હું તમને ખાત્રી આપું છું. ટુંકામાં તમે બન્ને જણ એ કિરણો માટે માધ્યમ બનો એવી મારી માગણી છે."

૫

ઘડીભર આખા એ ખંડમાં સ્મશાન શાંતિ છવાઈ રહી, બન્ને યુવાન દિલોએ પણ આ અણધારી વાત સાંભળી આઘાત અનુભવ્યો હતો. કમલા નો બધો ઉત્સાહ જ પડી ગયો. ડોક્ટર

દેવેન્દ્ર પોતાનો મજબૂત હાથ એના હાથ પર દાબી એને ધીરજ આપવા પ્રયત્ન કર્યો.

" પરંતુ પિતાજી, અમે પણ તમારી પેઠે કદાચ અદૃશ્ય બની જઈએ તો ! " કમલાએ જતાં જતાં પ્રશ્ન કર્યો.

" કદાચ એમ પણ બને પણ એમાં શું ! દર્દથી પીડાતી માનવતાની તમે કેટલી સેવા કરી શકશો એનો જરા ખ્યાલ કરો. તમે અનેક મનુષ્યોને મૃત્યુના મુખમાં સહેલાઇથી જતાં બચાવી શકશો. એ મનોરથ વિચારે તમારાં રોમાંચ ખડાં થતાં નથી ? તમારો ધ્યેય 'વિજય-કેન્સર' પર વિજય, મૃત્યુ પર વિજય...

"બસ." ડૉક્ટર દેવેન્દ્ર વચમાં જ બોલી ઊઠયા " બહુ થયુ હવે અમારે એ વાત વધારે સાંભળવી નથી. અમે આપના મત સાથે મળતા થઈ શકતા નથી. આપણે મૃત્યુ પર વિજય મેળવી શકતા નથી. એ કુદરત વિરુદ્ધ છે. પરમેશ્વરની શક્તિની ઉપરવટ જવા જેવુ છે. આપણે કેન્સર મટાડી શકીશું પણ મૃત્યુ પોતાનો કર એક યા બીજી રીતે વસુલ કરવાનું જ એટલે આપણે જ્યાં ત્યાં આવી ઊભા રહેવાના, માટે ડૉક્ટર શ્રીકાન્ત આ વિશ્રામ કિરણો આપણના શરીરમાંજ છો રહેતા."

" ભલે દેવેન્દ્ર ! તમે તમારી વાત કરી મને ખ્યાલ નહોતો કે તમે એટલા બધા કાયર હશો પરંતુ મ્હારી દીકરી તો એક વીર રમણી છે એ મ્હારી ઇચ્છા પ્રમાણે માધ્યમ બનશેજ." ડૉક્ટર શ્રીકાન્તના સ્વરમાં જરા ઉગ્રતા જણાઈ

ડૉક્ટર દેવેન્દ્ર ઊભા થઇ ગયા. કમલાને પણ ઊભી કરી કમલા તો બધી સાવ ફિક્કી જ પડી ગઇ હતી તે હવે તો ધ્રૂજવા લાગી

" એ નહિ બને. કમલા, ડૉક્ટર શ્રીકાન્ત ત્હારો ઉપયોગ નહિ જ કરી શકે તું એમની દીકરી છે. તેથી શું થઇ ગયું !" ડૉક્ટર દેવેન્દ્ર બૂમ પાડી ઊઠયા. "તું તારી મરજી મુજબ જીવવા કુલ મુખત્યાર છું હું ત્હને આમ દબાઇ જઇ બલિદાન થવા નહિ જ દઉં."

કમલા પોતાના પ્રિયતમના ગોરા વદન સામે જોઈ રહી એ સાચ્ચેજ તેને ચાહતો હતો એ હકીકત તે જાણતી પણ હતી. એને પોતાને પણ બીજું ચાલતું હાડપિંજર બનવું નહોતુ. "પિતાજી, હું મ્હારો નિર્ણય આપને કાલે જણાવીશ ડૉક્ટર દેવેન્દ્ર, હવે તમે સુઈ જાઓ આજે વધુ વાત કરી શકો એવી તમારી સ્થિતિ નથી. અત્યારે તમે કાંઇક બોલી જશો તો તમને નાહક ખેદ થશે માટે કૃપા કરી તમે જાઓ આરામ કરો."

ડૉક્ટર દેવેન્દ્રને કમને બહાર જવું પડ્યું. એને નિદ્રા આવે એવું હતું જ નહિ. એને આખાય પ્રશ્ન પર વિચાર કરી જોયો હતો. એ બગીચામાં જઈ એક બેન્ચ ઉપર બેઠા. એમનો જીવ ઊંચો થયો, હતો. એના પિતાજી સાથે કમલાને એકલી છોડવી બિલકુલ સલામત નહોતું. વિશ્રામ કિરણો માટેનો ડૉક્ટર શ્રીકાન્તનો ઉત્સાહ સમસમ ઘેલછાની કક્ષાએ પહોંચી ચૂક્યો હતો. ત્યાં વિચાર કરતો ક્યાં સુધી બેસી રહ્યો એનું ડૉક્ટર દેવેન્દ્રને ભાન રહ્યું નહિ જ્યારે ઠંડી લાગવા માંડી ત્યારે તે ઊભો થઇ અંદર ગયો.

યંત્રવત્ ડૉક્ટર દેવેન્દ્રે કપડાં બદલ્યાં ! બારી પર નાખેલા પડદા દૂર કરવા માંડ્યા. પરંતુ એના હાથ બારીની બારશાખ સાથેજ જડાઇ ગયા. નીચે બગીચામાં જે દૃશ્ય એમની નજરે પડ્યું તે એટલું તો ભયંકર હતું કે એના નયનો ભયચકિત બની ગયાં. એક ચમકતું હાડપિંજર બગીચાના માર્ગ પર ઝપાટાબંધ પસાર થતું હતું. એના હાથમાં એક યુવતીનો નાજુક દેહ હતો કબાટમાંથી રીવોલ્વર લઈ ડૉક્ટર દેવેન્દ્ર નીચે દોડ્યો પરંતુ પેલા હાડપિંજરને પાછળ કોઇનો અણસારો જણાઇ જવાથી તેણે પોતાની ગતિ વધારીને ડૉક્ટર દેવેન્દ્ર તેની નજીક પહોંચી જાય તે પહેલાં તે પ્રયોગશાળામાં ઘૂસી ગયું ને દ્વાર બંધ કર્યું.

ડૉક્ટર દેવેન્દ્ર પ્રયોગશાળા નજીક પહોંચ્યા ત્યારે દ્વાર અંદરની સાંકળથી બંધ હતું લોખંડના સળીઆથી તે મજબૂત કરવામાં આવેલું હતું એટલે સહેલાઇથી તૂટે તેમ નહોતુ. એક પથ્થરના વિશાળ ગેરેજ ઉપર

આ પ્રયોગશાળા રચવામાં આવી હતી. કોઇ બારી તોડીને પણ અંદર જવાય તેવું નહોતું. હવે શું કરવું ! ડોક્ટર દેવેન્દ્રને ગમ પડી નહિ કોઇ પણ હિસાબે પ્રયોગશાળાના ખંડમાં પહોંચી જવું જ જોઇએ ને તે પણ ખૂબજ જલ્દી જાણે તમામ માર્ગો બંધજ થઇ ગયા હોય તેમ લાગ્યું ! અંદર પ્રવેશ કરવાનો માર્ગ શોધવા એણે તનતોડ પ્રયત્નો કરવા માંડયા છેવટે એક નળ એની નજરે પડયો ડુબતો માણસ તરણાને પકડે તેમ ડોક્ટરે એ પાઇપ મારફતે ઉપર ચડવા માંડયું.

૬

એ પાઇપનો છેડો એક લોખંડના સળીઆ વાળી બારીમાં હતો. ડોક્ટરે દેવેન્દ્રે તે બારી દ્વારા અંદર નજર કરી. અંદરનું દશ્ય જોઇ એ ભયભીત બન્યો. એક સફેદ ટેબલ પર કમલાના દેહને સુવાડ વામાં આવ્યો હતો. એનો હાથ ખુલ્લો કરવામાં આવ્યો હતો. જે જગાથી વિષાક્ત કિરણો દાખલ કરવાનાં હતાં ત્યાં આયોડીન પણ લગાવી દીધું હતું. ડોક્ટર દેવેન્દ્રે એક હાથે પાઇપ મજબૂત પકડી રાખીને બીજે હાથે બારીની બારસાખ ઉપર પોતાના દેહને બરાબર ગોઠવ્યો. એના સફેદ કપોલ પ્રદેશ પર પ્રસ્વેદ બિંદુઓ બાઝી ગયાં. એનો કંઠ સુકાઇ ગયો. તે એક પણ શબ્દ ઉચ્ચારી શક્યો નહિ.

એટલામાં પેલું હાડપિંજર ઇન્જેકશનની સીરીંજ તૈયાર કરી ત્યાં આવી પહોંચ્યું. ટેબલ પર અનાથ દશામાં સુવાડેલી ગોરી આકૃતિ પર નમતું અને સીરીંજની સોયે પેલા હાથમાં પ્રવેશ કર્યો જ હોત ત્યાં બારીમાંથી બે ગોળીબાર સંભળાયા. પેલું હાડપિંજર ઢગલો થઇ નીચે ગબડી પડયું ગોળી-બારના અવાજથી કમલાનું ઘેન ઉતરી ગયું મૂર્છા વળતાંજ એની નજર બારી પર ટેકાયલા ડોક્ટર દેવેન્દ્ર પર પડી. એના હાથમાંની રિવોલ્વરમાંથી હજી પણ ધૂણી નીકળતી હતી. જમીન પર મૃત દશામાં પડેલો એના પિતાનો દેહ પણ કમલાની નજરે પડયો. એક ક્ષણમાં જ બધી હકીકત તેની ધ્યાનમાં આવી ગઇ. ટેબલ પરથી નીચે ઉતરી એ બારી પાસે દોડી કમલા નજરે પડતાં જ ડોક્ટર દેવેન્દ્રની પકડ નરમ પડી ગઇ. એનો ઉત્સાહ ઓસરી ગયો. મૂર્છા ખાઇને ધરણી પર ઢગ્ગ પડયો.

જ્યારે ડોક્ટર દેવેન્દ્રની મૂર્છા વળી ત્યારે ખાનગી વોર્ડના ખાટલા પર તે સૂતેલો હતો. કમલા દદંભરી ચિન્તાતુર આંખે તેના તરફ જોઇ રહી હતી. એણે નયનના ઇશારે જ પ્રશ્ન કર્યો.

" તું સલામત છે ને ? કમલા " તે બબડયો.

" હા, એ માટે તમારી આભારી છું. હું તદન સલામત છુ " એ તદન ધીમેથી બોલી " પરંતુ પિતાજી ..અરેરે !...એમને આવી અવળી મતિ કયાંથી સુઝી ? એમનું મૃત્યુ તમારે હાથે નિર્માણ થયું હશે..."

જોરથી આવતાં ડૂસકાં એ રોકી શકી નહિ.

☆



# દાઝેલું સૌભાગ્ય.

શ્રી વસંત દવે

હજુ તાપ મોળો પડ્યો ન પડ્યો હતો. ચારે દિશામાં થોડા થોડા ધૂળના ગોટા ઊડતા હતા. પાંચેક વાગ્યાનો સમય થયો હશે. કારણ પાસેની જ મિલમાંથી ભૂંગળાનો ઘોઘરો અવાજ આવતાની સાથે ભીડ મજૂરો નીકળી પડ્યા હતા. બધા મજૂરો સાથે થોડી થોડી વાતો કરતાં કરતાં સુરેશ અને નિરંજન પણ નીકળી પડ્યા. તેઓ આ મિલમાં જ કામ કરતા હતા. બન્ને મજૂર પ્રેમી યુવાનો હતા. મિલમાંથી છૂટે કે તરત જ બન્ને જણા મિલનો કોલાહલ દૂર કરવા કુદરતનો આશરો લેતા. તેમના ફરવાના સ્થાન એક ન હતાં. દરરોજ જુદે જુદે સ્થળે અને ઘણે દૂર તેઓ નીકળી પડતા, બન્ને કુંવારા હતા. અને એજ એમની સ્વતંત્રતાનું પ્રતીક હતું કોઇ તેમને અટકાવનાર ન હતું ગમે ત્યારે ખાવું, ગમે ત્યારે ગમે તે કરવું, દિવસ કે રાત્રિ જોયા વિના મજૂરો સાથે રખડવું, તેમાં તેમને કોઈની પરવાનગી લેવાની જરૂર પડતી નહીં. આજ પણ બન્ને મિત્રો દૂર દૂર ફરવા જવા વિચાર કરતા હતા. તેઓ ફરતાં ફરતાં શહેરના દરવાજા બહાર નીકળી ગયા. દરવાજા બહાર સુંદર ખળખળ કરતી નદી અખંડ વહેતી હતી બન્નેએ નદીમાં જ બેસવું ઉચિત માન્યું સારો વેકરો જોઇ તેઓ આડીઅવળી વાતોએ ચોંટ્યા. વાતોમાં પણ મુખ્ય તો મિલજ હતી. બીજા વિષયો ચર્ચા કરવા તેમની પાસે ન હતા.

"આજે સવારમાં સુરેશ તારી પર મેનેજર ગુસ્સે કેમ થયો?" નિરંજન બોલ્યો.

"કાંઇ નહિ એતો મેં પેલા ભૈયાજીનો પક્ષ તાણ્યો એટલા માટે, મુકાદમોને આપણી ઓછી પડી હોય છે? ભૈયાનો છ કરો/આજે સાતમી લાંઘણ કરે છે. છતાં તેને મિલમાં નોકરીએ આવવું પડે છે. મેં મેનેજરને જરા થોડી રજામાં છૂટછાટ મૂકવા કહ્યું ને સાહેબનો પિત્તો ઉછળ્યો." સુરેશે કહ્યું.

"પછી શું થયું! તું સાવ ચૂપ બની ગયો!" નિરંજન મોટાઇનો ડોળ કરતો. આગળ જાણવા માટે બોલ્યો.

"વારે એમ છાનું રહે આપણને પાલવે? મેં તેને બે દિવસની રજા અપાવી. બિચારો કેવો સારો માણસ, જતાં જતાં મારો કેટલો ઉપકાર માનતો હતો. તેમને........." વચ્ચેજ સુરેશને અટકાવી નિરંજન બોલ્યો.

"પણ તેના રોજનું શું કર્યું? કપાતે પગાર તે રજા ભારે પડી જાય. પાછો તેને લાંઘણ કરવાનો વખત ન આવી પહોંચે."

"કપાતે પગારે શેની!" હજી સુરેશ આગળ બોલે તે પહેલા નિરંજને કહ્યું. "જોયું સુરેશ પણે કોઈ બાઈ પેલા કૂવા તરફ દોડી જાય છે"

સુરેશનું ધ્યાન એ બાજુ ખેંચાયું થોડીવાર વિચાર કરી તે બોલ્યો. "ચાલો આપણે ત્યાં જઇશું?"

"પરંતુ......" નિરંજને આંખના ઇસારે સમજાવી દીધું

"પરંતુ શું! આપણે કાંઈ હીણું કામ કરવા થોડા જઇએ છીએ? ચાલ જલદી તે કૂવા તરફ જ જાય છે. હશે કોઇ દુઃખીઆરી બિચારી..." સુરેશ નિસાસો નાખ્યો.

અને બન્ને જણા જરા ઝડપથી પેલી બાઇ તરફ ઊપડ્યા. બાઇ તો ગાંડાની જેમ કૂવા તરફ દોડતી હતી. કૂવા કાંઠે પહોંચ્યા પછી તેણે થોડીવાર શ્વાસ લીધો. પછી ઇશ્વરને પ્રણામ કરતી હોય તેમ બન્ને હાથ આકાશ સામે જોડ્યાં, પછી કુવામાં નજર નાંખી ઘડીભર આખા શરીરે તેણે રોમાંચ અનુભવ્યો. છતા કોઇ પાકો નિશ્ચય કરીને આવી હોય તેમ તેણે ફરીવાર ઊંચે જોયું ફરી હાથ જોડ્યા, ફરી કુવામાં જોયું, અને શરીર લંબાવ્યું.

એક ક્ષણ પણ ન રોકાતાં સુરેશે દોડી બાઇને પકડી લીધી. નિરંજન કુવામાંથી પાણી કાઢવાની યુક્તિ શોધી રહ્યો હતો. બાઇ તો બેભાન અવસ્થામાં હતી થોડીવારે નિરંજન પાંદડાનો પડિયો ભરીને પાણી લાવ્યો ને બાઇના મુખ ઉપર ધીમે ધીમે છાંટવા માંડ્યો. સુરેશ તે બાઇનું માથું પોતાના ખોળામાં લઇ બેઠો હતો. થોડીવારે બન્ને જણાએ મળી તેને

નદીની રેતી ઉપર સુવાડી. નિરંજન ધીમે ધીમે પાણી છાંટતો હતો. સુરેશ તેનું માથું પોતાના ખોળામાં રાખી ધીરે ધીરે રૂમાલવતી પવન નાખતો હતો. થોડી વારે તે જરા હલી પણ જાગ્રત ન થઈ. સુરેશ તેના આખા શરીરનું અવલોકન કરતો હતો. તેના મોઢા ઉપર શીળીનાં ચાઠા હતાં. ચામડી ઘઉં-વર્ણી હતી. તેણે તેને નિરખી નિરખીને જોઈ તો તે કદરૂપી સ્ત્રી તો નજ હતી. તેના શરીર ઉપર 'વાલની વીટી' જેટલું પણ ઘરેણું ન હતું. તેના કપાળમાં સૌભાગ્યનું ચિહ્ન પણ ન હતું. સુરેશે માન્યું કે વિધવા હશે અને કાંઈ આડું અવળું કરી બેઠી, *હશે, નહીં તો આપઘાતનું કારણ શું હોય? પણ* ત્યારે પહેલા તેણે વિચાર કર્યો હોત તો......

તેની વિચારમાળા તૂટી. હવે તે જાગ્રત અવસ્થામાં આવતી જતી હતી. નિરંજને જરા સંકોચ સાથે તેના મોઢા ઉપરનું પાણી લૂછી નાખ્યું. થોડી વારે તેણે આંખ ઉઘાડી, અને આજુબાજુ જોયુ. તેની આંખોએ પહેલું સુરેશનું મોઢું જોયું. તેણે આજુ બાજુ દૃષ્ટિ ફેંકી બધું જોઈ લીધું પણ, તે હજુ એક શબ્દ પણ બોલી નહિ. સુરેશ તો તેને જોઈ રહ્યો. તેણે થોડીવારે ઉઠવાનો પ્રયત્ન કર્યો પણ તે સુરેશના ખોળામાંથી માથું ઊંચકી શકી નહિ.

આખરે સુરેશે કહ્યું, "ગભરાઈશ નહિ બેન, અમોને તારા ભાઈજ સમજજે."

સુરેશનું આ વાક્ય સાંભળતાં તેની આંખો ચકળ વકળ થવા લાગી. તેની આંખોમાં જલદી જલદી લાલાશ તરવરવા મંડી તે એકદમ ઊભી થઈ ગઈ અને બોલી, "હું ગભરાવ! જો ગભરાતી હોત, તો આ રસ્તો જ ન લેત."

"પણ તારે આ રસ્તો લેવાનું કારણ?" નિરંજન કહ્યું.

"તે જાણી તમને શું લાભ થશે. દાઝેલા હૈયાને વધુ બાળવા માટે?" તેનો ક્રોધ વધતો જતો હતો. હવે તો તે સાવ સ્વસ્થ બની ગઈ હતી. તેનું શરીર હજુ થોડું થોડું ધ્રુજતું હતું. તેણે એક દૃષ્ટિ કુવા તરફ ફેંકી અને કંપ સાથે તેણે મુખ ફેરવ્યું.

"નહિ બેન, એમ ન બોલો. અમે તો તમને મદદ કરીશું. કહો તો ખરી કે શા માટે દેહનો ભોગ કરી કુવામાં પડવું પડયું. શું તમે વિધવા છો માટે?" સુરેશે પૂછ્યું.

"વિધવા શબ્દ સાંભળતા તે ચોંકી ઊઠી. "હું વિધવા નથી પણ તમારા ક્રૂર સમાજે મને છતા ધણીએ વિધવા જરૂર બનાવી છે."

"પણ તમારા કપાળમાં સૌભાગ્ય ચિહ્ન, કે કાનમાં એરીંગ, કે નાકમાં ચુની કેમ નથી?" સુરેશે પોતાની શંકા દર્શાવી.

"એનો ઇતિહાસ બહુ લાંબો છે" તેણે કહ્યું. તેની આંખમાંથી આ વાક્ય બોલતા આંસુઓ ટપકવા લાગ્યાં.

"બેન જે હોય તે કહે અમે તને જરૂર સહાય કરીશું." નિરંજન કહ્યું.

"હા બેન તમે અમારાથી જરાપણ ડર રાખશો નહિ. અમે પણ આ સમાજથી દૂર રહીએ છીએ." સુરેશે કહ્યું.

તેણે ઘણીવાર સુધી સુરેશ અને નિરંજન સામે ટગર ટગર જોયા કર્યું. વાત કહેવી કે નહિ એ માટે તેના હૃદયમાં ખૂબ ખૂબ મંથનો ચાલતા હતા, તેને સુરેશને નિરંજનના માયાળુ અને પ્રેમ ભર્યા શબ્દોએ જીવનમાં આશા આપી હતી. આ બન્ને પણ સમાજથી દૂર છે. પછી તેમને કહેવામાં શું વાંધો? તેણે થોડીવારે કહ્યું. "સાંભળો મને જરા પણ સમાજની હવે નથી પડી. સમાજે મને હૈયાવીણુ થતાં, શીખવ્યું છે. એ સમાજથી હવે શું બીવું." તેણે એકવાર પાછું કુવા તરફ જોઈ લીધું. જ્યારે જ્યારે તે કુવા તરફ જોતી ત્યારે તેને આંચકો આવ્યા વગર રહેતો નહીં, તેણે પાછું ધીમેથી શરૂ કર્યું".

"હું મારા પિતાને એકની એક પુત્રી હતી. મારા પિતાની સ્થિતિ સાધારણ હતી. છતાં અમે ભૂખે મરવાનાં ન જ હતાં. પિતાનું નામ આખા ગામમાં જાણીતું હતું. તેમની આબરુ પણ ગામમાં સારી ગણાતી હતી મારા પિતાને ત્યાં હું લાડકોડથી ઉછરી હતી. મને ચૌદ વર્ષ થયા ત્યાં સુધી મેં અભ્યાસ ચાલુ રાખ્યો હતો. જેમ જેમ હું ઉમરલાયક થવા લાગી તેમ તેમ મારા પિતાને મારા લગ્નની ચિન્તા

થવા લાગી. અને તેમણે મને અમારા કરતા વધારે પૈસાદારના સ્વચ્છંદ છોકરા સાથે મારા લગ્ન કર્યા. પરાણી અને હું સાસરે ગઈ. મારે જેઠ જેઠાણી પણ હતાં. શરૂઆતમાં અમારું જીવન પણ સારી રીતે ચાલ્યુ પણ થોડા સમય પછી મારા પતિ ઓચિન્તા બિમાર પડયા. મેં તેમની એકચિત્તે સેવા કરવા માંડી. તેમની સેવામાં મે રાત કે દિવસ, ટાઢ કે તડકો કશું ગણકાર્યું નહિ બે બે રાતના ઉજાગરા પણ હું કરી નાખતી. પણ......પણ મને ખબર નહિ કે આ દુષ્ટો બ્યાનું ફળ મને આવી ખરાબ રીતે આપશે નહિ તો હું પહેલેથી જ......અને પણ એમ પહેલેથી ખબર પડતી હોત તો તો જોઇએ પણ શું ! તેમની માંદગી વિષમ બનતી ગઇ. તેમને તેમના દેહનું પણ ભાન રહેતું નહી, હું તેમનું બાજરુ સાફ કરતા પણ અચકાતી નહીં. એ હું મારી ફરજ સમજતી આ બધા ઉપરાંત મારે મારી જેઠાણીનું સઘળું કામકાજ કરવાનું રહેતું મારી જેઠાણી નો તિરસ્કાર ધીમે ધીમે ઉગ્ર સ્વરૂપ લેતો ગયો. તેમની પાસે હું પણ અળખામણી થઈ પડી તેઓ મને ગામડાની ગમાર ગણતા હતાં. મારા મોં ઉપરના ચાઠા તેમને ગમતાં ન હતાં. શા સારુ ઇશ્વરે મારા જીવન સંસારને સળગાવી મૂકવા આ ચાઠા મને આપ્યા હશે ! અને હું બહુ સ્વરૂપવાન કન્યા પણ ન હતી. તેઓ દરરોજ મારા પતિ પાસે મારી વિરુદ્ધ ઉંધું ચત્તું ભરવતા તેઓ માંદા હતા છતા મારી જેઠાણીના કહેવાથી મને મારતાં સવારમાં વહેલી ઊઠી હું કામકાજમાં લાગી જતી આખા ઘરનુ વાસીદું વાળી ગામ બહારના કુવેથી પાણી લાવતી"

કુવાનું નામ પડતા તેણે કુવા તરફ જોઇ લીધું. તેની આંખમાંથી આંસુ તો પાણીની નીકની જેમ વહ્યા કરતા હતાં. તેણે આગળ કહેવા માંડયું.

"મારી જેઠાણી તો ઘરના ઉંબરે બેસી આડોશીપડોશી સાથે ગપ્પા મારતાં અને મને ત્યા બેઠા બેઠા હુકમ ઉપર હુકમો છોડતાં એક પૂરું ન કરું ત્યાં બીજું તૈયાર જ હોય. મારા પતિની તો વાતજ શું કરવી હા ! જેનો ધણીજ...હું તમને શું કહું તેઓને હું ગમતી નહી. ક્યાંથી ગમું ! મારામાં ભલે રૂપ ન હતું, પણ હૃદય, સ્નેહ, માયા મમતા વગેરે સૌ એટલાજ હતાં. દોઢ વર્ષની માંદગી પછી મારા પતિ સાજા થયાં. પણ તેમ તેમ તેમની બેદરકારી તો ઉલટી વધતી ગઈ. સાજા થયા પછી તેઓ મારી સામે વાત પણ કરતા નહીં. જમતા ત્યારે તેમને હું પાણીનો કળશિયો ભરી દઉં તો તે એમનો એમ પડયો રેતો. હું સમજતી હતી કે આ બધાનું મૂળ મારી જેઠાણી હતાં. રોજ સાંજે મારે મારી જેઠાણીના પગ દાબવા પડતા તેઓ બેઠે બેઠે થાકી જતા ત્યારે હું આખો દિવસ બળદ માફક કામ કરતી તોય હોંશથી કોઇને બોલાવાનું પણ સુઝતું નહિ.

મારા જેઠમાં પણ કાંઇ મણા ન હતી. તેઓ જાણે. શરાબ બધાના વ્યસની હતા. તેમનું જોઈ મારા પતિ પણ મારી દેખતા શરાબ લેતા. હું પણ સમજાવતી કે શરાબ ન પીવો. પણ મને તો ગણેજ કોણ ! અને વધારે બોલું તો માર ખાવો પડે. માર ખાઈ ખાઇને તો મારા વાંસામાં ભરોળા ઊઠી છે"

તેણે વળી પાછું કુવા તરફ જોયું. જાણે કહેતી ન હોય કે આટલા માટે જ તો હુ આ પંથે આવી હતી. તેના આંસુઓ બાળીને ધોઇ ધોઇ લાલાશ ઓછી કરવા મથતા હતાં. તેણે ફરી શરૂ કર્યું.

"એક દિવસ આખું ઘર સિનેમા જોવા ગયું પણ મારાથી કાંઇ જવાય ? હું તેમની સાથે જાવ તો તેમને માટે રસોઈ કોણ કરે ! મને તેનું પણ કાંઈ ન હતું."

"ત્યાંજ તમારી ભૂલ છે તમારે તમારા હક્ક માટે લડવું જોઇએ !" નિરંજન ગુસ્સામાં બોલી ગયો પણ સુરેશે વધુ બોલતો અટકાવી કહ્યુ. "પછી"

"એ વખતે મને ખૂબ ભૂખ લાગી હતી. તેથી મેં થોડા સવારના ભાત લઇ અંદર થોડું દુધ નાખ્યું. અને જ્યાં હજી ખાવા બેઠું ત્યાં મારી જેઠાણી આવ્યાં. મને જોઈ તેઓ ક્રોધથી બળી ઊઠયાં અને બોલ્યાં "વાહ અમે ગયા ને વહુલાડી

ખાંડ ચોખા ખાવા બેઠા. હું જોઈશ ઈ તો હવે કાલે સવારે ઊઠીને હું તો ધાડવા ખાવા માંડું કે બીજું શું એ કરવા માંડું નીચ શરમજ નથી આંટલું આટલું કરીએ છીએ તોય..." જેટલો રોફ છંટાય તેટલો છાંટીને ભૂલી ગયેલો ચાવીનો ઝૂડો લઈ રવાના થયાં. સાંજે સૌ જમી પોતપોતાની રૂમમાં ચડી ગયાં. મારે વળી ક્યાંક એઠાં ભાત પાપ કરતા પાણું વાળી જોયું હશે તે વાસણ તો સાફ કરવાના ન હતાં, પણ ઓકડી ધોવાની હજી બાકી હતી. ત્યાં મારા પતિદેવ આવ્યા અને મને મારવાજ લાગ્યા. મોઢા ઉપર, પેટમાં, ગમે ત્યાં જેટલી મરાય તેટલી પાટુઓ, મુક્કીઓ, વગેરે લગાવી તેઓ થાક્યા ત્યારે રડતાં મેં તેમને કહ્યું, "આટલો જુલમ શું કામ કરો છો? મારા દાંત પણ દુઃખવા આવ્યા, આવી લપડાકો મરાય!" ત્યારે તેમણે બીજી બે ચોડતા કહ્યું, "ત્યારે ખાને બેઠી બેઠી દૂધ, ચોખાને ખાંડ ઈ વખતે કેમ દાંત દુઃખતા ન હતા." તેઓ ગયા પછી હું મૂગે મોઢે મારું કામ પતાવી સુઈ ગઈ. તે રાત્રે હું જેટલું રોઈ હઈશ તેટલું બીજે કોઈ દિવસ રોઈ નથી. હું એટલું બધું રોઈ કે સવારે ડોક્ટર આવ્યા ત્યારે તો માંડમાંડ મારી આંખો ખુલી. ડોક્ટરને પણ તેઓએ પોતાના સ્વાર્થ ખાતર બોલાવ્યો હતો. નહિ તો કામ કોણ કરે?

પછી તો કોઈ મારી સાથે બોલતું નહિ. મૂંગે મોઢે હું મારું કામ કરી રાત્રે સુઈ જતી બહુ થાય ત્યારે હું રોઈ લેતી મારા આંસુ સિવાય મારે કોઈનો સહારો ન હતો. આમ મારા દુઃખી દિવસો પસાર થતા હતા પણ એક દિવસ ભયંકર આવ્યો. સાંજે મારા જેઠ અને મારા પતિ ઘરે મોડા આવ્યા, પણ બન્ને ખૂબ ઉદાસ હતાં મારા જેઠાણી પણ ઉદાસ બની ગયાં. તેઓએ ત્રણેએ મળી ક્યાંય સુધી ઘૂસપૂસ વાતો કરી પણ મને કોણ કહે! અને મારાથી પૂછાય પણ કેમ! નકામો માર ખાવો પડે તે સાંજે કોઈ જમ્યું નહીં. મારી જેઠાણી તો રસોડામાં ડોકાંવા પણ ન આવ્યાં. હું પણ ન જમી બધું ઢાંકી ઢુંબી હું ઉપર ગઈ જોયું તો મારા રૂમમાં મારા પતિ અને મારી જેઠાણી વાતો કરતા હતાં. કોણ જાણે કેમ પણ હું હિંમત કરી બારણામાં લપાઈને ઊભી રહી. મારા જેઠાણી કહેતા હતા કે, "આના પગલાએ જ ઘરની સત્યાનાશીવાળી છે. નહીં તો આમ થાત. મારા બાપ આવી ખોટ કોઈ દિ આવી'તી" ખોટ શબ્દ ઉપરથી મેં જાણ્યું કે વેપારમાં ખોટ આવી લાગે છે. "એ રંડાને તો હવે અહીંથી કાઢવી જોઈએ. તે દિ' જોયું ને છાની છાની ખાંડ ચોખા ખાતી હતી. એવું તો તારી વહુ કેટલુંય કરે છે પણ હું ઓછી તને કહેવા બેસું છું."

"આવી તો કેંક વાતો તેણે તેને ભરાવી હું તો કામથી ખૂબ થાકી ગઈ હતી, તેથી હું તો પથારીમાં પગ મુકતા જ ઊંઘી ગઈ સુતા પહેલા મેં તેમને પૂછ્યું હતું કે આજ ઉદાસ કેમ છો? તેમણે કહ્યું "તારા પાપે...નપીરી...બસ આવી નહી તો..." અને હું ધ્રૂજતી મારી સુઈ ગઈ હતી, સવારે ઊઠીને હું રસોડામાં જવા જાવ ત્યાં વચલા ઓરડામાં મારા જેઠાણી અને મારા પતિ મારું કામ કરવા મંડી પડી મને પણ આજ કોઈ અનિષ્ટ થવાની શંકા જાગી હતી. મને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે તેઓ મને ઘરની બહાર કાઢી મુકશે બપોરે મારા પતિ આવ્યા અને મને ઉપર તેમના રૂમમાં બોલાવી હું ગઈ થોડી વાતો પછી ધમકી દઈ તેઓએ મને કહ્યું કે "ચાલ તારા બધા ઘરેણાં ઉતારી નાખ." તેમના મોઢામાંથી દારૂની વાસ આવતી હતી. મેં ઘણી આનાકાની કરી મેં કહ્યું," આ તો મારા પિયરના છે." ત્યારે તેમણે મને એક સોટી લગાવતા કહ્યું, "નહીં આળો હોય મોટી પિયર વાળી" માર ન સહન થવાથી મેં ઘરેણાં ઉતારી નાખ્યાં. તેમણે મારી મારી ચુની પણ ઉતારી લીધી મેં આજુબાજુ જોયું તો મારી જેઠાણી બીતના ઓથરે જ્યાં ગઈ કાલે હું ઊભી હતી ત્યાં ઉભા હતાં મને તેમના ઉપર તિરસ્કાર છૂટ્યો મેં ઘણી ઘણી આજીજી કરી રહી, મારો ગુનો થયો હોત તો મારવા કહ્યું પણ તે દુષ્ટ પાષાણ હ્દયનો માનવી ન પીગળ્યો મારું સઘળું વ્યર્થ ગયું મારી જેઠાણી હવે તો મારા રૂમમાંજ ઊભા હતાં.

મને થયું ભૂમિ મારગ દે તો સમાઇ જાઉં પણ તેણે તો એક સીતાજીને જગ્યા આપી. તેમણે મને ઘરમાંથી ચાલ્યા જવાનું કહ્યું. છેવટે કોઇ ન વળતાં હું ઘરની બહાર નીકળી ગઇ. ક્યાં જવું ? તેના વિચારો મારા મગજને મુંઝવી દેતા હતાં. પિતાજીને ઘરે શું મોઢું લઇને જાઉં. તેમની અપકીર્તિ કરવા ! તેમના હૃદયને દુઃખી કરવા ? તેમની આબરૂ શી રહેશે ! નાના મે પિતાજીને ઘેર જવાનું તો માંડી વાળ્યું. મને તરતજ આપઘાત કરવાનો વિચાર આવ્યો. હું ધીમે ધીમે આ તરફ આવી મે નિશ્ચય કર્યો હતો કે એ સિવાય મારો છુટકો નથી. મેં વિચાર્યું શહેર કરતા બહારના કુવામાં જઇ પડું જેથી કોઇ કાઢે નહી અને બદનામી પણ ન થાય. પણ મને તો કુવે પણ ન સંઘરી મને બચાવી તમે મોટી ભૂલ કરી છે ! મારૂં હૃદય ઠમઠક બળે છે મને જવાબ્યો. મારે નથી જીવવું કોના માટે જીવવું ?..."

ને આવેશમાં ઊભી થઇ ગઇ પણ નિરંજને પકડી રાખી સુરેશ બોલ્યો, " બેન તમે ગભરાશો નહિ. અમે પણ સમાજથી દૂર રહીએ છીએ. અમારે રાંધવાની ઘણી મુશ્કેલી પડે છે. તમે અમારા બેન બની અમને રાંધી દેજો તમને કોઇ કનડશે નહિ "

સુરેશે માયાળુ અવાજે કહ્યું.

"હા હા બેન નકામો આપઘાત કરે શું વળશે ! એનાથી કાંઇ સુખ ઓછું મળી જાય છે ! દુઃખ સામે તો લડવુ જોઇએ. તમે અમારી સાથે રહો જોઇ શું કોની મગદૂર છે કે તમારું નામ..."

નિરંજને વચ્ચેથીજ બંધ કરી સુરેશે કંપતા ભર્યા અવાજે કહ્યું. " તારે તો બસ જ્યાં ત્યાં લડવાની જ વાત. "

"હા હા ચોક્કસ લડવું જ જોઇએ. નબળા મનના થઇ ખરાબ તત્ત્વ સામે શું કામ નમતું આપવું ?" નિરંજને પોતાના સ્વભાવનું પ્રતિબિંબ પાડી વાક્ય ઉચ્ચાર્યું.

' ઠીક હવે ચાલો, બેન તમે પણ ચાલો. મારા સમ જો કાંઇ બોલો તો. તમે જશો પણ ક્યાં ? " સુરેશ નિરંજનને આગળ કરી ચાલવા લાગ્યો બાઇ પણ સુરેશ સાથે ધીમે કદમે ચાલવા લાગી.

દૂર દૂર સૂર્ય સંધ્યાને માંડવે ક્યારનોયે પહોંચી ગયો હતો. પણ ખરેખર તો આજે સંધ્યા હતી જ નહી. સાચી સંધ્યા આજે રડતી હતી;

---

અનુસંધાન પાનું ૩૬ થી ચાલુ

'ના, એમ નહિ. તમે ભુખ્યા છો. હું કંઇ લાવું છું તમારે ખાવું પડશે'

'માફ કરો. હું ઉતરી પડું છું નમસ્તે'

'કેમ શું થયું ?'

'કંઇ નહિ ! નમસ્તે.'

'અરે, આવી અંધારી રાતમાં ક્યાં જશો ? અને એકલા, ના, ના,

'તમે ન જાવ'

'મારે જવું છે'

'અરે સાંભળો તો જરા'

'ના. મારે જવું જ પડશે'

'ઠીક પરંતુ તમારું નામ તો કહેતા જાવ'

'નિરાશ્રિત'...

'કુર'...પી પી કરતી કંપાવતી સિસોટી સાથે ગાડી ઉપડી.

અને તે બારીની બહાર ડોકિયું કર્યું. સામે એક 'બાઇજી' ને ઉસ્તાદ જીવ બહેલાવી રહ્યા હતા. 'બાઇજી'ના પગના ઝંઝર રણકી રહ્યા હતા અનંત ને લાગ્યું કે સ્વપ્નાની નિરાશ્રિતા બધું ભૂલીને આ નવો ધંધો કરી રહી છે. શીખી રહી છે. સ્વપ્નાની દુનિયા અને વાસ્તવિક જીવનનો જવાબ એ 'બાઇ-જી'માં સ્પષ્ટ જણાતો અનંતને લાગ્યો,

તે વખતે 'બાઇજી'પર અનંતને દયા આવી. પરંતુ શું કરે ! બાઇજી હવે નિરાશ્રિત તો નથી જ.

# નિરાશ્રિતા

પ્રયોજક :—ધર્મેન્દ્ર માસ્તર

પુર્ર્...! એક થરથરતી કંપાવતી ઉંમ સિસોટી સંભળાઇ...છુક છુક છુક કરતી આગગાડી ચાલવા માંડી.

"_____"

"_____"

"શું જોઇ રહ્યા છો ?"

"તમારી મેલી અને ફાટલી તુટલી સાડીને!"

"સમજી"

"શું !"

"તમને દયા આવે છે!"

"ના એવું નથી"

"તો ? ઉપહાસ, ઘૃણા...!"

"એવું પણ કંઇ નથી ?

"તો પછી ?'

"એજ કે આ તમારી ફાટલી સાડી અને આ પાછો સેકન્ડકલાસ !'

'બરાબર છે, મારી પાસે ટિકિટ નથી !

'પરંતુ તમારા મોઢા પરથી તો એવું કંઇ દેખાતુ નથી.'

"સુરત હમેશા જૂઠું બોલે છે. શું આજ પર્યંત એની તમને ખબર નથી !'

'હું સમજ્યો નહિ'

'જ્યારે હાડકાંઓના માળખા જેવો ભિખારી માનવતા ભુલી જઇને એક પૂંજીપતિની પાસે કંઈ ભારે ઉમેદ સેવતો જાય છે, એમ સમજીને કે એની ધૃણાસ્પદ પરિસ્થિતિમાં એ અન્નદાતાની ગરજ સારશે. પણ એને ત્યાંથી શું મળે છે ! શેઠના સ્વભાવમુજબ બળ, ક્રોધ, ગ્લાનિ, તિરસ્કાર, અપશબ્દો; એજ બધુ મળે છે ને ! પોતાની સુરતથી મોટા દયાળુ માયાળુ દેખાઈ આવે છે તે શેઠ ખરી રીતે નિર્દય સિદ્ધ થઇ જાય છે. અહીં આગળ સુરત પોતાનો જૂઠો બુરખો ઉતારીને વાસ્તવિક બુરખો પહેરી લે છે. ત્યારે ખબર પડે છે કે શ્રીમંત ગરીબોના શરીરનું લોહી ચૂસી ચૂસીને પોતાની ફાંદ વધારી રહ્યા છે. ગરીબોના લોહીથી પોતાના હાથને રસતરબોળ રાખે છે જાણે એણે ગરીબોની લોહીરૂપી લાલમેંદી ન મૂકી હોય ! અને એ મેંદીનો રંગ કેટલો તેજ હોય છે તેની ખબર છે......અને પછી એ નિર્ધનોના શબ ઉપર ગંજાવર મિલો ઊભી કરે છે. મિલની ભીતરમાં હજારો ગરીબોના હાહાકાર સંભળાયા કરે છે. મિલના મોટા મોટા યંત્રો ઘરર કરતા પૈસા એકઠા કરતા હોય છે અને...'

'સમજ્યો. ટિકિટ નથી તો પછી ત્રીજા વર્ગમાં સફર ન કરતા બીજા વર્ગમાં કેમ ?

'ત્રીજા વર્ગમાં દરેકની વાતનો વિષય બની જાઉં અને મને એ પસંદ નથી.'

'પરંતુ તમારી વાતચીત પરથી તો તમે વગર ટિકિટના છો એ ખબર નથી પડી શકતી તમારો આ ઉપદેશ પણ...'

'ઉપદેશ ! ..હું અને ઉપદેશ મારી સમજમાં આ વાત ઉતરતી નથી'

"_____"

"_____"

"કોણ છો !"

'પ્રતિશોધિકા'

'પ્રતિશોધિકા ! કોની !

'જેણે મને સોનેરી ઠોકરો મારી છે જેણે બીની ખૂબસુરતી, ભુકપણપણા અને લાચારીનો ફાયદો ઉઠાવ્યો છે...એવા સુંદર અટારીઓમાં સ્વપ્નોમાં રાચનારા સમાજના દેવતારૂપ પૂંજીપતિઓ ! અરે સમાજ તરફ ફુત્કાર કરનાર એવા કાળા નાગની 'પ્રતિશોધિકા છું.'

'જશો ક્યાં !'

'જ્યાં પાપ છે, સ્વાર્થ છે અને ધોખા બાજીના જ્યાં ખેલ ખેલાય છે, જ્યાં સ્ત્રી પોતાના સૌન્દર્યથી, પોતાના પહેરવેશથી, વાણીથી ધનપિપાસિત પુરુષોની અગ્નિપ્રજ્વલિત વાસનામાં પોતાના મનને, તનને ભૂલી જઈ પોતાના પ્રાણની આહુતિ આપે છે. પોતાના ઉમંગ ઉલ્લાસના બલિદાન સમર્પે છે. હું ત્યાં જઇ રહું છું જ્યાં સમાજ એક તરફ ન્યાયની સંસ્થાપના માટે લોહીની નદીઓ વહાવે છે અને

તેજ સમાજ એને શારીરિક તેમજ આધ્યાત્મિક દષ્ટિથી નષ્ટપ્રાય કરી નાખે છે. ભ્રષ્ટ કરી નાખે છે. એના આત્મામાં કંટક નાખે છે અને મારી સભ્યતા અને ધર્મને નામે......"

'પરંતુ તમે, તમારા ધર્મ સમાજ સંસ્કૃતિ અને આદર્શ ?'

'એ તો માત્ર મોટા મોટા શબ્દોની છેતરપીંડી છે. શબ્દોથી ભૂખ મટતી નથી.'

'તો તમે ભૂખ્યા છો?"

'હા! જ્યાં એક તરફ સોના ચાંદીની ગરમી વ્યાપ્ત છે, સુનહરા સ્વપ્ન છે, માદકતા છે એની બીજી જ તરફ મારે માટે છે ઉની ઉની જૂન માસની પ્રખર લૂ, બરફ સમી કંપાવતી ભીષણ, શરદી, ઠંડી, ચિંતા સમાન વાદળ, આંસુઓનો વરસાદ અને નિસાસા સમા કાજળના બિંદુ અને અને...'

'છે તમારા માબાપ?'

'મા બાળપણમાં મરી ગઈ અને બાપ બીજી વાર લગ્ન...! બન્ને નિષ્ઠુર હૃદયના સિદ્ધ થઈ ચૂક્યા!'

'પતિ!'

'જોતા નથી કપાળ...કપાળમાં સિંદૂર પણ માત્ર એની લાલીની ઝાંખી રહી ગઈ છે. બિંદી ચાલી ગઈ છે. નિશાન માત્ર રહી ગયું છે. કંકણ તૂટી ગયા છે અને જાણે...'

'સમજ્યો પણ સાસરિયાવાળા...'

'સાસરિયામાં શૂન્ય હૃદયનો ઉપયોગ કરનારી કેવળ હું જ પડી છુ. અપમાનની આગમાં બળ્યા કરું છું વિષના ઘૂંટડા પી પીને નિર્દિષ્ટ વેશમાં રહેનારી એક વિષ કન્યા જાણે!

'એ' ખાંડના કારખાનાના માલિક હતા પરંતુ ત્યાં પણ તેને મારું પેટ ભાર રૂપ થઈ પડ્યું.'

'તમે જુવાન છો. કામ કેમ નથી કરતા?'

'કામ? મજદૂરી? દેશમાં એક મજદૂરના ગાઢ પરસેવાનું શું મૂલ્ય છે? દુનિયાની નજરમાં મજૂરીની કિંમત એક કૂતરાથી પણ બદતર છે. મજદૂર બિચારું ગરીબ પ્રાણી! જેને હમેશા સમાજમાં ઠોકરો ખાવાની હોય છે. સમાજમાં ઊંચુ મોં રાખવાનો ય એને અધિકાર નથી. એને જાણે સ્વમાન જ નથી! ગૌરવ જાણે એને વહાલું હોતું જ નથી! તદુપરાંત હું સ્ત્રી અને તે પણ જો મજદૂર હોય તો સમાજમાં વરુઓ એના માંસ અને લોહી પર તૂટી નહિ પડે. એના શરીરને પીંખી નહિ નાખે! મજૂરને પહેલા આત્મા વેચવો પડે છે અને પછી પાછળથી પશુ બનવું પડે છે આ વાત મને પસંદ નથી.'

'બહુ જોરથી બોલી રહ્યા છો.'

'ન્યાયની યાચના માટે આત્માનો અવાજ બુલંદ કરવો પડે છે. મજૂરોનું જીવન અટ્ટહાસ્યનું કારણ બને છે, લાચાર બુઢ્ઢી માંની આંખો એના આંઝણ પરદા બને છે. ઠંડીની રાતમાં નાનકડી ઝૂંપડીઓમાં મજૂરો જીવે છે કે મરે છે એની કોને દરકાર છે! એ કોણ જાણે છે કે કેટલાય ચન્દ્ર મજદૂરો રૂપી તારાઓના જૂથમાં સંતાઈ રહેલા છે!

'ગાડી ચાલી રહી છે'

'હા'

'બારી બંધ કરી દો.'

'કેમ?'

'બીક લાગે છે, એમ નહિ. પાતળી સાડી પહેરી છે તમને ઠંડી લાગતી હશે.'

'હું ડરતી નથી. મારી અંદરની શક્તિઓ ઠંડીથી મારું રક્ષણ કરશે. અને પછી...'

'————'

'————'

'તમે ઘરથી ભાગી આવ્યા છો?'

'હા'

"————"

"————"

'અરે પ્રકાશ આવે છે. કદાચ કોઈ સ્ટેશન આવ્યું હશે'

'હા'

'કંઈ ખાશો?'

'નહિ'

'કેમ? તમે ભૂખ્યા છો ને? હમણાં જ તમે કહ્યું હતું ને'

'આપને મારો આટલો વિચાર આવ્યો એ જ આપની મહેરબાની'

અનુસંધાન પાનું ૩૪

# લીલા !!!

લેખકઃ—દિનકરલાલ અંબાલાલ જંત્રાલવાળા (P.M.S.)

માતાનું અંતર ઉછળ્યું !

ઘરમાં નવોઢા નારી જોઈ પોતાને ભાગ્યશાળી માનવા લાગી હાલમાંજ તેણે પોતાના દિકરા રમણને રૂ. ૪૦૦૦ સામા પક્ષવાળાને આપી પરણાવ્યો હતો. અને ઘરમાં કુંમકુંમના પગલાં પાડતી વહુને જોઇ કઈ માતાનું અંતર નહિ ઉછળતું હોય ! રમણ હમણાંજ બી. એ. પાસ થઈને આવ્યો હતો, રમણની બાનું નામ કાશીબા હતું.

'કાશીબા છે કે ?' પાડોશણ આવી અને ઉપર ચઢી.

કાશીબા ઝડપથી આગન્તુકને સત્કાર કરવા ગયાં અને તેમને બેસવા જગ્યા આપી. અને પછીથી રમણને તથા લીલાને સમાચાર પૂછી બન્ને જણાં વાતો કરવા માંડયા.

અંદર જોઈને રમણની પત્ની લીલા બન્નેની ગોષ્ટી સાંભળવા લાગી પણ અચાનક !

'બહુ કુળવાન કુંટુંબ છે, તે આવી કન્યાનો વિક્રય કર્યો. મેં પહેલેથી તેને જોઈ હોત તો ના પાડત. આ કન્યાના રૂા. ૪૦૦૦ અપાય !!!'

લીલા તો અવાજ સાંભળી છકજ બની ગઈ થોડું નભાવી પૂરું કરતાં હતાં. અને ભવિષ્ય માટે જે ધન એકઠું કરેલું હતું તે સર્વસ્વ, લીલાએ પોતાની આબરુ ન ઘટે તે સારુ ન્યાતના રિવાજ મુજબ સારી રીતે ક્રિયા કરી. આમાં લીલા શિક્ષિત અને ઘરેણાં વેચીને પણ તેમાં જાન આપવા તૈયાર થઈ. અને નિરાધારતા ન અનુભવનાર લીલાએ પણ નિરાધારતા અનુભવવી પડે તો પણ અને દળણાં દળવા પણ તેણે પોતાની જાત આપી. આમાં તેણી દુઃખી થઈ અને પ્રતિવ્રતા સ્ત્રી તરીકે જીવન વિતાવવાનું નક્કી કર્યું. આપણા હિન્દુસ્તાનમાં મૃત્યુબાદ અને લગ્ન વખતે જે જ્ઞાતિવરા કરવા પડે છે. તે જ્ઞાતિવરા માટે નિરાધારતા લીલાએ અનુભવી. પણ સૌભાગ્યવતી લીલા આખરે વૈધવ્યવતી અને સાસુને સામો ઉત્તર આપ્યો. 'તમે બહુ કુળવાન છો તેની હવે ખબર પડશે.' અવાજ સંભળાયો. કાશીબા તો ધૂંવાફૂવા થઈ ગયા આજકાલની પુત્રવધુ આવડી મોટી મારુ અપમાન કરી નાખે તેથી તેઓ સખત ગુસ્સે થયાં અને બોલ્યાં.

'સારું તને ખબર પાડું છું ! સાસુનો ઉગ્ર અવાજ ભયંકર ક્રોધ બતાવતો હતો

×

રમણને તેની માતાએ એક પોતાના ભાઈની પેઢીમાં નોકરી અપાવી અને રમણને એ પેઢીએ આફ્રિકા મોકલ્યો રમણપત્નીને તે પેઢીમાં રહેવા દઈ પોતે આફ્રિકા ચાલ્યો ગયો.

×

ખબર આવી કે લીલાના પતિ રમણ મૃત્યુ પામ્યો. કારણ કે તે બહારગામ નોકરી કરતો હતો. લીલાને આઘાત લાગ્યો. સાસુ સસરાને ખબર મોકલાવી. તેઓ પણ અતિ આક્રંદ કરવા લાગ્યાં.

ઉત્તરક્રિયા આવી તેથી કરજ કાજે જે ધન એકઠું કરેલું હતું, તે સર્વસ્વ વેડફાઈ ગયું. આમ તેમની જિંદગીમાં બન્ને પતિ પત્ની રહી શાથે તેવો નિશ્ચય કર્યો. અને એકલતા મહેલમાં વાસ કરે તેમ તેણે ઘરમાં એકલવાઈમયું જીવન એક વર્ષ સુધી ગુજાર્યું. પણ અચાનક લીલાને સાસુએ લખેલો પત્ર પત્ર મળ્યો તેમાં લીલાને બોલાવતાં હતા. સાસુની આમન્યા માનીને લીલા સાસરે ગઈ ત્યાં સાસુએ જાણ્યું કે લીલા હવે સુધરી ગઈ છે અને તે એક પતિવ્રતા છે તેથી સાસુ આનંદિત બની અને ઈશ્વરનો પાડ માની વહુનો આદર કરવા લાગી.

સાસુ, સસરાની ઊંમર થઈ ગઈ હોવાથી સખત તાવની બિમારીએ પડયા. અને ત્યારથી થોડા જ માસે લીલાને ત્યાં તેમના નાના પુત્ર કિરિટને સોંપી આ નશ્વર દેહના જગતમાંથી ત્યાગ કીધો લીલાને 'પણ બહીં જ એનુ

બની. અને તેમાં વળી પાછી ગરીબી.

હાય ગરીબી ! ! !

ગરીબીમાં પણ લીલાએ પોતાની જાત પર તિરસ્કાર થતો પણ પ્રભુએ તેને દુઃખ આપેલું હતું. છતાં પણ જ્યારે તેનાથી દુઃખ સહન ન થઇ શકતું ત્યારે તે રડી દેતી.

ખરેખર ગરીબ વ્યક્તિનું, દુઃખી વ્યક્તિનું દુઃખ કાંઈ રડવાથી ઓછું થતું નથી. પણ તેનો સામનો કરવાથી ઓછું થાય છે. પણ જેનાં અપમાનો નહિ સહેલાં તેનાં પણ અપમાન સહન કરવા અને દળણાં પાણી ભરવા માટે તૈયાર થઇ કારણકે દુઃખીનું સાથી કોણ ? દુઃખી એવો સાંસારિક કુટુંબો જવાબ આપે છે. પ્રભુ રૂઠે ત્યાં માનવીનું શું ગજુ.!!

કેટલીક વખત એમ વિચાર થઇ આવતો કે ચાલ ભાઇને જઇ મળી આવું પણ તેને ત્યાં જવાનું મન થતું નહિ. કારણકે આજકાલના પત્ની પ્રેમી ભાઈઓ અને પત્નીના કહ્યાગરા ભાઇઓ પોતાની બ્હેન કે જેની સાથે નાનપણમાં નિર્દોષભાઇથી રમ્યો હોય છે તે દુઃખી હોય કે સુખી અથવા બ્હેન તેનું ઘર પાવન કરવા આવે તોય માથા પર અને ન આપે તોય માથા પર એવા ભાવવાળા ભાઇઓ તરફ તિરસ્કાર તેને ઉપજ્યો. હૃદય નિસાસા નાખવા લાગ્યું

લીલાએ આખરે ઇશ્વર રાખે તે મુજબ રહેવું

લીલા આ સાંભળી સજ્જડ થઈ.

બન્ને જણાં ક્યાંથી આવ્યાં. બારણે કિરિટ બેઠો બેઠો ભાભીની મશ્કરી કરતાં કહે આ બન્ને જણાં ક્યાંથી આવે છે. ભાભી તો પાણી એકલાં ગયાં હતાં અને ભાતો રમણભાઈને તેડી લાગ્યાં.

આજે પણે દિવસે લીલાએ તેલ લગાવી અને માથું ઓળી ચાંદલો કરી દર્પણમાં જોયું તો તે આજે પતિવાળી છે કે નહિ. તે જોયું.

આજના દિવસે લીલાએ કંસાર બનાવી આખું જમાડી પોતાનો મહાન દિવસ ઊજવ્યો છે. જે દિવસે ઉત્તર ક્રિયા કરો તે દિવસે શોક હતો પણ આ દિવસને શું કહી શકાય.

સંધ્યાનો સમય છે આકાશમાં રાતાશ ચારે તરફ ફેલાઈરહી છે તેવે વખતે આ બન્ને પતિ પત્ની સામા સામાં બેઠાં હતાં અને કિરિટ ખુરશી પર હતો સંકટ નડયું. તેણે પોતાની શ્રદ્ધાની આબરુ પ્રમાણે ઉત્તર ક્રિયા કરી દીધી. અને કિરિટને ભણવા મોકલ્યો.

એકાદ વર્ષમાં કિરિટ પાસ થઈ ગયો અને પાછો આવ્યો. કુદરતની કળા અકળ છે. લીલા જ્યારે એક દિવસ કુવે પાણી ભરવા ગઈ હતી. ત્યારે ત્યાં પોતાના પતિના ચહેરા જેવો માણસ દેખ્યો. અને કૂવા ભણી આવતો હતો લીલા તે વખતે કુવે એકલી હતી. તેથી તે માણસે પાણી પીવા માગ્યું. લીલાએ નિર્દોષભાઇથી પાણી પાયું તે વખતે યુવક બોલી ઊઠયો.

'લીલા તું અહીં ક્યાંથી ! તારૂં હસતું મુખ અને ચાંદલો ક્યાં ગયો ! શું તારા સાસુ સસરો મૃત્યુ પામ્યા છે ! તમનો છોકરો રમણ અને કિરિટ બન્ને ક્યાં છે !'

લીલા આમ અચાનક પ્રશ્ન સાંભળીને સાહ્ક જ થઇ ગઇ અને કાંઈ બોલવા જતાં પણ અચકાઈ ગઈ. હૃદયમા ગમગીન ભાવ પેદા થયો અને તેનાથી કાંઈ પણ ન બોલાયું.

વળી પાછું તે યુવકે પૂછ્યું. 'કેમ લીલા બોલતી નથી ? તારો મનોભાવ જુદો સમજાય છે !' લીલાએ વિચાર્યું કે આ કોઇ ઓળખાણવાળો માણસ છે તેથી તેણે રમણનું મૃત્યું સાસુ સસરાનું મૃત્યુ વગેરે જણાવ્યું. આ યુવક સમજ્યો.

'મારી......! પ્રિય પત્ની લીલા ! ! ! તારો પતિ રમણ જીવતો છે અને ચાલ ઘેર, થેલી મૂકીને હું કિરિટને ઘર સોંપી આવ્યો છું'.

તેવામાં પતિએ લીલાને કહ્યું કે જો સાંભળ.

'તું પહેલા માતુશ્રીને અપમાનિત કરીને તારી ગુમાનીમાં તું હતી તે વખત બાએ મને તને જુદો લઈ જઇ રહેવા ફરમાવ્યું'. ત્યાં આપણો પ્રેમ અખંડિત હતો પણ માતુશ્રીએ મને તને જાણ કર્યા સિવાય ઘેર બોલાવી લીધો અને આફ્રિકા મોકલ્યો અને પછી થોડાજ સમયમાં તેમણે મારા મૃત્યુના સમાચાર સર્વત્ર પાથરી દીધા. મારા પ્રેમને લીધે તેં સર્વસ્વ વેડફી દીધું તારી કથી બીના જાણી નહિ તેથી આનંદિત થયો અને તેને ઘેર બોલાવી ત્યાં તે સારો સેવાથી તેમને ખુશ કર્યો પણ તેઓ મૃત્યુ પામ્યા. કિરિટને તેં ભણાવ્યો અને તેં અમારા ઘરનું નામ દીપાવ્યું તેથી માતાએ મને અહીં બોલાવવાનો કાગળ લખ્યો. મેં કિરિટની મુલાકાત લઈ દિવસ પણ નકકી કર્યો.'

પછી થેલી લઈને તેના ઘરેણાં કાગળ બતાવતો રમણ ચૂપ રહ્યો છે.

# આપનો જાનેવારી માસ કેવો જશે ?

(૧) મેષ: ( અ-લ-ઇ ):—તમારી તબીયત સારી રહેશે, પરંતુ માનસિક આઘાત, ગુપ્ત ચીંતા અને ઉદ્વેગ કરાવે. પ્રજાને પીડા થવા સંભવ છે. રોગ અને શત્રુનો નાશ થાય. સ્ત્રીની તબીયત નરમ રહેશે કુટુંબમાં કલેશ કરાવે. આયુષ્ય માટે સારૂં છે. ધાર્મિક તેમજ સામાજિક કાર્યો કરાવે. રાજ દરબાર અને ચાલુ નોકરી ધંધા રોજગાર માટે મધ્યમ લાભદાયી છે, ખાસ લાભ થવાનો યોગ નથી. ખર્ચ વિશેષ કરાવે, પરંતુ સારા માર્ગે ખર્ચ થાય.

(૨) વૃષભ : (બ-વ-ઉ):—તમારી તબીયત નરમ રહેશે; માટે તેની સંભાળ રાખવી. આર્થીક સંજોગો સુધરવા સંભવ છે. સ્થાવર મીલકત રાખવી અગર વેચવી નહિં, કારણ કે નુકશાન જવા સંભવ છે. નવીન સાહસ કરતા પહેલાં વિચાર કરીને સાહસીક કાર્ય કરવું, નહિ તો લાભને બદલે નુકશાનમાં ઉતારશે પ્રજા તરફની શાંતિ રહેશે. રોગ અને શત્રુનો નાશ થશે. સ્ત્રીના શરીરે પીડા થવા સંભવ છે. માટે ખાસ કાળજી રાખવી. આયુષ્ય માટે સારૂં છે. ધાર્મિક અને સામાજીક કાર્યો કરવા માટે સમય સારો ગણાય. પોતાના ચાલુ ધંધા રોજગારમાં વિશેષ કાળજી રાખવાથી લાભ મળશે. આ માસમાં ખોટા માર્ગે ખર્ચ થવા સંભવ છે માટે ખાસ કાળજી રાખવી,

(૩) મિથુન (ક છ-ઘ):—તમારી તબીયત સામાન્ય ઠીક રહેશે. પૈસા સંબંધી ખાસ મુશ્કેલી નહીં પડે. પરાક્રમ કરવામાં શિથિલતા દર્શાવે. ઘર અને જમીન સંબંધી ચિંતા કરાવે, અને લાભને બદલે નુકશાન જવા સંભવ છે માટે સ્થાવર મીલકત સંબંધી ખરીદી અગર વેચાણ ન કરવું પ્રજા સંબંધી ચીંતા કરાવે, સ્ત્રી અને કુટુંબના સુખમાં વધારો કરે. ખાસ કામ વગર મુસાફરી કરવી નહિં. કારણ કે નાના અકસ્માત થવા સંભવ છે. ધાર્મીક કાર્યો થવા સંભવ નથી ધંધા રોજગાર માટે આ માસ સારો છે. મીત્રો તરફથી કે બીજા વહેપારથી ખાસ લાભ નથી. આ માસમાં મધ્યમ ખર્ચ કરાવે પરંતુ સારા અને ખોટા બન્ને માર્ગે ખર્ચ થશે.

(૪) કર્ક : (ડ-હ)—:તમારી તબીયત સારી રહેશે, પરંતુ ખાસ કાળજી નહીં રાખો તો શરીરે વાયુ, અપચો ઇત્યાદિ ઉપદ્રવો થવા સંભવ છે. આર્થીક મુશ્કેલી ખાસ નહીં રહે, પરંતુ નાણાં ભીડ માલુમ પડશે. નવીન પરાક્રમ કરવાનો યોગ નથી. કુટુંબ તરફની ગુપ્ત ચીંતા રહે અને તેથી શરીર સાચવવું પ્રજા તરફથી અસંતોષ રાખે. રોગ અને શત્રુઓ તરફથી હેરાનગતિ વેઠવી પડે. સ્ત્રીની તબીયત નરમ રહેશે અને તેથી ચીંતા અને આર્થીક મુશ્કેલી વેઠવી પડે આયુષ્ય સંબંધી યોગ સારો છે. ધાર્મિક અને બીજાં સામાજીક કાર્યો થવા સંભવ નથી. રાજદરબાર અને ચાલુ ધંધા રોજગારમાં ખાસ લાભ નથી, પરંતુ સામાન્ય લાભ મળશે. મિત્રો તરફથી પણ ખાસ લાભ નથી. ખર્ચનો યોગ આ માસમાં વધારે છે.

(૫) સિંહ (મ-ટ):—તમારી તબીયત નરમ રહેવા સંભવ છે, માટે ખાસ કાળજી રાખવી આર્થીક મુશ્કેલીઓ આ માસમાં પણ ચાલુ રહેશે. નવીન પરાક્રમ કરવાનો યોગ નથી. કુટુંબ અને ઘર સંબંધી ગુપ્ત ચીંતા રહેશે. પ્રજા તરફની શાંતિ રહેશે રોગ અને શત્રુઓ ફાવશે નહી. સ્ત્રીના શરીરે વાયુ, શરદી અપચો ઇત્યાદિ થશે, પરંતુ સ્ત્રી સંબંધી સુખ મળવા સંભવ છે ધાર્મિક અને સામાજિક કાર્યો કરવાનો ઉત્સાહ રહેશે રાજદરબારથી ખાસ લાભ નથી. પરંતુ ચાલુ ધંધા રોજગારમાં સફળતા મળશે. મિત્રો અને સગાસબંધી તરફથી ખાસ લાભ નથી. આ માસમાં દવા, મોજશોખ ઇત્યાદિ માર્ગે વિશેષ ખર્ચ થવા સંભવ છે.

(૬) કન્યા : (પ-ઠ-ણ):—તમારી તબીયત સારી રહેશે આર્થીક મુશ્કેલી વેઠવી પડશે. નવીન સાહસ કરતા પહેલાં ખૂબ વિચાર કરવો. નહીં તો નુકશાન જવા સંભવ છે' સ્થાવર મીલ્કત સંબંધી કામકાજ કરવા માટે આ માસ સારો છે. કુટુંબમાં સુખશાન્તી રહેશે. પ્રજા તરફની ચીંતા રહેશે. રોગ અને શત્રુઓ ફાવે નહિં. સ્ત્રીની તબિયત સારી રાખે, પરંતુ સ્ત્રી સુખ બરોબર નથી. મુસાફરી કરવામાં ખાસ કાળજી રાખવી, નહીં તો હેરાનગની ભોગવવી પડશે. સામાજિક અને ધામીંક કાર્યો કરવામાં ઉત્સાહ થાય રાજદરબાર અને ચાલુ ધંધા રોજગારમાં ફતેહ મળશે મીત્રો અને સગાંવહાલાં તરફથી ખાસ

નુકશાન નથી, પરંતુ લાભ મળવા સંભવ નથી. ખર્ચ અવળા માર્ગે થશે અને નથી નાણાં ભીડ રહેશે.

(૭) :, તુલા (ર-ત):—તમારા શરીરની ખાસ કાળજી રાખવી, નહીં તો પેટમાં વાયુ, અપચો, ઇત્યાદી ઉપદ્રવો થશે. આર્થીક મુશ્કેલી ખાસ નડશે નહીં. નવીન સાહસ કરવાની ઇચ્છા થાય, પરંતુ ઉતાવળું પગલું ભરવામાં નુકશાન થશે. ઘર તરફની ચીંતા રહેશે. પ્રજા તરફથી સંતોષ રહેશે. રોગ અને શત્રુ તરફથી ખાસ હેરાનગતી નથી. સ્ત્રી સંબધી સુખ નહીં મળે અને સ્ત્રીની તબીયત નરમ રહશે. આયુષ્ય માટે સારૂ છે. સામાજિક અને ધાર્મીક કાર્યો થવા સંભવ છે. મીત્રો અને સગાં વહાલા તરફથી હેરાનગતી ભોગવવી પડશે નહીં. કાળી ચીજોનો વહેપાર કરવાથી લાભ થશે પરંતુ વિશેષ લાભ નથી. ખર્ચ મધ્યમ કરાવશે.

(૮) વૃશ્ચિક : (ન–ય)—તમારી તબીયત સારી રહેશે પણ સ્વભાવ ગરમ રહેશે. વાણી ઉપર કાબુ રાખવો. આર્થીક સ્થિતી સુધરશે. કુટુંબ તરફની શાન્તિ રહેશે. નવીન પરાક્રમ કરવાની પ્રેરણા મળે. ઘર તરફની ચીંતા રહેશે. પ્રજા તરફની શાંતિ રહેશે. સ્ત્રીની તબીયત સારી રહેશે, સ્ત્રીનું સુખ સારું મળશે, ધાર્મીક અને સામાજિક કાર્યો કરાવે. રાજદરબાર અને ચાલુ રોજગારમાં ખાસ લાભ નથી ધધા રોજગાર સંબંધી ખટપટનો સામનો કરવો પડે મીત્રો અને સગા સ્નેહીઓ તરફથી ખટપટનો સામનો કરવો પડે. મીત્રો અને સગા સ્નેહીઓ તરફથી યશ અને કીર્તિ મળવા સંભવે છે, ખર્ચનો યોગ વિશેષ છે. આર્થીક ભીડ સહન કરવી પડશે.

(૯) ધન : (ભ ધ-ઢ):—તમારી તબીયત સામાન્ય ઠીક રહેશે આર્થીક મુશ્કેલી નડશે કુટુંબ તરફની ચીંતા કરાવે નવીન પરાક્રમ કરવામાં આળસ કરાવે. ઘર અને સ્થાવર મીલકત સંબંધી યોગ સારો છે. પ્રજા તરફથી અસતોષ રાખશે. રોગ અને શત્રુઓ તરફથી મુશ્કેલી નડશે નહીં સ્ત્રીની તબીયત સામાન્ય સારી રહેશે, પરંતુ તે તરફથી સંપૂર્ણ સુખ મળે નહીં. આયુષ્ય સંબંધી યોગ સારો છે. સામાજિક અને ધાર્મિક કાર્યો કરવામાં ઉત્સાહ વધે. ચાલુ ધંધા રોજગાર અને રાજદરબારમાં સામાન્ય લાભ છે. કાળી વસ્તુના વહેપારથી ખાસ લાભ છે. મીત્રો અને સમાસંબંધીથી નુકશાન થવા સંભવ નથી. ખર્ચમાં વધારો કરાવે. આ માસમાં આર્થીક મુશ્કેલી વેઠવી પડે.

(૧૦) મકર (ખ-જ):— તમારૂં શરીર સારૂં રહેશે. પરંતુ ગરમીનો ઉપદ્રવ થવા સંભવ છે આર્થીક સંજોગો સુધરશે, નવીન સાહસ કરવું નહીં. ઘર અને કુટુંબ સંબંધી ચીંતા રહેશે. ઘર અને સ્થાવર મીલકત સંબંધી ખરીદી અગર વેચાણ કરવું નહીં. પ્રજા તરફની શાંતિ રહેશે. રોગ અને શત્રુ તરફથી તકલીફ નડશે નહીં. નાની મુસાફરીઓ કરતી વખતે ખાસ કાળજી રાખવી. સ્ત્રી તરફથી સુખ અને સતોષ મળશે. સ્ત્રીની તબીયત સારી રહેશે. આયુષ્ય હરકત નથી. રાજદરબારમાં અને ચાલુ ધંધા રોજગારમાં ખાસ કાળજીપૂર્વક કામ કરવું સારા માર્ગે વિશેષ ખર્ચ થવા સંભવ છે.

(૧૧) કુંભ (ગ-સ):—તમારી તબીયત સામાન્ય સારી રહેશે. શરીરે વાયુ થવાનો યોગ છે આર્થીક સ્થીતિ નબળી રહેશે. સાહસ કરતા પહેલાં ખુબ વિચાર કરવો, નહીં તો મુશ્કેલીઓ વેઠવી પડશે. ઘર અને કુટુંબ સંબંધી સારૂં રહેશે. પ્રજા તરફથી અસંતોષ રહેશે. રોગ અને શત્રુઓ ફાવશે નહીં. સ્ત્રીનું શરીર સારૂં રાખશે, પરંતુ સ્ત્રી તરફથી સંતોષ રહેશે નહીં. ધાર્મીક અને સામાજિક કાર્યો કરવામાં ઢીલ થશે. ચાલુ ધંધા રોજગાર અને રાજદરબારથી ખાસ લાભ નથી, પરંતુ કાળજી પૂર્વક સંબંધી તરફથી યશ અને કીર્તિ મળશે. ખર્ચ વિશેષ થવા સંભવ છે.

(૧૨) મીન (દ-ચ-ઝ-થ)·—તમારી તબીયત સારી રહેશે, પરંતુ ખાસ કાળજી રાખશો નહિ તો શરદી તાવ, ઇત્યાદી થવા સંભવ છે. આર્થીક મુશ્કેલી જરૂર નડશે નવીન સાહસ કરશો નહિં. ઘર અને જમીન સંબંધી પણ નવીન સોદો કરવો નહી. પ્રજા તરફની તથા ઘર સંબધી શાંતિ રહેશે. રોગ અને શત્રુનો નાશ કરાવે. સ્ત્રીની તબીયત નરમ રાખે પરંતુ સ્ત્રી તરફથી સંતોષ રહે. નાની મુસાફરી કરતી વખતે ખાસ કાળજી રાખવી. રાજદરબાર અને ચાલુ ધંધા રોજગારમાં લાભ છે. પરંતુ વિશિષ્ટ લાભ થવાનો યોગ નથી. નવીન સાહસ કરવું નહીં. અને કાળજીપૂર્વક કાર્ય કરવું ખર્ચનો યોગ મધ્યમ છે, પરંતુ ખોટા માર્ગે ખર્ચ થવા સંભવ છે.

જ્યોતિર્વિદ: નટવરલાલ પી. ત્રિવેદીના

તાઃ-૧૪-૧૨-૧૯૪૪ અમદાવાદ

# -: બે-ઝૂંપડાં :-

પ્રયોજક—શ્રી દીનાનાથ જે. મહેતા

ગામમહાર બે અધકચરા કુવા છે ને ? એના કઠેડા પર ચઢીને જો જો, આપને દૂર દૂર ખેતરમાં ઝૂંપડા નજરે પડશે દૂરથી તો એ બંને સાવ એક બીજાની નજીક દેખાય છે, પરંતુ નજીક જઈએ તેમ માલૂમ પડે છે, કે એ બંનેની વચ્ચે એક લાંબો રસ્તો સોડતાણીને સૂતો છે. એ સીધો એક ગામથી બીજે ગામ જાય છે. કોઈ ઝૂંપડીમાં જઈને નથી જોયું કે એમાં કોણ વાસ કરે છે ! અંધારી ઘોર રાતના સમયે રસ્તાની બને બાજુ બે દીપક ટમ ટમ બળે છે. અને બન્નેના પ્રકાશ એક થઈને કોઈ ભૂલેલા પથિકને એ બતાવી દે છે, કે—આ બને ઝૂંપડીઓ એક જ પરિવારની છે અને એ બન્નેમાં મળીને સમભાગ દશ્બાર આદમી રહે છે

આદમી ? તો પછી એમને બીજું શું કહી શકાય ? આદમીની કમરમાં પૂરું ધોતિયું નથી, કે નથી તો શરીર ઢાંકવા પૂરતું એક સાદું પહેરણ: સ્ત્રીઓ પણ એજ અવસ્થા અનુભવે છે. બન્ને ઝૂંપડીઓની સ્ત્રીઓ પાસે બહારજતી વખતે પહેરવા લાયક એક નવું લાલ મધરાસિયું છે કે જે એમણે ઘણા ઘણા પ્રયત્નો પછી સલાહસંપથી ખરીદ્યું છે. વિવાહ કે લગ્ન પ્રસંગે તે વારંવાર પહેરવા પૂરતું રખાયું છે. બાકી તો અન્ય સમય માટે તો સાધારણ એવા ઘેરવાળો ચણીયો—અને ફાટેલ તૂટેલ એવો સાડલો છે; કે જે આધા આધા ટુકડા જોડીને બનાવવામાં આવ્યો છું. એમાં સુપાળા જેવી કાંઈ હકીકત છે જ નહીં. સાડીમાં જોડેલા બન્ને ટુકડાઓ ક્વચિત ક્વચિત પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ—વ્યક્તિત્વ દેખાડે છે. જો અમાંનો એક સફેદ છે, તો બીજો તદ્દન શ્યામ છે. છતાં પણ બન્ને એક થઈને તે ઝૂંપડામાં રહેતા નારીત્વની રક્ષા કરવા પૂરતાં પર્યાપ્ત છે.

એ ઘરના કે પરીવારના માલિકનું કહેવું એમ છે, કે "આજથી ચાર વરસ પહેલાં દીવાળીને દિવસે મેં એક ધોતિયું ખરીદ્યું હતું ત્યારપછી આજસુધી નવું વસ્ત્ર ખરીદવા પૂરતું કોઈ પર્વ જ નથી આવ્યું. આપ જેવાની મહેરબાનીથી કદિને કાંઈ મળ્યે જ જાય છે. પછી નવું શું કે જુનું શું ? શરીર ઢંકાય તેટલું મળી ચુક્યું એટલે બસ સાચી ચીંતા તો રોટીની છે, કે જો પેટ પુરતી ન મળી હોય તો નથી ચાલતું

ઝુંપડીની નજીકમાંજ એક એવું નાનું એવું ખેતર છે અને એને આભારી બે-બળદ અને એક ગાય છે. વળી વધારામાં એ ખેતરની રખવાળી કરવા પૂરતા બે મુડદાલ કુતરા પણ ત્યાં રહે છે... જેને જુદા જુદા રોટલાના ટુકડા નથી નાંખવા પડતા એટલા બધા તો એ સમજણા છે કે પોતાના પેટને ખાતર સ્વંયશિકાર કરી લે છે. રખોપાથી એમને કાંઈ નિસ્બત નથી, એ (કુતરા) રખોપું એટલા પુરતું કરે છે કે છેવટે કાંઈ નહિં તો એ બે ઝુંપડીઓનો તો સહારો છે. અને માલિક એમને એટલા પુરતો જ રાખે છે કે છેવટે કાંઈ નહિં તો પોતે તે બે કુતરાનો તો માલિક છે

એનું જીવન એક અજબ સમસ્યા રૂપ છે. જ્યારે વર્ષા આવે છે, ત્યારે તે ખેડુત બની જાય છે અને ઉન્હાળામાં તે ખેડુત રસ્તાનો મજુર બની જાય છે. વરસાદના સમયમાં એનો નિત્યક્રમ અનાજ વાવવું, રખવાળી કરવી. બળદ ચારવા ઉનાળાના દિવસોમાં હળ ચલાવવું—અને બાકીના સમયમાં મજુરી કરવી. આજ એનો જીવનક્રમ છે. માનો કે એનું સંપૂર્ણ જીવન બે ઝુપડીઓની માફક

બે ભાગમાં વહેંચાઇને એક પરિવારની રક્ષા માટે જ વહે છે. જેમ તેમ કરીને ગુજારો તો થાસે છે. દિવસો તો વીતે છે.

એક દિવસ અચાનક એ કુટુંબનો એક માત્ર રત્ન સમો એકનોએક દિકરો બીમાર પડયો અભિભ્રમ્યું કે, કે તે દિવસે ઘરમાં કાંઇ જ નહોતું એક દિવસ સવારથીજ અનાજની શોધખોળમાં ગયો હતો—અને આખો દિવસ રખડપટ્ટીમાં કાઢવા છતાં પેટપુરતું અનાજ ન મેળવી શક્યો.

રાત પડતાં ઘેર આવ્યો. હતાશ એવો ફાટેલ ધાબા પર ખુણામાં પડી રહ્યો. ત્યારનો તે બિમાર દીકરો આજ સુધી એક માસ થવા છતાં સ્વસ્થ નથી થયો ક્વચિત ક્વચિત નજીકના ખેડુતો ત્યાં આવે જાય છે—અને રોગીને જોઇને સલાહ આપે છે, કે, 'છોકરાની કાંઇક તો ફીકર ચીંતા કરો. કાંઇક તો પ્રયત્ન કરો, જેથી આરામ થાય. ઝુંપડી તો આજ માત્ર દીપક છે."

ઝુંપડીનો માલિક આકાશવાણી શૂન્ય દ્રષ્ટી ફેંકતા ખીન્ન સ્વરે કહે છે, "છોકરા માટે કાંઇ પ્રયત્ન બાકી નથી રાખ્યો આજ એક મ્હારાઘરનો આશા દીપક છે."

પોતાના બાળક માટે જે કોઇ જે કાંઇ કહે તે પ્રયત્ન શુદ્ધો પોતાની શક્તિ અનુસાર પૂરેપૂરી રીતે કરે છે.

એક દિવસ શહેરના એક ગૃહસ્થે આવીને સલાહ આપી કે "ડોસા આ દીકરાની દવા કેમ નથી કરતા ! દવા વિના તે કોઇ કાંઇ સારું થયું સાંભળ્યું છે !"

એજ દિવસે ખેડુત ગામમાં ગયો. અને જે કાંઇ અનાજ પોતા પાસે હતું તે વેચી થોડા પૈસા જે કાંઇ મળ્યા તેમાંથી દવાની દુકાનેથી બે રૂપિઆમાં એક શીશી ખરીદી લીધી.

બાટલી પરનું બંધન છોડી તેણે તે રંગીન પાણી—એ ખોરાક બીમાર દીકરાને દીધો—બીમાર એકાએક વિસ્મય પામી બોલી ઉઠયો—"બાપુ આ શું ? દવા ? કેવી દવા ? કોની દવા ? કેટલામાં લાવ્યા ? અનાજ ન મળ્યું ને દવા મળી ? શું કહ્યું ? બે રૂપિઆ ? શા માટે આ લાવ્યા ? તે બે રૂપિઆથી તો આઠ દિવસ પર્યંત ચાલત. આખા ઘરનાનું પેટ તેટલાથી તો ભરાઇ રહેતા. આનાથી તો મારા એકનું પેટ પણ પુરૂં નહીં ભરાય ! કોઇનું પેટ ભરાય તેથી દવા તો લાવવી હતી !"

અને આમ બોલતાં બોલતાં તેના સ્વરની માત્રા વધતી જતી હતી અને તે સાથે તેને એક ડુસકું આવ્યું. બીજું ડુસકું આવ્યું. અને ત્રીજુ ડુસકું આવતાં તે આ દુનિયા છોડી ચાલ્યો ગયો અને સાથે સાથેજ આ અત્યંત દુઃખદ પ્રસંગની અને દરિદ્રતાના આકારચિત્રિત ઝુંપડાથી અને એ ઝુંપડાની જિંદગીથી પણ.

એવામાંજ ત્યાંથી પસાર થતો કોઇ ગદ્દગીર બોલતો નીકળ્યો—કે 'ચાલો પત્યું ! યુદ્ધ ખતમ થયું ! યુદ્ધ ખતમ થયું ! હવે સર્વ કાંઇ મળશે. ઘઉં—ચોખા ગોળ—તેલ સર્વ કાંઇ" આ સાંભળતાં જ વૃધ્ધે એક ઉંડો નિશ્વાસ મૂકયો......આહ ! મારૂં તો સર્વ કેવ લુટાઇ ગગ સર્વસ્વ હણાઇ ગયું- હવે સર્વ કાંઇ મળે એથી મારે શું !"

અને બંન્ને ઝુપડાઓમાં રડારોળ ને રોકાળ શરૂ થઇ થોડાએક માણસોએ આવીને મૃતક આત્માનો અગ્નિદાહ કર્યો ત્યાંજ—એજ ઝુપડાંની સમીપમાં એજ ખેતરમાં.

અને એ બે ઝુંપડાં આજ પણ એમને એ ઉભાં છે પરંતુ એમાંનો એક દીપક બુઝાઇ ગયો છે અને બોલે ? બોલે કોઇકની યાદ અપનાઆ કરે છે.

---

# ગર્ભમાં શું છે ? પુત્ર ? કે પુત્રી ?

## —: અનુભવિ જુઓ :—

(જ્યોતિષ વિષયક નુસ્કો) સંપાદક અને અનુવાદકઃ—શાસ્ત્રી ક. પ્રા. ત્રિવેદી

(૧) ગર્ભ રહ્યા પછી પાંચમા અગર છઠ્ઠા મહિને સ્ત્રીના સ્તનો હાથમાં લઇને જોઇ જુઓ. એમાં એક મોટો હશે અને એક નાનો હશે
જો જમણો સ્તન મોટો હોય તો પુત્ર અને ડાબો સ્તન મોટો હોય તો પુત્રી જાણવી.

(૨) બે જાંઘો ગર્ભવતી સ્ત્રીએ ભેગી કરવી એમાં એક અવશ્ય નાની મોટી હશે જ જોઇ જુઓ.
જો જમણી જાંઘ મોટી હોય તો પુત્ર અને ડાબી જાંઘ મોટી હોય તો પુત્રી જાણવી.

# પત્થરના હૈયા પીગળ્યાં.

શ્રી. કેશવપ્રસાદ દેશાઇ

અમેરિકામાં સીંગસીંગ જેલ જાણીતી છે આ જેલના રક્ષક મી. લુઈ લૉવીસ ત્યાંના જેલખાતાના પ્રખ્યાત અમલદાર છે તેમનાં પ્રિય પત્ની શ્રીમતી કૅથેરીન લૉવીસની આ વાત છે. સત્તર વર્ષ સુધી તેમના પતિ સાથે તેઓ સીંગસીંગ જેલમાં જુદાં જુદાં ખાતાંઓમાં ફરતાં હતાં, કોઈવાર જેલની ઇસ્પિતાલમાં તો કોઈવાર ત્યાંના હુન્નર ખંડમાં, કોઈવાર અંદરના ચોગાનમાં તો કોઈવાર કેદીઓની કોટડીઓ આગળના ઓટલા ઉપર, કોઈવાર મુલાકાત ખંડમાં તો કોઈવાર, તેમના જમવાના ખંડમાં, એમ હંમેશાં જુદે જુદે સ્થળે તેઓ રોજને રોજ ફરતા હતાં. તેમની ચકોર નજરે તેઓ નવા આવનારને નિરખતાં હતાં, જૂના વાસીઓ તે સાથે તેઓ સહાનુભૂતિથી વાતો કરતાં હતાં. તેઓ તેમને પોતાના સુખદુઃખની વાતો પણ કરતા હતા. દંશી મુલાકાતીઓને આ જેલવાસીઓ ક્ષણ માત્રમાં પારખતા હતા પણ મેડમ લૉવીસ તો એ સર્વેના મિત્ર હતાં. નંબર ૫૯૫ આજે એના કુટુંબની બહુ ચિંતામાં છે? ૧૨૫૩ આજે અતિશય નિરાશામાં પડ્યો છે? એની પાસે જઈને એ કારણ શોધી કાઢતાં. ૫૯૫ના કુટુંબની તપાસ જાતે લઈ આવીને બીજેજ દીવસે તેના મનનું સમાધાન કરતાં. ઘણીયેવાર જેલમાં પડેલા દીકરાની નિરાધાર માતાને તેઓ સ્વ હસ્તે જઈને ખાવાનું આપી આવતાં— અસંખ્ય નોકરો હતા તેમાંના કોઈ સાથે ન મોકલતાં જાતેજ આપી આવતાં જેલમાંથી છુટેલા ઘણાયે જુના જોગીઓને તેઓ ચુપચુપ રોકડ રકમ આપતા, આ ઘણાને તેઓ છુટેલા કેદીઓ માટેની મદદ સંસ્થાઓમાં મોકલી આપતા તેઓને ધંધે લગાડવા મહેનત પણ કરતાં આ સર્વ વાતો જેલ વાસીઓ જાણી જતાં. એ ફરવા નિકળે એટલે સૌને હૃદયમાં આનંદ સ્ફુરે! સૌને આમંત્રણ મળ્યા જેટલો આનંદ થાય! એમના અંધારા જીવનમાં શ્રીમતી કેથેરીન લૉવીસ પ્રકાશના કીરણ સમ હતાં

૧૯૩૭ ઑક્ટોબરની એકરાત્રે આ દેવીનું મરણ થયું તુરત જ સીંગસીંગ જેલની એક એક કોટડીમાં "જેલતાર" થી આ ખબર ફરી વળી જેલની સમસ્ત દુખદરીયામાં ડુબી ગઈ. સૌ શોકમાં ગરકાવ થયા,

વળી જેલજગતમાં સમાચાર ફરી વળ્યા કે લૉવીસમાતાની અંતીમ ક્રિયા જેલની બહાર એક દેવળમાં થવાની છે. આ ક્રીયામાં અમારે હાજર રહેવું જ જોઈએ એમ આ સર્વ ગુન્હેગારોને લાગ્યું અમારાં એ માતા હતાં. અમે હાજર રહીએ નહિ તો નગુણા થઈએ! અમારું અંતઃકરણ અમને કરડી ખાય! જેલજગતના એક ફૂલે મી. લૉવીસ આગળ સર્વ કેદીઓ વતી વિનતિ કરી મી. લૉવીસને આ માંગણી યોગ્ય લાગી.

ભૂમીદાહને આગલે દિવસે મીસીસ કેથેરીન લૉવીસનો મૃતદેહ તેમના મકાનમાં મુક્યો હતો. તેમને અંતિમ માન આપવા માટે ઓળખીતા અને સગાંઓ આવતા હતા. રાત પડી અને સીંગસીંગ કારાગૃહના મુખ્યદ્વાર ઉઘડ્યા તેમાંથી ધીમુ, શાંત, લાંબુ સરઘસ બહાર નિકળ્યું. સરઘસમાં સૌના મુખ દીલગીર હતા અને નીચી નજરે સૌ ચાલતા હતા. છુટાપણું જેમની પાસેથી છીનવાયું હતું તે સૌ જેલની બહાર, અરક્ષિત, અને છુટા ચાલતા હતા તેમાંના કોઈએ પણ નાસી છુટવાનો યત્ન કર્યો નહિ. કદાચ કર્યો હોત તો તેના સાથીઓએ જ તેને પુરો કરી નાખ્યો હોત. તેઓ લૉવીસ ગૃહ સુધી સરઘસમાં ગયા. દરેક જણ મૃતદેહ આગળ થોડી સેકન્ડ થોભ્યો દેવીને અંતીમ માન આપ્યું, અને બીજે બારણે બહાર નિકળ્યો તે પછી સૌએ વળી પાછા સરઘસ આકારમાં ગોઠવાયા અને જેલદ્વારમાં દાખલ થઈ પોતપોતાની કોટડીમાં પુરાઈ ગયા

દયા અને સેવાથી આ સૌ જીતાયા હતા. ગુન્હેગારોને સુધારનાર સંસ્થાઓ તથા તેમની સજાનો જ્યાં અમલ થાય છે તે ખાતા આ બનાવ ઉપર મનન કરશે!

વર્ષ ૯૩
અંક ૨
ફેબ્રુઆરી ૧૯૪૯

# સ્ત્રીબોધ






ચિત્રકાર] રર બાપુજી [શાન્તીલાલ

સ્ત્રીઓ માટેનું ૯૩ વર્ષનું માસિક પત્ર

## અનુક્રમ ફેહરિસ્ત

સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો ચર્ચતું સામાજિક જનામાજનું માસિક પત્ર

# સ્ત્રીબોધ

વર્ષ ૯૩
ફેબ્રુઆરી
૧૯૪૯
અંક ૨

સ્ત્રીઓના દેહ સૌંદર્યને શોધતી તારી પામર આંખો ફોડી નાખ, વૃત્તિઓને વંઠેલ બનાવતી વિલાસ પોષક ચોપડીઓ તું ફેંકી દે. તે તને નરમાંથી નારાયણ બનાવશે.

—રવીન્દ્રનાથ ટાગોર



જ્યાં સુધી સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ પૂર્ણ પણે સિદ્ધ નહિ કરે ત્યાં સુધી હિંદનો બધી દિશામાં વિકાસ અશક્ય છે.

—ગાંધીજી



'સ્ત્રી કાંટાળી ઝાડીને ફૂલવાડીમાં જ ફેરવી નાખે છે! અરે! એતો ગરીબમાં ગરીબ માણસના ઘરને પણ 'સંસારનું સુશીલ સ્વર્ગ' બનાવી દે છે.

—ગોલ્ડસ્મીથ

તંત્રીઓ
કેશવપ્રસાદ દેસાઈ
જરબાનુ કાબરાજી



મંત્રીઓ
ચંદ્રકાન્ત જી. મહેતા
હિંમતલાલ ચુ. દવે
અમદાવાદ

છુટક બાર આના

# કોણ?



## આવ્યો

ઓ માવડી તારે ખોળલે, આ કોણ રે! દેવતા આવ્યો,
ઓ માનવી તારે ખોળિયે, આ દેવ કહે! ક્યાંથી આવ્યો!
અમરપુરીનાં સુખડાં છોડી દુઃખડાં ટાળવા આવ્યો,
મોંઘી માડીનાં બંધન તોડવા, સર્વ વ્યાપક એ આવ્યો.
રામભજે રમખાણ ન રુચે, રસનામાં સાચની વાણી,
મન કર્મેથી અહિંસા આચરે, સતજુગવાળો આવ્યો,
ભેખ સેવાનો પ્રેમ ભક્તિથી, સંસારમાં તપ કીધું,
સંસાર સ્પર્શ ન થાય ગાંધીને, માનવતા લઈ આવ્યો,
પરહિત એકતા જગ શાંતિનો, ચેતન ભરિયો હિરલો,
'જવલંત જ્યોત' ઝગશે જુગ જુગ, સત્યનો પ્રકાશ આવ્યો.
જાત ભાત નીચ ઊંચ ધનિકને, ગરીબ તણા ભેદ ભાંગ્યા,
દાનવને માનવ કરી દેવા, પ્રતિક રૂપે આવ્યો

## ચાલ્યો

મા ભોમની મુક્તિમાં કો'તું, રુધીરનાં એ રેલાવે,
અરે હૈયાની લોહીની ધારો, વાગી ગોળી બાપુ ચાલ્યો...
આવ્યો તો દેવ ના સાચવી જાણ્યો, રીઝ્યા ના'રે ! લગારે,
શાંતિને કારણે અશાંતિ ભોગવી, ભોગ ધરી દઈ ચાલ્યો...
શું શું સંભારશો પાર નથી, એની સેવા સમુદ્ર સુકર્યો!
ધન્ય જીવ્યું ધન અવતારીએ, અમર થઈને ચાલ્યો...
એના સમરણમાં સેવા સત્ય અહિંસા શાંતિ આચરજો,
ધર્મમાનવ વિશ્વપ્રેમ એકતાનો, વિરલ મહાત્મા ચાલ્યો...
ઓ માનવી તારે ખોળિયે આ દેવ આવીને ચાલ્યો
ઓ માવડી તારે ખોળલેથી આઝાદી દેનારો ચાલ્યો.

લેખિકા-સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

# ભયંકર દુકાળ

લેખક–કેશવપ્રસાદ દેસાઈ

[નાયબ વડાપ્રધાન શ્રી સરદાર વલ્લભભાઈ કહે છે કે "ગુજરાતમાં કોઈ પણ માણસ ભૂખે મરવો જોઈએ નહિ." તે રીતે આ નાના લેખમાં શ્રી કેશવપ્રસાદ દેસાઈ પણ લખે છે કે આ દુકાળવાળા પ્રદેશમાંથી ઢોરને તથા માનવ જાતને બચાવવા સ્વયંસેવકોની મોટી ફોજ તૈયાર કરવી પડશે જે ખેતરે ખેતર અને ઝુંપડે ઝુંપડે ફરીને અનાજ તથા ઘાસની વહેંચણી કરશે. આ રીતે આ ભયંકર દુકાળમાંથી બચવા માટે પોતાના અનુભવજન્ય વિચારોથી માર્ગદર્શન આપે છે.]

**મ**હાગુજરાત ઉપર આફતના ઓળા ઉતર્યા છે અનાવૃષ્ટિના પરિણામો હવે સર્વત્ર સ્પષ્ટ દેખાય છે આખાયે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં દુકાળે દેખાવ દીધો છે સુરત પંચમહાલમાં તેનું જોર સાધારણ છે, પણ બીજા સર્વ ભાગોમાં તો પૂરે પડેલા દુકાળ કરતાં બહુજ કારમો દુકાળ પાચો છે માણસ માટે અનાજની અને ઢોર માટે ચારાની મુશ્કેલી તો છે જ પરંતુ સૌથી વધારે મુશ્કેલી તો પાણીની છે. માણસ કે ઢોરને પીવા માટે પાણી ના મળે તેવું પણ ઘણાં પ્રદેશોમાં થઈ ગયું છે. સુકાયલી નદીના તટમાં કે પાણી વિહોણાં તળાવના પેટાળમાં ખોદી ખોદીને ચાંગળે ચાંગળે પાણી ભરીને આખી રાતની મહેનત પછી ઘડો પાણી મળે તે સુભાગ્ય માનવામાં આવે છે. કેટલાએ સ્થળોએ પીવાનું પાણી ટ્રેનમાં મોકલવામાં આવે છે અને તે માપી માપીને વહેંચવામાં આવે છે. આ સ્થિતિ કેવળ અકલ્પ્ય છે.

જેઓ સુભાગ્યે સારા પ્રદેશોમાં છે, જેઓ પાસે સાધન છે, તેઓને માથે આવે સમયે મોટી ફરજ છે. હજારો ઢોરો નિત્ય નિત્ય પાણીની ખોજમાં પોતાનો મુશ્કેલી ભર્યો પ્રદેશ છોડીને અન્ય પ્રદેશોમાં જાય છે. આમાનાં કેટલાં ઢોર જીવતાં રહેશે અને કેટલાં કસાઈને ઘેર વેચાશે તે કહી શકતું નથી ઢોર તો આપણું ધન છે. ઘાસચારા અને પાણીવિના ઢોર મરે કે કસાઈ ઘેર વેચાય તો આપણો પ્રદેશ નિર્ધન થાય કોઈ પણ ઉપાયે ઢોર બચાવવાં જોઇયે.

સારી સ્થિતિમાં જેઓ મુકાયાં છે તેમનો ધર્મ છે કે તેમણે આ કપરા કાળમાં સપડાયલા લોકોને મદદ આપવી સત્તાવાળાઓ આપણા પ્રાંત પ્રધાનો તો આ સંબંધમાં બનતું કરશે જ પરંતુ સરકારનો રથ હંમેશાં ધીમો જ ચાલવાનો કદાચ આગલી સરકાર જેટલો હવે તે ધીમો નહિ ચાલે છતાંયે તેમનાં પગલાં લેવાતા ઢીલ તો થશે જ સરદાર વલ્લભભાઈએ હમણાં જ જાહેર કર્યું છે કે "અન્ન પાણી વિના એક પણ માણસ મરશે તો તેનો ભાર એમને પોતાને માથે હશે."એમની આ જાહેરાતથી હંમેશની ધીમી સરકારી ગતિમાં ત્વરા આવશે. વળી શ્રી કસ્તુરભાઈ લાલભાઈ જેવા આગેવાન ગુજરાતી વેપારીએ દુકાળ રાહત માટે આગેવાની લીધી છે તે શુભ ચિહ્‌ન છે. તેઓ પ્રજા અને રાજ્ય બન્નેનો વિશ્વાસ ધરાવે છે, ધનિક વર્ગમાં સારી લાગવગ ધરાવે છે અને વ્યવહારુ છે એટલે રાહત કાર્ય માટે ઉતાવળે યોગ્ય પગલાં લેવાશે એમ આશા રહે છે.

આગેવાનો કે સરકાર ગમે તેટલું કરે તેથી સામાન્ય જનતાની ફરજ ઓછી થતી નથી. આ મોટી આફતને સમયે પક્ષ ભેદ કે ધર્મ ભેદ ભૂલી જઈને આપણે સૌએ રાહત માટે તન મન અને ધનથી મદદ કરવી જોઈયે નહેરોની યોજના, વધુ પાક મેળવવાની યોજના, રસ્તાઓ બાંધવાની યોજના એ સૌ ઉત્તમ છે છતાં તે માટે ઘણો સમય જોઈશે. અત્યારે તો જે કરવાનું છે તે તાત્કાલિક થવું જોઈયે. જલદી કાચા કુવા ખોદવા જોઈયે. ઘાસ માટે સ્પેશીયલ ટ્રેનો છુટવી જોઈયે. શરીર ટકી રહે તેટલું અનાજ ગમે ત્યાંથી આ પ્રદેશમાં મોકલવું જોઈએ આ માટે નાણાં જોઈશે ખેતરે ખેતરે અને ઝુંપડે ઝુંપડે ફરીને અનાજ અને ઘાસની વેંચણી કરવી પડશે તે માટે સ્વયંસેવકોની મોટી ફોજ જોઈશે સૌ કોઈની ફરજ છે કે નાણાં મોકલીને તેમજ અંગત મદદ કરીને આ કપરો કાળ વિતાવવામાં પૂર્ણ મદદ કરે, અને ગુજરાતનું ગૌરવ જાળવે.

---

સાચા સેવકોએ ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે ફરી દુકાળના પ્રચંડ હુતાશનમાંથી બચાવવા જોઈએ.

# બલિદાન


લેખક :—

શ્રી ડાહ્યાભાઇ પટેલ.

[બાર–એટ–લૉ–લંડન ]


[મૈયા ભારતીની ગુલામીની જંજિરો તોડવા માટે કેટલાયે મૂક આત્માઓએ બલિદાન આપ્યા છે. દિલ દ્રાવક બનાવોમાંહિનું એક દશ્ય આ વાર્તામાં આપણને દષ્ટિગોચર થાય છે. ગુલામીના અંધકારને ભેદી આઝાદીનું કિરણ રેલાયું અને આખા વિશ્વમાં ઉલ્લાસો ફેલાયો પણ તે કિરણ મેળવવામાં કેટલાયે આવા અગોચર બલિદાનો દેવાયા છે. મૈયાની આઝાદી મેળવવા માટે પોતાનાં બાળકોનું અને પોતાનું સ્વાર્પણ કરવામાં પણ પાછી પાની કરી નથી. ]







## પંદરમી

ઑગસ્ટ ૧૯૪૭ આખા દેશમાં આનંદ અને ઉત્સવ વિદેશીઓની ગુલામીમાંથી આજથી દેશ મુક્ત કેટલાય દસકાઓની તપશ્ચર્યા, અસ્ખલિત યુદ્ધ અને તન, મન, ધનનો આપેલો ભોગ એના પરિણામનો આજના સુવર્ણ દિવસનો કોને આનંદ ના થાય !

વતનનું અણુએ અણુ જાણે આજે છૂટકારાનો દમ ના લેતું હોય ! એક એક ફળ અને ફૂલ જાણે આજથી નવીજ સુગંધી આપતું હોય ! પક્ષીઓના ગીતમાં જાણે આજથી નવોજ સૂર હોય !

આજે ભારતવર્ષ ઉપર તારાઓ બમણા તેજથી ચમકશે સાગર એનાં આનંદનાં ગર્જનો સાથે સહુન ઘણા આનંદે એના ચરણોને ધોશે. હિમાલયનાં શિખરો એમનો પેગ ઊંચી આજે હસી ઊઠશે. નદીઓ ઘેલી બની માતાના હૃદયને ભીંજવી દેશે વનલક્ષ્મી દિગાન્તરોને ગીતોથી ભરતી અભિનય આનંદે નાચી ઊઠશે.

શહીદોના આત્માઓને આજે તૃપ્તિ થઈ છે. ભૂખ્યાંના મોં ઉપર આજે આનંદ છવાયો છે. ઘેર ઘેર આજે સ્વતંત્રતાનો વાયુ વાઇ રહ્યો છે. આજે પ્રત્યેક હિન્દી ગૌરવશીલ બની ઉષાનાં સુવર્ણ ઝાંઝરનો મધુર નાદ સાંભળી રહ્યો છે.

" પણ આનંદના અતિરેકમાં તમે વાત કહેવાનું તો ભૂલી જ ગયા. "

હાં સાંભળો એ પંદરમી ઑગસ્ટે હું મારા ગામમાં ખાસ ગયો હતો. અમદાવાદથી આગલે દિવસે નીકળી હું સાંજે પહોંચ્યો.

ગામમાં લોકોનો આનંદ માતો નહોતો.

" હા એ તો અમે જાણીએ છીએ પણ તમારી વાત શું છે ? " તારાબેને અધીરાં થઇ કહ્યું

બીજે દિવસે એટલે પન્દરમીએ આખો દિવસ આનંદભર્યો કાર્યક્રમ હતો, સવારમાં–પ્રભાતફેરી, દસ વાગ્યે કૂચ ગીતો, ત્રણ વાગ્યે ધ્વજવન્દન અને વ્યાખ્યાનો, રાત્રે નાટક રસદર્શનો રાસ વગેરે.

" અમે અમદાવાદમાં પણ એ જ પ્રમાણે આનંદ

કર્યો હતો." લીલાબેન બોલી ઊઠ્યાં. "પણ તમે તમારા ગામમાં નવું શું જોયું તે કહોને!"

"ઓઓ અધીરી હોય છે તે તમે પૂરવાર કરી બતાવ્યું "ઇશ્વરભાઈએ ટીકા કરી

"તમે પુરુષો......"

"સ્ત્રી પુરુષોનો ઝઘડો મૂકી હવે મારી વાત સાંભળો." મેં સૈનિકો મેદાનમમાં આવે તે પહેલાં જ વાળ્યા.

ત્રણ વાગ્યે ધ્વજવંદન હતું પણ બે વાગ્યે તો લોકોની ઠઠ ભરાઈ ગઈ હતી. રાષ્ટ્રગીતોના સ્વરે આકાશને ભરી દીધું. ગામમાં કોઈ એવો માણસ નહોતો કે ગામના આઝાદ મેદાનમાં ના આવ્યો હોય!

તાલુકા સમિતિના કાર્યકર સોમાભાઈએ એમની લાક્ષણિક ઢબથી દિવસની મહત્તા સમજાવી. સ્વતંત્રતા ટકાવવા એનો સાચો આનંદ અનુભવવા શું કરવું પડશે વગેરે કહ્યું. સમિતિના–દેશના સાચા સેવક ગોપાલરાવ અને તેમનાં પત્ની નલિનીબેનની પ્રશંસા કરી. અને રાષ્ટ્રધ્વજ નલિની બ્હેન ફરકાવે એ પ્રમાણે તેમની પાસે માગણી કરી.

હું ઘણા વર્ષોથી બહારગામ રહું છું એ તો તમે જાણો છો આથી નલિનીબ્હેન કે ગોપાલરાવ વિષે મેં ખાસ સાંભળેલું નહિ. તાળીઓના ગડગડાટ વચ્ચે નલિનીબ્હેન ઊભાં થયાં. ગૌર ઉંચી દેહલતા, સુન્દર હસમુખો ચહેરો અને ગૌરવભરી ચાલ હું તો જોઈ જ રહ્યો–બધા જ જોઈ રહ્યા,

આજથી અમારા દેશમાં ન્યાતજાતના ભેદભાવ નહિ હોય. કોઈ ગરીબ કે તવંગર નહિ હોય. કોઈ ભૂખ્યું કે દુઃખી નહિ હોય. પરદેશીઓની ચૂસણનીતિ કે અપમાનભરી વર્તણુંક નહિ હોય. હશે તેનો નાશ કરવા આજથી અમારાં કાંડાંમાં અમે તાકાત કેળવીશું. આવેલી સ્વતંત્રતાને ટકાવવા અમે રાત દિવસ જાગત રહીશું. નદીઓનાં વહી જતાં પાણીને અમારાં તરસ્યાં ખેતરોમાં વાળી ભૂખ્યાં બાંધુઓ માટે અમે અનાજ પકવીશું. અમારા વતનીનું અપમાન કરનારને અમે શિક્ષા કરીશું

અમારા કલાકારોને આજથી ભીખ માગવી નહિ પડે. અમારી બ્હેન માતાઓને આજથી પિંજરે પૂરાઈ રહેવું નહિ પડે.

મેદની વચ્ચે આવેલા સ્તંભ પાસે તે આવ્યાં. ધીરથી તેમણે દોરી ખેંચી રાષ્ટ્રધ્વજ સ્તંભની ટોચે ચઢી ફરફરવા લાગ્યો. લોકોએ જયઘોષ બોલાવ્યો.

નલિનીબ્હેને રાષ્ટ્રધ્વજની મહત્તા સમજાવી. એમના મોં પરનો આનંદસ્મિત જાણે કોઈ પાર્થિવ તત્ત્વોથી જુદું જ હોય એમ સૌને લાગ્યું. લોકો મંત્રમુગ્ધ થઈને જોઈ જ–સાંભળી જ રહ્યા. જાણે એ ભાષા–એ માધુર્યનું ઝરણું સતત વહ્યાં જ કરે.

"આ રાષ્ટ્રધ્વજના રક્ષણ માટે હજારો યુવાનોએ, હજારો સ્ત્રીપુરુષોએ પોતાનું સર્વસ્વ આપ્યું છે. આ રાષ્ટ્રધ્વજને પેખવા માટે હજારો માતાઓના લાડકવાયાઓ તેને લોહી માંસનું ભક્ષણ આપ્યું છે. હજારો બાળકોનું બલિદાન અપાયું છે..."

પણ છેલ્લાં વાક્ય બોલતાં બોલતાં નલિનીબેનનો કંઠ બદલાઈ ગયો. આનંદ અને જુસ્સાને સ્થાને કરુણા અને શોક નીકળવા લાગ્યો અને છેલ્લું વાક્ય પૂરું કરે તે પહેલાં એમની આંખોમાંથી આંસુ ઊભરાઈ રહ્યાં.

લોકોમાં પણ કરુણા છવાઈ ગઈ, બધાંના મોં ઉપર શોકનું વાદળ છવાઈ ગયું, એકદમ થયેલા ફેરફારને હું સમજી શક્યો નહિ. હું તો આશ્ચર્ય પામી જોઈ જ રહ્યો કે વાતાવરણમાં આ પ્રમાણે ફેરફાર થવાનું કારણ શું!

બધા લોકો વિખરાયા હું પણ સોમાભાઈ સાથે ઘર ભણી ચાલ્યો. પણ મારા મનમાં ચેન ના આવ્યું.

"સોમાભાઈ! નલિનીબ્હેન રડી કેમ પડ્યાં તે

ના સમજાતું?" મેં સોમભાઇને પૂછ્યું.

"કારણ એમણે તેમનાં બાળકોનું દેશને માટે બલિદાન આપ્યું છે."

સોમાભાઇએ જવાબ વાળ્યો.

"બાળકોનું બલિદાન આપ્યું છે?" મેં આશ્ચર્ય પામી પૂછ્યું. હજી નલિનીબ્હેન લાગે છે તો પાંત્રીસેક વરસના."

"હા એટલીજ એમની ઉંમર હશે પણ વાત એમ છે કે નઇકની સાલમાં જ્યારે આપણા ગામમાં લોકો મહેસુલ ભરી દેવાનો વિચાર કરવા લાગ્યા, ત્યારે નલિનીબેન ગામમાં આવેલાં. વીસ વરસની કુમળી વય અને એ વયે તે ખેડા જિલ્લા સમિતિના મંત્રી નિમાયલાં જ્યારે એમણે જાણ્યું કે સુણાવ ગામના લોકો મહેસુલ ભરી દેવાનો વિચાર કરે છે ત્યારે બધું કામ મૂકી આપણા ગામમાં તેઓ આવ્યાં

"ગામમાં તે વખતે મેઘનાથ નામનો ફોજદાર હતો. તેણે લોકોને સમજાવ્યા કે આ ચળવળ લીધી મિથ્યા છે અને શા માટે તમે ખુવાર થઇ જાઓ છો! આથી લોકોની શ્રદ્ધા ડગી ગઇ. સારા સારા કાર્યકરો જેલોમાં હતા. લોકોને દોરનાર કોઇ હતું નહિ આથી ફોજદારની સલાહ સાથે લોકો સંમત થયા."

"વીસ વરસની તેજસ્વી, જાણે વીજળીની જ્યોત ના હોય તેવી નલિનીએ ગામના લોકોની સભા બોલાવી. એક જ ભાષણથી ફોજદારની બધી મહેનત ધૂળમાં મેળવી દીધી." સોમાભાઇએ જોશમાં આવીને કહેવા માંડ્યું.

"હું જેલમાંથી છૂટીને તે જ વખતે આવેલો નલિનીનાં ભાષણ સાંભળી મને મેન ઓફ આર્કનો ખ્યાલ આવતો."

"ફોજદારનો ગુસ્સો નલિની ઉપર એટલો વધી પડ્યો કે ગમે તે રીતે નલિનીને ગામમાંથી દૂર કરવાનો નિશ્ચય કર્યો. 'એ છોકરીને હું દેખાડીશ કે મારી આડે આવનારની શી દશા થાય છે! ફોજદાર કહેતા પણ નલિની એવા સેંકડો ફોજદારની પરવા કરે તેવી નહોતી."

# 'છલકાતાં લોચન'



આમ ઘડી વિષાદની છાંયમાં
શાને છલકાવવા લોચન અમથાં!
શાને સ્મરણે બળવાં અમથાં?
વિષાદ ના ડંખે આંસુડા છલકે
પલક છલકી હલકે મલકે-
વિષાદ ઘેરા ક્ષણ ભરી ઉલટી
બાપલા! ત્હારા સમરે! (૧)
કોઇની નહી અનંત છાયા
વિશ્વેશ્વરની અકળ માયા
નભને આંગણ વિદ્યુત સરખી
બાપલા! જારી વિખરી! (૨)
સાંઇ જો દેવને દિલે વસ્યું
દૈવને જાણે છટકી ફસ્યું
ભલે રમકડું અલગ પડ્યું
શાને લોચન છલકાવવા અમથાં!
શાને સ્મરણે બળવાં અમથાં! (૩)
કુસુમ કલીએ અંતર કોરે
ઊખડી જાશે વિદાઇ વ્હેલી
દેવડેરી બાજી એરી!
શાને લોચન છલકાવવા અમથાં! (૪)
દિલાસો નહિ દુખડા રોના
દુખતા ગુણો હળવા કરતાં
અંતરે નહી જ્યોતિ દેતા
શીદને છલકાવતા લોચન અમથાં!
શાને ભીંજવવા અમથાં! (૫)

—રજનીકાન્ત દલાલ.

તો શું આ જગતમાં લોકો મૂર્ખા છે ! કે... કોકની દીકરીનો હાથ પકડી ઘોડામાઢીએ...... વાજતે......ગાજતે......ગીતઆર્તા...... આતા ઘરમાં લાવી બેસાડે છે...સ્ત્રી નરકની ખાણ છે...અને દુનિયા બધી જંજાળ છે...એ બધું શીખવ્યું કોણે ! માટે મારું માનો તો...... આજથી......

"નારી નિંદા મત કરો......નારી નરકકી ખાણ......નારીમેસેં નર હુઆ, ધ્રુવ ઔર પ્રહલાદ.........

"નારી નિંદા ખરખર...
શાસ્ત્રથી વિરૂધ્ધ વાત છે
પરંતુ ચાંદલો કોઈ કરતુ નથી...
એ, નોંધવા જેવી વાત છે.

હરિભાઇ—(છેડાઇને) લે...લે ! હવે વાયડો થા મા...વાયડો ! મને કોઇ ચાંદલો કરતું નથી; અને મને તો દીકરીના માબાપો, પગે પડતા હતા !

ચતુરિયો...(મુછ આમળીને) અલબત ! મારા જેવો મુરતિયો ગામમાં બીજો મળવો મુશ્કેલ છે.

હું પાંચ પૈસે સુખી,
મારી આબરૂ પ્રખ્યાત છે
હું લગ્ન કેમ કરતો નથી,
એ નોંધવા જેવી વાત છે.

હરિભાઈ—હવે રહેવા દે, રહેવા દે. સાળા રેઢિયાળ, તને તે દીકરી કોણ દેતું હતું ! આ, તારૂં મોઢું તો જરા અરીસામાં જો આ તારા અથોખાના માંકડા જેવા બે હાથ, હાથીની સુંઢ જેટલા સોટા જેવા તારા બે પગ, આ તારૂં આફ્રિકાના સીદી જેવું ચપટું નાક અને આ સાડા ત્રણ આંગળનું કરચળીવાળું કપાળ જોઇનેજ તને કોઈ કન્યા ....એમ, મને લાગતું નથી.

ચતુરિયો—હવે...રાખ...રાખ, રાખ ફટાકીઆ ! મને તો આખુ ગામ ઓળખે છે ગામની ભણેલી ગણેલી કન્યાઓ તો...મને પરણવા માટે પ્રતિજ્ઞા રુપી હઠ...લઇ...બેઠી છે. સૌ કોઈ જાણે છે કે હું કેટલો રૂપાળો છું...હું..." કોકની નિંદા કરે છે. તે પહેલા, તારી સિકલ તો જરા આયનામાં...જો. આ...તારી કાણુ ! મોગલ... જેવી એક આંખ જોતાંજ તને બધું સમજાશે વળી આ. પુતના માશી જેવાં દાંત... અને સુપડા જેવા બે કાન તારું સર્ટિફીકેટ આપવા માટે પુરતાં છે.

"તને તારી આકૃતિનો...કેટલો ? આઘાત છે;
આ, વક્રગતિ શરીર કેરી...નોંધવા જેવી વાત છે.

હરિભાઇ—હવે નોંધવા જેવી વાત...હરામખોર... રાખ...રાખ...ઠઠું બોલ્યો છે, તો; યાદ રાખજે (ખિજાઈને બાંહી ચઢાવીને) તારી વાત...હું... જાણે.

"જોત, જોતામાં આ બધી,
વધી જવાની વાત છે.

ચતુરિયો—(ગભરાઇને) આ હરિયા...જોડે બગાડવું એ, નોંધવા જેવી...વાત છે (ચતુરિયો પાછલા પગે હિંમતહારીને હડતો...હડતો પાછળ જાય છે અને કહે છે, ..." હરિયા...! મોઢું સંભાળીને બોલ. તને ખબર છે કે હું સામે; ચતુરિયો છું...?

હરિભાઇ—(ગુસ્સે થઇને) હવે જા, જા, તારા જેવા... તો, મેં કંઈક જોયા છે.

ચતુરિયો—(ફોગટની હિંમત કરીને) એમ ! તારે જોવું છે !

હરિભાઇ—હા, જોવું છે. સામો આવ !

(હરિભાઈ સામો ધસે છે અને ચતુરિયો પાછલા પગે હઠે છે એટલામાં " ભોળાભાઈ ભગત પ્રવેશે છે અને ત્રણે ઉતાવળાં મલ્લ અથડાઇ પડે છે.)

ભોળાભાઈ—(નીચે પટકાઇ પડતાં), તમારું નખોદ જાય ..રે ! મારા, દીકરાઓ મલબારી સાંઢ જેવા...જરાં આંખે જોતાં પણ નથી. આ પાડા, પાડા લડે અને જૂના ઝાડનો ભો, થાય છે.

" જાણતા નથી કે...આ, ભગત કમતાકાત છે.

ચતુરિયો—(ઠેકડી કરતો બોલે છે) ભોળાભાઇ તમારી...પણ...નોંધવા જેવી...વાત છે.

ભોળાભાઈ—શું ! ધુળ ..નોંધવા જેવી વાત છે. ! આ, મારા હાડકાં ઢીલાં કરી નાખ્યાં. અને કહે છે...કે (ચાળા પાડીને) નોંધવા જેવી... વાત છે,

હરિભાઇ—જવાદોને, ભોળાભાઇ એ ચકણા...ની... વાતમાં માલ જ શું ! છે. હવે મુદ્દાની વાત કરો ને ! કેમ...તમે તો...અમને...ઊંઠીને...બે હાથના, ચાર, હાથ કર્યા ને...! ભોળા ભગત તમે તો; લગ્ન કરી સુખી થઇ ભાભીના હાથની લાપસી જમી મોજ માણી રહ્યા છો પરંતુ અમારાં જેવા બંને મિત્રોનું...શું...!

ચતુરિયો—બરાબર છે, ભોળા ભગત ! આમાં અમારે સમજવું શું...! અમે બને મીત્રો, એક મેકની ટીખળમાં ફોગટના લડી પડયા છીએ; મારો, સ્વભાવ તો...તમે જાણો છો ! ભોળાભાઇ ! આ હરિયો છે, ને...તે, મારા...છિદ્રો જોયા...કરે છે,

હરિભાઇ—હવે રોખ, ગખ, હમણાં જ મને એણે મને કહ્યું...કે, તારૂ મોઢું આયનામાં જો; તમે જ કહો...કે...હું કાળો છું...કુબડો છું...લંગડો છું... કે...લુલો છુ....છે...શું !...

ભોળાભાઈ—હવે ઠંડા પડો તમારા બંનેમાં કોઇનોજ વાંક નથી; અને તમારા જેવા, દોદડાહ્યા ગામમાં ગોતો તોએ...મળે એમ નથી; તમે ટારપીડો માફક લગ્ન જેવી નજીવી, બાબતમાં લડી પડયાં, તમને બંને દોઢડાહ્યાઓને...ક્યાં ખબર છે...કે " સંસાર એ લકકડના લાડુ છે, જે ખાય છે તે...પણ પસતાય...અને ન ખાય... તે...પણ પસતાય /

હરિભાઇ—(ગળો થઇને) " ખરેખર ભોળા ભગતની...સોળ આના વાત છે.

ચતુરિયો—(હોંકારો દઇને) એના, જાતી અનુભવની...નોંધવા...જેવી...વાત છે.

ભોળાભાઈ—તમે બંને સાચું કહો છો ! ખરેખર... મારી...તો......ખૂબ જ નોંધવા જેવી...વાત છે હંમેશા દૂરથી ડુંગર રળિયામણા દેખાય છે, લગ્ન પહેલાં; પરણનાર...ઉમેદવારોને ઊજળું એટલું...દૂધ દેખાય છે...જ્યારે...એ...દૂધનું... દહીં...થઇ જાય છે ...ત્યારે...!...છાશ, અને ડાચું બંને મારી માફક થઇ જાય છે. માટે મારૂં માનો તો...તમારો સુખનો જીવ મારી માફક... દુઃખમાં નાખવાની કૈયા લોકોમાં...પડશો નહિ. મેં લગ્ન કરીને...શું ? દી...વાળ્યો છે...તે... મારૂં મન જાણે છે...

"લગ્ન થકી મારા...હૃદયને...થયેલો આઘાત છે.

ચતુરિયો—(ખુબ સમજતો હોય તેમ) આ, સંસારિયાના, ઢીંગાણાની...નોંધવા...જેવી... વાત છે.

ભોળાભાઇ—અને તેની, તમારે ખાત્રી કરવી હોય અને તમારી ભાભીનું ઢીંગાણું સગી આંખે. નજરો...નજર...જોવું હોય અને...મેથી પાક, લાડુ ઈત્યાદિ મીઠાં ભોજન, જમવાં હોય તો મારે ઘેર પધારો અને...મારો હાલ ન શી...! છે તથા તમારી ભાભી મારી કેવી...રીતે સેવા કરી રહી છે તે...જોઇ ખાતરી કરો...ચાલો, મારા દિલાવર દોસ્તો, મારો; સાથે ચાલો,

"આવી અને જુઓ નજરથી, બાબત શું ! સાક્ષાત છે.

ચતુરિયો—(હરિયાને થાબડીને) દીકરા હરિયા, તારી...અને મહારી...નોંધવા જેવી... વાત છે.

ભોળાભાઇ—(બંને મિત્રોને હેત બતાવતો) ચાલો દોસ્તો...ચાલો...(ભોળાભાઇ બંનેને ઘેર લઇ જાય છે.) માણેકલાલ એ. કે.

★

# શ્રીમતી કાશીબા વસનજી મરોલીઆ હિન્દુ પ્રસૂતિગૃહ (નવસારી)

[ માહે ડિસેમ્બર ૧૯૪૮ ના માસમાં દાનવીર શ્રીમાન ડાહ્યાભાઈ વસનજી મરોલીઆએ નીચેની સંસ્થાને દાનની મોટી રકમ આપી પોતાની સેવા આપેલી છે તે સંસ્થાનો રિપોર્ટ આ નીચે રજૂ થાય છે. ]

દશ વર્ષના ભારે પ્રયાસ પછી એક હિન્દુ બાઈની સુવાવડ વખતે કરૂણાજનક બનાવથી અત્રેના રહીશ સ્વ. શેઠ મોહનલાલ હરગોવનદાસ ભગત એમને તીવ્ર આઘાત થવાના કારણે તેઓએ એક હિન્દુ પ્રસૂતિગૃહ સ્થાપીત થાય તે માટે પોતાની ગુંજાશ બહાર જઈ દર સાલ રૂા. ૧૨૦૦)ની મદદ આપવાની ઈચ્છા દર્શાવ્યા ઉપરથી સને ૧૯૩૨ ના જાનેવારીની તા. ૨૮ મીએ નવસારીની હિન્દુ જનતા માટે સુધરેલી ઢબ અને સુધરેલા સાધનોથી પ્રસૂતિનું કાર્ય કરવા એક હિન્દુ પ્રસૂતિગૃહની સ્થાપના થઈ.

સદર સંસ્થાની શરૂઆત અત્રેના દાતાર શેઠ ડાહ્યાભાઈ વસનજી મરોલીઆ એમના રામનિવાસ બંગલામાં ચાર બેડથી કરવામાં આવી પણ થોડા જ વખતમાં ચાર બેડથી વધુ બેડ રાખવાની જરૂરીઆત ઉભી થઈ સદર ભાડાના મકાનમાં ચાર બેડથી વધુ બેડની સગવડ થઈ શકે એમ ન હોવાથી સંસ્થાને પોતાના મકાનની જરૂરીઆત જણાઈ.

આ મકાન બાંધવા માટે એક યોજના તૈયાર કરવામાં આવી અને તેના પરિણામે સંસ્થાએ જનતામાંથી સુંદર ફાળો મેળવી એક પુરી સગવડવાળું આધુનિક સાધનોવાળું ફ્યાદે સુંદર મકાન બાંધ્યું આ મકાનને "શેઠ નગીનદાસ જીવણજી બિલ્ડીંગ" એમના તરફથી રૂા. ૧૦૫૦૧) આપ્યાથી નામ આપવામાં આવ્યું. સદર મકાન તા. ૧૨ મી એપ્રિલ ૧૯૩૬ ના રોજ ખુલ્લું મુકવામાં આવ્યું હતુ તે દિવસથી પ્રસૂતિગૃહ પોતાના મકાનમાં બસેડવામાં આવ્યું.

આ રીતે મકાનની સગવડ થવાથી દિવસે દિવસે વધુ બેડની સગવડો કરવામાં આવી. આજે જનરલ વોર્ડમાં ૨૨ બેડો અને સ્પેશીઅલ રૂમોમાં ૮ પેશન્ટોની જોગવાઈ થઇ છે. એ ઉપરાંત સંસ્થાના હાઉસ સરજનને રહેવા માટે સંસ્થાના મકાનમાં એલાહેદી ગોઠવણ થઈ છે જેથી પેશન્ટો ઉપર ચોવીસ કલાક હાઉસ સરજનની દેખરેખ રહે છે.

આ સંસ્થાએ પ્રથમ એક વીંઘું જમીન રૂા. ૪૦૦૦) થી ખરીદ કરી એ ઉપર મકાન બાંધ્યું છે પરંતુ સંસ્થાના વિકાસ માટે સદર જગ્યા નાની હોવાથી સંસ્થાએ બીજી જમીન એ જમીનની પાછળ બે વીઘા જમીન રૂા. ૧૫,૦૦૦) ખર્ચી ખરીદી છે.

આ રીતે સંસ્થાની જમીન અને મકાનના બાંધકામનો ખર્ચ મળી કુલ રૂા. ૬૪૭૪૨–૬–૯ ખર્ચાયા છે જ્યારે મકાન ફંડમાં રૂા. ૪૫૫૧૫–૧–૧૦ મળ્યા છે. આ હિસાબે મકાન ફંડમાં આસરે રૂા. ૨૦,૦૦૦) ખુટે છે, જે માટે જનતાને સદર મકાન ફંડમાં પોતાની યથાશક્તિ મદદ કરવા વિનંતિ કરવામાં આવે છે.

સદર સંસ્થા પાસે સ્થાયી મિલ્કત થવાથી સંસ્થાએ એક ટ્રસ્ટડીડ કરી તા. ૪ એપ્રીલ ૧૯૩૬ ના દિને નોંધાવ્યું છે, ત્યારથી આ સંસ્થાનો કારોબાર ટ્રસ્ટમાં જણાવ્યા પ્રમાણે ચુંટણીથી કારોબારી ચુંટી તેમના હસ્તક ચાલે છે. સદર ટ્રસ્ટડીડની કલમ નંબર ૧૪ મુજબ દાતાર શેઠ ડાહ્યાભાઈ વસનજી મરોલીઆએ રૂા. ૨૦,૦૦૧) આ સંસ્થાને આપવાથી એમના માતુશ્રીનું નામ સંસ્થા સાથે જોડ્યું છે અને તા ૧–૧–૧૯૩૯ થી સદર સંસ્થા "શ્રીમતિ કાશીબા વસનજી મરોલીઆ હિન્દુ પ્રસૂતિગૃહ" એ નામથી ચાલે છે.

તા. ૨ ફેબ્રુઆરી સને ૧૯૪૮ ના રોજ આ સંસ્થાના વારંવારના સહાયક શ્રી. દાતાર શેઠ

કોસાભાઈ તસનજી મરોલીઆએ રૂા ૧,૦૦૦૦૫) નું દાન કર્યું છે જે પૈકી રૂા. ૫૦,૦૦૨) કાયમ ફંડ ખાતે રાખી તેનું વ્યાજ ચાલુ નિભાવ ખર્ચ માટે વાપરવાની શરતે તથા રૂા. ૫૦,૦૦૩) સંસ્થા અંગે એક આરોગ્ય ભુવન એમના પિતાશ્રી "વસનજી રણછોડજી મરોલીઆ આરોગ્ય ભુવન" એ નામથી બાંધવા આપ્યા છે.

આજે સંસ્થાનું કાયમ ફંડ રૂા. ૯૨,૦૮૫) નું છે.

સંસ્થામાં પ્રસુતિ ઉપરાંત સ્ત્રી દર્દીઓને માટે દવાખાનું ચલાવવામાં આવે છે તથા પ્રસુતિ સિવાયના બીજા રોગો માટે પ્રસુતિગૃહમાં પેશન્ટોને રાખી ડાક્ટરી સારવાર આપવામાં આવે છે અને પ્રસુતિ અંગેની સ્ત્રીઓને અગાઉથી સાવચેતી રાખવા સલાહ આપવામાં આવે છે.

આ સંસ્થાની આ એક લેડી ડાક્ટર, બે પાસ નર્સો, ચાર આયાઓ, સાફસુફી માટે બીજા ત્રણ નોકરોનો સ્ટાફ કાયમનો રાખવામાં આવે છે.

પ્રસુતિ અંગે આવનાર પેશન્ટોને કપડાં, દુધ, બીસ્કીટ, દવા સાબુ વિગેરે આપવામાં આવે છે જેનો જુદો ચાર્જ લેવામાં આવતો નથી. જેનો ખર્ચ એક પેશન્ટ દીઠ રૂા ૩૫ થી ૪૦) આવે છે દર્દીદીઠ દશ દિવસના ફક્ત રૂા. ૧૫) લેવામાં આવે છે.

આ સંસ્થામાં તા. ૩૦ નવેમ્બર ૧૯૪૮ સુધીમાં ૨૩૦૯ બ્હેનોની પ્રસુતિ થઈ છે, જ્યારે મરણ ફુલ ૨૯ સ્ત્રીઓના થયાં છે. આ રીતે સસ્થાની ઉપયોગિતા કેટલી છે તેનો ખ્યાલ સ્હેજે આવશે.

નીચેના ગામોની સ્ત્રીઓએ આ સંસ્થાનો લાભ લીધો છે.

નવસારી, સુરત, સાતેમ બીલીમોરા, ગણદેવી, સામરા, વલસાડ, વેડછા, કસ્બા, વિરાવળ, અબ્રામા, ધારવાં, મોહાલી, હાંસાપોર, ખડસુપા, છીણમ, કાલીઆવાડી, વેરમા, એરવાવરા, પલસાણા વિગેરે.

જ્ઞાતિઃ—

વાણીઆ, જૈન, કોળી, પાટીદાર, દેસાઈ, બ્રાહ્મણ, સોની, મરાઠા, ખત્રી, સુથાર, કંસારા, કુંભાર, મોચી, દુબળા, ભરવાડ, દરજી, ભાવસાર, ચૌહાણ, રજપુત, કાયસ્થ, ભંડારી, ગોંસાઈ, સિંધી વિગેરે.

## બાળસંમેલન હરિફાઈ

સંસ્થાનો ઈનામી હરિફાઈમાં દરેક કોમના ૪૭૧ બાળકોએ ભાગ લીધો હતો હરિફાઈમાં ભાગ લેનાર દરેક બાળકને એક સુંદર રમકડું ભેટ આપવામાં આવ્યું હતું .

સારી તંદુરસ્તી માટે નવ ઇનામો હતાં, જે નીચેનાં બાળકો જીતી ગયાં હતાં.

| | માસ | વજન | ઉંચાઈ | છાતી |
|---|---|---|---|---|
| (૧) અમૃત દયારામ | ૪ાા | ૨૦ાા | ૨૭ | ૧૯ |
| (૨) પુષ્પા સત્યદેવદેસાઈ | ૫ | ૧૮ાા | ૨૪ાા | ૧૭ |

૭ માસથી બાર માસના

| | માસ | વજન | ઉંચાઈ | છાતી |
|---|---|---|---|---|
| (૧) અવિનાશ પકતે | ૭, | ૨૦, | ૨૬ાા | ૨૦ |
| (૨) આરનવાઝ ફારોજ ક. ગાંધી | ૭ | ૧૯ાા | ૨૬ | ૧૮ |

એક વર્ષથી-બે વર્ષ સુધીના

| | માસ | વજન | ઉંચાઈ | છાતી |
|---|---|---|---|---|
| (૧) સતીષ છગનલાલ નાયક | ૧૫, | ૨૪, | ૩૨, | ૨૦ |
| (૨) અજીત અનુભાઈ | ૧૮, | ૨૪, | ૩૧, | ૧૯ |

પ્રસુતિગૃહમાં જન્મેલાના સ્પેશીયલ ઇનામો

| | માસ | વજન | ઉંચાઈ | છાતી |
|---|---|---|---|---|
| (૧) ધીરેન્દ્ર બલવંતરાય દેસાઈ | ૫ાા | ૧૯, | ૨૧, | ૧૪ |
| (૨) હસમુખ સુખાભાઈ | ૨૧, | ૨૪, | ૩૦ | ૨૦ |

| | દિવસ | વજન | ઉંચાઈ | છાતી |
|---|---|---|---|---|
| (૩) બેબી સુખીબેન | ૭ | ૭ | ૨૧ | ૧૪ |

# પથ્થર પર પાણી

યોજક:-શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલ એલ બી વકીલ



**પાંચ** વર્ષ પહેલાં જે ગામમાં કંચન આવ્યો હતો તે ગામના રાજમાર્ગ પરથી તે પસાર થઈ રહ્યો હતો. એની એજ દુકાનો. એના એજ જાડાં ધોતિયાં ને સાડલા. એના એજ ગાંધી ને એમનું કરિયાણું, મરચાં, આમલી ને સોપારીના એનાં એ ઓખાં. તાલુકા ઓફિસનાં એનાં એજ બેડા ઘાટનાં મકાનોને કચેરી તથા હોસ્પીટલ, જ્યાં હોય ત્યાં. પી. ડબલ્યુ. ડી નાં પાટિયાં કોઈ પણ વસ્તુમાં કાંઈ પણ ફરક પડ્યો હોય તેમ લાગ્યું નહિ. માત્ર બીડીના બદલે સસ્તી સિગારેટ ક્યાંક ક્યાંક ડોકિયાં કરતી ને દગદરી જુવાનિયાના મોંમાં અગ્નિ પેટાવતી એક જુની ફોર્ડનું ખોખું આખાય દશ્યને અર્વાચીનતા અર્પતું.

વિશાળ ક્ષિતિજ પર દૂર દૂરની વૃક્ષઘટાથી ભેદાતો ત્યાં સુધી લીલાંછમ ખેતરોનો વિસ્તાર પહોંચતો. બન્ને બાજુ વેલીઓથી લચેલાં વૃક્ષોની હારમાળા વચ્ચે સાંકડું નાળિયું પસાર થતું ગામ નજીક આવતાં જરાક ઉંચાણ પર માટીનાં ઝૂંપડાં છાઈલા હતાં એ બધું વટાવી કંચને ગામમાં પ્રવેશ કર્યો હતો પાંચ વર્ષ પહેલાં એ ચોમાસું બેસતા એ આવ્યો હતો. વરસાદના પહેલા ઝાપટે નદી નાળાં ઉભરાઈ ગયાં હતાં ને ખેતરો તલાવડાં બની ચૂક્યાં હતાં એટલે નાળીઆનો રસ્તો ભૂલાય નહિ એવી રીતે પાણી ખુંદીને આગળ વધવું પડતું આજે તો વખત હતો. નાળીઆં બધાં સુકાઈ ગયાં હતાં. જ્યાં પથ્થરો ને સુકાવા માંડેલાં ઝાડ નજરે પડતાં.

વામનભાઈનું ઘર લગભગ માઈલેક હશે ભાઈના આમંત્રણને માન આપી ગામડે થોડા દિવસ ગાળવા કંચન આવી ચઢ્યો હતો. ગામડાનું જીવન કેવું જડ છે. ઝઘડા થાય, ક્વચિત ખૂન થાય કે જિલ્લા અમલદારો મુલાકાત લે તે સિવાય એની શાંતિનો કદી ભંગ થતો નહિ. ત્યાંના ઠાકરડા ખેડૂતોને દેશી દારૂ સિવાય બીજા કશામાં આનંદ જણાતો નહિ. જરા ઉંચી વર્ણને હોટલના બાંકડે બેસી તડાકા મારવામાં મોજ આવતી. સાંજે ત્યાં બે એકઠાં મળતા ને મોડી રાત સુધી ગામગપાટા હાંકી વિખરાતા.

વામનભાઈ ગામના મુખી અને સ્થાનિક પંચાયતના ચેરમેન હતા. આમ એ ઘણાં જ મોભાદાર લેખાતા મેટ્રિક થતાં જ એમણે શાળા છોડી દીધી હતી. એના કાકા પાસેથી વારસામાં મળેલી જમીન જાગીર સંભાળવામાં ને ધીરધાર ખેડવામાં સંતોષ માણવો યોગ્ય જ કર્યું હતું એમ તેમને લાગતું. પટલાઈ તો વંશપરંપરાથી એમના કુટુંબમાં જ ઉતરી આવી હતી. તરત જ એમનું લગ્ન થયું હતું. કંચન એમનો ખાસ મિત્ર ને સહાધ્યાયી હતો. એ પછી બી, એ થઈ એમ. એ સુધી પહોંચી ગયો હતો ઉદ્દામ મજૂર પક્ષમાં જોડાયા સિવાય જીવનમાં એણે કશું જ કર્યું નહોતું એ કાપડશાળના મજૂરો કે બીડીવાળાના ટોળામાં ઘુમી ભાષણો મારતો હજી કોઈ નોકરી એને હાથ લાગી નહોતી એટલે પરસેવો પાડી કમાણી કરતા કામદારોમાં અસંતોષ ફેલાવવાનું મહાભારત કાર્ય કરી રહ્યો હતો.

એટલે એને થોડા વિરામ લેવાની જરૂર હતી અને વામન કંઈ ખોટો યજમાન નહોતો.

વિચાર કરતાં કરતાં એ ચાલ્યો આવતો હતો ત્યાં એક નાનકડું મંદિર આવ્યું. ત્યાં ગામડિયાઓની માન્યતા પ્રમાણે ઘણી વાર પશુનું બલિદાન આપી ભૂતપ્રેતાદિને સંતોષવામાં આવતાં. છેવટે એ ગામના ઘર તરફ જતા રાજમાર્ગ પર આવી ગયો. બે મિનિટમાં તો એ વામનની ઓટલી પર જઈ બેસી ગયો. સ્ટેશનથી તાપમાં આટલાં દૂર ચાલીને આવતાં આરામે બેસવાની ખાસ જરૂર હતી.

એને ઝાઝી વાર ખોટી થવું પડ્યું નહિ થોડી વારમાં જ વામન સામેથી આવતો નજરે પડ્યો એનો એક પટાવાળોને બે ત્રણ ગામડિયા એની પાછળ

હતા. કંચનને લેવા એ સ્ટેશન પર ન આવી શક્યો તે બદલ વામને દિલગીરી દર્શાવી તે દિવસે તલશી દાર ગામડે આવ્યા હતા એટલે આખો વખત એમની પાસે રોકાઇ રહેવું પડયું હતું.

બન્નેએ હાથ પગ ધોઇ ગામડાની રીત પ્રમાણે ઠંડુ પાણી પીધું' સરસ છે, હેં, કંચન બોલી ઉઠયો, સ્ટેશને આવું ઠંડુ પાણી નથી મળતું. કેમ ! અહીં બધું કેમ ચાલે છે ? '

'ખાસ કાંઈ નથી. અહીં તે રોજ એનો એ પ્રસંગવારો મહેસુલ ઉઘરાવવી, પંચાયતમાં બેસી મુકરદમા સાંભળવાના, જરૂર પડે શહેરમાં આંટો મારી આવવો. ને છોકરાં ! બધાં જ શહેરમાં છે. રામુ, ગોપાલ, અરવાં કયાં મરી ગયાં...જુઓ આ કાકા આવ્યા ''

બે શામળાં પણ તંદુરસ્ત બાલકો ઘરમાંથી બહાર આવ્યાં ને સંકોચથી કંચનને મળવા આગળ વધ્યાં. કંચને એમને થાબડયાં ને થોડીક વાત કરી એટલામાં વામનભાઇએ એમના નોકરને વિદાય કર્યો ને સાંજે શિવાલય તરફ જવાનું ઠરાવ્યું.

બપોરે કંચનને વામનભાઇ આરામથી જમ્યા સૂર્ય પણ સાથે આવી એ બરાબર તપી રહ્યો હતો. પરંતુ આંગણામાંથી સુંદર ઠંડો પવન આવતો હતો. એટલે યજમાન અને મહેમાન બન્નેએ વામકુક્ષી માટે લંબાવ્યું હતું. ગ્રીષ્મમાં જરા આડા પડવું કોને ન ગમે ?

ચાર વાગે ચ્હા આવી. પછી સાંજના બન્ને એ માઇલ દૂર આવેલા શિવાલય તરફ નીકળી પડયા ગયે વરસે કંચન આવ્યો ત્યારે આ મહાદેવનાં દર્શન કરવાનું સદ્‌ભાગ્ય સાંપડયું નહોતું કારણ કે એ વેળા તે એકજ દિવસ રહ્યો હતો ને વરસાદ કહે કે મ્હારું કામ. ત્યાં જવાનો રસ્તો પણ ન સુઝે તેમ નહોતું. એ શિવાલયમાં અસંખ્ય ન્હાની ન્હાની મૂર્તિઓ હતી. ઘુમ્મટમાં કેટલુંક વિચિત્ર કોતર કામ પણ હતાં, તેમણે એ બધુ ધારી ધારીને જોયું.'

નાળામાંથી બહાર આવ્યા ત્યાં તેમને અર્ધ નગ્ન દશામાં ગામડિયાં મળ્યાં. કંચનને કંઇ વિચિત્ર લાગણી થઇ આવી, તે જરા મનમાં અકળાયો છતાં સંયમ જાળવી રાખ્યો.

''કેમ કંચન, હજી અમે બધાં ઓગણીસમી સદીમાં જીવી રહ્યાં છીએ એને તને ખ્યાલ છે ને ઃ કે પછી દશમી સદીમાં ! કોણ જાણે ! આ બધાં સીધાં સાદાં માણસો છે. એમને એમના જીવનથી સંતોષ છે. બે ટંક સાદુ ભોજન ને પહેરવાં કપડાં મળે તો તેમને મન લીલા લહેર છે. એક મનુષ્યને વધારે જરૂર પણ શાની છે ! રેલ્વે બુક સ્ટોલ પર કદાચ હમણાંનાં નવાં માસિકો ત્હારી નજરે પડયાં હશે જ. અમે પણ હવે નગ્નવાદમાં વહ્યા છે. માટે એવા બધા વિચારો ત્હારે કરવા જ નહિ. તને આ બધુ જોઇને દુઃખ થતું હશે પણ અમારે તો એ બધુ કોઠે પડી ગયું છે.''

'નગ્નવાદ ! કેવી અકકલ વગરની વાતો કરે છે, વામન !' કંચનથી ન રહેવાયું, 'નગ્નવાદ ને અગ્રેજના વિચારો. સંતોષ ને પ્રગતિ ! શાનો આ બધો ગરબડ ગોટો વાળવા માંડયો. ના. ના. વામનભાઈ, આ બધાં એકજ વસ્ત્ર વીંટાળી ભમે છે કારણ કે વધારે વસ્ત્રો ખરીદવાના એમની પાસે પૈસા નથી. એમના વડવાઓમાં પણ એવી શક્તિ ને એમનામાં તો હોય જ કયાંથી ! ખૂલ્લી હવા ને પ્રકાશની આપણે મોટી મોટી વાતો કરીએ પરંતુ આ લોકોને જ્યાં સુધી સારો ખોરાક ને આશાયેશ મળે એવું ન કરીએ ત્યાં સુધી બધું જ નકામું છે. બહુ વરસાદ પડે કે શીતળતાવાળી હવા રહે તો તમને તાવ વસ્તુ આવી જાય અને આ બધાં ગરીબડાં અર્ધ વસ્ત્રે ખેતરમાં કામ કરે ને તેમના અંગ કળે ને તેમની વૃદ્ધાવસ્થાને લંબે નહિ ?''

''અરે કંચન'' વામન હસીને બોલ્યો, 'તું નકામો ઉંડો ઉતરી પડે છે. માત્ર સૌંદર્ય ને મોહક યુવાનીનો વિચાર કર. આજે ત્હારાં ચક્ષુને પ્રસાદી રૂપ નજરે પડી છે. વૃદ્ધ ને કદરૂપાં તરફ નજર જ નાખીશ નહિ.''

કંચને એ વાત વધારે લંબાવી નહિ. હા. એ જરા વધારે પડતો ગંભીર બની ગયો હતો.

અર્ધે રસ્તે તેમને હારતોરા લઈ કેટલાક આમંત્રિત મળ્યા. કેટલાક કેળાં ને નાળિયેર પણ લઈ આવ્યા હતા. કંચને વામનભાઈ તરફ ફરી એનો અર્થ જાણવા મળ્યો આ બધી એના કે પરેશના સ્વાગતની તૈયારી હતી ?

વામને જણાવ્યું 'આ લોકોને ખબર પડી હશે કે હું શિવાલય તરફ ગયો છું. એટલે શિવાલયમાં પૂજા માટે જે વસ્તુઓની જરૂર પડે તે સામગ્રી હાજર કરવાની તેમની ફરજ એટલે તેઓ લઈ આવ્યા છે.'

'પણ તમારે આ સામગ્રીની જરૂર હોય તો તમારા બાગમાંથી સાથે જ લઈ આવ્યા હોત...કદાચ તમે રસ્તામાંથી જ ખરીદ કરી લેતા હશો."

"ના...ના ખરીદ કરવાનું કેવુ ? કેવી વિચિત્ર વાત કરે છે "વામન બોલી ઉઠયો, 'પરેલને આવાં નજરાણાં આપવાનો અહીં રિવાજ પડી ગયેલો છે એમાંની કોઈ ચીજ મામની જ પડતી નથી, આજ યુગાયુગાન્તરથી એ ચાલ્યું આવ્યું છે. તમને ખબર નથી ?"

"હા...હા." કંચને ઉત્તર દીધો, "મને ખબર તો છે જ. પરંતુ હું તમારું ધ્યાન બીજે ખેંચવા માગતો હતો. આ બધી પટલાઈની ચૂસણી-નીતિ છે એ તમારી ધ્યાન બહાર નહિ જ હોય, પુરાણા રિવાજના ઓઠા નીચે જે તમારી ઉદારતા ને રક્ષણ દમનનું સ્વરૂપ લે છે એમ હું કહીશ તો તમે હસી કાઢશો. મ્હારી આવી વાતો તમને અણગમતી લાગે છે ! ખરૂં. આ બધી નાની સેવાઓની કાંઈ પણ કિંમત ચૂકવવામાં આવતી નથી. શહેરમાં મીલમાલિકો જેવી ચૂસણનીતિ ચલાવે છે એવી ગામડામાં તમે પરેલો ચલાવો છો ફક્ત અહીં આગળ બધું સાદાઈપૂર્વક થાય છે.

"જો કંચન' વામન જરા રોષથી બોલ્યો 'આવા મૂર્ખાઈવેડા કરવા રહેવા દે. મ્હારા બાપદાદા કરતા આવ્યા છે તેમ હું કરૂં છું. એમાં હું શું ખોટું કરૂં છું ?"

"જ્યારે લોકો દુઃખમા આવી પડે ત્યારે એમને પૂરેપૂરી સહાય કરતા રહો તો કશું જ ખોટું નથી. તંગીના વખતમાં દવા, દાન કે ખોરાક પૂરો પાડો તો ઘણું જ સારૂં. પરંતુ તમે તેમ કરતા હશો એવી મને ખાત્રી નથી આ બધો એક તરફી વ્યપાર છે એમાં જ મને વાંધો છે.

'ભલે ભલે' હવે વામન છેક જ છેડાઈ પડયો, 'ત્હારા વિચારો ત્હારી પાસે રાખ. તમે શહેરીઓ તમારાં રાજકારણ ને સમાજવાદની વાતોથી અહીં ગામડામાં ઉપદ્રવ સમા નીવડો પણ એ વાત જવા દે. તું અહીં બે દિવસ લહેર કરવા માટે આવ્યો છે. આવી મગજ મારી કરવી નહિ.

કંચન કશુ જ બોલ્યો નહિ થોડી જ વારમાં તેઓ શિવાલયે જઈ પહોંચ્યા. પ્રાચીન સમયનું એ વિશાળ મંદિર હતું ચોરસ આકારનો આરસ જડેલો ઓટો ઓટલોને તેના ઉપર પત્થરના સ્તંભો પર ઝૂલતો ઘુમ્મટ શિવાલયના આકર્ષણમાં વધારો કરતા. શિવાલયની પાછળ એક તળાવ હતું એમાંની માછલીઓને યાત્રાળુઓ મમરા નાખી પોષતાં અને ગામની ભેંસો એમાં જળવિહાર કરી અહ્લાદ મેળવતી. શિવાલયના અંદરના ભાગમાં દીવાલ પર અનેક ન્હાની નાની મુર્તિઓ હતી. ઉપર છતમાં પણ સારી પેઠે કોતરકામ કરેલું હતું આંગણામાં પણ સ્તંભો ઉપર જ્યાં ઘુમ્મટ ટેકવાતો ત્યાં લાકડામાં રંગબેરંગી કોતરકામ નજરે પડતું. કંચનને આ બધી પુરાણી આકૃતિઓમાં રસ પડયો શિવાલયના એ શિલ્પીએ કદાચ એકજ તડાકે ગામડાનાં યુવાન-યુવતીઓને જાતીયશાસ્ત્રનું જ્ઞાન આપી દેવા ધાર્યું હશે કે ગરીબ ગામડિયા પોતાનાં ઉછરતાં દીકરા દીકરીઓથી મર્યાદા રાખતા તેમની મજાક ઉડાવવામાં આનંદ માણ્યો હશે એનું તે નિરિક્ષણ કરી શક્યો નહિ.

અપૂર્ણ.

# લે. જનરલ કરીઆપ્પા

## આઝાદ હિંદના નવા

## કમાન્ડર-ઇન-ચીફ...

સ્વતંત્રતાના અઢાર માસ બાદ આજે એવો દિવસ છે. જ્યારે એક હિંદી લડાયક દળનો વડો બને છે. હિંદના ઇતિહાસનું આજે નવું પ્રકરણ ખુલે છે. આવી મોટી જવાબદારીને અનોખું માન પામવાને હિંદના વર્ષોથી લડાયક સૈનિક તરીકે કામ કરતા લે જનરલ કરીઆપ્પા સિવાય બીજું કોણ મળી શકે તેમ હતું ?

તેઓ હંમેશા સૈનિકોના કાને નાંખતા " માનવતા તેજ સૈનિકનો મુદ્રાલેખ છે, જે આજે સત્ય છે. તે પહેલાં પણ તેટલું જ સત્ય હતુ ને ભવિષ્યમાં પણ સત્ય બનશે. હું દરેક પ્રજાજનની વધુમાં વધુ પાસે પહોંચવા પ્રયત્નશીલ છું; ને તેમ કરી બધાને મ્હારા વિશ્વાસમાં પ્રેરું છું.; આજે આપણે એક સ્વતંત્ર દેશના નાગરીકો છીએ. ત્યારે આજની આપણી શિસ્ત પ્રમાણિકતા, ને ચપળતા સાથે ફરજનું ભાન-તે પર આપણી ભવિષ્યનું સુખ શાંતિ ને પ્રગતિને એક દષ્ટિએ તે જગતની શાંતિને પ્રેરે છે."

The men appreciate it they are a bsolute tiger on the battle field. absolute babes off it. He shares many of the Mahatma's views on moral, Spiritual ethical standards even in business of battle.

તેમણે પ્રાર્થનાના પ્રસુત્વમાં પુરો વિશ્વાસ છે.

Prayer to him is as necessary as ammunition and artillery to win a battle.

Coorgis are the only people in India who can carry guns without licences.

Perhaps in justification of this liberty they have given India two of her best generals-Cariappa and Timmayya. જય હિંદ

(સં. ૨.૨૯)

# નવા યુગની નારીને

ઉમિયાશંકર ઠાકર. (કોવિદ)

નારી જાતિ! ઊઠ ને થા જાગ્રત.

ભગિની, માતા, દેવી, શકિત તું છે આ વિશ્વની.

અવનવી સ્નેહાળતા ને મૃદુતા છે તારા હૈયામાં, વાત્સલ્ય ભાવનાના ઓઘ ઉભરે છે તારે અંતરિયે દૈવી પ્રભાના પૂંજ છે તારે મુખડે. ને અમોઘ શકિત છે તારે સર્વાંગે.

તું ગૃહિણી છે, ગૃહલક્ષ્મી છે. સંસારના દ્વાર ખુલ્યાં છે તારે લીધે. હૈયાના શાન્તવન તું સધાવે છે વહેવડાવીને મીઠી-મંજૂલ વાણી, ને પૂરે છે રસ ને માધુર્ય સુકી વીરડીમાં.

પરમાત્માના પુષ્પો જોઇને કોણ નથી રાચતું. અવનવી પરિમલ છે એ પુષ્પોની તુજમાં, ને મધમધાવે છે. તું ગૃહકુંજોને. પુષ્પ સમોવડાં તારાં હાસ્યમાંથી ખરે છે મોંઘેરા ગીતોને અર્પે છે દુનિયાને અમોલા તત્ત્વ.

અન્નપૂર્ણા છે તું વિશ્વની. કેટલાયના હૈયાં તેં ઠાર્યાં છે ને ઠારે છે, ભૂખ્યામાં તેં ચેતનતા આણી છે ને પૂર્યા છે પ્રાણ.

સ્વચ્છતાની તું છે દેવી વ્યવસ્થાની તું છે અધિષ્ઠાત્રી. તારે લીધે છે 'આંગણાં રળિયાળાં ને રમ્ય. તારે લીધે છે દ્વારની ને ગૃહની શોભા. ઉજ્જડ ને સૂની રહે ગૃહકુંજ તુંજ વિના

શક્તિનો તું છે અવતાર. કાર્ય સિવાય નથી ગમતું તને બીજું કાંઇ. અગણિત અસુરોને વસમી વૃત્તિઓને તેં મારી છે, મારી છે ને ઝગઝગતી રહી છે તારી શકિત. તારાને તાર્યાં છે ને શ તોખ્યાં છે.

ઝઝૂમી 'તી ને ઝઝુમે છે તું જીવન સંગ્રામે અવનવા શસ્ત્રોથી તેં સાધ્યા છે. વિજય, રાજપૂતાઇ અને સબળાપણું તેં દાખવ્યું છે અને પામી છે તું વીરાંગના પદને; કાળ પણ ધ્રુજ્યો છે તારાથી.

આ છે તારું પદ. સાંભળજે ને સાચવજે સંસારમાં જેટલું ઉજળું તું રાખવા તે ચહીશ તારું ગૃહ અને દેશ તેટલું તું ઉજળું રાખી શકીશ.

નારી શકિત, ઊઠને થા જાગ્રત.

# આપનો ફેબ્રુઆરી માસ કેવો હશે ?

લેખકઃ—જ્યોતિષી નટવરલાલ પી ત્રિવેદી.

(૧) મેષઃ—(અ -લ-ઈ):—દેહમાં રાહુ હોવાથી શરીરે સામાન્ય પીડા અને ગુપ્તચિંતા રહેશે ઘર તરફની શાંતિ રાખે. નવીન સાહસ કરવું નહીં. સ્થાવર મિલ્કતમાં ખાસ લાભ નથી. રોગ અને શત્રુઓ ફાવે નહીં. પ્રજા તરફની ચિંતા રહેશે. સ્ત્રીની તબિયત નરમ રાખે ચાલુ ધંધા રોજગારમાં ઉત્સાહથી કામ કરાવે. કાળી ચીજોના વ્યાપારમાં લાભ થવા સંભવ છે. સારા માર્ગે તેમજ મોજશોખમાં ખર્ચ કરાવે.

આ રાશીની બ્હેનોની તબિયત નરમ રહેવા સંભવ છે. પતિ તરફનું સુખ સામાન્ય છે. નવા સંબંધો અને પરિચયો થવાનો યોગ છે. નોકરી કરતી બ્હેનો માટે આ માસ સારો છે. વિશેષ ખર્ચ થવાનો યોગ છે.

(૨) વૃષભઃ-(બ-વ-ઉ) તબિયત નરમ રહેશે. આર્થીક મુશ્કેલીઓ સહન કરવી પડશે. નવીન સાહસ કરવું નહિ. સ્થાવર મિલ્કતથી લાભ નથી. પ્રજા તરફની શાંતી રહેશે સ્ત્રીની તબિયત સારી રહેશે. મુસાફરી માટે આ માસ સારો છે, પરંતુ તેમાં લાભ થવા સંભવ નથી. મિત્રો તરફથી લાભ છે. ખોટા માર્ગે ખર્ચ કરાવે રોગ અને શત્રુઓ તરફની ચિંતા રહે. ચાલુ ધંધા રોજગારમાં નવીન સાહસ કરવું નહીં. સામાન્ય લાભનો યોગ છે.

આ રાશીની બ્હેનો માટે આ માસ સારો છે. તબિયત સારી રખાવે. પરંતુ પતિ તરફથી ખાસ સુખ નથી. પતિની તબિયત સારી રહેશે સગાં, સ્નેહીઓથી લાભ નથી. નોકરી કરતી બ્હેનોએ ચાલુ ધંધા રોજગારમાં ખાસ કાળજી રાખવી.

(૩) મીથુનઃ—(ક-છ-ઘ)—આ માસમાં તબિયત સામાન્ય રહેશે આર્થિક મુશ્કેલીઓ ઓછી થશે. નવીન સાહસ કરવાથી નુકસાન થવા સંભવ છે. પ્રજા તરફની ચિંતા રખાવે. રોગ અને શત્રુઓ તરફથી ખાસ નુકસાન નથી. સ્ત્રીનું શરીર સારૂં રહેશે. સ્ત્રીનું સુખ સારૂં મેળવી શકાય. ધંધા રોજગારમાં મુશ્કેલીઓ ઓછી થશે. મિત્રો અને સગાં સંબંધીઓ વડે મુશ્કેલીઓ ઉભી થવા પામે કાળી ચીજોના વહેપારમાં સામાન્ય લાભ છે. મોજશોખમાં અને ખોટા માર્ગે ખર્ચ થવા પામે.

આ રાશીની બ્હેનોએ તબિયત સાચવવી પતિ તરફનું સુખ સારૂં મળશે. નવા સબંધો થવાનો સંભવ નથી સગાં સ્નેહીઓથી લ્હેણું નથી ધંધો નોકરી કરતી બ્હેનોને નોકરી સંબંધી ચિંતા રહેશે. ખર્ચ વિશેષ થશે.

(૪) કર્કઃ—(ડ-હ):-શરીરે વાયુની પીડા થવા છે, માટે ખાસ કાળજી રાખવી. આર્થિક મુશ્કેલીઓ નડશે. નવીન સાહસ થવા સંભવ છે. જમીન, ઘર, ઈત્યાદિમાં સામાન્ય લાભ છે. સ્ત્રી તરફથી સંતોષ રહે પરંતુ સ્ત્રીની તબિયત નરમ રહેવા સંભવ છે. ચાલુ ધંધા રોજગારમાં મન બરાબર લાગે નહિ. અને અસંતોષ રહેશે. મીત્રો વધવાનો યોગ છે પરંતુ ખોટા મિત્રો નુકસાન કર્તા થશે. ખર્ચ કરાવે નહીં. પરંતુ ખોટા માર્ગે ખર્ચ થાય. એકંદરે આ માસ મધ્યમ પ્રકારનો છે.

બ્હેનો માટે આ માસ મધ્યમ છે. પતી તરફની શાંતિ રહેશે. પોતાની તબિયત ખાસ સાચવવી. કુટુંબમાં સુખ અને શાંતી રહેશે પરંતુ પ્રજા તરફની ચિંતા રહેશે. નોકરી કરતી બ્હેનો માટે આ માસ લાભકર્તા નથી. સારા માર્ગે ખર્ચ થવાનો સંભવ છે.

(૫) સિંહઃ-(મ-ટ):-આ માસમાં તબીયત સારી રહેશે. પરંતુ શરીરે તાવ ગરમી રહેવા સંભવ છે આર્થિક મુશ્કેલીઓ ઓછી થાય. નવીન સાહસ કરવાની ઈચ્છા રહેશે. જમીન અગર ઘર સંબંધી સામાન્ય લાભ થવા સંભવ છે. પ્રજા તરફની મુશ્કેલી નડે, સ્ત્રીની તબિયત નરમ રહે. ચાલુ ધંધા રોજગારમાં પ્રગતિ નથી, છતાં ખાસ નુકસાન થવા સંભવ નથી. લાલ વસ્તુના વહેપારથી લાભ થવા સંભવ છે. સારા માર્ગે તીર્થ વિશેષ થશે. એકંદર આ માસ સારો છે.

બ્હેનો માટે આ માસ મધ્યમ છે. પતિની તબિયત નરમ રહેઃ પ્રજા તરફની શાંતિ રહેશે. કુટુંબમાં અશાંતિ રહે. સગાં વ્હાલાં તરફની પીડા

સહન કરવી પડે. નોકરી કરતી બ્હેનો માટે મુશ્કેલીઓ નડશે નહીં. મોજશોખમાં ઓછો ખર્ચ કરશે.

(૬) કન્યાઃ–(પ–ઠ–ણ)ઃ– આ માસમાં તબિયત સારી રહેશે. આર્થિક સ્થિતિમાં સુધારો થવા પામે. પ્રજા તરફની ચીંતા રહે. સ્થાવર મિલકત સંબંધી ધંધો કરવો નહીં. સ્ત્રીની તબિયત નરમ રહેશે. ભાગીદારીમાં લાભ નથી. ધંધા રોજગારમાં તકલીફ ખાસ નડે નહિ, છતાં કાળજીપૂર્વક કામકાજ કરવું. સફેદ વસ્તુના વહેપારમાં સામાન્ત લાભ મળે. ખોટા માર્ગે ખર્ચ નથી. મિત્રો તરફથી અશાંતિ રહે. આ માસ સામાન્ય રીતે મધ્યમસર પસાર થશે. ખાસ મુશ્કેલી કે નુકસાન નથી

બ્હેનો માટે આ માસ સાધારણ છે. પતિ તરફથી સુખ મળે તબિયત સારી રહેશે સગાં સ્નેહીઓ તરફની ચિંતા રહેશે. પ્રજા તરફની પીડા નથી. નોકરી કરતી બ્હેનો માટે આ માસ સારો છે. મોજશોખમાં ખર્ચ સામાન્ય કરાવે.

(૭) તુલાઃ–(ર–ત)–આ માસમાં તબિયત સારી રહેશે. માનસિક ચિંતા રખાવે. આર્થીક સંજોગો સુધરવા સંભવ નથી. નવીન સાહસ કરવાની ઇચ્છા થાય. કુટુંબ તરફનું સુખ મળે પ્રજા તરફનું સુખ મળે. પ્રજા તરફની શાંતિ રહેશે. રોગ અને શત્રુઓ સંબંધી ચિંતા રખાવે સ્ત્રીનું શરીર નરમ રખાવે. નવા સંબંધો અને પરિચયો વધશે ચાલુ ધંધા રોજગારમાં તકલીફ નડે નહીં. કાળી ચીજના વહેપાર વડે સામાન્ય લાભ મળે. હલકા મિત્રો તરફથી નુકશાન થવા સંભવ છે, માટે ખાસ કાળજી રાખવી ખર્ચ સારા માર્ગે જરૂર પુરતું કરાવે. એકંદર આ માસ મધ્યમ ફળદાતા છે.

બ્હેનો માટે આ માસ સારો છે, પરંતુ શરીરની ખાસ કાળજી રાખવી. પતી સંબંધી સામાન્ય ચિંતા રખાવે. પતિને મુસાફરી થવા સંભવ છે. પ્રજા તરફની અશાંતિ રહેશે-નોકરી કરતી બ્હેનોને નોકરીમાં સફળતા મળે; ખર્ચનો યોગ વિશેષ છે.

(૮) વૃશ્ચિક. (ન–ય)–આ માસમાં તબિયત સારી રહેશે પૈસા સંબંધી ખાસ મુશ્કેલી વેઠવી પડશે નહિં. સ્થાવર મિલકતમાં લાભ નથી. પ્રજા તરફની શાંતિ રહેશે સ્ત્રીની તબીયત સામાન્ય સારી રહેશે. સ્ત્રી સંબંધી સુખ સારું મળે. ચાલુ ધંધા રોજગારમાં કોઈક મુશ્કેલી નડે. મિત્રો તરફથી ખાસ લાભ નથી. વહેપારમાં પણ ખાસ લાભ નથી ખર્ચ મોજશોખમાં વિશેષ કરાવે આ માસ ખાસ ખરાબ નથી. પરંતુ ધંધો અને વહેપારમાં સામાન્ય લાભદાયી છે.

આ રાશીની બ્હેનોનું શરીર સારું રહેશે કુટુંબ તરફની ચિંતા રખાવે પતિની તબિયત સારી રાખે. પતીનું સુખ સામાન્ય સારું છે સગાં વહાલાં તરફથી સ્નેહમાં વધારો થાય. નોકરી કરતી બ્હેનો માટે નોકરી ધંધામાં સામાન્ય રાહત મળે. ખર્ચ વિશેષ થવા સંભવ છે.

(૯) ધનઃ–(ધ–ફ)ઃ–આ રાશીને આ માસમાં શરીર સારું રહે. આર્થિક સંયોગો સુધરવા પામે. નવીન સાહસ કરવું નહિ. સ્થાવર મિલકતથી લાભ નથી. પ્રજા તરફની અશાંતિ રહેશે. શત્રુઓ થવા સંભવ નથી. સ્ત્રીની તબિયત સામાન્ય સારી રહે. ચાલુ ધંધા રોજગારમાં સફળતા મળે. વહેપારમાં સામાન્ય લાભ મળે. મિત્રો અને સગાં સંબંધીઓ વડે લાભ નથી ખર્ચનો યોગ વિશેષ છે. મુસાફરી થવા સંભવ નથી; એકંદર આ માસ સારો છે.

આ રાશીની બ્હેનોની તબિયત સારી રહેશે. કુટુંબ તરફની શાંતિ રહેશે. પતિની તબીયત નરમ રહે. પતિનું સુખ સારું છે નોકરી કરતી બ્હેનો માટે આ માસ સારો જશે નવીન સંબંધો થશે. અને સગાં વહાલા તરફથી પ્રેમ સંપાદન કરી શકાય સારા માર્ગે ખર્ચ વધારે થશે

(૧૦) મકરઃ–(ખ–જ)–આ માસમાં તબિયત સારી રહેશે. આર્થીક મુશ્કેલી વેઠવી પડશે. નવીન સાહસ કરવાની ઇચ્છા થાય, પરંતુ ખાસ કાળજી રાખવી સ્થાવર મિલકતમાં સામાન્ય લાભ છે. કુટુંબ સંબંધી ખાસ ચીંતા જનક નથી. પ્રજા તરફથી શાંતિ રહેશે.

રોગ અને શત્રુઓ ફાવે નહીં. સ્ત્રીની તબિયત સામાન્ય નરમ રહે. મુસાફરીમાં ખાસ કાળજી

રાખવી. ચાલુ ધંધા રોજગારમાં મુશ્કેલીઓ દૂર થવા પામે. વહેપારમાં ખાસ લાભ નથી સારા માર્ગે ખર્ચ થવા સંભવ છે. એકંદર આ માસ સારો છે.

બ્હેનો માટે આ માસ સામાન્ય ફળદાતા છે. છે. તબિયત સારી રહેશે કુટુંબમાં સુખ શાંતિ ઓછી રહેશે પ્રજા તરફની ચિંતા રખાવે. પતીની તબિયત સામાન્ય વહેશે પતિનું સુખ સારૂ છે. નોકરી કરતી બ્હેનો માટે પોતાના નોકરી રોજગારમાંથી મુશ્કેલી દૂર થશે. ખોટા માર્ગે વિશેષ ખર્ચ થવા સંભવ છે.

(૧૧) કુંભ (ગ-સ):—આ માસમાં શરીર નરમ રહેશે, પરંતુ ખાસ તકલીફ નથી. આર્થિક મુશ્કેલીઓ ઓછી થશે. નવીન સાહસ કરવાની ઇચ્છા થશે, પણ કાળજી પૂર્વક કામ કરવું પ્રજા તરફનું સુખ સારું છે શત્રુઓ તરફની ખાસ મુશ્કેલી નથી. સ્ત્રીની તબિયત સારી રહેશે સ્ત્રીનું સુખ સામાન્ય સારૂ છે. ચાલુ ધંધા રોજગારમાં ખાસ લાભ નથી. વહેપારમાં સામાન્ય લાભ છે. સ્થાવર મીલકત સંબંધી વહેપાર કરવો નહીં ખર્ચ ખોટા માર્ગે થતા સંભવ નથી. આ માસ સામાન્ય વ્યાપાર રોજગાર માટે સારો છે.

બ્હેનો માટે આ માસમાં ખાસ તકલીફ નહીં નહીં, પરંતુ તબિયત નરમ રહેવા સંભવ છે. પ્રજા તરફની શાંતી રહેશે. પતીની તબીયત સામાન્ય સારી રહે. પતિનું સુખ સારૂ મળે. નોકરી કરતી બ્હેનોએ નોકરીમાં ખાસ કાળજી રાખવી સગાં સ્નેહીઓ તરફથી કેટલીક વખત મુશ્કેલી વેઠવી પડે, ખર્ચ વિશેષ રખાવે.

(૧૨) મીન (દ-ચ-ઝ-થ) આ માસમાં તબિયત સારી રહેશે આર્થિક મુશ્કેલી ખાસ નડશે નહીં, નવીન થવા સંભવ નથી પ્રજા તરફની ચીંતા રહેશે કુટુંબમાં સ્નેહ અને સંપ ઓછો રહેશે સ્ત્રીની તબિયત સામાન્ય સારી રહેશે સ્ત્રીનુ સુખ સામાન્ય છે પોતાનો ચાલુ ધંધો રોજગાર સારો ચાલશે, પરંતુ ખાસ લાભ નથી સ્થાવર મિલકતમાં પણ ખાસ લાભ નથી સફેદ વસ્તુથી ખાસ લાભ થવા સંભવ છે મિત્રો અને સગાં સ્નેહીઓની મદદ ખાસ મળે નહી. સારા માર્ગે ખર્ચ થાય અને સારા મીત્રો વડે સ્નેહ સંબંધ ગાઢ બને

બ્હેનો માટે આ માસ સામાન્ય છે. તબિયત સારી રહેશે પરંતુ પ્રજા તરફની કાંઇક તકલીફ નડશે. કુટુંબમાં સ્નેહસંપ જળવાશે. પતિનું સુખ સામાન્ય છે. પતીની તબિયત ખાસ નરમ રાખે નહી, પરંતુ તંદુરસ્તી સામાન્ય નરમ રહેશે નોકરી ધંધો કરતી બ્હેનો માટે આ માસ મધ્યમ છે. નોકરીમાં સરખતાયી કામ કાજ ચાલશે. મિત્રો અને સગાં સ્નેહીઓથી ખાસ લાભ નથી. મોજશોખ વિશેષ ખર્ચ કરાવશે.

---

પૂર્વે વિષ્ણુશર્મા નામનો એક વિદ્વાન પંડિત થઈ ગયો, ઘણો જ ચતુર હતો; પણ તેને એક વખત સામાન્ય રમત રમતો જોઈ તેનાં બીજા વિદ્વાન મિત્રો ખુબ જ મશ્કરી કરવા લાગ્યા. આવો મોટો તત્ત્વજ્ઞાનીને આવી બાળક જેવી રમત? પંડિતોએ મિટીંગ બોલાવી હતી– આગંતુક પંડિતોની મશ્કરીનો બુદ્ધિપૂર્વકનો ઉકેલ આપવો જોઇએ એટલે વિષ્ણુશર્માએ એક ધનુષ્ય મંગાવ્યું–એની દોરી કાઢી નાંખીને કહ્યું:

' મારૂ આ ઉખાણું તમે છોડો તો ખરા. '

પંડિતો અંદરોઅંદર જોવા લાગ્યા. પરંતુ કોઇ એક બીજાની સામે જોવાથી ઉકેલ ઓછો નિકળવાનો હતો?

અંતે વિષ્ણુશર્માએ કહ્યુ:

' આ ધનુષ્ય એ મન જેવું છે. ધનુષ્ય ને જો હંમેશા વાંકુ વાળેલુ રાખીશું તો એ વહેલું ભાંગી જશે, પણ જ્યારે જ્યારે કામ પડે ત્યારે ત્યારે વાંકુ વાળીએ તો ઘણા દિવસ ટકે ને કામ લાગે. મનને પણ તેજ રીતે આરામની વખતોવખત જરૂર છે.

## કું તારા પંડિતના લગ્ન પ્રસંગે
## પંડિતજી જાતેજ 'વરરાજા' બન્યા

ન્યુ દિલ્હીની મંડળીઓમાં એક વાત ઉડતી આવી છે-ખુબજ હસવા જેવી જ્યારે કુ તારા પંડિતના લગ્ન ગૌતમ સયગલ સાથે થવાના હતા, તેજ વખતે વરરાજાની કેઈક (Wedding cake) ને પંડિત નહેરૂ એજ કાપી મહેમાનોનું સ્વાગત કરવા પ્રયત્ન કર્યો!

જ્યારે સીવીલ મેરજ એક્ટ પ્રમાણે લગ્ન રજીસ્ટર થઈ ગયા ત્યારે પ્રસંગ ઉજવવા વાસ્તે લગ્ન-કેઈક (Wedding cake) આનંદ ભુવનનાં ડ્રોઈંગ રૂમમા લાવી મુકી હતી, જેથી વરરાજા બધાં મહેમાનોની વચમાંજ કાપી દરેકનું સ્વાગત કરી શકે પણ બન્યું તો કાંઇ ઉંધું જ! ખુબ જ થાકી ગયેલા ને ઘણુંજ કામથી કંટાળી ગયેલા પંડિતજી મહેમાનોના સ્વાગત સમારંભમાં હાજરી આપવા ટાઈમસર ડ્રોઈંગ રૂમમાં આવી પહોંચ્યા મગજ પરના વધુ બોજાને લીધે પંડિતજી થોડો અ.રામ લેવા યત્ન કરી પેલી પડેલી કેઈકને છરી વડે કાપી મહેમાનોને વહેંચી અરે! તુરતજ શ્રીમતી વિજયાલક્ષ્મી ઉછળી ઉઠયા" ભાઈ, ભાઇ, અરે આશુ કરો છો? તમે કાંઇ વરરાજા નથી!"

અરે રામ! પંડિતજી ભુલ સમજી ગયા. ને મહેમાનો કાર્ય પર હસવાનો લાભ લે તે પહેલાંજ પંડિતજી બીજા રૂમમાં ચાલ્યા ગયા!!

---



## આટલું ઉપયોગી જ્ઞાન

દરેક માતપિતા પોતાના બાળકને આપે જ.

૧ માતૃભાષાનું ઉંડું અને રાષ્ટ્રભાષાનું પરિપક્વ જ્ઞાન.

૨. કૃષિ, વાણિજ્ય અને ઇતર હુન્નરો પોતાની પસંદગી પ્રમાણે તેમાંથી એકાદનું તલસ્પર્શી જ્ઞાન કે જે જ્ઞાન દ્વારા મનુષ્ય સ્વાલંબી રીતે પોતાની આજીવીકા ચલાવી શકે.

૩. દેશની પરિસ્થિતિ અને તે પ્રત્યે તેની ફરજ.

૪. રાષ્ટ્ર અને આંતર રાષ્ટ્રીય સંબંધોનો પરિચય

૫. પોતાના રાષ્ટ્રના રાજકારણના મુખ્ય મુખ્ય વિષયોનું જ્ઞાન.

૬. દેશની અને વિશ્વની મહાન વિભૂતીઓનાં જીવન ચરિત્રોનું જ્ઞાન.

૭. સાહિત્ય, કળા, વિજ્ઞાન ને સંગતિનું જ્ઞાન

મુનિશ્રી સંતબાલજી

---

## કૃત્રિમ અસમાનતા

આપણા દેશમાં જે કોમીવાદ, જ્ઞાતિ, વાડ, સંકુચિત ધાર્મિક સંપ્રદાયવાદ વગેરેએ જે કૃત્રિમ અસમાનતાઓ ફેલાવી છે, તેને લીધે અમલમાં આવેલા અનિષ્ટોને દૂર કરવાનું કામ પણ આપણે હાથમાં લેવું જોઈએ. આપણા દેશના રાજકારણ, સામાજિક અને સંસ્કારી જીવનમાં જો આપણે લોકશાહીનો વિકાસ કરવા માગતા હોઈએ તો ઉક્ત અસમાનતાઓના અનિષ્ટને દૂર કરવું જ જોઈએ. તે માત્ર ધારાઓ ઘડવાથી કે ધારાસભાઓમાં વિશેષ હક્કો કે ખાસ બેઠકોનો અંત લાવવાથી પણ ન થઈ શકે. પરંતુ તે કાર્યની સિદ્ધિ માટે આપણા માનસમાંથી જ અને સમાજજીવનમાંથી કોમીપણાનું ભાન ભૂલી જવું પડશે.

## એક ગંભીર અનિષ્ટ

આ મહિલા પરિષદનું ધ્યાન હું એક બીજા ગંભીર અનિષ્ટ પ્રત્યે ખેંચવા માગું છું. અને તે ભાષાવાર પ્રાંતોની માગણી બાબતમાં છે. જો વ્યાજબી ધોરણે હાલના પ્રાંતોમાં ફેરફાર કરવાની માગણી હોય તો સ્વીકારી શકાય એમ છે, પરંતુ આ સમસ્યામાં મોટે ભાગે પ્રાન્તીય હરીફાઈ અને ઈર્ષા વધુ કામ કરી રહ્યાં છે. અને આ મનોવૃત્તિ કોમીવાદ કરતાં ઓછી ઝેરી નથી. વધુ નવાઈ જેવું તો એ છે કે ભાષાવાર પ્રાંતોની રચનાના આંદોલનમાં આગળ પડતી વ્યક્તિઓ તેને દોરવણી આપી રહી છે. આ પ્રાંતીયવાદની ખેંચતાણની અશિક્ષિત જનતાના માનસ ઉપર ખોટી અસર પડશે. આ ચળવળના પુરસ્કર્તાઓએ કોમીવાદના ભયાનક પરિણામોમાંથી બોધપાઠ લેવો જોઈએ. અખિલ હિન્દ મહિલા પરિષદે આ અનિષ્ટનો વાસ્તવિક ખ્યાલ કરવો જોઈએ. અને કોઈ પણ નવી સમસ્યા ઊભી નહીં કરવા દેશબન્ધુઓને સમજાવવા જોઈએ. કારણ કે એવી ખેંચતાણભરી સમસ્યાઓ દેશમાં જે થોડીઘણી પણ એકતા અને સહકાર બાકી રહ્યાં છે. તેનો અંત આણશે.

## વધતી જતી વસતી

દેશની વધતી જતી વસતીની સમસ્યાની મુશ્કેલીને હળવી બનાવવા માટે ઔદ્યોગિક અને કૃષિવિષયક ઉત્પાદનમાં વધારો થવાની જરૂર છે. આપણી વધુ પડતી વસતીને માટે કેટલાક પુરાણા રીતરિવાજો પણ જવાબદાર છે એક તો એવી માન્યતા છે કે ખૂબ વિસ્તૃત કુટુંબ હોય એ ઈશ્વરનો આશીર્વાદ કહેવાય છે. વળી બાળલગ્નની જે પ્રથા હજુ આજે પણ નીચલા વર્ગોમાં પ્રચલિત છે તેથી નિર્બળ વસતિ વધે છે. અને માતાઓ કમજોર બને છે આથી સ્ત્રીઓનું મરણ પ્રમાણ પણ વધે છે. ગરીબવર્ગને ઓછા પગારો રળતા હોવાથી તેઓ એવી માન્યતા ધરાવતા હોય છે કે વધુ મોટું કુટુંબ બનશે તો કમાણી કરનારા વધશે. આવાં કેટલાંક અનિષ્ટોનો ઉલ્લેખ સમાજ સુધારકોએ આ અગાઉ કર્યો જ છે.

વસતી વધારાની સાથે બીજું પણ એક અનિષ્ટ વધતું જાય છે તે એ છે કે સ્વાસ્થ્ય અને શારીરિક યોગ્યતાનું ધોરણ પણ ઘણું નીચું પડતું જાય છે. કોઈ પણ સુધરેલા દેશને માટે સ્વાસ્થ્ય અને શારીરિક યોગ્યતા એ તો સૌથી પ્રાથમિક જરૂરિયાતની બાબત છે. આ બાબતમાં સરકાર ઉપરાંત ખુદ સ્ત્રીઓએ પોતે પણ ઘણું કરવાનું છે. ઘણી સ્ત્રીઓ અજ્ઞાનને લીધે બાળકોનો સ્વાભાવિક વિકાસ થવા દેતી નથી. સ્ત્રીઓએ સમજવું જોઈએ કે તેમની જીવનપદ્ધતિ ઉપર જ બાળકોના શારીરિક અને માનસિક વિકાસનો આધાર રહે છે. સ્ત્રીઓએ કુટુંબના ખર્ચની યોજના એવી રીતે કરવી જોઈએ કે જેમાં ખોરાકનું સમતોલપણું, સપ્રમાણ તબીબી સગવડો અને આરોગ્યને અનુકૂળ હોય એવી રહેણીકરણીની જોગવાઈ થાય. જો કે ગરીબી એ એક મોટી અડચણ છે તે હું સમજું છું, પરંતુ જેઓ ગરીબ નથી તેમણે તો ઓછામાં ઓછા આરોગ્યના નિયમોનું પાલન કરવું જોઈએ.

## આ શ્રેય ગાંધીજીને ફાળે

મહિલા પરિષદના આંદોલનની સ્થાપના શરૂઆતમાં રાજકીય જાગૃતિને માટે થઈ હતી. પ્રથમ મહાયુદ્ધના અંત પછી રાષ્ટ્રમાં જે જાગૃતિ આવી હતી, તેને પરિણામે શિક્ષિત સ્ત્રીઓએ પણ રાજ-

કીય આંદોલનમાં ભાગ લીધો. તેમાં ગાંધીજીનાં નેતૃત્વ હેઠળ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેનાર ઘણીખરી બહેનો આજે અખિલ હિન્દ મહિલા પરિષદની જ્યોતિર્ધરો છે. મહિલા પરિષદની ચળવળને ગામડામાં પણ ફેલાવવાનું શ્રેય ગાંધીજીને છે. આપણી સંસ્થા આજે વિસ્તૃત પ્રતિનિધિત્વ ધરાવે છે, પરંતુ હજુ નીચલા વર્ગનું પ્રતિનિધિત્વ આપણે પ્રાપ્ત નથી કરી શક્યાં. આપણે હિન્દના દૂરદૂરના ખૂણાઓમાં, ગામડાંઓમાં વસતી નિરક્ષર અને અવાક, મૂંગી લાખો બહેનોનો વિચાર કરવો જોઈએ. આપણી સંસ્થાની કેળવાયેલી બહેનો તો હિન્દમાં માત્ર મુઠ્ઠીભર નહીંવત્ ગણાતી સ્ત્રીઓ છીએ. આપણી સેવા માટે ગામડાંની સ્ત્રીઓ હક્ક ધરાવે છે તે સ્ત્રીઓના પ્રશ્નો એ હિંદના સાત લાખ ગામડાંઓનો પ્રશ્ન છે; પરંતુ આપણે એક મહિલા સંસ્થા તરીકે, તે સ્ત્રીઓનું ધોરણ ઉંચું લાવવા વિશેષ ધ્યાન આપવું જોઈએ.

## સ્ત્રી પુરૂષ વચ્ચેનો સંબંધ

સ્ત્રી અને પુરૂષ વચ્ચે એકરાગિતા જળવાઈ રહે એવી વ્યવસ્થિત અને સમજદારી સમાજ રચનાની હિંદમાં જરૂર છે. સ્ત્રીઓએ તેમના અધિકારો મેળવવાના ઉત્સાહમાં તેમની ફરજો તથા રાષ્ટ્ર અને સમાજ પ્રત્યે તેમની જવાબદારીનો પણ ખ્યાલ કરવો જોઈએ એટલું જ નહિ પણ તેમણે દેશના દલિત સ્ત્રીવર્ગને જાગૃત કરી તેમને પણ રાષ્ટ્ર પ્રત્યેની ફરજનું ભાન કરાવવું જોઈએ. આપણી સંસ્થાનો સંદેશ દેશની અત્યંત નીચલા વર્ગની બહેનોને આપતાં આધુનિક મહિલા આંદોલનોનો ખ્યાલ એવી રીતે આપવો જોઈએ કે જેથી તેમને નવા સુધારાઓ પ્રત્યે ઘૃણા નહીં ઉત્પન્ન થાય; પરંતુ તેમને એમ ચોક્કસ સમજાવું જોઈએ કે જૂની પુરાણી અને જર્જરીત રીતિઓ અને રિવાજો હવે નકામા છે તથા તે પ્રગતિમાં અડચણરૂપ છે.

## પ્રચાર અને કેળવણી

પ્રચાર અને કેળવણી દ્વારા સંકુચિત રીતિ રિવાજોને દૂર કરી શકાશે, તેમજ જો જરૂર પડે તો તેમનો સામનો કરવાને પણ ઉત્તેજન આપવું પડે. તે દૃષ્ટિએ મહિલા પરિષદના સભ્ય થવા માટે ઉક્ત ફરજનું પાલન કરવા કડક નિયમો દાખલ કરવા પડશે.

તમામ સામાજિક સુધારાઓમાં સહનશીલતા અને વિનીત પદ્ધતિ ધારણ કરવાની જરૂર છે. આખા દેશ માટે એક જ પ્રકારનો સામાજિક ધારો કે કાયદો હોવો જોઈએ, પરંતુ તે માટે સૌથી પ્રથમ વાતાવરણ તૈયાર કરવાની જરૂર છે.

હું પોતે જીન્દગીભર એક સૈનિક રહી છું, વધુ પ્રેરણાત્મક સંદેશ હું શું આપી શકું! આ મહિલા પરિષદના સભામંચ પરથી તમે જે ગંભીર વિદ્વત્તાભર્યાં ભાષણો સાંભળ્યાં હશે તેટલી બધી આશા તમે મારી પાસે નહીં રાખી શકો. પણ એક નમ્ર સૈનિક તરીકે હું એવી પ્રતિજ્ઞા લઉં છું કે ગરીબી, અન્યાય, અજ્ઞાન, રોગ અને અત્યાચારની સામે લડવામાં હું તમારી સાથે રહીશ અને જર્જરિત પુરાણી દુનિયામાંથી વધુ સુંદર દુનિયાના સર્જન માટે હું લડતી રહીશ.



## નવી ચલણી નોટો પર રાજાની મ્હોરને બદલે અશોક સ્તંભ—

હિંદ સરકાર તરફથી હાલ છપાઈ રહેલી નવી એક રૂપિયાની નોટ પર રાજા કિંગ જ્યોર્જની મહોર મુકવાને બદલે અશોક સ્તંભ મુકવામાં આવશે તે જ ચિન્હ ચલણી સિક્કાઓ પર મુકવા અંગે વિચારણા ચાલી રહી છે. એક બીજી વાત જણાવે છે કે

### હિન્દી રીઝર્વ બેંકના ગવર્નર

સર ચિંતામણી દેશમુખના અનુગામી તરીકે હાલમાં અમેરિકા ખાતેના હિંદી એલચી શ્રી રામરાવને નિયુક્ત કરવાનો નિર્ણય કર્યો છે શ્રી રામરાવ ૧૯૪૯ના માર્ચના અંતના અરસામાં પોતાનો નવો હોદ્દો સંભાળી લેવા હિંદ આવશે. (શારદા)

# પુસ્તક પરિચય.

લેખક : શ્રી. કેશવપ્રસાદ દેસાઈ

## હાંક પિછોડી

લેખક અને પ્રકાશકઃ ઉમેશ કવિ ભાવનગર. પાનાં ૧૫૮ કીં. રૂા ૨-૦-૦.

આ પુસ્તકમાં ત્રણ નાટકો છે અને પાર્શ્વભૂમિકાના મથાળા નીચે લખેલો ૨૮ પાનાનો નિબંધ છે. નાટકો (૧) જાસો (૨) જુવાનીનું નાણું અને (૩) હાંક પિછોડી એ નામે છે. પ્રથમ બે નાટકો એક સ્થળી છે, એટલે કે તેમાંના બનાવ એકજ સ્થળે બની જાય છે. આ બન્ને નાટકો એકાંકી છે. ભજવવા માટે બન્ને સરળ અને સુગમ પડે તેવાં છે. ત્રીજું નાટક ચાર અંકનું છે. પ્રથમ બે કરતાં તેમાંનું વસ્તુ આકર્ષક છે, છતાંયે શરૂઆતમાં અસ્પષ્ટતા ઘણી છે. ત્રણે નાટકોમાં નવીનતા છે, તેમાંના સંવાદો મર્મસ્પર્શી છે, અને વાંચવા ગમે તેવાં છે. નાટકોની ભાષા પણ સરળ છે.

## વિવેકાનંદ

લેખકો : સ્વામી જયાનંદ અને જયંતિલાલ મંગળજી ઓઝા

પાનાં ૨૬૪ કી. રૂ ૨-૮-૦. મળવાનું ઠેકાણું. શ્રી રામકૃષ્ણ આશ્રમ રાજકોટ

સ્વામી વિવેકાનંદે હિંદની જાગૃતિમાં અપૂર્વ ફાળો આપ્યો છે. તેમનો જન્મ ૪ સ. ૧૮૬૩ માં થયો હતો અને ૪ સ ૧૯૦૨ માં તેમણે દેહ છોડયો આમ ફક્ત ૩૯ વર્ષની ઉમરમાં તો તેમણે હિંદની સંસ્કૃતિનો ડંકો દેશમાં તેમજ પરદેશમાં વગાડી દીધો. અત્યારે આપણે સ્વરાજ પ્રાપ્ત કર્યું છે, પણ તે માટે ક્યાં અને કેટકેટલાં બળોએ મદદ કરી છે. તે જાણવું જરૂરનું છે. આવાં બળોમાં સ્વામી વિવેકાનંદ અને રામકૃષ્ણ મઠનું બળ પણ હતું સ્વામીજી મુખ્યત્વે ધાર્મિક હતા પણ તેમનો આદેશ ધર્મના પાયા ઉપર દેશ માટે સ્વાતંત્ર્ય મેળવવાનો હતો. આ પુસ્તકની હકીકત આપણે સૌએ વાંચવા જેવી છે તે માટે લેખકોને ધન્યવાદ ઘટે છે.

## કથાનકો.

લેખક : શારદાપ્રસાદ વર્મા.

પાનાં ૮૩ કાચું પૂઠું કીં. ૧-૦-૦

બાળકોને માટે આ કથાનકો લખાયલાં છે. તે ચાર છે. (૧) સ્વામી વિવેકાનંદ (૨) રામાયણ (૩) મહાભારત (૪) ગોપાળ. પ્રથમ અને ચોથા કથાનક ટૂંકાં છે. ફક્ત મહાભારત અને રામાયણ એકસાથે હોત તો ખોટું નહોતું. પ્રથમ જાણવા લાયક ચરિત્ર છે. બાળકો માટે કિંમત વધારે પડતી કહેવાય.

## વિશુદ્ધલેખન.

લેખક : શાકરલાલ દવે.

પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ.

પાનાં ૧૮૮ કાચું પૂઠું કીં. ૧-૪-૦.

આ પુસ્તકને અમે સહર્ષ આવકાર આપીએ છીયે. માધ્યમિક શાળાના ઉપલા ધોરણના શિષ્યો તથા ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરનારને આ પુસ્તક ઉપયોગી થશે એમ લેખકના કહેવા સાથે અમે સંમત થઈયે છીયે. પરંતુ એથી વિશેષ એટલું કહીયે છીયે કે સામાન્ય પ્રાથમિક શિક્ષણ મેળવ્યા પછી ઘણાં ખાસ કરીને સ્ત્રીઓ–અભ્યાસ છોડે છે, તેમણે પણ આ પુસ્તક વાંચવાની જરૂર છે. તેમ કરવાથી સામાન્ય જીવન વ્યવહારમાં તેઓ સચોટ ભાષા બોલી અને લખી શકશે. પુસ્તક બે ખંડમાં વહેંચાયું છે. પ્રથમ ખંડમાં સામાન્ય વ્યાકરણની સમજૂતી છે તેમ કવિતાનું બંધારણ તથા અલંકાર પણ સમજાવવામાં આવ્યો છે. બીજા ખંડમાં પત્ર, વાર્તા સંવાદ નિબંધ વગેરે કેમ લખાય તેની સમજૂતી છે લેખક અનુભવી છે અને તેમણે પોતાનું સમસ્ત જીવન શિક્ષક તરીકે ગાળ્યું છે તેનો લાભ આ પુસ્તકને મળ્યો છે. ભાષા શુદ્ધિ માટેનો તેમનો આગ્રહ સૌએ સ્વીકારવો જોઇયે. ગુજરાતી તો આપણી જ ભાષા છે એટલે એનો ખાસ અભ્યાસ કરવાની શી જરૂર છે એમ ઘણા જણ માને છે. પરંતુ આપણી ભાષા શુદ્ધ હોય, સચોટ હોય, તેમાં આપણા વિચારો ચોકસાઈ અને સરળતાથી દર્શાવી શકાય તે માટે તેનું સામાન્ય વ્યાકરણ જાણવું જોઇયે. કવિતા વાચન ભોગવવું હોય તો તે સંબંધી થોડું જ્ઞાન મેળવવું જોઇયે.

# સમાચાર

કબિલપુર—(નવસારી) બાઇ મણીને ધોડીબાઇ નીછાભાઈની ધણીઆણીનું એક ટોળકીએ અપહરણ કરી અન્યત્ર પરણાવાઇ ગએલી.બાઇ મણીના ધણીએ પોલિસમાં ફરિયાદ કરવાથી તપાસ હાથ ધરતાં આખું કાવત્રૂં ટોળકી સાથે પકડાઇ બહાર આવ્યાનું જાણ્યું છે. આવી ટોળકીઓથી સૌને સાવધ રહેવા વિનમ્ર વિનંતી છે. સાવધાન!!!

દૂધપુરા—(આણંદ) મથુરભાઇ અમથાભાઈ પરમારને એકહયાત પત્ની ઉપર બીજી કરતાં જેલની સજા અને દંડ થયાનું જાણવામાં આવ્યું છે

વડીઆ—(કાઠીઆવાડ) એક ક્ષિપિકાએ એકી સાથે ચાર બાળકીઓને જન્મ આપેલ છે તે ચારે બાળકીઓ થોડા થોડા સમયને અંતરે મરણ પામ્યાનું જાણવામાં આવ્યું છે.

વડોદરા—જાણીતા શાન્તાખુન કેસમાં તેના સમાચારપત્રો તરફથી અવનવી વિગતો બહાર આવી રહી છે.

અમદાવાદ—પત્નીએ નામર્દ કહેતાં પતિને શૂર ચડ્યું અને પતિએ પત્નીને લાત મારી તથા હાથથી ખુન કર્યાનો ગમખ્વાર બનાવ બની ગયો, ખુનીની ધરપકડ થઇ છે.

પટના—એક મુસલમાન જુગારમાં પોતાની બધીજ સ્થાવરજંગમ મિલકત ખોઇ બેઠાબાદ પોતાની સ્ત્રીને જુગાર ઉપર મેલી તે પણ હારી ગયો જાણવા મળ્યું છે, પરિણામ શું આવ્યું? તે હજુ ગુપ્ત છે,

મહેસાણા—શ્રી કાન્તાબેન નાયક અને શ્રી. શાન્તિલાલ જોષી ઉભય લગ્ન ગ્રન્થિથી જોડાયાં છે. આ એક આંતર જ્ઞાતીય લગ્ન છે. ઉભય અન્ધ છે.

હૈદ્રાબાદ:—મર્હુમ શેઠ અમદુલ્લાખાનની પત્નીને માસીક રૂા. ૧૦૦ નું પેન્શન બંધાયું.

ખસ:—(ધંધુકા) એક કુંભાર તુલસી મોહનને એક પત્ની હયાત છતાં બીજી પત્ની કરવાથી દંડ અને સખત સજા થયાનું જાણમાં આવે છે.

ઝાલોર:—એક મુસ્લીમ બાઇએ પોતાનું છ માસનું બાળક કુવામાં ફેંકી દીધું બાઇને પોલિસે પકડી છે આ અંગે અવનવી હકીકતો બહાર આવવા મળી છે કેસ ચાલુ છે.

અમદાવાદ:—૧૦ માસની બાળકી અને ૧૦ વર્ષના બાળકને મૂકી ટિકિટ લેવા જવાનું બહાનું કાઢી માતા ચાલી ગઇ આ બાઇ મારવાડણ હોવાનું કહેવાય છે. પોલિસ તપાસ ચાલુ છે. બાળકોને અનાથ આશ્રમમાં પોલીસ ખાતાએ મોકલ્યાં છે.

ખેડા:—સિવિલ હોસ્પીટલમાં મારવાડી જાતની બાઈ કુકી એતા નામની બાઇ રાતના હોસ્પીટલમાંથી પોલીસને થાપ આપી નાસી છુટી. પાછળ પોલીસ પાર્ટી પડતાં અંતે તે બાઇ અમદાવાદ કાળુપુર સ્ટેશનેથી પકડાઇ ગઇ.

નવસારી—શાકભાજી મારકીટમાં કોળાને યુવાન બાળાને રૂા ૧૦૦ની નોટ બતાવી. તેમણે છેડતી કરતાં મારામારી થઇ હતી આ બાબત પોલિસ કેસ છેડતી કરનારા મેમણ ઉપર થયો છે.

ભોપાળ:—ઓઓના એક સરઘસ ઉપર આગ હોલવવાના યંત્રોમાંથી સ્ત્રીઓ ઉપર પાણી મારો ચલાવવામાં આવ્યો હતો.

અમદાવાદ:—ધર્મી નામની ૧૫ વર્ષની એક મારવાડી બાઈનું કોઇ અજાણી વ્યક્તિએ ખૂન કર્યાનું કહેવાય છે. સંભળાય છે કે એ બાઇનું તેજ દિવસે લગ્ન થનાર હતું. અમારૂં એક સાથે થયેલું વૈવિ- શાળ મુકાયલુ

ભલાડ:—(તાલુકે માતર) ચતુરભાઇ મોઘાભાઇ સોલંકીએ ૭૭ મે વર્ષે ચોથીવારનું લગ્ન કર્યાનું જાણ થાય છે. આ ગૃહસ્થને એક સ્ત્રી હયાત છે.

યુવાન-વૃદ્ધા-લગ્ન:—૬૪ વર્ષના એક યુવાન ૬૧ વર્ષની વૃદ્ધ સ્ત્રી સાથે લગ્નગ્રન્થિથી જોડાયાં છે.

પુના:—શાન્તાબાઇ નામની નાયીકાએ કમરૂ નામના પહેલવાન ઉપર પોતાની બ્હેનની છેડતિ કર્યા બદલ પોલીસમાં ફર્યાદ નોંધાવી છે.

પ્રાંતીજ:—શ્રી સ્નેહમુદ્રાબ્હેન મ્યુનિસિપાલીટીના પ્રમુખ ચુંટાયાં છે.

પાટણ:—શ્રી, લીલાવતી સંઘવી મ્યુનિસિપાલિટીના પ્રમુખ ચુટાયા છે.

## રે ગોઝારા સમાજ ! ! !

(સમાજમાં બનતા આવા કિસ્સાઓ ભાગ્યેજ બહેરમાં અપાય છે આ કરૂણ કહાની સમાજ વાંચે અને મહત્વાકાંક્ષાએ ઉધ્ધૃત કરી ઓબોધના વાંચકો સમક્ષ રજુ થાય છે )

### માર મારી બેભાન બનાવી ચિતામાં જીવતી સળગાવી દીધી

વડોદરાની વરિષ્ટ કોર્ટમાં ચાલતો ચોંકાવનારો કેસ

મજુસર (તા સાવલી) ની બાઇ દિવાળીના કહેવાતા ખૂન અંગે ઘણી ચોંકાવનારી વિગતો બ્હાર આવવા પામી છે,

કહેવાય છે કે, બાઈ દિવાળીનો પતિ યુવાન ઉંમરે ગુજરી જતાં તેણીનો સંબંધ એક કોળી યુવક સાથે બંધાયો. દિવાળીના કાકાને આ વાતની જાણ થતાં તેણે દિવાળીને ચેતવણી આપેલી પરંતુ દિવાળીએ વડોદરાના ન્યાયમંદિરમાં છડેચોક જણાવેલું કે પોતે કોળીના ઘરમાં બેઠી છે એક પટેલના ઘરની યુવતી કોળી સાથે જાય એ તેના કાકા પુરૂશાલ જેઠાથી સહન ન થતાં તેણે કહેવાય છે કે, ઠેકાણે પાડવાનો નિર્ણય કર્યો. મજુસર ગામમાં પુરૂશાલ જેઠાનું મોટું ઘર ગણાય એટલે ગામના વેપારી રેવણદાસ મનોર અને ભગવાનદાસ માનદાસ તેમજ પુરૂશાલ ભીખા અને નરોત્તમ ભીખા

આ પાંચે જણે ત્રાગડો રચી ૫૦ માણસોને લઈ કાળીના ઘર પાસે ગયા, અને દિવાળીને ચોટલેથી પકડી ભોંય પર પછાડી તેના ગળા ઉપર કહેવાય છે કે આરોપીઓએ લાકડી દબાવી ગુંગળાવી નાખેલી. એથી બનતાં લોકોમાં કહ્યું કે "દિવાળી મરી ગઈ" અને તેને સ્મશાને લઈ જવામાં આવી હતી. કહેવાય છે કે ચિતા ઉપર નાખ્યા બાદ દિવાળીને ભાન આવતાં તે બેઠી થઈ અને આજુબાજુ ઉભેલાને પગે લાગવા માંડી. પણ આરોપીઓએ તેને લાકડીઓ મારી ચિતા સાથે સળગાવી દીધી હતી.

શ્રીમંત પટેલ તેમજ વેપારીઓએઆ બાબતની પોલીસ તપાસ ન થાય તે માટે પગલાં લીધેલાં. અને કહેવાય છે કે લાંચ આપી પોલિસને આ કેસ માંડવાળ કરવા વિનંતિ કરેલી. પરંતુ સી.આઈ.ડી. સિનિયર સબ ઈન્સ્પેક્ટર શ્રી ધારસરન બાઈના મરણના અંગે શંકા જતાં તેમણે તપાસ હાથ ધરેલી. આ ગુના ઉપર બે માસ સુધી આખાયે મંજુસર ગામે મૌન સેવેલું. (હરિજન તા. ૧૧-૧-૪૯



## આટલું જાણજો

મરેલાં જન્મેલાં બાળકોને સજીવન કરી શકાય છે

તેમને ઝુલાવવાથી કૃત્રિમ શ્વાસોચ્છવાસ ઉત્પન્ન કરી શકાય છે.

અજમાવી જુવો. ×

નવી નોટો પર હવે રાજાના ચિન્હને બદલે અશોકચક્ર મુકાશે. ×

સબકો સન્મતિ દે ભગવાન—આને ટપાલની ટિકિટ ઉપર સ્થાન અપાશે.

×

૩૫૦૦૦ સ્ત્રીઓનું એક લશ્કર તૈયાર થઈ રહ્યું છે. ×

એક ઘોડીની કીંમત ૧૮૦૦૦ ગીની આપી હતી. આ પહેલાં ૧૯૨૫ અને ૧૯૪૨ માં એક ઘોડીની કિંમત ૧૭૦૦૦ ગીની અપાઈ છે.

×

માસ્તરને "ગુરૂ" અને મેતીને "બેન" કહેવાનો કાયદો થયો છે

×

સાહિત્ય પ્રેમી, સેવાભાવી, ઉગતા લેખકોને પ્રેરણા આપનાર

## સ્વ. દશરથલાલ જોષી.

સોમવાર તા. ૨૪મી જાન્યુઆરીના પોતાના મકાનમાં વીલાપારલા મુકામે અવસાન પામ્યા છે.

શ્રી જોષીનું અવસાન થતાં પારલાવાસીઓએ સાહિત્યકારોએ એક સેવક ગુમાવ્યો છે. તેઓ જતાં તેઓએ જે સેવા ઉગતા સાહિત્યકારને આપી રહ્યા હતા તે પારલાવાસીઓ અને સાહિત્યકારોએ ઉપાડી લેવી અને સદ્‌ગત કાયમને માટે યાદગાર રહે તે માટે એક સ્મારક ખાસ કરવું જરૂરી છે. હું આશા રાખું છું કે આ મારી નમ્ર વિનંતી દરેક પારલાપારલાવાસી ઉપાડી લેશે

ચંદ્રકાન્ત મહેતા ( મંત્રી : સ્ત્રીબોધ)

# સ્ત્રીબોધ

વર્ષ ૯૩
માર્ચ ૧૯
અંક
૩

**તંત્રીઓ**

કેશવપ્રસાદ દેસાઈ
જરબાનુ કાબરાજી

**મંત્રીઓ**

ચંદ્રકાન્ત મહેતા
હિંમતલાલ દવે

આઠ આના



વૃદ્ધ ટેલીયો

પરી'તી ડાંગ લાંબી ત્યાં ડોસાના પગ આગળે,
બેઠો'તો માર્ગની પાસે શિલા એક પરે નમી.
કોના એ ખંડેર દ્રષ્ટિ સ્નિગ્ધ હતી ઘણી,
શ્વેત એ પાંપણો નીચે છુપા અશ્રુ ભર્યાં હતાં.

# નારી જગતનાં × × × × ×

## સ્વાસ્થ્ય અને સૌંદર્ય માટે—

**શાર્ઙ્ગધરનાં— સિદ્ધ સુચના**

+ **ભૃંગરાજ તેલ:**—વાળને કાળાં અને લાંબા બનાવે છે, મગજને ઠંડક આપે છે, ખરી પડતા વાળ અટકાવે છે. શાન્ત નિદ્રા લાવે છે.

+ **અશોકારિષ્ટ:**—સ્ત્રી સુલભ દરદો જેવાં કે.—
  * પ્રદર, * અનિયમીત માસીક,
  * સુવારોગ * વંધ્યત્વ વગેરે
  મટાડે છે.

+ **દંતમંજન:**—દાંતનુ સ્વાસ્થ્ય અને સ્વચ્છતા જાળવે છે, દુર્ગંધ દુર કરે છે

+ **સૌરાષ્ટ્રીય બિન્દુ:**—આંખ માં ટીપાં નાખવાથી આંખો સાફ રહે છે, અને તેજસ્વી બને છે.

# —જામનગર શાર્ઙ્ગધર લેબોરેટરી લિ.—

—જામનગર (સૌરાષ્ટ્ર)—

અમદાવાદ એજન્ટ:— એમ નારણદાસની કુંપની રાયપુર ચકલા

સુરત એજન્ટ:— શ્રી જગદંબા મેડિકલ સ્ટોર, નાણાવટ, મેનરોડ

ભરૂચ એજન્ટ:— ગાંધી મેડીકલ એન્ડ જનરલ સ્ટોર્સ

વડોદરા એજન્ટ:— શ્રી સ્ટોર્સ મામાની પોળ સામે, રાવપુરા રોડ

A. P. CO.

ગૃહસંસ્કાર આપતું સ્ત્રીઓ માટેનું સામાજિક જુનામાં જુનું માસિક પત્ર




વર્ષ ૯૩ : ૧૯૬૯ : માર્ચ અંક ૩ જો

## ગીતની શોધ.

( કાળી કાળી વાદળીમાં વીજળી ઝબકે એ રાગ )

લેખક :—શ્રી. ડાહ્યાભાઇ પટેલ. બાર એટ-લૉ

સૂર્ય શશી તારલામાં શોધ્યું મેં ગીતડું
ગુંજ્યું એ કન્દરાની, માંહ્ય,
સાહેલડી શોધું ક્યાં ગીતડું ? ! ૧

ગિરિવરની ગહ્વરોમાં શોધ્યું મેં ગીતડુ
ગજર્યું એ મેઘનાદ મંહ્ય
સાહેલડી શોધું ક્યાં મીઠડું ? ! ૨.

ઉપવનનાં પુષ્પ મહીં શોધ્યું મેં ગીતડું
ઝળક્યું એ નિર્ઝરાની માંહ્ય,
સાહેલડી શોધું ક્યાં ગીતડું ૩.

સાગરની ઊર્મિઓમાં શોધ્યું મેં ગીતડું
હસતું' તું બાલુડાંને મોંય
સાહેલડી શોધું ક્યાં મીઠડું ? ! ૪.

પંખીડાંના કલરવમાં શોધ્યું મેં ગીતડું
રણક્યું વનાન્તરોની માંહ્ય,
સાહેલડી શોધું ક્યાં ગીતડું ? ! ૫

હૈયાની બંસરીમાં શોધ્યું મેં ગીતડું
રેલ્યું રસિક નેત્ર માંહ્ય
સાહેલડી શોધ્યું મેં મીઠડું. ૬

—*—

## જીવન ચાલ્યું જાય—

શ્રી જયસુખલાલ એમ. ત્રિવેદી, એમ. એ. કોવિદ

વૃથા જન જીવન ચાલ્યું જાય-ધ્રુવ૦
સનાતન સત્ય જ એ વિસરાય-વૃથા જન૦
જળધિથી છલકંતાં વારિ,
ઉમટીને ઉભરાય,
વગર જોતાં એતો વહી જાય-વૃથા જન૦
ફૂલડાં ખીલ્યાં નિર્જનવનમાં
વણસૂંઘ્યાં કરમાય,
વિકાસી વ્યર્થ બધો વેરાય-વૃથા જન૦
દૈવી અંશ વસ્યા માનવમાં,
દાનવમાં પલટાય,
પશુતાનું જ પ્રદર્શન થાય-વૃથા જન૦
આયુષ અલ્પ અનંત દુઃખોના—
અનુભવથી અકળાય,
જીવન વિમર્દમાં સંડોવાય-વૃથા જન૦
કાલ ઉપર રાખે શું કરવા ?
આજ કરી લે ભાઈ !
ભરુસો કાલ તણો ન જરાય-વૃથા જન૦

—x—

# કાયદો અને વ્યકિત સ્વાતંત્ર્ય

તંત્રી—પ્રો. કેશવપ્રસાદ દેસાઈ.

સમાજમાં ઘણાં અનિષ્ટો પ્રવર્તે છે. ઘણીયે સામાન્ય રીતભાતો, રિવાજો, માન્યતાઓ અને રૂઢિઓ આપણામાંના ઘણાઓને ગમતી નથી. નવ શિક્ષિત યુવક કે, યુવતી, ઉત્સાહના ભરેલાં હોય, ત્યારે તેમને એમ લાગી જાય છે કે જો અમારા હાથમાં સત્તા હોય તો અમે હમણાં બધા સમાજ સુધારી નાંખીયે. હમણાંજ હુકમો કાઢીને બધી કુરૂઢિઓ નાબુદ કરી નાંખીયે, જેવું નવશિક્ષિત યુવાનોના મનમાં થય છે તેવું જ નવીન સ્થાપેલી અને ઘણી મ્હેનતે મેળવેલી સત્તાવાળી સરકારોને પણ થતું હશે. બસ આ સામાજિક અન્યાય અમે નહિ સાંખીએ. ધારાસભાની આપણી બહુમતીની મદદથી આપણે આ અન્યાય કાયદાથી અટકાવી દઈશું. આ ઉત્સાહ, સુધારા માટે સુવ્યવસ્થા માટેની આ ધગશ સમજી શકાય છે. પરંતુ આવી ધગશને પરીણામે થતા કાયદા બધા જ વ્યાજબી હોઈ શકતા નથી. સામાન્ય રીતે કાયદાથી થતા સુધારા અમુક ક્ષેત્રમાં મર્યાદિત રહેવા જોઈએ. શહેરીઓનું ખાનગી વ્યકિતગત જીવન કાયદાના ક્ષેત્રમાં આવવું જોઈએ નહિ. જો વ્યકિતગત વર્તન તેના પાડોશીના સ્વતંત્ર્યમાં અંતરાયરૂપ હોય, અથવા અન્ય કોઈનાં માલમિલકત કે ધન ઉપર તરાપ મારતું હોય તોજ તે કાયદાના ક્ષેત્રમાં આવે, દાખલા તરીકે કોઈ વ્યકિત પોતાના ઘરનાં બારણાં કે બારી ન ઉઘાડે તો તે ઉઘાડવાની ફરજ કાયદાથી નાંખી ન શકાય. પણ જો એ માણસ પોતાના પાડોશીના બારી બારણાં પૂરી નાખે તો જરૂર કાયદા દ્વારા તે અટકાવવું જોઈએ. દરેક માણસ સ્વચ્છ અને સુઘડ રહે તે ઇચ્છવા યોગ્ય છે પણ દરેક જણે રોજ નહાવું જોઈએ કે રોજ લુગડાં ધોવાજ જોઈએ તેવો કાયદો કરવો તે વ્યવહારૂ નથી. દરેક બાબતમાં કાયદા કરવાની ઉતાવળ થાય તો તે કાયદાનો અમલ પણ બરાબર થઈ શકે નહિ, અને પરિણામે કાંતો કાયદો જુનવાણી નિવડે—અથવા તો કાયદાનો અમલ કરનાર લાંચીયા બને.

વળી કાયદો કરનારાઓ પોતે બહુમતિમાં હોય તોએ દેવ નથી મનુષ્ય સુલભ પૂર્વગ્રહ અને અન્ય નબળાઈઓ પણ તેમનામાં હોય જ. એટલે દરેક બાબતમાં કાયદા ઘડવાની ઉતાવળ થવી જોઈએ નહિ. નીતિ અનીતિના ધોરણો પણ જમાને જમાને બદલાયા છે. સ્ત્રીઓ માટે હોજલ પડદાનો રિવાજ પણ અમુક સમયની નીતિ વિષયક માન્યતાઓને પરિણામે હતો, છતાંયે તે બાબત કોઈ પણ સમયે કાયદાનો આશરો લેવાયો જાણમાં નથી. તેજ રીતે જ્ઞાતિઓ પણ નીતિ કે અર્થશાસ્ત્ર સંબંધી માન્યતાઓના પરિણામરૂપ હશે પરંતુ જ્યારે હિંદુ કાયદા મુજબ અમુક જ્ઞાતિની બહારનાં લગ્ન ગેરકાયદે ગણાયા, ત્યારે રજા આપનારો કાયદો ઘડાયો તે યોગ્યજ થયું. ફરજ પાડનાર અને રજા આપનાર એ બે કાયદા વચ્ચે ફેર છે. વિધવાને લગ્ન કરવું હોય તો તેવી છુટ આપનાર કાયદો હોઈ શકે. પરંતુ વિધવા માત્રને પુનર્લગ્ન કરવાની કે નાજ કરવાની ફરજ પાડનાર કાયદો વ્યકિત સ્વાતંત્ર્ય છીનવી લે છે. તેજ પ્રમાણે બીજી અનેક નીતિને લગતી બાબતોનું સમજવું. આ કેવ બુદ્ધિના બાળકો કે કોઈક ઘણા પછાત વર્ગોના સબંધમાં બીડી ન પીવાના કે દારૂ ન પીવાના કાયદા કરવા વ્યાજબી ગણાય; જાહેર જગ્યાઓમાં દારૂ પીને ધાંધલ કરવામાં આવતું હોય તો તે અટકાવવાના કાયદા કરી શકાય; પરંતુ કોઈએ દારૂ કે બીડી કે હુકો ચલમ પીવાંજ ન જોઈએ એવા કાયદા ઉત્સાહથી તેમજ શુભ આશયથી થયા હોય તો પણ વ્યાજબી નજ ગણાય. અમુક રીતે તેથી વ્યકિત સ્વાતંત્ર્યને હાની આવે છે અને અમુક રીતે તે કાયદા અમલમાં મૂકવાની મુશ્કેલીઓ ઊભી થાય છે અને પરિણામે ઘણું ગેરકાયદેસર કામ થાય છે. જેમ ધાર્મિક માન્યતાઓ તેમ નીતિ સબંધી માન્યતાઓને લીધે કાયદાઓ થાય ત્યારે ગેલીલીઓના પ્રાણ કાયદાથી લેવાયા હતા તથા જોન ઓફ આર્કને પણ કાયદાથી

# પ્રભા

લેખક : શ્રી કનૈયાલાલ જોષી

" પુત્રીનો પિતા સદા વિકલ હોય છે !"–એ ગોવર્ધનરામનું કથન મનસુખને વારંવાર યાદ આવતું હતું ઉમ્મરલાયક બનેલી તેની પુત્રી પ્રભાએ કેટલાય દિવસોથી તેની નિદ્રા લૂંટી લીધી હતી. પૂર્ણ લાડ લડાવીને ઊછેરેલી પ્રભા પરણીને સુખી થાય એવી તેની ઇચ્છા હતી પોતાની આ ઇચ્છા ફળીભૂત થાય એ બદલ તેણે આકાશ પાતાળ એક કર્યું", પણ હજુ સુધી તેને સફળતા મળી ન હતી.

મનસુખ એક પ્રાથમિક શાળાનો શિક્ષક હતો. તેની પત્ની રંભાના કરકસરના ગુણથી તેમનું ગાડુ આગળ ધપતું હતું. પ્રભા તેમની એકની એક પુત્રી તેમના જીવનમાં પ્રભાએ આવી આનંદનું વાતાવરણ જમાવ્યું હતું. તે પોતાના માતાપિતાની આંખની કીકી સમાન બની ગઇ હતી.

" બા, મારે અંગ્રેજી ભણવું છે. " જ્યારે પ્રભાએ ગુજરાતી સાત ધોરણો પૂર્ણ કર્યાં ત્યારે તેણે પોતાની માતાને કહ્યું પોતાનું ગુજરાન પરાણે ચાલતું હોવા છતાં રંભા પુત્રીને 'ના' ન કહી શકી.

પ્રભા ભણવામાં પણ હોંશિયાર, દરેક વાર્ષિક પરીક્ષાઓમાં પ્રથમ નંબરે આવી, શિષ્યવૃત્તિઓ વગેરે મેળવી તેણે પોતાના માતાપિતાના શિર પરથી પોતાના અભ્યાસનો બોજો ઓછો કરી દીધો ભરત ગૂંથણ, ચિત્ર, સંગીત વગેરે લલિતકલાઓ પણ તેણે ઘણી કુશળતા પૂર્વક સાધ્ય કરી શાળાની અનેક પ્રવૃત્તિઓમાં તે રસપૂર્વક પોતાનો ફાળો નોંધાવતી.

"રંભા, પ્રભા તો આ વર્ષે મેટ્રીક પાસ થઈ જશે, પણ...!" એક દિવસે જ્યારે પ્રભા પોતાની બહેનપણીના ઘેર ગઈ હતી ત્યારે મનસુખે પોતાની પત્નીને કહ્યું.

" ...પણ શું ?" રંભા કંઇ સમજણ ના પડવાથી બોલી ઊઠી.

" હવે તેના લગ્ન વિષે આપણે વિચારવું જોઇએ ને ! પુત્રી તો આખરે પારકું ધનને !"

પતિના શબ્દો સાંભળી રંભા વિચારમાં પડી ગઇ. તેની સ્મૃતિ સમક્ષ તેના પોતાના લગ્નનો પ્રસંગ ખડો થઇ ગયો વરવિક્રય એ તેમની જ્ઞાતિની ખાસ વિશિષ્ટતા હતી. આથી તેના માતા પિતાને પોતાના લગ્ન માટે શું શું કરવું પડયું હતું એ બધું તેને યાદ આવવા માંડયું. ખેતરો વાણિયાના ત્યાં મૂક્યાં, ઘર વેચ્યું-ને એ બધાને ભોગે તેનું લગ્ન થયું. એ તે કયાંથી ભૂલી શકે !

મનસુખ પાસે તો રહેવા પોતાનું ઘર પણ ન હતું કે ન હતાં વાણિયાને ત્યાં ગીરો મુકવા ખેતરો ! ઉમ્મર લાયક પુત્રીનાં લગ્ન શી રીતે કરવાં ? એ તેમને મૂઝવતો પ્રશ્ન બની ગયો.

" મારે તો પાંચ હજાર પેંડણ તરીકે અને પચ્ચીસ તોલા સોનું જે આપે તેની છોકરી સાથે મારા છોકરાનાં લગ્ન કરવાં છે." પોતાના એક સ્વજન દ્વારા જ્યારે મનસુખે મગનલાલને કહેવડાવ્યું ત્યારે મગનલાલ તરફથી તેને આ પ્રમાણે પ્રત્યુત્તર મળ્યો.

વળી પેલા જ્ઞાતિના નાક સમાન મણાતા ચુનીલાલે કંઇ જુદા જ પ્રકારનો જવાબ આપ્યો: ' મનસુખલાલની મેટ્રીક ભણેલી પુત્રી મારે ના જોઇએ. આજકાલ ભણેલી છોડીઓનો વિશ્વાસ ?"

મનસુખ અને રંભા આ સાંભળી દુઃખી બન્યાં. પ્રભાની ચિંતા દિન પ્રતિદિન વધતી ગઇ.

જ્યારે પ્રભાએ જાણ્યું કે પોતાના લીધે તેના માતા પિતાને દુ:ખી થવું પડે છે. ત્યારે તેને પણ હૃદયમાં દુઃખ થયું. પોતાના માતાપિતા કેવી રીતે સુખી થાય તેનો તે વિચાર કરવા માંડી.

" બા, હું મારા લગ્ન મારી મેળે કરું તો..." ઘણા વિચારો પછી પ્રભાએ હિમ્મત એકઠી કરી કહ્યું.

" શું બોલી !" રંભા આ સાંભળી એકદમ લાલ આંખો કરી બોલી ઊઠી : " લોકોએ કહ્યું છે કે છોકરી એ તો સાપના ભારા—એમાં શું ખોટું છે !"

"બા, આ તો રહેજ તમને વાત કહું છું."

"મારે તારી વાત સાંભળવી નથી, ખબરદાર, ફરી આ પ્રમાણે બોલી તો અમારે સમાજમાં રહેવું છે, જંગલમાં નથી રહેવું." રંભા પ્રભા પર પહેલી જ વાર ગુસ્સે થઈ બોલતી હતી. પોતાની માતાને આમ ગુસ્સે કરવા બદલ પ્રભાને દુઃખ થયું. તેને પોતાના પ્રશ્ન માટે પશ્ચાતાપ થયો.

"બા. તમારી ઈચ્છા વિના એક પગલું પણ હું નહિ ભરૂં. તમે જ્યાં દોરશો ત્યાં હું જઈશ.' ઉત્તરે પ્રભાએ કહ્યું.

રંભાનો ક્રોધ પુત્રીના આ શબ્દો સાંભળી ઓસરી ગયો, પણ તે દિવસ પછી તેની ચિંતા વધી પડી. જલ્દી તેનાં લગ્ન કરી નાંખવા માટે તેણે મનસુખને કહ્યું. ઉમ્મર લાયક છોકરી—ગમે તે કરી બેસે તેનું કલંક તો તેના માતપિતા પરને?

× × ×

આખરે પ્રભાનું લગ્ન ચંદુલાલ સાથે નક્કી થયું. ચંદુલાલ એ એક કાપડ બજારનો જાણીતો વેપારી હતો. થોડું કામ ચલાવું-ભણી, કોઈ વેપારીના ત્યાં ગુમાસ્તા તરીકે રહી વેપારનો પૂરે પૂરો અનુભવ-લઇ તે આજે કુશળ વેપારી બન્યો હતો.

તેની પ્રથમ પત્ની સુવાવડમાં મૃત્યુ પામી, આથી બીજાં લગ્ન કરવા તે તૈયાર થયો. પણ બીજ વરને જલ્દી કન્યા કોણ આપે? આખરે મનસુખ પોતાનો 'સાપનો ભારો' આપવા તૈયાર થયો.

જ્યારે પ્રભાએ આ સમાચાર જાણ્યા ત્યારે તેના હૃદયમાં તેલ રેડાયું. 'પોતે ભણેલી ગણેલી, જ્યારે પોતાનો પતિ અભણ......!" તે આગળ કંઇ વિચાર-ના કરી શકી. "અમારે સમાજમાં રહેવું છે, જંગ-લમાં નથી રહેવું." કહેતી તેની માતાની મૂર્તિ તેની આંખ સમક્ષ ખડી થઈ.

"જો આ લગ્ન થાય તો જગત શું કહેશે નહિ?" આ વિચારતાં તે પથારીમાં એકદમ બેઠી થઇ. ગૃહત્યાગ કરવાનો તેના મનમાં એકા એક પ્રશ્ન સ્ફૂરી આવ્યો. તે ઉભી થઇ ધીમેથી દ્વાર પાસે આવી ધ્રુજતા હાથે તેણે બારણું ઉઘાડ્યું બહાર અંધ-કાર છવાયો હતો.

તેણે એક પગલું ભર્યું: "પોતે અયોગ્ય પગલું તો ભરી રહી નથીને:"—એ વિચાર તેને એકા-એક આવ્યો. "પોતે નાસી જાય તો......તો લોકો તેના માતાપિતાને શું કહેશે?" આ વિચાર આવતાં તે બંને હાથ દઈ એકદમ નીચે બેસી ગઇ. "બા, તમારી ઇચ્છા વિના એક પગલું પણ નહિ ભરૂં. તમે જ્યાં દોરશો ત્યાં હું જઈશ." એ તેનું વાક્ય તેને યાદ આવ્યું.

જાણે બધું ચક્કર ચક્કર ફરતું હોય તેમ તેને લાગવા માંડ્યું તે ત્યાં ક્યાં સુધી બેઠી રહી તેનું તેને ભાન ના રહ્યું. ઉત્તરે તે એકદમ ઉભી થઇ ગઈ, અને દ્વાર બંધ કરી પોતાની પથારીમાં સૂઈ ગઇ.

"નહિ નાસી જાઉં ..બા, હું નાસી જઈશ નહિ. મને મારા માબાપની 'લાજ' વ્હાલી છે..." તે પરોઢિયે નિદ્રામાં બબડતી હતી.

✿

# "સ્ત્રી"

સંગ્રાહક :—"સફરીજહાં"

**સ્ત્રી** શું છે! સાક્ષાત ત્યાગમૂર્તિ છે. જ્યારે કાઇ સ્ત્રી કાઇ કામને સાચા દિલથી કરે છે ત્યારે પર્વતનેય ડોલાવી દે છે.

× × ×

સ્ત્રીને અબળા કહેવી એ તેનું અપમાન કરવા બરાબર છે. એને અબળા કહીને પુરુષ અન્યાય કરે છે. જો શક્તિનો અર્થ પાશવી બળ જ થતો હોય તો એ નિઃસંદેહ વાત છે કે પુરુષના કરતાં સ્ત્રીમાં ઓછી પશુતા હોય છે. પરંતુ જો એનો અર્થ નૈતિક શક્તિનો હોય તો જરૂર પુરુષના કરતાં સ્ત્રી વધુ શક્તિશાળી છે. શું સ્ત્રીમાં પુરુષની અપેક્ષાકૃત અધિક પ્રતિભા નથી! શું એનો આત્મત્યાગ પુરુષના કરતાં ચઢિયાતો નથી! શું તેનામાં સહનશક્તિ ઓછી છે! શું તેનામાં સાહસનો અભાવ છે! પરંતુ જો અહિંસા આપણો ધ્યાનમંત્ર છે તો કહેવું પડશે કે દેશનું ભાવિ સ્ત્રીઓના હાથમાં છે.

× × ×

સ્ત્રી અહિંસાની મૂર્તિ છે. અહિંસાનો અર્થ છે. અનંતપ્રેમ, અને અનંતપ્રેમનો અર્થ છે કષ્ટ સહન કરવાની અનંત સહનશક્તિ. માની મમતાના જેવો સ્ત્રીશક્તિનો વધારે પરિચય અધિકમાં અધિક બીજે ક્યાંય મળશે ખરો! યુદ્ધથી સંતપ્ત થયેલી આજની દુનિયા શાંતિનું પાન કરવા ચાહે છે. આ શાંતિ-કલા શીખવવાનું કાર્ય ભગવાને સ્ત્રીને જ આપ્યું છે.......... (ગાંધીજી) —

+ + +

'સ્ત્રી એ નર્કની ખાણ છે, પાપનું મૂળ છે!' એવા શબ્દો હવે બોલશોમાં! એ શબ્દો તો ખોટા પાયા પર રચાયા છે.

સ્ત્રી નહોત તો!

'પુરુષનું પૌરુષ—પુરુષનું કાર્ય પાંગળું જ નહિ પણ—નકામું બની જાત. સીતા વગર રામની મહત્તા નથી. રાધા વગર કૃષ્ણને કોઇ ન ઓળખત. મીરાં વગર મનમોહન કૃષ્ણના પ્રણયને કોણ સંભારત! સાવિત્રિ વગર સત્યવાનને કોણ સ્મરત! પદ્મિની વગર રજપૂતોને કેસરિયાં કરવાની પ્રેરણા પણ ન મળત.

સ્ત્રી છે તો પુરુષનું પૌરુષ, વીરત્વ, શૂરાતન, કાર્ય, ચેતન, ઉત્સાહ,—બધું જ છે—બધું જ અસ્તિત્વ ધરાવે છે. તો પછી તેને નર્કની ખાણ-પતનનું મુખ શી રીતે કહેવાય!...........(સંગ્રહમાંથી)

માતા એ બાળકનો મોટામાં મોટો શિક્ષક છે. તે જો સંસ્કારવંતી હોય-જ્ઞાની હોય તો અવશ્ય એ પોતાના બાળકોને સંસ્કારવંતા, જ્ઞાની અને સુલક્ષણા બનાવી શકે. બાળકના જીવનમાં જેટલો ભાગ પિતા ભજવે છે તેથીયે વધુ ભાગ માતા ભજવી જાય છે. બાળકને સારા નરસા સંસ્કાર આપવાનું કાર્ય માતાનું છે તો પછી એ માતા જ્ઞાની, અને સંસ્કારવંતી બને એ શું ઇચ્છવા યોગ્ય નથી!

× + +

દિવા વગર જેમ અંધારૂં રહે છે, સૂર્ય વિના દિન દિન મટી હીન થઈ જાય છે તેમ સ્ત્રી વગરનું ઘર અંધકાર ભર્યું હોય છે. સ્ત્રીએ ઘરની લક્ષ્મી છે.

× × ×

સ્ત્રી એટલે જ વીરની વીરતા, કલાકારની કલામૂર્તિ, જ્ઞાનીની જ્ઞાનમૂર્તિ, ત્યાગીની ત્યાગમૂર્તિ અને પુરુષની પ્રેરણામૂર્તિ.

+ + +

સંસારરૂપી રથના સ્ત્રી અને પુરુષ એ બંને પૈડાઓ છે જો તેઓ ખપીને અને અરસપરસના સહકારથી રથ ચલાવે તો તે રથ જીવનરૂપી રસ્તાના અનેક વિઘ્નોને પાર કરી જઈ શકે છે. જીવનમાં સુખ, આનંદ, પ્રેમ અને વૈભવનાનું તેજ ચારેકોર પ્રસરી રહે છે. પરંતુ જો તેઓ ગાડો ગાડે જ ઝઘડે તો! આ સંસાર સંસાર મટી નર્ક બની જાય. જીવન રથ કર્યાંય અટવાઈ જાય, અને સુખ, આનંદ, પ્રેમ અને વૈભવ ક્યાંયે અદ્રશ્ય થઇ જાય, સંસારમાં સ્વર્ગ કે નર્ક રચવું એ કાંઇ ઈશ્વરના જ હાથની વાત નથી. ધારે તો સ્ત્રીપુરુષ પણ તે રચી શકે છે..............

સંગ્રાહક—શ્રીમતી સુનંદા

卐

# ક્ષત્રાણી

લેખક :- શ્રી ચંપકલાલ શાહ

નારી શક્તિમાં કેટલી ઊંડી તાકાત છે. તેનો આદર્શ વીર રમણીઓનો ઇતિહાસ આપણને પૂરો પાડે છે. પડદામાં છુપાઈને બેઠેલી એ ક્ષત્રાણીઓ સમય પ્રમાણે કેવું જ્વલંત દર્શન આપે છે. તે વસ્તુદર્શન આ નાની વાર્તામાં લેખક આપણને રજૂ કરે છે.

**અ**માવાસ્યાની છેલ્લી રાત્રીનો પાછલો પહોર હતો. આકાશમાં તારાઓનું સામ્રાજ્ય છવાયેલું હતું. નિશા રજનીને મળવા તલસતી હતી. તારા પ્રકાશતા હતા. તેમના ગણપતિના વિયોગમાં જાણે તેઓ અશ્રુ પાડી રહ્યા છે. સ્ટેશન પર જતાં જણાવ્યું કે ગાડી ચાલી ગઈ હતી. સ્ટેશનથી ગામ ચાર માઈલ દૂર હતું અને આવનાર મુસાફરોને સ્ટેશન પરજ બીજી ગાડી માટે રોકાઈ રહેવું પડે તેમ હતું.

મુસાફરો સ્ટેશનની બાજુના મુસાફર ખાનામાં એકઠા થયા હતા. દિવાલના સહારે માત્ર સામાન મૂકી તેઓ આડા પડવા લાગ્યા. સ્ટેશન નાનું હતું. એકાંત સ્થળ હતું. ઝીણા ઝીણા ટમકતા દિવાની આછી રોશની રેલાઈ રહી હતી. ત્યાં એક પડદાનશીન વ્યક્તિ આવી. સાથે લાંબી મૂછો, જાડું શરીર, કદાવર બાંધો, ચૂસ્ત પાયજામો, અડધો કોટ, માથા પર સાફો, કમરમાં લટકતી તલવાર સાથે એક પુરુષ નજરે પડ્યો. કોઈ ક્ષત્રિય પુત્ર હોય એમ લાગ્યું.

મુસાફરોની વિચારમાળા ચાલુ હતી. ભાગ્ય અને સ્થળ, મોંઘવારી અને લડાઈ, સંસાર અને ધંધાના વિચારો કરતા રજની પસાર થઈ. મંગલમય પ્રભાતનો સુખદ સુંદર સમય આવ્યો, મુસાફરોએ હાથ-પગ મોઢું ધોયાં અને નાસ્તો પાણી કર્યાં. ત્યાં ટનનન...અવાજ સંભળાયો.

સ્ટેશન નાનું એટલે માસ્તર બોલ્યા. "ચાલો, ટિકિટ લઈ લો. ગાડી આવી રહી છે." અને તે જુવાન ઊઠ્યો. જલદી બારી પાસે જઈ તે ટિકિટ લઈ આવ્યો. તેઓ બન્ને પતિપત્ની હતાં અને આર્થિક મુશ્કેલીઓના કારણે શહેર તરફ જતાં હતાં.

ગાડી આવી પહોંચી ડબ્બાઓમાં બેસવાની જગ્યા ન હતી. સ્ટેશન નાનું એટલે ગાડી વધુ શાન્ત ઊભી રહે! તરતજ સીટી વાગી અને જનાનખાનાનું બારણું ઉઘાડી સ્ટેશન માસ્તરે તે પડદાનશીન સ્ત્રીને ધકેલી પુરુષ બિચારો બીજા ડબ્બામાં. ગાર્ડે ઝંડી હલાવી એટલે ચડી ગયો. સાત કલાકની મુસાફરી હતી. અને પ્રેમપાત્રોમાં આટલા સમયનો વિયોગ લખ્યો હશે! વગેરે કલ્પનાઓ જન્મી અને હૃદયમાં વિલીન થઈ ગઈ.

ગાડી ચાલી જતી હતી. જનાના ડબ્બામાં બીજા મુસાફરો હતા તે બીજાજ સ્ટેશને ઉતરી ગયા હતા. ડબ્બામાં પડદાનશીન રમણી સિવાય કોઈ ન હતું. નિર્જનતાનું તાંડવ નૃત્ય દેખાઈ રહ્યું હતું. શાંતિના સુંદર સામ્રાજ્યમાં રેલ્વેના એન્જીનનો ભયંકર અવાજ ડખલગીરી કરતો હતો.

અને ચાલુ ગાડીએ ડબ્બાનું બારણું ખુલ્યું, તેણે સ્વચ્છ સફેદ કપડાં પહેર્યાં હતાં ઉંમર આશરે ૩૦ વર્ષની હશે. તેને ડબ્બામાં દાખલ થતો જોઈ રમણી સમજી અને પોતાની ઓઢવાની ચાદરને સંભાળી તે રાજપુતાણી માફક એક બારી પાસે બેસી રહી.

તે યુવક રમણીની સામેનીજ બેઠક પર જઈ બેઠો અને હસતાં હસતાં કહેવા લાગ્યો, "સરકાર! તમારી ટિકિટ તો બતાવો." તે નિરુત્તર રહી યુવકે લગભગ અડધા કલાક સુધી પોતાના શબ્દબાણો વડે તે લજ્જાશીલ યુવતીના હૃદયને વિંધવાનો પ્રયત્ન કર્યો. યુવક કામાંધ બન્યો હતો. તે ઉન્મત્ત બની બેઠો હતો. તે પોતાની ફરજનું ભાન ભૂલ્યો. સ્ટેશન આવી પહોંચશે તે વિસરી ગયો. યુવક રમણીની પાસે જઈ પોતાના બન્ને હાથ રમણીની બગલમાં નાંખી રમણીને ગાઢ આલિંગન આપવા ઉત્સુક હતો.

પણ...પડકારો તે ચાંદ હવે શીતળ ના રહ્યો હતો સાક્ષાત અગ્નિનું રૂપ ધારણ કરી તે રમણી પોતાના પાછળ કૂતા પર કૂદી પડી. ક્રમશઃ કોમળ કામીની હવે આર્યનારીનું બળ બતાવી રહી હતી. અબળા પ્રબળા બની હતી અને તે યુવકના અવાજને તેણે બંધ કર્યો.

યુવકે પોતાના બન્ને હાથ પાછા ખેંચી કહેવા લાગ્યો " હા, હા ! આટલો બધી નારાજ ! " યુવકનું આખુ શરીર કાંપતું હતું.

લજ્જાના પડદાને ફેંકી ભીમ બહાદુરીના જોશ સાથે તે રમણી ઊભી થઈ અને પેલા યુવકના અતિમ –કોમળ–કાન ઉપર એક એવી ચોટ લગાવી કે યુવક પોતાની બધી ટેવ ભૂલી જાય. યુવકની માથા પરની ટોપી તો ચાલુ ગાડીએ બહાર જઈ પડી ઉડ્યાની ધૂળ આટલો મહાન્ ચક્કર ખાઈને પણ પોતાના ગાલને પંપાળતો પંપાળતો કહેવા લાગ્યો " સરકાર! એક આંખ મારીનેજ કહો કે મરી જાવ તો મરી જઈએ ! આવા મરેલાને વધુ શા માટે મારો છો ?"

અને આવા પતિત શબ્દો તે રમણી સાંભળી ના શકી. તેનો ક્રોધ પ્રજ્જવલિત થયો તેણે પોતાના મારવાડી બૂટની એવી તો ઠોકર તે યુવકને લગાવી કે તે જોરદાર ઠોકરથી યુવક જમીન પર સાપની માફક પડી ગયો. યુવતીએ તેના હાથમાંથી ટિકિટ ચેક કરવાની લોખંડની પકડ છીનવી લીધી અને તેના વડે યુવકના મસ્તક પર એવા તો પ્રહાર કરવા લાગી કે આખો ડબ્બો લોહીથી ભરાઈ ગયો–રણ રંગની યાદ આપી !

જંકશન સ્ટેશન આવ્યું. ધીરે ધીરે ગાડી રોકાઈ અને તે વીરાંગના રણચંડીના વેશમાં બારણું ખોલી બહાર કૂદી પડી, તેના કપડાં પર લોહીના ડાઘ પડેલા આ હાથ " મેંદીના રંગે " રંગાયેલા આ વાળ વીખરાયેલા આ હાથમાં તેને મળેલું " હથિયાર " હતું. તેનો પડદો દૂર થયો હતો. પોલિસ આવી અને કર્તવ્ય પ્રમાણે જુબાની લઈ પેલા યુવકને હાથ કડી પહેરાવી લઈ ગઈ.

તે સ્થળ પર મુસાફરો ભેગા થઈ ગયા. તેમાં તેનો પતિ પણ આવ્યો. પતિ પણ રમણીના ચહેરાના ભાવ વાંચી પૂછી ના શક્યો કે શું થયું ? એટલામાં સદાચારની એ દેવીએ પ્રિયતમની કેડ પરથી મ્યાન ખોલામાં તલવાર ખેંચી કાઢી,

અને મુસાફરો ગભરાયા એમાંએ દોડા દોડી કરી મૂકી. સ્ટેશન માસ્તર ગભરાયા. તેમણે પોલીસની મદદ માંગી પોલીસ અમલદારો સ્થળ પર આવી પહોંચ્યા અને ઘણી સમજાવટથી અસાધારણ યોગ્યતાથી તેમણે પરિસ્થિતિને કાબૂમાં લીધી. ગાડી રવાના થઈ અને લોકો પૂછવા લાગ્યા: " શું તે ક્ષત્રાણી હતી ? "

# જીવન સાહિત્ય

લેખક-શ્રી. રમણલાલ જે. જોષી

કોઈ લેખકે કહ્યું છે કે તમોને ફાવે તેટલા કાયદાઓ ઘડો અને મને માત્ર પુસ્તકો રચવાનું કામ આપો. હું આખીય પ્રજાને ફેરવી નાખીશ. આ ઉક્તિમાં સાહિત્યની શક્તિ જણાઈ આવે છે. ઐહિક સુખોમાં રાચતા માણસો ભલે સાહિત્યની અવગણના કરે. એનું મૂલ્ય અત્યલ્પ આંકે, છતાં સાહિત્યમાં જે શબ્દબ્રહ્મની અદ્ભુત શક્તિ છે તેની કોઈનાથી અવગણના થઈ શકે તેમ નથી. સાહિત્ય કોઈપણ પ્રજા ખરા અર્થમાં જીવી શકે એમ નહિ એવું વિધાન વિના સંકોચે થઈ શકે તેમ છે. દરેક માણસને જીવનમાં શું દૃગ્ગોચર થયું છે. જીવનમાં કઈ અનુભૂતિ લાધી છે. જીવનના અંગોપાંગો સંબંધે એના ખ્યાલ કેવા છે એ બધાની જીવંત નોંધવહી સાહિત્ય દ્વારા રચાય છે, આ કર્યા સિવાય કોઈ પણ પ્રજા રહી શકતી નથી. સાહિત્યને આથી જ કદાચ મસફીલ્ડે માનવજાતિનું મગજ કહ્યું હશે. જો આવી નોંધ રખાતી ન હોત તો આપણે ક્યારનાય પશુ જેવા બની ગયા હોત. આથી સમજાય છે કે વ્યક્તિને કે સમષ્ટિને પ્રાણવાન, વિકાસશીલ જીવન જીવવા માટે સાહિત્યની જરૂર અનિવાર્ય છે.

સાહિત્ય એ વાણીની કલા છે, સર્જક રસમય વાણીમાં પોતાની જાતને પ્રગટ કરે છે અને તે સાહિત્ય બને છે. બાકી આપણો પેલો જાણીતો શેઠિયો હંમેશાં નામું લખે છે તે, વેપારી માલ ખરીદતાં આપણને જે બીલ આપે છે તે છાપાંઓમાં થોકબંધ જાહેર ખબરો આવે છે તે બધાને સાહિત્ય કહેવાય નહિ. ત્યારે સાહિત્ય એટલે શું? એની વ્યાખ્યા શી? સાહિત્યની સર્વમાન્ય વ્યાખ્યા ન થઈ શકે. એનાં કેટલાંક લક્ષણોની વિચારણા કરી શકાય. સમયાનુસાર સાહિત્યની વ્યાખ્યામાં ફેરફાર થયા કર્યો છે, પણ એક વાત તો ચોક્કસ કે સાહિત્ય એ શબ્દકલા-વાણીકલા છે. એમાં એક જાતનું લાલિત્ય, સૌંદર્ય, માદકતા છે કે એક માણસને જાણે પોતાની અનુભૂતિ શબ્દદેહે મૂર્ત થઈ હોય તેમ લાગે છે. દરેક માણસને પોતાની લાગણીઓ, ભાવસ્પંદનો એ બધું વ્યક્ત કરવાનું હોય છે. જે એને એવી અસરકારક વાણીમાં સચોટ ને સુ-રસ કહી શકે તેને આપણે સાહિત્ય સર્જક કહીએ છીએ. આમ, રસાનંદ આપવો એ સાહિત્યનું કાર્ય છે.

સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે, અને જીવન ઘડતરમાં સાહિત્ય અગત્યનો ભાગ ભજવે છે. બંને પ્રકૃતિપુરુષની જેમ અન્યોન્યાશ્રયી છે. જેવું પ્રજાનું જીવન તેવું એનું સાહિત્ય અને જેવું સાહિત્ય પ્રજામાં પ્રચલિત તેવું તે પ્રજાનું જીવન. એટલે આમાંથી એક વાત એ ફલિત થાય છે કે સાહિત્ય જીવનમાંથી આવે છે ને જીવનરસથી પરિપુષ્ટ બની પ્રજાજીવનને વિકસાવે છે, એટલે જીવનની ઉપેક્ષા કરી સાહિત્યનાં [illegible] કરનારી પ્રજા પ્રાણવાન રહી શકે નહિ.

જીવનમાંથી થયેલું સાહિત્ય સ્વયંસુંદર હોય છે એમાં કલ્પનાના મહેલની કિંમતી આભરણોથી અલંકૃત શકુન્તલા જેવું સૌંદર્ય ન હોય. પણ ઘણીવાર આપણને નૈસર્ગિક વલ્કલધૃત શકુન્તલા પ્રિયતર હોય છે એ ભૂલવા જેવું નથી. કાકા સાહેબ કહે છે તેમ સાહિત્ય એ સાવ નૈસર્ગિક પ્રવૃત્તિ છે અને નિસર્ગનું સૌંદર્ય શું ઓછું હોય છે? એટલે જેટલો પ્રાણ જીવનમાં હોય તેટલો સાહિત્યમાં સ્પન્દિત થાય છે.

પ્રો. હડસને યથાર્થ કહ્યું છે કે સાહિત્યનાં અંગો એ તો સાહિત્યકારે પોતાની જાતને વ્યક્ત કરવા યોજેલાં જુદાં જુદાં નીકો છે અને એ નીકોમાં જે પ્રવાહ વહે જાય છે તે સાહિત્યકારના જીવન-ઝરણનો છે.

આવી રીતે અનાયાસે રચાયેલું સાહિત્ય મનુષ્યના હૃદયમાં સોંસરું ઊતરી જાય છે. આમાં

પ્રચારકાર્ય માટે લખાતા લખાણનું બહુમાન કરવાનો જરાય ઉદ્દેશ નથી. ટૂંકમાં, જે પ્રજા જીવનોપાસક હોય છે તે કદાપિ નિષ્પ્રાણ થતી નથી.

ઉત્તમ સાહિત્યકાર એ સમાજનો ઋષિ છે. તે સદાય પ્રજાજીવનનાં અંગોપાંગમાં નવપ્રાણ રેડે છે અને એને જીવંત રાખે છે. 'ગુરોસ્તુમૌનં વ્યાખ્યાનં' એ પ્રમાણે તે મોટામાં મોટા કેળવણીકાર છે હંમેશાં તે પ્રજાને પોતાના સર્જનો દ્વારા કેળવણી આપે છે. આ રીતે સાહિત્યકાર પ્રજામાં 'શબ્દ મૂર્તિ રુપે વ્હેંચાઇ જાય છે.' સાહિત્ય દ્વારા સેવા કરવાની જેમની મનીષા હોય તે સર્વેએ જીવનઘડતરની સાધનામાં લાગી જવું જોઇએ

હિન્દુસ્તાનમાં હવે સ્વાતંત્ર્યનો પવન ફૂંકાય છે. આપણી પાસે અતિ મહત્ત્વનું કાર્ય આવી પડ્યું છે કેટલાક સડી ગએલા તત્ત્વને કાઢી નાખવાનું છે, જ્યાં કેટલુંક નથી ત્યાં નવું લાવવાનું છે. કેટલાકનો પુનરોદ્ધાર કરવાનો છે. આવે સમયે સાહિત્યમાં જેમને રસ છે એવાઓની એ પવિત્ર ફરજ છે કે તેમણે જીવનાભિમુખ રહી જ્યાં ત્યાં પ્રજોત્કર્ષકારક પ્રસ્થાનો કરવાં જોઇએ



# કન્યા સંપ્રયુક્ત

## પહેલો અધ્યાય :—વરણવિધાન

સંસ્કૃત શ્લોક આપ્યા નથી તેના ઉપરની
ટીકા તથા તેનું ભાષાંતર આપવામાં
આપેલ છે.

### શા માટે પરણવું ?

સાંપ્રયોગિક અધિકરણના પંદરમા અધ્યાયના ૫૪ મા સૂત્રમાં કહ્યું છે કે આલિંગન આદિ ચોસઠ કળામાં નિપુણ માણસ પ્રત્યે કન્યા પ્રેમોદરથી જુવે છે. એ ખરું પણ અધિક સહવાસ થયા વગર તે નાયક સાથે તે સંપ્રયોગ—સંભોગ કરવા પ્રવૃત્ત થતી નથી. આથી સહવાસ કેવી રીતે થાય તે કહેવાની જરૂર છે. સહવાસ થવા મોહ ના ઉપાય ને કામ શાસ્ત્રમાં આવાય કહ્યા છે. જે ઉપાયો વડે સ્ત્રીઓનું આકર્ષણ કરી મેળવી શકાય તેને આવાપ સેવક ઉપાયો કહે છે. આ સહવાસ અન્ય સ્ત્રીઓ કરતાં કુંવારી કન્યાનો થાય એ ઇષ્ટ છે તેથી આને 'કન્યા સંપ્રયુક્તિક ' એવું નામ આપ્યું છે. અહીંથી કન્યા સંપ્રયુક્તકનો જ વિચાર કરવાનો છે. પિતાના ઘેરથી પતિના ઘેર કન્યાને મોકલવાની હોવાથી વિવાહને ઉદ્વાહ પણ કહે છે. વિવાહના ૧, બ્રાહ્મ; ૨ પ્રાજાપત્ય; ૩, આર્ષ; ૪, દૈવ; ૫. ગંધર્વ; ૬. આસુર; ૭, પૈશાચ અને ૮, રાક્ષસ એ પ્રમાણે આઠ પ્રકાર છે. આમાં પણ પહેલા ચાર ધર્મશાસ્ત્રાનુસાર હોવાથી તેની પૂરી કલ્પના આવી શકે તે માટે અમે અહીંથી વરણ સંવિધાન શરૂ કરનાર છીએ. વધુ કિંવા વર કેવાં જોઈએ, કોણે કોને પરણવું ! શા માટે પરણવું ! એનું વિવેચન આ પ્રકરણમાં થનાર છે.

શાસ્ત્રવિધિને અનુકૂળ સવર્ણ કુંવારી કન્યા પ્રાપ્ત થાય તો ધર્મ, અર્થ પુત્ર, સ્નેહ સંબંધ કુલવૃદ્ધિ અને સ્વાભાવિક પ્રેમનો લાભ પ્રાપ્ત થાય છે ॥ ૧ ॥

**કેવી કન્યા સાથે લગ્ન કરવા !**

બ્રાહ્મણ આદિ ચાર વર્ણના મનુષ્યોએ પોતાના સમાન વર્ણની કન્યા સાથે વિવાહ કરવો. તે કન્યા મનથી, શાસ્ત્ર વિહિત કર્મથી, કિંવા વાણીથી કોઈ અન્ય પુરુષને અપાયલી નહીં હોવી જોઈએ કારણકે અન્ય પુરુષને વરેલી સ્ત્રી સાથે જો બીજો કોઈ વિવાહ કરે તો તે સ્ત્રીને ને પુરુષથી ગુપ્ત રીતે ઉત્પન્ન થયેલી સંતતી તેની સાથે વિવાહ કરનારના નામથી પ્રસિદ્ધ થશે પણ આમ થવું એ તત્વ દૃષ્ટયા સારું નથી. શાસ્ત્રમાં કહેલી વિવાહ વિધિને અનુસાર કન્યાનો સ્વીકાર કરવો જોઈએ. વિધિપૂર્વક કન્યાનો સ્વીકાર કર્યો હોય તો પત્નીના સહચાર્યથી ઉત્પન્ન થવા ધર્મનો લાભ મળે છે એટલું જ નહીં પણ શુદ્ધ પ્રેમની પ્રાપ્તિ થાય છે. વિવાહ સમયે કન્યા-પિતા તરફથી મળતી પહેરામણી કે રીતથી દ્રવ્ય-પ્રાપ્તિ પણ થાય છે. ગૃહસ્થાશ્રમનું બરાબર અનુષ્ઠાન કરવામાં આવે તો એ રીતે પ્રાપ્ત થયેલા દ્રવ્યમાં વૃદ્ધિ થાય છે. આ પ્રમાણે ઐહિક લાભ તો થાય છે, પણ [illegible] સિવાય ઐહિક અને પારલૌકિક સુખની પ્રાપ્તી [illegible] આપનાર પુત્રની પણ પ્રાપ્તિ થાય છે. વિવાહ [illegible] વખતે આપ્તેષ્ટ મેળની એકઠી થાય છે તેમના [illegible] થે ભોજન વ્યવહાર થાય છે. અતિ-યોગે બીજાઓ સાથે [illegible] સંબંધ બંધાય છે આપણા પક્ષની વૃદ્ધિ થાય [illegible] પસરાનો પણ પણ આપણો બને છે ઉપરાંત શુદ્ધ અને સ્વાભાવિક પ્રેમનો લાભ થવાથી આનંદવૃદ્ધિ પણ થાય છે.

तस्माय क

घाऽन्दहीलयेत ॥२॥

×

કુલીન, માતાપિતાવાળી, પોતા કરતાં વયમાં ત્રણ વર્ષે ન્હાની, આચાર સંપન્ન, સધન, પુત્ર પુત્રાદિ પરિવાર વાળા, સંબંધી જનોને પ્રિય અને માતૃ તથા પિતૃ પક્ષમાં યથેષ્ટ સંબંધી હોય એવા કુળમાં જન્મેલી,

સૌંદર્ય, શીલ અને શરીરનાં શુભ લક્ષણથી યુક્ત હોય જેના દાંત, નખ, કાન, વાળ, આંખ્યો બહુ મ્હોટાં કે બહુ ન્હાનાં ન હોય તેમ તેનો કેવળ અભાવ ન હોય એવી, જેના શરીરમાં કંઇ રોગ ન હોય એની કન્યા વિવાહને યોગ્ય છે એમ એવોજ વિદ્યાસંપન્ન અને એવાજ ગુણવાળા તરુણ મનમાં વિચાર કરે. ॥ ૨ ॥

વિવાહ થાય તે પૂર્વે કન્યા સંબંધી વિશેષ વિચાર છોકરાએ અથવા તો તેના હિતચિંતકે પહેલો કરવો જે છોકરીના કુળ, શીલ વગેરે બાબતો માટે કંઈજ વિચાર ન કર્યો હોય તેની સાથે વિવાહ કરવો ઇષ્ટ નથી જેની સાથે વિવાહ કરવાનો છે તેના સંબંધી વિચાર કરવામાં, સામાન્ય રીતે તેનું કુળ, માતાપિતા, વય, કુળાચાર, દ્રવ્ય, અનુરાગ, રૂપ, શીલ, શરીરપર સામુદ્રિક લક્ષણો અને આરોગ્ય આટલી બાબતો જેવાની છે. છોકરી સારા કુળમાં જન્મેલી હોવી જોઇએ, માબાપ જીવતાં હોય અને તેનો તેને આધાર હોય, વર કરતાં વયમાં ત્રણ વર્ષ ન્હાની હોવી જોઇએ અથવા તો એક બે વર્ષ ન્હાની હોવી જોઇએ મતલબ કે સમાન વયની ન હોવી તેમ વયમાં વર કરતાં મ્હોટી ન હોવી જોઇએ જે કુળમાં આ ચાર સ્પૃહણીય હોય એવા આચાર સંપન્ન કુળમાં ઉછરી હોય કન્યાને જન્મ આપનાર કુટુંબ શ્રીમંત હોય.

*સૂત્રમાં 'અનન્યપૂર્વા' શબ્દ છે ધર્મ સિંધુમાં છે સાત પ્રકારની સ્ત્રીઓને અન્યપૂર્વા કહી છે. અન્ય પૂર્વિકા, પુરૂષાંતર પૂર્વિકા, મનોદત્તા, વાચાદત્તા, અગ્નિ પરિગતા, સપ્તમપદનીતા, ભુક્તા, ગૃહીત ગર્ભા પ્રસુતેતિ સપ્ત: વિધાઃ મનથી આપેલી, વાણીથી આપેલી, વિવાહ અગ્નિની પાસે પહોંચી ગયેલી, સપ્તપદીના સાતમા ચરણ વખતે આવી પહોંચેલી, કાઇએ ભોગવેલી, જેને ગર્ભ હોય તેવી, જેને પ્રસવ થઇ સન્યો હોય એ સાત અન્ય પૂર્વિકા આનાથી વિપરીત આ સર્વ ન થયું હોય તેવી. અનન્યપૂર્વા.

જેને ઉદ્દષ્ટિ સંબંધી પ્રિય હોય, પુત્ર પૌત્રાદિવાળું હોય, સંબંધી જનોથી ભરેલું હોય, માતૃ અને પિતૃપક્ષ જબ્બર હોય, છોકરીના વર્ણ સુંદર હોય, શરીર દષ્ટિ પણ સુડોળ હોય સ્વભાવ સાત્વિક હોય, સર્વૈશ્વર્યના લક્ષણો જેના અંગ પર હોય, જેના દાંત વગેરે અવયવો બહુ મોટા તેમ નાના ન હોય. તે પ્રમાણે ઉંચ ન હોય તેમ પણ ન હોય જે શરીરે નિરોગી હોય. છોકરી સંબંધી વિચાર કરવા જેવી આટલી બાબતો કહી સૂત્રકાર છોકરાને માટે પણ આવા જ કુળ શીલાદિ હોવા જોઇએ નહીં તો તે પણ વિવાહને અપાત્ર છે એમ સૂચવે છે છોકરો કુલ શિલવાળો હોય તે ઉપરાંત તે વિદ્યા સંપન્ન હોવો જોઇએ. સૂત્ર સંસ્કૃતમાં 'શીલયેત' એવો પ્રયોગ છે શીલસમાધૌ આ ધાતુ પરથી ઉત્પન્ન થયો છે અને તેનો અર્થ મનમાં વિચાર કરવો એવો થાય છે,

यां गृहीत्वा. घोटकमुखः ॥३॥

×

જેની સાથે વિવાહ કરવાથી પુરૂષ પોતાને કૃતાર્થ કે ધન્ય માને, અને સમાન યોગ્યતાવાળા બરાબરીઆ લોક નિંદા ન કરે એવી સ્ત્રી સાથે વિવાહ કરવો એવો આચાર્ય ઘોટક મુખનો મત છે ॥ ૩ ॥

જે સ્ત્રી સાથે વિવાહ કરવાથી પુરૂષ પોતાને ધન્ય લેખે. અને બરાબરના લોકો "આ સ્ત્રી કન્યા સાથે વિવાહ કર્યો તે સારૂં ન કર્યું" એમ નિંદા ન કરે એવી સ્ત્રી સાથે વિવાહ કરવો. એમ ઘોટકમુખ આચાર્ય કહે છે. આચાર્ય ઘોટકમુખના નામનો ઉલ્લેખ કર્યો છે તેનો હેતુ એવો છે કે આ અધિકરણની રચના ઉત્તમ વિદ્વાન લોકોના મતને આધારે કરી છે એ સુચવવાનો છે.

तस्यावरणे

समग्रघाणि ॥४॥

×

પૌરૂપ અને દૈવ એ પ્રમાણે માગણીના બે પ્રકાર છે તેમાં પહેલો પ્રકાર જણાવે છેઃ—

ઉપર્યુક્ત ગુણવાળી કન્યાની માગણી માટે નાયકના માતાપિતા, અન્ય સબંધીજનો અને અને વધુ તથા વરપક્ષ સાથે સંબંધ ધરાવનાર મિત્રજનોએ યત્ન કરવો ॥ ૪ ॥

ગુણને લીધે વરવા યોગ્ય છે એમ લાગે એવી કન્યાની માગણી માટે નાયકે પોતાના મિત્રો દ્વારા પોતાને માબાપને કહેવરાવી પ્રયત્ન કરવો, અથવા તો નાયકના કુટુંબ સાથે સબંધ હોય તેવા આપ્તજન મારફતે કિંવા ઉભય પક્ષના કુટુંબ જોડે જેને સબંધ હોય એવા માણસ દ્વારા પ્રયત્ન કરવો કે જેનો શબ્દ એકદમ હોય નહીં.

पात्यन्येर्या

न्दर्शयेयु ।६॥

×

પ્રયત્ન કરનાર મિત્રોએ બીજા વરના પ્રત્યક્ષ જણાવા હોય અથવા તો સામુદ્રિક કે હસ્તરેખાથી સૂચિત થવા હોય કન્યાના માતા પિતાને કાને જાય એમ કરવું ॥ ૫ ॥ અને પોતાના પક્ષના વરના વંશપરંપરાએ પ્રાપ્ત થયેલા, કન્યાના માબાપના મનમાં છોકરી આપવાને મન થાય તેવા, અને તેમાં પણ ખાસ કરીને છોકરીની માને પસંદ પડે તેવા, તરત ફળ આપનારા અને ભાવી સુખને ઉત્પન્ન કરે તેવા ગુણો મિત્રો દ્વારા નજરે પડે કે સમજાય તેમ કરવું ॥ ૬ ॥

નાયકની સગાઈ માટે પ્રયત્ન કરનાર મિત્ર જનોએ નાયક સિવાય બીજાના બીજા વરના લાયક છોકરા કે નાયકના પ્રત્યક્ષ જણાતા દોષો કુરૂપતા, અંધત્વ, ખોડીલા પણું, અથવા તો સામુદ્રિક શાસ્ત્રથી સૂચિત થતા દોષો છોકરાના માબાપના કાનપર જાય એમ કરવું. અહીં આગમ શબ્દ છે. આગમ એટલે શાસ્ત્ર પણ અહીં તેનો અર્થ સામુદ્રિક શાસ્ત્ર થાય છે તે શાસ્ત્રથી જણાતા દોષ તે આગમિક દોષ કોઈ 'આગામિક' પાઠાંતર કરે છે તેનો અર્થ ભવિષ્ય કાળમાં ઉત્પન્ન થનારા દોષ એમ થાય છે. એકાદ કુળમાં જન્મ તો પ્રાપ્ત થનાર ચાતુર્ય વગેરે કુળ પરંપરાથી પ્રાપ્ત થાય તેને કૌલ કહે છે પુરુષ જે અભ્યાસથી મેળવે છે તે ગુણોને પૌરુષેય કહે છે. નાયકના આવા ગુણો છોકરીના માબાપના મનમાં છોકરી આવાનેજ આપવી એવા વિચાર ઉત્પન્ન કરે છે વાક્ય વગેરે ગુણ કન્યાની માતાના મનમાં વર વિષે અનુકુળ ભાવ નિર્માણ કરે છે. તેજ પ્રમાણે જો મિત્રો એમ કહે કે 'છોકરીને એ વર સાથે પરણાવવાથી આજ વિશેષ પ્રકારનું સુખ છે અને ભવિષ્યમાં છોકરાનો ઉત્કર્ષ પણ તેની સાથે સંબંધ સાધવાથી વધે તેમ છે આ રીતે ગુણોની વાત છોકરીના માબાપને કાને નાખવી મૂળ સૂત્રમાં 'तदात्वायतियुक्तान' એવું પદ છે. આમાં 'તદાત્વ નો અર્થ' 'તત્કાળ' થાય છે અને 'આયતિ' શબ્દનો અર્થ ઉત્તરકાળ થાય છે. "तत्कालस्तु, तदात्वं स्यादायतिः काल उत्तर" એમ અમર કોષનું આને પ્રમાણ છે.

देवचिन्तक

वर्णयेत ॥७॥

☆

## રાષ્ટ્ર શાયરને

તા. ૨૫-૪-૪૭ શુક્રવાર

વાંકડિયા જુલ્ફાંને મદભર આંખડી.
મનમોહક જે છેલ છોગાળો પાઘ જો—
વ્હાલામાં સ્મરણો શું અમને ભૂલવે !
સોરઠી નરબંકા તેં ધરણી ધ્રુજવી,
રંગ કસુંબલ રંગ્યા અંતર રાગ જો—વ્હાલાનાં—
વીરનરોની ગાથાનો વણજારીઓ,
વીરતાની તેં વહેંચી રસભર લ્હાણ જો—વ્હાલાનાં—
નીચલાં થરનાં રડવડતાં જે માનવી,
અંધારા ઉલેચ્યાં, પ્રગટ્યો ભાણ જો—વ્હાલાનાં—
માન સરોવર હંસ બનીને વીચર્યો,
આમાં મોતી પરખંદો તું એક જો—વ્હાલાનાં—
કોટાળા પારખંડે તું તો એકલો,
ગુર્જર ગીરા ઉન્નત કરવા નેક જો—વ્હાલાનાં—
મેઘાણી તેં રાષ્ટ્ર-શાયરી સાચવી,
છાતી સામે ઝીલ્યા ઘાવ અનેક જો—વ્હાલાનાં—

×

હિંમતલાલ શુ. દવે.

# આપનો માર્ચ મહીનો કેવો જશે ?

(૧) મેષ (અ-લ-ઇ):—આ માસમાં શારીરિક તંદુરસ્તી ઠીક રહેશે, પરંતુ ગુપ્ત માનસિક ચીંતા રખાવે. આર્થીક સ્થિતી સુધરશે. નવીન સાહસમાં ખાસ લાભ નથી. સ્થાવર મીલકતથી સારૂ છે. પ્રજા તરફની અશાંતી રહે. રોગ અને શત્રુ તરફથી નુકશાન નથી. સ્ત્રીનું સુખ સારૂ છે પરંતુ સ્ત્રી તરફની ગુપ્ત ચીંતા રખાવે. ધધા રોજગારમાં સારૂં છે, પરંતુ નવીન સાહસ કરવુ નહિં મીત્રો અને સગાં સ્નેહીઓ તરફથી સારૂં છે લાલ વસ્તુના વહેપારથી સામાન્ય લાભ છે. ખર્ચ સારા માર્ગે પ્રમાણસર રહેશે

આ રાશીની બ્હેનોની તબીયત સારી રહેશે, પરંતુ ગુપ્ત ચીતા રખાવે પોતાના પતીનું શરીર સારૂં રહેશે. ઘરમાં સુખશાંતી રહેશે, પરંતુ ક્વચીત મન ચિંતાતુર રહેશે. નોકરી ધધો કરતી બ્હેનો માટે આ માસ સારો છે. ધધામાં આગળ વધવાનો ખાસ સંભવ નથી. ખર્ચ મોજશોખમાં સારા માર્ગે વિશેષ થશે.

(૨) વૃષભ (બ-વ-ઉ).—આ માસમાં શરીરે સામાન્ય ગરમી રહેશે. આર્થીક મુશ્કેલીઓ ઓછી થશે. નવીન પરાક્રમ કરવામાં શિથિલતા રહે સામાન્ય કુટુબનું સુખ મળે ગુપ્ત ચીંતા રખાવે અને પ્રજા તરફની શાંતી રહે રોગ અને શત્રુઓ ફાવે નહીં. સ્ત્રીની તબીયત સામાન્ય રહે. ધધા રોજગારમાં સામાન્ય લાભ છે. સ્નેહી અને સગાં સંબધીઓથી સારૂ છે. ખોટા માર્ગે વિશેષ ખર્ચ થાય એકંદર આ માસ સામાન્ય લાભદાઇ છે.

આ રાશીની બ્હેનોની તબીયત સામાન્ય રહેશે. કુંટુંબ તરફની ચીંતા રખાવે. પ્રજાનું સુખ સારૂં છે. પતીની તબીયત સારી રહેશે નોકરી ધધો કરતી બ્હેનો માટે ધધા રોજગારમાં રાહત રહેશે. ખોટા માર્ગે વિશેષ ખર્ચ રહેશે

(૩) મીથુન (ક-છ-ઘ)—આ માસમાં તબીયત સામાન્ય નરમ રહેશે આર્થીક મુશ્કેલીઓ વધશે. નવીન પરાક્રમ થવા સંભવ નથી. ઘર સબધી શાંતી રહેશે પ્રજા તરફની અશાંતી રહે. વિરોધીઓ ફાવશે નહિ સ્ત્રીની તબીયત સારી રહેશે નોકરી નોકરી ધધા રોજગારમાં ખાસ મુશ્કેલીઓ નથી. નીચ લોકોથી આ માસમાં સામાન્ય લાભ છે. નવીન સાહસ અગર વહેપાર કરવો નહીં. ખર્ચ વિશેષ પ્રમાણમાં થશે.

આ રાશીની બ્હેનોની તબીયત સામાન્ય નાજુક રહેશે કુટુંબ તરફથી ખાસ મુશ્કેલી નથી. પ્રજા તરફની ચીતા રહે પોતાના પતીની તબીયત સામાન્ય રહેશે નોકરી ધધો કરતી બ્હેનો માટે ચાલુ કામ કાજમાં સરખાના રહેશે મોજશોખમાં અને ખોટા માર્ગે વિશેષ ખર્ચ થશે.

(૪) કર્ક (ડ-હ)'—આ માસમાં શરીરે વાયુ, શરદી ઇત્યાદિ ઉપદ્રવ કરાવે. આર્થીક મુશ્કેલી સામાન્ય નડશે નવીન સાહસ થવા સંભવ નથી. ઘર સંબધી ગુપ્ત ચીંતા રહેશે પ્રજા તરફની અશાંતિ રખાવે. રોગ અને શત્રુઓ તરફની શાંતી રહેશે. સ્ત્રીનું સુખ સારૂં મળશે. સ્ત્રીની તબીયત સારી રહેશે. નોકરી ધધા, રોજગારમાં ખટપટ થવા સંભવ છે, માટે કાળજીથી કામકાજ કરવું સ્નેહીઓ અને સગાં સંબંધીથી ખાસ લાભ નથી. ખર્ચ સારા માર્ગે વિશેષ કરાવે.

આ રાશીની બ્હેનોની તબીઅત સારી રહેશે. ઘર સંબંધી સામાન્ય ચીંતા રહે. કુટુબ સંબધી પણ ગુપ્ત ચીતા રખાવે. પ્રજા તરફની અશાંતિ રાખે ધધો રોજગાર કરતી બ્હેનો માટે ખાસ કાળજી રાખવી. સગા સંબધીથી સારૂં છે. પોતાના પતીની તબીયત સારી રાખશે પતીનું સુખ સારૂં મળે સારા માર્ગે વિશેષ કરાવે.

(૫) સીહ (મ-ટ):—આ માસમાં તબીયત સારી રહે પરંતુ ગુપ્ત માનસીક ચીતા રહેશે. આર્થીક મુશ્કેલીઓ ઓછી થાય. નવીન સાહસ કરવાની વૃત્તી

રહે. પ્રજા તરફની શાંતી રહેશે. રોગ અને શત્રુ તરફની ચીંતા રહે. સ્ત્રીની તબીયત સારી રહેશે. ઘર સંબંધી સંતોષ રખાવે. નોકરી, ધંધા, રોજગારમાં ખાસ લાભ નથી. પરંતુ તે તરફથી સંતાષ રહેશે. સગાં, સ્નેહીઓથી ખાસ લાભ નથી. નવીન વહેપાર કરવો નહીં, તેમાં ખાસ લાભ નથી. ખર્ચ વિશેષ રખાવે પરંતુ સારા માર્ગે કરાવે.

આ રાશીની બ્હેનોની તબીયત સારી રહેશે, પરંતુ શરીરે વાયુની તકલીફ રખાવે. કુટુંબ સંબંધી સુખ સારૂં મળે. પ્રજા તરફથી સંતોષ રહેશે પોતાના પતીની તબીયત સારી રહેશે, અને પતીનું સુખ સારૂં છે. નોકરી ધંધો કરતી બ્હેનો માટે આ માસ સારો છે. સગાં, સ્નેહીઓ તરફથી સારૂં બનશે. ખર્ચ સારા માર્ગે વિશેષ થાય.

(૬) કન્યા (પ-ઠ-ણ):—આ માસમાં તબીયત સામાન્ય રહેશે. આર્થીક સંજોગો સુધરશે. નવીન સાહસ કરવામાં ખાસ કાળજી રાખવી. ઘર તરફની શાંતી રહેશે પ્રજા તરફથીઅશાંતિ રહેશે. રોગ અને શત્રુઓ ફાવે નહીં. સ્ત્રીની તબીયત સારી રહે સ્ત્રીનું સુખ સારૂં છે. નોકરી, ધંધા રોજગારમાં ખાસ લાભ નથી, પરંતુ ખાસ મુશ્કેલીઓ જણાશે નહીં. મીત્રો અને સગાં સ્નેહીઓથી સંતોષ રહેશે. ખર્ચ પ્રમાણસર થાય.

આ રાશીની બ્હેનોની તબીયત સારી રહેશે. ઘર તરફથી શાંતી રહે. પ્રજા તરફનું સુખ સારૂં છે. પતીની તબીયત સારી રહેશે. નોકરી ધંધો કરતી બ્હેનો માટે આ માસ સારો છે. સગાં, સ્નેહીઓ તરફથી સારૂં છે. ખાસ ખર્ચનો સંભવ નથી. સામાન્ય ખર્ચ થાય.

(૭) તુલા (ર-ત):—આ માસમાં તબીયત સામાન્ય સારી રહે, પરંતુ ગુપ્ત ચીંતા રખાવે આર્થીક સંજોગોમાં ખાસ ફેરફાર થશે નહીં. નવીન સાહસ થવા સંભવ નથી. ઘર તરફની શાંતી રહેશે. પ્રજા તરફની ચીંતા રખાવે. રોગ અને શત્રુ તરફની ગુપ્ત ચીંતા રખાવે. નોકરી અને ધંધા રોજગારમાં સામાન્ય રાહત રહે કાળી વસ્તુના વહેપારથી સામાન્ય લાભ થાય. મીત્રો અને સ્નેહીઓથી ખાસ લાભ નથી. ખર્ચ સારા માર્ગે સામાન્ય થશે.

આ રાશીની બ્હેનોની તબીયત સામાન્ય રહે, પરંતુ શરીરે વાયુ, અપચો ઇત્યાદિ રહે. ઘર અને કુટુંબ તરફનું સુખ સારૂં છે. પ્રજા તરફની શાંતી રહેશે. પતીનું સુખ સારૂં મળશે. પતીની તબીયત સારી રહે. નોકરી, ધંધો કરતી બ્હેનો માટે આ માસમાં ખાસ લાભ નથી. નોકરીમાં ખાસ લાભ નથી. નોકરીમાં ખાસ કાળજી રાખવી. મીત્રો અને સગાં સંબંધીથી અસંતોષ રહે. ખર્ચ સારા માર્ગે સામાન્ય થાય.

(૮) વૃશ્ચિક (ન-ય):—આ માસમાં તબીયત સારી રહે, પરંતુ શરીરે ગરમ પ્રકૃતી રખાવે. આર્થીક સ્થીતી સુધરશે. નવીન વહેપાર કરવો નહીં. ઘર અને કુટુંબથી સારૂં છે. પ્રજાતરફથી સંતોષ રહે. રોગ અને શત્રુઓ ફાવે નહીં. સ્ત્રીની તબીયત સામાન્ય સારી રહેશે. સ્ત્રીનું સુખ સામાન્ય છે. ધંધો રોજગાર અને નોકરીમાં તકલીફ નથી, પરંતુ ખાસ કાળજી રાખીને કામકાજ કરવું. મીત્રો અને સગાં સંબંધીથી સારૂં છે, પરંતુ ખાસ લાભ નથી. ખર્ચ મોજશોખમાં વિશેષ રખાવશે.

આ રાશીની બ્હેનોની તબીયત સામાન્ય સારી રહેશે. ઘર અને કુટુંબથી સામાન્ય સારૂં છે. પ્રજા તરફથી સુખ શાંતી રહે. પોતાના પતીનું સુખ સામાન્ય છે. પતીની તબીયત સારી રહેશે. નોકરી રોજગાર કરતી બ્હેનોએ કામકાજમાં ખાસ કાળજી રાખવી. મીત્રો અને સગાં સંબંધીથી સારૂં છે. ખર્ચ મોજશોખમાં વિશેષ થવા સંભવ છે.

(૯) ધન (ફ-ધ-ભ-ઢ):—આ માસમાં તબીયત સારી રહેશે. પૈસા સંબંધી મુશ્કેલીઓ ઓછી થશે નવીન સાહસ કરવાની ઇચ્છા થશે, ઘર અને કુટુંબ સંબંધી સુખ સારૂં છે. પ્રજા તરફની અશાંતી રહેશે. રોગ અને શત્રુઓ તરફથી મુશ્કેલી નથી. સ્ત્રીની તબીયત સાધારણ રહેશે. ધંધો રોજગાર

અને નોકરી વડે સારૂં છે. ખાસ મુશ્કેલી નડશે નહીં. મીત્રો અને સ્નેહીઓ તરફથી મુશ્કેલીઓ નડશે

આ રાશીની બ્હેનોની તબીયત સાધારણ રહેશે. કુટુંબ તરફથી સુખશાંતી રહેશે પ્રજા તરફની પીડા રહેશે. પતીનું સુખ સારૂં છે પતીની તબીયત સામાન્ય રહે. મીત્રો અને સગાં વહાલાંની હેરાનગતી નથી. સામાન્ય રીતે આ માસ સારો જશે

(૧૦) મકર (ખ જ) આ રાશીવાળી વ્યક્તિઓની તંદુરસ્તી સારી રહેશે. આર્થીક સંજોગો સુધરવા સંભવ નથી. ઘર અને કુટુંબ તરફની ચીંતા રખાવે. પ્રજા તરફની અશાન્તી રહેશે. રોગ અને શત્રુઓ ફાવશે નહીં સ્ત્રીની તબીયત સામાન્ય રહેશે સ્ત્રીના શરીરે વાયુ રખાવે. નોકરી ધંધા રોજગારમાં સામાન્ય મુશ્કેલી રહેશે. મીત્રો અને સ્નેહીઓ તરફથી ખાસ લાભ નથી. ખર્ચ સારા માર્ગે વિશેષ રહેશે.

આ રાશીની બ્હેનોની તબીયત સારી રહેશે. કુટુંબ તરફની સામાન્ય ચીંતા રખાવે. પ્રજા તરફની અશાન્તી રહેશે. પતીની તબીયત સામાન્ય રહેશે. પતીને શરદી રહે. પતીનું સુખ સારૂં છે ધંધો નોકરી કરતી બ્હેનોએ ચાલુ કામ કાજમાં ખાસ કાળજી રાખવી. સગાં સ્નેહીઓ વડે ખાસ લાભ નથી પરંતુ એકંદર આ માસ સારો જશે.

(૧૧) કુંભઃ (ગ-શ-સ):—આ માસમાં શરીર સામાન્ય સારૂં રહેશે, પરંતુ ગરમ પ્રકૃતિ રાખશે. આર્થીક સ્થિતીમાં ખાસ સુધારો નથી નવીન સાહસ કરવું નહીં. કુટુંબ તરફની સામાન્ય ચીંતા રખાવે પ્રજા તરફની શાંતી રહેશે. રોગ અને શત્રુઓ તરફની મુશ્કેલી નડે. સ્ત્રીની તબીયત સામાન્ય નરમ રાખશે. સ્ત્રીનું સુખ સામાન્ય છે. નોકરી, ધંધા રોજગારમાં સારૂં છે, પરંતુ ખાસ લાભ નથી. મીત્રો અને સ્નેહીઓ જોડે સામાન્ય સારૂં રહેશે સારા માર્ગે વિશેષ ખર્ચ થશે.

આ રાશીની બ્હેનોની તબીયત સારી રહેશે. કુટુંબ તરફની સામાન્ય અશાંતી રહેશે પ્રજા તરફનો સંતોષ રખાવે, પતીની તબીયત સારી રહે, પરંતુ પતી તરફની સામાન્ય ચીંતા રખાવે. નોકરી ધંધો કરતી બ્હેનો માટે આ માસ સારો છે. નોકરીમાં ખાસ મુશ્કેલી નથી મીત્રો અને સગાં સબંધી સામાન્ય સારૂં છે. ખર્ચ સારા માર્ગે વધુ થાય. એકંદર આ માસ સાધારણ જશે.

(૧૨) મીનઃ (દ-ચ-ઝ-થ):—આ માસમાં તંદુરસ્તી સારી રખાવે આર્થીક મુશ્કેલીઓ રહેશે. કુટુંબ તરફથી સુખ સામાન્ય મળશે નવીન સાહસ કરવાનો યોગ નથી. પ્રજાને પીડા સામાન્ય રહે. રોગ અને શત્રુઓ ફાવે નહીં. સ્ત્રીની તબીયત સારી રખાવે. સ્ત્રીનું સુખ સારૂં મળશે નોકરી, ધંધા, રોજગારમાં સારૂં રખાવે. મીત્રો અને સગાં સંબંધી ખાસ લાભ નથી, સામાન્ય રીતે સારૂં રહે ખર્ચ વિશેષ થાય એકંદર આ માસ સારો જશે.

આ રાશીની બ્હેનો માટે આ માસમાં તબીયત સારી રહેશે. કુટુંબ તરફની ગુપ્ત ચીંતા રખાવે. ગુજાના તરફથી ચીંતા રહેશે. પતીની તબીયત સારી રખાવે. પતીનું સુખ સારૂં મળે નોકરી ધંધો કરતી બ્હેનો માટે નોકરી ધંધામાં તકલીફ નહીં નડે. મીત્રો અને સગાં વ્હાલાંથી સારૂં છે. મોજ શોખમાં ખર્ચ વિશેષ રખાવે.

× × ×

**નોંધ :** ઉપર જણાવ્યા પ્રમાણેનું સામાન્ય માસીક ફળ બારે રાશીવાળી વ્યક્તિઓ માટે સામાન્ય રીતે ગણી શકાય. પરંતુ કોઈ પણ વ્યક્તિએ પોતાનું ફળ વિગતવાર જાણવું હશે તો નીચેના ઠેકાણે પત્રવ્યવહાર કરવાથી તેનો સંતોષ કારક ખુલાસો કરવામાં આવશે. જવાબ માટે દોઢ આનાની ટિકિટ બીડવી.

ઠેકાણું:—"અરવિંદ ભુવન"

ચોઢવાળા સોસાયટી, મણીનગર, અમદાવાદ.

લી. આપના સ્નેહાધીન

જ્યોતિષી નટવરલાલ. પી, ત્રિવેદીના જયહિંદ.

# દુઃખદ અવસાન!!!

શ્રીમતી સરોજીની નાયડુ ગવર્નર સુક્ત પ્રાન્ત તા. ૨-૩-૪૯ વહેલી સવારે ૩-૩૦ વાગે એકા એક હૃદય બંધ પડી જવાથી અવસાન થયું છે. આ આકસ્મિક બનાવે સારાએ દેશને શોકમાં ગરકાવ કરી મુકયો છે.

# પથ્થર પર પાણી

પ્રયોજક :—શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ; એલ. એલ. બી. વકીલ.

[ ગતાંકથી ચાલુ ]



એટલામાં તો વામનભાઈ શિવાલયની પ્રદક્ષિણા કરી આવ્યા. પૂજારીની દરેક મૂર્તિને ફૂલ નૈવેદ્ય ધરાવ્યું. શિવાલયમાં પણ ફુલને સામગ્રીનો ઢગલો કર્યો આવો. કેળવણી પામેલો આગેવાન આ પથ્થરની મૂર્તિઓ આગળ આમ ભક્તિભાવથી એની પૂજા કરે એ કંચનને જરા વિચિત્ર લાગ્યું.

વામનભાઈએ પાછળના તળાવનું દૃશ્ય નિહાળવા હાક મારી ત્યારે કંચનથી ટીકા કર્યા વિના ન રહેવાયું, "ઇસ્વીસન ૧૯૪૦ના આ જમાનામાં તમારા જેવા આ નજીવં મૂર્તિઓમાં પ્રભુનો સાક્ષાત્કાર કરતા જોઈ મને એટલું તો આશ્ચર્ય થાય છે કે...

"એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે!" વામનભાઈએ એની વાત વચ્ચેથી જ કાઢી નાખી, 'તું તો મોટો સુધારક થઈ ગયો જણાય છે ને, કંચન! આ પથ્થર તો પરમેશ્વરનું પ્રતીક છે. ભક્તિથી તમે એમાં પ્રભુનો સાક્ષાત્કાર કરી શકો છો. એવોજ ભક્તિભાવથી તેને વંદો છો. અહીંનો પથ્થરે પથ્થર પવિત્ર છે. આ શિવાલયમાં આવી મેં કેટલીકવાર ભગવાન શંકર પાસે વરદાન માટે પ્રાર્થના કરી છે. અને ભોળાનાથ શંકરે કેટલીયેવાર મારા પર દયા કરી મ્હારા કોડ પૂર્યા છે. પીડા એટલી જ છે કે કરાવીને ડાર્વિન વાંચી વાંચી મારું મગજ ખવઈ ગયું છે. હું ભણેલો છું. એ બધા નામ મેં પણ સાંભળ્યાં છે પરંતુ એમનાં પુસ્તકો વાંચવાની મેં કદીયે પરવા કરી નથી અને ભવિષ્યમાં કોઈ પણ દિવસ એ વાંચી પૂરું સમજવાની મને આશા પણ નથી. પરંતુ તેં તો એ બધાનો કાળજીપૂર્વક અભ્યાસ કર્યો છે એટલે મારે પરમેશ્વરની જરૂર નથી.

"ના વામનભાઈ, એમ નહિ. આવી વિચાર સરણીમાં જ તમારી ભૂલ થાય છે. પરમેશ્વરના અસ્તિત્વ વિષે કદાચ હું નાસ્તિક જણાતો હોઈશ. પરંતુ હું પ્રભુને માનતો થાઉં તો હું ગીતા અને ઉપનિષદ વાંચુ. પરંતુ માર્ગમાં ઊભાં કરેલા પ્રત્યેક પથ્થરને આમ તમારી પેઠે પ્રણામ તો નજ કરું. પેલા આપના પૂજારી સામે નજર કરો. પવિત્ર વેદની ફિલસુફીનો કક્કો પણ એ સમજે છે? જેવો પુજારી એવોજ ભક્ત, આ બધી વાતોથી જરા ઊંચી કક્ષાએ તમારે વિહરવું જોઈએ, વામનભાઈ,

"કદાચ તું ખરો હોઈશ" વામનભાઈએ જવાબ આપ્યો, 'છતાં અમારી સાદી વિચાર સરણીની આડે આવવાથી તને શો લાભ થવાનો છે? અહીં ઝાઝું રહેવાનું થાય તો મારા કહેવાનો અર્થ પણ તને બરાબર સમજાઈ જાય. આ પથ્થરોમાં દેવતાઓનો વાસ છે. એમને કોપાયમાન કરી અમે જીવી શકીએ તેમ નથી."

કંચન કશું જ બોલ્યો નહિ. બન્ને જણ મૂગા મૂગા માછલીઓ તરફ લાંબો સમય સુધી જોઈ રહ્યા, સંધ્યાકાળ થઈ ગયો હતો એટલે વામનભાઈ પાછા વળવા ઉતાવળા થયા.

પાછા ફરતાં અર્ધે રસ્તે રાત પડી. ગમને ચોમેર અંધકાર છવાઈ ગયો. વામનભાઈના માણસોએ મશાલો સળગાવી ને તેના ઝાંખા અજવાળામાં તેમણે પોતાનો માર્ગ મોકળો કરવા માંડયો. રાતનો દેખાવ ભયંકર હતો. કંચન એ દૃશ્યોનો જ વિચાર કરી રહ્યો. વાંકી ચૂંકી ઝાંઝરાં વાળી વાડો, ખેતરો, માટીના ટેકરા, ખજૂરીનાં ઊંચાં ઝાડ ને એક ઝાંઝર ફરતાં જ હોય એવા માર્ગો, શિયાળવાંની રોકકળ નોરરોની નગ્ન ને શ્યામળી આકૃતિઓ અંધકાર ને અનિષ્ટના જાદુએ એના દિલમાં ઘર કર્યું. વામનભાઈની વાતો સાચી હશે? એના વિચારો પણ ભયંકર પલટો ખાઈ રહ્યા હતા. વહેલી પ્રભાતે નિર્મળ પ્રકાશને, ઠંડે, ઝાકળ અને લીલોતરીએ એનામાં

નવચેતનને આશા ભરી હતી. બપોરે એ તાઝગી અદ્રશ્ય થઈ હતી, ને દળદરે એના પર આક્રમણ કર્યું હતું. વાયકુશી પછી એનું ચિત્ત પ્રફુલ્લિત બન્યું હતું. એના દિલમાં ગંભીર ને ઊંડા વિચારો આવવા માંડયા. અને રાત્રિ પડવા પછી આ જીવ જંતુ ભરેલા વાતાવરણમાં, એના દિલમાં એક પ્રકારનો ભયસંચાર થવા લાગ્યો. જીવન મૃત્યુની વિચારણામાં એ ઝોલે ચઢયો. સૃષ્ટિનાં સત્વોનાં વિશાળ જેમ આમળ મનુષ્ય વામન સ્વરૂપ બનતો જણાયો.

આખા રસ્તે બેમાંથી કોઈ બોલ્યું નહિ, એવામાં માર્ગમાં એક અધબળેલું ઘર આવ્યું. તે તરફ વામનભાઈએ જાણી જોઈને કંચનનું ધ્યાન ખેંચ્યું. એના માલિકને ભૂતાવળે અનેક પ્રકારની સતામણી કરી હતી. ઉવટે ઘરને ચીંતા લાગી હતી અને એ જીવ લઈને ભાગી છૂટયો હતો. પરિણામે ડગાનારે મંત્ર અજમાવી એને હેરાન પરેશાન કરી મૂકયો હતો.

ઉવટે તેઓ ઘેર પહોંચ્યા ને વાળુ કરવા બેઠા. વામનભાઈનાં પત્નીએ જરા સ્વાદિષ્ટ રસોઈ બનાવી હતી એટલે કંચને વાળુ કરતાં લહેર પડી પરંતુ એક નજીવા બનાવે વાળુની બધી જ મઝા મારી નાખી વામનભાઈનો સ્વભાવ આમ ઉગ્ર તો હતો જ. આંખોમાં જરા કાંકરી આવતાં જ ભડકો થયો. એ પરવાઈ માટે એની પત્નીની એણે ધૂળ કાઢી નાખી. વામનભાઈનાં પત્ની આમ ઘણાજ શાન્ત પ્રકૃતિનાં હતાં. પરંતુ આમ મહેમાનના દેખતાં એના પતિ એને ચિડાવે ને એમનાથી સહન થયું નહિ "એ બધું બોલવાનું છે." એમનાથી સામો જવાબ વાળ્યા વિના ન રહેવાયું, "તમારે ગામમાં આમ તેમ રખડવું છે ને પરમાર્થ કરવી છે અમારું શરીર તો જાણે લોઢાનું ઘડયું હશે. રામુ ગોપાળ ને બેબીની સંભાળ રાખવામાં મને ઘડીનીએ ફુરસદ મળતી નથી વળી બેબી આજ કેટલાય દિવસથી માંદી છે. એની તમને જરા પણ પરવા છે? આજે ગમાએ ચોખા સાફ કર્યા હતા મને ફુરસદ નહોતી જરા કાંકરી આવી ગઈ તેમાં શી વાડી વેડાઈ ગઈ? હું તે કોઈ તમારી ગુલામ છું?"

"બહુ થયું એ" વામને ગર્જના કરી, "બક બક બંધ કર, મ્હારા ભાતમાં કાંકરી આવે એ મને જરા પણ પાલવતું નથી બેબીને કેમ છે?"

"ઠીક છે. પણ તેમાં આપે કહ્યું એ ધાડ મારી નથી." જાણે વિરોધ કરતી હોય તેમ બેબીએ રાડ નાખી વામનની પત્ની એને થાબડી ઉંઘાડી દેવા અંદર ગઈ

વામને ખભા ચડાવ્યા ભાતમાંથી કાંકરી દૂર, કંચનને જરા મેદાન સુઝયું.

"અરે વામનભાઈ, પથ્થર પર તે આટલું બધું ઉકળાઈ પડાતું હશે? તમારે તો પ્રત્યેક પત્થર સાચવી રાખી એની પૂજા કરવી જોઈએ પત્થરમાં પરમાત્મા છે. સાંજે જ તમે મને શિખવાડયું હતું ને" કંચને બળતામાં ઘી હોમ્યું."

ને વામનભાઈની કમાન છટકી જ

"જો કંચન, ત્હારે એવી વાત કરવી નહિ. હું તને જૂનવાણી લાગતો હોઉં તો ભલે"

"જો તમે મને પડકાર કરતા હો તો" કંચને જરા પણ ગૂંચવાયા વિના ઉત્તર આપ્યો "હું કહું છું કે તમે આમાદ જૂનવાણી બની જ ગયા છો. આ પાંચ વર્ષમાં તમારામાં કેટલો બધો ફરક પડી ગયો છે. તમે યુવાન છો છતાં તમે પથ્થર બની રહ્યા છો, કદાચ એ પથ્થર તમારા કુટુંબનો ને ગામનો પ્રભુ બની શકશે...તમે એવી રીતે વર્તી રહ્યા છો કે જાણે..."

"બસ કર કંચન, મ્હારે ત્હારું ભાષણ સાંભળવું નથી" દબાયલા રોષે બોલ્યો, 'તું ત્હારી જાતને જ ભૂલી ગયો છે. તું મ્હારો દૂરનો સગો છે, એવું જ નહિ પણ મ્હારો અંગત મિત્ર છે એ વાત તું ભૂલી જાય છે. આજે એ મૈત્રીના તું ટુકડે ટુકડા કરી રહ્યો છે મ્હારા બીજા માણસો જેવી પ્રતિઓ હશે ત્હારા જેટલું મ્હારું વાચન વિશાળ નહિ હોય. પરંતુ એક બે વર્ષોમાં તું પણ પરણીશ ને ઘર સંસાર માંડીશ. પછી ત્હારી ફિલસુફીની વાતો કરવા આવજે! ત્યારે પથ્થરનો પરમેશ્વર કોણ છે તે આપણે જોઈશું."

કંચનને લાગ્યું કે એ મશ્કરી આગળ વધી ગયો હતો. એના મિત્રને ખરેખર ખોટું લાગ્યું હતું

" તમને ખોટું લાગ્યું હોય તો હું દિલગીર છું વામનભાઈ, મ્હારાથી વધારે બોલાઈ ગયું હોય તો ક્ષમા કરશો. આજના સુંદર દશ્યો ને આશાઓ કદાચ હું પણ ખોઈ બેસીશ. પરંતુ તમારા જેટલો આત્મસંતોષ હું કદીએ અનુભવી શકીશ કે નહિ તેની મને શંકા છે "

વામનભાઈ કંઈ જ બોલ્યા નહિ,

બન્ને જાગી ઊઠ્યા. થોડો વાર આમ તેમ ગપ્પાં માર્યાં. બનેલું વિસરી જવા બન્નેયે પ્રયાસ કર્યો. છતાં દરેકને પોતાની વાત સાચી જણાતી. થાકનું બહાનું કાઢી કંચન ઊંઘી ગયો,

બીજે દિવસે વહેલા પ્રભાતે એક ચિઠ્ઠી લખી કંચન વિદાય થઈ ગયો હતો "મને લાગ છે કે મ્હને અહીં ગોઠશે નહિ" એણે લખ્યું હતું " ગઈ કાલના બનાવ પછી મ્હારૂં દિલ એકદમ ઉઠી ગયું છે. એટલે હાલ તો હું વિદાય થાઉં છું. ગઈકાલના મ્હારા બોલ પછી અહીં એક પણ ક્ષણ રોકાવાનો મને અધિકાર નથી,"

ખેતરોમાંથી સ્ટેશન લઈ જતો માર્ગ કંચનને આકરો થઈ પડ્યો. લીલોતરી પરનું ઝાકળ ને પંખીઓનાં મીઠાં ગીત, આકાશનું સ્વચ્છ તેજ અને મંદ વાયુલહરોમાં ડોલતાં વૃક્ષોએ કંચનને સાન્ત્વન આપ્યું. એના દુભાયલા આત્મા પર અમીસિંચન થયું. સ્ટેશને પહોંચ્યો ત્યારે સૂર્ય ઉંચે ચઢી ચૂક્યો હતો.

એને નિર્મળ ભાવિની આગાહી થઈ.



# બાળકોની કેળવણી

(લેખક : શ્રી રામનાથ સુમન)

[આજકાલ બાળકેળવણીનો પ્રશ્ન ખૂબ ચર્ચાસ્પદ બનેલો છે. કેળવણી એટલે શું ? તેની શી અગત્ય છે ? કેળવણીમાં માતાપિતાનો સહકાર કેવો ? અને કેટલો ? બાળકને શાળામાં મૂક્યા પછી માતપિતાની બાળક તરફની ઉપેક્ષાવૃત્તિ વગેરે પ્રશ્નો ખૂબ વિચારવા જેવા છે. તેને માટે માબાપોએ જરાપણ આળસ કે બેપરવાઇ રાખવાનું ચાલી શકે તેમ નથી. કારણકે બાળક એ ભવિષ્યનો નાગરિક છે. તેમાંથી જ રાષ્ટ્રનું નવસર્જન નવનિર્માણ થવાનું છે તેનો વારસદાર છે. તેને વારસામાં ઉત્તમ ગુણો અને સંપૂર્ણ નાગરિકત્વ આપીએ તો જ આપણે તેના આશા વાદી અને વારસદાર બન્યા છીએ તે સારું ગણાય, બાળકોની સર્જકપ્રવૃત્તિ અને તેની વિવિધવૃત્તિઓનું સંશોધન કરવા શૈક્ષણિ, તેમજ માનસશાસ્ત્રીય પ્રયોગો દ્વારા જે અનુભવો નક્કી થયા છે તેનું જ્ઞાન શિક્ષકને હોવું જોઇએ તેટલું માબાપને પણ હોવું જોઇએ. એ અપેક્ષા આજના આઝદી ભોગવતા બાળકના માતાપિતા માટે વધારે પડતું નથી. બાળકની શારીરિક ક્રિયાઓ, તેની વિવિધ વૃત્તિઓ, અને સર્જનાત્મક પ્રવૃત્તિઓના વિકાસ માટે આપણે શું કરી શકીએ વગેરે બાબતો આ લેખમાં પ્રમાણ બદ્ધ ઠીક સમજાવવામાં આવેલ છે.]

**બાળમાનસ**

કોમળ વસ્તુ પર પ્રભાવ જલદી અને સ્થાયી પડે છે. નાના કોમળ છોડને મારી પોતાની ઇચ્છા મુજબ જે બાજુ વાળવો હોય તે બાજુ વળી શકે છે, કાચી માટીના વાસણને કુંભાર પોતાની ઇચ્છાનુસાર આકાર આપે છે, બસ આજ દશા બાળકોની છે. તેમાટે એની પ્રેમની સ્વચ્છ ભૂમિ કાઢી', હૃદય, વામનશાસ્ત્રના પત્ની આમ ઘણાજ શાન્ત પ્રકૃતિમનામાં હતાં. પરંતુ આમ મહેમાનના દેખતાં એના, તમને એને ચિડાવે ને એમનાથી સહન થયું નહિ બાળકોનું બધું જોતવાનું છે." એમનાથી સામો જવાબ દે છે કે વિના ન રહેવાયું, "તમારે ગામમાં આમ તેમ \ તેથી ફરવું છે ને પટલાઇ કરવી છે અમારું શરીર તો જે લોઢાનું ઘડ્યું હશે. રામુ ગોપાલ ને એમીની સંભાળ રાખવામાં મને ઘડીનીએ ફુરસદ મળતી નથી. વળી બેબી આજ કેટલાય દિવસથી માંદી છે. એની તમને જરા પણ પરવા છે ? આજે રામાએ ચોખા સાફ કર્યા હતા મને ફુરસદ નહોતી જરા કાંકરી આવી ગઈ તેમાં શી વાડી વેડાઇ ગઈ ? હું તે કોઇ તમારી ગુલામ છું !"

ખોળામાં માટે જ તેનું જીવન ઘડતર માના હાથમાં છે. માતા ઇચ્છે તો પોતાના આચરણ દ્વારા બાળકને સદાચારી, ઇશ્વર ભક્ત, કર્તવ્યપરાયણ. શાંત, ધીર, વીર, તેમજ ગંભીર બનાવી શકે છે; અને જો ઇચ્છે તો તેને ચોર, લબાડ, પાખંડી, ક્રોધી અને ડરપોક પણ બનાવી શકે છે.

**બાળકેળવણીમાં માતાનો ફાળો**

માતાનું હૃદય સ્નેહાળ હોય છે, તે પોતાના સાત્વિક સ્નેહથી બાળકના જીવનમાં રસિકતા ઉત્પન્ન કરી શકે છે પરંતુ સારી અને ખરાબ બન્ને વસ્તુઓની હદ હોય છે. સ્નેહ પણ જો વિવેક મર્યાદા વટાવી આગળ વધે છે, તો તે અહિત કરે છે. બાળકોના બગડવામાં ઘણું કરીને આ જ કારણ હોય છે. સામાન્યત : લગ્ન પછી ઘણા વર્ષે અથવા ઘણાં સંતાનના મરણ બાદ બાળકનો જન્મ થાય, કે ઘણી ૫ છોકરીઓ પછી પુત્રજન્મનું સૌભાગ્ય પ્રાપ્ત થાય, સએક પુત્ર થયા પછી બીજા સંતાન ન થાય. અથવા ધનમાં વધારો થાય વગેરે અનેક પ્રસંગોએ માતાપિતા (વિશેષ કરીને માતા) બાળક પર એટલો અધિ

સ્નેહ રાખે છે કે રાત દિવસ તેમના ખોળામાં જ બાળક ઉછરે છે પરિણામે તેનું આરોગ્ય નેખમાય છે કેટલીક વાર તો તેનાં નીચેનાં અંગો એકદમ નબળા પડી જાય છે, અથવા તો ઘંગાય છે. બાળકોને જિદ્દી બનાવવામાં પણ આજ સ્નેહ કારણ ભૂત હોય છે. કેટલીક માતાઓ બાળકને સ્નેહવશાત્ પોતાથી જુદો થવા દેતી નથી. તે એમ માને છે કે મારા પુત્રની ક્યાં હજી ઉમ્મર થઇ ગઈ છે, હજૂ દૂધના દાંત પણ ક્યાં પડયા છે ? હજી તો ઘણી ઉંમર બાકી છે; ભણીને નોકરી ભરશે તો પણ શું ? કોઈની ભીખ તો થોડી માંગવાનો છે. ઇશ્વરે જે આપ્યું છે તેથી ચાલશે આથી બાળક શિક્ષણથી વંચિત રહે છે, અને ભવિષ્યમાં ઘણું દુઃખ ભોગવે છે. ઘણીવાર એમ પણ જોવામાં આવે છે કે બાળક ખરાબ સોબતથી અથવા તો બાળસ્વાભાવિક ચંચળતાથી અયોગ્ય કાર્ય કરવા મંડી જાય છે, જેમકે પત્તાં રમવાં, જુગાર રમવો, છોકરાઓ સાથે ભેગા મળી રસ્તે જતાં માણસો, પશુઓ વગેરેને હેરાન કરવાં, પક્ષીઓ, જંતુઓ પર પથ્થર ફેંકવા કે કીડી વગેરે જીવ જંતુઓને પગ તળે છૂંદી નાખવાં બીડી પીવી, અપશબ્દ બોલવા, ઘરમાંથી છૂપી રીતે પૈસા, રૂપીઆ વગેરે લઈ જઇ બજારમાંથી ચીજો ખરીદવી, વગેરે વગેરે અને માતાપિતા આ વિષે સંપૂર્ણ જાણકાર હોય છે પરંતુ બાળક પ્રત્યેના સ્નેહને લીધે તેઓ તેને કાંઇ પણ કહેતાં નથી. ઉલટું તેઓ તેની આવી વર્તણુંકથી ખુશ થાય છે આ બહુ જ હાનિકારક છે.

## બાળ કેળવણીમાં પરિસ્થિતિની અસર

પ્રકૃતિ ભેદ અનુસાર આજકાલ કેટલીક માતાઓમાં વાત્સલ્યનો અભાવ જણાય છે. તેઓ અજ્ઞાન હોવાને લીધે અથવા તો ફેશનથી ગુલામ થઇને પોતાનાં વ્યક્તિગત સુખ અને આરામને પ્રાધાન્ય આપે છે, અને બાળકોના કાર્યને ગૌણ ગણે છે ફેશનની પૂતળીઓ પોતાને શિક્ષિત કહેવડાવનારી આજની કેટલી સ્ત્રીઓ સ્ત્રી-પુરુષના સંબંધને પાશવિક મનોવિકારની પૂર્તિનું સાધન માત્ર સમજે છે, તેથી બાળકનો જન્મ થતાં જ બાળકને પોતાથી જૂદો રાખે છે. બાળકને દૂધ પીવડાવવું, પાલન કરવું, કેળવણી આપવી વગેરે બધાં જ કામો આયા પર છોડી દે છે. બાળકનું જીવન કેવી રીતે વીતે છે તેની પણ તેને ચિંતા નથી હોતી. પરિણામે નોકરચાકરોના ભરોસે રહેવાથી તે લોકોના સર્વ પ્રકારના અવગુણ તે અનુકરણશીલ બાળકમાં આવે છે. શ્રીમંતોના છોકરાઓ બગડવામાં આ એક મોટું કારણ છે.

કેટલીએ માતાઓ છોકરાને ખવડાવી પિવડાવી નિશાળે મોકલવામાં જ પોતાના કર્તવ્યની ઇતિથી માને છે. તેઓ એટલું જોવાનો શ્રમ પણ નથી લેતી કે બાળક નિશાળમાં શું ભણે છે ? કોના સંપર્કમાં રહે છે ? કેવા છોકરાઓ સાથે નિશાળે જાય છે : અને શું કરે છે ? આથી માતાઓને જરૂર કાંઇક અવકાશ મળે છે. આખો દિવસ બાળક ઘેર રહી જાતજાતના તોફાન મસ્તી કરતો મટે છે તેટલી માતાને રાહત મળે છે. પરંતુ બાળકની જીવનધારા કઇ બાજુ વહે છે. એ વિષે માતા ઉદાસીન હોય છે. મા બાળકને સુધારવા નિશાળે મોકલે છે. અને સમજે છે કે બાળક સુધરે છે. પરંતુ વાસ્તવિક રીતે તો તેનું વધુ અધઃપતન થઇ રહ્યું હોય છે. આજકાલની નિશાળોની કેળવણીમાં જે દુષ્ટપરિણામ દેખાય છે. નિશાળોમાં બાળકોનું જે નૈતિક પતન થઇ રહ્યું હોય છે, તે જોઇએ તો એમ કહેવું પડે કે બાળકને નિશાળે મોકલ્યા પછી તો માતાપિતાની જવાબદારી ઉલટી વધે છે. કેમકે તે વખતે વિપત્તિની સંભાવના અધિક પ્રમાણમાં વધે છે તેથી માતાપિતાએ બાળકને નિશાળમાં મોકલ્યા પછી એમ ન સમજવું કે બાળક પ્રત્યેની તેમની ફરજમાંથી તેઓ મુક્ત થયા, પરંતુ બાળક પ્રત્યે તો તેથી પણ વધુ જાગૃત રહેવું જોઇએ.

બાળકોના અધઃપતનનું ત્રીજુ કારણ માતાપિતાઓનું બાળક પર અધિક શાસકપણું છે. મોટા વૃક્ષ નીચે નાનો છોડ નથી ઉછરતો, અને જો ઉછરે તો જેવા ખુલ્લા સ્થળમાં ઉછરે છે તેવો નહિ. બસ, બાળકો માટે પણ આજ વાત છે. જ્યાં પ્રમાણથી

વધુ હુકમ તેમના પર ચલાવાય, નાની નાની વાતોમાં તેમને જેમ તેમ ટોકવામાં આવે, ત્યાં જ બાળકનું જીવન નષ્ટપ્રાય : થઈ જાય છે કળી ખીલતા પહેલાં કરમાઈ જાય છે. પરિણામે બાળક નિરાશાવાદી અને નિર્બળ થતો જાય છે. અને ચારિત્ર બળ ગુમાવી બેસે છે.

માતપિતાએ સમજવું જોઈએ કે બાળકને તેઓ સંયમમાં તો રાખે પરંતુ વધુ પડતું ટોક ટોક ન કરે, બાળ સ્વભાવની સ્વાભાવિકતા અથવા સરળતાને કચડી ન નાખે, જે વાત જે સમયે જરૂરી હોય તે સમયે સમજાવીને અને જરૂર હોય તો પ્રેમપૂર્વક ઠપકો આપીને કહી દેવી જોઈએ નહિ તો તેનો પ્રત્યાઘાત પડે એ સ્વાભાવિક છે, નાના છોડ અથવા વેલાનો રક્ષણ માટે વાડની આવશ્યકતા છે. દીવો ઢાંકણ વગર બરાબર પ્રકાશ નથી આપી શકતો અથવા તો બુઝાઈ પણ જાય છે. બસ એ જ પ્રમાણે પ્રેમપૂર્ણ વિવેકમય શાસનની જરૂર છે; વિવેક પૂર્ણ શાસનમાં તો બાળકને સ્વતંત્ર થવા દે તો તેની સ્વાભાવિક ગુપ્ત શક્તિઓનો જેટલો વિકાસ થાય છે તેટલો બીજા કોઈ પણ પ્રકારે થતો નથી.

## આચરણની સીધી અસર

આચરણની શક્તિ અપાર છે આચરણના "મૂક વ્યાખ્યાન" થી જે કાર્ય થાય છે, તે મોટા મોટા સુધારક વિદ્વાનો શતદિવસ ઉપદેશ આપીને ગંભીર વિવેચનાત્મક લેખ લખીને તથા બીજા પ્રકારના શિક્ષણ સબંધી પ્રયત્ન કરીને પણ નથી કરી શકતા. આચરણમાં એક એવી દિવ્ય શક્તિ છે કે જે બીજાને કર્તવ્ય તરફ પ્રેરે છે તો પછી બાળકો તો સ્વભાવે જ અનુકરણશીલ હોય છે. તથા માતાપિતાએ પોતાનું આચરણ પોતે બાળકને જેવું બનાવવા ઇચ્છે તેવું રાખવું જરૂરી છે. ધાતુની મૂર્તિઓ બનાવવા માટે બીબાની જરૂર પડે છે. તેમ બાળકોનું જીવન ઢાળવા માટે માતાપિતાનું જીવન જ બીબારૂપ છે. માતાપિતાએ યાદ રાખવું જોઈએ કે બાળકોને મારીને તેમના પર ખિજાઈને તેમને સદાચારી નથી બનાવી શકાતા. પહેલા પોતે સદાચારી રહેવાથી તેઓ સદાચારી થશે, પોતાના બાળકો સંયમી બનશે એવી અસંયમી માતાપિતાની આશા ઉલટે નિરાશામાં જ પરિણમે છે તેથી માતાપિતાએ શરીર, મન અને વાણી-ત્રણેમાં સંયમ રાખવો જોઈએ.

સંતતિને સારી બનાવવા માટે માતા સુશિક્ષિત હોય એ ઘણું જરૂરી છે. ઘણું ખરું એમ જોવામાં આવે છે કે જે ઘરમાં માતા ચતુર હોય છે તો તેનાં સંતાન પણ ઘણાં ચતુર તેમજ ગુણવાન હોય છે. છોકરીઓનું જીવન તો સંપૂર્ણ રીતે માતા પર જ નિર્ભર છે.

પહેલાં કહેવામાં આવ્યું તેમ બાળકોના હૃદય ઉપર નાની નાની વાતોનો પ્રભાવ જલદી પડે છે. સામાન્ય રીતે એમ જોવામાં આવે છે કે માતાઓ બાળકમાં બીવાની ટેવ પાડી દે છે. જ્યારે કોઈ વખત છોકરું દૂધ ન પીએ, કપડા ન પહેરે, રાતે ઘણા સમય સુધી જાગે, વિના કારણ રોવા લાગે અથવા કોઈ પ્રકારની બીજી વાત કરે તો માતાપિતા એને ભૂત, ચોર વગેરેની બીક બતાવે છે. આનું પરિણામ એ કે બાળકનો સ્વભાવ ડરપોક થઈ જાય છે. કેટલીક વાર તો ભય આખી જિંદગી સુધી રહે છે.

## એક માતા બરાબર સો શિક્ષક

બાળકના લખવા-વાંચવાનો ભાર પણ માતા પર હોવો જોઈએ સામાન્ય એમ જોવામાં આવે છે કે નિશાળમાં દાખલ થતાં સુધી બાળક રમ્યા જ કરે છે. તેને કંઈ પણ શબ્દજ્ઞાન મળતું નથી. માતાપિતાએ સમજવું જોઈએ કે બાળક લાયક થાય કે તેને મૌખિક જ્ઞાન આપવું શરૂ કરી દે. યુરોપમાં બાળકોને વસ્તુ દ્વારા શિક્ષણ અપાય છે. બાળકો રમકડાંના અથવા ધાતુના મોટા અક્ષરો બતાવી શકાય અને તે બનાવી બાળકોને વર્ણ પરિચય કરાવી શકાય છે ભારતમાં પણ આ પ્રણાલિકાનો જલદી પ્રચાર કરવો જોઈએ.

સામાન્યતઃ એવું જોવામાં આવે છે કે આપણા દેશની છોકરાઓ વ્યવહારિક જ્ઞાનમાં એકદમ શૂન્ય

હોય છે. મોટા થવા છતાં અને શિક્ષણ પ્રાપ્ત કર્યા છતાં તેમનામાં આ શિક્ષણની મોટી ખામી જણાઇ આવે છે. તેની જવાબદારી ફક્ત માતાપિતા પર છે. તેઓ સ્નેહવશાત બાળકમાં ખરાબ ટેવોને ઘર કરવા દે છે. માતાપિતા જુએ છે કે બાળક મોડે સુધી સૂઇ રહે છે, કપડાં મેલાં રાખે છે, ચોપડીઓ ફાડી નાખે છે, જ્યાં ત્યાં ઇચ્છા મુજબ થૂંકે છે. અસભ્યતાથી બોલે છે કેટલીક માણસો વચ્ચે જતાં શરમાય છે. વડિલોનો અનાદર કરે છે, કારણ વગર બબડે છે, વડિલો વાતો કરતા હોય ત્યારે વચ્ચે થઇને જાય છે, ચાળા પાડે છે, વગેરે વગેરે અનેક અયોગ્ય કામ કરે છે, છતાં પણ માબાપ તેને કોઇપણ કહેતા નથી. પરિણામે બાળક જિંદગી સુધી અક્કલહીન અને ઉચ્છૃંખલ રહે છે. આથી માતાપિતાએ સમજવું જોઇએ કે-તેમણે હમેશાં એવી રીતે વર્તવું જોઇએ કે-જેથી તેમના બાળકો સર્વદા સદાચાર અને શિષ્ટાચારનું શિક્ષણ પ્રાપ્ત કરતા રહે.

બાળકેળવણી અને માબાપ

માબાપે ધાર્મિક શિક્ષણનું બીજ પોતાના બાળકમાં બાળપણમાં જ વાવી દે. એનો સૌથી સીધો ઉપાય એ છે કે દરરોજ બાળકને સાથે રાખી સવાર સાંજ કીર્તન કરે, ભગવદ્‌ભક્તિ સંબંધી સુંદર પદો ગાય તથા ભગવાનના દર્શન માટે મંદિરમાં જાય. બાળકોને વાર્તા સાંભળવાનો શોખ હોય છે જ. તેથી તેને ભક્તોના સુંદર ચરિત્રો સંભળાવી તેનામાં તેવા થવાની ઇચ્છા જાગ્રત કરવી જોઇએ. દીન-દુઃખીઓ તથા પશુ પંખીઓને બાળકોના હાથે અન્ન, જળ, રોટલી વગેરે અપાવવાથી તેમના હૃદયમાં દયાભાવ ઉત્પન્ન થઇ શકે છે. આ પ્રમાણે આચરણ દ્વારા અને મૌખિકરૂપે સ્પષ્ટ બોલવું, કોઇપણ વસ્તુ છુપાવવી નહિ, કોઇની કોઇ વસ્તુ આપ્યા વગર ન લેવી. વિના કારણ ઝઘડો ન કરવો બધાને માન આપવું, પ્રેમથી હસીને બોલવું વગેરે શિક્ષણ પણ બાળકોને નાનપણથી જ માતા-પિતા દ્વારા મળવું જોઇએ.

બાળકો પર જ કુટુંબના, સમાજના, દેશના અને વિશ્વના ભવિષ્યનો આધાર છે તેથી તેને શિક્ષણ આપવું એ કેટલું અગત્યનું છે એ બતાવવાની જરૂર નથી માતાઓએ પોતે સમજી પોતાના કર્તવ્યમાં લાગી જવું જોઇએ એક વિદ્વાનના આ વચન પર માતાઓનું હમેશાં ધ્યાન દોરવું જોઇએ કે-"એક સારી માતા સો શિક્ષકો બરાબર છે સબંધીઓને આકર્ષવા માટે લોહચુંબક જેવી અને તેમની આંખો માટે ધ્રુવતારા સમી છે."

× હિંદી ઉપરથી



# વેણીનાં ફૂલ

લેખકો

શ્રી ચન્દ્રવદન દેસાઈ

શ્રી મદનગવરી દેસાઈ



[ નાટકની લાંબી વિગતોથી જુદી પડતી આજની, આ એકાંકી નાટિકામાં આપણે 'વેણીનાં ફૂલ' કેવું કરુણ દૃશ્ય બતાવે છે. વસંતના વધામણાં તો બધાં જ ફૂલો ઝીલે છે, બધા લોકો તેને હેતથી આવકારે છે. પણ અમુક વર્ગથી એ વધામણાં સંભળાય ખરાં પણ ઝીલાય નહિ એવા એક દુઃખી વર્ગ તરફ આંગળી ચીંધતી આ નાટિકા આપણને તેના દર્દ તરફ લઈ જાય છે. ]

(શરદ ઋતુની સ્વચ્છતા, આસોના સુન્દર આનંદ ભર્યા દિવસો, દિવાળીની રંગે ભરેલી રસિકતા, આંગણામાં રંગબેરંગી સાથિયાના સળવળાટ એજ બાલિકામાંથી દેવીને દેવીમાંથી માતૃત્વ પામેલી સાહેલીઓ)

**સુલેખા** :—અરે, કેતકી! ત્હારા સાથિયામાં લાલ રંગ વધુ આવી ગયો છે.

**કેતકી** :—(હાથમાં વિધવિધ રંગનાને કટોરીના પ્યાલાઓ આમથી તેમ કરતી) તે બા, મને લાલ જબરું ગમે છે.

**સુલેખા** :—લાલ રંગ બહુ ગમે તેથી કંઈ બધુ લાલ કાંઈ સારૂં દેખાય કે?

(પોત પોતાના ઘરમાંથી બીજી બધી સાહેલીઓ પણ બાળકોના સાથિઆ જોવા બહાર આવે છે)

**સુલેખા** :—કેમ નયનતિકા! આ સાથિઆમાં ખામી કેટલી છે?

**નયનતિકા** :—સાથિયામાં ખામી નથી સુલેખા! રંગ પુરવામાં ખામી છે. ત્યાં લીલો જોઈએ ને ત્યાં ફીરો આસમાની હોય તો સરસ દીપે. (હાથવી સાથિઆના ખુણા બતાવી) કેતકી લાવ મ્હારી પાસે રંગના પ્યાલા.

**ધર્મિષ્ઠાદેવી** :—નયનતિકા (સાથિઆની વચ્ચેનું ફુલ બતાવી) ત્યાં કેસુડાં રંગજ વધારે દીપશે ને ત્યાં પીળો.

**બિન્દુવાસિની** :—આપણે બાળકો હતા ત્યારે! સુલેખા!

**સુલેખા** :—બિન્દુ! દુનિયામાં ત્હારા પછી મ્હારો ને મ્હારા પછી ત્હારો એમ વારા ફેરા આવે છે, આપણે મોટા થયા, હવે આપણાં બાળકો પરિઓની વાતો કરશે ને પછી એમના બાળકો, જાણે "અમર જ્યોત" જેવું જગત છે.

**કોકિલા** :—સુલેખા! ત્હારો અંબોડો તો ચરૂથી એવાને એવો મોટો રહ્યો છે ને વેણી કેવી શોભે છે ત્હારાં માથામાં; ભારે નશીબદાર છે હં.

**રંજના** :—(કોકિલાની સાડી ખેંચતી ખેંચતી) બા, મ્હારી લટમાં આ જાસવંતીનું ફૂલ ખોસી દે ને.

**બિન્દુવાસિની** :—લાવ રંજના, હું તને ને બકુલને બન્ને વેણી ગુંથી આપુ.

**બકુલ** :—તે બા તુંયે ત્હારાં અંબોડામાં વેણી નાંખતી જ નથીને.

**બિન્દુવાસિની** :—બેટી! મ્હારાથી વેણી નહિ પહેરાય હં, એતો ત્હારાં જેવડી છોકરીઓને જ શોભે.

**રંજના** :—કેમ ન પહેરાય કાકી! મ્હારી બાતો વેણી પહેરી છે ને આ સુલેખા માસીએ પણ વેણી પહેરી છે

**બિન્દુવાસિની** :—દીકરી! (આંખમાં ઝળઝળિયાં આવી જાય છે) ત્હારાં બાપુ ભગવાનને ત્યાં ગયા ને એટલે મ્હારાથી ના પહેરાય. તમે બાળકો પહેરો એ જોઈને જ હવે તો રાજી થવાનું રહ્યું.

**ધર્મિષ્ઠા દેવી** :—બહેન! આપણા ભારતવર્ષની સ્ત્રીઓથી એજ બૂરી દશા છે ને.........

"પિયુ ગયો પરદેશ, આંખે આંસુ ઉભરા
"પતિ ગયો હમ્મેશ, માથે વેણીના બધાય"

**નયનતિકા** :—ત્યારે તો પૂનર્લગ્નની ખાસ જરૂર છે આપણા હિન્દુ લોકમાં.

**સુલેખા** : પણ તે શેં બને! પુરુષોની જ્યાં સુધી સમાજમાં હાથ ચાલાકી છે ને તેમની બુદ્ધિના ધતિંગ છે ત્યાં સુધી મને તો હિન્દુનારીના ઉદ્ધારની આશા જણાતી નથી.

ધર્મિષ્ઠા દેવી :—એમ તો કેમ કહેવાય સુલેખા ! ! આપણે સ્ત્રીઓએ પણ હવે એ માટે કમ્મર કસવી રહી.

કિરણલતા :—( નયનતિકાનો હાથ ખેંચી ) બા, બા, મને આ કેવડાનું ખીકુ માથામાં ખોસી દે ને.

નયનતિકા :—કિરણ ! કેવડો ક્યાંથી લાવી છું ?

કિરણલતા :—ધર્મિષ્ઠા માસીના અંબોડામાંથી ખેંચી લીધો મેં તો

ધર્મિષ્ઠા દેવી :—ઊભી રહેજે લુચ્ચી ! તને એ કેવડાની સુગંધ આવી ખરી..............

(ચાલતી ઢાળ)

હું તો ગઈ'તી કેવડાને દ્વાર,
લેવાને વાસ—
ત્યાં કાંટે દિધો ડંશ રે,
કેવડો સુગંધ ભર્યો.
હું તો ગઈ'તી કનૈયાની પાસ,
સુણવા બંસી નાદ—
ત્યાં નાગે દિધો ડંશરે,
કેવડો સુગંધ ભર્યો.
હું તો ગઈ'તી તાપી નદીને ઘાટ
ધોવા મ્હારાં હાથ—
ત્યાં મચ્છે દીધો ડંશરે,
કેવડો સુગંધ ભર્યો.
હું તો ગઈ'તી વ્હાલાને વાટ,
શોધવા જીવન સંગાથ.
ત્યાં મનડે દિધો ડંશરે,
કેવડો સુગંધ ભર્યો.

( સાહેલિયો અને બાલિકાઓ ગરબાના ઝોળા કારમાં આવી, રંગભરેલી ઢેલીઓ લઇ ઉપાડતી ઋષિયાની આસપાસ રંગમંડળ ઘૂમાવે છે. ને આનંદના ઓઘને હાસ્યના ઉછાળામાં ભાન ભૂલિ નાચવા લાગે છે. તેમના પતિઓને—બાલિકાઓના પિતાઓ પોતપોતાને ઓટલે આવી પોતાના ચહેરા હસમુખા બનાવે છે. )

(પડદો પડે છે)




જગ પ્રસિદ્ધ તકો લખનારી આદર્શ
મહિલા લેખિકા-પત્ની અને માતાની
ફરજો પણ ઉ રીતે બનાવે છે

(૧)

ઈનિડ બ્લીટનના જીવનમાંથી ગૃહિણીઓને ઘણી પ્રેરણા મળે તેમ છે. કલાકના ૨,૦૦૦ શબ્દોની ઝડપે તે બાળકો માટે ચોપડીઓ લખે છે, તેના સુંદર બગિચાની પણ સંભાળ લે છે અને છતાં એક આદર્શ પત્નિ અને માતા તરીકેની ફરજો બજાવવા માટે સમય મેળવી શકે છે. તેણે ૨૫૦ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે અને તેમાંથી તે દર વર્ષે પા. ૧૦,૦૦૦ (રૂા. ૧૦૭ૅ લાખ) કમાય છે પ્રશંસકો તરફથી તેના પર દરરોજ થોક બન્ધ ટપાલ આવે છે. બાલ મન્દિરમાં તેણે માત્ર ત્રણ વર્ષનુંજ શિક્ષણ લીધું છે લખવાની તેની રીત પણ વિચિત્ર છે. તે આંખો મીંચીને બેસી રહે છે અને પછી પોતાની કલ્પના શક્તિને જાણે કે કોઈ ચશ્ચ મિત્ર તેની નજર આગળ રજુ કરવાનું કહે છે. તે પ્રમાણે તે વાર્તાની રચના કરે છે અને પછી પોતાના ખોળામાં રાખેલા એક નાના ટાઈપ રાઈટર પર તે વાર્તા ટાઈપ કરી નાખે છે.

(૨)

એક મહિલા ઘરમાં અનાજ ઉગાડે છે.

લંડનમાં ક્લેર કોટર્ન નામની એક હોંશિયાર યુવતિ તેના બે નાના ઘોડાઓ માટે છેલ્લા ૬ વર્ષથી પોતાના રસોડામાં ઓટ ઉગાડીને તેમને ચપળ અને સુખી રાખે છે. જસતના એક ક્બાટમાં ઓટના બીની થાળીઓમાં ખાસ મિશ્રણ સાથે તેમાં પાણી રેડીને મુકી રાખે છે. તેમાં માટીનો જરા પણ ઉપયોગ કરવામાં આવતો નથી. અને રસોડામાંના હીટર દ્વારા તેમને માફક સાર ગરમી મળતી રહે છે. આ પ્રયોગથી તેના ઘોડાઓ માટે ૧૦ દિવસમાંજ ઓટનું અનાજ તૈયાર થઈ જાય છે.

(૩)

કોલસાની ખાણમાં કામ કરતી મહિલાના
કામની થએલી કદર

બ્રિટનની સરકાર તરફથી આપવામાં આવેલ ચંદ્રક.

૬૮ વર્ષની ઉંમરની મિસ એલિસ જેમ્સ દક્ષિણ વેલ્સની કોલસાની ખાણમાં સાફસૂફીનું કામ કરે છે. કામ પ્રત્યેની તેની ધગશ અને સાતત્ ચોકસાઈ માટે તેને 'બ્રિટિશ એમ્પાયર મેશ' અર્પણ કરવામાં આવ્યો છે. તેની ૪૮ વર્ષની નોકરી દરમિયાન, તે કદી પણ મોડી થઇ નથી અને માત્ર એકજ દિવસ ગેર હાજર રહી હતી. મિસ જેમ્સ છેલ્લાં ૩૫ વર્ષથી બે ઓરડીના એક નાના મકાનમાં એકલી રહે છે. દરરોજ સવારે ચાર વાગે ઉઠી અને ઘરની સાફસૂફી કર્યા પછીજ તે કોલસાની ખાણમાં નોકરી પર જાય છે. સમ્રાટ તરફથી આવું બહુમાન મેળવનાર દક્ષિણ વેલ્સની કોલસાની ખાણમાં કામ કરતી આ પ્રથમ સ્ત્રી છે.

( )

કાપડના વણાટ ઉદ્યોગમાં એક
મહિલાનું અપૂર્વ બુદ્ધિ કૌશલ્ય

ઔદ્યોગિક છાપો–આકૃતિઓ દોરવાના કાર્યમાં 'રોયલ ડીઝાઈન' તરીકેની માનવંતી ઉપાધિ મેળવનાર ચાર સ્ત્રીઓમાં નાજુક બાંધાની ચપળ ઈનીડ માર્કસ પણ છે. લંડનની મોટર બસો અને જમીન નીચે ચાલતી ગાડીઓમાંની બેઠકો પર મનોહર રંગવાળા આકર્ષક ગાલીચા અને નાગરિક ઉપયોગના

સરજામ માટે આકૃતિઓ તૈયાર કરવાના બધાં કામ ઈનિડે કર્યાં છે કાપડ ઉદ્યોગના ક્ષેત્રમાં કાપડની છાપ-આકાર-આકૃતિ અંગેનો સતત અને ઊંડો અભ્યાસ, રંગો પ્રત્યેની સુરુચિ, નવી નવી ધંધાદારી યુક્તિઓ-યોજનાઓ અને પ્રયોગો હમેશાં કરતી રહે છે

(૫)

ટપાલ દ્વારા ઘડીઆળ બનાવવાનું શિક્ષણ

અપગ અને અશક્ત માણસોને ટપાલ દ્વારા શિક્ષણ આપવાનો વિચાર પ્રથમ કેમ જ્યોર્જીઆના ગુસર નામની મહિલાને ઉદ્ભવ્યો. હાલમાં તે સેન્ટ લૂઈ કોલેજના વડા તરીકે કામ કરે છે બ્રિટનમાં ટપાલ દ્વારા શિક્ષણ આપતી આ માત્ર એકજ સસ્થા છે શિક્ષણના વિષય તરીકે તેણે ઘડીઆળો બનાવવાના ધન્ધાને પસન્દ કર્યો તેને પરિણામે આજે સેંકડો પથારીવશ માણસો ઘડીઆળ બનાવતાં અને તેનુ સમારકામ કરતાં શીખી ગયા છે દરેક કો પુરુષને નાનાં-મોટા ઘડીઆળોના ભાગો સાથે અભ્યાસ પત્રો અને સૂચનાઓ મોકલવામા આવે છે અને તેમાંથી કેટલાક તો ટપાલ દ્વારા ઓર્ડરો મેળવીને ધંધો પણ કરે છે

બાલસર—મુસ્લીમ સ્ત્રીને પહેલો સખ્ત માર-બાલબાથી એક માઈલ દૂર એક મુસ્લીમ બાઈને કોઈએ સખ્તરીને માર માર્યાની પોલીસને ખબર પડતાં તે અગે તપાસ હાથ ધરાઈ છે

ઉપલેટા—અત્રે એક સુથારણબાઈ એક સુતારને ત્યાં ઉતરેલ અને સાંજે "બાળકો વેચાતા લ્યો" ની હૃદયદ્રાવકરી તે બુમો પાડી પોતાના ત્રણેય બાળકો વેચવા નીકળી પડી અત્રે કોઈએ તે બાળકોને ન રાખવાથી તેણી અન્યત્ર ગઈ છે

આ બાઈએ ત્રણ વાર લગ્ન કર્યાં છે પ્રથમ પતિ ગુજરી ગયો છે બીજા એએ જાકારો દીધો છે. આ અનાથ સ્થિતીમાં તેણી બાળકો વેચવા રખડે છે ક્યાં છે હિન્દુ સમાજ!!'

જામનગર—ગોદાવરી નામની એક લુહાણા જ્ઞાતિની યુવાન સ્ત્રી ઘર કકાસને કારણે ગ્યાસતેલ છાંટી અગ્નિસ્નાન, કરી બળી મરી ગયાના સમાચાર મળે છે

કહેવાય છે કે આ બાઇને સાસુનો ખુબ ત્રાસ હતો માવળીઓ પતિ પોતાની માતાને કાંઈજ કહિ ન શકતો બાઇએ મરતા અગાઉ હોસ્પીટલમાં નિવેદન પણ સાસુના, ત્રાસથી કટાળી આપઘાત કર્યાનું કરેલુ સમજાય છે

કલકત્તા—એક લુહાણા જ્ઞાતિની યુવાન બાળાની છેડતી કરનાર યુવાનને અને તેના પિતા ત્યા માતાને સારો મેથીપાક એ વીર લુહાણીએ જમાડ્યો હોવાનું જાણવામાં આવ્યું છે ધન્ય છે એ વીર લુહાણી વીર બાળાને!! આ બનાવથી ત્યાંના ગુજરાતી સમાજમાં ભારે સનસનાટી ફેલાઈ છે

## વીર નારી

જનરલ ટોજો ને તેમનાં શ્રીમતીજી અતીમ પત્રમા લખી રહ્યા છે કે —

'હું એ વાતથી ખૂબ ખુશી થાઉ છુ કે-આપનામાં જીવનનો મોહ નથી અને આ સસાર છોડતી વખત આપને જરાએ દુ ખ નહિ થાય આપના મનની એ દશા છેવટ સુધી એજ રહેશે એમાં મને પુરે પુરો વિશ્વાસ છે

મારે ગમે તેટલી મુશ્કેલીઓનો સામનો કરવો પડે પણ હું એ નહિ ભુલું-" હું આપની સ્ત્રી છુ." હું હમેશાં યાદ રાખીશ કે-મે આપની સાથે કેટલો સુખમય સમય વિતાવ્યો છે'

ધન્ય છે આ ઉદ્ગાર કાઢતી એ વીર ટોજો પત્નીને!!!

જાપાનમાં આદર્શ પત્નીએજ માની જાય છે કે-જે પત્ની પોતાનાં દુ ખો પોતાના મનમાજ સમાવતી રહે અને પોતાના પતિને છેવટ સુધી ધીરજ આપતી રહે

ધન્ય ધન્ય એ વીર નારીને!!!

## છોકરીઓ ઉપર લાઠીમાર

લખનઉમા છોકરીઓના એક સરઘસ ઉપર પોલિસે લાઠી ચલાવ્યાના સમાચાર મળે છે

આવાં નિંદ્ય કર્મોતો અંગ્રેજી અમલદારોએ થતાં પોતાનું ગણાતિ કે ગ્રેસ સરકાર માટે તો આ શરમ જનક વાત હોવી જોઇએ જ

છોકરીઓનું એ સરઘસ ત્યાંના શિક્ષકોની હડતાલને અનુમોદન આપવા માટે હતું. એ નિર્દોષ છોકરીઓનો દોષ એ કાઢવામાં આવે છે કે-પોલીસ ઉપર જોડા અને પથરાનો મારો કર્યો હતો.

આ દોષારોપણ તો પહેલાંએ કર્યા નહોતાં થતા, શું એ સાચું છે? નાના!! એતો પોલીસ કર્મચારીઓનો ખોટો બચાવજ છે.

## પાક શાસ્ત્ર

### સાબુદાણાની વડી

સાહિત્ય-૧ શેર સાબુદાણા; ૧ નવટાંક ઘોળા તલ; અધોળ પિસ્તાંના દાણા, (ખસ-ખસ) અધોશેર દહિં, મીઠું, મરચું, (ઝીણું વાટેલું) લીલાધાણા (ઝીણા કાપેલા)

**બનાવવાની રીત**-એક શેર પાણી એક તપેલીમાં ઉકાળી નીચે રાખો તેમાં સાબુદાણા ધીમે ધીમે નાખો અને ચમચાથી હલાવો ગોટા ન બાઝી જાય તેનું ધ્યાન રાખો. જ્યારે બધા સાબુદાણા પડી જાય ત્યારે બીજી બધી વસ્તુઓ અંદર નાખી હલાવી એક થાળીમાં કાઢી લ્યો. બાદ એક કપડા ઉપર નાની નાની વડી પાડી લ્યો જરા સુકાયા બાદ, તડકે મુકી બરાબર સુકવી લ્યો. સુકાયા પછી એક ડબ્બામાં ભરી રાખો.

ઈચ્છા થાય ત્યારે તેને ઘીમાં તળી લ્યો તળતાં *વે હાસ ન થઈ જાય તેનું ધ્યાન રાખો અનુભવી લ્યો કે કેવી સ્વાદિષ્ટ બને છે?*

આ સાથે પણ લઈ શકાય છે.

### બટાટા પકોડી

એક શેર બટાકાને પાણીમાં બાફી છોલી નાખી તેને મસળી રાખો અધો શેર ચોખાનો લોટ અન્દાજથી મરચાં, હળદર હીંગ, મીઠું, એમાં નાખી પાણી નાખી મધ્યમ રીતનું હલાવી રાખો એમાં તૈયાર કરેલ બટાકા નાખીને તેને તેલ અથવા ઘીમાં પકોડા માફક તળી લ્યો.

અનુભવિ લ્યો કે-કેવો લ્હેજતદાર નાસ્તો તૈયાર થાય છે!

આયુર્વેદીય સિદ્ધ પ્રયોગ:—

### પાયોરિયા

(આયુર્વેદીક-અનુભુત પ્રયોગ)

લેખક:—શાસ્ત્રી ક. મા. ત્રિવેદી

દાંત હાલવાં, અવાળવાં આવી જવા, પેઢાં દુખવાં, દાંતમાં કળતરા થવી, લોહી વ્હેવું આ પાયોરિયા માટે એક અનુભુત અકસીર પ્રયોગ છે. અને તે એ કે—મુખમાં એક તોલાભર તેલ નાખવું અને તે મુખમાં ખૂબ હલાવવું પાણી અને તેલથી મુખ ભરાઈ જાય ત્યારે તે તેલવાળું પાણી મોરીમાં કાઢી નાખવું (ખુલ્લી જગામાં ન કાઢવું) આથી દાંત અને અવાળવાઓનું ઝેર, પરૂ, રસી બહાર નીકળી જશે. બાદ—

મુખમાં એક તોલાભર પીસેલું મીઠું નાખી તે મુખમાં હલાવવું તેનું પાણી થયા પછી મુખમાં ખુબ હલાવ્યા કરવું તે પાણીથી મુખ ભરાઈ જાય ત્યારે તે ખાળમાં કાઢી નાખવું આથી દાંત અને મોઢું સાફ થઈ જશે. બાદ—

અતિશય ઠંડુ પાણી ન હોય તેવા સાધારણ પાણીથી ઓછામાં ઓછા ૧૫-૨૦ કોગળા કરવા

આ પ્રયોગ લેખકે જાતે અને તેના મિત્રોએ અનુભવેલ છે. આ પ્રયોગ એક માસ સતત કરવાથી ગમે તેવા પાયોરીઆ અને મુખના તમામ દર્દો દૂર થાય છે.

**ખાસ સૂચન**—આ પ્રયોગ સાથે સાથે ઠંડા એરંડીઆના રેચ ત્રણ ત્રણ દિવસને અંતરે લેવાં અતિ જરૂરી છે.

### ઘોળા થતા વાળને અટકવવાનો પ્રયોગ

સુસ્વાસ્થ્યને ઉપયોગી એવા ખોરાક નલેવાથી, તથા પેટ હમેશાં ભારે રહેવાથી, માથામાં ગમે તેવા સાબુ અને તેલ નાખવાથી યુવાવસ્થાતો શું! પણ બાલ્યાવસ્થામાંજ માથાના વાળ ઘોળા થતા જાય છે. આ માટે—

સ્વાસ્થ્ય જળવાય તેવા ખોરાક લેવા, પેટ સાફ કરયા કરે તેવાં સુપાચ્ય પથ્ય લેવાં. રેચ બહુ નલેવા પણ રેચક પદાર્થ એટલે તેને અનુકૂળ શાકપાન ભાજી વિગેરે લેવું.

ખાસ કરીને—કાચાં ગાજર, લીલા ધાણા, મૂળા, ભાજી, કુંમળી, લીલું, આ બધાને ખુબ ઝીણા વાટીને ચટણી જેવું બનાવીને ખાવું ઉપરાંત-રાત્રે એકશેર દૂધ અવશ્ય પીવું।

પેટના સ્નાયુઓને કસરત મળે એવાં મયુરાસન.

# ટીડો જોશી

જેમાં ટીડા જોશી દરેકને કોઈ પણ પ્રસંગોમાં એકજ સલાહ આપે છે કે......

## " લે પાશેર નેપાળો, અને ઉપર લે અરધો શેર દહીં "

લેખક :—પ્રો. ભોજા-ભેંશાણી

વેજલપર નામના કાઠિયાવાડના એક ગામમાં ટીડા નામનો એક દરિદ્રી બ્રાહ્મણ રહેતો હતો. તે બ્રાહ્મણે ઘણા દેવ દેવતાની આરાધના કરી. ઘણા જપ તપ કર્યાં, ઘણા વ્રત ઉપવાસો કરી શરીર સુકવી નાખ્યું, છતાં દુર્ભાગ્યે એની દરિદ્રતા ટળતી નહોતી. આખરે બધાથી કંટાળી તે પોતાનાજ ગુરૂનું સ્મરણ કરી દિવસો નિર્ગમન કરતો હતો. નસીબ સંજોગે જીંદગીની કોઈ ધન્ય ક્ષણે અકસ્માત એક મધ્ય રાત્રે તેને સ્વપ્નુ આવ્યું. સ્વપ્નમાં તેણે પોતાના ગુરૂદેવને પોતાની સામે ઉભેલા જોયા. ગુરૂ તેને આશીર્વચન આપી રહ્યા હતા. ને પોતે તેના પગમાં પડી કાલાવાલા કરી રહ્યો હતો, કે હે પૂજ્ય પ્રતાપી ગુરૂદેવ ! હવે હું આ મારી દુઃખ અને ગરીબીથી ભરેલી જીંદગીથી કંટાળી ગયો છું. માટે આપ કોઈ એવો માર્ગ બતાવો કે મને કીર્તિ અને કલદાર બેઉ મળે ત્યારે ગુરૂદેવ પ્રસન્ન થઈને બોલ્યા કે-હે વત્સ; ગભરામા; જો હું જે કહું તે ધ્યાનથી સાંભળી લે કોઈ પણ તારી સલાહ પૂછવા આવે તો તું એમજ કહે કે "લે પાશેર નેપાળો અને ઉપર લે અરધો શેર દહીં" એટલે તારૂં દરેક કામ સિદ્ધ થશે અને જોશી અને વૈદ બન્ને તરીકે તારી નામના થશે. આટલું કહી ગુરૂ અંતર્ધ્યાન થઈ ગયા. બીજી સવારથી ટીડા જોશીમાં નવચેતન આવ્યું અને અતિ આનંદમાં આવી તે હરખાઈ ગયો. થોડી વારમાં જ એક ઘાંચી તેની સલાહ પુછવા આવ્યો; કે મહારાજ— આજ ચાર દિવસથી મારૂં કિંમતી ગધેડું ખોવાઈ ગયું છે; અને મારો ધંધો પાણી બંધ થઈ ગયો છે. માટે મારે શું કરવું ! ટીડા જોશી બોલ્યા, કે હે ઘાંચી " લે પાશેર નેપાળો અને ઉપર લે અરધો શેર દહીં "

ઘાંચી નેપાળાનું નામ સાંભળતાં જ ધ્રુજી ઉઠ્યો, અને કહેવા લાગ્યો-કે ગધેડું ખોવાયું તેમાં મારે જુલાબ શા માટે લેવો ? જોશીએ કહ્યું તું તદ્દન મુર્ખો છે. હું કહું છું તે પ્રમાણે કરી જો. તને તારૂં ગધેડું જરૂર મળી જશે. ઘાંચી સલાહ શ્રવણ કરી ચાલતો થયો અને ગાંધીની દુકાનેથી નેપાળો લઈ પ્રેમથી પીધો. ટુંક સમયમાં જ તેને પેટમાં ચૂંક આવવા લાગી, અને પાસેના ખેતરમાં તે હાજતે ગયો. અકસ્માત તેની નજર ઉંચી થઈ તો તેનું ગધેડું ત્યાં જ ઝાડ પાસે ઉભું હતું. ઘાંચીની ખુશાલીનો પાર ન રહ્યો, અને મુક્ત કંઠે ગામમાં જોશીની પ્રશંસા કરવા લાગ્યો. ઉપર મુજબ ટીડા જોશીની પ્રશંસા ઠેઠ દરબાર સુધી પહોંચી, અને રાજાની અણમાનીતી રાણીને દાસીએ ટીડા જોશીની ખબર આપી. રાણી ઘણીજ ખુશ થઈ અને સત્વર ટીડાજોશીને સેવકો મારફતે બોલાવ્યા રાણીએ રાજાના હૃદય પલટા માટે જોશીને વિનવ્યો; અને પુછ્યું કે કહો મારે શું કરવું ! મારૂં કામ જો સફળ થશે તો હું તમને ન્યાલ કરી દઈશ. માટે સત્વર તમારી સલાહ આપો. ટીડા જોશી હંમેશ મુજબ પોતાની લાક્ષણિક રીતથી મોઢું ઠાવકું રાખી બોલ્યા કે હે રાજમાતા, " લે પાશેર નેપાળો અને ઉપર લે અરધો શેર દહીં " બીજી કોઈ મારી સલાહ નથી અને બીજી કોઈ મારી દવા નથી. માટે મારા કહેવા પ્રમાણે કરશો તો જરૂર રાજા તમને પ્રેમની નજરથી જોશે અને એમનો હૃદય પલટો પણ થઈ જશે. એટલું કહી ટીડો જોશી રવાના થયો; અને રાણી વિચાર મગ્ન થઈ ગઈ. તે દાસીઓને કહેવા લાગી કે રાજાને રીઝવવા માટે મારે જુલાબ શા માટે લેવો ! તે

**થોડી વારમા રાણીએ નેપાળો પીધો, અને નેપાળાની અસરથી રાણીનુ કોમળ શરીર મૃતપ્રાય થઇ ગયુ !**

વસ્તુસ્થીતિ મને સમજાતી નથી એક દાસીએ કહ્યુ કે આ સાહેબ, જોષીની કિમતી સલાહથી ઘણા માણસોના કાર્ય સફળ થયા છે તો પછી તમારૂ પણ કાર્ય જરૂર સફળ થશે માટે શકાને સ્થાન ન આપતાં સત્વર હુકમ કરો એટલે નેપાળો ઝટ લાવી તમને પીવડાવી દઉ રાણીએ કહ્યું, ભલે જા તેમ કર થોડી વારમાં રાણીએ નેપાળો પીધો અને નેપાળાની અસરથી રાણીનું કોમળ શરીર મૃતપ્રાય થઇ ગયુ રાણીના હોશ ઉડી ગયા; અને દાસીઓ દોડા દોડમાં પડી રાજાને કાને ખબર ગઇ, કે તુરતજ રાજા રાણી વાસમાં આવ્યો, અને અચાનક આ બીમારીનુ કારણ પુછ્યું જવાબમાં એક દાસીએ અદબ સાથે જણાવ્યું કે મહારાજ આપનો હૃદય પલટો કરવા માટે ટીકા જોશીની સલાહથી રાણીજીએ નેપાળો પીધો અને અત્યારની સ્થીતિ આપ સામે મોજુદ છે, રાજા ઘણોજ ખુશ થયે, અને દીલમાં વિચાર કર્યો કે મારી રાણીએ મને મેળવવા માટે આટલું જીવ જોખમનુ ભયાનક સાહસ ખેડયું ! ખરેખર આવી પતિભક્ત રાણીને હજારો ધન્યવાદ છે રાજા રાણી પાસે ગયો અને પ્રેમથી રાણીને બોલાવી રાણી તુરતજ શુદ્ધિમાં આવી ગઇ, અને રાજા પોતાને પ્રેમથી બોલાવે છે એ સાંભળતાંજ રાણીના આનંદનો પાર [illegible] નહિ તેમજ ટીકા જોશીને તાબડતો [illegible] પોતાની દાસીને રવાના કરી દરબા[illegible] પાસે રાણીએ ટીકા જોશીનાં ખુબ વખાણ કર્યા, અને કહ્યું કે આપણા રાજ્યમાં તેની રાજજોશી તરીકે આજથી જ નીમણુક કરો તેને સરપાવ આપો દિવસે દિવસે ટીકા જોશીની કીર્તિ વધતી ગઇ, અને ચોમેર તેના મસમાન થવા લાગ્યા

કેટલોક સમય વિત્યાબાદ આ રાજાનો બીજો દુશ્મન રાજા અચાનક રાજ્ય પર ચઢી આવ્યો, અને રાજાને લડાઇ માટે કહેણ મોકલ્યું તેમજ તેમજ પોતાના ગુપ્ત જાસુસોને આજ્ઞા કરી કે આપણા દુશ્મનના રાજ્યમાં ટીકા જોશી નામનો એક મહાન રાજ જોશી રહે છે તો આવા પ્રસગે તે પોતાના રાજાને શુ સલાહ આપે છે તે જઇ તમે સાંભળી આવો, અને આપણે દુશ્મન તેની સલાહ મુજબ વર્તે તે પહેલાં આપણેજ જોશીરાજની સલાહનો અમલ કરવો માટે જેમ બને તેમ સલાહ સાંભળી જલ્દી પાછા ફરજો જાસુસો રાજાના દરબારમાં પહોચ્યા ત્યાં ટીકો જોશી હાજર હતા રાજા જોશીની સલાહ પુછી રહ્યા હતા કે માથા પર ચઢી આવેલ દુશ્મનને હફાવવા માટે મારે શુ કરવુ ? ટીકા જોશીએ કહ્યુ કે ' લે પાશેર નેપાળો અને ઉપર લે અધો શેર દહીં ' તમામ લશ્કરને નેપાળો લેવા માટે જોશીનો સજ્જડ હુકમ થયો રાજા વિચારમાં પડયો અને આટલો બધો નેપાળાનો જથો તાતકાલિક લઇ આવવા માટે સેવકોને જ શહેરમાં મોકલ્યા

(અપૂર્ણ)

વર્ષ ૯૩ અંક ૪

૧૯૪૯ એપ્રીલ



તંત્રીઓ

કેશવપ્રસાદ દેસાઈ

જરબાનુ કાબરાજી

મંત્રીઓ

ચંદ્રકાન્ત મહેતા

હિંમતલાલ દવે

કિંમત આઠ આના

# સ્ત્રીબોધ

એક ઘા

તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો,
છૂટ્યો તે ને અરરર ! પડી ફાળ હૈયા મહીં તો
રે રે ! લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઈ જાતાં
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતાં આ.

કલાપી

ગૃહસંસ્કાર આપતું સ્ત્રીઓ માટેનું સામાજિક જુનામાં જુનું માસિક પત્ર



વર્ષ ૯૩ : ૧૯૪૯ : એપ્રિલ અંક ૪ થો

## સ્વપ્નું (મિશ્ર)

લેખક: ડાહ્યાભાઈ પટેલ. બેરીસ્ટર-એટલો.

એને નડ્યા ના ક્રૂર કંટકો કે
રાહે પડેલા પદને વિંધન્તા,
એને નડ્યાં ભિષણ ગર્જનોના,
ગર્જી રહ્યા મેઘ તણાં કરાલ.
રાહે ભર્યું છે ભરપૂર પાણી
અંધાર-રાત્રિ સહુ સુપ્ત પ્રાણી
અભિસારિકા એ હજી છેક નાની
ના વાટ એને જરીકે અજાણી.
થાક્યાં ન ચર્ણો ધ્રૂજતું ન અંગ,
હૈયે ભર્યો સ્વર્ગીય શો ઉમંગ
ગાત્રે તર્યો છે રસ રક્ત રંગ,
ચમકી રહ્યો છે મુખનો મયંક.
ઉત્સુક એનું તલસન્ત હૈયું
મારા ઉરે વિહ્વલ હા દબાવા!
ગુલ પાંદડી શા મૃદુ ઓષ્ટ પ્યારી
મમ ઓષ્ટનું અમૃત મિષ્ટ પીવા.
એને નડ્યાં ના સંકુચ્યા ભીડેલાં
અતૂટ દ્વારો વળી બારણાંઓ
એને નડી ના ઘરની દિવાલો,
કે ના નડી બંધ કરેલ બારીઓ
સુશાન્ત મારા ઘરમાં પ્રવેશી;
ખોલ્યા વિના દ્વાર કે બારણાંઓ
ને મેં લીધી ઉરના ઉછંગે
પ્રેરી રહી રંગીલ પ્રેરણાઓ
ને હું ચૂમ્યો ને નવ એ થાકી
ઓષ્ટો ચૂમન્તાં વળી ભેટતાં હા!
મમ ગોદમાં પ્રિતમા લપાઈ
આનંદમાં શી ગઈ રાત આખી.
પૂછ્યું બધાએ મળી હા સવારે
"વાંકુ વળી કેમ ગયું આ ડોકું?"
મેં સત્ય કીધું બળતી જ જ્વાળે
"રાતે હતું ગોદ મહીં ઓશીકું!"

## ભારત-કોકિલાને અંજલિ!

—હરિગીત—



'સર્વપ્રિય'! સુશીલ, સેવા કાર્યમાં નિત રહ્યાં.
કંઠમાં માધુર્ય રાખી 'કોકિલા' પદને વર્યાં;
નાની વયમાં સાધ્ય કાવ્ય-કલા કરી રસિયાં બન્યાં,
બાળાતણું વૈવિધ્ય સેવી વિદુષી પદ પામિયાં.
સન '૨૦થી અત્યાર સુધી દેશ કાજે ઝૂઝિયાં,
ક્ષત્રાણીના શૂરની કહાણી રાખી જગમાં ઝળકિયાં.
દેશ-વિદેશે જઈ કવયિત્રી પદને સાચવી—
પદવી 'ગવર્નર' કેરી પામી નારી-શક્તિ દાખવી.
વસમી વિદાયે મૃત્યુ કેરી જનમદી અતિ દિસતી;
અર્પું અંજલિ ભાવથી ને ઇચ્છું શાન્તિ આત્મની.

આનંદ, તા. ૩-૩-૪૯ — ઉમિયાશંકર ઠાકર

# સ્વ. શ્રીમતી સરોજિની નાઇડુ

( શ્રી કેશવપ્રસાદ દેસાઇ. )

આર્યાવર્તની આર્ય રમણી, આર્યાવર્તના સર્વ સુસંસ્કારોથી ભરેલી વિદુષી આર્યા, પશ્ચિમ પ્રદેશમાંથી જ્ઞાન સભર થઇને આવેલી અને ત્યાંના સંસ્કારોને પચાવીને પૂર્વ પશ્ચિમના સુંદર સંગમરૂપ બનેલા સન્નારી, હિંદના નારીત્વના પ્રતિક રૂપે જેણે જગત ભરમાં નામના કરી હતી. જેણે આઝાદીની લડતમાં પૂર્ણ ભાગ લઇને મહાત્માજીને સારો સાથ આપ્યો હતો, જેણે પરભાષામાં રચેલી પોતાની સુંદર કવિતાથી સ્વદેશ અને પરદેશના વિદ્વાનોને મુગ્ધ કર્યા હતા, અને જે હિંદના એક પ્રાંતનાં પહેલા સ્ત્રી–શાસક (ગવર્નર) નિમાયા હતાં તે શ્રીમતી સરોજિની નાયડુનું મરણ (તા. પહેલી માર્ચ) થવાના દુઃખદ સમાચારથી હિંદને–ખાસ કરીને હિંદના નારી વર્ગને સખ્ત આઘાત થયો છે.

તેમનું વ્યક્તિત્વ અનેરું હતું કુશાગ્રબુદ્ધિ, વિશાળ વાચન અને વિનોદી સ્વભાવથી તેઓ દરેક સ્થળે ઘણાં પ્રિય થઇ પડતાં હતાં. ચ્હા નાસ્તાનો મોટો મેળાવડો હોય, કે દિવાન ખાનામાં નાનું મિત્ર મંડળ હોય, ધારાસભાનો ઓટલો હોય કે તાજમહાલ હોટલ હોય, ગમે તે સ્થળે હોય પણ શ્રીમતી નાયડુની વાગ્ધારા મીઠી મશ્કરી, અને મુક્ત હાસ્ય સંભળાયા વગર રહે નહિ. અનેક બનાવોથી ભરપૂર અને ધડો લેવા યોગ્ય તેમનું જીવન ચરિત્ર જરૂર જાણવા જેવું છે. તે ટુંકાણમાં અત્રે આપ્યું છેઃ

શ્રીમતી સરોજિની નાયડુનો જન્મ દખ્ખણ હૈદ્રાબાદમાં ૧૮૭૯ની સાલમાં થયો હતો.

તેમના પિતા ડૉ૦ અઘોરીનાથ ચટ્ટોપાધ્યાય વિક્રમપુર (ઢાકા) ના પ્રખર બંગાલી વિદ્વાન હતાં. અને નિઝામની કોલેજના પ્રિન્સિપાલ હતા.

બચપણથીજ શ્રીમતી સરોજીનીને તેમના પિતાએ સર્વાંગ વૈજ્ઞાનિક પદ્ધતિએ શિક્ષણ આપ્યું હતું.

### પહેલું કાવ્ય.

સરોજીની દેવીને વૈજ્ઞાનિક અગર ગણિતશાસ્ત્રી બનાવવાની તેમની ઉમેદ હતી.



સ્વ શ્રીમતી સરોજિની નાયડુ

પણ વિધિએ તેમના માટે જુદુંજ નીર્માણ કર્યું હતું અને હજી તો તેમની વય ૧૧ વર્ષનીજ હતી ત્યાંજ તેમણે "બીજ ગણીતનો દાખલો જ્યારે સાચો પડતો નથી" એ વિષય પર કાવ્ય લખ્યું.

આ તેમનું પહેલું કાવ્ય હતું. અને તેજ ઘડીથી તેમની કવિત્વ શક્તિ ક્રમશઃ વિકાસ પંથે આગેકૂચ કરવા માંડી.

### ૧૨ મે વર્ષે મેટ્રિક

૧૨ મે વરસે તેમણે મદ્રાસની યુનીવરસિટીની મેટ્રિકની પરીક્ષા પસાર કરી અને પછી તેમની તબિયત લથડી પડતાં નિયમિત અભ્યાસ પડતો મેલવો પડયો. પણ ઘેર બેઠા તેમણે અનેક પુસ્તકો વાંચ્યાં અને ઘણું ઘણું લખ્યું.

### ૧૬મે વર્ષે ઇંગ્લાંડ ગયાં

૧૬મે વરસે તેમને નિઝામની ખાસ સ્કોલરશીપ મળતાં તેઓ વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયા. જ્યાં ૧૮૯૫ થી ૧૮૯૮ સુધી એમ ત્રણ વરસ રહ્યાં અને કોલેજમાં અભ્યાસ કર્યો પણ ૧૮૯૮માં તેમની તબિયતે પુનઃ ઉથલો મારતાં તેઓ હિંદ પાછાં આવ્યા.

### આંતરજાતીય લગ્ન

ઇંગ્લાંડના વસવાટ દરમિયાન તેઓ મદ્રાસના તમીળ ડૉ૦ એમ. જી. નાયડુ સાથે પ્રેમમાં પડ્યા અને જ્ઞાતિભેદના કારણે બન્ને પક્ષ તરફથી પારાવાર વિરોધ છતાં ૧૮૯૮ના ડિસેંબરમાં બન્નેએ લગ્ન કરી

લીધું. અને ૧૯૧૫ની સાલ સુધી આ નવ પરિસ્થિત યુગલ હૈદ્રાબાદમાં રહ્યું. જ્યારે પછી તેઓએ રાજકારણમાં ઝંપલાવ્યું અને મુંબઈમાં આવીને વસ્યાં.

### ગોળમેજી પરિષદમાં

૧૯૨૫ની સાલમાં તેઓ મહાસભાની કારોબારી કમિટિના સભ્ય તરીકે ચુંટાયા અને પછી મહાસભાના પ્રમુખ તરીકે પણ તેમની વરણી થઇ હતી. તેઓ પહેલા સ્ત્રી પ્રમુખ હતાં. મહાત્માજીના જીવન ભરના સાથી વિશ્વ વિખ્યાત કવયિત્રી પ્રથમ પંક્તિના રાજકાર્ય નેતા શ્રીમતી સરોજની નાયડુ તે પછી ૧૯૩૧માં લંડન ખાતેની ગોળમેજી પરિષદના ડેલીગેટ બન્યા. ૧૯૩૨માં દક્ષિણ આફ્રિકા ખાતે હીંદી સરકારે મોકલેલા ડેલીગેટના સભ્ય તરીકે તેઓ દક્ષિણ આફ્રિકા ગયા.

### જેલયાત્રાઓ

સવિનયભંગની લડાઇમાં ભાગ લઇને તેમણે અનેક વખત જેલ યાત્રાઓ કરી હતી. તેમની છેલ્લી ધરપકડ ૧૯૪૨માં 'કરેંગે યા મરેંગે'ની લડત વખતે થઇ હતી.

તેમણે અત્યાર સુધીમાં સંખ્યાબંધ પ્રકારનો પ્રગટ કર્યા છે તેમાં "ગોલ્ડન થ્રેશ હોલ્ડ" "ધી બર્ડ ઓફ ટાઇમ" અને ધી બ્રોકન વીંગ" આંતરરાષ્ટ્રીય વિખ્યાતી પામ્યા છે.

### પહેલાં સ્ત્રી ગવર્નર.

૧૯૪૭ના ઓગસ્ટની ૧૫મી તારીખે તેમને યુક્ત પ્રાંતના ગવર્નર બનાવવામાં આવ્યા ત્યારે તેમણે એવા ઉદ્‌ગારો વ્યક્ત કર્યા 'તા કે 'એક રાની પક્ષીને પિંજરામાં પૂરી દેવામાં આવ્યું છે' તેમની વિનોદ શક્તિ મધુર સાથો સાથ હૃદય સોંસરવી અસર કરનારી હતી.

હિંદની આઝાદીની લડતમાં તેઓ અનેક યોદ્ધા તરીકે વર્ષો સુધી સતત લડયા હતાં અને વર્ષો સુધી મહાસભાની કારોબારી કમિટિના સભ્ય તરીકે દેશના આઝાદ જંગના સંચાલનનો આગવો પડતો હિસ્સો આપ્યો હતો. તેમના અવસાનથી દેશભરને સખત આંચકો લાગ્યો છે. દેશ પર એક વધુ આફત આવી પડી છે તેમની ભારે ખોટ પડી છે.

# લીંકને દાઢી કેમ રાખી

વેસ્ટફીલ્ડ, શૅટૉક, ન્યુયૉર્ક
૧૫ ઑક્ટોબર ૧૮૬૦

ઑનરેબલ. એ બ્રી. લીંકન,
વ્હાલા સાહેબ,

મારા પિતાજી હમણાંજ મેળામાં જઈ આવ્યા. અને ત્યાંથી તમારી તથા મી. હેમલીનની છબિઓ લઈ આવ્યા છે. હું એક નાની છોકરી છું. મારી ઉમ્મર ફક્ત અગીઆર વર્ષની પણ તમે જ યુનાઈટેડ સ્ટેટસના પ્રમુખ થાવ એવી મારી તીવ્ર ઇચ્છા છે. તેથી તમારા જેવા મોટા માણસને પત્ર લખવા માટે તમે મને વધારે પડતી હિંમતવાન ગણશો નહિ. મારી ઉમરની તમારે પુત્રીઓ છે ? જો હોય તો તેમને મારા પ્રેમભર્યા સભારણાં આપજો અને મને કાગળ લખવાનું તેમને કહેજો. મારે ચાર ભાઈઓ છે અને તેમાંથી થોડા તો તમને જરૂર મત આપશે. અને જો તમે થોભિયા તથા દાઢી રાખો તો હું તમને એ ચારેયના મત મેળવી આપીશ. તમારો ચહેરો ઘણોજ પાતળો છે તેથી થોભીઆથી તમે વધારે સારા દેખાશો. સ્ત્રીઓને થોભિયા બહુ જ ગમે છે અને તમે થોભિયા રાખશો તો બધી જ સ્ત્રીઓ તેમના ધણીને પજવીને પણ તમને જ મત અપાવશે, અને તમે પ્રમુખ થશો. મારા પિતાજી તમને જ મત આપવાના છે અને હું પણ જો પુરુષ હોત તો તમને જ મત આપત હું ઓળખું છું તે બધાય પુરુષોનો મત હું તમને અપાવીશ તમારી છબિની આજુબાજુની કિનાર બહુજ સુંદર છે, મારે એક નાનકડી બેન છે તે ફક્ત નવ જ અઠવાડિયાની છે, પણ બહુ લુચ્ચી છે. તમે કાગળ લખો ત્યારે ગ્રેસ બીડેલ, વેસ્ટફીલ્ડ, શૅટૉકાકાઉન્ટી ન્યુયૉર્ક એ જગાએ મોકલજો. મારે હવે વધારે લખવું જોઈયે નહિ. આ કાગળનો જવાબ તાબડતોબ આપજો.

સાહેબજી,
ગ્રેસ બીડેલ.

અમેરિકાના પ્રખ્યાત પ્રમુખ અબ્રાહમ લીંકનના નામથી તો આપણે જાણીતા છીયે. એમનું ચિત્ર પણ ક્યાંક જોયું હશે. એમની ખાસ્સમગડી દાઢી,



શ્રી લીંકન

ચિત્રમાં સૌનું ધ્યાન ખેંચે છે. આ દાઢી સંબંધી એક કથા ઘણાના જાણવામાં નથી,

ઈ. સ. ૧૮૬૦ માં અબ્રાહમ લીંકનનું નામ અમેરિકાના પ્રમુખપદની ચુંટણી માટે જાહેર પાડવામાં આવ્યું. તે વખતે તેમનો પરિચય, આપવા માટે, તેમના પક્ષના પ્રસિદ્ધિ ખાતાએ, એમનું એક ચિત્ર કરાવીને શીલાછાપથી છપાવ્યું. આ ચિત્ર ઉપર ૧૪ મી જુન ૧૮૬૦ ની તારીખ છે તે વખતે તેઓ દાઢી રાખતા નહોતા, એટલે તેમની આ છબિ દાઢી વિનાની હતી

ચુંટણી રસાકસી ભરી હતી ઉમેદવારોમાંથી કોને મત આપવો તેની ચર્ચા ઘેર ઘેર થતી હતી. બાપ અને દિકરા સામસામા પક્ષમાં હોય તે બનાવ સાધારણ હતો.

૧૮૬૦ના ઑક્ટોબરમાં એક સાધારણ કુટુંબમાં આ વિષય ગરમાગરમીથી ચર્ચાતો હતો ગુલામોની પ્રથા નાબુદ થવી જોઈયે તે મત અબ્રાહમ લીંકનનો હતો. યુનાઈટેડ સ્ટેટસના દક્ષિણ પ્રાંતોમાં રૂની પેદાશ હતી. હબસી ગુલામોની મદદથી રૂની ખેતી થતી

હતી. આ પ્રાંતના લોકો ગુલામી ચાલુ રાખવા માંગતા હતા; અને અબ્રાહમલીંકનની વિરુદ્ધમાં હતા. એક પક્ષે સત્ય અને ન્યાય હતાં. બીજે પક્ષે સ્વાર્થ અને કમાણી હતાં. ઉપર જણાવેલા સાધારણ કુટુંબમાં પિતા અને ચાર પુત્રો વચ્ચે આ સંબંધમાં રસાકસી ભરી ચર્ચા થતી હતી. તે કુટુંબની અગીઆર વર્ષની બાળા ગ્રેસ આ ચર્ચા સાંભળતી હતી. પોતાના પિતાએ મેળામાંથી આણેલો બન્ને હરીફ ઉમેદવારોની છબીઓ તેના હાથમાં હતી. એને અબ્રાહમલીંકન ગમ્યો અને આ લેખની શરૂઆતમાં આપેલો પત્ર તેણે લખ્યો.

થોડા જ સમયમાં તેના પત્રનો ઉત્તર આપ્યો :
સ્પ્રીંગ ફીલ્ડ, ઇલીનોઇસ. ૧૯ ઓક્ટોબર ૧૮૬૦
કુમારી ગ્રેસ બીડેલ,

મારી વહાલી નાની કુમારિકા ;

તમારો પંદરમી તારીખનો લખેલો, બહુજ ગમી જાય તેવો પત્ર મળ્યો. છે. હું દિલગીર છું કે મારે એક પણ પુત્રી નથી. મારે ત્રણ પુત્ર છે. એક સત્તરનો, એક નવનો અને એક સાત વર્ષનો, તેઓ અને તેમની માતા એટલાંજ મારાં કુટુંબમાં છે. થોભિયા સબંધમાં કહેવાનું કે અત્યાર સુધી મેં તે રાખ્યા નથી અને હવે રાખું તો લોકો મને મૂર્ખ અને ઢોંગી કહેશે એમ તમને નથી લાગતું ?

તમારો શુભેચ્છક એ. લીંકન

આ કાગળમાં થોભિયાનો વિરોધ કર્યા પછી ગ્રેસની સૂચના લીંકને કબુલ રાખી હોય તેમ લાગે છે. ૭ ડિસેંબર ૧૮૬૦ ના અંકમાં એક વર્તમાન પત્રે આ બાબતનો ઉલ્લેખ કર્યો છે. Haris એટલે વાળ અને airs એટલે દંભ એ શબ્દાર્થનો લાભ લઈને એ પત્રે જણાવ્યું છે કે : He is hutting on (h) airs ૨૧ જાન્યુઆરી ૧૮૬૧ માં તો લીંકનની દાઢી થોભિયાવાળી છબિ પ્રસિદ્ધ થઈ.

ચુંટણીમાં વિજય મેળવ્યા પછી લીંકન નાની ગ્રેસને ભૂલ્યો નહોતો. પોતાના ગામથી વૉશીંગ્ટન, પ્રમુખપદની વિધિ માટે તે ફેબ્રુઆરી ૧૮૬૧માં ખાસ ટ્રેનમાં ગયો. રસ્તામાં વેસ્ટફીલ્ડ આવ્યું. ત્યાં લોકો મોટી સંખ્યામાં આવ્યા હતા. ગ્રેસ પણ વાળ હોળીને, નવું ફ્રોક પહેરીને, હાથમાં ફુલોનો ગુચ્છો લઈને સ્ટેશન ઉપર જલદીથી આવી હતી પણ જેમ જેમ લોકો વધતા ગયા તેમ તેમ આ બિચારી નાનકડી બાળા દૂરને દૂર ધકેલાઈ ગઈ. એણે લીંકનનું ભાષણતો સાંભળ્યું પણ એનું મોં જોઈ શકી નહિ. પોતાનું કહ્યું માનીને લીંકને થોભિયા રાખ્યા હશે કે નહિ ?

લીંકને ઔપચારિક ભાષણ કર્યા પછી કહ્યું : "આ સ્થળમાં મને પત્ર લખનાર એક જણ રહે છે. એ બાળા અત્રે હાજર હોય તો મારે એને મળવું છે."

કોઈ આગળ આવ્યું નહિ.

"એનું નામ કહો, અમે ખોળી કહાડીશું." કોઇક બોલ્યું.

"ગ્રેસ બીડેલ, એનું નામ છે. એણે મને લખ્યું હતું કે

"જો હું થોભિયા રાખીશ તો સારા દેખાઈશ."

સર્વત્ર હસાહસ થઇ ગઇ. અને એ મોટા ટોળામાંથી ગ્રેસને ઊંચકીને કોઈ આગળ લઈ આવ્યું. લીંકન ડબામાંથી નીચે ઉતર્યા અને ગ્રેસ સાથે શેકહેંડ કરી. ત્યારપછી તેને ઉંચકીને તેમણે વ્હાલથી ચુંબન કર્યું. "ગ્રેસ ! જો મારા થોભિયા તારે ખાતર મેં તે ઉગાડ્યા છે."

ગ્રેસને બહુજ શરમ આવી. ગભરાટથી કાંઈ બોલી પણ ના શકી. દોડતી ઘેર જતી રહી.

મીજ ગ્રેસ બીડેલ મોટી થતાં મીસીસ જી. એન બીલીંગ્સ થઈ. આ બનાવનો ઉલ્લેખ તે પોતાના જીવનમાં ઘણીયેવાર કરતી હતી.

તે સમયના વર્તમાનપત્રોમાં આ બનાવ રમુજ સાથે આવ્યો છે.

દાઢી વિનાની ઐતિહાસિક છબિ તો ત્યારપછી વિસરાઈ ગઈ હતી. પણ આવી ચીજોના સંગ્રહ કરનાર શોખીન મી. એડસન બ્રેડલીએ ચિત્રકાર પાસે તે વેચાતી લઈને પોતાના સંગ્રહમાં રાખી હતી. ૧૯૩૬માં અબ્રાહમલીંકનના જીવન અને સમયનું એક પ્રદર્શન ન્યુયોર્કમાં ભરાયું હતું. ત્યાં બ્રેડલીની પૌત્રી મીસીસ રીપમેને આ ચિત્ર પ્રદર્શિત કર્યું હતું. ૧૯૪૦ માં આ ચિત્ર જાહેર હરાજીથી વેચાયું હતું અને તેના લગભગ ચાળીસ હજાર રૂપિયા ઉપજ્યા હતા. આ ચિત્રની સાથે ચિત્રકારે લખેલો એક પત્ર પણ હતો, તેમાં તે ચિતરાવતી વખતનું વર્ણન છે.

કેશવપ્રસાદ દેસાઇ

# મિષ્ટાન્નની માયામાં: દાતણની ચીરીના અજબ ચમત્કારનું વર્ણન આપતો એક રમૂજી સ્કેચ

લેખક : શ્રી. અંબાલાલ નૃ. શાહ

'ઓટલા પુરાણ' શ્લોકત છે કે કેમ, એની મેં ઘણી ઉથલપાથલ કરી જોઈ છે, એટલું સત્ય છે કે, સ્મૃતિ કે શ્રુતિને આધારે મને નીચેની માહિતી મળી આવી તેવીજ આપવાની મારી ફરજ હું અદા કરું છું. આવી મારી જબરદસ્ત શોધખોળ માટે મને જબરું માન મળશે, એવી કોઈ આશા નથી; કારણ કે હું તો ગીતાજીવનમાં માનુ છું. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन–એ મારો સિદ્ધાન્ત છે.

અહીં તો હુ પ્રથમ દાતણની ચીરીના અજબ ચમત્કારનું વર્ણન આપીશ. જમણને બદલે લાંઘણ ખેંચવી પડે તેને કોઈ દુર્ભાગ્ય કહે કે અભિશાપ માને; તો કોઈ સદ્ભાગ્ય પણ ગણે મને એમાં સદ્ભાગ્ય દેખાયું 'ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ' એવું ગાનાર નરસિંહ મહેતા ક્યાં નહોતા, એ ભક્તજન હતા તો હું પ્રિયજન છું

સવારે ઓટલા પર બેસીને દાતણ કરવાની મોજ માણી હોય તેજ જાણે, આપણામાં દાતણ કરવાની અદ્ભુત રીત અને તે ગંદકીના પ્રદર્શનરૂપે ન હોત તો કોણ જાણે આપણુ શુ યે થાત! મને આ બાબતમાં જે સરસ અનુભવો મળ્યા–પચ્યા–છે તે કહેવાનો આજે સુઅવસર સાંપડયો છે, ત્યારે તે હકીકત શા માટે આપને મારે ન કહેવી?

સભાઓ, મેળાવડાઓ, સભાગૃહો–એ બધાં આ ઓટલાના પ્રદર્શન આગળ ધૂળ છે. એની સિફત ખાખરાની ખિસકોડી શું સમજે?

કૂવે કે તળાવે, નદીએ કે નાળે ઊભરાતો નારી સમુદાય કદી નિહાળ્યો છે ખરો? તેમની વચ્ચે થતી વાતચીતનો રંગ કદી ગમ્યો છે ખરો? અલક-મલકની વાતો કરતી મહિલાઓની લાંબી ટૂંકી વાતો જ્યાં સુધી સાંભળી નથી. ત્યાં સુધી બધુ વ્યર્થ છે. એ સાચેજ તીર્થક્ષેત્ર બની જાય છે

પોળના નાકે ઓટલાઓ ઉપર હજામ બિરાજનાં ધાડાં નિહાળ્યાં હોય તે જ જાણે! એમની ય વાતો કંઈ સુંદરીઓ!! રસથાળથી ઉતરે એવી નથી હોતી!

તો એટલા નિવાસીઓ અમે, સવારના પહોરમાં પૈસાનાં આઠ આવતાં તે હવે આનનાં દશ લાવો કે કેટલાક સફાઈથી વધારે ઓછાં લાવો સફાઈથી દાતણ કર્યાનો સંતોષ લે છે તેમાં અમે બધા ધર્મકૃત્ય માનીએ છીએ.

આમ, દાતણની ચીરીઓનો જ્યારે મોટો ઢગ થાય છે, ત્યારે આખો રસ્તો અમારા આ ધર્મકૃત્યથી એટલો મઝાનો ગંદો બની જાય છે કે, ભાગ્યે જ કોઈને તે રસ્તેથી પસાર થતાં કંટાળો ન આવતો હોય! આટલું છતાં મંદી રેનોના આ આદર્શથી ટેવાયેલા એવા અમોને એ રોજિન્દી જિન્દગી એટલી ગમી ગઈ ગઈ હોય છે કે, અમને એ માટે અભિમાન થાય છે અને અમારા કૃત્યની મિઠાશ માણવામાં સંતોષ થાય છે

એક દિવસે સવારે હું દાતણ કરતો હતો, અલબત ઉપરની રીતે જ ઓટલા ઉપર સ્વાર થઈને જ. દાતણની ચીરી કરતાં જ હું ખૂશ ખૂશ થઈ નાચી ઊઠયો "આજે મારા પાસા પોબાર છે! અમે ત્યાં મારે માટે આજે મિષ્ટાન્ન નક્કી છે!!"

મારા ઓટલાવાસી મિત્રો અને સર્વવહાલા પણ મારા આ ઉદ્‌ગારથી તાજુબ થયા, પૂછવા લાગ્યા: 'આ કયું નૃત્ય થયું? ગરબાનૃત્ય, પ્રેમનૃત્ય કે સંહારનૃત્ય?"

મેં કહ્યું: "નૃત્યથી તમારાં દિલ ભલે રાજી થતાં હોય, પણ મારે માટે તો એ મિષ્ટાન્નનૃત્ય છે? જુઓ આ મારી દાતણની ચીરી! કેમ, સાચું લાગે છે ને!"

–કહેવાયેલી દાતણની એ ચીરી જોઈ સૌ મારી નૃત્યકળાનું હાર્દ સમજ્યા. એમણે કહ્યું: "એ વાત બનેઃ કાં તો મિષ્ટાન્ન કે પુષ્પાંજલિ!"

"પુષ્પાંજલિ?"

"હાઃ હા પુષ્પાંજલિ શબ્દ મારને માટે પણ કેટલીક વખતે યોજાય છે શ્રીમાન! મારે એટલે

ચૌદમું રતન!"

"તમે આવું શા ઉપરથી ધારો છો ?"

"તો તમારે માટે એવો કયો નવરો છે કે, તમને આ મોંઘવારીમાં જમાડે! તમારામાં એવું તે શું બળ્યું છે કે, તમારા વિના એને ગળે કોળિયો ન ઉતરે!"

"હં!"

"હં શું! આજે બહાર જતા નહિ ઘરમાં જ ભરાઇ રહેજો અમારી વાત નહિ માનો તો થશે પછી જોવા જેવી."

પણ હું એમ કંઇ હિમ્મત હારી જઉં એવો નહોતો અદેખા માણસોની આ દુનિયામાં ક્યાં ખોટ છે! બસ, મને મિષ્ટાન્ન મળશે એ આશામાં ને આશામાં હું બની ઠની ઘરની બહાર નીકળી પડ્યો.

હજુ આઘે નહિ ગયો હોઉં ત્યાં મેં એક સ્થળે ખુલ્લો નળ જોયો. પાણી વહી જતું હતું પાણી નકામું વહી જવા દેવું નહિ એવું મેં તાજું જ છાપામાં વાંચેલું. મને એ નળની દયા આવી, એટલે તેને બંધ કર્યો.

ત્યાં જ એક મહાભારત જેવાં પાંચ મણ કાયાનો ભાર ઉંચકતાં જગદંબાનાં દર્શન થયાં. મેં ધાર્યું કે, હમણાં જ મને thanks કહેશે. પરંતુ આ શું ?

"એ સફેદ ઠગ! ધોળા દિવસે પણ ચકલી કાઢી જવાની હિમ્મત કરે છે કે? રોજરોજ થતી ચોરીના ચોર ઊભો રહે!"

"એ બાઇ, હકીકત એમ છે કે–"

"એ હકીકત બકીકત અહીં નહિ ચાલે! ચાલ ઝટ અહીંથી ઝટ સીધી વાત કરે છે કે, પોલિસને બોલાવું!"

"પણ માઇ! આમાં મારો ગુનો શો ?"

"તમારો નહિ તો કોનો? મારો?"

"હાસ્તો; ગુનો તમારો જ ગણાય! પાણી નકામું વહી જવા દેવું એ ગુનો છે?"

"તો લે?" એમ કહી લાકડી ઊંચકી એ કામ આગળ વધે તે પહેલાં મને મારી સહીસલામતી ગરજન્તી કરવામાં જ જણાઇ.

પરોપકાર કરનારાઓની આ કમબખ્તી! પરંતુ મર્દ બચ્ચો એમ કંઇ હિમ્મત હારતો જ નથી.

ગભરાતો અને મુંઝાતો હું આગળ વધ્યો; અને નિરાંતે શ્વાસ લઉં તે પહેલાં જ એક મેડીથી મારા માથે કચરાનું પડીકું પડ્યું. હોળી રમાતી હશે કે શું હશે તે કંઇ.હું સમજી શકું તે પહેલાં મારા કાને હાસ્યતરંગો સંભળાયા—

"બહેન, આ શું કરો છો? તમે કોઇ સારાં માબાપનાં ફરજંદ થઇ કચરો આમ નાખો; અને ઉપરથી પાછાં હસો એ શું સારું કહેવાય!"

મારી નમ્રતાનો બદલો મને તરતજ મળ્યો,

"એ કાકા! માણસ છો કે ઢોર? આવી સારી વસ્તીમાં થઇને જતાં આવતાં આવું તે શું બોલો છો?"

"હું કાકા?" મને કંઇ સમજાયું નહિ. પચીસ વર્ષના જુવાનને ત્રીસ વર્ષની બાઇ આવું તે શું બોલતી હશે! હું જરૂર કંઇક હઇશ; ઢોર પણ હોઇશ, એમ મને ઘડી ભરતો લાગ્યું જ; કારણ કે આવી સારી વસ્તીમાં થઇને આવવું જવું અને આવો વિચાર રાખે પાલવે પણ કેમ!

આજનો દિવસ સાચે જ ધન્ય હતો! જરાક આગળ વધ્યો અને પાછો બીજો અકસ્માત તૈયાર જ ઊભો હતો. સાંકડા રસ્તાઓમાં કોણ જાણે આવું કેટલુંયે બનતું હશે!

સામેથી એક સુન્દરી આવતાં હતાં અલકમલકની વાતોનાં એ રસિયાં જણાયાં. હું એમના રસ્તામાંથી જરાક બાજુએ ખસ્યો. મેં સ્ત્રી સન્માન દાખવ્યું, પણ એ તો વળી મારી સાથે જ આવી ઊભાં હવે શું? અમે એની પરંપરા ચાલુ રહેતાં અમો બંને અથડાઇ પડ્યાં બહેન સારાં કે જૂતાથી મને પરસાદ ન આપ્યો. અને આપે તો પણ શું? પરોપકારાય સતાં વિભૂતયઃ

હવેથી ખૂબ-સાચવીને ચાલવું, ખૂબ સાચવીને બોલવું અને ખૂબ સંભાળીને જોવું—એવા નિશ્ચય સાથે હું આગળ વધ્યો. પણ નસીબ બે ડગલાં આગળને આગળ જ!

પોળને નાકે આવી ઊભો. મારા મિત્ર સોમચંદ સામેજ મળ્યા. તેમણે મને આનંદપૂર્વક કહ્યું અહો પણ ઠીક મળી ગયા, અત્યારમાં ક્યાં ચાલ્યા?"

"એ તો જુઓને, એમ થયું કે જરાક બહાર જઈ આવું!" મને જે ગોઝે ચાર્યું મેં તે ગપગા- ળ્યે રાખ્યું

એટલામાં બસ આવી લાગતાં મારો હાથ પકડી તેમણે કહ્યું:—"ચાલો, ચાલો, જલ્દી ચાલો, તમારે મારે ઘેર આજે આવવું જ પડશે. આજે મારે ત્યાં મે જલસો ગોઠવ્યો છે; અને તેમાં તમે ન હો તો ચાલે જ કેમ! તમારે ઘેર ના કહેવડાવી દઈશું લ્યો, આ મંગળદાસને હું ના કહેવડાવી દઉં છું: બસ, પત્યું ને!"

હું કંઈ પણ સમજયા વિના 'જલસા શબ્દથી ખુશ થતો થતો બસમાં ચઢી બેઠો. બસ ઉપડી એટલે ટિકિટનો સવાલ આવ્યો.

મારા મિત્ર સોમચંદ કહે—

"રહેવા દો; એ તો બધું પતી જશે. હું જ આપું છું તમે તો મારા મહેમાન છો." એમ કહી દશ રૂપિયાની નોટ કંડક્ટરના હાથમાં મૂકી.

"દશ રૂપિયાના છૂટા પૈસા અત્યારમાં કયાંથી હોય? ને એમ કહી દશ રૂપિયાની નોટ કંડક્ટરે પાછી આપી. સોમચંદ પાસે છૂટા પૈસા હોય એમ લાગ્યું નહિ; એટલે મેં પૈસા આપી તેમની મૂંઝવણનો અંત આણ્યો.

ફુવારા આગળ આવતાં સોમચંદ બોલ્યા: દોસ્ત એક વાત પતાવવી રહી ગઈ છે! તમે મારું ઘર ભદ્ર આગળ જોયું છે. ત્યાં બોર્ડ પણ છે. તમે ઘેર જાઓ અને પાછળથી હું હમણાં જ આવી પહોંચું છું, જરૂર હાં કે!"

હું કંઈ પણ બોલું તે પહેલાં મારા દોસ્ત તો ચાલ્યો ગયો અને હું એકલો જ રહી ગયો.

ભદ્રમાં ઘણીયે શોધ કરી પણ મારા દોસ્તને કોઈ જ ઓળખતું નહોતું!

હું અફસોસનો માર્યો પગ ઘસતો ઘેર આવવા નીકળ્યો! વેળાસર ઘેર જવામાં જ સલામતી છે, એમ સમજી કૂચ કરતો ઘેર આવી પહોંચ્યો.

પણ આ શું! નિસરણી ચઢતાં જ વળી અપ શુકન—કેમ નડયા? કેળાંની છાલ પગતળે શા માટે આવી! અને આવી તો હું શા માટે લપસ્યો! પણ હું પડયો, એ વાત તો તદ્દન સાચી! મારા નુકસાને બીજાને આટલું બધું હસવું કેમ આવતું હશે!

મહા મહેનતે હું ઉપર ચઢયો; તો વર્ષો જૂનો અડીખમ કોઈ વીર યોદ્ધાની જેમ ઉભેલો થાંભલો મને મારા મસ્તકે વળગી પડયો. અરેરે, મારું કપાળ સૂઝી આવ્યું! આ શહેરનાં આવાં જૂનાં રઢિયાળાં મકાનોમાં આ શી આપદા?

એક જૂના રૂપિયાની જેમ હું ઘેર તો આખર આવી પહોંચ્યો, પણ ઘરધણિયાણી ક્યાં?

પાડોશમાંથી ચાલી આવ્યો અને મહા મહેનતે તકીઆને અઢેલીને બેઠો ત્યાં જ ગૃહસ્વામિની—દેવી —પધાર્યા.

"તમે ક્યાંથી ફૂટી નીકળ્યા પાછા! તમે જમવાની ના કહેડાવેલી હતી, એટલે હું તો દર્શન કરવા ગઇ હતી. તમને આજે મિષ્ટાન્ન મળશે, એ વાત મે સાચીજ માની લીધી હતી!"

"પણ એ વાત જૂઠી છે, એમ તને કહ્યું કોણે! મેં એટલે બધું આજે ખાધું છે કે, હવે નથી રહેવાતું!"

"એમ! એવો તે તમારો કયો વાલેસરી હતો!"

"એ હતો....એવો કે, મને તો યાદ રહી જ ગયો છે! તને અર્ધ ભાગીદારી નથી મળી શકી, એ ચાલતુ હશે, નહિ!"

"મને એવી ચિંતા કદી થઈજ નથી!"

"કોઈક વખત આની જેમ ચિંતા કરવી સારી હોં!"

"એટલો બધો લાભ તમને મળ્યો છે એમ!"

"હા, એ વાત પણ જાણવા જેવી છે. જેટલી મજા કહેવામાં છે, તે કરતાં વધારે મજા સાંભળવામાં છે. રસ વધતો જ જાય એવી વાત છે!"

"ત્યારે તો આ પુરાણ હશે!"

"પુરાણ! પુરાણને થપ્પી જાય એવું-પુરાણ!"

"જલ્દી શરૂ કરો શ્રીગણેશાય નમઃ—એટલું મેં કહ્યું: બસ!"

"હ્ય થ શ્રી મિષ્ટાન્ન...પુરાણે...એવી રીતે મેં જે કંઈ મને વીતી હતી તે બધી વાત અથ ઇતિ કહી સંભળાવી.

મારાં પત્નીશ્રીને એથી આનન્દલાભ જરૂર થયો. શ્રીમતીએ પછી ખીચડો-પકવાન્ન બનાવી અમે બંને જમ્યાં ત્યાં સુધી મેં ધીરજ રાખી.

ઇતિ શ્રી મિષ્ટાન્નપુરાણે પ્રથમોધ્યાય: સમાપ્ત:

# "રમત"

દરેક પ્રાણીના બચ્ચામાં રમત જોવામાં આવે છે. રમતો એવી રાખવામાં આવી છે કે જેથી કરીને તેઓનો વિકાસ જ થતો રહે. રમવું એ સ્વભાવ બની ગયો છે. કોઈ પણ બાળકને કહેવું પડતું નથી કે તમે રમો.

અમુક જીવોમાં વધવાની વૃત્તિ નથી હોતી, પરિણામે તેઓ તંદુરસ્તી ગુમાવે છે. તેઓના મોં પર કોઈ પણ જાતનો આનંદ જણાતો નથી. જે જે વ્યક્તિ રમવામાં રસ લે છે તેથી ક્રિયાઓમાં એમના જીવનનો વિકાસ થતો જાય છે. બાળકો આવીજ રમતો રમે છે કે જેથી એનો વિકાસ થાય. ત્યારે મોટા માણસો! પ્રતિકુલ કાર્યોને જીવનને રૂંધાતા હોય તે પણ કરે છે.

ખોરાક, નીંદ અને તંદુરસ્તી હોય, તો દરેક બાળક આખો દિવસ રમતું જ રહે છે. ઉંમર વધે છે તેમ રમવાની વૃત્તિ ઘટે છે. આમ કેમ? સામાજિક વાતાવરણથી આવું તત્ત્વ ઘુસી ગયું છે જૂઠી શરમ આવે છે. નડે છે, અને માબાપો પણ બાળકનાં જૂઠી શરમ લાવવાની કોશિષ કરે છે. કુદરતને સ્વાધીન દરેક બાળક આખો દિવસ રમતુંજ રહે છે. ખેલતા બાળોને જબરજસ્તીથી ન રોકવા જોઈએ.

રમતની વ્યાખ્યા આનંદનું તત્ત્વજ હોવું જોઈએ. કામ અને રમત બંનેને સાથે રાખવાનો યત્ન કરવો જોઈએ. જ્યાં રમતનું તત્ત્વ છે ત્યાં કામ છે, શાળામાં કોઈ દિવસ રસોઈ કરીએ તે રમત થઈ કહેવાય પણ ઘરે હંમેશાં રસોઈ કરીએ તે કામ થયું કહેવાય એટલે Work which you work and play woich you play ના કરતા work whiley ou play and ylay which you work હોવું જોઈએ. કામ એવી રીતે કરોકે જેથા તે રમત જેવું લાગે અને 'રમત એવી રીતે રમો કે જેથી બુદ્ધિનો વિકાસ થાય જીવનનો વિકાસ થતો જાય. સ્કાઉટ મુવમેન્ટમા સ્નેહ દ્વારા જીવનનો વિકાસ થાય છે. ગંભીરમાં ગંભીર કામ પણ બાળકો સામે એવી રીતે મુકવું જોઈએ કે તે રમત જેવુંજ લાગે.

બાળકો શા માટે રમે છે? રમવાનો હેતુ શું? આપણે જોઈશું તો જણાશે કે તેઓ ફક્ત આનંદ માટેજ રમે છે. આનંદ જીવનમાં એક મહત્ત્વની ચીજ છે. આપણે જેટલા પ્રયત્નો કરીએ છીએ તે સુખને માટે કરીએ છીએ અને તે સુખમાં જ આનંદ મળે છે. પોતાની ઈચ્છાથી બાળકો જે ક્રિયા કરે છે તેમાંજ તેને આનંદ મળે છે. અને તેનાથી જ તે આગળ વધે છે. બાળકોમાં જે વધારે તાકાત છે તે વધારાની તાકાતનો ઉપયોગ એટલે "રમત".

જન્મથી માંડીને ૧૮ વર્ષ સુધીમાં જે પ્રમાણે મનુષ્ય જાતિના આરંભથી આજ સુધીમાં જે પ્રમાણે બનતું આવ્યું તેનો ખ્યાલ આપે છે. જે જે અનુભવોને લીધે પૂર્વજોના જીવનમાં જે જે ફેરફારો થયા તે સર્વ ફેરફારોની સાક્ષી દરેક બાળક ટૂંકમાં આપે છે.

એ અઢાર વર્ષમાં બાળકો જે રમત રમે છે. જે ક્રિયાઓ કરે છે તે સર્વ ક્રિયાઓ આપણા પૂર્વજોની વહેંચણી મળતી આવે છે બાળકો જે સંતાકૂકડીની રમત રમે છે. એ રમત આપણા પૂર્વજો ઝાડીમાં સંતાતા હતા અને શિકારની શોધખોળ કરતા હતા તેનો ખ્યાલ આપે છે એજ પ્રમાણે બાળકો રેતી અગર બીજા કોઈ સ્થળે નાના ઘરો બાંધે છે તે પણ આપણાં પૂર્વજોનું અનુકરણ જ છે.

બાળકોની કોઈ કોઈ રમતમાં ભવિષ્ય જીવનની તૈયારીનું દૃષ્ટિ બિન્દુ સમાએલું છે. કે જેને Re-woshect theory કહે છે. બાળકો પરસ્પરની જે રમત રમે છે તે ભવિષ્ય જીવનની તૈયારી જ કહી શકાય

બાળક એંજિન બને છે. એંજિન અને બાળકમાં કોઈ પણ જાતનું સામ્ય નથી હોતું છતાંયે તે પોતાને એંજીન માને છે અને અંગ્રેજીમાં Make believe play કહેવામાં આવે છે. તે જ પ્રમાણે Make belive simatation માં બાળકના હૃદયનો ભાર હળવો થાય છે. મનની મૂંઝવણને અવકાશ મળે છે, જેથી અહંતાવૃત્તિને સંતોષ મળે છે. બાળકના જીવનમાં સ્વાતંત્ર્ય જ નથી તેઓ કમજોર છે. અશક્ત છે, એવું સમજીને વડીલો તેઓને છૂટ આપતાજ નથી, અને તેથી કરીને બાળકો કાલ્પનિક સૃષ્ટિ વડે (રમતો વડે) પોતાની ભાવનાઓ બહાર કાઢતા હોય છે "રમત" પ્રસન્નતા લાવે છે. પ્રસન્નતા વિકાસ માટેની જરૂરી પરિસ્થિતિ છે. અને એટલા માટે જ "રમત" આવશ્યક છે.

વસંત દેસાઇ

- પંજાબની કત્લેઆમ પછીની નવજાગરણની એક વાત.

# આંધી અટવાતાં

હું.. ક્યાં છું ! ઓહ...આ...મારા...માથા પર...કેટલું...દુઃખ ..છે. તું...તું...કોણ...છે ? હેં કૈલાસ ! નહિ...નહિ...તું...અહીં...ક્યાંથી...હોય ! પણ હું...છું...ક્યાં ? ખાંસી ખાતાં ખાતાં કામિનીનો કંઠ બંધ થઈ ગયો.

તું કેમ્પ નંબર ૭ માં છે. કામિની અને હું તારો માનીતો કૈલાસ છું તું બિમાર છે, એટલે હું તને જોવા આવ્યો છું, 'કૈલાસે કામિનીનું માથું દબાવતાં કહ્યું.

"નહીં...નહીં.. તું...કૈલાસ...ન હોય અરે... તું...તો...જલ્લાદ...છે. તો...તું. અહીં...પણ... આવી...પહોંચ્યો. મેં...તારી...છાતી...માં...છરો. ભોંકી...દીધો...હતો...ને ?મરી...જઈને.. હવે...ભૂત થઈને...મારી...પાછળ...પડ્યું...છે. આટલું બોલતાં કામિની બેહોશ બની ગઈ.

કૈલાસે તેને હોશમાં લાવતાં કહ્યું. અહીં કોઈ જલ્લાદ નથી. તું નકામી તબીઅત બગાડી રહી છે

કામિનીના મોં પર પાણી છંટકારતાં તે ધીમે ધીમે હોશમાં આવી, તેણે કૈલાસને ઓળખી લીધો અને આશ્ચર્ય બોલી ઉઠી. 'કૈલાસ, તું !"

'હા, કામિની હું કૈલાસ છું.. પણ તેં તો મને જલ્લાદ બનાવી દીધો હતો એ જલ્લાદ કોણ છે ?"

'કૈલાસ, એ ના પૂછો. નર્યો પિશાચ, અત્યાચારી અને દુષ્ટ કોને કહેવાય એ મને તેણે બતાવ્યું કામિનીએ એક હળવો શ્વાસ લેતાં કહ્યું.

'ત્યારે તું પશ્ચિમ પંજાબમાં કઈ રીતે રહી ગઈ એતો કહે.

'એક લાંબી કથા છે તમે એ સાંભળી શકશો ?'

'કેમ નહિ !'

'એ સાંભળતા પથ્થરનું હૃદય એઇએ !

'દુનિયાની ઠોકરો ખાઈ મારું આ મીણ જેવું હૃદય પથ્થરનું બની ગયું છે !

'એ બધું સાંભળીને તમે મારી તરફ ઘૃણા તો નહિ કરોને ? શંકિત હૃદયે કામિનીએ પૂછ્યું.

'શું તું મને એટલો નીચ સમજે છે કે હું તારી ઘૃણા કરું ? મને તારી તરફ ઘૃણા કરવાનો શો હક્ક છે ? જેવી તું મનુષ્ય છે તેવો હું મનુષ્ય છું મનુષ્યમાત્રને એક બીજા તરફ ઘૃણા કરવાનો શો અધિકાર છે ? તું સહેજ પણ ખચકાયા વિના બધી વાત કહે !

મને ક્ષમા કર કૈલાસ, હું તને પૂરેપૂરો સમજી ન શકી. વારુ, હું તને બધી વાત કહું છું."

રાવલપીંડીમાં, તને યાદ હશે કે ઉનાળાની રજાઓ હોવાને લીધે હું ગામમાં પિતાજીની પાસે ગઈ હતી અને એ દિવસોમાં ત્યાં સાંપ્રદાયિક ઝઘડા શરૂ થયા હતા.

ગામમાં, જેટલાં હિંદુ ઘર હતાં, બધાં શહેરમાં ચાલ્યાં ગયાં. ફક્ત અમે અને બીજાં બે હિન્દુ ઘરનાં માણસો ત્યાં રહેતાં હતાં. ગામના મુસલમાનોએ અમને વિશ્વાસ આપ્યો કે તેમના જીવતે જીવતાં અમને કંઈ પણ આંચ આવશે નહિ અને પિતાજીએ પણ લીધું કે જીવતા જીવે ગામ છોડીશ નહિ.

એક દિવસ અચાનક ગામના કેટલાક મુસલમાન દોડતા આવ્યા અને પિતાજીને કહેવા લાગ્યા કે ગામ પર ગુંડાઓએ હુમલો કરવા વિચાર કર્યો છે માટે તમે તમારો સરસામાન બાંધી તૈયાર રહો જેથી સાંજે અંધારું થતાં અહીંથી ભાગી જવાય !

સાંજે અંધારું થતાંજ, જેવાં અમે ઘરથી નીકળ્યાં તેવાંજ ગુંડાઓની એક ટોળીએ અમને ઘેરી લીધાં. મારી નજર સમક્ષ તેમણે પિતાજી અને રત્નભાઈનાં માથાં અને ધડ જુદાં કરી નાખ્યાં મને

એ લોક ક્યાંક ઉઠાવીને લઈ ગયા. ઓહ, એ કેવું ભયાનક દૃશ્ય હતું ! ચારે કોર ઓએ અને બચ્ચાંઓની રોકકશેળ અને આગની લાંબી લાંબી ઝાળો ઊઠી રહી હતી. એ યાદ આવતાં હજુપણ ગભરાઈ ઊઠું છું.

એ વખતે એક ગુંડો મારી તરફ ધસ્યો, પણ હું નઠી અને કુવાનું શરણ લીધું પણ હું કમનસીબને મોત ના આવ્યું, જ્યારે ભાન આવ્યું, ત્યારે મેં મારી જાતને એક અંધારી કોટડીમાં પડેલી જાણી. મારૂં શરીર દર્દથી સખત દુઃખી રહ્યું હતું. હું ધીરે ધીરે ચાલીને કમાડ સુધી પહોંચી, પણ એ બહારથી બંધ હતુ હું ફરીથી સુઈ ગઈ.

એટલામાં કમાડ ઊઘડ્યુ, અને એક પહોળો પહોંચતો માણસ આવી મારી ઢેલી પર બેસી ગયો અને મને કહેવા લાગ્યો 'કાલે તને મસીદમાં લઈ જવામાં આવશે પહેલાં તને મુસલમાન બનાવવામાં આવશે. પછી અમારી સાથે તારો વિવાહ–લગ્ન કરવામાં આવશે' મને આ સાંભળી એટલો બધો ક્રોધ ચડ્યો કે હું તેના મોં પર થુંકી અને બોલી 'દુષ્ટ, મોં સંભાળીને બોલ નહિ તો જીભ ખેંચી કાઢીશ !

તે જોરથી હસી પડ્યો અને બોલ્યો. 'દોરડી બળી ગઈ પણ એની વળ ન ગઈ' એટલું કહી તેણે મારા બે હાથ એવા મરડ્યા કે હું ચીસ પાડી ઊઠી થોડીવાર પછી તે ચાલ્યો ગયો.

(૨)

'બીજે દિવસે મને મસીદમાં લઈ ગયા ત્યાં મારા જેવી બીજી ઘણી અભાગણી ઓએ હતી જેમને બળજબરીથી મુસલમાન બનાવાતી હતી.

અમને મુસલમાન બનાવ્યા પછી અમારી નિકાહ મુસલમાનો સાથે કરી દેવામાં આવી.

મને એ ઘર રહેતાં કેટલાક દિવસ ચાલ્યા ગયા. કોઈ કોઈ વાર માતા પિતાની યાદ આવી જતી તો એક ખૂણામાં બેસીને રડી લેતી, રડવા સિવાય મારે પેસે બીજું સાધન પણ શું હતું !



એ સોડાનું દિવસભર દાસીની જેમ કામ કરવું પડતું અને બદલામાં બે એક સૂકી રોટલી ખાવા મળતી હતી.

એક દિવસ એ જલ્લાદ જેની સાથે મારી નિકાહ થઈ હતી તે મોડી રાતે ઘેર આવ્યો. કોણ જાણે કઈ વાત પર તેણે મને એવી મારી કે હું અધમૂઈ થઈ ગઈ.

એ વખતે તો હું કંઈ ન બોલી, પણ જ્યારે તે સુઈ ગયો ત્યારે મારા મનમાં ખુન ભરાયું. હું એનો છરો લાવી અને તેની છાતીમાં ભોંકી દઈ તેનું કામ ખતમ કરી નાખ્યું. તે જ્યારે મરી ગયો ત્યારે મને વિચાર આવ્યો કે તેના સાથીદારો સવારે તેને જીવતો નહિ દેખે ત્યારે તેઓ મારા ટુકડેટુકડા કરી નાખશે એટલે હું નિરાશ બની મોતની ઘડિયો ગણવા લાગી.

પરન્તુ સવાર થતાંજ નિરાશાના અધકારમાં આશાનું એક કિરણ પ્રગટયું. અપહૃત નારીઓના ઉદ્ધાર માટે સ્વયંસેવક દળ આવ્યું હતું અને મને એ લોકો તરતજ એ નરકમાંથી મુક્ત કરી તેમની સાથે લઈ ચલ્યા. અને બે ત્રણ દિવસથી આ કેમ્પમાં આવી છું. બસ, આ છે મારી કથા!

કૈલાસની આંખોમાં આંસુ ઊભરાયાં તે સાફ કરતાં કામિની બોલી. કૈલાસ, હું હવે તારા યોગ્ય ના રહી. તું ચાલ્યો જા અને મને મારા ભાગ્ય પર છોડી દે. ભૂલી જા, કે કોઇ કામિની હતી જ નહિ.

'કામિની, એવું ન કહે, તુ હવે મારી સાથે ચાલ! એમ કહી કૈલાસ ઊભો થયો.

'કયાં?'

'મારા ઘેર!

'કૈલાસ, હું તમારું જીવન દુઃખમય બનાવવા નથી માગતી. આ સમાજ મને દૂધની માખીની જેમ બહાર નિકાલીને ફેંકવા માગે છે. હું હવે તારા લાયક ન રહી!

'કામિની, એવું ન કહે રહે કેટલા દુઃખ વેઠયા હું તો એની કલ્પના વડેજ કંપી ઊઠુ છુ. અને આ સમાજ! આ આંધળા સમાજને બે આંખો આપવી પડશે, એક નવો રાહ દેખાડવો પડશે. તારા જેવી સ્ત્રીઓ જેને સમાજ પતિતાના નામથી સબોધે છે તેને કહેવું પડશે કે તું ખોટા રસ્તા પર છે, અમે તને એક સાચો માર્ગ બતાવીએ છીએ. તારાં બદતેઓ બોલ; કામિની, તું મને એમાં સાથ આપ આવ આપણે પરા સમાજને નવ જીવન આપીએ એનો ઉદ્ધાર કરીએ! કૈલાસ આવેશમય રીતે કહી રહ્યો હતો અને કામિની તેના તરફ એકી નજરે મુગ્ધ બની જોઇ રહી હતી.

કૈલાસે ફરી કહ્યું, કામિની તું મારી વચનબદ્ધ પત્ની છે. તું મારી થઇ જાય એટલે હું અગ્નિ સાક્ષીએ તારી સાથે લગ્ન કરીશ. અને આપણું નવું જીવન ફરીથી શરૂ થશે.

卐

# ગૃહસ્થને માટે સોનેરી સૂચનો

સંપાદક-ભાઇલાલ. વ. બક્ષી.

૧. આ ઘર પ્રભુનું છે અને તમે પ્રભુના સેવકો છો, એ વસ્તુ કયારે પણ ભૂલશો નહિ.
૨. પ્રભુથી ડરો, એને કયારે પણ ભૂલોના.
૩. પવિત્રતા ધારણ કરો અને જીવનને સાદું રાખો.
૪. હંમેશાં ઉચ્ચ વિચારોનું સેવન કરો.
૫. ઘરમાં શાંતિ રાખો કેવળ સેવાભાવ રાખશો તો એની મેળેજ શાંતિ રહેશે
૬. જુદા જુદા પ્રકારની સતત ચર્ચાઓ મર્યાદામાં રહીને કરો.
૭. સત્યની સાથે સાથે મીઠુ ભાષણ કરો.
૮ વાદ-વિવાદ કલહનું મૂળ છે. એનાથી બચતા રહો.
૯. નવ આગન્તુક જીવ પોતાનું પ્રારબ્ધ સાથે લાવે છે. એ યાદ રાખો.
૧૦ અતિથિનો એની યોગ્યતાનુસાર અવશ્ય સત્કાર કરો.
૧૧ પ્રત્યેક વસ્તુ યોગ્ય અને નિયત સ્થાન પર રાખો.
૧૨. કામમે ન આવે એવી વસ્તુઓનો ઢગલો કરો નહિ.
૧૩ બાળકો અને નોકરોની સાથે પ્રેમ અને નમ્રતાથી વાતચીત કરો અને વર્તાવ કરો.
૧૪ કાલની બાબતમાં આજથી જ વિચાર કરી લો.
૧૫ આજનુ કામ આજે જ પૂરું કરી નાખો.
૧૬. સઘળું કામ ધીરજ અને શાંતિથી કરો.
૧૭ શત્રુને પ્રેમથી હરાવો
૧૮ સુખનો વિચાર કરવામાં કંજુસ ન બનો.
૧૯ ગૃહસ્થનું સાચું આભુષણ નમ્રતા છે.
૨૦. પ્રેમજ પ્રભુ પ્રાપ્તિનો માર્ગ છે.
૨૧ સઘળા દુઃખનું મૂળ અસંતોષ એને દૂર કરો.



# શરણાગતા



( અનુ: ભોગીલાલ મ. પત્રી )

આ કલિયુગનું મહાભારતનું યુદ્ધ જેને પહેલું વિશ્વયુદ્ધ કહેવામાં આવે છે. તે પુરૂં થઇ ગયું હતું. ઇંગ્લેન્ડ કલાન્ત અને શિથિલ બનીને વિશ્રામ અને શાંતિભર્યા શ્વાસ લઇ રહ્યું હતું જો કે ઇંગ્લેન્ડનાં ગળામાં આ યુદ્ધની વિજયમાળા આરોપાઇ ગઇ હતી, છતાં એ મહાયુદ્ધના ખપ્પરમાં કેટલાયે રાજનીતિજ્ઞો, યુદ્ધ-કુશળ વીરો અને ચાલાક ગુપ્તચરોનાં જાન હોમાઈ ગયા હતાં. જેવી રીતે મહાભારત યુદ્ધની સમાપ્તિ બાદ યુધિષ્ઠિર સમણે હાથ દઇને હાથ દઇને ભારતના એ નરપુંગવોના મહાનાશનો વિચાર કરી રહ્યા હતા તેવી જ રીતે બ્રિટિશ સામ્રાજ્યે પણ પોતાના અણમૂલ રત્નો ખોએલા હોવાથી તે માટે પશ્ચાત્તાપ કરી રહ્યું હતું પરંતુ હવે શોક કરવાનો શો અર્થ? જે થવાનું હતું તે થઇ ગયું. સામ્રાજ્ય મેળવવાની વિકરાળ ભૂખે તો રક્ત માંસ વગેરે ચૂસી લીધું હતું.

• ઇંગ્લેન્ડના સુપ્રસિદ્ધ સ્કોટલેન્ડ યાર્ડના નેતાપણ જનરલ મનરો સાહેબ આ યુદ્ધમાં પ્રખ્યાત જર્મન જાસુસ નારી માતાહરીના ભોગ કેવી રીતે બન્યા તે વાત માર્ટીન સાહેબ ચીરૂટ પીતા પીતા પોતાના મિત્રોને કહી રહ્યા હતા.

\+ \+ \+

માર્ટીન સાહેબે ડાબા હાથમાં ચીરૂટ સળગતી રાખીને જમણા હાથે વ્હીસ્કીનો ગ્લાસ પકડીને મોમાં ગટગટાવી દીધો પછી રૂમાલથી મ્હોં સાફ કરતાં પોતાના મિત્રોને ઉદ્દેશીને કહ્યું "હાં તો તમે જનરલ મનરોની એ કહાણી સાંભળો હવે તો એ માત્ર કહાણી જ બની ગઇ છે બ્રિટનનું એ અભૂતપૂર્વ મહાબલિદાન એ હવે તો માત્ર કથા બની ગઇ છે. બ્રિટનની જ કેમ, સારી દુનિયાની મહાનમાં મહાન આહુતિ મહાનમાં મહાન વિનાશ પણ એક દિવસ કથા માત્ર બની જાય છે."

એમ કહીને થોડીવાર શોકાઇને તેમણે આગળ ચલાવ્યું. "હાં, તો એ દિવસોમાં બ્રિટન અને જર્મન વચ્ચે યુદ્ધ જામ્યું હતું: યુરોપની રક્તપિપાસા આસમાન સુધી પહોંચી હતી, જાણે કે સાક્ષાત મહાદેવ પોતાના ભયંકર ખપ્પર અને ત્રિશૂલ ધારણ કરીને આ નરસંહારના અઘોર મહાયુદ્ધના પુરોહિત બનીને બેઠા હતા. તે દિવસો મહાપ્રલયના હતા-મહાનાશના હતા."

"જનરલ મનરો તથા તેમની ઓફીસનો સ્ટાફ બ્રિટીશ સેના સુરક્ષિત રહીને જર્મન શત્રુઓ ઉપર ક્યાંથી ઘા મારવો તેની વ્યૂહરચના વિચારી રહ્યા હતા. ટેબલ પર અને જ્યાં નજર નાખો ત્યાં ઓફીસમાં આવી વ્યૂહરચનાના અનેક નકશાઓ પડ્યા હતા. મનરો સાહેબ કોઇ મહાન કાર્ય કરવામાં લીન થઇ ગયા હતા મનરો! ઓહ!! એ ઘણા જ કુશળ જનરલ હતા, અનેકવાર એમણે જર્મન સેનામાં ઘુસી જઇને ત્યાં રહી જર્મનોની એકએક ચાલ અને યોજનાની સૂચના જાણી તેની ખબર પોતાની ઓફીસમાં પહોંચાડતા હતા. એના જેવા કોઇક જ સુદક્ષ, કુશળ ગુપ્તચર પોતાનો જાન જોખમમાં નાખીને ઇંગ્લેન્ડનું તખ્ત સલામત રાખવાનો પ્રયત્ન કરે. લંડનવાસીઓ ગુલામીના બંધનો સાંખી રહે તેવા નહોતા બિચારા મનરો સાહેબ દેશની સ્વતંત્રતા ટકાવવાને માટે આવી કપરી નોકરી કરતા હતા. એમનો એ ત્યાગ, એ તપ એ સાધના કોઇ પણ સાચા દેશભક્તથી કોઇ પણ રીતે ઉતરતી કોટીની નહોતી.

તેઓ ગુપ્તચર હોવા ઉપરાંત દેશના એક સાચા સેવક પણ હતા. જનરલ મનરો તે વખતે પોતાના મુખ્ય ખંડમાં પોતાના સહકાર્યકરો સાથે બેસીને નકશો તૈયાર કરવાના કામમાં મશગુલ હતા તેવામાં હાંફતા હાંફતા ચારેક લોક માણસે બારણાની

બારણું ખખડાવ્યું. કોણ છે ? એમ પૂછતાં તેણે અંગ્રેજી ભાષામાં ઉત્તર આપ્યો. એટલે તેમણે બારણું ઉઘાડ્યું. હેટ ઉતારીને લાંબો શ્વાસ ખાતો તે માણસ અંદર દાખલ થયો. મનરો એને એ ધ્યાનથી જોઈ રહ્યા. એમની એ સ્વાભાવિક પ્રકૃતિ હતી કે જ્યારે તે વધારે ઉદ્વિગ્ન અને ઉત્સુક હોય ત્યારે તે ખૂબ જ ગંભીર બની જતા, જાણે કે ન તો તેમને કંઈ ઉત્કંઠા છે કે ન તો તેમને કંઈ ઉદ્વેગ. તે પોતાના આ અસાધારણ બળ તથા મનોવિરોધને લીધે ક્રીવઘટોસટીના કામોમાં પણ સફળ થતા હતા. તેમણે શાંતિથી ધીમે અવાજે તેને પૂછ્યું 'કેમ શું છે ?' તે ગભરાતાં ગભરાતાં બોલ્યો. 'સર સર, જર્મનની પ્રસિદ્ધ મહિલા જાસૂસ માતાહરી આપણી યોજનાઓનો ભેદ જાણવાને માટે રવાના થઈ ચૂકી છે.'

"મનરોને આ સાંભળીને કંઈ પણ ગભરાટ થયો નહિ તે ચિડાઈને બોલી ઊઠ્યા, તો શું થઈ ગયું ? એને આવવા દે. એમાં તું આટલો બધો ગભરાય છે કેમ ? જા, તું તારું કામ કરે જા "

"બીજી કોઈ પણ જાતની વ્યગ્રતા દાખવ્યા સિવાય મનરો પોતાના કાર્યમાં ફરીથી પ્રવૃત્ત થઈ ગયા. હું પણ તે વખતે ત્યાં હાજર હતો. મેં જોયું કે તેમનામાં અને તેમના સાથીઓમાં માતાહરીનું માત્ર નામ સાંભળતાં હાજા ગગડી ગયા હતાં. અપાર સૌન્દર્યવતી, પ્રકાંડ પ્રપંચ વિધાત્રી જર્મનની એ જ જાસૂસ માતાહરી ! તેના સાથીઓનો નો આત્મા કંપી ઊઠ્યો."

"દસ મિનિટ પછી કામ પૂરું થયું કે નહિ તેની મને ખબર નથી પણ મનરો સાહેબ ટેબલ ઉપરથી ઊભા થઈ ગયા, એટલે કામ બંધ થઈ ગયું મનરોએ એના નોકરને બોલાવ્યો અને વ્હીસ્કી લાવવાને કહ્યું. એકવાર ફરીથી શરાબના શીશાઓથી આખું ટેબલ ભરાઈ ગયું અને પરમ ગંભીર અને રૂક્ષ પ્રકૃતિવાળા સ્કોટલેન્ડયાર્ડના એ પ્રબળ પ્રભાવશાળી મુખ્ય જનરલ મનરોએ નાના છોકરાની માફક ગેલ કરવા માંડ્યો તેના હાસ્યથી ચારે દિશાઓ ગૂંજી ઊઠી, જાણે કે સ્વર્ગ આજે પૃથ્વી પર ઉતરી આવ્યું હતું. આ વખતે મનરો સુદ્ધાં બધી ચિન્તાઓ ભૂલી જઈને આ સ્વર્ગમાં આનંદ લૂંટવામાં લીન થઈ ગયો હતો. એ વખતે મનરોને જોઈને કોઈ એમ કહી શકે તેમ નહોતું કે એજ ખરેખર મનરો છે, જેને લંડનનો પ્રત્યેક નાગરિક સન્માનપૂર્વક નિહાળતો હતો. અત્યારે તો તે નાના બાળકની માફક ગેલ કરી રહ્યો હતો.

માર્ટીન સાહેબે થોડીવાર રોકાઈને આગળ ચલાવ્યું. "કેટલીએ બોટલો ખાલી કરી નાખ્યા બાદ મનરોએ પોતાના સાથીઓને વિદાય કર્યા. પછી તેને પોતાનું "આયરન સેફ" ખોલ્યું અને તેમાંથી એક આલબમ બહાર કાઢ્યું. એક અત્યંત સ્વરૂપવાન યુવતી તરફ તેની આંખો ધારીધારીને જોઈ રહી, અને ધીમે ધીમે તે બબડવા લાગ્યો." એજ છે જર્મનની પ્રખ્યાત જાસૂસ માતાહરીની ભુવનમોહિની મૂર્તિ. એણે જ મોટા મોટા જાસૂસોના રહસ્ય ક્ષણમાત્રમાં ખુલ્લા કરી દીધાં છે."

"સહસા એજ વખતે તેના બારણા બહાર કોઈ તરફ પડવાનો અવાજ આવ્યો. મનરો ચમકી ઊઠ્યો. ફરીથી સાવધાન થઈ હાથમાં પિસ્તોલ રાખીને અંદર રહીને બોલ્યો "કોણ છે !"

"બહારથી કાંઈતા રૂંધાએલા કંઠમાંથી નીકળતો અવાજ આવ્યો. ઇશ્વરને માટે જલદીથી બારણું ઉઘાડો."

મનરોએ અંદર રહીને જ પૂછ્યું "પણ તમે કોણ છો ? તમારો પત્તો ?"

અવાજ આવ્યો "હું એક હોટલમાં કામ કરનારી કંગાળ બાઈ છું. મારા ઉપર શંકા લાવવાનું કોઈ કારણ નથી. કૃપા કરીને બારણું ઉઘાડો ત્યાર પછી હું બધી વાત કહીશ."

મનરોએ બારણું ઉઘાડીને જોયું તો સાચે જ ફાટ્યા તૂટ્યા કપડાંથી ઢંકાએલી એક અત્યંત રૂપવતી યુવતી બારણે પડીને જોરથી હાંફી રહી હતી. તેની મારકણી આંખો ટગર ટગર તેના તરફ જોઈ રહી હતી, મનરો લાઈટનું અજવાળું તેના મ્હોં તરફ

તરફ ફેંકતાં બોલ્યો. 'તું કોને શોધે છે? તારે શું જોઇએ છે?"

તે યુવતી કાંપતી કાંપતી ઊઠી અને કંપતા સ્વરે બોલી; "હું સી. આઇ. ડી, જનરલ મી મનરોને શોધી રહી છું. શું આપ જ મી. મનરો છો?"

મનરો એકદમ સતર્ક થઇ ગયા ને બોલ્યા. "ના. હું મી. મનરો નથી. મારું નામ ફાદર વિકેટ છે. હું તો શાહી ચર્ચના પાદરીનો સેવક છું. પણ તું મનરોને કેમ શોધી રહી છે! તું કોઇ ગુપ્તચર છે!"

તે બોલી. "નારે મહાશય, હું ગુપ્તચર નથી. મેં તો આપને પ્રથમ જ કહ્યું છે તેમ હું તો એક હોટલમાં કામ કરીને મારું ગુજરાન ચલાવું છું. અને મનરો સાહેબને શોધવાનું કારણ........" તે થોડુંક રોકાઇને બોલી "ઓ પ્રિય મહાશય, હું ઠંડીથી ધ્રૂજી રહી છું. શું મને આપ આપના ગરમ ઓરડામાં લઇ જઇને મારી વાત સાંભળવા કૃપા કરશો!"

"મનરો તે સુંદર યુવતી-હોટલની નોકરને પોતાના ગરમ ખંડમાં લઇને આવ્યા. બન્ને એક અંગીઠા પાસે સામસામા બેઠા બરાબર પંદર મિનિટ પછી તે સ્વસ્થ થઇ. એણે પોતાની હેટ માથેથી નીચે ઉતારી અને તેના નાગણ જેવા વાળની લટ તેની પીઠ પાછળ આમથી તેમ ફરવા લાગી. ચંદ્રસમું તેનું મ્હોં હવે ચમકતું જતું હતું.

મનરો તેની સામે મુગ્ધનયને જોઇ રહ્યો. તે કહેવા લાગી. "હા મનરોને શોધવાનું કારણ તો એ છે કે મહાશય, હમણાં અમારી હોટલમાં ત્રણ મુસાફરો આવ્યાં છે-બે મરદ અને એક સ્ત્રી, જો કે તેમનો પોશાક, ભાષા. વ્યવહાર, શિષ્ટાચાર વગેરે તો આપણા લંડનવાસી જેવો છે પણ તેમની મુખાકૃતિ જર્મનો સાથે ખૂબ જ મળતી આવે છે. ત્રણે એક ખાલી રૂમમાં બેઠેલા હતા અને મને શરાબ લાવવાનો હુકમ તેમણે કર્યો. તેમના ઓર્ડર મુજબ મેં તેમને શરાબની બોટલો લાવી આપી એ ત્રણેએ શરાબ પીવા માંડ્યો. પહેલવહેલા તો તેમણે અંદરોઅંદર અંગ્રેજીમાં વાત કરી, પછીથી તેઓ જર્મન ભાષા બોલવા લાગ્યા. એમાંથી પેલી સ્ત્રી મને ખૂબ જ ચપળ અને રૂપવાન માલુમ પડી. શરાબ પીને તો તેઓ બેહોશ અવસ્થામાં પોતાના રૂમમાં સુવા જતા રહ્યા, પરંતુ તેમની હેન્ડબેગ ભૂલથી ત્યાં રહી ગએલી. મેં કુતૂહલતાપૂર્વક તે બેગ ઉઘાડીને જોયું તો મને તેમાંથી એક આલ્બમ મળી આવ્યું. આલ્બમના ચિત્રોને જોવા લાગી તો તેમાં આપણા દેશના બધાયે રાજનીતિજ્ઞો, દેશ-નેતાઓ, મંત્રીઓ, રાજદૂતો, સેનાધ્યક્ષો, ગુપ્તચરો વગેરેના ફોટા હતા. હું એ આલ્બમ પણ મારી સાથે લેતી આવી છું. મને એ પાકો વહેમ છે કે એ ત્રણે જણાં જરૂર જર્મનીના જાસુસો છે, આ રહ્યું તેમનું આલ્બમ."

આમ કહીને તેણે મનરોના હાથમાં આલ્બમ આપ્યું પરંતુ મનરોએ તે ન જોતાં તેને પાછું આપતાં શાંતિપૂર્વક કહ્યું. "ડીઅર મીસ, હું તો પાદરી-પ્રભુ સૃષ્ટિનો સેવક છું. રક્તપાત, વિનાશ, વિધ્વંસની વાત પણ સાંભળવી એ મારે મન મહા-પાપ છે. આ ભયાનક નરસંહાર તરફ તો હું ઘૃણાની દૃષ્ટિથી જોઉં છું. દેરી, હા, આ બધી વસ્તુ તમે જાસુસ ખાતામાં જઇને જણાવી શકો છો."

તે યુવતી ફરીથી મૃદુ અને વિનિત સ્વરમાં બોલી. "ભલા પાદરી, સાહેબ, પરંતુ હું આટલી મોડી રાતરે હવે ક્યાં જાઉં? બહાર તો કડકડતી ઠંડી પડી રહી છે. આપ મારા ઉપર દયા કરીને આજની રાત મને અહીં વિસામો મળે તેવો બંદો-બસ્ત નહિ કરી શકો?"

મનરોની તેજસ્વી દૃષ્ટિ તે યુવતી પર ફરી વળી. અત્યારે તે ગુલાબની કુમળી કળીની માફક ખીલી ઊઠી હતી

જે તેજ દૃષ્ટિની સામે મેદાનમાં મહાન વીર ગંભીર લોકો પણ હારી બેસતા હતા તે તેજસ્વી મનરોની આંખો આ યુવતી ઉપર કંઇ પણ પ્રભાવ પાડી શકી નહી તે તો હેટ ઉતારીને શાંતિથી બેઠી

રહી હતી મનરો કેટલીક પળ સુધી મૌન રહ્યો પછીથી બોલ્યો, "ભલી મીસ, મારા ઘરમાં કોઇ નથી. એટલે તારું એકલું રહેવું એ ઉચિત નથી."

તે તરત જ બોલી ઉઠી, "મારા ભલા પાદરી, એ હું જાણું છું મને વિશ્વાસ છે કે આપ જેવા ધર્મગુરૂના સંરક્ષણમાં મારા નારીત્વનું જરૂર રક્ષણ થશે."

મનરોએ ઉત્તરે "સારું" કહીને પોતાનો એક ખાલી ખંડ તેને બતાવ્યો તે ત્યાં જઇને સુઇ રહી. ત્યારબાદ મનરો પોતાના ખાસ ખંડમાં આવ્યા અને ફોન ઉઠાવીને ઓફીસના ફોન સાથે જોડયો, "રોયલ હોટલના મેનેજર સાહેબને મળીને પૂછો કે તેમની હોટલમાં આજે બે પુરુષો અને એક સ્ત્રી રહેવા આવેલાં છે કે કેમ અને આવેલા હોય તો તેમના ઉપર ગુપ્ત પહેરો ગોઠવી દો. સાવધાન તાકીદે આ કામ પતાવીને મને ખબર આપો" ત્યાર પછી તે મોટી બ્યગ્રતાથી ઉત્તરની રાહ જોવા લગ્યા. પંદરેક મિનિટ પછી તે એક કબાટ પાસે પહોંચ્યા અને તેમાંથી એક શીશો બહાર કાઢયો. એક પેગ, બે પેગ, આઠ દસ પેગ પીધા, છતાં પણ તેમને શાંતિ થઇ નહી. હવે તે બોટલ ઉપર બોટલ ખાલી કરવા લાગ્યા"

એમ કહેતા કહેતાં માર્ટીન સાહેબ સહસા રોકાઇ ગયા થોડી વાર પછી તે ભગ્ન હૃદય કરીને ધીમેથી બોલ્યા "સાંભળો સાહેબો, હું તો કહેતો હતો અને હજી પણ કહું છું કે મારો જેવો સુદક્ષ, સુચતુર અને જાગૃત આદમી પણ અહી ભૂલ ખાઈ ગયો. એણે આમ વધારે શરાબ પીને ભાન ગુમાવવું જોઇતું નહોતું પરંતુ બિચારા સ્વર્ગીય મારા સાહેબના હવે શા માટે દોષ કાઢું? એ તો સમયની બલિહારી છે સાહેબો? અસ્તુ, ગી. મનરો નશામાં ચકચૂર બની ગયાં બિલકુલ ઉન્મત! ત્યાર પછી નશામાં ને નશામાં તે લાગીને પોતાની શરણાગતા યુવતીના ખંડમાં ઘુસી ગયાં અત્યારે તે રૂપરૂપના અંબારસમી જાદુઇ પૂતળીની માફક પલંગમાં વિચિત્ર હાલતમાં સુઇ રહી હતી. સુરાથી પણ તીવ્ર અને ઉત્તેજક સુંદરીનું મનોહર રૂપ! મનરો આ શરણાગત યુવતીની કંચનવર્ણી કાયા ઉપર મુગ્ધ બની ગયાં. યુવતી ચમકી ઊઠી ને ગભરાએલા હૃદયથી તેને જનરલને પોતાની સોડમાં ખેંચ્યો. મનરો અત્યારે ગુપ્તચર વિભાગનો જનરલ નહોતો પણ એ નિતાન્ત સરળ, ભાવુક પ્રેમી બની ગયો હતો. તે બોલ્યો, "મારી પ્રિય મીસ, ઓહ, તમે ખરેખર ખુબ જ સુંદર દીપી રહ્યાં છો!!"

પોતાની મતવાલી આંખોથી મનરોને પ્રમત્ત બનાવતાં તે બોલી, "મારા પ્યારા પાદરી, તમે પણ કયાં ઓછા સુંદર છો! તમારા હૃદય સાથે બાથ ભીડતાં મને આજે સ્વર્ગથી પણ અધિક આનંદ થઈ રહ્યો છે,"

"મનરો ત્યાં કયાં સુધી રહ્યા તેની-મને ખબર નથી, હા, ચોક્કસ તો અવશ્ય થયું કે એ અર્ધરાત્રિથી પેલી શરણાગતા યુવતી તેના હૃદયરાજ્યની રાણી બની ગઈ."

"પરન્તુ એ દિવસથી આખું ઈંગ્લાંડ અવાક, હતપ્રાન અને બેચેન બની ગયું. મનરોની વ્યુહરચના એકેએક ગુપ્ત ભેદની શત્રુને ખબર પડી જવા લાગી, અને તેથી મહાનમાં મહાન શુરવીર સૈનિકો રણક્ષેત્રમાં ખપી ગયાં. એની વ્યુહરચનાનો મહાન પરાજય થયો જ્યાં ત્યાં મનરોની નિંદા થવા લાગી મનરોનું માથું એ સાંભળીને ફરી ગયું અને એ વાતનું આશ્ચર્ય થયું હતું કે એણે ઘડેલી બધી ગુપ્ત યોજના શત્રુ કયાંથી જાણી જાય છે! એક દિવસે મનરો થાકેલા પાકેલા પોતાના ખંડમાં એકલા સુઈ રહ્યા હતા. એ દિવસે તેમણે ભોજન તો શું ચાહ પણ પીધી નહોતી. તેમની આ શરણાગતા યુવતીએ તેને ખાવા માટે ખુબ જ આગ્રહ કર્યો પરંતુ મનરો કંઈ પણ ખાધા પીધા વગર શુન્યમન સુઈ રહ્યો.

"રાત્રિના બે વાગ્યા હતા તે સફાળો જાગી ઊઠયો. કોઈનો ફોન ઉપર વાત કરવાનો અવાજ તેના સરવા કાન ઉપર અથડાયો તે ચમકી ઊઠયો. બિલ્લી પગે તે ફોનના ખંડના બારણા સુધી પહોંચ્યો. ત્યાં તેણે જે જોયું તેનાથી તેનું લોહી ઠંડું થઈ ગયું. તેણે ઘરમાં રાખેલી એ શરણાગતી યુવતી કોઈને ફોનમાં કહી રહી હતી "ઠીક છે, હું આવતી કાલે અહીંથી ચાલી નીકળીશ, અહીંનું મારુ બધુંયે કામ પુરું થઈ ગયું છે. મૂર્ખ મનરો હજી એમ સમજી રહ્યો છે કે હું હજી સુધી તેને પાદરી જ સમજી રહી છું. એની એ ધારણા મને ફતેહ અપાવવામાં ઘણી મદદરૂપ થઈ રહી છે. અને એક બીજી પણ ખુશ ખબર કહેવાની છે. તેની ગુપ્ત વ્યુહરચના બહાર પડી જવાથી એ એટલો બધો ઢીલો થઈ ગયો છે કે વખતે એક બે દિવસમાં તેનું મૃત્યુ પણ થઈ જાય. એ દિવસ વહેલો આવે કે જ્યારે હું એ અભાગીને કબ્રસ્તાન સુધી પહોંચાડવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરું. તમે બધા હજી પણ સાવધાન રહેજો."

દાંત પીસીને વિકટ ચિત્કાર કરીને ભૂખ્યા વાઘની માફક મનરો પોતાની એ પ્રિય શરણાગતા ઉપર તૂટી પડયો. અને તેને ભોંય પર પછાડીને તેની છાતી પર ચઢી બેઠો. અત્યારે તે પોતે કરેલી ગંભીર ભૂલનું જાણે પ્રાયશ્ચિત કરી રહ્યો હતો. પરંતુ મનરોએ જ્યારે પોતાની આ શરણાગતા પ્રેયસીને મારી નાંખવાને માટે તેનું ગળું દબાવ્યું ત્યારે તેણે ટપ દઈને પોતાની પિસ્તોલ મનરોના માથા સામે ધરી દીધી જેની સાથે દરરોજ પોતે સ્વર્ગથી પણ અધિક આનંદ ભોગવતી હતી, અને જેને પોતાનો અનન્ય પ્રેમી માન્યો હતો, તે જોઈને તેની સામે પિસ્તોલ તાકતા રહેજ પણ કંપ થયો નહી. મનરો પાસે એ વખતે પિસ્તોલ હતી નહી એટલે લાચારીથી તે એ શરણાગતા યુવતીની છાતી પરથી ઉઠયા. એક હાથે પિસ્તોલ તાકતી તે પલંગમાંથી ઉઠી અને ધીમે ધીમે ખંડમાંથી બહાર નીકળી ગઈ અને મનરો પોતાના બે હાથ ઊંચા રાખીને તેને નજર સામેથી સરકી જતી જોઈ રહ્યા.

મનરો પોતાની ભયંકર ભુલ અને ઘૃણિત પરાજયથી એટલો બધો ખીન્ન થઈ ગયો કે એ માયાવીની જર્મન જાસુસ માતાહરીને ગિરફતાર કરવાને બદલે પોતે જ પોતાના માથા ઉપર પિસ્તોલની ગોળી મારીને આ દુનિયાનો ત્યાગ કર્યો.

બસ આ છે ઇંગ્લેન્ડના એ તેજપુંજ ગુપ્તચર વિભાગના જનરલ મનરોના આત્મત્યાગની કરૂણ કહાણી"

માર્ટીન સાહેબે આમ કહીને એક ઉન્હો નિઃશ્વાસ નાંખ્યોઃ તેમના મિત્રો પણ આ સાંભળીને ભગ્ન હૃદયી બની ગયાં.

(હિન્દી ઉપરથી)



# હિંદુ કોડ બીલ

[ લેખક : ઈન્દ્રવદન નરોતમદાસ દેસાઇ ]

હિન્દુસ્તાનમાં મનુસ્મૃતિ રચાયાને લગભગ દશ પંદર હજાર વરસો તો સહેજે પસાર થઇ ગયા હશે અસલ મનુસ્મૃતિમાંથી આજે જે રીતનું હિન્દુ જીવન અને ધારાધોરણ થઇ ગયું છે તેમાં સાપ ગયાને લીસોટા રહ્યા જેવું બની ગયું છે, અથવા પોથીમાંના રીંગણ જેવી સ્થિતિ વર્તાઇ રહી છે હિન્દુસ્તાન અને હિન્દુ ધર્મની સ્થિતિ અને નીતિ રીતિમાં મુળ ફેરફાર થઇ ગયો છે. આ ફેરફાર સંજોગોએ. માનસિક સંજોગોએ અમર કુદરતી સંજોગોએ પણ સર્જ્યો છે. ઊંડો વિચાર કરતાં આ સત્યનું સહુને દર્શન થશે ઉપર જણાવ્યા વિચારો કરી માત્ર વિરોધ ખાતર વિરોધ કરવામાં કંઇ શુકરવાર નહિ વળે. અમુક હજાર વર્ષો પસાર થયા પછી ઘણી ખરી બાબતોમાં ફેરફાર થરો જોઇએ; અને કાયદા બદલાવા જોઇએ. આ કાંઇ કુદરતનું ભૌગોલિક સ્વરૂપ નથી કે પ્રકૃતિ બદલે ત્યારે જ બદલાય. મનુષ્યો સ્થાપિત અને મનુષ્યો રચિત શાસ્ત્રો અને સ્મૃતિઓમાં ફેરફાર થવા જ જોઇએ. કાંઇ હજારો કે લાખ્ખો વરસો સુધી મનુસ્મૃતિએ જ કાયમ રહેવું જોઇએ અને જનતાએ એ જ પ્રમાણે ચાલવું ને વર્તવું જોઇએ; એવો કાંઇ મુદ્દાલેખ કોઇએ લખી આપ્યો નથી. પછી અત્યારે આ બીલ સામે ઉહાપોહ અને ખોટો વિરોધ શા માટે ?

ભગવાન મનુ બ્રાહ્મણ શ્રેષ્ઠ હતા, અને કદાચ ક્ષત્રિય શ્રેષ્ઠ પણ હતા. દિર્ઘદષ્ટિ વાપરી તેમણે કદાચ સ્મૃતિ રચી, અને એ પ્રમાણે માનવ સમાજ, વર્ણાશ્રમ ધર્મ વગેરેનું સ્થાપન થયું આપણે ઘણાં વરસોથી જોતા આવ્યા છીએ કે એ સ્મૃતિને આધાર જ હિન્દુસ્તાનની લગભગ બધી જ સ્ત્રીઓને કચરવામાં આવી છે લગ્ન, પૂનર્લગ્ન, છુટાછેડા વંશાનુગત હક્કો, વારસા હક્કો. વગેરેમાં સ્ત્રીઓને માત્ર ગાયની જેમ પુરુષ દોરે તેમ દોરાવા કરવાનું હતું. દેખામાં આવે છે કે પુરુષોની પાછળ તો મનુસ્મૃતિ છે, જ્યારે સ્ત્રીઓની પાછળ ?

આજે આ અમુલ્ય તક મળી છે, મનુસ્મૃતિને બદલવાની, ત્યારે કોઇ વિરોધ કરશો નહિ આજે, આજ સુધી લદાયેલા અમાનુષિ ત્રાસમાંથી છુટવાની અદ્‌ભુત પળ સાંપડી છે ત્યારે કોઇ સામે થશો નહિ. આજે જ્યારે આઝાદ હિન્દુસ્તાનમાં શાસ્ત્રોના વચનો અને ત્રાસથી પ્રજા ત્રાસી ગઇ હતી, ત્યારે નવા કાયદાના અમલ વખતે કોઇ આડા ઊભા રહેશો નહિ. બદલવું એ કુદરતી નિયમ છે. પ્રકૃતિનો સ્વભાવ સમયે સમયે બદલાવાયાં છે, ત્યારે આ મનુસ્મૃતિમાં થતા ફેરફાર ને કોઇ અવગણશો નહિ.

પછાત વર્ગના કહેવાતા પ્રતિનિધિ રૂપ ડૉ. આંબેડકર આ સ્મૃતિના ઘડવૈયા છે. છતાં આ કાયદા ઘડવા પાછળ પંડિત જવાહરલાલે અને સરદાર સાહેબે જહેમત નથી લીધી એમ માનવાને કારણ નથી, પંડિતજી બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. અને સરદાર સાહેબ વૈશ્ય શ્રેષ્ઠ કે જેનામાં ક્ષત્રિય ગુણો પણ ભારોભાર લદાયા છે એટલે જે કાયદાઓ થાય છે, તે હિન્દુસ્તાનના ભાવિ છે દિર્ઘદષ્ટિથી જોયા પછી, આખી કેબિનેટમાં વિચારાયા પછી જ બહાર પડે છે. એટલે એમ માનવાને કારણ નથી કે આ હિન્દુ કોડથી હિન્દુ લોકો રસાતળમાં જશે.

હિન્દુ જનતાએ જાતે રસાતાળમાં જવામાં કોઇ બાકી રાખી નથી. આજ સુધી શાસ્ત્રોને બહાને અગર બીજાની અજ્ઞાનતાના લોભે હિન્દુઓએ મહા ત્રાસ ફેલાવી દીધો હતો હિન્દુનો નારીસમાજ અધોગતિની ખીણમાં ખદબદતો હતો. અંગ્રેજોના રાજ્યે અને પૂજ્ય ગાંધીજીના સુપ્રયત્ને આપણે જાગૃતિમાં આવ્યા, આ 'હિન્દુ કોડ"એ જાગૃતિનું પરિણામ છે. એટલે આ આવેલી જાગૃતિને અંધકારમાં ફેલાવવાનું કામ હિન્દુસમાજ આદરશે તો હિન્દુ નારીને તકદીરે આંસુ સિવાય બીજુ કાંઇ રહેવાનું નથી. માટે જ્યાં ત્યાં જે વિરોધનો ખોટો

સુર ગાયો છે તે દર્શાવવામાં જ સાર છે. આવા વિરોધીઓથી જનતાએ ચેતવાની ખાસ જરૂર છે.

હિન્દુ માનસ જે જૂના સિદ્ધાંતની જડો પોતાના દિમાગમાં ઘાલીને જીવે છે તે તેણે ફગાવ્યા વગર હવે છુટકો નથી. કાં તો જુનાને સુધારો કાં તો જુનાને સમૂળગુ ફેંકી દો, આપણે જ્ઞાતિઓના અમાનુષી કાયદા અને ત્રાસને તોડવા ઠેરઠેર યુવક મંડળો સ્થાપ્યા હતા, જ્ઞાતિ આગેવાનો અને શેઠના જુલમોથી નાસી જઈને જ્ઞાતિ પાસે નિવાહરણના કાગળો ધડવા પડયા હતાં. આપણા એવા કૃત્યનું 'હિન્દુ કોડબીલ' છે, જે પસાર થયા પછી પણ નહિ ફાવતા બદલી કે બદલાવી શકય છે: હજારોને લાખો વરસોની જૂની થઈ ગયેલી મનુસ્મૃતિને બદલવાની જરૂર છે જ.

હમણાંજ પ્રાથમિક કેળવણી પરિષદમાં હરિજન આશ્રમ ખાતે કાકાસાહેબ કાલેલકરે આ કોડ બીલનો ઉલ્લેખ કર્યો હતો, અને કહ્યું હતું કે "સમય એવો સુન્દર આવ્યો છે, અને હિન્દુસ્તાનનું સુનસીબ છે કે બ્રાહ્મણોને બદલે આજે હરિજન ડૉ. આંબેડકર સ્મૃતિ રચવા બેઠા છે. આ ફેરફાર મહાત્મા ગાંધીજીને આભારી છે, કે જેમણે હિન્દુસ્તાનની સુરત ફેરવી નાંખી, ગુલામીમાંથી આઝાદી અને આઝાદીમાંથી સંસ્કૃતિની રાહે હિન્દુસ્તાનને લાવવાનું કામ કર્યું છે. આવા દલિતોના પ્રતિનિધિ ડૉ. આંબેડકર આ કાયદાના ઘડવૈયા છે એટલું હિન્દુસ્તાન ભાગ્યશાળી છે." આજે બ્રાહ્મણોમાં બ્રાહ્મણ પણ રહ્યું નથી ત્યારે તેમણે દિમાગને ઊંચે રાખવાની જરૂર નથી. આજે ક્ષત્રિઓમાં ક્ષત્રિયપણું નથી રહ્યું ત્યારે તેમણે મગજનો કાબુ ગુમાવવાની જરૂર નથી. આજે વૈશ્યોમાં વૈશ્ય પણ રહ્યું નથી ત્યારે વૈશ્યોએ ખોટા તોરમાં જીવવાની જરૂર નથી. અને જ્યારે શૂદ્રોમાં શુદ્ર પણું રહ્યું નથી ત્યારે તમો શુદ્રો છો' એમ ખોટીરીતે તેમને કશું જ કહેવાની કે કરાવવાની જરૂર નથી.

એટલે કાલે શ્રેણીને આ સમાજ અને આ વર્ણાશ્રમધર્મમાં પણ ફેરફાર આપ મેળેજ થઈ રહ્યા છે ત્યારે જૂનાને પકડી રાખવાની જરૂર નથી.

આ મનુસ્મૃતિ રચિત હિન્દુ કાયદા કાનુનોમાં ગાબડુ પાડવાનુ પહેલું કામ રાજા રામમોહનરાયે હાથમાં લીધું હતું, પછી તેમાં સ્વામી, દયાનંદ સરસ્વતી, સ્વામી નારાયણ, વીર કવિ નર્મદ, ન્યાયમૂર્તિ રાનડે, ઉમેરાયા સ્વામી વિવેકાનંદ અને લોકમાન્ય તિલકે તેમાં સબળતા આપી મહાત્મા ગાંધીજી, શ્રીમતી સરોજિની નાયડુ સ્વ. મહિપતરામ, રૂપરામ, શ્રી કનૈયાલાલ મુનશી અને આ બધાયના અનુયાયી રૂપે આખી ગાંધી વાદી સમાજ તેમાં ઉમેરાયો; અને એ બધાયના સાર રૂપ આઝાદ સરકારે આ જૂના સ્મૃતિ અને જીવનપ્રેરક કાયદાઓને સુધારવાનું કામ હાથમાં લીધું છે ત્યારે વિરોધ કરવો નકામો છે.

ડૉ. આંબેડકર હરિજન છે, કાયદા જ કાનુનોના અભ્યાસી છે. આજે હિન્દ સરકારના પ્રધાનપદે બિરાજે છે. ઘણો એવા વિદ્વાન ઓગોનો આ કાયદા ઘડવામાં હાથ છે. આ કાયદાને પંડિત જવાહર અને સરદાર સાથ છે. નવલોહિયા જુવાન નરનારીના સુખનું એમાં પ્રતિબિંબ છે. વિરોધ કરી તમે હિન્દુસ્તાનને તર્કાગાર અને અંધકારમાંથી બચાવી શકવાના નથી. માટે ઘડાતા કાયદાઓને સાથ આપો. નવી સસ્કૃતિને—જન્મ પામતી નવી સંસ્કૃતિ ને જીવનમાં ઉતારો. ગુલામી ગઈ છે આઝાદ હિન્દુસ્તાનને અનુરૂપ બનો; અને નવા કાયદાને સાથ આપી આપણું જીવન સત્ય, ન્યાય અને સામાજિક પણે સુધારો એટલું પ્રાર્થી વિરમું છું.

(ર)

---

## તમોને આ માસિક પત્ર ગમે છે?

### તો.......આજેજ ગ્રાહક થવા લખો

# સતીત્વનું બલિદાન....

અનુ : હસમુખ જી. ટીમાણીયા

કડકડતી ઠંડીના દિવસો હતા. ઠંડો પવન તીરની પેઠે માનવીઓના દેહને ભેદી રહ્યો હતો. અકબર બાદશાહ પોતાના મહેલમાં બેઠો છે. બીરબલે અકબરને પ્રાર્થના કરી કે "તાનસેનને દિપક રાગ ગવરાવે. અકબરે તુર્ત આજ્ઞા આપી પરંતુ તાનસેને અનિચ્છા બતાવી પરંતુ બાદશાહની સામે તો કાંઈ કહી નજ શકાય. અનિચ્છાએ પણ તેણે દીપક રાગ ગાયો. રાજમહેલમાં ગરમી છવાઈ ગઈ તાનસેન પણ અન્તર્જ્વાલાથી બળવા લાગ્યો.

પાણી પાણીનો પોકાર કરવા લાગ્યો. તેની બળતરા મટી નહિ. તેનું શરીર એકદમ બગડવા લાગ્યું.

પછી તો તે અકબર બાદશાહની રજા લઈ ગુજરાતમાં સાબરમતીના કિનારા ઉપર આવ્યો. એ દિવસો રાજકીય દ્રષ્ટિએ ભયંકર હતા. ગુજરાત ઉપર મોગલોની દૃષ્ટિ હતી. ગુજરાતી ઉપર આક્રમણ કરવાને તેઓ લાગ જોતા હતા. સારાએ ગુજરાતમાં તેની બીક હતી. હિંદુ સ્ત્રીઓ સૂર્યોદય પહેલાં નદી તટેથી પાણી ભરી લેતા.

એક દિવસ બે બહેનો સાબરમતીના તટ પર જળ ભરવા ગઈ. મોટી બહેનનું નામ 'તાની હતું' નાની બહેનનું નામ 'નાની' હતું બન્નેએ તાનસેનને જોયો. તુર્તજ તાની એકદમ બોલી ઊઠી

"અરે ! એ તો દિપક રાગથી બાળતો લાગે છે."

તાનસેનના કર્ણોએ આ અવાજ ઝીલી લીધો. તેનુ મન આશાથી બંધાઈ ગયું સફાળો એ દોડયો બન્નેએ બહેનો પાસે અને પોતાની વિતક કહી. પહેલાતો બન્ને બહેનો જરા ગભરાઈ ગઈ. પરંતુ તાનસેનની અત્યંત વિવશ હાલતમાં જોઈ તેને કાંઈક અનુકંપા ઉપજી અને પોતાને ઘેર લઈ ગઈ. નાનીએ પોતાના ઘરે મધુર સ્વરથી 'મેઘરાગ' ગાયો. તાનસેનની અન્તર્જ્વાલા મટી ગઈ. એ પૂર્ણ તંદુરસ્તી થઈ ગયો. પ્રેમ-ભક્તિના પ્રેમનું રોપણ કરી આ બીના ગુપ્ત રાખવાનું કહી તે દિલ્હી ચાલ્યો ગયો.

તાનસેનને તંદુરસ્ત જોઈ અકબર બહુજ પ્રસન્ન થયો. હવે બાદશાહને 'મેઘરાગ' સાંભળવાની પ્રબળ ઇચ્છા જન્મી તાનસેનને ઘણી વિનવણી કરી. પરંતુ રાજ હઠ પાસે બધું વ્યર્થ ગયું આથી તે બાદશાહને લઈ સાબરતીના તટ પર આવ્યો. સમય થયો અને પેલી બન્ને બહેનો માટીના પાત્રો લઈ જળ ભરવા નદી કિનારા પર આવી, તેમની દૃષ્ટિ તાનસેન ઉપર પડી. અને સાથે અકબર છે એમ અનુમાની લીધું. તેમને મનમાં તાનસેન પર ઘણોજ રોષ થયો. પરંતુ એ વખત તો તેણે તે સમાવી દીધો.

અકબર દોડીને ત્યાં આવ્યો અને શિર નમાવી બોલ્યો ' રે દેવીઓ મને ' મેઘરાગ ' સુણાવો."

સમ્રાટ અકબરની વિંનતિ તે ન ઉલ્લંઘી શકી. પરંતુ પોતાના હૃદયનો નિર્ણય કરી બાદશાહની વિનંતિનો સ્વીકાર કર્યો મહેફિલમાં તેણે મેઘરાગ ગાયો. અકબર અત્યંત પ્રસન્ન થયો. બન્નેના પતિના નામ ઉપર જાગીર પણ લીખી આપી.

તાની-નાની સંગીતની રાણીઓ ન હતી પરંતુ એ પરમ સતીઓ હતી. સતીત્વનાં રક્ષણ ખાતર બન્નેએ પોતાની કમરમાં કટાર છુપાવી હતી.

અકબરની સામેથી જતી વેળા બન્ને સતીઓએ પોતાની કટારો બહાર કાઢી.

બન્નેની કટારો એકી સાથે ચમકી ગઈ અને પરસ્પર એકની કટારે બીજાનું મસ્તક ધરતીને ખોળે ધરી દીધું. લોહીની ધારા છૂટી. ચારે તરફ હાહાકાર મચી ગયો. તાનસેને આ જોયું અને જમીન પર પટકાઈ મૂર્છિત બની ગયો. વિશ્વની અલભ્ય વિભૂતી તેણે આજે ગુમાવી હતી તેનું હૈયું કમકમી રહ્યું હતું

તાની-નાનીના પતિ આવ્યા. અકબરે તેમની સામે પોતાનું શિર નમાવ્યું. બન્નેએ પોતપોતાના પતિને પત્ર લખ્યો હતો. ઘરેથી નીકળતા પહેલાં બન્નેના પ્રાણત્યાગનો પણ નિશ્ચય હતો.

" પ્રાણનાથ ! વિવશ થઈ આજે સમ્રાટ અકબરની મિજલસમાં અમારે ગાવાની ફરજ પડી છે. અમે પવિત્ર છીએ. અમારું સતીત્વ અખંડ છે. બાદ-

શાહે પોતાની પુત્રી સાથે છાજે તેવી વર્તણુંક કરી છે છતાં પણ અમે પતિવ્રતા ધર્મમાં એક અંગથી ભ્રષ્ટ થયા છીએ. આપના પવિત્ર અંગ માટે હવે અમે લાયક નથી રહ્યા. આથી અમારા અધમ શરીરનો ત્યાગ કરવો અમે ઉચિત માન્યો છે. સ્વર્ગ લોકમાં પણ અમે તમારી પ્રતિક્ષા કરશું.

લી.

તમારી ચરણ સેવિકાઓ

......તાની...નાની.

* *

એ બન્ને પવિત્ર નારીઓની સ્મૃતિમાં ત્યાં "સંગીત મંદિર" સ્થાપવામાં આવ્યું હતું. આટ આટલા વર્ષોના વાયરા વાય ગયા છતાં પણ 'એલીસ બ્રિજ'ની પાસે હજી ખંડેર અવસ્થામાં મોજુદ છે. તાનસેન તાની અને નાનીને પોતાના સ્મૃતિ પટ પરથી કદી ભૂલી ન શક્યો. પોતાની એ બન્ને ધર્મ ભગિનીઓની હંમેશની યાદ ખાતર જ્યાં સ્વરમાં "ૐ" નો પ્રયોગ થતો હતો ત્યાં "તોમ તાના નામા...યા તો-મ-તા-ના-નાના" નો પ્રયોગ શરૂ કર્યો. હજીએ આ પ્રયોગ પ્રચલિત છે.

ક્યાં એ પવિત્રતા અને પતિવ્રતા ધર્મ ખાતર સ્વહસ્તે કટાર ભોંકી મૃત્યુને ભેટનાર નારીઓ અને ક્યાં આજની શોખ અને કલાના નામ પર પૈસા ખાતર સ્વેચ્છાએ ગાતી-નાચતી નારીઓ! ક્યાં એ આદર્શ બલિદાન!!

ઘર અને કુટુંબ તરફની શાંતિ મળશે પ્રજા તરફની પીડા રખાવે સ્ત્રીની તબીયત સામાન્ય સારી રહે નોકરી ધંધામાં સફળતા મળે નવીન સાહસ કરવું નહીં, ખાસ લાભ મળે નહીં. ખર્ચ સામાન્ય સારા માર્ગે કરાવે.

આ રાશીની બ્હેનોની તબીયત સામાન્ય સારી રહે ઘર અને કુટુંબની ચીંતા રખાવે નહીં પ્રજા તરફની તકલીફ રહેશે પતીની તબીયત સારી રખાવે નોકરી ધંધો કરતી બ્હેનો માટે સફળતા છે. નવીન સંબંધો કરવા નહીં, કારણકે સંબંધીઓથી લાભ નથી. ખર્ચ સામાન્ય રીતે વિશેષ કરાવે.

૧૦ મકર:-(ખ-જ):-આ માસમાં શરીર સારૂં રહેશે આર્થીક મુશ્કેલીઓ ચાલુ રહે નવીન સાહસ કરવું નહીં ઘર અને કુટુંબ તરફની સામાન્ય ચીંતા રહે પ્રજા તરફનું સુખ મળે શત્રુઓ ફાવે નહીં સ્ત્રીનું શરીર સારૂં રહેશે નોકરી ધંધામાં સામાન્ય તકલીફ નડે મીત્રો અને સંબંધીઓ તરફથી ખાસ લાભ નથી ખર્ચ સારા માર્ગે સામાન્ય કરાવે.

આ રાશીની બ્હેનોની તબીયત સારી રહે કુટુંબ તરફની ગુપ્ત ચીંતા રખાવે પ્રજા તરફની શાંતી રહે પતીની તબીયત સારી રાખશે નોકરી ધંધો કરતી બ્હેનોએ કામકાજમાં કાળજી રાખવી મીત્રો અને સંબંધીઓ સાથે સામાન્ય હેણું છે ખર્ચ સારા રસ્તે થશે.

(૧૧) કુંભ -(શ-ગ-સ):-આ માસમાં તબીયત એકંદર સામાન્ય સારી રહેશે, પરંતુ ગુપ્ત માનસિક ચીંતા રખાવે સુખ મળશે પ્રજા તરફથી પણ શાંતી અપાવે સ્ત્રીની તબીયત સામાન્ય નરમ રહે નોકરી ધંધામાં ખાસ લાભ નથી મીત્રો અને સંબંધીઓ વડે સામાન્ય લાભ મળે ખર્ચ સારા માર્ગે વિશેષ રહે.

આ રાશીની બ્હેનોની તબીયત નાજુક રહે ઘર અને કુટુંબ તરફથી સુખ અને સંતોષ રહેશે પ્રજા તરફની પણ ખાસ તકલીફ નથી પતીની તબીયત સામાન્ય રહેશે, પરંતુ પતી સંબંધી ચીંતા રખાવે નોકરી ધંધો કરતી બ્હેનો માટે તકલીફ નથી સગાં સબંધી હેણું સારૂં છે ખર્ચ સારા માર્ગે વિશેષ થાય.

(૧૨) મીન:-(દ-ચ-ઝ-થ):-આ માસમાં તબીયત એકંદર સારી રહે આર્થીક સંજોગો સુધરશે નહીં ઘર તરફની શાંતી રહેશે પ્રજા તરફથી સંતોષ રાખે શત્રુઓ ફાવે નહીં સ્ત્રીની તબીયત સારી રાખશે નોકરી ધંધામાં સફળતા મળે ઉચ્ચ વર્ગથી સામાન્ય લાભ મળે ખર્ચ સામાન્ય ખોટા માર્ગે થશે.

આ રાશીની બ્હેનોની તબીયત સારી રહેશે કુટુંબ તરફથી સંતોષ મળશે પ્રજા તરફની શાંતી મળે પતીની તબીયત સારી રહે નોકરી ધંધામાં યશ મળે સગાં સંબંધી હેણું સારૂં રહેશે ખર્ચ સામાન્ય ખોટા માર્ગે થશે.

ઉપર મુજબ આ માસનું બધી રાશીવાળી વ્યક્તિઓનું સામાન્ય માર્ગદર્શન કર્યું છે તેમ છતાં વ્યક્તિગત ગ્રહોના બળાબળ ફેરફાર જરૂર હોઈ શકે, તો વાંચકોએ તેને સામાન્ય 'માર્ગદર્શન તરીકે જ રાખીને વર્તવા નમ્ર વિનંતિ છે.

# ટીડો જોશી

ગતાંક પૃ. ૧૦૬ થી આગળ

જેમાં ટીડા જોશી દરેકને કોઇ પણ પ્રસંગોમાં એકજ સલાહ આપે છે કે.....

"લે પાશેર નેપાળો, અને ઉપર લે અડધો શેર દહીં"

હતો. ઉપરની વાત સાંભળીને હરખભેર પોતાના રાજાને ખબર આપવા દોડયા. થોડીવારમાંજ તેઓ પોતાની છાવણીમાં આવી પહોંચ્યા. રાજા તેમના આગમનની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. રાજાએ પુછયું કે સત્વર કહો, જોશી રાજની શું સલાહ છે! જાસુસોએ કહ્યું કે, "લે પાશેર નેપાળો અને ઉપર લે અડધો શેર દહીં." રાજા આ વાત સાંભળી આશ્ચર્ય ચકિત થઇ વિચારમાં પડયો. જાસુસે કહ્યું કે મહારાજ આ બાબતમાં વિચાર કરવાની જરૂર નથી. કેમકે સમય થોડો છે. અને દુશ્મનના માણસો જંગલમાંથી નેપાળો લઇ જાય તે પહેલાં આપણે આપણા માણસોને મોકલી લે બધો નેપાળાનો જથો મંગાવી લેવો જોઇએ. અને આપણા લશ્કરને તેના પહેલાં પીવડાવી દેવો જોઇએ. એટલે દુશ્મનને નેપાળો હાથ આવેજ નહિ, અને અંતે નક્કી તે હારી જશે. રાજા આ તરકીબથી ઘણો ખુશ થયો અને હુકમ આપ્યો કે મારતે ઘોડે જઇ જંગલમાંથી નેપાળો લાવી હાજર કરો. ઉતાવળે જંગલનો નેપાળાનો જથો દુશ્મનો લાવ્યા અને તાબડતોબ વાટી કુટી બધા લશ્કરો, સંગાથે પી ગયા પીતાંની સાથેજ ઝાડાના ગાત્રો ગળી ગયાં, અને લડી શકે તે હાલતમાં ન રહ્યા. વિજળી વેગે આ ખબર વેજલના લશ્કરની હાલત ના પાસાદાર થઇ ચૂકી હતી તરતજ તેણે પોતાના સેના પતિને મોકલી દુશ્મનને શરણે થવા જણાવ્યું. દુશ્મન રાજા પોતાના લશ્કરની હાલત નબળી જોતાં શરણે થયો અને રાજાને ન ધારેલો વિજય પ્રાપ્ત થયો રાજા તેમજ સમસ્ત પ્રજા

ભાગ્ય જ્યારે રીઝે છે, ત્યારે એક પામર મનુષ્યને પણ હિમાલયના શીખર પર બેસાડી શકે છે. તેને કીર્તિના ઝુલે ઝુલાવે છે.

ટીડા જોશીની બુદ્ધિ પર આફ્રીન થઇ ગયા ટીડા જોશીથી કીર્તિનો વિજય ધ્વજ ઘણોજ ઉંચે ગયો. કેમકે રાજાએ ખાજથી તેને પોતાનો દિવાન બનાવ્યો. આરીતે જોશી રાજને કીર્તિ અને કલદાર બન્ને ન ધારેલી રીતે એકી સાથે મળ્યાં, અને ભાગ્ય દેવીને કૃપાથી ઉત્તરોતર તેની ચઢતીજ કળા થઇ, માટે ટુંકમા કહેવાનું કે ભાગ્ય જ્યારે રીઝે છે ત્યારે એક પામર મનુષ્યને પણ હિમાલયના શીખર પર બેસાડી શકે છે; તેને કીર્તિના ઝુલે ઝુલાવે છે. અને લક્ષ્મી તે વખતે તેની દાસી બની તેના ચરણારવિંદની રજ ચુમવા તૈયાર થાય છે. ભાગ્યના પ્રબળ પાસા આગળ મનુષ્યની સદાયે લાચારી જ છે, એ ઉપરના દ્રષ્ટાંતથી સહેજે સમજાય તેમ છે.

## પુસ્તક પરિચય

ખાપરા કોડિયાનાં સાહસિક પરાક્રમો'

લેખકઃ કેશવલાલ રણછોડદાસ સાવલાકર

ખાડિયા ગોલવાડ, અમદાવાદ

કિંમત રૂ. બે પૃષ્ઠ સંખ્યા-૩૪૦

આપણે ત્યાં સામાન્ય રીતે લોક કથાઓ અને દંતકથાઓમાં કંઇક નવીનતા, જાદુઇભરી ભભક અને વિશેષ કરીને ચમત્કૃતિથી ભરપૂર વાર્તાતત્ત્વ જોઇએ છીએ તે રીતે, ઉક્ત પુસ્તકમાં પણ ચમત્કૃતિ છે છતાંયે તેમાં કેવળ કપોલકલ્પિત વાણી વિલાસ નથી. લેખકે ખાપરા અને કોડિયાના મૂળ મથક અને તેના વિશેની ભરપૂર માહિતી અનુભવ દ્વારા મેળવી છે. અને તે માહિતી માટે ખુબ પર્યટનો પણ કર્યા છે.

પંચાલ ભૂમિ ( સૌરાષ્ટ્ર ) એ આવા વીરનરોની પ્રયોગભૂમિ છે. તેમાં આ પુસ્તકના નાયકોના મથકો છે. એ જાતે નિહાળી અને વાર્તાવસ્તુ મેળવ્યા પછી તેમણે આ વાર્તા કથન તૈયાર કર્યું છે.

લેખક ઉક્ત પુસ્તકમાં પોતાનો વર્ષો જૂના શ્રમ અને સંવેદનને વાર્તામાં મૂર્તિમંત સ્વરૂપમાં આલેખી છે. તેમની શૈલીમાં ભભક છે. અને વાર્તાને ઉપસાવવાની કળા છે લોક કથાના જાણકાર તરીકેની તેમની કલા ખુબ વેગવતી જણાય છે. બાળકાંગળા અને વિલાસી. વાચન કરતાં આવી જાતનું વાચન લોક હૃદયમાં સાહસિકતા અને વીરતાનું ખમીર પૂરે છે તેમના આલેખેલા પાત્રોમાં છલોછલ વીરતા અને કુનેહ ભરેલાં છે લેખકની વર્ષોજૂની પ્રયત્ન સફળતામાં પરિણમે છે. કેટલાક સ્થળે આપેલો હાસ્ય વિનોદ આનંદમાં રસપૂર્તિ કરે છે.

# થોડુંક જાણવા જેવું

**રે કાળા બજાર!!!**

બ્રિટનમાં સ્ત્રી કારકુનોના કાળા બજાર!"— પગારોના વધી ગએલા દરો પાછળનું ચોંકાવનારૂં કારણ જુદુંજ જણાય છે. શહેરોમાં છુટક કારકુન પુરી પાડવાની એજન્સીઓ બળશીઆની જેમ ફુટી નીકળી છે જેઓ ૧૦ થી ૨૦ છોકરીઓ ભેગી કરે છે આ એજન્સીઓ છુટક કામ કરવા માગતી પેઢીઓને ઘણાજ ભારે દરે કારકુન સ્ત્રીઓ પુરીપાડે છે. અને સાથે સાથે તેમની કાર્યદક્ષતા માટે કોઇ પણ જાતની જવાબદારી સ્વીકારવાની ના પાડે છે. આ એજન્સીઓ કામ મેળવી આપવા માટે છોકરીઓ પાસેથી ભારે કમીશન મેળવે છે. આમ આ એજન્સીઓ ઉઘાડે છોગે સ્ત્રી કારકુનોના કાળાબજાર ચલાવે છે.

---

"બાળકોના કાળા બજાર"!!

લંડનથી ખબર પડે છે કે, બેજ મહિનામાં બાળકો વેચી દેવાનો અને કોઈને પણ તાજા જન્મેલાં બાળકોની જરૂર હોય તેમને વિમાનમાં મોકલી આપવાના આરોપસર એક બાઇની ન્યુયોર્કની પોલિસે ધરપકડ કરી છે.

૫૬ વર્ષની બુઢ્ઢી શ્રી. એલીકસેટર વાઇનર કુંવારી કન્યાઓના અનાથ બાળકો લઇને ઊંચી કિંમતે વેચી દેવાનો આરોપ મુકાયો છે. ડીસ્ટ્રીક્ટ એટર્નીએ એવો આક્ષેપ કર્યો હતો કે છેલ્લા ચાર વર્ષમાં તેણીએ આવાં સેંકડો બાળકો દત્તક તરીકે આપવાનો વેચવાનો ધંધો કર્યો છે.

"બળદે બચાવ્યો." :—

એક પટેલને બળદ બહુ વહાલો નવરાવે પણ ખુબ અને ખવડાવે પણ ખુબ ચાકરી પણ સારી કરે. એક દિવસ બન્યું એવું કે-બળદને નવડાવી રહ્યા પછી ત્યાંના એક મગરે તે પટેલનો પગ મોઢામાં લીધો પટેલે બળદને ટચકારો માર્યો બળદ નાઠો. મગરનું પેટ છોલાઈ જતાં મગર મરી ગયો. પટેલને પણ પગ થોડું ઘણું વાગેલું તો ખરૂંજ પણ બળદે તેનું લોહી પોતાની જીભથી સાફ કરી નાખ્યું પટેલ સાજા થયા. આ રીતે બચી ગયા.

# સત્ય શું છે?

પ્રયોજક નલિન છો. પંડ્યા.

સામે મુકેલા બે ચિત્રો મારા હૃદયને ખળભળાવી મૂકે છે. હું સમજતી નથી કે સત્ય શું છે! એક ચિત્રમાં સોળ વર્ષની નવયૌવના ચિતા ઉપર ચઢી પોતાના પતિના શબને ખોળામાં લઇ મંદમંદ હસી રહી છે. તેનું પ્રસન્ન વદન સોળે પ્રકારે ખીલેલચંદ્રની જેમ ઝગમગી રહ્યું છે. બીજા ચિત્રમાં વીસ વર્ષની વિધવા અગ્નિદેવની સાક્ષીમાં ફરીથી મસ્તકે સિંદુર લગાવી રહી છે. હું સમજતી નથી કે સૌભાગ્યનું સ્વરૂપ કયું છે? પતિની સાથે જીવ અને બ્રહ્મની સમાન એકરૂપ બનીજનાર ત્યાગથી. (હું ગર્વથી કહું છું કે હિંદુ મહિલાનું જીવન ત્યાગમયી છે. કૌમાર્યાવસ્થામાં તેનું શિક્ષણ લઇ વિવાહિત થયે તેના કાર્યક્ષેત્રમાં તેનો સફળ પ્રયોગ કરી બતાવે છે. તેનું તન, મન, વચન અને જીવન આ સર્વ પતિ માટેજ હોય છે. પોતાના અહંભાવને દૂર કરી દઇ બ્રહ્મજ્ઞાનીની માફક બ્રહ્મમાં ઓતપ્રોત થઇ— પતિમીલનમાં—જાઇ બ્રહ્મમાંજ જઇ મળે છે.) સાચી સ્ત્રી કે જેના વિચારમાં અખિલ વિશ્વમાં એકજ પુરૂષ છે અને તે પણ એકજ જન્મને માટે નહિ પણ જન્મોજન્મીને માટે, આવી સાચી સૌહાગિણી કે પતિના મૃત્યુબાદ ફરીથી સૌહાગ ધારણ કરનારી? સાચો સૌહાગ કયો છે!

તોય વિચારું છું કે સ્ત્રી હકો ક્યાં છે? કોર્ટમાં લઢી રોટી, કાપડ, મિલકત વિ. પ્રાપ્ત કરવાનો કે જગજનની સીતાની માફક ત્યાગમાં પણ સાથી બની પતિની દાસી થઇ તેના હૃદય ઉપર અધિકાર જમાવવામાં?

હું સમજતી નથી કે સતીનું સાચું ધન કયું! મિલકત કે પતિ પ્રેમ?



# ....દોહન....

## લગ્નગ્રંથીથી જોડાનારૂં અંધ યુગલ

આંધળા યુગલોને પણ પ્રેમ હોય છે અને એ પ્રેમને વ્યક્ત કરવા તેઓ આંધળાઓને શીખવવામાં આવતી બ્રેઇલી લિપિનો ઉપયોગ કરે છે બ્રેઇલી પદ્ધતિથી પત્રવ્યવહાર ચલાવીને આયર્લેન્ડના એક પ્રેમી યુગલ વચ્ચે કેવી રીતે સ્નેહનું આરોપણ થયું એને લગતો એક રસિક કિસ્સો હમણાં બહાર આવ્યો છે. લાગલાગટ ઓગણીશ વર્ષ સુધી આયર્લેન્ડના એક અંધ યુગલે લંડન અને પેનીનસીલ વેનીઆના શહેર એરાઇ વચ્ચે પ્રેમ ભરપુર પત્રો લખ્યા પછી હમણાં તેઓ લાગાર્ડીઆના વિમાન મથકે પ્રથમવાર એકાએક ભેગા થઇ ગયા, અને એમણે ઓગણીસ વર્ષ જુના પ્રેમને પ્રણયમાં પલટાવાના મનસુબા રચ્યા પ્રથમ મિલન થયું ત્યારે બન્નેની ચક્ષુ-માંથી આનંદના અશ્રુ ટપકતાં હતાં. બન્ને એક બીજાને ભેટી પડયા :ખબરપત્રીઓને તેમણે જણા-વ્યું કે હવે અમે થોડા જ દિવસમાં પ્રભુતામાં પગલાં માંડશું.

## હિંદની યુવતીઓને દેશની સેવા ન ભૂલવા પંડિત નહેરૂની સલાહ

નવિદિલ્હી, તા. ૨૦

હિંદના વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂએ લગ્નને કારણે કોમની સેવા ન ભૂલી જવા બાબતમાં આજરોજ હિંદી યુવતીઓને સલાહ આપી હતી.

લેડી ઇર્વીન કોલેજ, નવી દિલ્હીના સ્થાપક દિનના પદવીદાન પ્રસંગે ભાષણ કરતા પંડિત નહે-રૂએ જણાવ્યું હતું કે જે કોઇ માણસ લગ્ન કરે છે તો શા માટે કોમ પ્રત્યેની પોતાની ફરજ વીસરી જાય છે, અગર અવગણના કરે છે તે હું સ્પષ્ટ સમજી શકતો નથી. એ તદ્દન શકય છે, કે લગ્ન અને કોમની સેવા બન્ને કાર્યોથી કોમ પ્રત્યે સેવાની તેમની કારકિર્દીનો અંત આવતો નથી.

તેમણે વધુમાં જણાવ્યું હતું કે આપણે તમામે સખ્ત કાર્ય કરવાનો સમય છે. દરેક સ્થળે અને તેમાંય ખાસ કરીને આજના હિંદમાં આપણને દરેક જાતના કેળવાયેલા કાર્યકરોની મોટી સંખ્યાની જરૂર છે.

તેમણે વધુમાં જણાવ્યું હતું કે કેટલીક વખત મારા મગજમાં એક પ્રકારનો સંશય પેદા થાય છે કે હિંદના અમુક વર્ગ સાથે નિસ્બત ધરાવતી આ જાતની સંસ્થાઓ કયાં સુધી હિંદની જનતા સાથે તટસ્થતા સાધશે અનિવાર્ય રીતે દેશના ખરા પ્રશ્નોએ આ દેશમાંના મિશનો સાથે કામકાજ પાડવું પડશે.

તેમણે એવી આશા દર્શાવી હતી કે તેઓ અપવાદરૂપ લોકો સાથે કામકાજ પાડશે અને તેમને દરેક તક આપશે પરંતુ જે માનસિક અગર શારીરીક રીતે અપવાદરૂપ નથી પરંતુ બીજા કરતા તેના માતા પીતા પાસે કંઇક વધુ પૈસો છે તેવી જાતના માણસને હવેના વર્ષોમાં વધુ પ્રોત્સાહન આપવામાં આવશે નહી.

પ્રમુખપદેથી શ્રીમતી રૂસ્તમજી ફરદુનજીએ કરેલી સુચના મુજબ કોલેજના એક સ્થાપક પેટ્રન સ્વર્ગસ્થ શ્રીમતી સરોજિની નાયડુના માનમાં એક મિનિટનું મૌન પાળવામાં આવ્યું હતું.

## લગ્ન-પ્રપંચ

જીવનમાં સત્યો સ્ત્રીઓની નજરે ન ચડે એવી રીતે સંતાડી રાખવાનો પ્રપંચ પંડિતો ને કવિઓ અનેકવાર રચ્યા છે સ્નેહ, જાતિ અને લગ્નના પ્રદેશમાં લાંબાકાળના વંશાનુગત અજ્ઞાનને પરિણામે પુરુષ કરતાં સ્ત્રીને વધારે ખમવુ પડયું છે સ્ત્રી શરીરે નિર્બળ છે એનો લાભ લઇને, એક એક જાતિમાં પુરુષે પોતાના કાંડાબળે એને લગ્નની નાથે નાથીને પરાધીન બનાવી છે ને પોતે તેનો નાથ થઇ બેઠો છે! રહ્યા પુરુષોની સહાનુભુતિએ એના હિતને માટે કાયદા કર્યા કે કરાવ્યા ત્યારથી અને કંઇક રક્ષણ મળતું થયું છે.

કલિયુગ આવશે ત્યારે શું શું થશે ? તે વિષે

ઋષિ માર્કંડેય યુધિષ્ઠિરને વર્ણવી બતાવતાં કહે છે: "યુગક્ષયના સમયમાં પુરુષો ભાર્યાના મિત્રો થઇ રહેશે. યુગક્ષય આવતાં કોઇ કન્યાનું માગું કરશે નહિ તેમ કોઇ કન્યાદાન પણ કરશે નહિ; પરંતુ કન્યાઓ પોતે જ વર મેળવીને પરણશે." (મહાભારત) યુગક્ષય થવાનો હોય કે યુગક્ષય થવાનો હોય, સત્યયુગ આવવાનો હોય કે કલિયુગ આવવાનો હોય, પણ જ્યાં સુધી લગ્ન ન કરવામાં કન્યાને સ્વતંત્રતા નહિ મળે, ત્યાં સુધી એને તો શૃંખલાયુગ જ છે

લગ્નને વિચ્છિન્ન કરવાનો અધિકાર સ્ત્રીને, અને પુરુષને સરખો જ હોવો જોઇએ અને તેમાં ધર્મનો, સમાજનો, ને રાજ્યનો કશોયે અંતરાય ન હોવો જોઇએ. એવે પ્રસંગે તેમની સંતતિને સુસંસ્કૃત બનાવવાનો ધર્મ સમાજનો છે, સમાજે એવાં સંતાન ઉછેરવાની વ્યવસ્થા કરવી જોઇશે

—નરસિંહભાઇ પટેલ
('લગ્ન પ્રપંચ')માં

## ઘરજમાઇ રહેવાનો ના પાડતાં પતિનું પરહેતરે કરેલું ખુનઃ નાસી ગએલી કુસકીની ધરપકડ

અમદાવાદના નજીક આવેલા, કુકા ગામમા ચોડાક દિવસો પર ખુનનો એક કંપાવનારો બનાવ બન્યાને લગતી ચોંકાવનારી વીગતો હવે પ્રકાશમાં આવવા પામી છે.

તપાસ કરતાં એમ કહેવામાં આવે છે કે છગનજી લલ્લુજી નામનો એક યુવાન, તેની કુસકી સાથે થોડાક સમય પર તેના સાસરે કુકા ગામે ગયો હતો ત્યાંથીએ પાછો ન ફરતાં, એના ભાઇ બબાજી લલ્લુજીએ એની શોધ કરવા માંડી હતી અને તેના પરી ગામે એનું કરપીણ ખૂન કરવામાં આવ્યુ હોવાનો તેને શક જતાં, આ બાબતની ખબર કુજાડ પોલિસને આપી હતી.

જીલ્લાના પોલિસ ઉપરી શ્રી રાજસબાણીએ કુજાડ પોલીસ અધીકારી શ્રી. ફૂલાભાઇ બારોટ સાથે આ કિસ્સા અંગે તપાસ કરીને આ બનાવને લગતો ચોંકાવનારો ભેદ પકડી પાડયો છે.

એમ કહેવાય છે કે, સાસરે ગયા પછી છગનજી લલ્લુજીને, "ઘરજમાઇ" તરીકે ત્યાંજ રહેવાની ફરજ પાડવાનો પ્રયત્ન થયો હતો. જેનો તેણે ઇન્કાર કર્યો, એમ કહેવાય છે કે, તેનું કાસળ કાઢવાનો નિર્ણય લેવાઇ ચુકયો હતો.

આ મુજબ જ્યારે તે પોતાની સાસુના મકાનમાં સુતો હતો ત્યારે એમ કહેવાય છે કે, તેની પત્ની-કુસકીએ બીજાઓની મદદથી, તેના પર ધારિયા વતી ખુની હુમલો કર્યો હતો અને ઉપરા-ઉપરી બે ઘા ગળા પર મારીને તેનું કરપીણ રીતે ખુન કર્યું હતું.

આ પછી કહે છે કે, આ બનાવ ન પકડાઇ જાય એ માટે, તેની લાશને તુરતજ ઘરમાં દાટી દેવામાં આવી હતી અને ત્યારબાદ સમય મળતા, તેને બહાર કાઢીને, ઝાણું ગામની સીમમાં આવેલી, તળાવડીમાં જઇને ફેંકી દેવામાં આવી હતી અને લોહીવાળા કપડાંનો નાશ કરવામાં આવ્યો હતો

આ કીસ્સાંને લગતી પોલિસ તપાસ હાથ ધરાતાં, મરનારની પત્ની કુસકી નાસી ગયેલી માલુમ પડી હતી આથી પોલીસને "દાળમાં કંઇક કાળું છે" એવો વ્હેમ જતા, એની મા હીરા અને બીજાઓથી તપાસ કરીને છગનજી ગુમ થવાને લગતો આખોય ભેદ પકડાવા પામ્યો હતો.

ઝાણું ગામની સીમમા આવેલી, તળાવડીમાંથી મરનાર છગનજીની લાશના ટુકડાઓને પોલિસે હાથ પણ કર્યાં છે.

આ કિસ્સા અંગે, આમ કુસકીની તાજેતરમાં ધરપકડ કરવામાં આવી છે અને તેને ફે. ફ. કલાસ મેજીસ્ટ્રેટ શ્રી દેસાઇ સમક્ષ રજૂ પણ કરી દેવામાં આવી છે,

જીલ્લા પોલીસ આ ખુન અંગે તપાસ ચલાવી રહી છે.

## અભિનંદન

શ્રી મીસ પોલ—મહાલક્ષ્મી ટ્રીમેલ ટ્રેનીંગ કોલેજનાં લેડીસુપ્રિન્ટેન્ડેન્ટ થોડા સમય પહેલા આપ લેંડ ગયેલ અને ત્યાંનું કાર્ય પતાવી તેઓ દુનિયાના કેટલાક દેશોમાં ફરી તેઓ પાછાં આવી ગયાં છે તેઓ 'બાળાપત્ર" નામના માસિકપત્રના પણ સહતંત્રી છે. તેમની સફળ મુસાફરી બદલ અમારા સહર્ષ હાર્દિક અભિનંદન છે.

# અનુક્રમણિકા



---

"આપણા પ્રત્યેક નાનામાં નાના અનુભવમાં પણ સમગ્ર ઇતિહાસ રહેલો છે. આપણે તે વાંચતા નથી. જો આપણે યોગ્ય માર્ગ સ્વીકારીએ તો બુદ્ધ અને ક્રાઇસ્ટ જેવું સ્થાન છે. યોગ્ય માર્ગ સ્વીકારવો, એનો અર્થ એ જ કે આપણી અલગ રહેતી અહંતાનો ત્યાગ કરી ઇશ્વરને જીવન સમર્પણ કરવું. *** સ્તુતિ અને નિન્દાનો આપણા પર વરસાદ વર્ષે, તો પણ તેના તરફ લક્ષ ન આપવાની જો આપણે શક્તિ ખીલવીએ, કર્તાપણાના જ્વરથી મુક્ત થઈએ; તો અવશ્ય જાણજો કે આપણે ઇશ્વરના પણ ઇશ્વર થઈ શકીશું"

૮ ગુલાબનાં ઉદ્યાનોમાં અને અંગૂરની વાડીઓમાં જે દિવ્ય તત્ત્વ છે, તેજ તત્ત્વ જેઓ પુરુષોમાં અને સ્ત્રીઓમાં જુએ છે, તેઓ આ સમસ્ત જગતને સ્વર્ગીય નંદનવન માને છે એવા આત્માઓને ધન્ય છે! ધન્ય છે!

૯* કદાચ હું માથે લીધેલું કામ પૂર્ણ નહિ કરી શકું, એમ જણાય તો પણ મને દૃઢ પ્રતીતિ છે કે મારા મૃત્યુ પછી તે કાર્ય વધારે સારી રીતે સિદ્ધ થશે. મારા મનમાં જે વિચારો રમી રહ્યા છે, અને જે વિચારોએ મારી જીવન નૌકાના સુકાન તરીકે કામ કર્યું છે, તે ધીમે ધીમે યોગ્ય સમય પ્રાપ્ત થતાં જનસમાજમાં સર્વત્ર પ્રવર્તશે.

સ્વામી રામતીર્થ

સંસ્કાર આપતું સ્ત્રીઓ માટેનું સામાજિક જુનામાં જુનું માસિક પત્ર




વર્ષ ૯૩ : ૧૯૪૯ : મે અંક ૫ મો

## બાપુજીનો ફાળો



નિશાળમાં 'ગાંધી સ્મારક ફાળો' ઉઘરાવાતો હતો મારે પણ તેમાં યથાશક્તિ ફાળો આપવાનો હતો, વિચાર થયો કે ચાલો પિતાજી પાસે ફાળો માગીએ હું ઘેર આવ્યો. ખૂબ વિચાર કરતાં મને થયું કે એ તો પિતાજીના પૈસા કહેવાય! એ શું કામ આવે? ...વળી વિચાર વંટોળમાં ચઢયો વિચાર મંથનને અંતે જણાવ્યું કે બાપુજીનું ખરું સ્મારક તો ત્યારે થાય કે જ્યારે બાપુજીના બધા સિદ્ધાંતોનું પૂરેપુરું પાલન થાય અને ત્યારથી જ મેં નિશ્ચય કર્યો કે બાપુજીના જેટલા, સિદ્ધાંતોનું પાલન થઈ શકે એજ બાપુજીના 'સ્મારક'નો ખરો ફાળો છે.

શ્રી કિરિટકુમાર કનૈયાલાલ મહેતા.

## ગીત તું એવું ગાને–

રજનીકાન્ત દલાલ

ગીત તું એવું ગાને
બાલુડા, ગીત તું એવું ગાને
દિલનાં તાણાંવાણાં ત્યારે–
એક થઈ રહો જાયે
ભાઈ ગીત તું એવું ગાને!
જીવનનો ક્યા કો' પંથ ભુલેલો
પંથને ઢુંઢતો થાકે :
ધૈર્યતણી પુણી અંગમાં ઘોળી
આશનો પૂવલો ઓળે
ત્યારે ગીત તું એવું ગાને
ટહુમણ થતો પ્રાણ એનો હો
સ્થિર થઈને ગાયે
ભાઇ, ગીત તું એવું ગાને
દિલના તાણાંવાણાં ત્યારે
એક થઇ રહો જાયે
ભાઈ, ગીત તું એવું ગાને!



# કેદી છોકરાની દયા

એક જુવાન છોકરાને કોઈ અપરાધમાં કેદની સજા થઇ હતી એક વાર અવસર જોઇને એ જેલમાંથી નીકળી નાસી ગયો, ઘણી જ ભુખ લાગી હતી, એથી કરીને નજીકના ગામમાં એક ઝુંપડીમાં જઇ કાંઈ ખાવાનું માગ્યું. ઝુંપડામાં એક બહુ જ ગરીબ ખેડુત કુટુંબ રહેતું હતું. ખેડુતે કહ્યું–"ભાઈ! હમારી પાસે કાંઇ પણ નથી, જે હમે તને આપીયે. આ સાલ તે, હમે જમીનનો કર પણ ચુકવી શકયા શકયા નથી માલુમ પડે છે કે બે ચાર દિવસમાં આ થોડી અમારી જમીન અને ઝૂંપડી પણ જપ્ત થઇ જશે. પછી શું થશે, એ તો ભગવાન જ જાણે' ખેડુતની હાલત સાંભળીને છોકરો પોતાની ભૂખને ભૂલી ગયો અને એની ઘણી જ દયા આવી; એણે કહ્યું–'જૂઓ, હું હમણાં જેલમાંથી નાસીને આવ્યો છું તમે મને પકડીને પોલીસને સોંપી દો તો તમને પચાસ રૂપિયા ઇનામ મળશે જણાવો તો, તમને જમીનનો કર ભરવાને કેટલા રૂપિયા આપવાના છે!' ખેડુતે કહ્યું–"ભાઇ! ચાલીસ રૂપિયા છે, પણ તને હું કેમ પકડાવા દઉં! છોકરાએ કહ્યું–' 'બસ, ચાલીસ રૂપીયા છે ત્યારે તો કામ થઇ ગયું', ઉતાવળ કરો,

ખેડુતે ઘણી જ ના કહી; પરંતુ જુવાન છોકરાની હઠને લઇને ખેડુતને એની વાત માનવી પડી એ છોકરાને બાંધીને હાથોએ દોરડું બાંધીને એને થાણામાં આપી આવ્યો. ખેડુતને પચાસ રૂપિયા મળી ગયા. છોકરા પર જેલમાંથી નાસી જવાના ગુના બાબત મુકદમો ચાલ્યો. પ્રમાણ માટે સાક્ષી રૂપમાં ખેડુતને બોલાવવામાં આવ્યો, 'કેદીને તમે કેવી રીતે પકડયો! અમલદારના આ પૂછવા પર ખેડુતે સઘળી ઘટના અક્ષરશઃ સંભળાવી. સાંભળીને બધાને ઘણું આશ્ચર્ય થયું. અને લોકોએ એકઠા કરીને ખેડુતને બીજા પચાસ રૂપિયા આપ્યા અમલદારને છોકરાની દયાળુતા પર ઘણી જ પ્રસન્નતા થઇ. પહેલાના અપરાધની તપાસ કરીને જણાયુ કે બહુ જ નજીવા અપરાધ સબબ એને સજા થઇ હતી અમલદારની સીફારસથી સરકારે છોકરાને તદ્દન છોડી મૂકયો, વળી એની ઘણી જ પ્રશંસા અને ખ્યાતિ થઇ પુણ્ય તો થયું જ.

ભાઇલાલ પ. બક્ષી

# " મારૂં સ્વપ્ન "

(લેખિકા :—કુ ઇન્દુમતિ આર. શાહ. મોરબી)

આજ સ્વપનામાં મેં તો,
બંસી બજૈયાં જોયાં જો,
ગોકુલના ગિરધારી રે,
આજ મારા સ્વપનામાં રે....(૧)

આજ સ્વપનામાં મેં તો,
જળ જમુનાના જોયાં જો,
તીરે ઊભેલો કહાનો રે,
આજ મારા સ્વપનામાં રે...(૨)

આજ સ્વપનામાં મેં તો,
વન, વૃક્ષ, વેલને દીઠાં જો,
મનોહર બંસરી બાજે રે,
આજ મારા સ્વપનામાં રે...(૩)

આજ સ્વપનામાં મેં તો,
ગોકુલ મથુરા જોયાં જો,
ગોકુલની ગોવાલણ રે,
આજ મારા સ્વપનામાં રે....(૪)

આજ સ્વપનામાં મને,
મોહન માયા લાગી જો,
નંદકુંવરને જોયાં મેં,
આજ મારા સ્વપનામાં રે....(૫)

# સંક્રાન્તિ યુગનાં પ્રેરક બળો

લેખક : શ્રી. હિંમતલાલ ઉમિયાશંકર દવે

હજારો વર્ષની સજનજૂની સંસ્કૃતિથી વિશ્વ ગુરુ તરીકે પ્રઓળખાયેલો ભારતવર્ષ ત્રણસો વર્ષની ગુલામીના ઊંડા અંધકારમાંથી પસાર થઈ આજે પુનરપિ પ્રાચીન સંસ્કૃતિની નવસર્જન અને નવજાગૃતિની નવજ્યોત પ્રગટાવે છે. તથા નૈતિક, સામાજિક, આર્થિક, રાજકીય અને કેળવણીની પ્રકાશ દીવડીઓ પોતપોતાનાં નિરનિરાળતાં તેજનાં ઓગાઓ માતની મુક્તિની સુભગ ઘડીએ પાથરે છે.

આવા સુવર્ણયુગના સંક્રાન્તિ કાળનાં પ્રજામાનસ જે નવપ્રસ્થાન કરે છે તેજ વખતે લોકમાનસમાં એ નવજાગૃતિનાં પૂર વેગી અસર કરે છે તે તેમજ સંક્રાન્તકાળની વિલક્ષણતા તથા વિચક્ષણતાથી નવી ભાવનાઓ અને નવી પ્રેરણાઓનાં ધુધવતા પૂર ઉછળે છે અને દેશની સિકલ કોઈ જાદુગરી ચમકથી આંજી નાખે તેવી બને છે. આજનાં એ પ્રેરક બળોનું સ્મરણ માત્ર આપણને આદર્શના મિનારા ચીંધવામાં સરળતા રૂપ અને માર્ગદર્શન આપવામાં સહાયભૂત બને છે.

× × ×

આજે આપણી પાસે અનેકવિધ જટિલ સમસ્યાઓ ઊભી છે. ન કલ્પી શકાય કે ન ધારી શકાય એવા પરિવર્તનો થતા જ જાય છે. અને આ પરિવર્તનો એક જ, ગામી કે એક જ વિભાગ પૂરતા નથી પણ સર્વ દિશામાં તેની સરવાણીઓ ફૂટી નીકળી છે.

જગતમાં નવ અજાયબી ભરી જે ચીજો છે તેવી એક દશમી અજાયબી આપણા પૂજ્ય નાયબ વડાપ્રધાન સરદારશ્રીએ આપણને નજર સમીપ કરી બતાવી. સૌરાષ્ટ્રના વિવધ ત્રણસો પચ્ચીસ જેટલા રાજ્યોનું એકમ કરી સ્વાધીન હિંદના બુદ્ધિશાળી તેમજ રૂઢિચુસ્ત માનસ ધરાવતાં વર્ગને આશ્ચર્યચકિત કરી દીધા છે. થોડા વખત પહેલાં રજપૂતાનાના રાજસ્થાનોનું એકમ બન્યું અને સમગ્ર રાજાઓના તાજ પ્રજાસત્તાક રાજ્યમાં પરિણમવા માટે નવરચના કરી રાજકીય જટીલ સમસ્યાને પૂર્ણ કરી બતાવી.

આપણા દેશમાં રાજસ્થાનોની જે રીતે પરિસ્થિતિ બની તે રીતે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને લક્ષમાં રાખી આપણા વડા પ્રધાન જવાહરલાલજીએ હિંદને પરમોન્નત અને ગૌરવશાળી બનાવવા તાજેતરની ઇંગ્લેંડમાં મળેલી માંધાતાઓની પરિષદમાં હિંદને એક પ્રજાસત્તાક અને સ્વાધીન દેશ ગણાવી કોમનવેલ્થમાં પોતાનો કિંમતી મત આપ્યો છે આ સિદ્ધિ કોઈ જેવી તેવી નથી.

રાજકીય ક્ષેત્રોમાં આટલી પ્રગતિ સાધ્યા પછીના બીજા ક્ષેત્રોમાં પણ ખૂબજ અસરકારક અને અકલ્પ્ય પરિવર્તનો અને પરિવર્ધનો થયાં છે, તેમજ થતાં જાય છે. જૂની કેળવણી-જે કારકુની અને અપંગતા બક્ષતી હતી તે જૂના ઢાંચાને ફગાવી દઈ પૂજ્ય મહાત્માજીએ નિર્દેશેલી વર્ધા શિક્ષણ યોજના આજે કેળવણીમાં નવું ક્રાન્તિકારક-આંદોલન જગાવે છે. આ ક્રાન્તદર્શી કેળવણી એટલે નવા અને જૂના વિચારોનું સંઘર્ષણ છે એવું નથી પણ અમિષ્ટ રાજ્યે આપણી કેળવણીની દિશામાં જે કૃત્રિમતા આણી હતી તેને છેદન કરી નૈસર્ગિકતા આણવા માટેનો સફળ પ્રયોગ કરવાની એક ફિલસૂફી છે. અને દેશે કેળવણીના વર્ષો જૂના રૂઢિચુસ્ત માનસમાં નવપ્રકાશના તેજ પાથર્યા છે

સ્વાધીન હિંદના લોકોનું અમૂલ્ય ધન આજે કોઈ હોય તો તે આર્ષ દૃષ્ટાઓનાં આર્ષ વચનો, માર્ગના પ્રવાહો અને વિપુલ વિચારોથી પરિપુષ્ટ જ્ઞાન-સભર ગ્રંથો અને તેની લોકો માનસ ઉપરની અસર છે. પરંતુ પરાધીનતાથી ધાર્મિક વૃત્તિમાંથી જે જડતા આવી છે. તેમાં સાંપ્રદાયિકતા અને સાચા ધર્મને બદલે જે જાડ્ય અને અંધાનુકરણ થયું છે તેને બદલે આજે ધર્મમાં નવસર્જનની પ્રેરણા ફૂટી નીકળી છે. સમગ્ર લૂમાં કરતાં સારવા લૂગડાં પાછળ રહેલી ત્યાગવૃત્તિની મહાન ભાવનાને શોધવા આજે લોકો તલસાટ સેવી રહ્યા છે. અને રાજ્ય

ધર્મ, પ્રજા ધર્મ, દેવ ધર્મ તથા ધર્મના જે વિવિધ પાસાઓ છે. તેનું એક એકમ બનાવે છે. નવો ધર્મ, જે બહુ અંશે માનવધર્મમાં પરિણમતો જાય છે. એ રીતે ધર્મમાં નવજાગૃતિના પૂર વહેતાં થયાં છે.

એ રીતે વિશ્વયુદ્ધનાં જે અશાંત માનવ જાતને થયાં છે. તેમાં મુખ્યત્વે આર્થિક પ્રશ્ન અગ્રસ્થાને આવે છે. વિશ્વયુદ્ધનાં રાક્ષસી માનસમાંથી કાળાં બજાર, સંગ્રહખોરી, અવિશ્વાસ, અને અસંતોષના પાપી બી ઊગી નીકળ્યાં છે પરિણામે દેશમાં બેકારી અને નાણાંનો ફુગાવો વધી પડ્યો. દેશમાં ગરીબ વર્ગ મૃતપ્રાયની અણી ઉપર આવે તે પહેલાં બિચારો મધ્યમ વર્ગ મૃતપ્રાય બન્યો છે એમ જો કહીએ તો ખોટું નથી. એટલે આપણા અર્થશાસ્ત્રીઓએ અર્થતંત્રને હળવું બતાવવા વિવિધ માર્ગો લીધા છે. ગમે તે ભોગે ફુગાવો અટકે અને જીવન ધોરણ હળવું બને તે માટે વેપારીઓ અને જે કાળાં બજાર કરવામાં કારણભૂત છે એ બધાં કૃત્રિમ બળોને કાબૂમાં લેવા સક્રિય પ્રયત્નો થયાં છે પણ આ દિશામાં જોઈએ તેટલી સફળતા મળી નથી.

છેલ્લે આજના યુગનું મહાન પરિવર્તન બન્યું તે એ કે સમાજમાં સ્ત્રીઓનું ઉન્નત સ્થાન પ્રતિસ્થાપન થાય છે. આજ સુધી રિબાયેલી, કચડાયેલી, અને એક યંત્ર તરીકે જ ઉપયોગ કરવામાં આવેલો છે તેવો ધૂત્કારેલો અને શોષિત બનેલો છે એવા સ્ત્રી વર્ગને આજે ન્યાય મળે તેવો પ્રયોગ શરૂ થયો છે.

સ્ત્રી એટલે એની કશી જ કિંમત નહિ. પુરુષે પોતાના ગમતા સર્વાં નિયમો રચી સ્ત્રી વર્ગને ઘણો જ અન્યાય કર્યો. છે તેનું પ્રાયશ્ચિત થતું જાણે ન હોય તે રીતે તેના પ્રયોગો થાય છે.

ગુલામી માનસમાંથી સ્વાધીનતાની દિશામાં સ્ત્રીવર્ગને ખેંચવામાં આવે છે. સ્ત્રીઓને રાજકીય વાતાવરણમાં ભાગ આપવા તેમજ સમાજના જવાબદારી ભર્યા સ્થાન ઉપર પ્રતિસ્થાપિત કરવા આજે નિમંત્રવામાં આવે છે એક પત્નીત્વનો કાયદો, વર્ણાંતર લગ્ન, હિંદુ કોડ, સમાન હક્ક, પુત્ર-પુત્રીના સરખા હક્ક, વગેરે કાયદાઓ દ્વારા નારી જગતનું સ્થાન ગૌરવભર્યું બનાવવા સમાજના આપણા સર્વ આગેવાનો ખૂબ પરિશ્રમ કરી રહ્યાં છે. સ્ત્રીઓને એક લાલબત્તી ધરીએ તો અસ્થાને નહિજ ગણાય. એકદમ પીરસવામાં આવેલી આ જલદ વાનગીઓને સ્ત્રીઓ પચાવે અને તેનો સદુપયોગ કરે એટલુંજ હાલના તબક્કે બસ છે.

છેલ્લે કેટલાયે મહાન વિભૂતિઓના પરિપાક રૂપે આજે સમાજનો કલંક ગણાતો અને જેનું નામ લેતા પણ આભડછેટ લાગે એવા અત્યંજ વર્ગ—હરિજનોનો પ્રશ્ન આજે હલ થઈ ગયો છે અને સમાજના ઉપલા-નીચલા-વર્ગો વચ્ચે જે ખાડા ટેકરા હતા તેને બદલે એક કક્ષામાં અને એકજ સપાટીમાં આ વર્ગ મૂકાયો છે.

આપણો આધ્યાત્મિક ભાવનાથી લચી રહેલો અને સંસ્કાર ધનથી છલકતો ભારતવર્ષ આજે ઉત્તરોત્તર દિશામાં ફાલે ફૂલે છે. થોડા વખતમાં આજના મતિમંદક બળોમાં જો આડખીલીએ ઊભી નહિ થાય અને ઈશ્વરની પ્રસાદી આપણા ઉપર અવિરત ચાલુ રહેશે તો ગુરુ વસિષ્ઠના સમયનો રામરાજ્ય પ્રતિસ્થાપિત થતો ભારતવર્ષ સોળે કળાએ ખીલશે.

# ભાગ્યચક્ર

[ અનુ : શ્રી ભોગીલાલ મ. ખત્રી ]

**જ્યારે** એક પછી એક બધાયે સૈનિકો ખટારામાં બેસી ગયા ત્યારે લેફ્ટેનન્ટ મોહનસીંગે પોતાનો સામાન મૂકીને બેસી ગયો અને ખટારો આગળ ચાલવા લાગ્યો. શ્રીનગરનું હવાઈ મથક પસાર કરીને ગાડી શ્રીનગર-બારામુલ્લાના ધોરી માર્ગ પર આવી પહોંચી.

હમી સાંજનો સમય હતો. અસ્ત થતા સૂર્યદેવ પોતાના કિરણોથી સામેના હિમાચ્છાદિત પર્વતોમાં ઇન્દ્ર ધનુષ્ય બનાવી રહ્યા હતા. મોહનસીંગનું હૃદય આનંદ અને ઉલ્લાસથી નાચી ઊઠયું હતું. શરીરમાં અદ્ભુત ઉત્સાહનો પ્રવાહ વહી રહ્યો હતો. શસ્ય શ્યામલા મનમોહક જમની જન્મભૂમિની રક્ષાનો ભાર ઉપાડવાનો તેને આવો સારો પ્રસંગ પ્રાપ્ત થવાથી તેના હૈયામાં આનંદની ભરતી આવી ગઈ હતી. પવનના હિલોળે હાલતા ઉડતા ઝાડ ઉપરના પત્તાઓ પણ જાણે તેને વિજયનો આશીર્વાદ આપી રહ્યા હતા. ઝાડીઓમાં ઉગેલા રંગબેરંગી ફૂલો પોતાની મીઠી સુગંધથી તેમાં તેમની પણ સહાનુભૂતિ પ્રગટ કરી રહ્યા હતા. આવા રમ્ય વાતાવરણમાં મોહન નિદ્રા દેવીને આધીન થઈ ગયો અને બીજી જ ક્ષણે ને વાસ્તવિક દુનિયામાંથી નીકળીને સ્વપ્નની દુનિયામાં વિહરવા લાગ્યો. પ્રથમ તો તેના સ્વપ્નામાં પોતાનો બાલ્યકાળ સાંભળી આવ્યો, જે વખતે નહોતી પરીક્ષાની ચિંતા કે નહોતી કમાવાની. વનપંખીની માફક મોહન આમતેમ ખેલતો કૂદતો હતો એ વખતે પોતાની શેરીમાં એક જોષીજી આવી ચઢેલા.

ગામમાં બધે ઠેકાણે તેના જ્ઞાનના ઘણા વખાણ થતા હતા. મોહન પણ રમતો રમતો ત્યાં ગયો જોષીજીએ તેને હેતથી બોલાવીને તેનો હાથ જોવા લાગ્યા. હાથ જોઈને તરત જ તે બોલી ઉઠયા, "મોહન, તારે તો બે સ્ત્રીઓ છે." મોહન આ સાંભળીને જોષી પાસેથી હાથ છોડાવીને નાસી છૂટયો ઘેર આવતાં તેની ભાભીએ કટાક્ષમાં કહ્યું. "નાના દિયરજી, તમારી બે વહુઓ તો અમને બતાવો." દરમ્યાન મોટા ભાઈ પણ છાપું વાંચીને આવી પહોંચ્યા હતા. તેમણે મોહનને જોઈને હસતાં હસતાં કહ્યું "પણ સરકારે તો એક પત્નીત્વનો કાયદો કરી નાખ્યો તેનું શું !"

આજ વખતે અચાનક એક મોટો ધડાકો થયો મોહનસીંગ તરત જ જાગી ઊઠયો. ગાડીની સામે જ એક તોપનો ગોળો પડયો હતો અને મોટરમાં આગ લાગી હતી. મોહને સૈનિકોને જમીન પર કુદવાનો હુકમ કર્યો, આજ વખતે પાસેની ઝાડીઓમાંથી તેમના ઉપર ગોળંદાજી શરૂ થઈ. સૈનિકોએ એકદમ મોરચો બાંધીને તે દિશા તરફ ગોળીબાર કરવાનો શરૂ કર્યો. શત્રુની સંખ્યા વધારે હોવાથી ત્યાં ભીષણ યુદ્ધ થયું. મોહનના સૈનિકો દૃઢતાથી આગળ વધી રહ્યા હતા. ત્યાં મોહનનો પગ જમીન પર પડેલા એક હાથ ગોળા પર પડયો એને તમ્મર આવી ગયાં પગ નીચેથી ધરતી સરી જતી લાગી તે એ થોડી જ વારમાં અચેતન બનીને જમીન પર ઢળી પડયો.

(૨)

"બા બા, જુઓ તો ખરા? આ શું છે ?" ચૌદેક વરસની છોકરી ફાતમાએ પોતાના પિતાશ્રીને થોડે છેટે એક કાળી વસ્તુ પડેલી હતી તે તરફ આંગળી ચીંધીને કહ્યું.

ફાતમાનો બાપ કુતબુદ્દીન આફ્રિદીઓનો એક સરદાર હતો. ફાતમા એની એકની એક લાડીલી છોકરી હતી. તે તેના આખા જીવનનો સહારો હતી. તેણે પોતાના હૃદયનો સંચિત કરેલો સ્નેહ તેના પર ઢોળી દીધો હતો. મા વિનાની ફાતમાને એ માબાપ બન્ને હતો. જ્યારે તે મુલ્લાના હુકમ અનુસાર કાશ્મીરના આક્રમણમાં ભાગ લેવા તે આવ્યો ત્યારે પોતાની પ્રાણપ્યારી પુત્રીને પણ પોતાની સાથે લેતો આવ્યો હતો.

કુતબુદ્દીને ફાતમાએ બતાવેલી દિશા તરફ જોયું. પરન્તુ તેની દૃષ્ટિએ કોઈ વસ્તુ જોઈ નહીં તેથી તેણે પૂછયું "પણ ત્યાં શું છે બેટી ?"

ફાતમાએ ફરીથી કહ્યું. "જોતા નથી" ત્યાં શું પડેલું છે ?"

કુતબુદીને ફરીથી ધ્યાનથી જોયું તો એક સુંદર યુવક મૃતાવસ્થામાં જમીન પર પડેલો હતો. એની ઉંમર આશરે એકવીસેક વર્ષની જણાતી નથી. એક ખાખી ખમીસ અને પેન્ટ પહેરેલા એ યુવાનનું મોં હજી પણ તેજસ્વી જણાતું હતું. જેથી એવું અનુમાન થતું હતું કે તે હજી પણ જીવન અને મૃત્યુની વચ્ચે ઝોલા ખાઈ રહ્યો છે. માનવતાએ તેને પ્રેર્યો. તેણે ત્યાં જઈને જોયું, કે નગતે બચી શકે તેમ છે કે કેમ, જો બચાવી શકાય તેમ હોય તો તેને બચાવવાનો પ્રયાસ કરે, પરન્તુ તરત જ તેની આંખ સામે મૌલવીના બે શબ્દો યાદ આવ્યા. તે ચમકી ઊઠ્યો. ને બબડી ઊઠ્યો "પરંતુ તે તો કાફર છે તેનું કેમ!

ફાતમાએ આજીજીપૂર્વક કહ્યું, "પણ તેમાં શું થયું! બાબા, ત્યાં જઈએ તો ખરા."

કુતબુદીન પોતાની લાડીલી દીકરીની ઇચ્છાને રોકી શક્યો નહી. તે તે યુવાનની પાસે ગયો, ને નાડી પર હાથ મૂક્યો. હૃદયની ગતિ બહુ જ મંદ પડી ગઈ હતી. વૃધ્ધે છાતી પર હાથ રાખીને આંખોને ખોલીને આમ તેમ જોયું. નિરાશ વદને તેણે દીકરી તરફ જોયું. ફાતમા જે એકી ટસે તે યુવાનના મોં તરફ જ જોઈ રહી હતી. તેની આંખમાંથી આંસુની ધારા વહી રહી હતી. બળપૂર્વક આંસુને ખાળવાનો પ્રયત્ન કરતાં ફાતમાએ કહ્યું "બાબા, આમને તો આપણા ઘેર લઈ જવા પડશે."

કુતબુદીને કહ્યું. "બેટી, તારું હૃદય બહું જ કોમળ લાગે છે. પરન્તુ આને લઈ જવો એ નકામું છે. એની બચવાની કોઈ આશા લાગતી નથી. વળી આપણા કમાન્ડરને એમ ખબર પડશે કે મેં એક કાફર શત્રુને ઘરમાં સારવાર કરવાને રાખ્યો છે તો મારી જિંદગી પણ જોખમમાં આવે તેમ છે. માટે બેટી, મારું કહ્યું માન અને તુ તારી હઠ છોડી દે."

ફાતમાએ બાપના પગે પડીને કહ્યું, "નહીં બાબા, એમ ના બોલો. એમ નહીં બની શકે."

કુતબુદીન દિકરીના આ શબ્દોથી વિવશ બની ગયો.

(૩)

૨૧ દિવસ પછી આજે મોહને પોતાની આંખો પહેલીવાર જ ખોલી. ફાતમાના આનંદનો પાર ના રહ્યો. એની ભિષણ તપસ્યા આજે સફળ થઈ હતી. વાસ્તવમાં તેના આત્મબળનું જ આ ફળ છે. નહિ તો કઈ દવા તેને જીવાડી શકે તેમ હતી? વૈદ્ય પણ શું મૃત્યુના મુખમાં પડેલા માનવીને બચાવી શકવા શક્તિમાન છે! એની સેવા સુશ્રષા કરવામાં તો તેને રાત કે દિવસની ખબર રહી નહોતી, છતાં પણ તેના હૃદયમાં કોઈ કોઈ વાર નિરાશાનો ઘેરો અંધકાર છવાઈ જતો હતો અને કોઈ કોઈ વાર આશાનો સંચાર પણ થતો હતો. એ દિવસને યાદ કરીને તેનું હૃદય હજી પણ કંપી ઊઠે છે અને સાથે અનંત ઉલ્લાસ પણ અનુભવે છે. મોહનને અહીં લાવ્યે અઢાર દિવસ થતા હતા. રહવારમાં ઊઠતાં જ ફાતમા મોહનની પાસે ગઈ. તેને જોતાં જ તે ગાભી બની ગઈ. મોહનનો ચહેરો સાવ પીળો અને કાન્તિહીન થઈ ગયો હતો. ફાતમા ચીસ પાડી ઉઠી "બાબા," કુતબુદીન દોડતો આવ્યો "શું બેટા!' તે ગભરાતા ગભરાતા બોલ્યો, ફાતમા કેવળ મોહનની તરફ ઇશારો કરી શકી. કુતબુદીને નાડી જોઈને નિરાશ હૃદયે બેટીની સામે જોયું. તે રડી રહી હતી. તેણે કહ્યું "ઠીક બેટી, એક વાર ફરીથી પ્રયત્ન કરી જોઉં. ચાર માઈલ પર એક હોશિયાર હકીમ છે. તેને હું બોલાવી લાઉં. ત્યાં સુધી તું તેની સંભાળ રાખતી રહેજે." ફાતમા ખાટલાના પાયા પાસે બેસીને આંસુ સારવા લાગી અને ત્યાંની ત્યાંજ ઊંઘી ગઈ. નિંદ્રા સ્વપ્નમાં તેણે જોયું તો એક સ્ત્રી તેને વીંટી બતાવીને એમ કહી રહી કે, "બેટી, આજ એમ આવી છે, જેનાથી મૃત્યુનો દરવાજો ખુલવાની આશા રહેલી છે."

ફાતમાની આંખ એકદમ ખુલી ગઈ. પહેલી નજર જે પર પડી તે મોહનની આંગળીએ પહેરેલી વીંટી હતી. યંત્રવત્ તેણે પોતાની વીંટી તેના હાથમાં પહેરાવી દીધી અને તેની પોતાના હાથમાં પહેરી લીધી. દરમ્યાન તેના પિતા આવી પહોંચ્યા. સાથે હકીમ પણ હતા. વીંટીની અદલાબદલીતો હજી માત્ર

એકજ સેકન્ડ થઈ હશે ત્યાં તો મોહનની સ્થિતિમાં ઘણો જ તફાવત પડી ગએલો જણાયો. પીળા ચહેરા પર હવે લાલી આવતી જતી હતી જની ન્હોની કાન્તિ પાછી આવી રહી હતી, હકીમજીએ તેની નાડી તપાસીને દવા આપી, અને ચોથે દિવસે દરદી સાજો થશે તેવી આશા આપીને ગયો.

આજે ચોથો દિવસ છે. ફાતમા દવા લઈને મોહનની સામે ઊભી હતી. મોહને ધીમેથી આંખો ખોલીને આશ્ચર્યતાથી ચારે તરફ જોવા લાગ્યો. ખરેખર તે એનું ઘર નહોતું તેમજ હોસ્પીટલ પણ નહોતી જણાતી. એટલે તેણે ધીમેથી ફાતમાને પૂછ્યું, "આપ કોણ છો !"

ફાતમા એક પળ વાર તો ચૂપ રહી, શો જવાબ આપવો તે તેનાં મગજમાં આવ્યું નહિ. થોડી વાર પછી તે બોલી "આપની દાસી."

મોહને તેની તરફ ધ્યાનપૂર્વક જોયું અને ગંભીર હથી કહ્યું "તમે!"

ફાતમા માત્ર "જી" બોલીને ચૂપ રહી ગઈ.

મોહને ફરીથી પૂછ્યું "તમે"! થોડીવાર રોકાઈને બોલ્યો.

'નહી, એ અસંભવ છે. 'તમે નહિ, મારી કુસુમ તો મુંબઈમાં મારી રાહ જોઈ રહી હશે."

ફાતમા કંઈ પણ જવાબ આપી શકી નહિ એણે માત્ર તેને તેની સામે વીંટી બતાવી.

મોહન જાણે બધુંએ એક પળવારમાં સમજી ગયો. તેની બુઝાતી આંખો ફરીથી ચમકી ઊઠી, અને પીળા હોઠ પર હલકું અને ફિક્કું હાસ્ય ચમકી ઊઠ્યું.

o

# દાક્તરની વાણી

## શ્રી. કેશવપ્રસાદ દેસાઈ

બી. એ. એલ એલ. બી.

[ એક જ નાજુક પળ અને સારાયે જીવનના પ્રવાહની દિશા પલટાઈ જાય; એક જ અકસ્માતને માનવીનું માનસ બદલાઈ જાય; એક જ બનાવને સ્વભાવમાં પરિવર્તન થઈ જાય કઠોર સત્ય ઉચ્ચારનાર દાક્તરના જીવનમાં આવેલી એવી એક પળે કેટલું મંથન જગાડયું તે વાર્તા જ ભલે કહે. ]

'અરે નર્સ ! આ ભાઈને...ઈન્જેકશન આપો. પોરિયા ! આ ભાઈનો પાટો છોડ અને ઘા ધોઈને સાફ કર'

'ટનટન ટન. આ ટેલિફોન પણ જંપવા દેતો નથી, હેલો ! હેલો ! હા, હું દાક્તર ગાંધી છું. હા, અકસ્માત ક્યારે થયો ? તમે જલદી એમને અહીં લાવો. હું તૈયારી કરાવું છું.'

'પોરિયા છોટા દાક્તરને બોલાવ.'

'જુઓને દાક્તર ! જીવરાજ શેઠ દાદરેથી પડી ગયા છે. હમણાં જ એમને અહીં લાવે છે. તેમ અકસ્માતના રૂમમાં તૈયારી કરો. હું હમણાં જ ત્યાં આવું છું. એક્ષ-રે પ્લેટ પણ લેવી પડશે.

'નર્સ ! આજે વાઢકાપનો દિવસ છે તે જાણો છો ને ! ઘેનની દવા આપતા દાક્તરને કહો કે હમણાં જ આવે. કદાચ જીવરાજ શેઠ માટે તેમની જરૂર પડશે અને પછી બીજો વાઢકાપનો સમય થશે.'

'પોરિયા ! બહાર બેઠેલા બીજા સૌ દરદીઓને ખબર આપ કે હવે વખત થઈ ગયો છે. જે નવા હોય એને કહી દે કે આજે હવે નવા દરદી નહિ લઈ શકાય. બીજા સૌને નાના દાક્તર પાસે લઈ જા. જીવરાજ શેઠ આવી ગયા પછી હું વાઢકાપમાં જઈશ અને પછી વિઝિટ પર.'

'બહેન, તમે ટેલિફોનની નોંધ લેજો. હમણાં મને ટેલિફોન ન આપતાં. હવે બધું નાના દાક્તરને કહેજો.'

ડૉ. ગાંધીની પ્રેક્ટિસ બહુ જ વિશાળ હતી. એમની ફી પણ ભારે હતી. એમની રીતભાત તોછડી અને એમની બોલી કડવી તો પણ સાક્ષાત્ ધન્વંતરિ અને અશ્વિનીકુમારના એમના ઉપર આશીર્વાદ ઊતર્યા હતા. એ ઘણા જ હોશિયાર હતા, પરંતુ ભારે ફીને લીધે સામાન્ય વર્ગના માણસો છેક અંતકાળે જ એમને બોલાવી શકતા. કોઈ બીજા દાક્તરનું ચાલે ત્યારે જ એમ તેમ કરી તેઓ આ અંતકાળિયા દાક્તરને બોલાવતા. આવા દાખલાઓમાં ઘણીયે વાર એમની કડવી જીભે એ સ્પષ્ટ કહી દેતા કે દરદી નહિ જીવે ચાર દિવસ વહેલો મને બોલાવ્યો હોત તો કાંઈક કરી શકાત આમ મરણ ટીપ આપીને ફી લઈને, અંતકાળિયા દાક્તર ચાલતી પકડતા હતા. લોકોમાં તેમના બોલવાથી એમ છાપ પડી હતી કે દાક્તરની વાણી તો ભવિષ્યવાણી છે. જ્યાં એ કહે કે આશા છે ત્યાં દરદી અવશ્ય બચી જાય. દાક્તરનું એમ માનવું હતું કે ખોટી આશા કે સારા બોલથી કાંઈ દરદી બચતો નથી.

દાક્તર ગાંધીને કૌટુંબિક જીવનની ઉપાધિ ન હતી. તે અને તેમનું કામ. ઇસ્પિતાલ, ઓપરેશન, દવા, દરદીઓ અને દાક્તરી સાહિત્યના વાચનમાં તેઓ ડૂબેલા રહેતા હતા. ધંધાના વર્તુળ બહાર તેમને ફક્ત એક જ મિત્ર હતો. તેનું નામ હતું હરિલાલ. તે ખરેખરો હરિનો લાલ હતો. સરળ સ્વભાવનો અને નિસ્પૃહી, એ અતિ ધનવાન ન હતો. સાધારણ પગારે નોકરી કરતો હતો, પણ બાપદાદાની થોડીઘણી મિલકત તેની પાસે હતી. સાદી ટેવો અને મહેનત સ્વભાવે એ મિલકત વધી હતી દાક્તર ગાંધી અને હરિલાલ નાનપણમાં ભેગા રમ્યા હતા અને સાથે ભણ્યા હતા. ત્યારથી તેમની મૈત્રી બંધાઈ હતી. મહિનામાં એક અથવા બે વાર હરિલાલ દાક્તર ગાંધીને દવાખાને જાય. દાક્તર પોતાના કામમાં હોય તો બે કલાક–એકલાક ત્યાં બેસે અને દાક્તર પરવારે ત્યારે બે જણ સાથે નીકળે. દાક્તરની મોટરમાં બેસીને લાંબે ફરવા જાય અને પછી પગે ચાલતે એમ સાથે બેત્રણ કલાક ગાળે. એ બે વચ્ચે શી વાતો થતી હશે તે કોઈ પણ કહી શકે નહિ, કદાચ બચપણની પણ વાતો થતી. કોઈક વાર–વરસમાં એકાદવાર દાક્તર હરિલાલને ઘેર જમવા પણ જતા.

આજે હરિલાલનો મોટો દીકરો દાક્તરના દવાખાનામાં બેઠો હતો. બે કલાક તો એ એમ ને એમ બેસી રહ્યો. પછી દાક્તર વાઢકાપના ખંડમાં જતા હતા, ત્યારે તેમની નજર એના ઉપર પડી. અને એ કેમ આવ્યો હતો તે એમણે પૂછ્યું છોકરાએ કહ્યું : 'બાપા બહુ જ બિમાર છે અને ગામે તમને તેડવા મોકલ્યો છે.' પણ પછી તો દાક્તર વાઢકાપમાં ગૂંથાયા. ત્યાંથી ત્રણ કલાકે એમનો છૂટકો થયો. ત્યારબાદ તરત જ તે પોતાની મોટરમાં છોકરાને લઈને હરિલાલને ત્યાં ગયા.

હરિલાલને તપાસતા ગાંધીના મુખ ઉપર ઘેર વિષાદની છાયા પથરાઈ. સૌને સ્પષ્ટ વાત જણાવનાર દાક્તરને લાગ્યું કે કોઈ પોતાને દિલાસાના બે બોલ કહે તો સારુ. બિછાના પાસેની ખુરશી ઉપર દાક્તર ફસડાઈ પડ્યા. સામે એમનો પરમ મિત્ર, એકનો એક મિત્ર, લંગોટિયો મિત્ર, બાળસ્નેહી હરિ પડ્યો છે. તેનામાં ચેતન નથી, આંખો બંધ છે. પુષ્કળ દરદ થતું હોય તેવાં ચિહ્ન તેના મુખ પર છે દાક્તર ગાંધીનું જ્ઞાન કહે છે કે હરિલાલ હવે જીવવાનો નથી; પણ તેનું હૃદય, તેનો પ્રેમ, તેનો સ્વાર્થ ઇચ્છે છે કે હરિલાલ જીવે. કાંઈક સ્વસ્થતા મેળવી દાક્તરે પૂછ્યું:

'ક્યારના માંદા થયા છે?'

'દોઢ મહિનો થયો.'

'દવા કોની ચાલે છે?'

'બાજુના સરિયામ રસ્તા ઉપરના દાક્તરની.'

'એમનું નામ?'

દાક્તર ગાંધીએ એનું નામ પણ સાંભળ્યું ન હતું!

"તમે મને કેમ કહાવ્યું નહિ? તમારા દાક્તર પાસે પણ કેમ કહેવડાવ્યું નહિ?'

'આપ હમેશાં બહુ કામમાં હો છો એટલે તસ્દી ન આપી. કહોને દાક્તર, એ સાજા થશે?'

'તમે મને પૂછપરછ ન કરો. મને કામ કરવા દો. આ બધાં છોકરાંને બહાર મોકલો. ફક્ત આ મોટાને અહીં રહેવા દો.'

તરત જ દાક્તરે ઇંજેક્શનની તૈયારી કરી તે આપ્યું તોપણ દરદી તો તેમ જ પડ્યો હતો. દાક્તરને કપાળે પરસેવાનાં બિંદુ દેખાયાં, પોપચાં પર થાકનાં ચિહ્ન નજરે પડ્યાં.

'ભાઈ, થોડી ગરમ કોફી લેશો?' હરિલાલની વહુએ પૂછ્યું.

'ના, હું હમણાં દવા લઈને પાછો આવું છું. તમે હરિલાલને આમને આમ જ રહેવા દેજો. જરાયે હલાવશો કે બોલાવશો નહિ મોટું તપેલું ભરીને પાણી ઉકાળી રાખો.' આટલું બોલી દાક્તર ગયા. પૂરો અડધો કલાક પણ થયો નહિ. ને તે પાછા આવ્યા સાથે નર્સ અને બીજો દાક્તર હતો ગાંધીએ કહ્યું:

'ભાભી! હમણાં એક નાનું સરખું ઑપરેશન કરું છું. તમે મોટાને અહીં રાખી સૌ બીજા ખંડમાં જાવ. મારા બોલાવ્યા વિના અંદર આવશો નહિ.

'નાનાભાઈ, મને બધું જણાવો. ખરું કહો..'

'જલદી બહાર જાવ.' દાક્તરે કઠોરતાથી કહ્યું.

એમની આંખ જોઈ ભાભી તો ત્યાં જ ફસડાઈ પડ્યાં નર્સ તેમને સંભાળીને બહાર મૂકી આવી.

ઠેઠ રાત્રે આઠ વાગ્યે દરદીએ આંખ ઉઘાડી અને પોતાના મિત્ર દાક્તરને જોઈ મોં મલકાવ્યું. આખાયે કુટુંબે છૂટકારાનો દમ લીધો. વાતાવરણમાં આશા અને આનંદ પથરાઈ ગયાં. દરદીની પત્નીએ પૂછ્યું :

"હવે જોખમ ગયું? એ સાજા થઈ જશે?'

દાક્તરે માથું ફેરવ્યા વિના જ કહ્યું: 'દર અડધે કલાકે બે ચમચી. બ્રાન્ડી અને ગ્લુકોઝ આપ્યા કરજો.'

બિચારી બાઈની ધીરજ હવે ખૂટી. એ ઊઠીને ખંડનાં બારણાંમાં જઈ ઊભી. ઇશારે એણે દાક્તરને બોલાવ્યા–દાક્તર અને એ બીજા ખંડમાં ગયાં.

'નાનાભાઈ! મને સાચું કહો, એ બચશે?'

'તમે નાહકનાં ઉશ્કેરાવ નહિ સવાલ પૂછવાનો શો અર્થ છે? આપણે બધું બનતું કરીએ છીએ.'

દાક્તર પાછા ગયા. દરદીની પાસે જઈ બેઠા. સાન કરીને દરદીએ તેમને નજદીક બોલાવ્યા અને ધીમે સાદે પૂછ્યું: 'એ કોણ રડે છે?'

'તું શાંતિથી સૂઈ રહે. શ્રમ લેવાનો નથી.'

'પણ ડાક્તર મને સાચું કહો હવે મારે કેટલો સમય છે? મારે વીલ ઉપર સહી કરવાની છે. જૂના વીલમાં મારા ભાઈને ટ્રસ્ટી નીમ્યો છે. એ હવે વાહિયાત થયો છે. મારી સાથે લડ્યો છે. એ મારાં છોકરાંને રખડાવશે.'

'તું ખોટી ચિંતા ન કર. તારે જરીયે શ્રમ લેવાનો નથી.' એટલું બોલી ડાક્તરે એની નાડ હાથમાં લીધી. શ્રમથી અને ઉશ્કેરાટથી નાડીનો વેગ વધી ગયો હતો. થોડીવારે દરદીએ કહ્યું :

'ડાક્તર! મારી નાની પેટી લાવવાનું તમારી ભાભીને કહો એમાં મારું લખેલું વીલ છે. તમે સાક્ષી કરજો.'

'તમે તમારે શાંતિથી સૂઈ રહો. બીજો કોઈ વિચાર ન કરો.'

ડાક્તરે કહ્યું અને વિચાર કર્યો. 'આ તો જબરી પીડા છે. એની ચિંતા સાચી છે. મારાથી એને કહેવાનું નથી કે કાંઈ ભય નથી. તેમ સાચી વાત પણ બોલવાની નથી. ત્રણ કલાકથી વધારે હરિલાલ જીવી શકે નહિ; પણ જો સહી કરવા દઉં તો કલમ પકડતાં પણ એ પ્રાણ છોડે અથવા સહી કર્યા પછી તો એ જીવી શકે જ નહિ. એ શ્રમ ન લઈ શકે. આ તો ધર્મસંકટ છે.'

'ડાક્તર, મારાં ધન્યભાગ્ય છે કે તમે જ અહીં હાજર છો. તમારા શબ્દમાં મને પૂર્ણ વિશ્વાસ છે. કહો, ભય નથી. તમારા મોંએ જ બોલો અને હું માનીશ વીલ માટે આગ્રહ નહિ કરું.'

જે ડાક્તરે કોઈ વેળા ભગવાન સંભાર્યા ન હતા, તેણે અત્યારે સંભાર્યા. કોઈ દરદીને એણે ખોટું આશ્વાસન આપ્યું નથી; પણ અત્યારે એ સાચું બોલી શકે એમ નથી. હવે શું કરવું એ પ્રશ્ન વિકટ થઈ પડ્યો: દરદી નમેલી આંખે ડાક્તર તરફ જોતો હતો. એ આંખમાં આશા હતી. એના હોઠ જરાજરા ધ્રૂજતા હતા. ડાક્તરના ઉત્તરની એ રાહ જોતો હતો.

'સત્ય બોલવાનું મારું કેવળ અભિમાન છે. આ દરદીને સત્ય કેમ કહેવાય? સ્પષ્ટવક્તા છું. સ્પષ્ટવક્તા થવું જોઈએ, એ માન્યતા આજે મને ખોટી લાગે છે. આ સૌ સદ્ગુણો કરતાં માણસાઈ મોટી છે. અત્યારે આને આશ્વાસનની જરૂર છે.' ડાક્તર વિચારી રહ્યા હતા.

'ભાઈ, હું હમણાં દવા આપું છું. તમે શાંત રહો.'

હજીયે એનું અભિમાન નમતું ન હતું. ડાક્તર બહાર ગયા. બારીમાંથી જોયું. મનમાં વિચાર તો ચાલુ જ હતા :

'સહી કરવાની જ હોય તો હમણાં જ કરવી જોઈએ. પણ તેનું પરિણામ? નહિ. ડાક્તર તરીકે એ શ્રમ તો હું એને ના જ આપી શકું. હા, માણસાઈ–માણસાઈ જ મોટી છે.'

ડાક્તરે જઈને દરદીને એક ગોળી ગળાવી. નાડ હાથમાં લીધી. સહેજ ખૂંખારો કર્યો અને બોલ્યા:

હરિલાલ! તને કંઈ થવાનું નથી. તારો વાળ પણ વાંકો નહિ થાય તું શાંતિથી સૂઈ રહે. મારા ઉપર ભરોસો રાખ.'

દરદીનું મોં મલક્યું અને ધીમે અવાજે તે બોલ્યો:

'હા, ભાઈ, ઈશ્વરથી યે વધુ ભરોસો તારો.'

એણે આંખ મીંચી અને નિશ્ચિંતપણે એ ઊંઘ્યો.

ભૂખ્યો તરસ્યો ડાક્તર મધરાતે ઘેર ગયો. પરોઢિયે પાંચ વાગ્યે એ પાછો ફર્યો. સાશંક હૃદયે, અચકાતે પગલે એ ઘરમાં ગયો. નર્સનું મુખ મલક્યું. એણે નાડે આંગળી મૂકી અને હળવેપગે ખંડની બહાર ગઈ અને કહ્યું કે દરદી તે વખતનો હજી ઊંઘે જ છે.

'નાનાભાઈ! હવે કેમ છે?'

ડાક્તર બિછાના પાસે ગયા. દરદીની નાડ જોઈ. મુખ હસુંહસું થઈ રહ્યું અને બોલ્યા:

'ભાભી! કાંઈ જ ચિંતા કરવાની નથી હરિલાલ તો નેવું વર્ષનો થશે.'

દરદીએ આંખ ઉઘાડી અને સ્મિત કર્યું:

'ડાક્તરની વાણી કાંઈ ખોટી હોય!'

ડાક્તરે મનમાં વિચાર્યું. 'આ શો ચમત્કાર!'

તે દિવસ પછી લોકો કહે છે કે ડાક્તરનો સ્વભાવ બદલાઈ ગયો છે.

# કાચની બંગડી

## ( એકાંકી નાટિકા )

લેખકો:-
શ્રી ઇન્દ્રવદન નરોત્તમદાસ દેસાઇ
તથા
સૌ મદનગૌરી ઇન્દ્રવદન દેસાઈ
(સાબરમતી.)

## પ્રવેશ પહેલો

પાત્રો:-

હસમુખલાલ:-એક નાના પગારનો સરકારી કારકુન

કુસુમગૌરી:-તાજેતરમાં લગ્ન કરી આવેલી હસમુખલાલની પત્ની.

સમય:-શિયાળાની એક સવાર-અગર ઉનાળાની એક સવાર.

સ્થળ:-શહેરમાંની એક શેરીનું નાનું મકાન.

( કુસુમગૌરી હાથની બંગડીને રમાડતી આગલા ખંડમાં પ્રવેશ કરે છે. હાથમાં કલમ પકડી હસમુખલાલ કાગળમાં કંઇક લખતા ખુરશીમાં બેઠેલા નજરે પડે છે.)

કુસુમગૌરી:-પત્ર લખો છો? કોને લખો છો? એક પત્ર મ્હારાં બાપુને પણ લખજો કે-

હસમુખલાલ-કે શું? તારા બાપુને જ લખું છું. બોલ, શું લખવું છે?

કુસુમગૌરી:-હું એમ કહેતી હતી કે-(કુસુમગૌરીથી આગળ બોલાતું નથી. હસમુખલાલ ચશ્માંમાંથી કુસુમ તરફ જુએ છે. કુસુમ મહાવિચારમાં ડુબી ગયેલી હોય તેમ પોતાના હાથ પરની કાચની બંગડીઓ રમાડતી રમાડતી હસી પડે છે. )

હસમુખલાલ:શું હસો છો? બોલતો ખરી શું લખવું છે તે?

કુસુમગૌરી:-તમો કાગળમાં શું લખતા હતા તે બતાવો પછી હું કહું.

હસમુખલાલ:-(હસતો હસતો કાગળ કુસુમને આપતાં આપતાં) કેવી પક્કી! .

(કુસુમગૌરી કાગળ લઇ વાંચે છે; અને હસતી હસતી કાગળ પાછો આપે છે.)

કુસુમગૌરી:-એજ તમો લખો છો તેજ હું કહેવાં આવી હતી, મને ઘણીજ ખુશી થઇ કે તમે એજ વિચાર ધરાવો છો. જેમ આપણી જુગતે જોડી મળી છે, તેમ મારી રંજનને પણ

હસમુખલાલ:-તને એ વિચાર શા ઉપરથી આવ્યો! કહે......શા કારણથી તારી બેનને મારા ભાઇ જોડે આપવા તત્પર બની!

કુસુમગૌરી:-મને કંઇ એવું જ લાગ્યું કે અમે બન્ને બ્હેનો સાથે જ રહીએ તો સારૂં. વળી સુરેન્દ્ર જેવો લાયક બીજો વર આપણે ક્યાં શોધી કાઢીશું!

હસમુખલાલ:-મારા વિચારને તું મળતી થઇ તે ઘણું આનંદની વાત હવે તારા બા અને બાપુ શું કહે છે તે જાણવાનું રહ્યું.

કુસુમગૌરી:-(આંખ મટકાવી) જરા આવતો આવો.
(હસમુખલાલ હસતો હસતો ઊઠે છે)

(પડદો પડે છે)

## પ્રવેશ બીજો

પાત્રો:-મનહરલાલ-રંજનના પિતા

ઈંદિરા:-રજનની માતા.

સમય—સવારનો. સ્થળ—એક નાનું ગામ

(રસોડાના પાટલા પરે પતિ પત્ની બેઠાં છે. સામે ચાહના કપ અર્ધા પીધેલી હાલતમાં અને અરધા પીવાની હાલતમાં પડયા છે.)

ઇંદિરા:-આપણી કુસુમ માટે તો સારો વર શોધી કાઢયો હવે રંજનનું શું? એને પણ એવો જ કોઈ સારો વર મળી જાય તો હું અંબામાતાને ચુંદડી ચઢાવું.

મનહરલાલ:-એતો જેવું જેવું નસીબ ઉતાવળે કંઇ આંબા પાકે નહિ. પેલા મોહનલાલને ત્યાંથી કહેણ આવ્યું હતું. એનો છોકરો હમણાં જ બી. એ. થઇને મુંબાઇ નોકરીમાં રહ્યો છે. આમતો વર ઘર કંઇ ખોટું નથી પણ......

ઇંદિરા:—ના. આ. મારે કંઇ મારી રંજનને એવા ચીંગુ સાથે દેવી નથી. મને મંદિરે પેલા રમળાકાકી મળ્યાં હતાં. તે તેના ભાઈના છોકરા માટે કહેતા હતા. જો, ત્યાં તમારો વિચાર થાય તો...

મનહરલાલ:—ના, ત્યાં મારો વિચાર નથી. લોકો કહે છે કે એ ઘર બહુ ઝગડાળુ છે, ને છોકરાંમાંએ કાંઇ કરતા કાંઇ દમ નથી

ઇંદિરા:—ત્યારે શોધીશું ક્યાં ? આપણી કુસુમના દિયેર માટે હસમુખલાલને પુછાવી જુવો તો...

(રંજન બહારથી હાથમાં કાગળ લઈ દોડતી દોડતી આવે છે.)

રંજનગૌરી:—આ ! હસમુખલાલનો કાગળ આવ્યો.

મનહરલાલ:—શું લખે છે જોઇએ.

(મનહરલાલ કવર હાથમાં લઈ ખોલે છે. મનમાં કાગળ વાંચી મ્હોં મુસકારાવે છે)

ઇંદિરા:—કેમ શું લખે છે તે આટલા બધા હસો છો !

મનહરલાલ:—એજ આપણા ત્રણ પૈસા બચી ગયા; ને સાકર વ્હેંચવાની તૈયારી કરો. કેમ રંજન બેટા, લે કાગળ તારી બાને વાંચી સંભળાવ.

(રંજન હસતી હસતી હાથની બંગડી ખખડાવતી કાગળ હાથમાં લે છે; અને મનમાં વાંચે છે. થોડી વારે એ મચેડાયો કાગળ ઇંદિરા ઉપર ફેંકી નાસી જાય છે.)

મનહરલાલ:—જોઇ પકડી વાંચવાનું કહ્યું ત્યારે કાગળ ફેંકી નાસી ગઈ.

ઇંદિરા:—તમે યે શું જોઇને એને કાગળ વાંચવા આપો ! (કાગળ વાંચી રહ્યા પછી) ચાલો આ જોડી પણ સારી મળી ગઈ. આપણા ઉપર ભગવાનની મહેર લાગે છે ખરી. નહીં તો છોકરીના બાપનાં વર શોધતા શોધતા પગના તળિયાં એ ઘસાઈ જાય. અહોહો ! તમેં તો કેં દહાડાના બુમ પાડતાં હતા કે આવો સારો અબ્બે છોકરીને માટે વર તે કઇ દુનિયામાંથી લાવીશું, પણ જુઓ. ઇશ્વરે આપણી છોકરીઓ માટે કેવા સારા વર પણ ઘડી રાખ્યા છે ને.

મનહરલાલ:—નસીબની વાત મોટી છે નહિ તો દીકરીને માટે વર શોધવો એટલે સમુદ્રનું પાણી ઊલેચવું. હું હમણાંજ હસમુખલાલને 'હા' નો કાગળ લખી દઉં છું. ત્રણેને અહીં બોલાવું છું. આવતા વૈશાખ માસમાં જ લગ્ન પતાવી દઇએ.

ઇંદિરા:—હા. એ વિચાર ઠીક છે.

(પડદો પડે છે)

## પ્રવેશ ત્રીજો

(મનહરલાલને ત્યાં બધા એકઠા થઇ છે. સુરેન્દ્ર વગેરે થોડા દિવસ એ મને ત્યાં રહે છે. રંજન અને સુરેન્દ્રનો પરિચય વધે છે. વિવાહ થાય છે. પછીનો એક દિવસ.)

સમય—સાંજે ચારનો

(સુરેન્દ્રના હાથમાં "દિવ્યચક્ષુ" છે. મેડા ઉપરની ખુરશીમાં બેઠો બેઠો ઘડીમાં તે વાંચે છે. ઘડીમાં સિસકારી બોલાવે છે, એટલામાં રંજનગૌરી ચાહનો કપ લઇને આવે છે)

સુરેન્દ્ર:—અહીં રંજન ! એક જ કપ કેમ !

રંજનગૌરી:—હું તો નીચે જઇને પીશ.

સુરેન્દ્ર:—આજ ગુજરાતીઓમાં મુસીબત છે ને ! પરણ્યું છે મારી સાથે ને ચાહ પીવો છે એકલા એકલા.

રંજનગૌરી:—કેમ, નીચે તમારા ભાભી છે ને !

સુરેન્દ્ર:—ને તેની સાથે ભાઇ નથી !

રંજનગૌરી:—છે. (રંજન બીજી ખુરશી પર બેસેછ.)

સુરેન્દ્ર:—બસ ત્યારે. તેવોને આપણે બે. લે એક રકાબી તુંયે પી. (સુરેન્દ્ર ચાહની રકાબી રંજનને આપે છે. ને પોતે કપ મોઢે માંડે છે. (ચાહ પીતાં પીતાં પણ એની નજર રંજન તરફ છે.)

રંજનગૌરી:—અરે ! ચાહ તો પીઓ મારા તરફ શું તાકી તાકીને જોયા કરો તો !

સુરેન્દ્ર:—(હસીને) આ રમણલાલની રંજન અને મારી રંજનની સરખામણી કરું છું.

રંજનગૌરીઃ–ઓહ! (જરા મોટેથી હસી) તો બન્નેમાં તમને કોણુ પસંદ પડી?

સુરેન્દ્રઃ–પહેલાં તો તું પસંદ હતી, પણ આ રમણભાઈનું 'દિવ્યચક્ષુ' વાંચ્યા પછી ખરું કહું તો આ ચોપડીની રંજને મારું મગજ ઘેરી લીધું હતુ, એટલા માટે તો તારા તરફ જોઈને મન પાછું વાળતો હતો.

રંજનગૌરીઃ–હવે મન પાછુ વળ્યું કે નહીં! (જરા ગંભીર બની) એ રંજન જેવી તો હું નથી જ પણ એના જેવી થવા પ્રયત્ન કરું તો બનું ખરી.

સુરેન્દ્રઃ–શાબાશ! અરૂણે આમળાં ભૂરકો માર્યો ને આંખ ખોઈ, તો એ રંજન તો તેનેજ પરણી ખરે, રંજને એક પ્રેમિકા તરીકે ઘણો સારો ભોગ આપ્યો કહેવાય.

રંજનગૌરીઃ–ત્યારે એનું નામ તે ખરો પ્રેમ; સોનાની બંગડી જેવો કાચની બંગડી જેવો પ્રેમ તો તરત તૂટી ફુટી જાય.

(રંજનની બોલવાની છટા ઉપર સુરેન્દ્ર ખુશ થાય છે. એની પાસે જઈને એનો હાથ પકડે છે. પ્રેમની રકઝકમાં રંજનના જમણા હાથની એક કાચની બંગડી તૂટી જાય છે. બન્ને એક બીજા સામુ જોઈને હસે છે.)

સુરેન્દ્રઃ–"ક્યાં ચહાવું તે દિલ માત્ર જાણે,
તેમાં ન કાંઇ બનતું પરાણે."

આવું ને આવું આકર્ષણ સદા ટકાવી રાખીશ ને કુમારી?

રંજનગૌરીઃ–કુમારના એવા અહો ભાગ્ય કે એ, આકર્ષણ કદી ખૂટશે નહીં મારી આ આંખોમાંથી.

સુરેન્દ્રઃ–એમ! ઘણી ખુશીની વાત.

(સુરેન્દ્ર જરા નીચો નમે છે. એટલે બન્નેની આંખો હસી ઊઠે છે.)

(પડદો પડે છે)



પરદેશી કાપડના પિકેટિંગના એ દિવસો હતા. થોડાક દિવસની રજા લેવા માટે આવેલા છાવણીના એક સૈનિકને સ્વ. ફૂલચંદભાઈએ પૂછ્યુંઃ

'ક્યારે પાછા ફરશો?'

'મંગળવારે અથવા બુધવારે, નહિ તો છેવટે ગુરુવારે ખરો, ખરો ને ખરો જ.'

ફૂલચંદભાઈએ જવાબ આપ્યો : 'એમ નહિ, જો સાંભળી લે. તારી જ માફક હું ય એક દિવસ આશ્રમમાં હતો ત્યારે ગાંધીજી પાસે રજા લેવા માટે ગયેલો. બાપુએ પૂછ્યું તેના જવાબમાં મેં કહ્યુંઃ 'શનિવારે કે રવિવારે પાછો ફરી જઈશ.' બાપુ કહેઃ 'એમ ન ચાલે.' એટલે મેં શનિવારે આવવા કહ્યું. ત્યારે બાપુએ જવાબ આપ્યો : 'કાં તો ફૂલચંદ શનિવારે બપોરે બાર વાગે આશ્રમમાં હાજર હોય, કાં એ બિમાર છે એવો પત્ર હોય, અથવા તો ફૂલચંદ મરણ પામ્યો છે એવો તાર હોય–આ ત્રણ વિના ચોથી વાત સંભવે નહિ.' બોલ તારે શું કહેવાનું છે?'

સૈનિકે ચોક્કસ સમય આપ્યો ને તે એ જ વખતે પાછો ફર્યો.

o



# સંયુક્ત રાષ્ટ્રસંઘનાં મહિલા સભ્યો

પ્રાચીન મહિલાઓ રાષ્ટ્રની સંસ્કૃતિના સંદેશવાહકનું કામ કરતી હતી સમ્રાટ અશોકની પુત્રી સંઘમિત્રાએ હિંદી સંસ્કૃતિને દૂર દૂર ફેલાવવામાં આપેલો ફાળો જાણીતો છે. આજ સંયુક્ત રાષ્ટ્ર સંઘ જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થામાં મહિલાઓ પોતાનો ફાળો આપી રહી છે. આ સંસ્થાનાં કેટલાક બાનુ સભ્યોનો ટુંક પરિચય અહીં આપ્યો છે.

## શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત

ભારતના પંતપ્રધાન પંડિત જવાહરલાલની બહેન શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિત રશિયામાં હિંદના એલચી તરીકે છે. તેઓ સયુંક્ત રાષ્ટ્રસંઘની જનરલ એસેમ્બલીમાં હિંદના પ્રતિનિધિ મંડળના અધ્યક્ષ પણ છે તેમના ઉદાત વ્યક્તિત્વે અને ચમકતી સાડીએ એસેમ્બલીને એક અપુર્વ શોભા આપી છે. તેઓ એક એવી મહિલા છે કે જેમને દેશમાં બધા ચાહે છે અને વિદેશમાં તેમની અત્યંત પ્રશંસા થઈ છે! હિંદને સ્વાધીનતા મળ્યા પહેલાં તેઓ પોતાના દેશને ગુલામીમાંથી મુક્ત કરવા નિરંતર પરિશ્રમ કરતાં હતાં. ૧૯૪૧ માં તેઓ અખિલ હિંદ મહિલા પરિષદના પ્રમુખ હતા હિંદમાં પ્રધાન બનાવનાર તેઓ પ્રથમ સન્નારી હતાં ૧૯૩૭માં તેમણે યુ. પી. માં પ્રધાન પદ સંભાળ્યું હતું તેમને ત્રણ પુત્રીઓ છે.

## શ્રીમતી શિરતા સુહરાવદી

પાકિસ્તાનના શ્રીમતી શિરતા સુહરાવર્દી ઈક્રામુલ્લાએ કિંગ્સ કોલેજમાંથી દર્શનશાસ્ત્રમાં "ડોકટરેટ"ની ઉપાધી મેળવી છે, તેઓ પાકિસ્તાનના વિદેશ સચીવની પત્ની છે. લંડનમાં અધ્યયન સમાપ્ત કર્યા બાદ મુસ્લિમ લીગમાં તેઓ સક્રિય સભ્ય છે તેણે ૧૯૪૧માં મુસ્લિમ મહિલા સંસ્થાનું સંગઠન કર્યું હતું ૧૯૪૬–૪૭ માં તેઓ સવિંધાન સભા (જે દેશના ભાગલા પાડમા બાદ બે ભાગોમા વહેંચાઈ ગઈ) ના સભ્ય હતાં. પેરિસમાં મળનાર જનરલ એસેમ્બલીના અધિવેશનમાં તેઓ પાકિસ્તાની પ્રતિનિધિમંડળનો સભ્ય તરીકે ગયા હતા.

## શ્રીમતી રૂઝવેલ્ટ

શ્રીમતી એલીનોર રૂઝવેલ્ટનો જન્મ ૧૧ મી ઓકટોબર ૧૮૮૪ માં થયો હતો ૧૯૦૫ માં તેમણે અમરિકાના સ્વર્ગસ્થ રાષ્ટ્રપતિ શ્રી ફ્રેંકનિ ડેલાનો રૂઝવેલ્ટ સાથે લગ્ન કર્યું હતું. અને તેમને તેમના દરેક કાર્યોમાં સક્રિય સહાયતા કરી હતી. ગત મહાયુદ્ધ દરમ્યાન તેમણે ગ્રેટબ્રિટન અને પ્રશાન્ત મહાસાગરના બધા પ્રદેશોની મુસાફરી કરી હતી તેઓ પ્રખ્યાત પત્રકાર છે અને રેડિયો પર પણ સરસ ભાષણ કરે છે.

સંયુક્ત રાષ્ટ્ર સંઘને ત્રીજી સમિતિમાં પણ તેમણે કાર્ય કર્યું છે. ૧૯૪૬ મા તેઓ માનવી અધિકાર સમિતિની અને ૧૯૪૭માં 'ઈન્ટરનેશનલ બીલ ઓફ રાઈટસ' પર રચવામાં આવેલ 'ડ્રાફટિંગ' સમિતિના અધ્યક્ષ પણ હતા.

## કુમારી બર્ડહિનો

કુમારી બર્નહિનો 'ઈન્ટર અમેરિકન કમિટી ફોર વિમેનના અધ્યક્ષ છે. ઉકત સંસ્થાની હાલમાંજ બેગોટામાં નારી પરિષદના પ્રતિનિધિ છે અમેરિકાની મહિલાઓની સ્થિતિ સુધારવાને માટે તેમણે જે કાર્ય કર્યું છે તેને માટે 'પાન અમેરીકન સોસાયટીએ તેમને 'ઓલિવર એન્ડ સન માર્ટિન' ચંદ્રક આપ્યા છે. સંયુકત રાષ્ટ્રસંઘના મહિલા કમીશનનાં તેઓ ઉપાધ્યક્ષ પણ થઈ ચુકયાં છે. આંતરરાષ્ટ્રીય" સંસ્થાના સાનફ્રાંસિસ્કો ખાતે મળેલા અધિવેશનમાં તેમણે એસેમ્બલીની ત્રણે બેઠકમાં ભાગ લીધો હતો.

### એન. ન્યૂલેંડ્સ

શ્રીમતી એન ન્યુલેંડ્સનો જન્મ ન્યુઝીલેંડનાં દક્ષિણ ટાપુમાં તિમરૂ પાસે થયો હતો, તેમણે પોતાના જીવનમાં ૪૦ વર્ષ સમાજ પ્રચાર કર્યો હતાં. તેઓ મહિલા પ્રવૃત્તિમાં તથા ત્યાંની સ્થાનિક સરકારી પ્રવૃત્તિઓમાં ઘણોજ ભાગ લે છે. ન્યૂઝીલેંડના જાહેર જીવનમાં તેમણે ઘણી ખ્યાતિ પ્રાપ્ત કરી છે. તેઓ જિલ્લા હોસ્પિટલ સમિતિ અને મહિલા રાષ્ટ્રીય સમિતિના સભ્ય છે ઉપરાંત રાષ્ટ્રીય સમિતિની તિમરૂ શાખાની કારોબારી સમિતિની પણ સભ્ય છે; અને સાથે સાથે તેઓ હાઉસિંગ સમિતિના અધ્યક્ષ પણ છે યુદ્ધ દરમ્યાન તેઓ "વીમેન વોર સર્વિસ ઓક્ઝીલરી'નાં સભ્ય હતા જનરલ એસેમ્બલીના પેરિસના અધિવેશનમાં તેઓ ન્યુઝીલેંડના પ્રતિનિધિમંડળના એક સભ્ય તરીકે ગયાં હતાં તેમને બે સંતાનો છે. છોકરો ચાકી ન્યુઝીલેંડ હવાઇ ફોજમાં છે અને છોકરી કોલેજમાં ભણી રહી છે.

### શ્રીમતી સ્ટ્રીટ

શ્રીમતી સ્ટ્રીટનો જન્મ ૧૮૮૨માં ઓટાનાગપુરમાં થયો હતો. ઇંગ્લેંડમાં કેળવણી મેળવી તેઓ ઓસ્ટ્રેલીઆ ગયાં અને ત્યાં સીડની વિશ્વવિદ્યાલયમાંથી "બી. એ" ની ઉપાધિ મેળવી કોલેજ છોડયા બાદ ૧૯૦૮માં તેમણે એક આદર્શ દુગ્ધાલયની સ્થાપના કરી જેના તે પોતે જ માલિક હતી, આ દુગ્ધાલયે ૧૯૧૧ માં દૂધના ઉંચક "રેકાર્ડ" સ્થાપિત કર્યો તેમણે રોમમાં આંતરરાષ્ટ્રિય મહિલા સમિતિમાં અધિવેશનમાં ભાગ લીધો હતો, ૧૯૧૫ માં સામાજિક કાર્યકર તરીકે તાલીમ પ્રાપ્ત કરવા તેઓ અમેરિકા ગયા અને ત્યાંથી આસ્ટ્રેલીઆ પાછા ફરી સમાજ સ્વાસ્થ્ય મંડળની મુખ્ય કાર્યકર બની દેશની મહિલા ચળવળમાં વિશેષ ભાગ લેવાને કારણે આંતરરાષ્ટ્રિય મહિલા કોંગ્રેસના પેરિસ મુકામે મળનાર અધિવેશનમાં ઓસ્ટ્રેલીયાના પ્રતિનિધિ મંડળના તેઓ અધ્યક્ષ નિમાયા હતા તેઓ ઓસ્ટ્રેલીયાના માસિક "વીમેન ડાયજેસ્ટ"નાં અધ્યક્ષ છે. તેણે સંયુક્ત રાષ્ટ્ર સંઘની જનરલ એસેમ્બલીના ત્રણે અધિવેશનોમાં ભાગ લીધો હતો, અને મહિલાઓની સ્થિતિ તપાસવા નીમાયેલા કમીશનનાં ઉપાધ્યક્ષ પણ બન્યાં હતાં. અને આજ એજ કમીશનમાં તેઓ ઓસ્ટ્રેલીયાના પ્રતિનિધિ છે શ્રીમતી સ્ટ્રીટ ન્યુ સાઉથ વેલ્સની વરિષ્ટ અદાલતના ન્યાયાધીશ કેનેથ સ્ટ્રીટનાં પત્ની છે, તેમને ચાર સંતાન છે જેમને પણ ૭ બાળકો છે

### શ્રીમતી લિંડસ્ટ્રોમ

સ્વીડનના શ્રીમતી ઉલ્લા લિંડસ્ટ્રોમ સ્ટોકહોમના વિશ્વ વિદ્યાલયના "એમ. એ" છે. તેઓ ત્યાંના "ચેમ્બર્સ ઓફ પાર્લમેન્ટ"માં પ્રતિનિધિ છે અને મજુર પક્ષનાં સભ્ય છે. તેઓ છેલ્લા પંદર વરસથી પત્રકારનું કામ કરે છે અને અધ્યાપિકાઓ માટે પ્રકાશિત થતા એક સાપ્તાહિકના સંપાદક છે. મકાન સમસ્યામાં તેઓ ઘણો જ રસ લે છે. "ટીનેટસ સોસાયટી ફોર બિલ્ડીંગ"ના તેઓ સભ્ય છે તથા 'સ્વેડિશ ડિપાર્ટમેન્ટ ઓફ ટ્રેડ'ના મકાનો બાબતમાં સલાહકાર છે તેમણે બીજી વાર લગ્ન કર્યું છે. પહેલા લગ્નથી તેમને બે બાળકો છે તેમના પતિ "સ્ટોકહોમ વેહેનશ્ચ્ય સ્કુલ"ના ડીન છે પેરિસમાં સંયુક્ત રાષ્ટ્રસંઘની જનરલ એસેમ્બલીમાં તેઓ સ્વેડન પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે બીજી વાર ગયા હતાં.

### બોડિલ બેગટ્રપ

ડેન્માર્કના શ્રીમતી બોડિલ બેગટ્રપ કોપનહેગનના વિશ્વવિદ્યાલયનાં 'એમ એ' છે. તેઓ ૧૯૩૧થી ૧૯૪૧ સુધી ડેનિશ રાષ્ટ્રીય મહિલા સંસ્થાના અધ્યક્ષ, પછી ઉપાધ્યક્ષ હતા ૧૯૪૨માં રાષ્ટ્રસંઘની ડેનીશ પ્રતિનિધિમંડળની જનરલ એસેમ્બલીના ત્રણેય નિયમિત અધિવેશનોમાં તેઓ ડેનિશ પ્રતિનિધિમંડળના સભ્ય હતાં ત્યારે તેઓ મહિલાઓની સ્થિતિના વિષયને લગતા સંયુક્ત રાષ્ટ્ર સંઘ દ્વારા નિયુક્ત થયેલા કમીશનના અધ્યક્ષ છે. જનરલ એસેમ્બલીના ત્રીજી સમિતિના તેઓ ઉપાધ્યક્ષ છે.

## મદામ લેફ્રા બોકસ

શ્રીમતી લેફ્રા બોકસનો જન્મ પેરિસમાં થયો હતો અને તેમણે એકોલે સાયંસ પોલિટીકમાં કેળવણી મેળવી હતી ફ્રાંસે નાઝીઓ પાસેથી સ્વાધીનતા મેળવ્યા બાદ પાર્લામેન્ટની ચુંટણી થતાં સુધી ફ્રાંસની વ્યવસ્થા કરવા નીમાયેલી એસેમ્બ્લીના તેઓ સભ્ય હતાં બાદ "કાઉન્સીલ ઓફ ધી રિપબ્લિકન"ની સભ્ય તરીકે ચુંટાયાં હતાં પરંતુ એસેમ્બ્લિમાં "ડેલા ફ્રામેસ"ના સભ્ય થવા માટે તેણે ઉપલા સભ્યપદનું રાજીનામું આપ્યું હતું.

ફ્રાંસ જ્યારે વિદેશી શાસન હેઠળ હતું. ત્યારે તેમણે મુક્તિ માટે ગુપ્ત કાર્ય કરતી દળોમાં બજાવેલી સેવાઓમાં તેમને બે ઇલ્કાબો મળ્યા છે. રાષ્ટ્ર સંઘની ત્રણે બેઠકોમાં તેમણે સભ્ય તરીકે હાજરી આપી હતી

## શ્રીમતી ફ્રેડાકોબર્ટ

શ્રીમતી ફ્રેડાકોબર્ટે લંડનની યુનિવર્સિટી કોલેજમાંથી બી. એ.ની ઉપાધિ મેળવી હતી. તેઓ બ્રિટીશ મજદુર પક્ષના સક્રિય સભ્ય છે. તેની બુદ્ધિ અને આત્મા આ પક્ષ સાથેજ સંકળાયેલા હોવાથી તેઓ લંડન કાઉન્સીલનાં સુક્રી કાર્યકર છે. પેરિસમાં મળેલી જનરલ એસેમ્બ્લીના અધિવેશનમાં બ્રિટિશ પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે તેમણે ભાગ લીધો તેમનું લગ્ન શ્રી કોર્બેટ સાથે થયેલ છે, જેઓ એક પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ છે.

## શ્રીમતી બેલિક

શ્રીમતિ બેલિકનો જન્મ સરાજેવોમાં થયો હતો. તેમણે બેલગ્રેડના પ્રસિદ્ધ વિશ્વ વિદ્યાલયમાં કેળવણી લીધી હતી. દૃઢ આત્મ વિશ્વાસ સાથે તેમણે ગત યુદ્ધમાં ભાગ સક્રિય ભાગ લીધો હતો યુગોસ્લેવીયાની છાપામાર સેનાની બીજી સામ્યવાદી બ્રિગેડમાં તેઓ બહાદુરી પૂર્વક લડમાં હતાં. તેમણે ઘણીવાર યુદ્ધમાં પોતાની તલવાવાર અજમાવી છે અને પોતાનો આ શોખ પુરો કરવા માટે તેમણે ૫૦૦ માઇલનો પગ પ્રવાસ કર્યો હતો. તેઓ યુગોસ્લેવીયા સામ્યવાદી પક્ષના સભ્ય છે. અને કેન્દ્રીય તરુણ સમિતિના સક્રિય સભ્ય છે. સંયુક્ત રાષ્ટ્રસંઘની જનરલ એસેમ્બલીમાં તેઓ પહેલીજવાર યુગોસ્લાવીયાના પ્રતિનિધિ મંડળના સભ્ય બન્યાં છે તેઓ પરિણિત છે અને તેમને એક પુત્રી છે. (સુચિત)

# બાળકોને મૃત્યુના મુખમાંથી કેવી રીતે ઉગારી લેવાય !

# નિષ્ણાતોની ભલામણો

બાળકો આવતી કાલના નાગરિકો છે. તે રાષ્ટ્રનું મહામોલું ધન છે. તેમની જિંદગી એ રાષ્ટ્રનો પ્રાણ છે. જેટલાં દૂધમલ બાળકોને મૃત્યુના મુખમાંથી કેવી રીતે ઉગારી શકાય તે અંગે બ્રિટનના આરોગ્ય ખાતા તરફથી પ્રકટ થએલા નિષ્ણાતોની સમિતિના અહેવાલમાં કેટલાંક મહત્વનાં સૂક્ષ્મ સૂચનો કરવામાં આવ્યાં છે, જેનો કેટલોક ભાગ નીચેના લેખમાં રજૂ કરવામાં આવ્યો છે.

બ્રિટનના આરોગ્ય ખાતા તરફથી તાજેતરમાં એક અહેવાલ પ્રકટ કરવામાં આવ્યો છે અને તેમાં બ્રિટનના નિષ્ણાતોની સમિતિએ કેવી બાળકોની જિંદગી કેવી રીતે બચાવી શકાય તે અંગે મહત્વનાં સૂચનો કર્યાં છે. તેમાં નવાં જન્મેલાં બાળકોની માંદગી અથવા મરણ માટે જવાબદાર નિશ્ચિત ભિન્ન કારણો અંગે ચર્ચા કરવામાં આવી છે. વારસામાં ઉતરી આવતા રોગ, માંદગી વગેરેના પ્રશ્નનો આમાં સમાવેશ કરવામાં આવ્યો નથી. આ અંગે આગળ સંશોધન કરવાની ભલામણ કરી છે.

### કેટલી ઉંમરે કેટલાં બાળક?

નિષ્ણાતોનું એવું માનવું છે કે દંપતિને ચાર અથવા પાંચથી વધારે બાળકો ન થવાં જોઈએ. અને જો એમ બને તો તે બાળકો જીવંત રહી શકે છે. પહેલા બાળકના જન્મ સમય માતાની ઉમર ૨૪ વર્ષ કરતાં વધુ ન હોવી જોઈએ અને છેલ્લા બાળકના પ્રસવ વખતે ૩૪ વર્ષ કરતાં વધારે ઉંમર ન હોવી જોઈએ

### ગર્ભવતી સ્ત્રી માટે "ખોરાક" મહત્વની વસ્તુ છે.

ગર્ભવતી સ્ત્રીઓને માટે ખોરાક એ ખુબ મહત્વની વસ્તુ છે. માનવજાત માટે પણ તે ઘણું ખરું લાગુ પડે છે આ દિશામાં વૈજ્ઞાનિક તપાસ દ્વારા એવું ચોક્કસ માલુમ પડ્યું છે કે સારો નિયમિત ખોરાક ગર્ભવતી માતાઓની તંદુરસ્તી અને તેમના બાળકોના સપ્રમાણ અને સુડોળ બંધારણ તથા સુખાકારી માટે અત્યંત મહત્વનો છે.

આ ભલામણોનો બ્રિટનમાં ક્રમાનુસાર અમલ કરવામાં આવે છે. ગર્ભવતી સ્ત્રીઓને વધારાનું રેશન, દૂધ, નારંગીનો રસ અને સારાં પૌષ્ટિક તત્વો આપવામાં આવે છે. આનું ઘણું જ સુંદર પરિણામ આવ્યું છે. છેલ્લા વર્ષમાં બ્રિટનમાં એક વર્ષની નીચેની ઉંમરના બાળકોના મરણનું પ્રમાણ સૌથી ઓછું હતું. ૧,૦૦૦ બાળકોમાં ૪૧ થી ઘટી ૩૪ નું મરણ પ્રમાણ થવા પામ્યું હતું. મરેલાં બાળકોના જન્મનું પ્રમાણ પણ સૌથી ઓછું હતું.

અહેવાલ જણાવે છે કે યુદ્ધ દરમિયાન બાળકોના મરણનું પ્રમાણ ઘટવાનું કારણ—ગર્ભવતી માતાઓ અને બાળકોના ખોરાક અને તંદુરસ્તી માટે લેવામાં આવેલી વધારે કાળજી—એ છે.

### બાળકના જન્મ દરમિયાન દવા–દારૂનો ઉપયોગ

બાળકના જન્મ દરમિયાન દવાનો ઉપયોગ એ મહત્વની વસ્તુ છે. આ અંગે અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે, 'આનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો પ્રસુતિની પીડા ઓછી થઈ માતાની ચીંતા ઓછી કરે છે.'' છતાં આમાં રહેલા જોખમ પ્રત્યે પણ અહેવાલમાં ચેતવણીનો સૂર ઉચ્ચારવામાં ...આવ્યો છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે, "સૌથી કુશળ વ્યક્તિઓથી પણ આમાં રહેલા ભય જોખમને સંપૂર્ણ રીતે નિવારી શકાયા નથી. પ્રસુતિની પીડામાંથી મુક્તિ મેળવવા માટેની આદર્શ રીત તો હજુ શોધવાની બાકી છે."

પ્રસુતિ સમયે દર્દ ન દાખવે તે માટે સ્ત્રીને દવા આપી બેભાન કરવામાં આવે છે આવા સમયે સુવાવડ માટેનાં ખાસ દવાખાનાઓમાં આખો સમય માટે તબીબી નિષ્ણાતની હાજરી આવશ્યક છે કે જેથી માતા અને બાળક બન્નેની જિંદગીને કંઈ આંચ ન આવે.

અંતમાં, બાળકોનું મરણ પ્રમાણ ઓછું થાય એવી યોજનાનાં મહત્વનાં અંગો ઉપરોક્ત અહેવાલમાં રજૂ કરવામાં આવ્યાં છે. આમાં જાતીય તેમજ માતા–પિતાને આવશ્યક એવું શિક્ષણ, માતૃત્વના

# રોટીના એક ટૂકડા માટે.....

## માનવતા અને ઇન્સાફની સાચી રક્ષા ત્યારે જ શકય બને છેઃ—

અમેરિકાની એક અદાલતમાં એક નાના છોકરાને એક દુકાનમાંથી પાઉંનો ટુકડો ચોરવા માટેના ગુન્હા બદલ ખડો કરવામાં આવ્યો. છોકરાએ ગુન્હો કબુલ કરતાં કહ્યુંઃ 'મને નોકરી મળતી નથી, ખાવાનું નથી મળતું, મારું આખું કુટુંબ ભૂખથી મરી રહ્યું છે'

અદાલતના ન્યાયાધિશનો એ હોદ્દા પરનો પહેલો જ દિવસ હતો અને એમણે પહેલો જ આ મુકદ્દમો હાથ પર લીધો હતો.

એમણે આ છોકરાનું કારણ સાંભળી કહ્યું; 'છોકરા, તેં ગુનો કર્યો છે એટલે તને શિક્ષા થશે જ પરંતુ તેં જે દુકાનમાંથી ચોરી કરી ત્યાં ન જતાં તારી આ સ્થિતિ માટે જે વર્ગ જવાબદાર છે ત્યાંથી ચોરી કરી હોત તો ચોરી કહાય; આજની લેખાત આ તો ચોક્કસ ગુન્હો થયો છે એટલે હું તારો દસ ડોલરનો દંડ કરું છું.'

આટલું કહીને ન્યાયાધીશે પોતાના ખિસ્સામાં હાથ નાખ્યો ને છોકરાને દસ ડોલર આપ્યા. ને કહ્યું, 'હું જાણું છું કે તારી પાસે પૈસા નથી એટલે તેં ચોરી કરી છે. અને એથી તું દંડ નહિ ભરી શકે. માટે લે આ તારા દંડના દસ ડોલર'

આ પછી ન્યાયાધીશ કોર્ટમાં હાજર રહેલા દરેક તરફ જોઈને બોલ્યા, વધુમાં આ કોર્ટમાં જેટલા હાજર છે તે દરેકનો હું અર્ધો ડોલરનો દંડ કરું છું; કારણ તેઓ એક એવા નાપાક શહેરમાં રહે છે કે જ્યાં એક નિર્દોષ છોકરાને પોતાના કુટુંબનું પેટ ભરવા પાઉંના ટુકડાની ચોરી કરવી પડે છે ને તે માટે તેને 'ચોર' તરીકે જાહેરમાં ઊભા રહેવું પડે છે.

અદાલતના અધિકારીને ન્યાયાધીશે કહ્યુંઃ 'આ બધા પાસેથી દંડ વસુલ કરીએ પૈસા આ છોકરાને આપી દો.'

અને એ રીતે ન્યાયાધીશે એક જુદા પ્રકારનો ન્યાય આપ્યો.

આ દૃષ્ટાંત પરથી બે બાબતો નીકળે છે એક તો એ કે જગતમાં ભૂખનું દુઃખ વધી પડ્યું છે અને તે હિંદ, ચીન કે કોઈ ગરીબ દેશમાં નહિ પણ અમેરિકા જેવા સમૃદ્ધ, મુડીવાદી અને સુધારાની ટોચ પર પહોંચેલા દેશમાં.

અને બીજી વાત એ કે આજની અદાલતો તો ગુન્હેગારના ગુન્હા માટે તેને શિક્ષા કરે છે પરંતુ કેટલાક ગુન્હા એવી સામાજિક અવ્યવસ્થાને કારણે થયા હોય છે. તે વિષે ઊંડા ઉતરવાની કોઈને પડી નથી હોતી. ઉપલા દૃષ્ટાંતમાં ન્યાયાધીશમાં ન્યાયબુદ્ધિ ઉપરાંત માનવતા હતી અને માનવીને સમજવાની વિશાળ સમદૃષ્ટિ હતી. આવી ન્યાયબુદ્ધિ પણ આજે ભાગ્યે જ મળી આવે

પરંતુ આ બધા કરતાં યે રોટીના એક ટુકડા માટે ઝૂઝતા, જીવતા, અદાલતે જતા કે 'ન્યાય' મેળવતા માનવીઓ માટે જેમ રશિયાએ એક કાયદો હાલમાં અમલમાં મૂક્યો છે તે દરેક દેશ અમલમાં મુકે તો! તો રોટીના ટુકડા માટે આવું કંઈ ન થાય.

રશિયાના સામ્યવાદને ભલે આપણે ન માનીએ, સામ્યવાદીઓની નીતિરીતિ આપણે જરાયે ન સ્વીકારીએ, પરંતુ રશિયાએ રોટી માટે જે ફરમાન બહાર પાડ્યુ છે–તે તો દરેક દેશ માટે અનુકરણીય છે. રશિયાએ એક એવો હુકમ બહાર પાડ્યો છે કે એ દેશના કોઈપણ માનવીને કોઈપણ હોટલ વીશી કે દુકાનેથી તે ધરાઈ ત્યાં સુધી પાઉં મેળવવાની છૂટ છે. એ એના પૈસા આપે કે ન આપે; પણ કોઈ પણ માનવીને, કોઈ પણ સ્થળે પાઉં મેળવવાનો હક્ક છે. મફત કે પૈસે આપીને!

પછી, કોઈ માનવી ભૂખે મરે જ કેમ! રોટીના ટુકડા માટે ચોરી ન કરે, ઈન્સાન ન વેચે, શરીર ન વેચે કે અયોગ્ય પગલું પણ ન ભરે!

રોટીના ટુકડા માટે જે ગુન્હાઓ થાય છે તે કદાચ, આ કાયદાથી અટકી જાય! શું આજના સમૃદ્ધ દેશો અમેરિકા કે બ્રિટન આનું અનુકરણ ન કરી શકે!

આપણે બીજાઓની વાત શા સારુ કરીએ? આપણે તો ઈચ્છીએ હિંદમાં વહેલી તકે આવો કાયદો–આવુ ફરમાન બહાર પડે. અને આપણા ગરીબ બાંધવો 'રોટીનો ટુકડો' મેળવી આપણી સરકારને આશીર્વાદ આપે!

---

કૌશલ્ય માટે શિક્ષણ શાળાઓ અને બાળકના જન્મ પહેલાં વધારે કાળજીની આવશ્યકતા વગેરે સૂચનોનો સમાવેશ થાય છે. તબીબો અને પરિચારિકાઓ માટે પણ હજુ સુધી અણઉકેલ રહેલા કેટલાક પ્રશ્નો અંગે સંશોધન અને શિક્ષણ અંગે પણ આ અહેવાલમાં ભલામણ કરવામાં આવી છે.




## મા

[ અનુવાદક : શ્રી નિર્મળકુમાર. પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર : અમદાવાદ. કિંમત રૂા. ૩–૦–૦ ]

પ્રસિદ્ધ બંગલેખિકા શ્રી. અનુરૂપાદેવીની બંગાળી નવલકથાનો આ અનુવાદ સરળ અને સુવાચ્ય બનેલો છે. શ્રી અનુરૂપાદેવીની નવલકથાઓ બંગાળમાં સારો આદર પામી છે અને આપણે ત્યાં પણ તેમના અનુવાદ લોકપ્રિય બની રહે તેમ ઇચ્છીએ.

આ નવલકથામાં અરવિંદ બસુ, મનોરમા, અજીત અને બ્રજરાણી એ ચાર મુખ્ય પાત્રો છે. અરવિંદ બસુ પિતાની સંમતિ વગર ગરીબ પિતાની કન્યા મનોરમા સાથે લગ્ન કરે છે. તે મનોરમાને ગાઢ પ્રેમાનંદમાં મગ્ન કરે છે. પણ એક વર્ષમાં જ પિતાની આજ્ઞાથી અરવિંદ મનોરમાનો ત્યાગ કરે છે. ગરીબ પુત્રવધુને પિયર કાઢી મૂકી પિતા અરવિંદને બ્રજરાણી નામની ધનિક પિતાની સુંદર પુત્રી સાથે પરણાવે છે. ત્યક્તા મનોરમાને પિયર ગયા પુત્ર પ્રસવ થાય છે. પણ તેનો કોઈ ભાવ પૂછતું નથી. દીન મનોરમા બાલપુત્ર અજીતને વૃદ્ધ માતાની છાયામાં રહીને ઉછેરે છે. તેનો સંપૂર્ણ અનાદર થયા છતાં તે પતિને નિરંતર અંતરમાં પૂજ્યા કરે પતિએ પિતૃ આજ્ઞાની ખાતર તેનો ત્યાગ કર્યો છે. તેમાં તે પતિનો કોઈજ દોષ ગણતી નથી. વધુમાં તે ઉદાર નારી પોતાના પુત્ર અજીતને પણ અદીઠ પિતાનો પરમ ભક્ત બનાવે છે.

એન્ટ્રન્સ પરીક્ષા ( મેટ્રીક ) પછી અજીત કલકત્તા ભણવા જાય છે. મહા કષ્ટપૂર્વક તે પોતાનો ખર્ચ ટ્યુશનો દ્વારા કાઢે છે. કલકત્તામાં અજીત પોતાના ધનિક પિતા અરવિંદના દર્શન કરીને તેમની પાછળ ભમે છે. કવિઓના એક મેળાવડામાં અચાનક પિતા પુત્રને ઓળખે છે ને બેશુદ્ધ બની ઢળી પડે છે. બ્રજરાણી પતિની બેશુદ્ધિ–આઘાતનું કારણ જાણે છે. તેને સંતાન ન હોવાથી તે પણ હવે અજીતને પોતાનો પુત્ર બનાવવા અંતરમાં ઇચ્છે છે. પણ અજીત પોતાની સ્નેહાળ માતાનો ત્યાગ કરનાર પિતા પાસે સર્વથી આવી શકતો નથી છતાં પિતાની મૂર્તિ તેના અંતરમાં વસીને તેને ઘેલો બનાવે છે. તે બિમાર પડે છે અને અભ્યાસ છોડી દે છે. કલકત્તા છોડી જતાં છેવટની ઘડીએ, અપર માતા તથા પિતાને તે એક જીવલેણ અકસ્માતમાંથી બચાવે છે. પણ તે તેમની પાસે વધુ ન રહેતાં કલકત્તા છોડીમાતા મનોરમા પાસે ગામડામાં ચાલ્યો જાય છે. ત્યાં મનોરમા મૃત્યુશય્યામાં પડી છે. પુત્રને દેખી તે કંઈક પ્રસન્ન થાય છે. છેવટની પળીએ પતિભક્ત મનોરમા અજીત પાસે માગે છે : "મને તારા પિતાનાં એકવાર દર્શન કરાવ તો હું તેમના ચરણોનું ધ્યાન કરતાં પ્રાણ છોડું."

અજીત આ વાતની નાં પાડે છે. મનોરમા મૂર્છા પામે છે. તે વખતે બ્રજરાણી ત્યાં આવે છે. મરતી મનોરમા તેને માફી આપી અજીતની તેને સોંપણી કરે છે. બ્રજરાણી અજીતના મુખેથી 'મા' શબ્દ સાંભળી પોતે પણ ધન્યતા અનુભવે છે.

આ નવલકથામાં ત્યક્તા મનોરમાનો ત્યાગ અપૂર રીતે ઝળકી ઊઠે છે. આર્ય નારીની ઉદાર ત્યાગવૃત્તિ અને સહિષ્ણુતાનો વિરલ આદર્શ તે પૂરો પાડે છે. પણ તે પછી પ્રથમ નજરે ઉપેક્ષાપાત્ર જણાતા અરવિંદ તરફ આપણી નજર વળે છે. તેણે મનોરમાનો ત્યાગ કર્યો તે ઘટનાથી તેને કઠોર જ ગણવો જોઈએ. પણ જરા સૂક્ષ્મ રીતે

જોઈએ તો એ ત્યાગ કરીને તેણે પિતાની આજ્ઞા અંતિમ ઘડી સુધી પાળતાં તેણે કેવળ મહા દુઃખ અને મનોવ્યથા જ ભોગવ્યાં હતાં. છે. મનોરમાને તે ચાહે છે, તેના પુત્રને પોતાનો જ પુત્ર માને છે છતાં પિતાની આજ્ઞાને વશ રહી તે તેમનો ત્યાગ કરી જિંદગી સુધી જલ્યા કરે છે. એ વેદના તે પ્રગટ પણ કરી શકતો નથી મજરાણીને પણ તે પોતાનું દુઃખ જણાવી શકતો નથી. રાણીને સુખી કરવા તે રાત દિવસ મથે છે. એ તેજસ્વી ધનિક ગૃહસ્થ મજરાણીની આકાશ જીવન પર નિભાવી લઈને એક રીતે મનોરમાના ત્યાગનું થોડું ઘણું પ્રાયશ્ચિતજ કરતા જણાય છે. શ્રી રામચંદ્રજીનો પિતાની આજ્ઞા પાળવાનો આદર્શ અરવિંદે તેની પરાકાષ્ઠાએ છે. રાજત્યાગ કરતાંયે વધુ દુસ્તર ત્યાગ અરવિંદે કરી બતાવ્યો છે મનોરમા તેના અંતરમાં વસી હતી છતાં તેને ભુલીને તે મજરાણીના ઠેંસા ખાતો હતો તે કેવળ પિતા આજ્ઞાના પાલનને ખાતર જ કેટલો મોટો ત્યાગ !

પણ આજનો જમાનો સ્ત્રી સન્માનની ભાવના આગળ કરી અરવિંદને માફ કરવા તૈયાર નહિં થાય એમ લાગે છે. પણ એક રીતે જોઈએ તો અરવિંદનું સ્ત્રી સન્માન માત્ર ભાષણો કે લેખો લખવા પૂરતું જ જ તકલાદી ન હતું. ત્યજતા મનોરમાના કરુણ જીવને તેને સાચું સ્ત્રી સન્માન આચરતાં શીખવ્યું હતું તેવીજ તે જીવનભર જળતો હોવા છતાં, તેના હૃદયમાં મનોરમા હોવા છતાં અને મજરાણી અનેક રીતે પજવતી હોવા છતાં તેણે તેનું સદાકાળ સન્માન જ કર્યાં કર્યું છે. મજરાણી પ્રત્યે આવું મોટું સન્માન બીજો કોઈ પુરુષ ભાગ્યેજ દર્શાવી શકત. હંમેશાં આડાઈ કરી પજવતી હૃદયમાં સંપૂર્ણ સ્થાન ન પામેલી સ્ત્રીને આટલા સન્માનથી રાખવી એ સ્ત્રી-સન્માન નહિ તો બીજું શું કહેવાય ? પ્રિય અને અનુકુળ સ્ત્રી પ્રત્યે સન્માન દાખવવામાંજ સાચા સ્ત્રી સન્માનની કસોટી નથી રહેલી ! એ કસોટીમાંથી અરવિંદ પાર ઉતરે છે. પિતૃઆજ્ઞાની કસોટીમાંથી પણ તે અનેકાનો-તેના હૃદયનો પણ વિરોધ હોવા છતાં પાર ઉતરે છે. એટલે અરવિંદ પણ રામચંદ્રના જેવો લોકોત્તર આદર્શ રજૂ કરે છે, એમ કહેવું જોઈએ.

આમ, આર્યકુળના ત્યાગ તથા સહિષ્ણુતાના આદર્શોને રજૂ કરતી આ કથાનો અનુવાદ ખરેખર રોચક નીવડશે. અનુવાદની ભાષા સરળ અને પ્રવાહી બની છે.

માલધારી (લેખકઃ શ્રી. રઘુનાથ ગં. કદમ. પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર. ભદ્ર અમદાવાદ કિંમત રૂા. ૩–૦ ]

ગીર પ્રદેશની ધરતીના પ્રસંગો તથા દશ્યો રજૂ કરતી આ નવલકથા અનોખા પ્રદેશમાં ભ્રમણ કરાવે છે.

ગીરના નેસડાનું સાદુ, ભોળું જીવન, એ જીવનના પ્રણય તથા ત્યાગના આદર્શો વગેરે લેખકે આ નવલકથામાં સારી રીતે વણી લીધા છે. નેસડાનો ચારણ યુવક રામ અને જાનુ નવલકથાના પાત્ર હોઈ ઠેઠ સુધી રસોત્કર્ષ કરતાં તે નેસજીવનને પરમ આદર્શ જીવી બતાવે છે, આ નવલકથામાં આવતાં વર્ણનો તથા ચર્ચાઓ કોઈ કોઈ સ્થળે વધુ દીર્ઘસૂત્રી બનેલ છે, તે પ્રત્યે લેખકનું ધ્યાન દોરવાની જરૂર છે. ડોક્ટર લેખકનો આ પહેલો પ્રયાસ એકંદરે પ્રસંશા પાત્ર છે. ગીર પ્રદેશને લગતી આ નવલકથા રસપ્રદ સામગ્રી રજૂ કરે છે, એમ નિઃશંક કહી શકાય.

જેઠાલાલ ત્રિવેદી

## સ્વીકાર–પહોંચ

બાલ જીવન કાર્યાલયના બાલ સાહિત્યના પુસ્તકો લવ–કુશ, કરોળિયાનો–કામ પાશ, જંજાલનગરી ચંદ્રહાસ, નવલશાહીરજી પ્રભુભક્ત ભક્ત પ્રહ્લાદ, દાડમડી, કચ્છનો કુળદિપક.

પરીચય આવતા અંકે જરૂર વાંચો દરેક પ્રકાશકો પોતાના પ્રકાશનો પરીચય માટે મોકલતા રહેવા.

મંત્રી

# મે માસનું સામાન્ય ભવિષ્ય દર્શન.

લેખક:—શ્રી નટવરલાલ પી. ત્રિવેદી

(૧) મેષ (અ-લ-ઇ):—આ માસમાં તબીયત એકંદર સારી રાખે, પરંતુ ગરમીનો ઉપદ્રવ રહે. આર્થીક સ્થીતીમાં સુધારો થવા પામે. કુટુંબ તરફની શાંતી રખાવે. પ્રજા તરફની તકલીફ રહેશે. સ્ત્રીની તબીયત સામાન્ય નરમ રહે નોકરી ધંધા માટે આ માસ સારો છે, વહેપારમાં ખાસ લાભ નથી. સારા માર્ગે મધ્યમ ખર્ચ કરાવે.

આ રાશીની બ્હેનોની તબીયત સામાન્ય નરમ રહેશે, પ્રજા તરફથી ચીંતા રખાવે. કુટુંબનું સુખ સારૂ મળશે પતીની તબીયત કાંઇક નરમ રહેશે નોકરી ધધો કરતી બ્હેનોને નોકરી ધંધામાં આગળ વધવાની તક મળશે મીત્રો અને સગાં સંબંધી તરફથી લાભ નથી. ખર્ચ સારા માર્ગે વિશેષ કરાવે.

(૨) વરખ (બ-વ-ઉ):—આ માસમાં તબીયત સારી રહેશે આર્થીક સયોગો સારા થશે. કુટુંબ તરફની સામાન્ય ચીંતા રહેશે. પ્રજા તરફથી શાંતિ મળશે. શત્રુઓ ફાવે નહીં. સ્ત્રીની તબીયત એકંદર સારી રહેશે, નોકરી ધંધામાં ક્વચીત મુશ્કેલી નડશે વહેવારમાં સામાન્ય લાભ અપાવે ખર્ચ વિશેષ પ્રમાણમાં કરાવે

આ રાશીની બ્હેનોની તબીયત સારી રખાવે. કુટુંબ તરફની સામાન્ય ચીતા રહે. પ્રજા તરફની શાંતી મળશે. પતિની તબીયત સામાન્ય સારી રહેશે. નોકરી ધધો કરતી બ્હેનોએ કામકાજમાં ખાસ કાળજી રાખવી સગાં સંબંધી વર્ગ વડે મદદ થશે. મોજશોખમાં વિશેષ ખર્ચ કરાવે.

(૩) મીથુન (ક-છ-ઘ):—આ માસમાં શરીર સામાન્ય નરમ રહેશે આર્થીક સ્થીતિમાં ફેરફાર નહિં થવા પામે. કુટુંબ તરફની શાંતિ રહેશે પ્રજા તરફની મુશ્કેલીઓ થોડી રહેશે સ્ત્રીની તબીયત સામાન્ય નરમ રખાવે નોકરી ધંધામાં ખાસ લાભ નથી, છતાં કોઇ નુકશાન કરાવે નહિં.

આ રાશીની બ્હેનોની તબીયત નાજુક રખાવે. કુટુંબ તરફની ચિંતા રહેશે પ્રજા તરફની ઉપાધી થાય. પતિની તબીયત સારી રહેશે. નોકરી ધંધો કરતી બ્હેનો માટે નોકરી ધંધામાં રાહત મળશે, મીત્રો અને સગાં સંબંધીઓથી લ્હેણું સારૂં રહે. ખર્ચ વિશેષ થવા સંભવ છે.

(૪) કર્ક (ડ-હ):—તબીયત સારી રખાવે, પરંતુ વાયુની તકલીફ રહે, આર્થીક સંજોગો સુધરશે નહિં કુટુંબ તરફની રાહત રહેશે પ્રજા તરફની ખાસ તકલીફ નડશે નહિં રોગ અને શત્રુનો નાશ કરાવે સ્ત્રીનું સુખ સારૂં મળે અને સ્ત્રીની તબીયત સારી રહેશે. નોકરી ધંધામાં સફળતા મળે, પરંતુ કાંઇક તકલીફ રહેશે વહેપારથી લાભ છે. ખર્ચ વિશેષ થશે, પરંતુ સારા માર્ગે થશે.

આ રાશીની બ્હેનોની તબીયત સારી રહેશે. કુટુંબ તરફની સામાન્ય ચિંતા રખાવશે. પ્રજા તરફની શાંતી મળશે પતિની તબીયત સારી રાખશે, અને પતિનું સુખ સારૂં મળશે નોકરી ધંધો કરતી બ્હેનોને નોકરી ધંધામાં સફળતા મળશે. સગાં સંબંધીઓ વડે લ્હેણું સારું છે. ખર્ચ વિશેષ રખાવે.

(૫) સીંહ (મ-ટ):—શરીર વાંકુ પ્રકૃતી રખાવે, પરંતુ તબિયત એકંદર સારી રહેશે, આર્થીક મુશ્કેલીઓ ઓછી થવા પામે. ઘર અને કુટુંબ તરફની શાંતિ રહેશે પ્રજા તરફથી રાહત મળશે નોકરી ધંધામાં આગળ વધશે, પરંતુ ખાસ લાભ નથી સ્ત્રીની તબિયત સારી રહેશે મીત્રો અને સગાં સંબંધીથી ખાસ લાભ નથી. ખર્ચ સારા માર્ગે વિશેષ રહેશે.

આ રાશીની બ્હેનોની તબીયત નાજુક રહેશે. કુટુંબ તરફથી સુખ મળશે. પ્રજા તરફથી રાહત મળશે. પોતનું શરીર સારૂં રહેશે, પરંતુ વાયુની તકલીફ સામાન્ય રખાવે. નોકરી ધંધો કરતી બ્હેનોને નોકરી ધંધામાં રાહત મળશે સગા સંબંધી અને મિત્રો વડે લાભ છે. ખર્ચ સારા માર્ગે વિશેષ થશે.

(૬) કન્યા (પ-ઠ-ણ):—તબીયત એકંદર સારી રહેશે. આર્થિક સંજોગો સુધરશે નહીં કુટુંબ તરફની રાહત મળશે, પ્રજાની તબીયત સારી રહે સ્ત્રીનું શરીર સારું રખાવે અને સ્ત્રીનું સુખ સારું મળશે નોકરી ધંધામાં સફળતા મળશે વહેપારથી સામાન્ય લાભ મળશે ખર્ચ સામાન્ય પ્રકારનું કરાવે મુસાફરી જરૂર વગર કરવી નહીં.

આ રાશીની બ્હેનોની તબિયત સારી રખાવે. કુટુંબમાં મન ઉંચા રખાવે પ્રજા તરફની શાંતી મળશે. પતીની તબીયત સારી રહેશે પતીનું સુખ સારું છે મુસાફરી કરતાં ખાસ કાળજી રાખવી નોકરી ધંધો કરતી બ્હેનોને રાહત રહેશે સગાં સંબંધીથી હ્રેણું સારું છે. ખર્ચ સામાન્ય કરાવે.

(૭) તુલા (ર-ત):—તબિયત સામાન્ય સારી રહેશે આર્થિક સંજોગો સુધરવા પામે કુટુંબમાં સુખ, શાંતી રખાવે પ્રજા તરફની ચિંતા રખાવે સ્ત્રીની તબિયત ક્વચીત નરમ રહેશે નોકરી અને ધંધા રોજગારમાં સફળતા મળશે કાળી વસ્તુના વહેપારમાં સામાન્ય લાભ છે. મિત્રોથી ખાસ લાભ નથી. ખર્ચ વિશેષ રહેશે.

આ રાશીની બ્હેનોની તબિયત કાંઈક નરમ રખાવે કુટુંબમાં સ્નેહ સંપ રખાવે. પ્રજા તરફની તકલીફ રહેશે પતિનું સુખ સામાન્ય મળશે. પતિની તબીયત સંબંધી ચીંતા ક્વચિત રહેશે, નોકરી ધંધા કરતી બ્હેનોને સફળતા મળશે સગાંસંબંધીથી ખાસ હ્રેણું નથી. ખર્ચ મોજશોખમાં વિશેષ રહેશે.

(૮) વૃશ્ચિક (ન-ય):—તબીયત એકંદર સારી રખાવે. આર્થિક સંયોગો સુધરવા પામશે. ઘર અને કુટુંબ તરફની ચીંતા રહેશે. પ્રજા તરફની શાંતી રહેશે. રોગ અને શત્રુઓ ફાવે નહી. સ્ત્રીનું સુખ સારું મળશે અને સ્ત્રીનું શરીર સારું રહેશે. નોકરી ધંધામાં કાંઈક મુશ્કેલીઓ સહન કરવી પડે, છતાં ખાસ નુકસાન નથી. મિત્રો અને સગાં સંબંધી વડે ખાસ લાભ નથી. ખોટા માર્ગે ખર્ચ થવા પામે.

આ રાશીની બ્હેનોની તબીયત એકંદર સારી રહેશે કુટુંબ તરફનું સુખ સામાન્ય મળશે. પ્રજા તરફનું સુખ મળશે, પરંતુ કંઈક તકલીફ રહ્યા કરશે. પતીની તબિયત સારી રહેશે. નોકરી ધંધો કરતી બ્હેનોએ કામકાજમાં ખાસ કાળજી રાખવી. ખર્ચ ખોટા માર્ગે વિશેષ રહેશે.

(૯) ધન (ભ-ફ-ધ-ઢ):—શારીરિક સુખ સારું મળશે. પૈસાની તકલીફ ઓછી થશે કુટુંબમાં સ્નેહ સંપ સારો રહેશે. પ્રજા તરફની ચિંતા રહેશે. સ્ત્રી તબીયત કાંઈક નરમ રખાવે. નોકરી ખાસ લાભ નથી. મિત્રો અને સગાં સબંધી તરફથી નુકશાન થવા સંભવ છે. નવીન સાહસ કરવું નહીં. ખર્ચ સામાન્ય પ્રકારનું થશે.

આ રાશીની બ્હેનોની તબિયત સારી રહેશે. કુટુંબમાં સુખશાંતી વધવા પામે પ્રજા તરફની કાંઈક તકલીફ રખાવે. પતીનું શરીર કાંઈક નરમ રહેવા પામે નોકરી ધંધો કરતી બ્હેનો માટે નોકરી ધંધામાં ખાસ લાભ નથી. સગાં સબંધીઓમાં મન ઉંચા રખાવે મોજશોખમાં ખર્ચ વિશેષ રહેશે.

(૧૦) મકર (ખ-જ):—તબીયત સારી રાખશે, પરંતુ વાયુની કાંઈક પીડા ક્વચિત થવા પામે આર્થિક મુશ્કેલી કાયમ રખાવે. કુટુંબમાં કાંઈક મુશ્કેલી રહ્યા કરે. પ્રજાની તબીયત સારી રહેશે. સ્ત્રીનું સુખ સારું છે, અને સ્ત્રીની તબીયતે વાયુ પ્રકૃતી ક્વચિત રખાવે. મુસાફરીમાં ખાસ કાળજી રાખવી, નોકરી ધંધામાં સફળતા મળશે, પરંતુ કાંઈક મુશ્કેલીઓ સહન કરવી પડે. વહેપારમાં ખાસ લાભ નથી ખર્ચ સારા માર્ગે થશે

આ રાશીની બહેનોની તબીયત સારી રહેશે. કુટુંબ તરફથી કાંઈક ચિંતા રખાવે. પ્રજા તરફની રાહત અપાવે. પતીનું સુખ સારું છે, પરંતુ પતીના શરીરે ક્વચીત વાયુની તકલીફ રાખશે. નોકરી ધંધો કરતી બ્હેનોએ કામકાજમાં કાળજી રાખવી. મિત્રો અને સગાં સંબંધીથી ખાસ હ્રેણું નથી. ખર્ચ સારા માર્ગે વિશેષ કરાવે.

(૧૧) કુંભ (ગ-શ-સ):—શરીરે વાયુની કાંઈક મુશ્કેલી નડશે, પરંતુ, એકંદર તબિયત સારી

રહેશે...આર્થીક સંયોગો સુધરવા પામશે નહીં. કુટુંબ તરફની શાંતી રહેશે, પ્રજા તરફની રાહત મળશે. ઓનું શરીર સારૂં રહેશે, અને ઓનું સુખ મધ્યમ રહેશે. નોકરી ધંધામાં કાંઇક મુશ્કેલીઓ વેઠવી પડશે. મીત્રો અને સગા સંબંધીથી ખાસ લાભ નથી. ખર્ચ સાગ માર્ગે વિશેષ થશે.

આં રાશીની બ્હેનોની તબીયત એકંદરે સારી રહેશે, પરંતુ વાયુની પીડા રહેશે. કુટુંબમાં સુખ સંતોષ અપાવે. પ્રજા તરફની શાંતી રાખશે. પતીની તબિયત સારી રહેશે નોકરી ધંધો કરતી બ્હેનો માટે આ માસ સારો છે ખર્ચ સારા માર્ગે વિશેષ રહેશે.

(૧૨) મીન (દ-ચ-થ):—શરીર એકંદર સારૂં રખાવે. આર્થીક મુશ્કેલીઓ ઓછી થવા પામે. કુટુંબ તરફનું સામાન્ય સુખ મળે. પ્રજા તરફની શાંતી રહેશે. ઓનું શરીર સારું રહેશે. નોકરી ધંધા, રોજગારમાં સફળતા મળશે. ઉચ્ચવર્ગથી સામાન્ય લાભ મળશે. રોગ અને શત્રુઓ ફાવે નહીં ખર્ચ સામાન્ય થશે.

આ રાશીની બ્હેનોની તબિયત સારી રહેશે. કુટુંબ તરફથી સુખ સામાન્ય રહેશે. પ્રજા તરફની રાહત રહેશે. પતીનું સુખ સારૂં છે. પતીની તબિયત સામાન્ય રહેશે. નોકરી ધંધો કરતી બ્હેનોને સફળતા મળશે. સગા સંબંધી તરફથી હેણું સારૂં છે. ખર્ચ સામાન્ય થશે.

નોંધ:-ઉપર મુજબનું આ માસનું બધી રાશી વાળા વ્યક્તિઓનું માર્ગદર્શન છે. પરંતુ વ્યક્તિગત ગ્રહોના બળાબળ મુજબ તેમાં કાંઇક ફેરફાર હોવા સંભવ છે, તેથી વાચકોએ પોતાની સુક્ષ્મ બુદ્ધિથી, વિચાર કરીને તેને સમજવા પ્રયત્ન કરવો તે ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે.









# દોહન

## ભારતની નારી શકિતની સમય સૂચકતા

મુંબઈના દરિયામાં ડુબી જવાની એક કરૂણ હેનારત એક મહિલાની અજબ હિંમતભરી સમય સુચકતાથી અટકી જવા પામી હતી આ સમાચાર જો કે અખબારોમાં ચમકયા હતાં. પણ તે ખોટી રીતે ખુન, આગ, અકસ્માતો, બળાત્કાર અને ધરફોડ ચોરીના બનાવોને અગ્રસ્થાન આપતાં અખબારોમાં સામાન્ય માનવ તરફથી બતાવાતી વીરતા અને સમયસુચકતાના અહેવાલો અપ્રગટ રહે એ બરોબર નથી.

પરદેશ જતા એક યુવાનને વિદાય આપવા લગભગ સો માણસનુ એક કુટુંબ મુંબઈના બેલાર્ડ સ્ટેશને ગયું હતું નજીકનાં કેટલાક સગાઓ સ્ટીમર પર ગયા હતા અને બાકીનાઓ ધક્કા ઉપર ઉભા હતાં. ઉપરના ડેક પર ઉભેલું કુટુંબીઓનું નાનું વર્તુળ એકાએક ગભરાઈ ગયું. એક જુવાન મહિલાએ પાણીમાં કંઈક પડતું જોયું અને બુમ પાડી ઉઠી, 'મારો... ડુબી ગયો." બાકીના બધા ગભરાટમાં બુમો પાડવા મંડયા અને અહીં તહીં દોડવા મંડયા એટલામાં તો એક મહિલાએ જરા પણ સમય ન ગુમાવતા પોતાની સાડી કાઢીને તેનો છેડો નીચે ઉતારવા માંડયો છેડે ચાવીનો ઝુડો બાંધેલો હતો. અનાયાસે એ ચાવીનો ઝુડો સાડીમાંથી છટકી ગયો અને જે માણસ પાણીમાં પડયો હતો તેના માથા પર અટકાયો આ રીતે તેનુ ધ્યાન ડેક પરથી લટકતી સાડી પર ગયું અને તેણે તે પકડી લીધી અને તેના આધારે તે પાણી ઉપર રહ્યો એટલામાં તો બચાવ ટુકડીના નાવિકો આવી પહોંચ્યા અને 'લાઈફ બેલ્ટ" ફેંકીને તે માણસને બચાવી લીધો.

અખબારમાં તો એટલાજ સમાચારો ચમકયા હતા કે, "ડેક પર જે પ્રસંગ ડુબી જવાના અકસ્માતમાં પરિણમ્યો હોત, તે જહાજવાળાઓની સમયસરની મદદથી બચી ગયો." જે વીરાંગનાએ ડુબતા માણસને આશા આપી હતી તેનો જરાપણ ઉલ્લેખ થયો ન હતો.

મને આ બાતમી મળતા મેં તે મહિલાનું નામ અને સરનામું મેળવ્યું તેણે મને મળવાની પરવાનગી આપી પરંતુ અખબારમા કઈ ન છાપવા માટે મને જણાવ્યું આખરે તે એક વિધવા હતી; કે જે ઘણા સમયથી હિંદુ સમાજથી હેરાન થતી આવી છે. તેને પરમેશ્વરની સેવામા જ સમય વિતાવવાનો હોય છે હું જો તેને લગતા સમાચારો પરાણે અખબારમાં છાપુ તો મારા માટે તે ખરાબ કહેવાય.

હું જ્યારે તેને તેના શણગારેલા ઓરડામાં મળ્યો ત્યારે બીજી બે મહિલાઓ પણ હાજર હતી પ્રાથમિક મંત્રણાઓ પુરી થઈ એટલે તે મારી વાત પર આવી પણ તેણે અખબારમાં કંઇ પણ પ્રગટ કરવા દેવાની ના પાડી. બીજી બે મહીલાઓ પણ

તેને અનુસરી ત્યારે મેં તેમને પ્રશ્ન કર્યો "તમને એ ખ્યાલ કેમ આવ્યો કે તમે સાડીથી તમારા બાળુજને મદદ કરી શકશો ! તમને એમ પણ ન થયું કે સાડી વગર તમને જોઈને ગોરા શાણુમો શું કહેશે ?' તે બાઈએ જણાવ્યું, "સાડીનો છેડો સમજાવવાનો વિચાર મને એકાએક આવ્યો. કોઈ પણ રીતે તેને બચાવવાનો હતો. આજુ બાજુના માણસોને ભાન પણ ન હતું કે ખરેખર શું બની રહ્યું છે ! તેઓ ગભરાટમાં હતા મારા શરીર ઉપર સાડી સિવાયના અન્ય વસ્ત્રો તો હતા જ" મનની એકમતા અને હિંમત હોય તોજ આવી સમયસૂચકતા દર્શાવી શકાય છે. કેટલી હિંદુ મહિલાઓ આ રીતે વર્તી શકે ? પુરૂષો સમક્ષ સાડી કાઢવા કરતાં તે દસ વાર મરવાનું પસંદ કરે દાઝી જવાના ઘણા બનાવોમાં સ્ત્રીઓ સળગતી સાડી કાઢી નાખવાની હિંમત કરી શકતી નથી, તેથી તેઓ સખ્ત દાઝી જાય છે અથવા મૃત્યુ પામે છે.

આ બધી બાબતો જોતાં એ બાઈએ બતાવેલી હિંમત અજબ હતી. આ વાતે બીજી બે મહિલાઓને અસર કરી; પરંતુ બાઈએ તો એમ જ કહ્યું કે, "મેં ક્યાં બચાવ્યો છે. ભગવાને બચાવ્યો છે." છતાં પણ મે દલીલો જારી રાખીને અખબારમાં આ વાત રજુ કરવાની સંમતિ માગી. આખરે તેણે મને કહ્યું કે જો કુટુંબના વડા પરવાનગી આપે તો આ વસ્તુ અખબારમાં આપજો.

હું ખુશ થઈ આ વાત સહેલાઈથી પતી જશે એમ લાગ્યું પરંતુ કુટુંબના સુશિક્ષિત વડાએ તે પ્રસંગને અપશુકનની નિશાની રૂપ જણાવી અખબારમાં કંઈપણ આપવાની પરવાનગી ન આપી !

હું હિંદુ રીતરિવાજોને સ્વસ્તીવાચનો સંભળાવતી ત્યાંથી વિદાય થઇ. જો આ પ્રસંગે ઇંગ્લાન્ડમાં કે અમેરિકામાં બન્યો હોત તો તે મહિલાને રાષ્ટ્રીય વીરાંગના તરીકે માન મળત. પરંતુ આ હિંદ છે. હિંદમાં મહિલાને અબળા અને અપમાનિતા જ રહેવાનું છે.

—લીલા

## —આદર સત્કાર—

નેપોલિયન બોનાપાર્ટનું નામ તો તમે સાંભળ્યું હશે તે સહુનો તેની યોગ્યતા પ્રમાણે આદર સત્કાર કરતો તે વિષે એક વાત છે

એક વખત એક ચિત્રકાર કોઈ પ્રતિષ્ઠિત માણસનો, ભલામણ પત્ર લઈને નેપોલિયન પાસે ગયો. તેનાં ગંદાં કપડાં જોઈને નેપોલિયને તેને પોતાથી જરા દૂર આસન આપ્યું અને આવનાર ચિત્રકારને તેની યોગ્યત પ્રમાણે સન્માન આપ્યું નહિ

મુલાકાત દરમિઆન નેપોલિયને જાણ્યું કે પોતાને મળવા આવેલ ચિત્રકાર સાધારણ માણસ નથી પણ એક સજ્જન પુરુષ છે અને અજોડ ચિત્રકાર છે. આથી મુલાકાત પુરી કરી ચિત્રકાર જવા ઊભો થયો ત્યારે નેપોલિયને પોતે તેની સાથે હાથ મિલાવ્યા અને દરવાજા સુધી જાતે વળાવવા ગયો.

નેપોલિયનની આવી રીતભાતથી ચિત્રકાર વિસ્મય થયો. અને તેણે પૂછ્યું કે, નામદાર મારી ભૂલ થની હોય તો માફ કરશો પણ મને એક શંકા થાય છે. તો પૂછું છું કે જ્યારે હું આવ્યો ત્યારે આપે મને દૂર બેસાડયો અને અત્યારે આપ જાતે અહીં સુધી મને વળાવવા આવ્યા તેનો હેતુ શો ?

નેપોલિયન બોલ્યો અજાણ્યા માણસને આવતી વખતે જે માન અપાય છે તે તેના પોશાકને લીધે અને જતી વખતે જે માન અપાય છે તે તેના ઉત્તમ સદ્‌ગુણોને લીધે અપાય છે

માણસની કિંમત પોશાક પરથી નહિ પણ તેના ઉત્તમ ગુણોથી અંકાય છે.

રતિલાલ ગૌરીશંકર ઓઝા

# જાણવા જેવા સમાચારો.

### બ્રિટનનું ઔદ્યોગિક પ્રદર્શન

બ્રિટનમાં તા. ૨૭ મે થી શરૂ થનાર ઔદ્યોગિક પ્રદર્શનમાં આ વર્ષે કેટલીક વસ્તુઓ પહેલીજ વાર રજૂ કરવામાં આવશે. તેમાંની કેટલીક આ રહી.

### નવી જાતની કાતર

આ કાતર ગૃહિણીને રસોડામાં અત્યન્ત મદદરૂપ થઈ પડશે. રોટી વ. કાપવા ઉપરાંત તેના વડે શીશીના બુચ ખોલી શકાશે. ખોરાકના ડબ્બાનાં રેણ કરેલાં ઢાંકણાં કાપી શકાશે, ખીલીઓ કાઢી શકશે અને સ્ક્રુ પણ બેસાડી શકાશે.

×

### નવી જાતનું પ્રી-ફ્રેબ મકાન

પ્રદર્શનના બાંધકામ વિભાગમાં એક નવી જાતના પ્રી-ફેબ મકાનનો નમુનો પ્રેક્ષકોનું ઘણુંજ ધ્યાન ખેંચશે. રીઇન્ફોર્સ્ડ કોંક્રીટના બનેલા તેના છુટા છુટા ભાગો ખાંચામાં દટ્ટા બેસાડીને તૈયાર કરી શકાય તેવા હોવાની તદ્દન બિનકુશળ મજૂરો પણ જે માપનું જોઈએ તે માપનું મકાન તૈયાર કરી શકે છે. પછીથી તે બધા ભાગોને ભાગોને એલ્યુમિનિઅમના ચાકીવાળા ખીલા વડે સજ્જડ કરી દેવામાં આવે છે. આ મકાનને જમીનની સાથે કોઈ પણ પ્રકારે જડેલું રાખવાની જરૂર હોતી નથી તેમજ નથી તેને માટે પાયાની જરૂર પડતી વળી ઉધાઈ તેને કોરી શકતી નથી અને આગ બાળી શકતી નથી.

×

### પેટીની પેટી ને ગેરેજની ગેરેજ

હવે બ્રિટનમાંથી નિકાસ કરવામાં આવતી મોટરોને વહાણમાં ચડાવતી વખતે જે પેટીમાં પેક કરવામાં આવશે તેજ પેટીનો તે મોટરનો માલિક ગેરેજ તરીકે પણ ઉપયોગ કરી શકશે. તે પેટીને ગમે ત્યાં ગોઠવી દીધી એટલે બસ અને તેને વાળી દીધાથી તે તેના ભાગ જેટલી જ જગ્યા રોકતી હોવાથી મુસાફરીમાં પણ તેને સાથે રાખવાથી રહેવા સુવા માટે મોટર ઉપરાંત એક વધારાની ઓરડી મળી રહે છે અને તે તંબુની ગરજ સારે છે.

×

### દાઝી જવાય નહિ તેવાં કપડાં બાફવાનાં વાસણો

સામાન્ય રીતે કપડાં બાફવાના વાસણોનાં ઢાંકણાં મ્હોટી કીટલીઓનાં ઢાંકણાંની માફક ઉપાડવાથી ઉપાડી શકાય છે. પરન્તુ તેમ કરવામાં અંદરથી નીકળતી ગરમ વરાળથી હાથ દાઝી ગયાના ઘણા દાખલાઓ છે. તેવો સમ્ભવ પણ પૂરેપૂરો હોય છે. તેથી ઉત્તર ઇંગ્લેંડની એક પેઢીએ ઢાંકણાને કપડાં બાફવાના વાસણની સાથે સ્પ્રિંગવાળા મિજાગરાની મદદથી જડી દીધું હોય તેવું જણાવ્યું છે. એક સમવડબારી કળ દબાવતાંની સાથે ઢાંકણું છુટું થઈને આપોઆપ ઉઘડી જાય છે. તેથી દાઝવાનો જરા પણ ભય નથી રહેતો.

*

### નવી જાતની ઘડીઆળ

અત્યાર સુધી ઘડીઆળને ભીંત પર એકદમ સપાટ-સરખી જગ્યાએ બરાબર લેવલમાં ગોઠવવી પડતી હતી અને કદાચ વાંકી ચૂકી સ્થિતિમાં સરકી જાય તો પછી પુનઃ ગોઠવવી પડતી હતી. પરન્તુ હવે આ મુશ્કેલી તથા માથાકુટને દૂર કરે તેવી એક નવી જાતની ઘડીઆળ બનાવવામાં આવી છે અને તેનો નમુનો તા. ૨૭ મેથી શરૂ થતા બ્રિટનના ઔદ્યોગિક પ્રદર્શનના ઓલીમ્પિઆ વિભાગમાં રજુ કરવામાં આવશે. આ નવી ઘડીઆળને દિવાલ કે અભરાઈ પર ગમે ત્યાં મૂકી શકાય તેવી રચના કરવામાં આવી છે.

### નવી જાતની પેન!

લંડન અને બર્મિંગહામમાં આગામી મે માસની તા. ૨૭થી શરૂ થતા બ્રિટનના ઔદ્યોગિક પ્રદર્શનમાં લંડનના પેન અને પેન્સિલના ઉત્પાદકો તરફથી એક નવીજ જાતની-દાણાના આકારવાળી સ્ટીલ સાથેની પેન રજૂ કરવામાં આવશે. ભૌતિક વિજ્ઞાન ઘરને દેદિપ્યમાન બનાવવા માટે 'સુવાસિત રંગ'

બર્મિંગહામમાં આવેલા એક કારખાનાએ જેાા સુવાસ આપનો 'ગ્લેમુલ' નામનો રંગ બનાવ્યો છે. જ્યારે આ રંગ લગાડવામાં આવે છે ત્યારે સુવાસ આવે છે અને રંગ સુકાઇ ગયા પછી તે બંધ થઇ જાય છે.

આ રંગ વડે ગૃહિણી તેના ઘરની વસ્તુઓને રંગીને દેદિપ્યમાન બનાવી શકે છે અત્યાર સુધી વપરાતા સામાન્ય રંગના ઉપયોગમાં ગૃહિણીને કંઇ કંઇ મુશ્કેલીઓ પડે છે તે જાણ થઇ, ઉત્પાદકોએ આ બધી મુશ્કેલીઓ દૂર થાય તેવી જાતનો આ રંગ બનાવ્યો છે.

આ નવી જાતના રંગના ઉપયોગમાં ગૃહિણીને શ્રમ પડતો નથી, અને ૬ થી ૮ કલાકમાં તો વસ્તુઓ પર ચકચકિત, ઘટ અને એક સરખો રંગ લગાવી શકાય છે આ રંગ ઝેરી તત્વોથી મુક્ત હોઇ, ઘરમાં નાનાં બાળકોની હાજરીમાં પણ તેનો બેધડક ઉપયોગ થઇ શકે છે

### રાજકુમારને ઝુંપડીની ભેટ !

બ્રિટનમાં ભાવિ સામ્રાજ્ઞીરૂપે એલિઝાબેથના બાળ કુમાર ચાર્લ્સને એક નાનામાં નાની ઝુંપડીની ભેટ મળી છે. બીજા વિશ્વયુદ્ધ દરમિઆન 'નેશનલ ફાયર સર્વિસ'માં કામગીરી બજાવનાર માણસોની એક ટુકડીએ આ ઝુંપડી (રમકડું) બનાવી છે હાથ આ લોકોએ બાળકો માટેનાં રમકડાં વગેરે સાધનોની એક વેપારી પેઢી શરૂ કરી છે. તેમાં વિવિધ જાતનાં રમકડાં મળી શકે છે, જેવાં કે: દરીઆઇ સિંહના માથા સાથેના ઝોલા ખાતી હોડી, બે હાથીના ટેકાવાળો ચિચલો વ. રમકડાં આ પેઢીની વિશિષ્ટતા બનાવટો છે

### ભાંગી ન જાય તેવા પ્યાલા !

હવે પ્લાસ્ટિકના પારદર્શક પ્યાલા બનાવવામાં આવે છે. પ્રથમ દ્રષ્ટિએ સામાન્ય કાચના પ્યાલા જેવાજ લાગે છે. લંડન ખાતેના પ્રદર્શનમાં તે બનાવવામાં આવ્યા હતા. તે ભાંગી જતા નથી તેમજ અગ્નિથી સળગી ઉઠતા પણ નથી....બ્રિટનમાં




**શ્રીમતી વિજયલક્ષ્મી પંડિત**—હિંદના એલચી તરીકે યુનાઈટેડ સ્ટેટસ અમેરીકા ખાતે નિમાયાં છે. અગાઉ મોસ્કો ખાતે તેઓ હિંદના એલચી હતાં.

**શ્રીમતી રેણુકા રે**—યુનાઈટેડ નેશન્સની ચાલુ બેઠકમાં હિંદના પ્રતિનિધિ મંડળમાં નિમાયાં છે. આ મંડળના અગ્રણી શ્રી એમ સી સેતલવાડ છે. શ્રી રેણુકા રે, આ મંડળમાં એકનાજ સ્ત્રી સભાસદ છે.

**સ્ત્રી ન્યાયાધીશો.** હવે સ્ત્રીઓ ન્યાયાધીશ પદે છુટથી નિમાય છે. નાની વયમાં આ પદ હમણાં જ સ્વીડનમાં ચોત્રીસ વર્ષની ઉંમરની બાઈને મળ્યું છે. તે બાઈ કેરસ્ટીન આર્ટીઝ કાઉંટી કોર્ટની જજ નિમાઈ છે. ત્યાં પચીસ વર્ષની અંદરની સ્ત્રીને જજ નથી નિમતા પણ આ દાખલામાં આ બાઈની વિદ્યાપીઠની કારકીર્દી ઝળકતી હોવાથી ઉમરનો બાધ નથી ગણ્યો. તુર્કસ્તાનમાં ૧૩ સ્ત્રીઓ ન્યાયાધીશ પદ ભોગવે છે.

**શ્રી. અવનિબાઈ ગોખલે**

પૂ. ગાંધીજીની શિષ્યા અને પ્રખર રાષ્ટ્રવાદી શ્રી. અવંતિકાબાઈના અવસાનની નોંધ લેતાં અમને ખેદ થાય છે. એ બહેને જેલયાત્રા કરી હતી. અને પૂ. ગાંધીજીના રચનાત્મક કાર્યમાં સક્રિય ફાળો આપ્યો હતો. આ રીતે તેમણે દેશસેવા કરી છે એટલું જ નહિ પણ તે ઉચ્ચકક્ષાના સમાજ સેવિકા હતાં. કોઈ પણ જાતના બદલાની આશા વિના સમાજ સેવા કરી સ્ત્રીઉન્નતિમાં પોતાની જાતને ઘસી નાખી હતી. તેમણે હિંદ મહિલા સમાજની સ્થાપના કરી અને સંગીન પાયાપર મૂકી દીધો. શરૂઆતમાં બહેનો આ સમાજમાં બહુ જૂજ આવતી હતી એટલે તેમણે પોતાના ઘરના આંગણે વર્ગો શરૂ કર્યા કે જેથી ઓરડાનું ભાડું ન આપવું પડે. ક્રમશઃ તેમણે પ્રચારકાર્ય કરી મોટી સંખ્યામાં બહેનોને આ સમાજનાં સભ્યો બનાવ્યા અને ગરીબ બહેનોને સીવણ રેંટિઓ અને બીજા હુન્નરો શીખવી સ્વાશ્રયી બનાવ્યાં. સાથે સાથે અંગ્રેજીના વર્ગો પણ કાઢ્યા હતા.

મ્યુનિસિપાલિટીમાં સ્ત્રીઓને બેસવાનો જ્યારે હક્ક મળ્યો ત્યારે શ્રી. વિઠ્ઠલભાઈના નેતૃત્વ નીચે પ્રથમ ચાર સ્ત્રી સભ્યોમાંના એ એક હતા. ત્યાં પણ તેમણે સારૂં કામ કર્યું. આ રીતે સમાજ સેવક તરીકે તેમણે ઉમદા કામ કર્યું, છે પોતે એટલાં બધા સાદાં હતા અને કરકસરથી રહેતાં હતાં કે કોઈના પર પણ તેનો પ્રભાવ પાડ્યા વિના રહેતો નહિ. પોતાની આર્થિક સ્થિતિ નબળી હોવા છતાં તેમણે દરેક મુશ્કેલીઓનો સામનો કર્યો હતો અને સતત સમાજસેવા કરતાં અને તેમાં પ્રવૃત્ત રહેતાં. આવા આદર્શવાદી સમાજ સેવિકા ગુમાવતાં મુંબઈની સ્ત્રીઓને તો ખાસ ખોટ પડી છે પ્રભુ તેમના આત્માને શાંતિ આપો !

**શ્રી સુલોચના મોદી**—એમ. એ મુંબઈ મ્યુનિસિપલ શાળા સમિતિના ચાલુ વર્ષ માટે પ્રમુખ નિમાયાં છે. ચુંટાયા પછી સૌનો ઉપકાર માનતાં તેમણે જણાવ્યું હતું કે મ્યુનિસિપાલિટીએ પ્રયોગ ખાતર પાયાની કેળવણીની વર્ધા ધોરણ મુજબ શાળાઓ ખોલવી જોઈએ તેમજ સીંધી નિર્વાસિત બાળકો માટે પણ પ્રાથમિક શાળાઓ ખોલવી જોઈએ શ્રી. સુલોચના બેનને "સ્ત્રીબોધ" પ્રમુખ ચુંટાવા માટે અભિનંદન આપે છે.

**છુટા છેડાના કાયદામાં ખામી.**

પારવતીબાઈ આત્મારામ ડીંગરેજીએ પોતાના ધણી

સાગે રખાત રાખવાનો આરોપ મુકી છુટાછેડા મેળવવા માટેના દાવામાં જસ્ટીસ રેન્ડોલકે બાઈની તરફેણમાં છુટાછેડાનું હુકમનામું કરી આપ્યું છે

ના. જજે ચુકાદો આપતાં જણાવ્યું હતું કે ધણી રખાત રાખે તો પત્નીને છુટાછેડા મેળવવાની કાયદો સગવડ આપે છે પરંતુ મજકુર કાયદો જે રીતે ઘડાયો છે તે રીતે જોતા જો એક ધણી તેની સામે દાવો મંડાય તેના થોડા સમય અગાઉ રખાતને રજા આપે તો હિંદુ છુટાછેડાના કાયદાની ત્રીજી કલમનો બરાબર અર્થ કરતાં પત્નિયાણી છુટાછેડા મેળવી શકે નહી. આથી ધારાસભાએ કાયદામાં ઘટતો સુધારો કરવાની જરૂર છે.

## સૌરાષ્ટ્રનાં સ્ત્રી કાર્યકરો માટે વર્ગો

જુનાગઢ મહિલા સમાજ તરફથી શ્રી પુષ્પાબેન મહેતા લખી જણાવે છે કે સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિની સ્ત્રીવિકાસ સમિતિ તરફથી સ્ત્રી કાર્યકરોનો વર્ગ મે માસની તા૦ ૭ મીથી ૨૭મી સુધી સૌરાષ્ટ્રના દરિયા કિનારાના કોઈ ગામમાં કાઢવાનું નક્કી કર્યું છે. આ વર્ગનું લવાજમ રૂ. ૨૦ રાખવામાં આવ્યુ છે. આ વર્ગ અંગે વિગત પૂછપરછ શ્રીમતી પુષ્પાવતી મહેતા, મહિલા સમાજ, જૂનાગઢને સરનામે કરવા વિનંતિ થઈ છે.

## પારસી સ્ત્રીઓની હોકી ટીમ પણ રમતમાં ભાગ લેનાર છે

દર વર્ષે રમાતા સ્ત્રીઓ માટેના ફોલ્ટ કાર કપ વીમેન્સ હોકી ટુર્નામેન્ટમાં આજ બે વર્ષથી પારસી સ્ત્રીઓની ટીમ પચગની રેન્જીમ રમતમાં ભાગ લઈ રહી છે, આ ટીમ પરેલ વીમેન્સ હોકી લીગમાં પણ ભાગ લઈને અનેક જીતો મેળવી છે. આ પારસી ટીમ આ વર્ષે દાદર મુકામે સુંદર પ્રેકટીસ કરી રહી છે.

આ ટીમમાં ખાસ કરીને મીસ પીલુ ગીમી મીસ મહેર રાનજી, મીસ મીઠુ તારાપોર, મીસ ફેની ડુબાશ અને મીસ ખેરશેદ દેસાઈ સુંદર રમત કરતી જણાઈ છે. જો આ ટીમ સામે બીજા વર્ગની કોઈ પણ ટીમ પહેલી બે મેચોમાં સામે આવશે તો આ પારસી ટીમ જરૂર જ તેમાં જીત મેળવવાને સામર્થ્યવાન થશે એવો આ લોકોની પ્રેકટીસ દરમ્યાનની રમત જોતા પરથી માલુમ પડે છે. આ ટીમ પહેલા વર્ગની ટીમ સામે પણ તંદુરસ્ત હરીફાઈવાળી રમત કરશે એવી દરેક વકી આ વર્ષે રાખવામાં આવે છે

## પતિનો પત્ની ઉપર જુલમ

'મારો પતિ અને સાસરિયાં મારા પર જુલમ ગુજારે છે. તેઓ મારું મ્હોં બાંધી મને મારે છે. મારી જિંદગી જોખમમાં છે' કાંનિજ તાલુકાના આગીએળ ગામના શ્રી. શીવલાલ મોહનલાલ બારોટ નામના એક માનવીની સત્તર વર્ષની યુવાન પત્ની ભગવતીબાઈએ અમદાવાદ શહેરના મેજિસ્ટ્રેટ સમક્ષ પોતાના પર ગુજારવામાં આવતા ત્રાસની કથની ઉપરોકત શબ્દોમાં કરી હતી.

ભગવતીની ઉપરોકત હકિકત સાંભળ્યા બાદ મેજિસ્ટ્રેટ તેને વિકાસગૃહમાં મોકલી આપવાનો હુકમ કર્યો હતો તથા તેના પતિને આ ફરિયાદનો જવાબ આપવા માટે અદાલતમાં હાજર થવાનું ફરમાવ્યું હતું. વિકાસગૃહના મંત્રીને યુવતીના કામચલાઉ વાલી તરીકે નીમવામાં આવ્યા હતાં.

ભગવતીબાઈ ઉપર, ત્રાસ, વરસી રહ્યો છે એવી માહિતી જ્યોતિસંઘના બે કાર્યકરોને હાથ ધરી હતી અને તે બાદ તેમણે આ બાબતમાં તપાસ મળતાં મેજિસ્ટ્રેટ સમક્ષ હાજર થઈને, પોલીસ સહાયતાથી ભગવતીબાઈને લાવીને અદાલતમાં હાજર કરવાની વિનંતિ કરી હતી આ ઉપરથી મેજિસ્ટ્રેટે પકડહુકમ કાઢીને છોકરીને અહી બોલાવી મંગાવી હતી અદાલતમાં ભગવતી બહેને ઉપર મુજબનું નિવેદન કર્યું હતું.

## મેડમ મોંટેસોરી :

બાળ શિક્ષણ માટેની નવીન પદ્ધતિ જે મોંટેસરી પદ્ધતિ નામે ઓળખાય છે તેના સ્થાપક મેડમ મોંટેસરી સાત વર્ષના વસવાટ પછી હિંદ છોડીને પોતાને દેશ ઇટલી ગયાં છે, યુદ્ધકાળમાં ઇટલીની સ્થિતિ અસલ થઈ જવાથી તેમણે હિંદમાં પોતાનું, સ્થાન રાખીને, પોતાની પદ્ધતિનો પ્રસાર કરવા શિક્ષણ વર્ગોની યોજના કરી હતી અને આ પદ્ધતિ પ્રમાણે બાળ શિક્ષણ આપવા ઘણાં શિક્ષકો તૈયાર કર્યાં હતાં.

### લગ્ન પ્રથામાં સુધારા

તા. ૪-૪-૪૯ ને રોજ પાર્લામેન્ટે લગ્નપ્રથામાં સુધારા વધારા સુચવતા કાયદાના ત્રણ ખરડા પસાર કર્યા હતા,

પહેલા ખરડામાં કન્યાની લગ્નવય ૧૪ વર્ષને બદલે ૧૫ વરસ કરવાની સુચના છે. છોકરાની લગ્નવય ૧૮ વરસની રાખવામાં આવી છે.

બીજા ખરડામાં હિંદુઓ, શીખો, જૈનો અને તેમની જુદી જુદી જ્ઞાતિઓ તથા પેટા જ્ઞાતિઓ વચ્ચેના લગ્નોને કાયદેસર ગણવાની સુચના છે.

ત્રીજા ખરડામાં અપહરણના કિસ્સાઓમાં કન્યાની વય ૧૬ વરસને બદલે ૧૮ અને છોકરાની-વય ૧૪ વરસને બદલે ૧૬ ની કરવાની સુચના છે.

### એક પર બીજી પત્ની

માતર તાલુકાના ત્રાણજી ગામના નાજાભાઈ બુલાભાઈએ પોતાની દિકરી જસોદાને નારના મગનભાઈ ડાહ્યાભાઈ સાથે તેમના પત્ની વિમળા હૈયાત હોવા છતાં પરણાવી હતી. આ બાબત ખેડા પોલીસે કેસ કર્યો હતો. તેમાં મગનભાઈ ડાહ્યાભાઈને ૧ દિવસ સજા અને રૂ. ૨૫૦) દંડ કરી લગ્ન રદ કરવાનો કોર્ટે હુકમ કર્યો છે તેમજ નાજાભાઈ બુલાભાઈને રૂા. ૫૦) દંડ કર્યો છે

### ચાર વર્ષ બાદ છુટા

અમદાવાદ : સમાચાર મળ્યા છે કે આજથી લગભગ ચારેક વર્ષ ઉપર અહીં એક સ્નેહલગ્ન કરવામાં આવેલ તેઓનો સંસાર ચાર વર્ષ સુધી સુખદ ચાલ્યો અને પોતાના વતન જતાં મા-બાપના અને સમાજના દબાણથી બાઈએ પોતાની ઓને ઘરના ખૂણે રદ્દ છેડા આપ્યા આ બન્ને પ્રેમીઓએ આર્યસમાજમાં હિન્દુવિધિ પ્રમાણે લગ્ન કર્યાં હતા. અને તે ઉપરાંત કોર્ટમાં પણ લગ્ન નોંધાવેલ હતું આ પ્રમાણે થયેલ લગ્ન શું છૂટા છેડા લઈ શકે છે ? સમાજના આગેવાનોથી બ્હી જઈને પોતાની પરણે તરને તરછોડી દેવાથી ભલે તે પર જ્ઞાતિની હોય પણ તેને શુદ્ધ બનાવી લગ્ન કર્યાં પછી ને પવિત્ર જ ગણાય. આજે તે બાઈ, પોતાના એક બાળક સાથે હાલ અહીં નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. આ બાબત માટે કંઈક જરૂર થવું જોઈએ.

### વાસણો પર ચિત્રકામ

બ્રિટનની યુવતિઓ કલા રસિક છે. એલસ્ટી સ્ટુડીઓમાં યુવાન સ્ત્રી કલાકારોનું એક નાનકડું જુથ ચિનાઈ માટીની વસ્તુઓ-વાસણો પર પાળેલા કુતરાઓ, માનીતા ઘોડાઓ અને રંગબેરંગી જાનવરોનું-સુંદર ચિત્રકામ રજુ કરે છે. ઘરાકો આ વસ્તુઓની ખરીદી કરે છે અને પોતાને મનપસંદ વિષયોનું ચિત્રકામ પણ કરાવે છે.

### સ્ત્રી-કસરતબાજો !

બ્રિટનની વિદ્યાપીઠોમાં સ્ત્રી-કસરતબાજો આગામી તરવાની હરીફાઈ માટે તૈયારીઓ કરી રહી છે. વિદ્યાપીઠોના વ્યાયામ સંઘ તેમજ સ્ત્રીઓના આંતર-વિદ્યાપીઠોના વ્યાયામ મંડળ સંયુક્ત રીતે તરવાની હરિફાઈઓમાં ભાગ લેશે. આ હરીફાઈઓ લંડનમાં મે માસની તા ૧૩ અને ૧૪ મીએ યોજાશે. સ. ૧૯૩૫ પછી આ પહેલીજ વાર હરીફાઈઓ યોજાય છે.

### રાજાનાં એ ડી. સી.

બ્રિટનના સ્ત્રીઓ માટેના શાહી નૌકાદળના ડિરેક્ટર મિસ જોકલીન મે વુલકોમ્બ રાજાના એ. ડી. સી. તરીકે નીમાયાં છે. આવો હોદ્દો ધરાવનાર આ પહેલા જ મહિલા છે.

૫૦ વર્ષની વયનાં . મિસ વુલકોમ્બ સદ્‌ગત રીઅર એડમિરલ એમ. વુલ કોમ્બનાં પુત્રી થાય છે સ. ૧૯૩૯ ના જુલાઈમાં તે સ્ત્રીઓ માટેના શાહી નૌકાદળમાં જોડાયાં :અને પોર્ટ્સમાઉથ ખાતે વડા અધિકારી તરીકે નીમાયાં હતાં. સ ૧૯૪૦ ના મેથી જાન્યુઆરી સુધી તે આ ખાતાના વડા મથકે આવેલા સ્ટાફનાં સુપ્રિન્ટેન્ડન્ટ હતાં...તેમના પિતાની સાથે તેમણે દુનિયાભરના નૌકા કેન્દ્રોની મુલાકાત લીધી હતી અને પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન પોર્ટ્સમાઉથ ખાતે 'નેવલ ઇન્ટેલિજન્સ'માં ક્લાર્ક' હતાં.

### સૌથી વધુ બાળકવાળી માતા

પ્રખ્યાત શક્તિશાળી બાળકવાળી માતા કેટી સેન્ડવીના નામની બાઈ છે. જર્મન પિતાને ત્યાં

૧૮૮૪ મા પીગ્ગીના ખાતે તે જન્મી હતી તે તેના પિતાના ૧૧ સંતાનોમાં બીજુ સંતાન હતી. નાનપણથી તેને કસરતનો ભારે શોખ હતો, ૧૯ વર્ષની વયે તેણે પ્રખ્યાત મલ્લ સેન્ડો સાથે અમેરિકામાં સરકસમા કામ કરવાનું શરૂ કર્યું હતું તેના પહેલા શક્તિ પ્રદર્શન માટે વિખ્યાત થયેલી મહિલાઓ ફક્ત બે જ બેલ્જીયન સ્ત્રીઓ હતી. એકે બંને હાથે ૧૮૦ રતલ અને બીજીએ ૨૦૨ રતલ વજન ઊંચકી નામના કાઢી હતી પરંતુ કેટીએ ૨૬૪ વજન ઊંચકી જનતાને દંગ કરી હતી.

આ ઉપરાંત તે જાડા સળીઆને વાળવો, શરીર ઉપર પાટિયું મુકી તે પરથી ૪ ઘોડા અને ૪૦ માણસોને પસાર કરવા વગેરે મુશ્કેલ પ્રયોગો કરતી હતી.

સગર્ભાવસ્થામાં પણ તેણે પોતાના પ્રયોગો ચાલુ રાખ્યાં હતાં. એક દિવસ સરકસમાં પોતાની શક્તિઓનો પરિચય આપ્યાં બાદ તેણે એક બાળકને જન્મ આપ્યો હતો અને છતાં પ્રસવ પછીની રાત્રીએ તેણે પોતાના પ્રયોગો કરેલા!

૧૯૪૮માં ૬૪ વર્ષની વયે તેની ઊંચાઈ ૬ ફીટની હતી અને વજન ૨૦૫ રતલ હતું કેટીના બે પુત્રીમાં એક મુક્કાબાજ પહેલવાન છે અને બીજો અમેરિકન લશ્કરમાં છે. માતૃત્વ આવું હશે!

### આપઘાત કર્યો

અમદાવાદઃ—ઘીકાંટા–શાન્તીનાથ પાડાની પોળના નાકે આવેલી મોહનલાલની ચાલીમાં તાજેતરમાં એક એક ગમખ્વાર બનાવ બનવા પામ્યો છે. બીના એ છે કે ત્યાં આગળ રહેતા, ઉમાશંકર પરમાનંદ નામના બ્રાહ્મણની ગીતા નામની યુવાન પત્ની શારીરિક બિમારીથી કેટલાક વખતથી પીડાતી હોવાથી એ જીવનથી કંટાળી ગઈ હતી. તેથી તેણીએ આ જગતમાંથી જતા રહેવા પોતાના શરીર પર ઘાસતેલ છાંટી અગ્નીસ્નાન કર્યું હતું.

થોડીવારમાં જ આગ ફેલાવા પામી, અને તે જોતાંજ આજુબાજુના માણસોએ પોલીસને ખબર આપી બાઈ ગીતા મરણ પામેલ હતી. કાયદેસર નોંધ થવા પામી છે.

### પત્નીની અંતિમ ઇચ્છાઓ માટે બીજું લગ્ન

અમદાવાદઃ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં રહેતા કાન્તીલાલને ચંચળ નામની પત્ની હયાત હોવા છતાં તેણે તા. ૧૭–૧–૪૯ના અરસામાં સાણંદ ગામમાં રહેતા પટેલ પોળ કાલાભાઈ દેવીદાસની પુત્રી તારા બહેન સાથે લગ્ન કર્યું.

આ લગ્ન બાદ તા. ૧–૨–૪૯ના રોજ એમની જુની પત્ની ચંચળ ભાત ગામે અવસાન પામી હતી. ત્યારે આ કિસ્સા અંગે સાણંદ પોલીસ અધિકારી શ્રી. પંડ્યાએ તપાસ ચલાવીને એક પત્ની હયાત હોવા છતાં, બીજી કરવા બદલ શ્રી. કાન્તિલાલ પટેલ સામે અદાલતમાં ખટલો માંડ્યો હતો.

આ ખટલાની સુનાવણી પહેલા વર્ગના એસીસ્ટન્ટ ન્યાયાધીશ શ્રી દેસાઈ સમક્ષ નીકળતા પટેલે નીચેનું નીવેદન રજુ કર્યું હતું.

પોતાની પત્ની ચંચળ કેટલાક વખત થયાં ક્ષય રોગથી પિડાતી હતી. બે નાના બાળકોની સારવાર કોઈથી થઈ શકતી ન હતી. ગરીબીના કારણે કોઈ માણસ રાખી શક્યા ન હતા. માટે આ પરિસ્થિતિ દૂર કરવા ખાતર ચંચળે કાન્તીલાલને બીજી વાર લગ્ન કરવા આગ્રહ કર્યો હતો. તેની અંતિમ ઇચ્છાને માન આપી ઉપરોક્ત લગ્ન કર્યા હતા.

ચુકાદામાં ન્યાયાધીશે શ્રી દેસાઈએ આરોપીના આ બચાવને લક્ષમાં લઈ એક દિવસની-કે ર્ટ ઊઠતા સુધીની સજા અને રૂ. ૭૦૦) દંડની શીક્ષા કરી હતી.

### મા–દીકરીને સજા

બોરસદઃ—રહેતા પટેલ ફકીરભાઈ શીવાભાઈ બે વર્ષ ઉપર રૂ. ૧૧૦૦ આપીને સોની નામની બાઈ સાથે પરણ્યા હતા. બાઈ વીસેક દિવસ રહી ઘરમાંથી કેટલીક જણસો લઈને નાશી ગયેલી પંચાયતી. ખબર પડેલી કે આ બાઈ વાઘરણ જાતની હતી. પોલીસમાં જાહેર કરવાથી બાઈને તેની માં સાથે પકડીને પોલીસે છેતરપીંડીનો કેસ કરેલ તેથી મા–દીકરીને ત્રણ માસની સજા થઈ.

પ્રકાશક: ચંદ્રકાન્ત છગનલાલ મહેતા "શ્રીબોધ કાર્યાલય" પીરમશા રોડ, અમદાવાદ.
મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ ધી નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ ઘીકાંટા રોડ અમદાવાદ.

# સ્ત્રીબોધ

વર્ષ ૯૪ જુન અંક ૬ ઠ્ઠો

## અનુક્રમણીકા





સંસ્કાર આપતું સ્ત્રીઓ માટેનું સામાજિક જુનામાં જુનું માસિક પત્ર




વર્ષ ૯૩ | ૧૯૪૯ : જુન. | અંક ૬.



## ચંદાનાં ફુલ

વ્હેચે છે ફુલ,
ચંદા વ્હેચે છે ફુલ
છાબડી ભરીને ચંદા વ્હેચે છે ફુલ,
સરોવરના અંકમાં ને નાવની પર્યંકમાં
ભોળાં એ ફુલ અને લાગે અમૂલ,
છાબડી ભરીને ચંદા વ્હેચે છે ફુલ.
વ્હાલીને સંગ, મૃદુલ મનના ઉછરંગમાં
ખરતાં એ ફુલ પર થઈ જાઉં ડુલ!
છાબડી ભરીને ચંદા વ્હેચે છે ફુલ.

મનુભાઈ ત્રિવેદી



## વંદન તને માત શારદા

( નેહ ભર્યાં નયને નીહાળતી હો, એ રાહ )

વિમળ જ્ઞાન દાત્રી વિણાધારિણી
હો...વંદન તને માત શારદા
આજસુતા અખંડ બ્રહ્મચારિણી,
હો...વંદન તને માત શારદા.
જ્ઞાનદીપ પ્રકટો ઉર, જડતાસંહારિણી,
અંતર વિશુદ્ધ કરો, શ્વેતાંબર ધારિણી
મયુર વાહિની છો શ્રેય કારિણી
હો ..વદન તને માત શારદા.
મધુર, મંદ, સ્મિતે,
મૃદુલ મુખડું મલકાવતી
બ્રહ્મગીત ગાતી
શાંતિ સુધા વરસાવતી
"સા વિદ્યા વિમુક્ત યે" પોકારતી
હો વદન તને માત શારદા.

રતિલાલ ગૌરીશંકર ઓઝા



# ઓ સમાજ ! ઓ સમાજ !

ઢીંગલા ઢીંગલી પરણાવી હરખાય,
કરી ખર્ચ ખોટા મલકાય;
ધરી વહેમ રૂઢીઓને પાળે,
કેળવણી–સંસ્કાર કશું ન જાણે.
સુધારાનો કરતા હાસ,
ઓ સમાજ ! ઓ સમાજ !

વિક્રય છાના છના ચાલે;
લાકડી સાટે દીકરી આલે,
ધર્મીનો તો ઢોંગ કરે;
તાણી ટીલાં ફરતા ફરે;
શો આવ્યો છે વખત આજ;
ઓ સમાજ ! ઓ સમાજ !

વિધવા કષ્ટે વૈધવ્ય પાળે,
હાળી અશ્રુ ખુણે ખાળે,
દુઃખ વગડે એનો વિલાય,
જીતમોથી બિચારી પીસાય,
ફસાવીને લુંટતા લાજ,
ઓ સમાજ ! ઓ સમાજ !

સાત્વિક સારો તજ્યો આહાર,
માંસ–મદિરે થયા ખુવાર;
ધર્મની ના મળતા ધાક.
ફેશનમાં થયા ખલાસ,
ધર્મ–કર્મનું ગયું રાજ;
ઓ સમાજ ! ઓ સમાજ !

ખુનો–ખટપટ બહુ રોગ વધ્યા;
નાના મોટા પાપ વધ્યા;
ચાલે સટ્ટો છડે ચોક;
રેસ ઘોડાની ચાલે હોડ.
લક્ષ્મી તો પરવારી જાય,
ઓ સમાજ ! ઓ સમાજ !

ગયું ધન ને ધંધા ગયા,
હીરા આપી કાચ લીધા;
સત ને સતીયા કોઇ ન રહ્યા;
દુઃખ ભઠ્ઠીમાં સૌ બળતા રહ્યા;
કોણ ઉગારે આવી પાસ;
ઓ સમાજ ! ઓ સમાજ !

ઈશને ઈશની આજ્ઞા ન માને;
નિતિરીતીમાં કોઇ ન જાણે;
પ્રસરી રહ્યો છે નાસ્તિકવાદ,
શું થાશે આગળની વાત;
સમજી જા તું હજી સમાજ
નહી તો થાશે તારો નાશ
ઓ સમાજ ! ઓ સમાજ !

ભાઈલાલ વ. બક્ષી

# પુજારણની તકલી.

ભારતી મંદીર જાતી પુજારણ
ધીમે પગલી ભરતી ભરતી
નીરખતી હો . તકલી ફરે હો...
મધુરા મલ્હાર હસ્ત હીંડોળે
તરરર તકલી ફરતી ઘુમતી
નીરખતી હો...તકલી ફરે હો...
કુમળી નાજુક હસ્ત અંગુલી
કમળી પુણીઓ ધરતી કરથી
નીરખતી હો ..તકલી ફરે હો...
ઉજળી પુણીઓ હળવે ધરતી
કુમકુમ હસ્તે લટકતી ઘુમતી
નીરખતી હો ..તકલી ફરે હો...
કમલે પમલે તાંતણા ખેંચો
ઠમકે ઠમકે ફરતી ફરતી
નીરખતી હો ..તકલી ફરે હો...
મૃદુ મૃદુ ખેંચી તાર લંબાવે
ધીમેથી વળ દઈને લેતી
સંકેલતી હો તકલી ફરે હો...
ભારતી મંદીર આવી ઉભા
કર જોડી વંદન કરતી
, સહુ ફરતી હો...
ઘરની વાટે હો–

+

(ગરબો તૈયાર કરાવતાં નીચેનું ખાસ ધ્યાનમાં રાખવું) છોકરીઓનો ડ્રેસ:–ખાદીના ઘાઘરી અને ચોળી સફેદ, સાધનમાં ફક્ત તકલી હાથમાં રખાવવી. તાળીઓ કે દાંડીઆ લેવાના નહિ, ગોળ કુંડાળે ફરતાં પગની ઠેકો સાથે શરીર પણ લહેકાવવું, કુંડાળાની વચમાં ભારતી દેવીના ત્રણ ફોટા ત્રીકોણ આકારમાં ગોઠવવા.

કુમારી ઉલ્હાસ રેશમ

જો તમારે સંતાનની ઇચ્છા હોય તો આ વ્યાયામ કરો એનો વિધિ આ લેખમાં બતાવી છે ..........

# હું સંતાનવાળી શી રીતે બની ?

અહિં એક સ્ત્રીની વાત આપવામાં આવી છે, જેને સંતતિ થતી ન હતી પણ આખરે થઈ..............

લેખિકા : શ્રીમતી પ્રાણેશ્વરી જૈન

જ્યારે હું પહેલવહેલી સાસરે ગઈ અને સાસુએ પ્રેમપૂર્વક મને ઘરના એક ખૂણામાં ઢીંગલીની માફક શણગારીને બેસાડી ત્યારે મને એવું લાગ્યું કે જાણે હું કેદી હોઉં. મારા પિતાના ઘરમાં એક મેના પાળવામાં આવી હતી. અમે બધાં બાળકો એને ખવડાવતાં-પીવડાવતાં અને એનું મન રાજી કરતાં હતાં તેમ છતાં તે મેના ઉદાસ રહેતી હતી, કારણ કે એની સ્વતંત્રતા છીનવી લેવામાં આવી હતી.

મને એ મેનાની વાત યાદ આવવા લાગી તે ધીમે ધીમે બિમાર પડી મરી ગઈ હતી. મને લાગ્યું કે સાસરિયાના આ મુંઝવણ ભરેલા વાતાવરણમાં હું પણ એ મેનાની માફક બધાંનો પ્રેમ મેળવવા છતાં બિમાર બનીને મરી જઈશ.

મેં જેવું ધાર્યું હતું તેવું જ થયું. મારું મન ચાર દિવાલોની કેદમાં દુઃખી રહેવા લાગ્યું હું લાખ ચેષ્ટાઓ કરતી પણ ખુશી-આનંદમાં રહી શકતી નહોતી. ઘરનાં બધાં માણસો મારા પ્રતિ ખૂબ સ્નેહ દાખવતાં હતાં. મને મારી મા જેટલો પ્રેમ દાખવતી તેટલો પ્રેમ મારી સાસુ પણ દાખવતી, પણ મારી લથડતી તબીયત ન સુધરી તે ન જ સુધરી.

હું ચોપડીઓમાં વાંચતી હતી કે સ્વાસ્થ્ય રક્ષા માટે ચોકખી હવામાં હરવા-ફરવાનું અને વ્યાયામ કરવો જરૂરી છે. મારા પિતાના ઘેર હું નહોતી હરતી-ફરતી કે નહોતી કાંઈ કસરત કરતી તેમ છતાં હું સંપૂર્ણ તંદુરસ્ત હતી, એનું કારણ એ હતું કે મને સખી-સાહેલીઓના ઘેર જવાની, તળાવમાં નહાવાની અને તરવાની, કુવાઓની પાણી ખેંચી ભરી લાવવાથી સ્વતંત્રતા હતી. અહિં સાસરિયામાં એ બધી સ્વતંત્રતા બંધ થઈ ગઈ હતી.

ધીમે ધીમે હું મોટી થવા લાગી. એની સાથેજ શરીરની તંદુરસ્તી બગડવા લાગી. શરૂઆતમાં બે-ત્રણ વરસ તો કોઈ કંઈ ન બોલ્યું પણ ધીમે ધીમે મને દાક્તરો, વૈદ્યો, હકીમો, અને જયોતિષીઓ સમક્ષ બતાવવામાં આવી, એટલા માટે નહિ કે મારી તબીઅત સુધરે પણ એટલા માટે કે મને સંતાન પ્રાપ્તિ થાય. હું ધારતી હતી કે જે સ્ત્રી જેટલી સુંદર હોય છે તેટલી સાસરિયામાં ચાહના મેળવે છે પણ હવે હું એમ વિચારું છું કે જે સ્ત્રી જેટલાં બાળકોની મા થાય છે તે તેટલા પ્રમાણમાં આદર પાત્ર બને છે, આમ તો મારો અનાદર કોઈ કરતું ન હતું, પણ મારા સાંભળવામાં આવતું હતું કે "વહુ એવી આવી છે કે એમનો વંશ ડુબી જશે."

આખર મારા પતિને ફરીથી પરણાવવાની વાતો થવા લાગી એ માટે મારી રજા માંગવા માંડી. હું 'હા' સિવાય બીજું શું કહું, પણ મારું હૃદય રડતું હતું, હું ઊઠતાં-બેસતાં ભગવાનને પોકારી પોકારીને કહેતી, 'હે ભગવાન મને સંતાન આપ યા મોત'

એક દિવસે મારા સસરા એક વયોવૃદ્ધ સજ્જનને તેડી લાવ્યા. એમના ઇલાજ વડે એક પડોશીની વહુને સંતતિ થઇ હતી. મને તેમની સમક્ષ રજુ કરવામાં આવી. તેમણે નાડી જોઈ. કહ્યું, ઠીક છે, મને ઘણા સવાલ પૂછ્યા. મેં અને મારી સાસુએ બધા સવાલોના સંતોષકારક જવાબ દીધા. તેમણે કહ્યું. 'વહુમાં કંઈ દોષ નથી.'

'ત્યારે તેને સંતાન કેમ થતાં નથી ? મારી સાસુએ પૂછ્યું.

## શરમાઓ

( લેખક શ્રી. ડૉ. જી. શાહ )

વાત વાતમાં જૂઠું બોલતાં,
ચોરી કરતાં શરમાઓ. ૧

ઉતરપીંડી, અપમાન ને વળી,
નિંદા કરતાં શરમાઓ. ૨

અભણ રહેતાં, ભીખ માગતાં,
ગંદા રહેતાં શરમાઓ. ૩

ચા, બીડી ને વ્યસની ચીજને,
મહત્ત્વ કરતાં શરમાવો. ૪

અમર્યાદિત અશ્લીલ શબ્દને,
ઉચ્ચારતાં બહુ શરમાઓ. ૫

શક્તિ હોય નહિ પુરી પણ,
ડોળ કરતાં શરમાઓ. ૬

ગમે તેવી મનુષ્ય જાતને,
હલકી ગણતાં શરમાઓ. ૭

નાત જાતનો ભેદ પાડીને,
દૂર રહેતાં શરમાઓ. ૮

અહંકાર કુંપદને વળી,
ગર્વ કરતાં શરમાઓ. ૯

મહેનતનું મરહીમ છોડીને,
સુસ્ત રહેતાં શરમાઓ. ૧૦



સ્વાર્થરહિત શુદ્ધ ભાવનાથી કામ કરનાર અનેક અડચણો આવવા છતાં ધીરજ રાખી કામ કરે તો અંતે વિજય મેળવે છે.

તેમણે મને ફરીથી ધ્યાનપૂર્વક નિહાળી અને કહ્યું. એનું પેટ બહુ મોટું દેખાય છે, એના લીધે પ્રજા ન થાય એ બનવા જોગ છે.

તેમણે કેટલાક દવા જણાવી અને બે વ્યાયામ બતાવી.

જ્યારે હું મારા ઓરડામાં પાછી ફરી ત્યારે મેં અરીસા સામે ઉભી રહી મારું પેટ બરાબર જોયું, ખરેખરી રીતે એ બહુ મોટું થઈ ગયું હતું. દુંદ નીકળી આવી હતી. હું શેઠાણી બની ગઈ હતી. મોટી બેઠેલી ફાંદ, ભારે શરીર, મને પોતાને પોતાના પર શરમ આવવા લાગી.

બીજા દિવસથી મેં નક્કી કર્યું કે વિવાહ પહેલાં જેવું મારું જીવન હતું તેવું જીવન ફરીથી બનાવવાની ચેષ્ટા કરી. મેં મારી સાસુને કહ્યું :—હું પડદામાં રહેવા ઇચ્છતી નથી અને ઘરનું તથા બહારનું બધું કામ હું કરવા ચાહું છું. તેમણે કહ્યું, 'હાય હાય આ શું કહેશ !' મેં કહ્યું, 'લોકલાજ અને સમાજના ભયને લીધે જ મારી તબીયત બગડવા લાગી છે. જો એ ભયને તાબે રહીશ તો નક્કી તમારી ઇચ્છા પાર પડવાની નથી.

તેમણે કહ્યું: 'બધી સ્ત્રીઓ પડદામાં રહે છે.' હું પોતે પણ પડદામાં રહી હતી પણ બધાને પ્રજા થાય છે. મારે પણ થશે તું ચિંતા ના કરીશ. પહેલાં ગુરુ મહારાજે બનાવેલ વ્યાયામ કર એ પછી જોઈ લેવાશે!

મારો ઉત્સાહ ઉડી ગયો. મનમાં આવ્યું કે ઝેર ખાઈ લઉં પણ એ ન બની શક્યું. છેવટે હું મનમાં શ્રદ્ધા રાખી વ્યાયામ કરવા લાગી.

તમે પણ એ વ્યાયામનો અનુભવ કરો અને જો તમારે સંતતિ થતી ન હોય તો એનાથી થાય પણ ખરી.

કસરત પહેલી:—જમીન પર બેસો, પગ લાંબા કરો. ઘુંટણો ઉંચા કે જેથી આખાએ પગ જમીનને અડેલા રહે. પછી હાથોની આંગળીઓ વડે બાંધો કરેલા પગોની આંગળીઓ પકડવા પ્રયત્ન કરો. જોર

આતમાં આ બહુ મુશ્કેલ લાગશે જેટલી ફાંદ મોટી હશે તેટલી આ વ્યાયામ કરવામાં તકલીફ પડશે. આ વ્યાયામ કરતાં શ્વાસને અંદર ખેંચો જેથી પેટ અંદર ખેંચાશે-નાનું થશે. આ કસરત દરરોજ દશથી પંદર મિનિટ સુધી કરો.

કસરત ૨૭ઃ-જમીન પર પીઠ અડે તેમ ચત્તા પાટ સુઈ રહો. પછી બંને પગોને એક સાથે ઉંચે ઉઠાવો પછી ધીમે ધીમે કમ્મર, ખભા અને ઉંચટે ધડ સુધીના ભાગ પર બધું વજન રાખી પગ ઉંચા રાખો. પાછળના ભાગમાં બે હાથની હથેળીઓ વડે ટેકો રાખવો અને એ સ્થિતિમાં શરીરને રખાય ત્યાં સુધી રાખો અને પગોને થોડી થોડી વારે સાયકલ ચલાવીએ છીએ તેમ ચલાવો.

આ બે જાતની કસરત કરતાં કરતાં મારું સ્વાસ્થ્ય ફરીથી સરસ થયું. શરીર સુઘટિત બની ગયું. અને પુરે એક વરસ પણ થયું નહોતું ત્યાં તો મારી સાસુએ ઢેરઢેર જણાવી દીધું કે વહુને ચડતો દાડો છે.

હું આ હકીકત વાચક બહેનો સમક્ષ રજુ કરવા ક્યારનીયે વિચારતી હતી પણ સાહસ કરી શકતી ન હતી. મારા કહેવાથી જ્યારે મારી બે સાહેલીઓ આ રીતે સંતાનવાળી બની ત્યારે મેં સાહસ કરીને આ લેખ લખ્યો કે જેથી બીજી બહેનોને લાભ થાય.

અરે, હાં, ઔષધિ બતાવવાની હું તો ભૂલીજ ગઈ. દવા બહુજ સાધારણ છે. એનું નામ 'વિદારા' છે. ઔષધીની દુકાનેથી મળી શકે. એ દવાને કુટીને કપડા વડે ચાળીને રાખી મુકવી અને દરરોજ આઠ આની ભાર તે લેવી અને તેમાં આઠ આની ભાર ખાંડ ઉમેરવી એ બંને ભેગાં કરી ખાઈ જવી અને પોતપોતાની રૂચિ પ્રમાણે તે ઉપર પાણી કે દુધ પી લેવું.

પાછળથી મેં ગુરૂ મહારાજને પૂછ્યું કે કસરત અને દવા બંનેમાંથી જરૂર શું એ ત્યારે તેમણે કહ્યું હતું કે ફક્ત વ્યાયામ જ જરૂરી છે. દવા તો ફક્ત શરીર શુદ્ધિ થાય એ માટે હતી.

# સ્ત્રી-સુબોધ

સંપાદકઃ-નારાયણ પુ. સુખડીઆ.

૧ દેખીતી રીતે સંયમી અને ઠંડી દેખાતી મોટી ઉમર સુધી કુંવારી રહેલી યુવતિઓના હૈયામાં પ્રેમ-જ્વાળામુખીની માફક છુપાઈ રહ્યો હોય છે. એટલે જ્યારે એકાદ અનુકૂળ પળે હૃદયોર્મિના ઉછળતા આવેશમાં તે મદઘેલી બની જાય, ત્યારે તેના સંયમની પાળો તૂટી જાય છે અને આવેશના ઉછાળાથી ઉન્મત્ત બનીને પોતાના તમામ ખાનદાનીને વિસરી પ્રેમ મસ્ત બની જાય છે.

૨ સ્ત્રીઓને બે વર્ગમાં વેંહેચી શકાય. માતાઓ અને વેશ્યાઓ. જે સ્ત્રી માતા નથી તે વેશ્યા છે. આપણી યુવાન બાળાઓ આજ કાલ માતાઓથી અલગ રહેવા માગે છે. અને તેથી જ યુગોની જીવન ચર્યા અને બુદ્ધિમાન વર્ગની યુવતિઓ વેશ્યાઓની ટેવો પાડતી દેખાય છે.

૩ જે યુવાન પોતાને પરણનારી સ્ત્રી પસંદ કરવામાં છોકરીઓની ખોડ તપાસે છે તે ઘણું કરી પોતે સંપૂર્ણ હોતો નથી

૪ જે યુવાન સ્ત્રી ઘરના કામકાજથી અજ્ઞાન છે તે યુવાન સ્ત્રી નથી પણ ચાકરડી છે.

૫ માણસે લગ્ન કરવું સ્વાભાવિક છે. લગ્ન કર્યાં સિવાય સુખી થવાતું નથી લગ્ન કર્યાં વિનાના મનુષ્યો હંમેશાં અસંતોષી અને ઠેકાણે પડયા વગરના હોય છે. કુંવારો પુરૂષ કે સ્ત્રી ૬૦ વર્ષની ઉમ્મરે ભાગ્યે જ પહોંચે છે અને જો તેમ બને તો દીવાના બને છે.

૬ એવી કેટલીક સ્ત્રીઓ હોય છે કે-જેમનાં અંતઃકરણ ધીરજવાળા હોય છે અને જેઓ શિયાળાની રાત્રે પણ ઘર વગર અને ઉંઘ વિના ચલાવી લે છે. અને જે નઠારાં કૃત્ય કરવાથી તેમને પૈસા અને ખોરાક અને ઘર મળે તેના કરતાં મરવું તેઓ વધુ પસંદ કરે છે તેવા કોઈ પણ મોટા શહેરમાં આવાંઓને મદદ અપાય છે.

૭ પ્રસવકાલે જે વેદના બાળકની માતાને થાય છે. તે સુણીત છે દુઃખ થાય છે પરંતુ જ્યારે પુત્રનું મુખ જૂએ છે તો હર્ષનો અતિરેક થાય છે,

# બાપુ

સુશીલા દેસાઈ

ઓ સ્વતંત્રતા સંદેશ તુમ્હારી જય હો !
જીસમેં તુઝ જન્મે દેશ તુમ્હારી જય હો !
યુગ–વિહગ ઉડા ગીત પંખો કો ફૈલાયે,
પહલે ઈસકે વહ થકે ઔર. ગિર જાયે,
બાપુ તુમ બનકર નીંદ સંદેશ યે આયે,
કર ફૈસા બોલે, કાતર મનુજ અભય હો !
ઓ સ્વતંત્રતા સંદેશ તુમ્હારી જય હો !
જીસમેં તુમ જન્મે દેશ તુમ્હારી જય હો !–૧

પશુતાકે ઉરમેં જબ પ્રતિહિંસા જાગી,
રોઈ ચિલ્લાઈ જનતા મસ્ત અભાગી,
પર તુમ પહલે હી સમ્મુખ ઓ વૈરાગી,
કહે ઊઠ સત્ય કી જયમેં ક્યા સંશય હો !–૨

તુમ એક અંગોછા એક શાલમેં લિપટે,
જૈસે સંસ્કૃતિ કે સત્ય કાલમેં લિપટે,
યા મૃદુલ ભાવ હો અંતરાલમેં લિપટે,
ઓ પાવન મુનિવર ભેષ તુમ્હારી જય હો !–૩

શાસક શાસિત મેં ભેદ હુઆ જબ ભારી !
તુમ સેતુ–બન્ધુ બન ગયે બિના તૈયારી,
ઓ મહા મનુજ પ્રખર તુમ સા ઉપકારી,
બોલે કિ સમન્વય મેં ન તનિક સંશય હો !–૪

તુમ બોલે, માનવ માનવ ગતિ પાલાયે,
નર હમસે હમ પીડા કા ભાર ઉઠાયે,
લે સત્ય અહિંસા ચરમ શાંતિ જગ પાયે,
અપનેહી અપને મન પર પૂર્ણ વિજય હો !–૫

કહતે કહતે મહર્ષિ ન હમ સુન પાયે,
ગહિ વહ જડ પશુ કો પ્યાર નહિ દેખાયે,
માનવ હમસે હમ માનવ કો અપનાયે,
ઉસકા હમસે હમ અપને સે પરિચય હો !–૬

તુમ દૂર, દૂર, હાં બહુત દૂર હો બાપૂ !
હમ અંધા હૈં પર તુઝ સફર હો બાપૂ !
બાહોં કે બનમેં તુમ મધુર હો બાપૂ !
દેવોકા આપૂ કહીં ન તુમસે ભય હો !
ઓ સ્વતંત્રતા સંદેશ તુમ્હારી જય હો !
જીસમેં તુમ જન્મે દેશ તુમ્હારી જય હો !–૭



# સફળ યાત્રા

અનુષ્ટુપ

યાત્રીઓ કાશીથી આવે, ગંગાના જળને લઈ,
રામેશ્વર ચઢવાને, ચાલ્યા શુદ્ધ પાત્રને ગ્રહી. ૧

ઉન્હાળો આકરો ધૂપે, અગ્નિશા તણખા થકી,
દેહના દેવળો મધ્યે, પ્રસ્વેદ અભિષેકથી. ૨

સંઘ યાત્રી તણો પન્થ, કાપે છે હરિ નામ લઈ,
ધખેલી ધૂળમાં દીઠો, ગર્દભ હાંફતો ત્યાંહિં. ૩

માર્ગમાં તરફડતો, તરસે જીવ છૂટતો,
જીભડી બ્હારે આવીને, ફાટી આંખે પડ્યો હતો. ૪

જોઈને હરિના ભક્તો, કંગાળ દીન આ દશા,
શિવ, શિવ વદી મુખે, માર્ગ સૌ ઝટ કાપતા. ૫

દુઃખીના દુઃખની ગાથા, વાંચી કો ભક્ત ભાવથી,
ખરના મુખમાં રેડે, ગંગાનું જળ શાંતિથી. ૬

જળ પાને થઈ શાંતિ, ગર્દભ આંખ ખોલતો,
મૂંગી આશિષ આપીને, બેઠો થઈ માર્ગ કાપતો. ૭

જાત્રાળુઓ વદે 'મુર્ખો', બગાડ્યું જળ શુદ્ધ તેં,
સફળ જાત્રા થઈ શાને, અભિષેક હવે થશે ! ૮

વદે બે હાથ જોડીને, ભક્ત એ યાત્રીઓ પતિ,
રામેશ્વર ન્હવરાવ્યા, અમ્રતા અભિષેકથી. ૯

સફળ યાત્રા થઈ ત્હેની, સર્વોચ્ચ ફળ લાધશે
જીવનદાન તણું પુણ્ય, યાત્રાથી સુવિશેષ છે. ૧૦

+ 'સફળ યાત્રા' પૂંજાલાલ દલવાડીના કાવ્યને આધારે સ્ફુરેલું.

જયંત શંકર જોશી

પતિપરાયણ, સહનશીલતા, ત્યાગની સીમા આંકી
અમરતા પ્રાપ્ત કરનાર રામાયણની એક સતી

# ઊર્મિલા

લેખક
"એકલ"

સ્ત્રીઓમાં સહનશીલતાનો ગુણ પ્રાધાન્યે હોય છે. ત્યાગ એ સ્ત્રીત્વની કસોટી છે, સેવા એ સ્ત્રીત્વનું ભૂષણ છે, ને સહનશીલતા એ સ્ત્રીત્વની પરિભાષા છે એમ કહી શકાય.

વેદકાળથી સ્ત્રીઓને દરેક વિષયમાં સાહિત્ય, સંગીત, વિદ્યા, નૃત્ય, અલંકાર, વિગેરેમાં પુરુષની સાથોસાથ સ્થાન આપવામાં આવ્યું છે તે જોવા જઈએ તો તે સ્થાન ઘણી જ સારી રીતે—સ્ત્રીઓએ આજ સુધી શોભાવ્યું છે

ભૂતકાળમાં સ્ત્રીઓ રાજ્યકારણમાં પણ ભાગ લેતી, ગૂઢ વિષયો ચર્ચતી, અને નિવેડો લાવવા પ્રયત્ન કરતી.

સ્ત્રી એટલે ગૃહિણી એ વસ્તુ સાચી, પરંતુ ઘર જ સાચવવું,-પતિને દરેક વાતે સંતોષ આપવો એટલેથી જ સ્ત્રીનું કર્તવ્ય પુરું થતું નથી-પણ પતિની દરેક પ્રવૃત્તિમાં રસ લઈ તેમાં ભાગીદાર થવું એ જ સ્ત્રીનું ભૂષણ છે.

મૂળ વિષય છોડી હું આડો ઉતરી ગયો તે બદલ ક્ષમા માગું છું.

મહાભારતકારનું સંતગ્ર લઈએ, દ્રૌપદી, કુંતી, ગાંધારી, ઉતરા, એટલાં પાત્રો દ્વારા સ્ત્રી કેવી હોવી જોઈએ અને સ્ત્રીનું કર્તવ્ય શું છે તે, પ્રસંગો તેમજ શ્લોકોથી સ્પષ્ટ રીતે વર્ણવી બતાવે છે

મહાકાવ્ય રામાયણમાં પણ સીતા, શબરી ને કૌશલ્યા, કવિએ આલેખી છે ને તેમના ત્યાગ, તપ, સેવાની પ્રશંસા કરી જગત્ ભરમાં પૂજનીય તરીકે સ્થાપેલ છે.

એ સાચું કે સીતાજી; પતિ સાથે વનવાસ સેવી અતિ કષ્ટો વેઠી, એક પતિવ્રતા આદર્શ નારી તરીકે પંકાયાં ને શબરીએ ભક્તિમાં લીન થઈ પ્રભુ ચરણે પ્રાણાર્પણ કરી નિર્મળ હૃદયનો શુદ્ધ પ્રેમ દાખવ્યો; અને વંદનીય બન્યાં. કૌશલ્યાએ પત્થરનું કાળજું કરી દુઃખસહ પુત્રોને વન વિદાય આપી ત્યાગની સીમા અંકિત કરી.

પરંતુ એ ત્રણે દેવીઓ કરતાં વધારે મહત્વનું ને ગૌરવવંતુ સ્થાન એક બીજી જ વ્યક્તિ ફાળે જાય છે જો કે–રામાયણકારે તેને બહુ મહત્વ આપ્યું નથી છતાં તેનો ત્યાગ, તેની ભક્તિ, તેનો પ્રેમ વિગેરે કંચન જેવાં નિર્મળ અને સ્વર્ણ પ્રકાશિત છે.

તે વ્યક્તિ છે ઊર્મિલા.

તેણે પતિ સાથે વન જવાની જીદ,–સીતાજીની માફક ન કરી ને હસતે મુખે પતિને વિદાય આપી. તેને આઘાત લાગ્યો છતાં હૃદયની વેદના મુખ પર ન જણાવા દીધી. ને ચૌદ વર્ષનો કપરો વિયોગ હસતે મુખે શિર ચડાવી લીધો.

શું તેણે કૈકેયીનાં કઠણ વચન નહિ સાંભળ્યાં હોય!

રામ સીતા ને લક્ષ્મણની વિદાય ઘડીએ કૌશલ્યાનું કલ્પાંત અને રાજા દશરથનો પ્રાણ ત્યાગ શું તેણે નહિ જોયાં હોય?

અરે! રામ સીતા લક્ષ્મણને વનમાં મુકી પાછા ફરતા સારથીનું કરુણ આક્રંદ તેણે નહિ દીઠું હોય!

અયોધ્યા આખી રામ વનવાસ પાછળ રુદન કરતી હશે ત્યારે મહેલના ઝરૂખામાં બેઠેલી ઊર્મિલાના હૃદયમાં કંઈ લાગણી નહિ થતી હોય!

ને........

"વન જતા રથના ઘુઘરા પણ સંભળાતા બંધ થાય છે. ઊર્મિલા ઝરૂખામાં ઉભી થાય છે અને અગ્નિના જમણી બાજૂના ખૂણામાં લક્ષ્મણે ચિતરેલ એક ચિત્ર જોતાંમાં તલ્લીન બને છે.

બે પંખી વૃક્ષની એક ડાળ ઉપર બેઠાં છે. ત્રીજું પંખી આકાશમાંથી ડાળ ઉપર આવવા પ્ર-

રાખીને લડત લાગ્યા બીજી તરફ શત્રુદલ વિજયના નશામાં મસ્ત હતું એ જ સમયે પશ્ચિમ તરફની પર્વતાવલિઓમાંથી કોણ જાણે ઘોડાઓની લાંબી કતાર આવતી જોવામાં આવી તેમના ગંભીર પગરવોથી આખું જંગલ ધ્રુજી ઉઠયું આ ઘોડાઓની મોખરે એક મોગા સફેદ ઘોડા ઉપર વીર કીર્તિમાનને જોતાંની સાથે ભારતીય સૈનિકોમાં નવજીવનનો સંચાર થયો ફરીથી ડુડુભિનાદથી દસે દિશાઓ ગાજી ઉઠી શત્રુન્ન આ નવા આગમનથી હેબતાઈ ગયું અશ્વારોહિઓના મરણતોલ ફટકાની સામે તેઓ ટકી શકયા નહિ

રાતનો પહેલો પહોર પૂરો થયો હતો કાશ્મીર રાજ્યની વિજયી સેના પર્વતની ખીણમાં રાવટીઓ નાખીને વિશ્રામ કરી રહી હતી એ વખતે એકાએક બે સૈનિકો સેનાધ્યક્ષ કીર્તિમાનની શીબીરમાં આવીને સૈનિક ઢબે સલામ કરીને બોલ્યા 'શ્રીમન્ શીબીર પાસે એક સ્ત્રીજાત આવી હતી આપને કંઈક અરજ કરવાને માટે ઉભી છે શીબીરની અંદર સ્ત્રીને પ્રવેશ નહિ કરવા દેવાનો હુકમ હોવાથી અમે તેને અહી હાજર કરી નથી"

આ સાંભળીને કીર્તિમાન શીબીરની બહાર આવ્યો પેલા બે સૈનિકો તેની પાછળ સન્માનપૂર્વક ઉભા રહ્યા દ્વાર સુધી પહોંચે તે પહેલાં તેઓએ જોયું તો પેલી સ્ત્રી ત્યાંથી જતી દેખાઈ

થોડેક દૂર એક સ્ત્રીનો આર્તનાદ સંભળાતો હતો કીર્તિમાન તે અવાજની દિશા તરફ એકદમ આગળ વધ્યો, થોડેક દૂર ગયા પછી પેલા બે સૈનિકોએ કીર્તિમાનને જકડી લીધો, અને એક સાંકેતિક શબ્દનો ઉચ્ચાર કર્યો એ સાંભળીને આગળ પાછળ સંતાઈ રહેલા બીજા પચાસેક સૈનિકો કીર્તિમાન ઉપર તૂટી પડયા અને તેને બંદીવાન બનવવામાં આવ્યો

કીર્તિમાનને હવે ખબર પડી કે પેલા બે સૈનિકો શત્રુના ગુપ્તચરો છે, પરંતુ હવે તે લાચાર હતો એક વિશાલ કાય કાળા ઘોડા ઉપર તેને બેસાડીને તેના શરીરને ઘોડા સાથે દોરડાથી બાંધી દીધું અને તેની પાછળ એક ભયંકર સૈનિક બેસી ગયો સરદારનો હુકમ થતાં સૈનિકે એ ઘોડાને વાયુવેગે હાંકી મૂકયો

રસ્તામાં કીર્તિમાનના મનમાં કેટલીએ જાતની અશુભ ચિન્તાઓ ઉદ્ભવી પરન્તુ તેમાં એક વાતનું તેને વારંવાર વિસ્મય થતું હતું શત્રુદળનો સરદાર જે પોતાની પાસે જ ઘોડા ઉપર સ્વાર થએલો હતો તેના હાથને સ્પર્શ થયો ત્યારે તેના હાથ તેને નાજુક અને કોમળ લાગ્યાં તથા તેના શબ્દોમાં વીણાનો ઝણકાર જણાતો હતો એટલે કીર્તિમાનને એવો વહેમ આવ્યો કે પોતાને કેદી બનાવનાર સ્ત્રી છે કે પુરૂષ, પરન્તુ તે પાકો નિશ્ચય કરી શકયો નહિ

સવાર થતાં થતાં તો બધાયે હુણ રાજા તોરમાણના મહેલના ચોકમાં આવી પહોંચ્યા ત્યાં ગયા કે તરત જ મહેલના સશસ્ત્ર સૈનિકોએ સરદારને સલામી આપી પ્રથમ સરદાર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો તેને ઉતરતા જોયાં કે તરતજ તે સમજી ગયો કે એ સરદાર સ્ત્રી છે, કારણ કે તેના શીર્ષપ્રાણમાંથી લાંબા નાગણના ફેણાવાળની એક લટ બહાર દેખાતી હતી હૃદય કવચની અંદર પીનપયોધરોની પણ રહેજ સાજ ઝાંખી થતી હતી; તથા અતિશય થાકને લીધે તેનું સફેદ મ્હોં લાલ બની ગયું હતું

કાશ્મીરની વિજયસેનાનો વિજયોલ્લાસ કીર્તિમાન બંદી બનતાં વિષાદમાં પલટાઈ ગયો યુદ્ધનું સ્વરુપ હવે વધુ ભીષણ બની ગયું કીર્તિમાનની મુક્તિ એ કાશ્મીરને માટે હવે જીવનમરણનો પ્રશ્ન બની ગયો દરરોજ સાંજના સમયે હુણ રાજકુમારી અંજનાદેવી કારાગૃહમાં આવીને કીર્તિમાન સાથે જુદી જુદી જાતની ચર્ચા કરતી હતી કેટલીક વારતો પોતાની સરળ પ્રકૃતિને લઈને શત્રુના હાથે બંદી બની જવા માટે તેને મીઠો ઉપાલંભ પણ આપતી હતી પરન્તુ કીર્તિમાન સદા ગંભીર, પ્રફુલ્લ ચિત્ત અને સન્માનપૂર્વક જવાબ વાળતો હતો

અંજનાએ મેં હુણ રૂપપરીઓને કીર્તિમાન પાસેથી સેનાની વ્યુહરચનાનો ભેદ મેળવવાં માટેનો ભાર સોંપ્યો હતો ઉર્વશીતુલ્ય એ ચપળ બાલિકાઓ

પોતાના અનુપમ સૌંદર્યની માદકતાથી એને વશ કરીને પોતાનું કામ કરાવા ઇચ્છતી હતી. પરંતુ એ વીર કીર્તિમાન તેમની જાદુભરી આંખોના મોહમાં રહેજપણ ફસાયો નહિ. છેવટે થાકીને એ રૂપપરીએ અંજના સમક્ષ હાજર થઈને બોલી કે કીર્તિમાનની પાસેથી કોઈપણ પ્રકારનો ભેદ જાણવો એટલે પથ્થરમાંથી તેલ કાઢવા સમાન છે. એ પછી અંજનાએ આ કાર્ય માટે હકાર્યપણ ચિચિગુપ્તને નીમ્યો. ચિચિગુપ્તે કીર્તિમાનને જેલમાં અસહ્ય કષ્ટ આપીને ભેદ જાણવાનો પ્રયત્ન કર્યો. ધીમે ધીમે તેના ભોજન ઉપર કાપ મૂકી દીધો શિયાળાની કડકડતી ઠંડીમાં તેને પત્થર પર સુવરાવ્યો અને સખત ગરમીમાં તેને એકજ પવાલું પાણી આખા દિવસમાં આપ્યું. છતાંય કીર્તિમાન રહેજપણ ડગ્યો નહિ.

કીર્તિમાન મરણપથારીએ પડેલો છે. અંજનાએ વિચાર્યું કે હજી પણ એ માની જાય તો સારૂં. કારણ કે યુદ્ધ હવે પરાકાષ્ટાએ પહોંચી ગયું હતું.

એટલે અંજના પોતે કારાગૃહમાં ગઈ. તેણે જોયું કે કીર્તિમાન અચેતન અવસ્થામાં એક પત્થર ઉપર મૂર્છાવશ પડેલો છે. અંજનાનું સુતેલું નારીહૃદય એકદમ જાગૃત થઈ ગયું. અત્યાર સુધી તેનું જીવન રણભૂમિમાં જ વ્યતીત થએલું હતું. શત્રુઓનો પરાજય કરવામાં તથા હિંસક પશુઓનો વધ કરવામાં જ તેને ખરો આનંદ આવતો હતો. બચપણમાં જ તેની મા મરી જવાથી પિતાના સંરક્ષણમાં એ ઉછરેલી એટલે લેના સૈનિક જેવી તાલીમ મળી હતી. તેણુ રાજાને આ એકજ સંતાન હોવાથી *અંજના ભવિષ્યની કુળ રાજ્યની અધિષ્ઠાત્રી બનવાની હતી.* એને અત્યાર સુધી એ કલ્પના પણ નહોતી આવી કે શાસન અને સૈન્ય સંચાલન સિવાય એને જીવનમાં કોઈ બીજી ઇચ્છાઓ છે. પરંતુ આજે કીર્તિમાનને સંજ્ઞાહીન સ્થિતિમાં જોઈને તેના કોમળ હૃદયમાં એક વિચિત્ર ભાવનો ઉદ્ભવ થયો.

કૃશકાય કીર્તિમાનને પોતાના સબળ બાહુઓ વડે તરત જ ઉંચકી લીધો અને છાતી સરસો ચાંપીને તેને પોતાના ખંડમાં લઈ ગઇ. ત્યાં જઈને કુસુમ સમાન કોમળ પલંગ ઉપર તેને સુવરાવ્યો. આખી રાત અને દિવસ જુદા જુદા પ્રકારના ઉપચારો કરતાં કીર્તિમાન મૃત્યુના મુખમાંથી પાછો ફર્યો.

સવાર થતાં જ રાજધાનીમાં હાહાકાર થઈ રહ્યો કે રાજકેદી જેલમાંથી નાસી છૂટયો છે. તોરમાણ ઘણો ગુસ્સે થઇ ગયો. સાથે સાથે એ ખીન્ન પણ થયો. કેટલાયે પ્રહરીઓને એણે દંડની શિક્ષા ફરમાવી.

અંજના હવે શત્રુ સામે લડવા જતી નથી. તેના હૃદયના અંતર તમ ખૂણામાં એક અજ્ઞાત ઝરો ફૂટી નીકળ્યો છે, જેની અસ્ખલિત ધારાથી તેનો સમસ્ત હૃદય પ્રદેશ ભીંજાઈ રહ્યો છે. હજુ રાજકુમારી ભાવનાઓને કેવી રીતે દબાવવી તથા કેવી રીતે છૂપાવવી એ શીખી નહોતી. તેથી તે ઘણીજ વ્યાકુળ થઇ ગઇ. તેણે પોતાના હૃદયમાં આવેલી ભાવનાઓને કીર્તિમાન સમક્ષ ખૂલ્લી કરી દીધી.

"અંજના, તમારા જેવી સોબતી મેળવવા માટે તો જન્મ જન્માન્તરનું પુણ્યસંચિત થએલું હોવું જોઇએ. રૂપરાશિની સાથે ગુણોના ભંડારવાળી તમારા જેવી સ્ત્રી ત્રિલોકમાં પણ મળવી મુશ્કેલ છે."

અંજના આ સાંભળીને મૂંગી રહી. આભાર દર્શાવવાને માટે પણ તેની પાસે શબ્દો નહોતા.

કીર્તિમાને આગળ કહેવા માંડયું "પરન્તુ બંદી હું છું એટલે જો હું તમારા જેવો સ્વતંત્ર હોત તો આપણે એક મેકને યોગ્ય ગણાત. અત્યારે તો તમે મારા સ્વામિની છો અને હું તમારો બંદી છું."

અંજનાએ ઉત્તર આપતાં કહ્યું. "તો હું તમોને બંદીખાનામાંથી છૂટા કરીશ આજ રાતે આપણા રાજમહેલની પાછળના બાગમાં મારો કુતવેગો ઘોડો ઉભેલો હશે. આપ તેના ઉપર સ્વાર થઈને ખૂશીથી શ્રીનગર જઈ શકો છો."

"પરન્તુ રસ્તામાં તમારા સૈનિકો મને જરૂર પાડી લેશે" કીર્તિમાને શંકાભરેલો પ્રશ્ન કર્યો.

અંજના થોડીક ચૂપ રહીને બોલી. "એની ચિન્તા આપ કરો નહિ. હું જાતે જ તમારી સાથે આવીને આપને સહીસલામત રીતે મારા રાજ્યની સીમા બ્હાર મૂકી જઈશ."

રાતના છેલ્લા પ્રહારમાં કીર્તિમાન કાળા ઘોડા ઉપર અને અંજના સફેદ ઘોડા ઉપર સ્વાર થઈને નગરની બ્હાર પૂર્વ દિશા તરફ નીકળી પડયાં. બે મહિના પછી અંજનાએ આજે ફરીથી સૈનિક વેશ ધારણ કર્યો હતો. પગે બ્રીચીસ જેવું પહેર્યું હતું; કમરની આજુબાજુ સાફો બાંધ્યો હતો; તેની ઉપર વૃક્ષસ્થળને ઢાંકવા માટે લોઢાનો કવચ પહેર્યો હતો અને માથા પર લોઢાનો શીર્ષત્રાણ પહેર્યો હતો.

સતત બે કલાક મુસાફરી કરીને બન્ને જણાં હૂણ રાજ્ય અને કાશ્મીર રાજ્યની / સીમાનજીક પહોંચી ગયાં.

અંજના ઘોડા ઉપરથી પહેલો ઉતરી તે પછી કીર્તિમાન ઉતર્યો. ઉતરીને એણે કહ્યુ "મારા રાજ્યની હદ અહીં પૂરી થાય છે. એ પછી આપના રાજ્યની હદ આવે છે"

એટલું કહીને હતાશ બનીને પોતાના ઘોડાની પીઠને ટેકો દઈને ઉભી રહી. હવે કીર્તિમાન માત્ર થોડીક પળમાં પોતાની પાસેથી ઉડીને અદ્રશ્ય થઈ જશે એવી એને ધારતો રહેતી હતી. એનું શરીર ભાવાવેશથી કંપી ઉઠયું. મ્હોં એકદમ ફીકકું પડી ગયું. આંખમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો. કીર્તિમાને અત્યાર સુધી અંજનાની સામોસામ જોવાનો પ્રયત્ન મુદ્દો કરેલો નહોતો, એથી એના સૌંદર્યસાગરનો તેને લાભ મળ્યો નહોતો. આજે તેણે પ્રથમવારજ તેની સામે જોઈને બોલ્યો.

"અંજના, તો હવે આપ મને મુક્ત કરો"

કંપતા અવાજે અંજના બોલી "આપ હવે સ્વતંત્ર છો. સામેજ આપનું વિસ્તૃત કાશ્મીર રાજ્ય આપની રાહ જોઈ રહ્યું છે." એના શબ્દોમાં માર્મિકતા સ્પષ્ટ તરી આવતી હતી.

કીર્તિમાન આ સાંભળીને અધીર થઈ ગયો. તેણે અંજનાને પોતાની તરફ ખેંચીને છાતી સરસી ચાંપી દઈને બોલ્યો "કીર્તિમાનનું શરીર તો અંજનાના કારાગૃહમાંથી મુક્ત થઈ ગયું, પણ તેનું હૃદય હજીયે બંદી રહ્યું છે, અને કાશ્મીર રાજ્ય આપણ બન્નેની વાટ જોઈ રહ્યું છે." અંજનાના કપોલ પ્રદેશ પર આછી રતાશ આવી ગઈ.

સર્યોદય થયે હજી બે કલાક પણ નહિ થયા હોય ત્યાં બન્ને પક્ષે તરફથી મહોદધિની માફક સેનાઓ આગળ વધવા માંડી. સહસા બંન્ને પક્ષના સૈનિકોએ રણભૂમિના મધ્યભાગમાં પોતપોતાના સેનાપતિઓને ઉભેલા જોયા. તેઓ યુદ્ધ બંધ રાખવાનો સંકેત કરી રહ્યા હતા. કાશ્મીરની સેનાએ જોયું તો તેમાંથી એક હતા કીર્તિમાન અને હૂણ સેનાએ જોયું તો તેમાંની એક હતી અંજના દેવી.

બે વરસના સતત નરસંહાર પછી આજે બન્ને રાજ્યોમાં શાંતિ સ્થપાઈ ગઈ. બન્ને દેશના વિયોગી આત્માની વિરહ મહારાત્રિનું અવસાન થયું. યુદ્ધ મોરચેથી પાછા ફરેલા સૈનિકો પોતાના પ્રિય સ્વજનોને મળી રહ્યાં છે. તેઓ રૂંવેરૂંવેથી અંજનાને ધન્યવાદની સાથે આશિર્વાદ આપી રહ્યા છે.

卐

પાપ છાપરે ચઢીને પોકારે છે જ્યારે સત્ય વલોવાઈને આખરે બહાર આવે છે. સત્યમાં પહેલાં દુઃખ છે પણ અંતે સુખ છે. સત્ય, નીતિ અને શ્રદ્ધામાં જીવનની સફળતા છે. (૧)

સમાજ કે દુનિયાના ભયથી ડરી જઈને પોતાના હૃદયને સાચું લાગતું કામ કરવાનું છોડી દેવું નહિ, કારણ દુનિયા એની પ્રથમ નજરે સત્યને અસત્ય કહે છે પણ આખરે તેને સત્ય સમજાય છે. (૨)

## ઇન્ડોનેશિયાની મુક્તિ દૂત અને શ્રેષ્ઠ સન્નારી

# રેડન એડ જંગ કાર્તિની

જેમણે માનવ સંસ્કૃતિની જ્યોતને જલતી રાખવા માટે પોતાના જીવનનો મોટો ભાગ આપ્યો છે તેઓનું કોઇ પણ દેશ અગર રાષ્ટ્રમાં સર્વોપરિ સ્થાન મણાય છે. તેમના જીવનની એક એક ક્ષણ આપણને કર્તવ્યપથની ઝાંખી કરાવે છે અને એ કર્તવ્ય પાલનમાં ભાવી, સામાજિક તેમજ સાંસ્કૃતિક વિકાસ અવલંબે છે. ફક્ત ઇન્ડોનેશિયા નહિ પણ સાગએ જગતના ઇતિહાસમાં રેડન એડ જંગ કાર્તિનીનું નામ ચિરસ્મરણિય રહેશે કારણ કે એ દેવી માનવતાની સાચી પ્રતિક અને પોતાના દેશ અને દેશવાસીઓના હિત ચિન્તનમાં સદાય તત્પર રહેતી હતી.

કાર્તિનીનો જન્મ ઇ. સ. ૧૮૭૯ ના એપ્રીલ માસની ૨૧ મી તારીખે ઉચ્ચ કુટુંબમાં થયો હતો તેના પિતા જાપરાના એક રીજંટ અને આબરૂદાર ગૃહસ્થ હતા એ સમયે સામાજિક બંધનોના કારણે નારીની ઉપેક્ષા કરવામાં આવતી હતી અને તેને કેળવણીથી વંચિત રાખવામાં આવતી હતી. બાલિકા કાર્તિનીમાં શરૂઆતથી જ ભણવાની વિશેષ હોંશ હતી, પણ સંકીર્ણ વિચારધારાને પરિણામે તેના માતાપિતા તેને વધારે ભણાવી શક્યાં નહિ અને બાર-વરસની વય થતાં તેને શાળામાંથી ઉઠાડી લીધી તે અત્યંત કુશાગ્ર-બુદ્ધિ અને અધ્યયનશીલ પ્રકૃતિ વાળી હતી. ભણતરનું મૂકી દેતાં તેને ઘણું જ દુઃખ થયું અને તે મનમાં ને મનમાં અત્યંત ઉદાસ અને ચિન્તાતુર રહેવા લાગી, ઘરના કોઇ એકાન્ત ખુણામાં બેસી તે હંમેશા એવા ઉપાય વિચારતી કે જે તેના સુના જીવનપથમાં પ્રકાશની રશ્મિઓ વેરી શકે. તેણે પુસ્તકો અને પત્ર-પત્રિકાઓની સહાયતા વડે પોતાના અભ્યાસને પૂર્ણ બનાવવા પ્રયત્ન કર્યા પણ તેની જ્ઞાન-પિપાસા કોઇ પણ પ્રકારે પરિતૃપ્ત ન થઇ, જન સેવાના કાર્યને સબળ અને સફળ બનાવે એવા મૂળતત્વોને તે ગ્રહણ કરવા ચાહતી હતી તે પુરુષોના જીવનપથને ઉચ્ચ ભુમિકાએ લાવવાનાં સ્વપ્ન દેખી રહી હતી અને સ્ત્રીઓમાં બૌદ્ધિક વિકાસ, ઉદાત્ત-ભાવના, શિક્ષણ અને સાક્ષરતાનો ફેલાવો કરવા ઇચ્છતી હતી પણ તેના જ હાથ પગ બંધાએલા હતા ત્યારે તે બીજાઓનું ભલું શી રીતે કરી શકે! એ વખતમાં ઇન્ડોનેશિયામાં પ્રતિદિન કુટુંબો પોતાની કન્યાઓને બહાર મોકલવામાં આનાકાની કરતાં હતાં. કાર્તિની તેના માતાપિતાને બહુ જ વહાલી હતી તે પણ તેમની તરફ સ્નેહ સન્માનદૃષ્ટિ રાખતી હતી, એટલે પોતાના માતા-પિતાનો વીરોધ કરવામાં, તેમના આત્માને દુઃખ પહોંચાડવામાં અથવા તેમના આત્મસન્માનને હાનિ લાગે એવું કરવાનું તેને યોગ્ય લાગતું ન હતું

પોતાના આ માનસિક ઉહાપોહ, અન્તર્દ્વંદ્વને તેની એક સાહેલીના પત્રમાં વ્યક્ત કરતાં તે લખે છે કે—

મારું મન ભ્રમિત છે, હું સમજી શકતી નથી કે ઉપરે કર્તવ્યં શું છે? જો આત્મસમર્પણ કર્તવ્ય હોય તો શું આત્મનિર્ભરતા કર્તવ્ય નથી? અને જો બન્ને એકજ હોય તો આટલી વિષમતા શાથી? એકજ 'કર્તવ્ય'ને નામે ઓળખાતી બે વસ્તુઓમાં આટલો વિરોધ શી રીતે સંભવે?

તેનામાં કોઇકોઇવાર, અન્તર્ધ્વનિ ઉઠતો, 'સબુર કર, તું તારા ઉચ્ચ આદર્શો તેમજ મહત્વાકાંક્ષાઓને તેમના ચરણે ધરી દે કે જે તને ચાહે છે અને જેમને તું ચાહે છે. આ અન્તર્દ્વંદ્વ જ તારા જીવનપંથને અજવાળશે સબુર કર, આગળ ના વધ!

પરંતુ બીજી જ પળે તેના હૃદયમાં ભારપૂર્વક એવી પ્રેરણા થતી 'ઊઠ, તારા આદર્શોને કેળવવાની ચેષ્ટા કર, ભવિષ્યની તરફ જો, પેલા લાગ ખાટાના મિથ્યાભિમાનમાં સપડાઇ દુઃખ ભોગવી રહેલા પદદલિત અને અંધકારમાં ભટકતા લોકોની સહાયતા કર. ચાલ ઊઠ, કટિબદ્ધ થા. અને ક્રાન્તિ જગાવ. જગતમાં કંઇક એવું કામ કરી બતાવ કે જેથી તારું નામ સદાને માટે અમર રહે

કાંતિની વિચારતી કે હું કઈ વાત માન્ય કરૂં, કયું કર્તવ્ય સારું છે. આત્મસમર્પણ અથવા આત્મ-નિર્ભરતા.

આ રીતે તે અનિશ્ચિત રહેતી હતી અને તેના મનમાં સદાય મંથન ચાલ્યા કરતી હતી સંયમ ધીરજ અને સહિષ્ણુતાની સાક્ષાત પ્રતિમા હોવા છતાં તેના હૃદયમાં વહેતી સ્નેહગંગા ઊભરાઈ આવતી ઘરની ચાર દીવાલોમાં પુરાએલી હોવા છતાં તેનો આત્મા દીન-હીન જનોની સેવા માટે તડપતો રહેતો હતો, પણ સાથે સાથે તે તેનાં સગાંવહાલાં કે જે તેને ખૂબ ચાહતાં હતાં અને તેના માટે મોટામાં મોટો ત્યાગ કરવા તૈયાર હતા તેમના આત્માને દુઃખી કરવા ઇચ્છતી નહતી.

તેનાં માતાપિતા પોતાની દીકરીની આ અન્તર્બ્યથાને સમજતાં હતાં, તેની ઉચ્ચ ભાવનાઓનો આદર કરતાં હતાં પણ તે લોકદૃષ્ટિએ તેમને નીચું જોવું પડે એવું કોઈપણ કામ કરવાની તેને છુટ આપતાં નહતાં. એક વખતે કાંતિનીની માએ જ્યારે 'સેવાકાર્ય'ની મુશ્કેલીઓ અને અગવડો વિષે કહ્યું ત્યારે તેણે મધુર કંઠે જવાબ આપ્યોઃ—

'મા, હું સારી રીતે જાણું છું કે મેં જે માર્ગ ગ્રહણ કર્યો છે તે કાંટાળો અને દુર્ગમ છે. તે ખાડા ટેકરાવાળો, પથરાવાળો અને દુઃખ ભરેલો છે. એ કઠણ અને અગમ્ય પથ પર ચાલતાં કદાચ મારા પગ લપસી પડે, હું પડી જાઉં કદાચ્ચ જ મરી જાઉં પણ મારી મા, તું વિચાર તો કર કે જેને માટે હું શરૂઆતથી જ સંકલ્પ કરી બેઠી હતી તે સતસિદ્ધાંતો અને મહાન આદર્શોનું પાલન કરતાં કરતાં મેં મારા પ્રાણ ત્યજી દીધા, મને આથી કેટલો આનંદ થશે. મારો આત્મા સ્વર્ગમાં પણ પ્રફુલ્લિત બનશે.

કાંતિનીનું હૃદય એક અથાગ સમુદ્ર જેવું હતું તેની સિદ્ધાંતનિષ્ઠા સ્ત્રીઓ અને પીડીતોને માટે તેનો અપાર પ્રેમ અને સહાનુભૂતિ, આર્ત માનવતાની મુક્તિ માટે તેનો સતત પ્રયાસ એ તેનું મુખ્ય કર્તવ્ય હતું. આત્મમંથન, ચિંતન અને વેદના તેના જીવનમાં ચિર સંગાથી હતાં તે નિરંતર ચિંતાયુક્ત રહેતી તેના મનમાં મંથન ચાલ્યા કરતી આગળ શી રીતે વધવું

તે સદાય વિચાર કરતી. તે ઘડીકમાં વિચારતી કે પોતે મોટી ચિકિત્સક યા દાક્તર, શીક્ષિકા કે લેખીકા બને. અને એ રીતે જનસેવાના મહાન કાર્યને સફળ બનાવે.

કાંતિનીએ પોતાની બે બહેનોની સહાયતા વડે છોકરીઓ માટે શાળા શરૂ કરી અને શિક્ષણનો પ્રચાર કરવા માંડયો, પરંપરાની શૃંખલાઓમાં બંધાએલી હોવા છતાં તે તેની કલમદ્વારા ઘણું ઘણું કરવાને શક્તિશાળી બની તેનું કાર્યક્ષેત્ર દિનપ્રતિદીન વિસ્તૃત થતું ગયું. તેનું લાંબા સમય સુધીનું ગંભીર ચિંતન અને મનન તેની નીડર કલમદ્વારા અબાધિત ગતિએ ફેલાવા માંડયું.

પરદેશમાં જઈને શિક્ષણ મેળવવાની તેની મહેચ્છા હતી. તેનાં માતાપિતાએ તેને યુરોપ જવાની અનુમતી પણ આપી હતી, પણ તેના કેટલાક ઉચ મિત્રોએ એનો ભારે વિરોધ કર્યો પરિણામે તે વિદેશ ન જઈ શકી. જોગ્નાકાર્તામાં તેના અભ્યાસ માટે પુરી તૈયારી કરવામાં આવી પરંતુ અણધારી રીતે તેના ભાવી-સબંધની તેને ખબર પડી અને રેમ્બગના રીજન્ટ સાથે તેના લગ્નની તીથી નક્કી થઈ ગઈ. કાંતિનીએ બાપુજીની આજ્ઞા શિરોમાન્ય કરી, એ વખતે તેની સાહેલીને એક પત્રમાં લખે છે :

'ઇશ્વર બહુ દયાળુ છે. તે જે કંઇ કરે છે તેથી પ્રાણી માત્રનું કલ્યાણ થાય છે. મારા વિવાહિત જીવનમાં કદાચ મને વધુ સેવા કરવાનો સુઅવસર પ્રાપ્ત થાય. લગ્ન થવાથી અપરણીત અવસ્થાનાં બંધન તો આપોઆપ દૂર થશે અને હું મારા પતિના સહયોગ વડે ઘણું ઘણું કરવાને શક્તિશાળી બનીશ'

પ્રત્યેક પરીસ્થીતીમાં કાંતિની સંતોષ માનતી. ગત વીસ વરસના કઠોર સંયમ અને એકાંત સાધનાએ તેનામાં અખૂટ આત્મબળ અને સહનશીલતા પેદા કર્યાં હતાં. તેનું જીવન આત્મ-દાનની ભવ્ય દીપ-શીખાના રૂપે ઝળહળતું હતું, જેમાંથી તેજ-રેખાઓ ફુટી-રેલાતી હતી.

નિયત સમયે કાર્તિનીનું લગ્ન થઈ ગયું. લગ્ન જીવનનું એક વરસ પુરૂં થાય એ પહેલાં તેણે એક પુત્રનો જન્મ આપ્યો. અને ત્યારપછીના ચાર દીવસમાં જ તે સ્વર્ગસ્થ બની. એ વખતે તેની ઉંમર ફક્ત ૨૫ વર્ષની હતી.

જે અસાધારણ પ્રેમ, સદ્ભાવના, સહાનુભૂતિ, કોમળ ભાવનાઓ માટે તે પૃથ્વી પર અવતરી હતી તે હૃદયમાં સમાવી પાછી ચાલી ગઈ. તેના ભાગ્યમાં પુત્ર સુખ પણ લખાયું ન હતું. વાત્સલ્યનો અખંડ પ્રવાહ તેના હૃદયમાં વહી રહ્યો હતો. તે તો સમસ્ત માનવતાને માટે માતૃ–ભાવના લઈને આવી હતી, પણ જ્યારે તે પોતાના બાળકની વાસ્તવિક માતા બની ત્યારે એ સુખ–સૌભાગ્ય પણ તેની પાસેથી છીનવી લેવાયું.

રેડન એડજંગ કાર્તિની વિશ્વની એ મહાન નારીઓમાંની એક હતી કે જે સત્યની જલતી જ્યોત બની જીવતી રહી અને માનવતાના કલ્યાણના માર્ગને પ્રકાશીત કરતી ગઈ.

તે ઇન્ડોનેશિયાની નારી જાગ્રતિની પથ પ્રદર્શિકા બની, તેણે ચિરસુપ્ત દેશવાસીઓમાં શક્તિ અને સ્ફુર્તિ ભરી, તથા પોતાના આત્મબળ તેમજ દૃઢ ઇચ્છા શક્તિ વડે તેમજ પોતાના દિવ્ય પ્રકાશનાં તીક્ષ્ણ કિરણો વડે સઘળા અંધકારને છીન્નભીન્ન કરી નાખી ભાવી પેઢીઓ માટે એક નવીન પ્રકાશ પાથર્યો.

તેના પત્રોનો સંગ્રહ પુસ્તક રૂપે મળે છે, એનું નામ છે, "અંધકારમાંથી પ્રકાશની તરફ" આ પુસ્તકમાં તેના અંતરાત્માના દર્શન થાય છે. તેનો બૌદ્ધિક પ્રકાશ ચમકતો દૃષ્ટિગોચર થાય છે. ૧૯ વરસની ઉમ્મરે તેણે આ શબ્દો કહ્યા હતા:–

"અમે જાણીએ છીએ કે ભવિષ્યની આડમાં શું છુપાએલું છે—વેદના, નિરાશા, સંઘર્ષ, જે માર્ગ અમે પસંદ કર્યો છે તે ફુલ જેવો કોમળ નથી, કંટકમય છે, વિષમ અને અગમ્ય છે, પરંતુ અમે એ સ્વેચ્છાથી અપનાવ્યો છે. અમે દયા અને પરહિત ભાવના વડે પ્રેરાઇને એ માર્ગ પસંદ કર્યો છે એટલે અમે ઘણી ખુશી અને ઉત્સાહ વડે એ માર્ગનું અનુકરણ કરીશું. જે હજારોને સ્વતંત્રતા અને સુખ તરફ દોરી જાય છે, જે વ્યક્તિના જીવનને ઉચ્ચ પંથે લઈ જાય છે, અને જે સઘળી માનવતાનું હિત કરવાને સમર્થ છે એ માર્ગ પર ચાલવાનું અમે શી રીતે નકારી શકીએ."

જીવનના અંતિમ શ્વાસ સુધી કાર્તિની પોતાના માટે નહિ પણ બીજાઓના માટે ચિન્તાતુર રહી. પોતાના સિદ્ધાંતોની બલિવેદી પર તેણે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દીધું હતું. તે જે કંઇ વિચારતી અગર કરતી તે ફક્ત લોકકલ્યાણની ભાવનાથી પ્રેરાઇને જ–તે સારી રીતે સમજતી હતી કે તેની સાધના જેટલી કઠોર હશે, તેટલો તેનો વિજય પ્રબળ પણ હશે.

સત્ય, ત્યાગ અને તપસ્યાની મૂર્તિમંત પ્રતિક–કાર્તિનીની અમર ગાથા તેના પોતાના દેશમાં જ નહિ પણ આખા જગતભરમાં ફેલાયલી છે. આ દિવ્ય નારી–રત્નની પુણ્ય સ્મૃતિમાં દર વરસે ૨૧ મી એપ્રીલના રોજ એક ઉત્સવ બહુ મોટી ધામધુમથી ઇન્ડોનેશિયામાં ઉજવવામાં આવે છે.

સં. કેશવલાલ પટેલ

# આપનો જુન માસ કેવો જશે ?

લેખક :—શ્રી. નટવરલાલ પી. ત્રિવેદી

(૧ મેષ (અ-લ-ઇ)-આ માસમાં તબિયત એકંદર સારી રાખે. આર્થીક સંજોગો સુધરવા પામશે. કુટુંબ તરફથી શાંતી મળશે, પ્રજા તરફની ચિંતા રહેશે. સ્ત્રીની તબિયત સારી રહેશે. સ્ત્રીનું સામાન્ય મળશે, નોકરી, ધંધા, રોજગારમાં સફળતા મળે. ખર્ચ વિશેષ કરાવે.

આ રાશીની બહેનોની તબિયત એકંદર સારી રહેશે. કુટુંબમાં સુસ્નેહ સંપ જળવાશે, પ્રજા તરફની ઉપાધી રહેશે, પતિની તબીયત સારી રખાવે, નોકરી ધંધો કરતી બહેનો માટે આ માસ સારો છે. સગાં સ્નેહિઓથી રહેવું નથી ખર્ચ વિશેષ થાય.

(૨) વૃષભ (બ-વ-ઉ)-આ માસમાં તબિયત બરાબર રહેશે નહિ. પૈસા સબંધી મુશ્કેલી ઓછી થશે. ઘર અને કુટુંબ તરફની ઉપાધી રહેશે. પ્રજાનું સુખ સારું મળશે, સ્ત્રીની તબિયત સારી રહેશે, સ્ત્રીનું સુખ સારું મળશે. નોકરી ધંધા રોજગારમાં કાંઇક રાહત મળશે. કાળી વસ્તુથી લાભ છે. ખર્ચ સામાન્ય વધશે.

આ રાશીની બહેનોની તબિયત નાજુક રહેશે, કુટુંબ તરફની અશાંતી રખાવે. પ્રજા તરફથી શાંતી રહેશે. પતિની તબિયત સારી રહેશે નોકરી ધધામાં બહેનોએ કાળજી રાખીને કામ કરવું. ખર્ચ મોજશોખમાં વિશેષ થવા પામે

મીથુન (ક-છ-ગ)-આ માસમાં તબિયત સારી રહેશે. નાણાંકીય સંજોગો સુધરશે, કુટુંબ તરફની ચિંતા રખાવે. પ્રજા તરફથી શાંતી રહે. સ્ત્રીની તબિયત સામાન્ય ,નરમ રહેશે. નોકરી ધંધામાં મુશ્કેલી સહન કરવી પડે. સ્ત્રીઓ તરફથી સારું છે. ખર્ચ વિશેષ કરાવે.

આ રાશીની બહેનોની તબિયત સારી રહેશે. કુટુંબ તરફની ઉપાધી રખાવે. પતીની તબિયત સારી રહેશે પતિનું સુખ સારું રહે. નોકરી ધંધો કરતી બહેનો માટે આ માસ સારો નથી, ખર્ચ વિશેષ રહેશે.

(૪) કર્ક (ડ-હ)-આ માસમા શરીરે વાયુ, પ્રકૃતિ વિશેષ રહેશે, આર્થીક સંજોગો સુધરવા પામે. કુટુંબ તરફની શાંતી રહેશે. પ્રજા તરફનું સુખ સારું છે. સ્ત્રીની તબિયત સારી રહેશે. સ્ત્રીનું સુખ સારું મળશે. નોકરી ધંધામાં સફળતા મળે. લાલ વસ્તુના વહેપારથી લાભ છે. ખર્ચ વિશેષ રખાવે.

આ રાશીની બહેનોની તબીયત નાજુક રખાવે. કુટુંબ તરફની શાન્તી મળશે. પ્રજાનું સુખ અપાવે. પતિની તબિયત સારી રહેશે પતીનું સુખ સારું મળશે નોકરી ધધો કરતી બહેનોને સફળતા મળશે ખર્ચ વિશેષ રખાવે.

(૫) સીંહ (મ-ટ)-આ માસમાં તબિયત સામાન્ય નરમ રાખે. પૈસા સંબંધી મુશ્કેલી ચાલુ રહે. કુટુંબ તરફથી શાંતી રહેશે. પ્રજાનું સુખ સારું છે. સ્ત્રીની તબિયત સારી રહે મુસાફરી કરતી વખતે ખાસ કાળજી રાખવી. નોકરી ધંધામાં સફળતા અપાવે. ભુરી વસ્તુના વહેપારથી લાભ છે. ખર્ચ વિશેષ રહેશે.

આ રાશીની બહેનોની તબિયત સારી રહેશે. ઘર તરફની ઉપાધી રખાવે. પ્રજા તરફની શાંતી રહેશે. પતિની તબિયત કવચીત નરમ રખાવે. પતિનું સુખ સારું મળે. નોકરી ધધો કરતી બહેનો માટે આ માસ સારો છે સગા સંબંધી તરફથી સારું છે. ખર્ચ મોજશોખમા વિશેષ થાય.

(૬) કન્યા (પ-ઠ-ણ)-આ માસમા તબિયત એકંદર સારી રાખશે, પરંતુ ગુપ્ત ચીંતા રખાવે. આર્થીક સંજોગો સુધરવા પામે કુટુંબ તરફની શાન્તી રહેશે, પ્રજા તરફથી સુખ મળે. સ્ત્રીનુ શરીર નરમ રખાવે. નોકરી ધંધામાં સફળતા મેળવે. મિત્રો તરફથી સંતોષ મળે. ખર્ચ સામાન્ય રાખશે.

આ રાશીની બહેનોની તબિયત નરમ રહેશે ઘર તરફની શાંતી મળશે. પ્રજા તરફથી સુખ મળે પત્નીની તબિયત સામાન્ય સારી રહેશે. નોકરી ધંધો કરતી બહેનોને સફળતા મળશે ખર્ચ સામાન્ય રહેશે

(૭) તુલા (ર-ત)—આ માસમાં તબિયત એકંદર સારી રહેશે આર્થીક મુશ્કેલી ખાસ નડશે નહી કુટુંબ તરફનું સુખ સારું મળશે. પ્રજા તરફની ઉપાધી રખાય. સ્ત્રીની તબિયત નરમ રહેશે. નોકરી ધંધામાં ખાસ લાભ મળે નહિ કાળી વસ્તુના વહેપારથી લાભ છે ખર્ચ વિશેષ રખાવે.

આ રાશીની બહેનોની તબિયત એકંદર સારી રહેશે કુટુંબ તરફથી સારું છે પ્રજા તરફની ઉપાધી રખાવે. પતીની તબીયત એકંદર સારી રહેશે નોકરી ધંધો કરતી બહેનોને સફળતા મળશે

(૮) વૃશ્ચિક (ન-ય)—આ માસમાં શરીર સારું રહેશે. આર્થિક સંયોગો મુશ્કેલી ભર અને કુટુંબ તરફની ચીંતા રખાવે પ્રજાને પીડા થવા સંભવ છે. સ્ત્રીની તબિયત એકંદર ઠીક રહે. નોકરી ધંધામાં સફળતા મળે. મિત્રો અને સબંધીથી લાભ નથી કાળી વસ્તુના વહેપારથી લાભ મળે.

આ રાશીની બહેનોની તબીયત સારી રહેશે. કુટુંબ તરફની ઉપાધી રખાવે. પ્રજા તરફની ચીંતા રખાવે પતિની તબિયત એકંદર સારી રહેશે. નોકરી ધંધો કરતી બહેનોએ કાળજીથી કામકાજ કરવું.

(૯) ધન (ભ-ધ-ફ)—આ માસમાં તબિયત સારી રહેશે. નાણાકીય સંયોગો સુધરશે કુટુંબમાં મન ઉંચા કરાવે પ્રજા તરફની ચીંતા રખાવે. રોગ અને શત્રુનો નાશ થાય. સ્ત્રીનું સુખ સારું મળશે સ્ત્રીની તબિયત સારી રહેશે. નોકરી ધંધામાં ખટપટો ઉત્પન્ન કરાવે ભુરી વસ્તુના વહેપારથી લાભ મળે ખર્ચ મોજશોખમાં કરાવે

આ રાશીની બહેનોની તબીયત એકંદર ઠીક ઠીક રહેશે. કુટુંબ તરફની ઉપાધી રહેવાની પ્રજા સંબંધી અસંતોષ રહેશે. પતીનું સુખ સારું મળશે. પતિની તબિયત સારી રહેશે નોકરી ધંધો કરતી બહેનો માટે આ માસ સારો નથી. કામકાજમાં કાળજી રાખવી, સ્ત્રી સંબંધી વર્ગ વડે રહેવું સારું.

(૧૦) મકર (ખ-જ)—આ માસમાં તબિયત સારી રહેશે, આર્થિક મુશ્કેલી ખાસ નડશે નહીં નવીન સાહસ કરાવે. કુટુંબ તરફની ચીંતા રખાવે પ્રજા સંબધી ઉપાધી રહેશે સ્ત્રીની તબિયત સારી રહેશે સ્ત્રીનું સુખ સારું મળશે નોકરી ધંધામાં ખાસ લાભ નથી. લાલ વસ્તુના વહેપારથી સાધારણ લાભ મળે. ખર્ચ સારે માર્ગે કરાવશે.

આ રાશીની બહેનોની તબિયત એકંદર સારી રહેશે કુટુંબનું સુખ સારું મળશે. પ્રજા તરફથી શાંતી મળશે પતિની તબિયત કવચીત નરમ રહેશે નોકરી ધંધો કરતી બહેનોએ કામકાજમાં કાળજી રાખવી. સ્ત્રી સંબધી વર્ગથી લાભ નથી. ખર્ચ સારા માર્ગે થશે

(૧૧) કુંભ (ગ-સ-શ)-શરીરે વાયુ પ્રકૃતિ રહેશે આર્થીક મુશ્કેલીઓ સહન કરવી પડે. કુટુંબ સંબંધી ચીંત રખાવે પ્રજા તરફની શાંતી રહેશે સ્ત્રીની તબિયત નરમ રખાવે મુસાફરી કરતી વખતે કાળજી રાખવી. નોકરી ધંધામાં સફળતા મળશે ભુરી વસ્તુના વહેપારથી લાભ મળે. ખર્ચ વિશેષ થશે

આ રાશીની બહેનોની તબિયત નાજુક રહેશે. કુટુંબ તરફથી સંતોષ રહેશે પ્રજા તરફની શાંતી રખાવે પતિની તબિયત કવચીત નરમ રહે પતિનું સુખ સારું મળશે નોકરી ધંધો કરતી બહેનો માટે આ માસ સારો છે ખર્ચ વિશેષ કરાવે

(૧૨) મીન (દ-ચ-ઝ થ) આ માસમાં તબિયત એકંદર નરમ રહેશે આર્થીક સંયોગો સુધરવા પામે. કુટુંબ તરફની ચીંતા રખાવે પ્રજા તરફની શાંતી રખાવે સ્ત્રીની તબીયત સારી રહેશે. સ્ત્રીનું સુખ સારું મળે, નોકરી ધંધામાં સફળતા મળે. પીળી વસ્તુના વહેપારથી લાભ મળે ખર્ચ ખોટા માર્ગે થાય.

આ રાશીની બહેનોની તબિયત કવચીત નરમ રહેશે કુટુંબ તરફની ઉપાધી રખાવે. પ્રજાનું સુખ સારું છે. પતિની તબિયત સારી રાખે. પતિનું સુખ સારું છે. નોકરી ધંધો કરતી બહેનોને સફળતા મળે. ખર્ચ મોજશોખમાં વિશેષ કરાવે

ઉપર પ્રમાણેનું આ માસનું દરેક રાશી પ્રમાણેનું ફળ છે. પરંતુ જન્મ સમયના યોગાનુયોગ મુજબ તેમાં કાંઈક ફેરફાર સંભવી શકે છે તેથી વાંચકોએ બુદ્ધિપૂર્વક સમજવા પ્રયત્ન કરવો.

# "નિરાશ્રીત"

પ્રયોજકઃ-મહેન્દ્ર ઠક્કર (કવિ. નિરંજન)

એકઅંકી-ક્ષણીક-ડ્રામા

## પ્રવેશ ૧ લો

બંસી-(પ્રવેશીને) હાય કમબખ્ત ! આતે, કઈ મુંબઈનું જીવન છે કે મોત ! ન રહેવા જગા કે ન ખાવા અનાજ ! કે ન પહેરવા કપડાં ! અને જયા મળે તો પાઘડી માગે ! અને, અમો તો પાઘડીની જગાએ ટોપીપહેરનારે કંટાળ્યા, ત્યાં આ મારા બાપાઓને, પાઘડું ક્યાંથી આપવુ !

અરે ! જ્યાં જાઓ ત્યાં લાઈન લાઇન અને લાઈન ! રેશનીંગમાં, રેલ્વેમાં, સીનેમામાં, પોસ્ટ-ઓફિસમાં કે દવાખાનામાં પણ લાઈન, પણ પરણેલાઓને તો ચાન્સ ખરોજ ! એટ કરતાં જીવનસખીને આગળ કરી કે કામ પત્યું ! (નિશ્વાસ નાખીને) હાય ! આ વાંઢાનો તે કંઇ અવતાર છે. બાળ બચ્ચાઓ વાળા તો બચ્ચાંને નામે પણ દુધ મેળવીને દુધની ચાહ પીએ પણ મારા જેવા વાંઢાઓને, તો હોટલવાળાએ પાવડરની ચા પાઈ પાઈને પેટમાં ગુશીયા બોલતા કરી દીધા છે. અરરરરર (ગુળગુળ અવાજ) ઓય માં...પેટ દુઃખે...

શું ધાર્યું હતું ને શું થયું ! કમબખ્ત સુધાકર ક્યાંથી આવી ટપક્યો, કે મારું તો સત્યાનાશ વાળીદીધું. ગુદાને...બાપા, બાપા, કરીને પીવ પોતાને નામે લખાવી લીધું અને હવે-તો હકદાર થઈને બેઠો છે ! અને આ બંદાના ખીલા હવાઈ કીલ્લાઓને હવામાં જ અદ્રશ્ય કરીને મારી આશા ઈમારતોને તોડી પાડી...નહિં તો અત્યારે સાત સાત ગોપીઓ વચ્ચે આ કાનની બંસરી વાગતી હોત પણ ખેર હું પણ એને એમ છોડું તો તો એ 'મારા જ બાપનો !...હા...

## પ્રવેશ ૨ જો

બંસી-(પ્રવેશીને) નમસ્તે ! સુધાકરભાઈ, કેમ તો ખુશી-માજને ?

સુધાકર-ઓહોહો...! કોણ બંસી ? આવ, આવ ભાઈતા ! આજે એચાનક આગમન થયું ? અને તે અત્યારે રાતના...!

બંસી-ભાઇ સુધાકર ! જ્યાં જુદાઈ ન હોય ત્યાં રાત અને દીવસની ભીન્નતા પણ સંભવે ખરી ! ભાઈ ભાઇને મળવા માટે રાત કે દીવસ જુએ ખરો ?

સુધાકર-ચે કયું ! શું સ્નેહ છે તારો, કયા શબ્દોથી સ્વાગત્ કરૂં. મારી પાસે તો, એવા શબ્દો પણ નથી.

બંસી-ડોન્ટ મેન્સન ! જ્યાં સ્નેહ છે ત્યાં અનિશયોક્ત સંન્માનને પણ સ્થાન ન હોય, જ્યાં જુદાઇ નહિં ત્યાં ભેદભાવ શાના હોય ? ચાલો હવે આપણે મુદ્દાનીજ વાત પર આવીએ .. સુધાકર ભાઈ ! આજનું મારૂં આગમન પ્રયોજન આપ જાણો છો ? આજે તો હું આપને મુબારક બાદી આપવા આવ્યો છું.

સુધારક-શાની ? ભાઇ ?

બંસી-(હાસ્ય...) હ...હ...હ...હ...ભાઇની ભાઇ માટે કેટલી હમદર્દી હોય છે તે જાણો છો સુધાકર ! એક હાથે તાળી ન વાગે ! પોતાનો કાન, પોતાના હાથે ન વીંધાય !

સુધાકર-એટલે ?

બંસી-એટલે આપનાં યોગ્ય કન્યા સાથે આપને લંગ્નસંબંધથી જોડવાનો આજે હું પયગામ લાવ્યો છું. જુઓ આ મનમોહક તસ્વીર !

સુધાકર-વાહ, બંસી છે તો સરસ, જ્યાં ભાઈની સાચી મમતા હોય ત્યાં તારી પસંદગી, કઇ કાચી ન હોય મારી પાસે, તો એવા અનેક ફેટાઓ આવ્યા છે જો તો ખરો, હમણાં જ બતાવું (અલમારી-કબાટ ખોલવાનો અવાજ) જો આ ફોટા જોયા !૮

બંસી–અહાહાહા. શું સુંદર છબી છે! પરંતુ! મારી પસંદગી આગળ તો એ તુચ્છ જ છે ને! સુધાકર!

સુધાકર–તો પછી તને યોગ્ય લાગે તે મારે તો મંજુર જ છે ને!

બંસી–જરૂર! કેમ નહિં! મને જે ગમતું હતું એ તો મારા ગજવામાં જ પહોંચી ગયું છે. (વિસ્મય થઇને)

સુધાકર–હે...શું! ગજવામાં પહોંચી ગયું!

બંસી–અ. અ. કંઇ નહિં! કંઇ નહિં! એ તો મારા ભાવી ભાભી સાહેબાનો ફોટો! અચ્છા! હવે હું રજા લઇશ.

સુધાકર–ખુશીથી આપ જઈ શકે છે. પણ હવે એ ફીકર તારે જ કરવાની છે.

બંસી–સુધાકર! મારી ફીકર તો હવે મટી જ સમજો, જે કંઈ ચીંતા રાખવાની છે તે તમારે જ. અચ્છા બાય બાય.

સુધાકર–ટા. ટા.

## પ્રવેશ ૩ જો

બંસી–(હાસ્ય) હા હા. હા. હા. બેવકુફ! ન સમજ્યો તે ન જ સમજ્યો. મેં કહ્યું કે મારી પસંદગીની વસ્તુ મારા ગજવામાં છે તો પણ ન સમજ્યો. ઉંવરે...મારી ફીકર મટીના કડવા કથનો પણ એ ન પારખી શક્યો અને, ચિન્તા તમારે જ રાખવાની છે. એ પણ એતો સીધું સીધું દુઃખ જ સમજ્યો. ખેર...મરવાદે. આપણું કામ થઈ ચુક્યું. ખુદાનો વીલ તેની પસંદગીના ફોટા જોતાં જોતાં હાથ કર્યો, તો હવે બાકી કાર્ય ચાર પાકનાં શી વાર લાગવાની છે. બસ હવે તો પાસા પોબાર છે. હિંમતે મર્દા, તો મદદે ખુદા!"

( ફકરો )

હોય જો હૈયે હિંમત તો સદાયે સાથ છે જગદેવનો
ભલો દુશ્મન સદા હામે ફરમાન એ પણ દેવનો
બસ હવે તો નિરાશ્રીત સુધાકર પાછો નિર્વાશ્રીત બની જશે હા. હા. હા. હા. (અટ્ટહાસ્ય)

ત્યાંજ

(એક ગીતનો કરૂણ બારીક અવાજ કાને અથડાય છે)

"ગીત–ગરીબનાં આંસુ લુછનારા"

બંસી–(સ્વગત) હેં...! આ કરૂણ અવાજ તો કોઈ દુઃખીયારી બાળાનું જ લાગે છે. (હાસ્ય) હા હા. હા. આજ તો બસ નસીબનો સિતારો ચમકી ઉઠયો લાગે છે. આ તરસના દીલની તૃપ્તિ પણ આજેજ થવાની.

( ફકરો )

હૃદયના...રસ સાગરે, સનમ નૌકા નથી તો કંઇ નથી
જુવાનીમાં નથી મહોબ્બત તો એ જિંદગીમાં કંઇ નથી

આલ જીવ આજની શુભ ઘડીએ આ દુઃખીયારીને સુખનો સંદેશ અર્પી આ અશાન્ત જીવનમાં પણ શાન્તિનું સિંચન કરું.

## પ્રવેશ ૪ થું

એક નિરાશ્રીત અનાથ બાળા, કરૂણ ગીત ગાય છે. તે અહિં બારીક અવાજમાંથી પૂર્ણ વિકાસ પામે છે.

( ગીત )

સરોજ–
ગરીબનાં આંસુ લુછનારા
નથી કોઈ હાલ પુછનારા (૨)
રડે ચોધાર આંસુડે
ન કો' દરકાર કરનારા
હૃદયને ઓળખે હૃદયી
દયા દીલે જ ધરનારા—
ધિક્કારે સૌ ગરીબીને
અમીરીને જ વરનારા
ન સમજે ભેદ અણસમજુ
જતાં દોલત આ થાય ચાળા—

(મોટરનો હોર્ન વાગે છે મોટર જવાનો અવાજ)

સરોજ–હે...! આ કોણ! સુધાકર! ( જોરથી ) સુધાકર! સુધાકર!

ડ્રાયવર–( ગાડી ઉભી રાખીને ) આપકો કીસીને પુકારા.

સુધાકર–નહિં! તુમ આગે બઢાવ ગાડીકો......

સરોજ–આમે બહાવ ! સુધાકર ! સુધાકર ! ન ઓળખી મને ! હું છું સરોજ ? તમારી સરોજ ?

સુધાકર–સરોજ કોણ ? ચાલ હટ, દૂર થા...નાહક કમોતે મરી જઈશ ક્યાંક !

સરોજ–આ શબ્દો મારા પ્યારા સુધાકરના છે ! જે જીભે વહાલી ! પ્રિયા જીવનસખીનાં ઉચ્ચારો થતાં, તે જીભ આજે આટલી કઠોર કેમ બની છે સુધાકર ! શું માણસોનાં દીલ આવા દંભી હોય છે ?

સુધાકર–ચાલ લવારો બંધ કર, હટી જા રસ્તા વચ્ચેથી......

સરોજ–હવે સમજી ! આ તે સુધાકર નથી, કે જે કરાંચીની ફુટપાથ પર પોતાની દીરમત પર રોતો હતો. એ સુધાકર તું નથી જે સરોજને ઘેર પૈસા માટે યાચના કરતો. તું એ સુધાકર નથી કે જે સરોજ માટે મરી ફીટવા તૈયાર હતો !

સુધાકર–(ફરગરી ગજગજા બનીને) બસ, બસ સરોજ ! બસ કર હવે મારાથી નથી સહેવાતું ! કંઈ મારી જિંદગીનો તો ખ્યાલ કર, મારી ઇજ્જતનો.

સરોજ–પ્રિય છે જીંદગી તમને, તો શું એ અમોને પ્યારી નથી ? છે ઇજ્જત તમારે આંગણે, તે અમારે જોતી નથી, તું બેવફા થઈને હિજરત પહેલાં ત્યાંથી મને દગો દઈ ચુક્યો, પરંતુ ! મેં, તારી ખાતર, મારા શુદ્ધ પ્રેમ ખાતર, મારી ટેક ખાતર, મારા આદેશ ખાતર હીંદી સ્ત્રીના એક પતિવ્રતા ધર્મ પ્રભુને કલંકિત ન કરવા ખાતર મેં મારા ભાવી પતિ સાથે લગ્ન કર્યાં નહિં. મારા આ–બાપની શર્મ પણ મેં રાખી નહિં. આજે તેઓ તે હીજરતોઓ પણ કોણ જાણે ક્યાં હશે ! આજે હું લાચાર છું, બેહાલ છું. નિરાધાર છું. સુધાકર ! સ્વીકારો મને...

સુધાકર–અસંભવ ! એ શક્ય જ નથી. તું હવે મારે લાયક નથી રહી. તું પતિત...(ચીસ) ઓહ... ભગવાન ! હું પતિત...માફ...! પ્રભુ ! શું સાંભળું છું.

સરોજ–આ શબ્દો તો કોઈ દીવસ ઉચ્ચાર્યા ન હોતા. સુધાકર ! તમે તો પ્રેમીઓ વચ્ચે નાત, જાત અને ઉંચ નીચનો જાતીય ભેદ પણ ગણતા ન હોતા, ત્યાં આજે આ શબ્દો, હું પતિત...... (રડવાનો અવાજ)

સુધાકર–સરોજ ! ગમે તેમ હો, તો પણ હું તને હવે સ્વીકારી શકતો નથી. એક નિરાશ્રીત નારીને સ્વીકારતાં મારો માન મરતબો ઘટી જાય, મરનારની ઇજ્જતની કાંકરા થઈ જાય.

સરોજ–પણ શા માટે ? હું નિરાશ્રીત છું. પણ તમે જેવી માનો છો તેવી તો હું કમનસીબ નથી. મારા સુધાકરને મારા શબ્દો પર વિશ્વાસ હોવો જોઈએ...

સુધાકર–એ વિશ્વાસ હવે ઉડી ગયો છે. ચાલ હટ દૂર થા અભાગણી.

સરોજ–(પડતી) સુધાકર, સુધાકર. (રડવું)

બંસી–(સ્વાગત) ઓ...! મહબાત છે. તો તો આ માલ પણ સુધાકરનો જ ! અને...એમાં પણ આપણો તો હકક લાગેજ ને ! (પ્રગટ) (ખોખારો કરતો) ઉંહ...ઉહ...(સરોજને) કોણ છો તમે !

સરોજ–(ચોંકાઈને) કોઈ નહિં !

બંસી–કોઈ નહિં કેમ ? તમે તો છો ! બોલો, બોલો,

સરોજ–પણ તમે પુછનાર કોણ ?

બંસી–તમારા જેવોજ હતભાગી ! કે જેણે વિચાર્યું છે કે, અભાગીએ, અભાગીનું જોડું મળીને કદાચ એની ચાર આંખો થાય...તો...

સરોજ–શું કહ્યું ?

બંસી–એ...જી કંઈ નહિં ! કંઈ નહિં ! એમાં ગુસ્સે શું થાવ છો ! કોઈનું ઘર વસાવવું એ આપની ફરજ ! અને કોઈ નિરાધારને આધાર આપી હૃદય મંદીરમાં જગા આપવી એ અમારી ફરજ.

સરોજ–ચુપ રહો !

બંસી–એ...જી. ભૂલ્યો ! ભૂલ્યો ! માફ કરશો. હજુ

મંદીરમાં તો આપજ જગા આપો...ન ન ના ના. શુ, શુ, ખરેખર ભૂલો. હમણાં હમણાં તો મકાનોની જગાઓની તો ખાગડી પડે છે તો શું! તમે પણ દીલમાં જગા આપવાની એ ખામડી લેશો?

સરોજ–નહિં!

બંસી–તો પછી આપના દીલની કોટડીમાં ભાડુત તરીકે મને રહેવા દો

સરોજ–એ દીલકોટડી ભાડેથી અપાઇ ગઈ છે. એ મિલ્કત હવે પરાઇ છે.

બંસી–પણ વસનાર તો કોઈ જણાતો નથી. નહિં તો આ હાલત...

સરોજ–વસનાર તાળું લગાડી દઇ દૂર ગયા છે, છતાં એ દીલ કોટડીથી તો દૂર નથી જ.

બંસી–અહાહા શી મક્કમતા છે તમારી ધન્ય છે. તમારી એક નિષ્ઠાને...હવે તો મારા પ્રશ્નોનો ઉત્તર તો તમારે આપવોજ પડશે. હું પુછી શકું છું કે-આપ કોણ છો!

સરોજ–બેશક! હું છું. દુર્દશા દીલની એક અબળા!

બંસી–આપનો કોઇ સમીપનો સંબંધી કે સ્નેહી છે!

સરોજ–હા! ઉપર છે આકાશ! અને નીચે છે, ધરતી માતા! કે, જેની ગોદમાં હું સુઇ રહું છુ. આકાશ રૂપી ચાદર ઓઢીને!

બંસી–શુ સચોટ જવાબો છે આપનો, આપનું દીલજીતનાર પણ દુનિયામાં મહાન ભાગ્યશાળી હશેજ! ચાહો તો દેવી! એવો ભાગ્યશાળી તમે મનેજ બનાવી શકો છો. વિચારો દેવી!

સરોજ–આ એવા ફૂલો નથી કે, જેને મસળતાં કરમાઇ જાય, આતો એવા પુષ્પો છે કે એને તોડતાં એ કાંટા વાગે. માટે રસ્તે પડો...અને યાદ રાખજો. કે, ઓનો સ્વર્ગમાં બદલે, પરંતુ! ...ઇચ્છશો...તો કહો જેને બદલે...સ્મશાનમાં.

બંસી–સમજ્યો! નિરાશાના ઘેરા વાદળમાં આશાનુ કીરણ જોયું. પણ એ હતુ રણમાંનુ મૃગજળ! નહિ કોઇ પીસે કે ન કોઇને પીવા દેશે એ ઊર્મિને ઉકળાટે જ સુકાઇ જવા સરજ્યું છે. તો સુકાવા દે...આ રૂપ, આ સૌન્દર્ય શું એમજ કરમાઇ જશે! શું એની નિશાની પણ જગતમાં નહિં રહે!..." ફરશે"

સૌની છે ત્યાદ સષ્ટિમાં સિકંદરને શહીદોની જતાં તુજ સૌન્દર્ય કરમાઈ રહોશ શું માર્ગ થઇ કોની

સરોજ–આ જામ જેવા માટે સર્જાયું હશે! તેનાથી જ પીવાશે! માટે મિથ્યા બકવાદ છોડી ચાલ્યો જા અહિંથી. નહિંતર! આ અબળાના હાથનો રસ સ્વાદ ચાખીને મર્દોની મેથીને પણ શરમાવીશ!

બંસી–અર...ર...ર. જાઉં છું. જાઉં છું, આ આવ્યો. બસ કર. માવડી. આ ગયો. ભારે હઠીલી થઇ...

સરોજ–(સ્વગત) હે! આ શું! આ કાગળ આ રાહગીરીનો જ પડી ગયો લાગે છે. જોઉં

(ભયંકર પડઘા રૂપી અવાજ)

હે...આ તો સુધાકરનું વીલ! એણે ચોર્યું હશે!...સારૂં થયું મને મળ્યુ! નહિંતર સુધાકરનો ભાગ્ય પલટી જાય...ચાલ તેને આપી આવું. (જરા-થોભીને) નહિ!...એને પ્રેમનો મદ છે. એને પૂર્વસ્થિતીજ પ્રાપ્ત થવા દે તે વીના એની શાન ઠેકાણે નહિં આવે.

## પ્રવેશ ૫ મો

બંસી–હે...વીલ ક્યાં ગયો! કયાંક પડી ગયો... લાગે છે. પણ ફીકર નહિં. મારે ક્યાં વીલ સાથે મતલબ છે. હું તો મરનારાનો સાક્ષી બનીલે છું વીલની જરૂરત તો સુધાકરને છે. તેની પાસે નથી. તો પછી બીજા બધા ઝખ મારે છે. (હાસ્ય) હા. હા. હા. હા,

## પ્રવેશ ૬ ઠ્ઠો

સુધાકર–હવે શું થશે એ એકજ ભુલમાં મારી જીંદગી ધુળ થઇ જશે એક પલકારામાં તો હું અમીર મટીને ફકીર થઇ જઇશ. એક કાગળ કટકાને જતાં મારૂં ભાગ્ય પલટાઇ જશે. ઓહ પ્રભુ......(ભયંકર અવાજ સુધાકરનું પડવું) ત્યાંજ ઝીણો સ્વર કાને પડે છે. પછી પુન અવાજ સંભળાય— ગીત

સરોજ– ફરે છે સર્વ સરજનહાર
મિથ્યા માનવી ફૂલાય શું ?
થશે છે તે પડે નિશ્ચયે
પામર પુરુષથી સમજાય શું ?
અને માનવ તો છે બ્હાનાં
થઈને મોહ દીવાના
ભરોસો કાલનો ક્યાં નહિં.
ત્યાં ધાર્યું માનવીનું થાય શું !
લખ્યા જે લેખ છે વિધીએ
ન મિથ્યા થાય કો સિદ્ધીએ
ટળે ન સમય તે કાળતણો
ધરીલે ધ્યાન ઇશ્વરનું !—

સુધાકર–આહ...હું જ ભૂલ્યો...હું જ પૈસાના મદમાં ભાન ભૂલ્યો, દોલત આજે છે કાલે નથી. એ સત્ય છે. મારો વીલ ખોવાયો છે. એના પર મારો હક્ક હવે ક્યાં સુધી ? ચાલ જીવ ! કીધુ તે કામ અને દીધુ તે દાન ! આ ગીત ગાઈ મારા મોહ રૂપી પરદાને તોડી પાડનાર વિભુતિ ને જ આ મિલ્કતનું દાન આપી હું આ જુઠા જંજાળથી મુક્ત થઈ યશ પ્રાપ્ત કરું તો શું ખોટું ! (ઘંટી વગાડે છે) ઓમ !

ઓમ–યસસર

સુધાકર–જરા બહારે જો અને કરૂણ ગીત ગાનાર વ્યક્તિને અહિં બોલાવી લાવ

ઓમ–સોલરાઈટ સર......( દાદરના પગથીઆનો ધડાધડ અવાજ)

## પ્રવેશ ૭ મો

સુધાકર–કોણ ! (સ...સ...સ. સરોજ!)

સરોજ–નહિ ! એક જોગીની જોગણ !

સુધાકર–નહિં સરોજ ! તું તો સરોજ છે! તું તું... તું મને ન ઓળખી ? હું હું હું...તો તારો સુધાકર ! આવ...આવ...તું હવે મારી જ, થઈ છો.

સરોજ–અસંભવ ! એ શક્ય જ નથી. તમે મારા લાયક નથી તમે પતીત...

સુધાકર–હેં...! હું પતીત !...
ઓહ પ્રભુ ! આ શબ્દો હું મારી પ્રેમીકાના મુખે સાંભળી રહ્યો છું. જેનાં મુખે પ્રભુ ! પ્રાણનાથ ! વહાલા ! ના ઉદ્ગારો નિકળતા તે જીભે આજે આટલી બધી કઠોર કેમ બની ગઈ છે ? સરોજ ! મારી ભૂલ અને માફ કર ..

સરોજ–મર્દ થઈને આવી આગળ ક્ષમાની યાચના કરતાં શરમાતા નથી !

સુધાકર–પાપનો પ્રાયશ્ચિત અને કબુલસો ઇકરાર કરવામાં શાને શરમ... ! આવ, સરોજ ! તું મારીજ છે. આવ મારી પાસે આવ

સરોજ–ઓ...તો શું ! હવે તમે મને લાયક સમજો છો !

સુધાકર–હા ! તે મોહ રૂપી પડદો આજે મારી આંખોથી તેંજ દૂર કર્યો છે હવે હું તે ઘમંડી સુધાકર નથી, કે જે મોટરોમાં ફરતો હતો, હું તો તે સુધાકર છું. કે જે સરોજ માટે પ્રાણ આપવા તૈયાર હતો.

સરોજ–સુધાકર !

સુધાકર–સરોજ !

સરોજ–આજે હું કેટલી ખુશનસીબ છું. કે, મારા હાથે ખોવાયલો હીરો આજે પાછો મારે હાથ આવ્યો ! એની ખુશીમા હું શું આપુ સુધાકર ?

સુધાકર–સરોજ ! તું તો મારી જીંદગી છો ? બીજી વિશેષ શું જોઈએ મને ?

સરોજ–જીંદગીને જીવ કરાનુ સાધન લ્યો...આ મારી અલ્પ ભેટ સ્વીકારો

(ભયાનક અવાજ)

સુધાકર–હેં...આતો મારો વીલ ?...મારૂં જીવન ! મારી જીંદગી ! સરોજ ! તેં તો ખરેખર મારી ગયેલી બાદશાહી મને પાછી આપી.

(બુટનો અવાજ)

(આવતા માણસો)

શેલીફ–મી સુધાકર ! આપ આ જગમોહનની મીલકત શા આધારે ભોગવો છો ?

સુધાકર–તેમણે કરી આપેલા વીલને આધારે

શેલીફ–ક્યાં છે તે વીલ !

સરોજ–આ રહ્યો !

બંસી–હેં...તું...અહીં...!

સરોજ–હા. હું અહીં ! જેતી છું ત્યાં જ આવી છું મારી દીલકોટડીનાં બાકુતને તેને તેતો કબજે સોંપવા




### શ્રીમતી સરલાદેવી કચ્છમાં

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં ચાલતા કસ્તુરબા સ્મારક કેન્દ્રના વ્યવસ્થાપક શ્રીમતી સરલાદેવી સારાભાઈ ભૂજ ખાતે વીમાનમાં ૨૬ મીએ ગયાં હતાં. પ્રો. ભાનુશાળીજીની દોરવણી અને દેખરેખ હેઠળ ચાલતા કસ્તુરબા સ્મારક સેવીકા તાલીમ વર્ગ કે જે જંગુડી ખાતે ચાલે છે તેની મુલાકાત લીધી હતી.

×

### શ્રીમતી હંસાબેન મહેતા

વડોદરા વિદ્યાપીઠના ઉપ–કુલપતિ તરીકેની નીમણુંક શ્રીમતી હંસાબહેન મહેતાની કરવામાં આવી છે.

×

---

બંસી–ઓર...ઉફ...(બેલીફને) ચાલો સાહેબો !
આતો આજ કમનશીબ નારીએ મારૂં ઘર ચોપટ કરી નાખ્યું...આઇએમ વેરી શોરી...

બેલીફ–યુ આર ફૂલી !

બંસી–ધીસ ઇઝ રાઇટ...ધીસ ઇઝ રાઇટ !

બેલીફ–મી. સુધાકર ! આપને તકલીફ આપવા બદલ માફી ચાહું છું

સુધાકર–ડોન્ટ વરી...!
" રામ રાખે તેને કોણ ચાખે " ? પણ કદાચ જો થોડા સમય પહેલાં પધાર્યા હોત તો મારી દુર્દશા થઈ જાત અને આપને ફોગટ ફેરો ન પડત. કારણ કે મારો વીલ એ નાલાયક જ ચોર્યો હતો પરંતુ પણ ધાર્યું તો ધણીનું જ થાયું અને એ વીલ મારી જીવનસખીને હાથ ચઢ્યું જહાં મેં વહી હોતા હૈ જો મંજુરે ખુદાકો

બેલીફ–બાય. બાય. અચ્છા બાય ! બાય !

સમાપ્ત.

### મહિલા મંડળ બિકાનેર

બીકાનેરમાં લગભગ બે વરસ થયાં મહિલા મંડળની સ્થાપના કરવામાં આવી છે. તેના મુખ્ય વ્યવસ્થાપક શ્રી સુબોધકુમારી છે. થોડાજ સમયમાં આ મંડળે સારી પ્રગતી કરી છે. અત્યારે આ મંડળમાં ૩૬૮ મેમ્બરો છે.

આ મંડળ મહિલા વ્યાયામશાળા, વ્યાખ્યાનશાળા, પ્રૌઢ શિક્ષણ પાઠશાળા, સંગીત, વગેરેની તાલી આપી રહ્યું છે.

×

### સીનેમામાં બાળકનો જન્મ

કાનપુરમાં એક સ્ત્રી સીનેમા જોવા ગઈ હતી તેને છેલ્લા દિવસો જતા હતા. સીનેમા ચાલુ હતો તેમાં સ્ત્રીને દુખાવો થતાં તેની ચીસ સંભળાઈ ખેલ બંધ કરવામાં આવ્યો અને બત્તીઓ સળગાવવામાં આવી તે વખતે બાળનો જન્મ થઈ ચુક્યો હતો. મા–બાળકને સીનેમાવાળાએ તેમને ઘેર પહોંચાડયા હતાં.

×

### વિધવા સ્ત્રીનું બાળક

વાડાસિનેર : સરીથાંવડી મુકામે એક વિધવા સ્ત્રીએ બાળકનો જન્મ આપ્યો હતો. આ બનાવ બનતા ગામમાં સનસનાટી ફેલાઇ હતી. આથી કહેવાય છે કે સ્ત્રીએ બાળકને મારી નાખી ઉકરડામાં નાખી દીધો હતો, આ અંગે ખબર મળતાં આપકારી પોલીસ અમલદારો ત્યાં ગયા અને આ બાબતની તપાસ કાગળોઆં કર્યા.

+

### ગૃહક્લેશનું પરિણામ

ખંભાત : સુતાર કોમની વીસ વરસની એક જુવાન યુવતીએ પોતાના મકાનની અગાશીમાં જઈ

શરીર પર કેરોસીન છાંટી અગ્નિસ્નાન કર્યું. સાસુ-વહુને ન બનવાનું આ કારણ છે.

x

## બીજી પત્ની અને દંડ

દાહોદ તાલુકામાં આવેલા બિલ્વામારી ગામના રહેવાસી રાવલ વેલજી રુનાએ પોતાની પત્ની એક હયાત હોવા છતાં બીજીવાર લગ્ન કરેલાં લગ્ન કારણ પોતાને લાયક નહિ હોવાથી આ પગલું ભરેલું.

આ બાબતમાં દાહોદ રેસીડેન્ટ કોર્ટમાં કેસ ચાલતા લગ્ન કરનારને કોર્ટ ઊઠતા સુધીની સજા અને ૨૫૦) નો દંડ કરવામાં આવ્યો છે. જ્યારે લગ્ન વીધી કરાવનારને રૂ ૧૦૦) નો દંડ અને કન્યાના બાપને રૂપિયા ૧૦૦) નો દંડ કરવામાં આવ્યો છે.

+

## બાળલગ્ન અટકયું

આણંદ પાસે બોરીઆવી ગામે પ્રજાપતિ કોમમાં બાળલગ્ન થનાર હતું. તે લગ્ન અટકાવવા માટે મંડલ મંત્રીએ આણંદના વધારાના પહેલા વર્ગના માજી. ને અરજ કરવાથી તેઓ સાહેબે તુરતજ લગ્ન અટકાવવા હુકમ કાઢયો. અને લગ્ન બંધ રહ્યાં.

x

## રાજાની સ્ત્રી સલાહકારો

બ્રિટનમાં આ સાલ રાજાના નવા નીમાએલા કાયદાના ૧૯ સલાહકારોમાં પહેલીજ વાર બે સ્ત્રી સભ્યોનો સમાવેશ થાય છે. તેમાં એક ૬૦ વર્ષની વયનાં હેલેના નોરમન્ટન છે તે ઈંગ્લેંડનાં પ્રથમ સ્ત્રી બેરિસ્ટર હતાં. અને બીજાં ૩૪ વર્ષનાં રોઝ હેલ્બ્રન લીન છે, જેમની લીવરપુલમાં પોતાની પ્રેક્ટીસ ચાલે છે, અને તે એક સરજનનાં ધર્મ પત્ની છે.

x

## બ્રિટનની ગ્રામ્ય કિશોરીની કલાની કદર

રોયલ સોસાયટી ઓફ આર્ટસની ઔદ્યોગિક આકૃતિઓ આકાર માટે યોજાએલી તાજેતરની હરીફાઈમાં ફલોરેન્સ માર્શ નામની ૧૬ વર્ષની એક ગ્રામ્ય કિશોરીને પગરખાં માટેની ડિઝાઈન તથા સુંદર ચર્મ કામ માટે એકંદરે પા. ૨૦૦નું ઈનામ મળ્યું છે—જોડાની ડિઝાઈન માટે પા. ૧૦૦ (રૂા. ૧, ૩૩૩) તથા ઈટાલી, સ્વિટ્ઝર્લેન્ડ અને ફ્રાન્સ ખાતે પ્રવાસ અને હેન્ડબેગ માટે નવીજ કલ્પના રજુ કરવા માટે બીજા પા ૧૦૦ આ કિશોરી, ખાણમાં કામ કરતા એક મુકાદમની એકની એકજ પુત્રી છે. અને કેન્ટમાં થાનેટ ખાતેની કળા-હુન્નર માટેની શાળામાં અભ્યાસ કરે છે.

x

## કારખાનાઓમાં કામ કરતી સ્ત્રીઓ માટે સલામતી ભરી આદર્શ ટોપીઓ

બ્રિટનમાં રાણીની હેટ-ટોપી બનાવનાર એએજ થેઅરૂપે બર્મિંગ હામ ખાતેના કારખાનામાં કામ કરતી છોકરીઓને પોતાની મુલાકાતનું માન આપ્યું હતું. છોકરીઓના માથાના વાળ યન્ત્રોમાં આવી જવાથી જે અકસ્માતો થવાનો ભય રહેલો છે તે દૂર કરવા માટે તેમને આ ખાસ ટોપીઓ બનાવી હોઈ તેના કેટલાક નમુનાઓ બતાવ્યા હતા.

હવેથી કારખાનામાં કામ કરતી સ્ત્રીઓ પોતાની સલામતી માટે આ ટોપી પહેરશે.

x

## દિલ્હીમાં લશ્કરી તાલીમ લેતી પ્રાધ્યાપિકાઓ

નેશનલ કેડેટ કોરના કન્યા વિભાગ માટે અમલદારો તરીકે તાલીમ લેવા નવ પ્રાધ્યાપિકાઓનું એક જૂથ દિલ્હી કેન્ટોન્મેન્ટમાં એક માસ પહેલા આવી પહોંચ્યું હતું.

પૂર્વ પંજાબ, પશ્ચિમ બંગાળ અને મધ્ય પ્રાન્તમાંથી આવતી આ શિક્ષિકાઓ અત્યાર સુધી રજપુતાના રાયફલ સેન્ટરમાં કમાન્ડીંગ ઓફિસર, લેફ્ટનન્ટ-કર્નલ સરૂપ કલાનની જાતી દેખરેખ હેઠળ તાલીમ લઈ રહી છે. ઉનાળાની ત્રણ માસની રજા દરમ્યાન તાલીમ લેવા આવેલી આ શિક્ષિકાઓ કેન્ટોન્મેન્ટ ખાતે લશ્કરી હોસ્પીટલની "સીસ્ટર્સ મેસ"માં રહે છે.

તેઓ લુધીઆનાની સ્ત્રીઓ માટેની સરકારી કૉલેજની કુ. બી. કે. ધીલન, કુ. એસ. કે. મોવાલ અને કુ. કે. ગ્રેવાલ, કલકત્તાની લેડી બ્રેબોર્ન કૉલેજની કુ. એમ. ડે, કુ. એમ. સિંહા અને કુ. આઈ. દત્ત અને નાગપુરની સ્ત્રીઓ માટેની મધ્યવર્તી કૉલેજની કુ. ટી. ડી. પોદ્દાર, કુ. પી. ગૌતમ અને કુ. એસ. મદુરા છે.

## તાલીમનો કાર્યક્રમ

તેઓના તાલીમના કાર્યક્રમમાં શારીરિક કેળવણી અને કસરત લશ્કરી વાહનો ચલાવવા અને મોટર યંત્ર સંબંધિ અનુભવ મેળવવો, વાયરલેસ-સીગ્નલીંગ, રેડિયો ટેલીફોનીંગ અને મોર્સ ટેલીગ્રાફીનું જ્ઞાન મેળવવું ટેલીફોન એક્સચેન્જીસનું કામ કાજ કરવું અને સરવીસ ઇન્સ્ટોલેશન અને એસ્ટાબ્લીશમેન્ટસની મુલાકાત લેવી. વિ. નો સમાવેશ થાય છે. વધુમાં તેઓને પ્રાથમિક મદદ, ઘર ઉપયોગી સારવાર, સ્વાસ્થ્ય અને સ્વચ્છતા અને હવાઈ હુમલાની ચેતવણીમાં શિક્ષણ આપવામાં આવે છે તેઓની આનંદમય પ્રવૃત્તિઓમાં સોફ્ટ-બૉલ વૉલી-બૉલ અને તરવાનો સમાવેશ થાય છે અને તેઓને વ્યવસ્થાશક્તિ ખીલવવાની તક આપવામાં આવે છે

લશ્કરી અમલદારોની માફક આ તાલીમ લેતી સ્ત્રીઓ પેરલીલા રંગનો ગણવેશ (બુશ શર્ટ અને ટ્રાઉઝર્સ) પહેરે છે અને પ્રભાવશાળી દેખાય છે. તેઓના શિર-પોષાકનો સવાલ અસ્પષ્ટ છે અને તે માટે હિંદ સરકાર વિચાર કરી રહી છે.

તાલીમ લેવા આવતી વખતે પહેલાં તેઓને જરા મુશ્કેલી પડતી હતી પરંતુ હવે તેઓ ટેવાઈ ગઈ છે હવે તેઓ ઉત્સાહભેર કાર્ય કરે છે અને અભ્યાસ પૂરો કરીને કેડેટ કોરમાં જોડાવા આતુરતા પૂર્વક રાહ જુએ છે ત્યાર બાદ તેઓ પોતાના પ્રાન્તોમાં જશે અને જે સંસ્થાઓમાં તેઓ કાર્ય કરતી હતી ત્યાં કન્યા વિભાગના જૂથો સ્થાપશે

જો કે આ શિક્ષિકાઓને લશ્કરી જૂથમાં તાલીમ આપવામાં આવે છે અને તેઓ માટે મફત ખાવાપીવાની અને રહેવાની સગવડ કરવામાં આવે છે, પરંતુ ટુંકમાં એક તાલીમશાળા શરુ કરવાની દરખાસ્ત મૂકવામાં આવી છે.

કન્યાઓની તાલીમને લશ્કરી ધોરણે મૂકવાનો હિંદ સરકારનો આ પહેલો પ્રયાસ છે. યુ. કે. ની સ્ત્રીઓની કોરના ધોરણે ગયા વિશ્વ યુદ્ધ દરમ્યાન સરકારે "વાક" અને "રીન્સ"ની સ્થાપના કરી હતી પરંતુ આ કન્યા વિભાગ તદ્દન જુદા જ દરજ્જા ઉપર છે, છતાં પણ લશ્કરી જરૂરીઆતોનો તેમાં જરૂર સમાવેશ થાય છે.

## યોજનાનો હેતુ

ટુંકમાં આ યોજનાનો હેતુ કન્યાઓનું વ્યક્તિત્વ ખીલવવાનો, તેઓને આત્મવિશ્વાસુ બનાવવાનો, તેઓના શરીર મજબુત બનાવવાનો અને શક્ય જરૂરિયાત પ્રસંગે પુરુષોની સાધારણ ફરજો પોતા ઉપર લઈ શિખવવાનો છે

તાલીમ પામેલ શિક્ષિત કન્યાઓને લશ્કરી દળમાં ભરતી કરવા કરતાં તેઓને શિસ્તના, અગ્રેસર ભાગ લેવાના, આત્મવિશ્વાસના અને જવાબદારીના જરૂરી ગુણોવાળા સારા શહેરીઓ બનાવવાનો ખાસ હેતુ છે લડાઈ અને શાંતિ દરમ્યાન એવાં ઘણાં કાર્યો છે જ્યાં સ્ત્રીઓ સહેલાઈથી પુરુષનું કામ હાથ ધરી શકે છે અને તેવી રીતે મદદકર્તા થઈ શકે છે, તેઓ સીગ્નલ ઓફીસર અને એક્સચેન્જીસમાં હવાઈ હુમલાની ખબરો આપનાં કેંદ્રોમાં અને આબાદીના કાર્યોમાં રોકી શકાય છે જેથી ત્યાં કામ કરતા પુરુષોને મોખરા ઉપરની મુશ્કેલ ફરજો માટે મોકલી શકાય.

નવી યોજના મજબુત અને દૃઢ પાયા ઉપર સ્થપાય તે માટે ત્રણ પ્રાંતોમાં દરેકમાં એક જૂથ ઉભું કરીને નાના પ્રમાણમાં શરૂઆત કરવામાં આવી છે એક જૂથમાં ૯૦ કેડેટ અને ત્રણ શિક્ષિકાઓ હશે અને તેવાં જૂથો શાળાઓ અને કૉલેજોમાં સ્થાપવામાં આવશે જો કે શરૂઆતમાં ફક્ત કૉલેજોમાં તે શરૂ કરવામાં આવશે.

x

નિભાવ ખર્ચ

નેશનલ હેલ્થ સર્વિસ ........ વિભાગોની માફક અન્ય વિભાગ સ્થાપવાનો અને નિભાવવાનો ખર્ચ પ્રાંતિક સરકારો ભોગવશે, અને જૂથો ઉપર અંકુશ રાખવા માટે ........ જરૂરી સ્ટાફ રાખવા, માટેનો અને જૂથોને આપવામાં આવતાં સાધનો માટેનો ખર્ચ મધ્યસ્થ સરકાર ભોગવશે.

×

વૃદ્ધ દાદીમાઓ પણ ખુબસુરતી પ્રાપ્ત કરી શકે છે!

બ્રિટનમાં વૃદ્ધ દાદીમાઓ પણ ખુબસુરતી ધારણ કરી શકે તે માટે સૌંદર્ય સજાવટ પદ્ધતિ પ્રચાર પામી રહી છે સોમરસેટમાં એક સૌંદર્ય-શૃંગારગૃહમાં વૃદ્ધ સ્ત્રીઓના કેશકલાપ ધોઇ સાફ કરી ગુંથીને સજાવટ કરવામાં આવે છે નખને સાફ કરવા, શણગારવા તેમજ ચહેરા માટેની ખુબસુરતીની અર્વાચીન શૃંગાર શ્રેણીનો તેમને મફત લાભ મળી શકે છે.

×

જાહેર જીવનમાં સ્ત્રીઓનો ફાળો

મિસિસ રોઝમન્ડ ટેઇલર કે જે પહેલાં ........ શ્રોપ-લિંકનશાયરનાં ડેપ્યુટી ટાઉન ક્લાર્ક હતાં તેમની ........ સમિતિના ક્લાર્ક અને સોલિસીટર તરીકે નીમણૂંક કરવામાં આવી છે, કાઉન્સિલને એકદમ જવાબદાર હોય તેવા ઉચ્ચ હોદ્દાઓ પર (જેવા કે-ક્લાર્ક, ઇજનેર, તબીબી અમલદાર અમલદાર અથવા આરોગ્ય તપાસની શૈ વગેરે) સામાન્ય રીતે સ્ત્રીઓની નીમણૂંક કરવામાં આવતી નથી. એ જાતના સામાન્ય વલણના સુંદર ઉત્તર રૂપે આ કિસ્સાને ગણી શકાય. સ્થાનિક સમિતિઓમાં ઘણી સ્ત્રીઓ અગત્યનું કાર્ય કરે છે.

મિસિસ ટેઇલર તો એમ માને છે કે કૌટુંબિક જવાબદારીઓ ઉપરાંત પણ ઘણી વધારે સ્ત્રીઓ સહેલાઇથી જાહેર જીવનમાં ભાગ લઇ શકે.

*

સ્ત્રી કલાકારો!

મેરી રેમ્બર્ટ અને તેની નાચ-ગાન મંડળી ઓસ્ટ્રેલિઆ અને ન્યુઝીલેન્ડનો સફળ પ્રવાસ પૂર્ણ કરી બ્રિટનમાં પાછી આવી ગઇ છે. બ્રિટીશ કાઉન્સિલની મદદથી આ ૧૮ દિવસનો પ્રવાસ યોજાયો હતો.

આ મંડળીના ૨૮ નાચ-ગાનના કાર્યક્રમમાં ૭ તો શાસ્ત્રીય નાચ-ગાન હતા. તેમાં ૨૧ સ્ત્રી નૃત્યકાર હતી અને મેડમ રેમ્બર્ટ બીજી બે વધારેને રોકી હતી, તે પણ તેની સાથે બ્રિટન પરત આવી છે.

મ. રેમ્બર્ટની નાચ-ગાન માટે લંડનમાં મર્ક્યુરી થીએટર હોય ૨૧ વર્ષ પહેલાં તે સ્થાપવામાં આવ્યું હતું.

+

બુઝર્ગ સ્ત્રી ટેલેગ્રાફિસ્ટ!
દીર્ઘ યશસ્વી કારકીર્દિ

મિસ એચ. આર. રોઝબરી ૪૪ વર્ષ જેટલી દીર્ઘ અને યશસ્વી કારકીર્દિ બાદ લંડનની સેન્ટ્રલ ટેલિગ્રાફ ઓફિસમાંથી તાજેતરમાં જ નિવૃત્ત થયાં છે. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન ત્રણ વર્ષ સુધી તેમણે ટેલિપ્રિન્ટર પર દિવસના ૧૨ કલાક સતત કામગીરી બજાવી હતી. અને બીજા વિશ્વયુદ્ધ દરમિયાન શાહી, નૌકાદળ, લશ્કર, શાહી હવાઇ દળ, વગેરેની મારફતે ગુપ્ત ખાસ સંદેશા પ્રચારનું મહત્વનું જવાબદારી ભર્યું કાર્ય કરી બતાવ્યું હતું.

આ ઉપરાંત સામાજિક તેમજ શિક્ષણ વિષયક ક્ષેત્રમાં તેમની સેવાઓ કંઇ નાનીસુની નથી.

×

પ્રસુતિની પીડા જણાયા સિવાય બાળ પ્રસવ

બ્રિટનમાં આરોગ્ય ખાતા તરફથી પ્રકટ કરવામાં આવેલા આંકડાઓ મુજબ પ્રથમનાં ૭ મહિનામાં જ લગભગ ૪૦,૦૦૦ માતાઓને દર્દશામક ઔષધ દ્વારા પ્રસુતિની પીડા વગર બાળ જન્મ માટેની સારવાર અને વ્યવસ્થા કરવામાં આવી હતી. ઇ. ૧૯૪૬ના સમગ્ર વર્ષમાં આ આંકડો

૪૭,૬૦ નો હતો, એટલે આ રીતે માતાઓને પ્રસવ વેદના દાખવ્યા સિવાય થએલા બાળ જન્મનું પ્રમાણ ખમણું થવા પામ્યું હતું.

## વૃદ્ધજનોના જીવનને પ્રફુલ્લિત

બર્લિનમાં સ્ત્રી-સ્વયંસેવિકાઓએ નિવૃત્તિ ભોગવતા વૃદ્ધ માણસોના જીવનને આનંદિત બનાવવા માટે એક નવો જ નુસખો શોધી કાઢયો છે.

ફરતી નાની ગાડીઓમાં દુકાનો ગોઠવી; વયો વૃદ્ધ માણસો પાસે લઈ જવામાં આવે છે કે, જેથી તેઓ પોતાને મનપસંદ ચીજો ખરીદી શકે અને ખાસ ઓર્ડર મુકી શકે; દરેક ગાડીમાં ફળફળાદિ, રોટી, તમાકુ, માવો વર્ષગાંઠ પ્રસંગે મોકલવામાં આવતી પત્રિકાઓ વગેરે મળીને કુલ ૧૦ જેટલી વસ્તુઓ રાખવામાં આવે છે અને કેટલીક ગાડીઓમાં તો જાણે ચુરમ કાપાની નાની સ્ત્રી આબેહુબ દુકાન જ ગોઠવી ન હોય તેવી જાતની હોય છે.

*

"સ્ત્રીધન માટે સ્ત્રી હત્યા" એક લખનૌ સમાચાર એ છે, કે શ્યામાચરણ નામના એક યુવાન તેની માતા રામપ્યારી તથા પીતા બળદેવ અને ભાવી સસરા રૂપનારાયણને મનુષ્ય હત્યાના આરોપ સર સેસન કોર્ટમાં દાખલ કર્યા છે. જાણવામાં આવે છે કે શ્યામચરણના વિવાહ કલાવતિ સાથે થયા હતા તે પોતાના ગરીબ માતપિતાના કારણે સ્ત્રી ધન લાવી શકી ન હતી એક બાજુ રૂપનારાયણ યોગ્ય સ્ત્રી ધનસાથે પોતાની કન્યા શ્યામાચરણને આપવા તૈયાર હતા. જો શ્યામાચરણ પોતાની પ્રથમ પત્ની કલાવતિને કાઢી મુકે તો,

શ્યામાચરણ અને એના ઘરવાળાઓ એના કલાવતીને ખુબ ખુબ દુઃખ દેવા માંડયું કલાવતિ બધું સહન કરી ચુપચાપ પડી રહેતી. એક દિવસ બધાએ ભેગા મળી કલાવતિને ધતુરો પાઈ દીધો આ ખબર પાડોસીઓને પડતાં પોલીસ તથા વૈદને ખબર અપાઈ વૈદના પ્રયાસ સફળ ન થયા પોલીસ આવતા આવતામાં તે કલાવતિએ આ સંસારનો ત્યાગ કર્યો.

## ઘરેણાં માટે નવજવાન બાળાનું કરપીણ ખૂન !

આબુરોડ : હાલમાં જ સિરોહી રાજ્યના અનાદરા ગામથી એવા સમાચાર જાણવા મળેલ છે કે મેડાથી નિનોડા તરફ જતાં રસ્તા પર એક નવજવાન બાળાના કમકમાટી ભર્યા ખુનના ચોંકાવનારા સમાચાર બહાર આવ્યા છે બનાવની વિગત એવી છે કે એક રબારી પોતાની પુત્રવધુને લઈને પોતાના ગામ જતો હતો, ત્યારે રસ્તામાં ચાર કાંઈકા વેંચનારી બાઈઓ પણ તેમની સાથે ચાલવા માંડી રબારી આગળ ચાલતો હતો. તે ઘણે દૂર નીકળી ગયો. ત્યારે આ ચારે બાઈઓએ જંગલમાં રબારણ પર છરીથી હુમલો કરી ખૂન કર્યું અને તેના શરીર પરથી ઘરેણાં ઉઠાવી લીધાં. તે વખતે રસ્તા પરથી પસાર થતાં બે માણસોએ આ બાઈઓને પકડામાં જોઈ પૂછપરછ કરી, પણ તેમણે જવાબ આપી દીધો કે એક બાઈને પ્રસવ થવાનો છે. પેલા વટેમાર્ગુઓ ચાલ્યા ગયાં આગળ જતાં પેલો રબારી બેઠો હતો તેણે પૂછ્યું કે મારા દીકરાની વહુ ચાર બાઈઓ સાથે પાછળ ચાલી આવે છે તે બાઈઓ કેટલો દૂર છે? પેલા એ જવાબ દીધો કે ' થોડે દૂર બાઈઓ છે. તેમાં એકને પ્રસવ થાય છે, રબારીને આશ્ચર્ય થયું તો વટેમાર્ગુઓને લઈને બનાવવાળી જગ્યાએ ગયો તો ત્યાં, તેની નવજવાન પુત્રવધુની લોહીથી લથબથની લાશ જોઈ તુરત જ તેમણે પીછો પકડી, પેલી ચારે બાઈઓને પકડી પાડી નજીકનાં પોલિસ થાણે સુપ્રત કરી હતી આ બનાવથી આજુબાજુ ભારે સનસનાટી ફેલાએલ હતી

×

## ગૃહ કંકાસના કારણે કુવામાં પડી આપઘાત

સિદ્ધપુર તાલુકાના દાસજ ગામે એક પટલાણીએ આપઘાત કર્યાના સમાચારે આસપાસના વિસ્તારમાં ભારે સનસનાટી ફેલાવી છે; વીગતમાં જાણવા મળે છે કે તાજેતરમાં પટલાણીએ ગૃહ કંકાસને લીધે કંટાળીને કુવે પડીને આપઘાત કર્યો છે. આ બાબતની પોલીસને જાણ થતાં પોલીસ બાઈના ધણીને તથા સસરાને પકડી અહીં લાવી છે. અને બન્ને ઉપર કયદેસર કાગળીયા કરી તપાસ ચલાવી રહી છે.

+

## પતિ પરાયણ મહિલા

પતિના અવસાનના દીવસથી જ અન્ન ત્યાગ કરીને પત્નીએ પતિની પાછળ દેહ છોડવાનો એક બનાવ મુંબઇમાં બની ગયો છે અને એક લીલા બાઇ ગોપાળરાવ નામની ૪૦ વર્ષની ઉમરની પતિપરાયણ મહિલાનું હોસ્પીટાલમાં મરણ નીપજ્યું હતું.

એમ જણાય છે કે લીલાબાઇનો પતી કારવાર જીલ્લામાં આવેલા અંકોલા ખાતે પોસ્ટ માસ્તર હતો તેને ક્ષયનું દરદ લાગુ પડતાં એ માસ ઉપર સારવાર માટે મુંબઇ લાવવામાં આવ્યો હતો. લેડી જમશેદજી રોડ ઉપર તેના સાળાને ત્યાં તેઓ રહેતા હતા.

દરીક દિવસ ઉપર તેનું અવસાન થયું હતું, પતિનું અવસાન થયું એ ઘડીએ લીલાબાઇએ અન્નનો ત્યાગ કર્યો હતો અને છેવટે તેની સ્થિતિ ગંભીર થતાં તેને હોસ્પીતાલમાં ખસેડવામાં આવી હતી. ત્યાં અન્ન ત્યાગના પરીણામે તેનું મરણ નીપજ્યું હતું.

મરનાર દંપતીને છ બાળકો છે તેમના પિતાની સ્થિતિ ગંભીર થતાં છેલ્લી વખતના મેળાપ માટે તેમને મુંબઇ બોલાવવામાં આવ્યા હતા અને પિતાના મરણના બે દિવસ પહેલાં જ ઉપડ્યા અહિં આવી પહોંચ્યા હતા માતાપીતા આ રીતે અવસાન પામતા આ છએ બાળકો અત્યારે તો લગભગ નીરાધાર બની ગયા છે!

+

### પત્નીને જુદા રહેવા હકક આપતો નવો વટહુકમ

સૌરાષ્ટ્રના ના રાજપ્રમુખે એક વટહુકમ દ્વારા ૧૮૯૮ ના ક્રીમીનલ પ્રોસીજર કોડમા સુધારો કરેલ છે તે અનુસાર ૪૮૬ મી કલમને લગતી બાબતમાં નીચેનો સુધારો ઉમેરવામાં આવશે :—

જે કોઇપણ પતિ બીજી સ્ત્રી સાથે પરણશે કે રખાત રાખશે તો તેની પત્નીને તેની સાથે રહેવાનો ઇન્કાર કરવા માટેનું વાજબી કારણ ગણી શકશે. તે ઉપરાંત ઇન્ડીઅન પીનલ કોડ ૪૨૬ તળેના તો ગુનાના આરોપ માટે વોરંટ વિના ધરપકડ ન કરી શકાય તેને બદલે હવે વિના વોરંટે ધરપકડ કરી શકાય. તેમ મૂકવામાં આવેલ છે

# પુસ્તક પરિચય

બાલજીવન કાર્યાલય, બાજવાડો વડોદરા તરફથી નીચેનાં બાળકો માટેનાં પુસ્તકો અવલોકનાર્થે મળ્યાં છે

(૧) કુંજનો કુળદીપક–લેખક રસિકલાલ જોશી પ્રકાશક, બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા પૃષ્ઠ સંખ્યા ૫૨ કિંમત ૦–૬–૦

કચ્છ દેશની આ સચિત્ર ઐતિહાસિક વાત છે. શૌર્ય, સ્વામીનિષ્ઠા અને સાહસ ભરી આ વાત બાળકોને તેમજ મોટેરાઓને પણ વાંચવી ગમે તેવી છે.

(૨) દાડમડી–લેખક: હરિલાલ ઓ પંડ્યા. એમ. એ. પ્રકાશક ઉપર મુજબ, પાનાં ૩૪, કિંમત ૦–૬–૦

બાળકોને હોંશે હોંશે વાચવાં ગમે તેવાં ગીતોની આ ચોપડી છે ગીતો અને ચિત્રો બે રંગમાં છાપેલા છે.

(૩) નવલખા હીરજી:–લે રમણલાલ નાનાલાલ શાહ પ્રકાશક ઉપર પ્રમાણે પાનાં ૪૬ કિંમત રૂા. ૦–૬–૦

બહુ ગુમાની માણસ હોય તેને આજે પણ આપણે કહીએ છીએ કે 'જાણે જોયા ન હોય તો મોટા નવલખા હીરજી' આ આપણામાં ઘણાં વર્ષોથી ચાલતી આવતી કહેવતને લેખકે બાળક સમક્ષ રજુ કરી છે સરસ સચિત્ર વાત બાળકોને રસથી વાંચવી ગમે તેવી છે

(૪) જંગલી નગરી લેખક રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશક ઉપર મુજબ પાનાં ૪૦, કિં. રૂા. ૦–૬–૦

આ ચોપડીમાં જંગલી નગરીના વાઘણ, તર્કશાસ્ત્રી અને કાયદેબાજ માણસોની વાત છે.

વેપાર, ધંધા કે શરતમાં પૈસા કરતાં બોલેલા વચનની કિંમત વધારે ગણાતી અને તેથી બોલવા પ્રમાણે સૌને કરવું પડતું. આ નગરીમાં કમઅકલ નામના માણસને વારંવાર મુશ્કેલીમાં મુકાવું પડતું અને એમાંથી તેને હોશિયારખાન નામનો માણસ બચાવે છે. મઝાની સચિત્ર વાર્તા છે.

(૫) કરોળિયાનો કાળપાશઃ-લેખકઃ ડૉ. મોહનલાલ જ. પાઠક. પ્રકાશક ઉપર મુજબ પાનાં સંખ્યા ૬૪ કિંમત રૂ. ૦-૬-૦

સદર વાત પહેલાં બાલજીવનમાં કટકે કટકે છપાઇ હતી. સાહસ, શૌર્ય અને રોમાંચ ખડાં કરે એવી અને સાથે સાથે વિજ્ઞાનનો વિષય ચર્ચતી આ સચિત્ર સુંદર કથા છે આવી સાહસ ભરી કથાઓ બાળવાચન માટે ખાસ આદર પાત્ર ગણાય.

(૬) ચંદ્રહાસ લે રમણલાલ નાનાલાલ શાહ પ્રકાશક ઉપર મુજબ પાનાં ૪૨ કિંમત રૂ. ૦-૬-૦

આ વાર્તા આપણા પુરાણ કાળની છે. નસીબમાં લખેલું હોય તે મિથ્યા થતું નથી એ ચંદ્રહાસની રસીલી વાત પરથી સિદ્ધ થાય છે. આ સચિત્ર વાત સારી છે

(૭) લવ-કુશઃ લેખક પ્રકાશક ઉપર મુજબ પાનાં ૬૦ કિંમત રૂ. ૦-૮-૦

આમાં મહારાજા રામચંદ્ર અયોધ્યાની ગાદી પર બેઠા અને સીતાજીના ત્યાગ પછી સીતા માતા વાલ્મીકિ ઋષિના આશ્રમમાં રહ્યાં અને ત્યાં લવ-કુશ પેદા થયા, ઉછર્યા અને રામના અશ્વમેધના ઘોડાને બાંધી રામની સેનાને હરાવી ત્યારે રામ જાતે લડવા હાજર થયા ત્યારે પિતા-પુત્રોની ઓળખાણ થાય છે અને પછી સીતાજીમાં પૃથ્વીમાં સમાય છે એ રીતેની આ વાત સચિત્ર અને નાનાં મોટાં સૌને વાંચવી ગમે તેવી છે.

(૮) પ્રભુ ભક્ત પ્રહ્લાદઃ લેખક. પ્રકાશક ઉપર મુજબઃ પાનાં ૪૨ કિંમત રૂ ૦-૬-૦

ભક્ત પ્રહ્લાદની વાત તો ઘણું ખરાં નાનાં બાળકોએ સાંભળી હશે. ધર્મ અને નીતિનો આખરે જય થાય છે. પ્રસંગોને અનુરૂપ ચિત્રોથી ચોપડી સુંદર બની છે.

કે. ચ પ.

●

"સામુદ્રિક શાસ્ત્ર" કિંમત રૂ. ૧॥ સંયોજક; પ્રકાશક; અને પ્રાપ્તિસ્થાનઃ-પંડિત રેવાશંકરજી *ખરડવાળા જ્યોતિષી જ્યોતિશાસ્ત્રસ. ઠે. કૃષ્ણકુંજ.* મહુવા (સૌરાષ્ટ્ર) મજકુર પુસ્તક "જ્યોતિષ ગ્રન્થમાળા"ના પહેલા વર્ષનું પહેલું છે. તેનું વાર્ષિક લવાજમ દેશ માટે રૂ. ૪॥ અને પરદેશ માટે શીલીંગ ૧૦ છે

જનતામાં જ્યોતિષ વાઙ્ગમયનો પણ ઠીક ઠીક પ્રચાર થઇ રહેલો છે. તેમાં આ એક પ્રશંસનીય ઉમેરો કહેવાય.

સદરહુ પુસ્તક મૂળ સંસ્કૃતમાં છે. તે ઉપર વિદ્વાન જોષીજીએ રોચક ભાષાંતર કરીને મંગળાચરણ *પ્રસ્તાવના, વિષયસૂચન અને સમીક્ષાથી* વિભૂષિત કરેલ છે. ગ્રન્થમાં ઓજાતક સાથે પંદર પ્રકરણો છે. ભાષા એટલી બધી સુંદર છે કે; ગ્રન્થ વાંચનારને અતિસુગમ્ય અને માર્ગ દર્શક થઇ પડે તેમ છે.

જોષીજીએ લીધેલ શ્રમ જેટલો પ્રશંસનીય છે એટલોજ અભિનંદનીય પણ છે.

સર્વ સાધારણ જનતાને આ પુસ્તક અતિ ઉપયોગી હોઇ સંગ્રહ કરવા યોગ્ય છે. ક. પ્રા. શાસ્ત્રી.

---

## પ્રકાશકોને-

પોતાના તરફથી બહાર પડેલાં પુસ્તકો અવલોકનાર્થે અમોને મોકલી આપતા રહેવા. મંત્રી

# અવનવા સમાચારો

## દુનિયામાં સાયકલોની સૌથી મોટી પેઢી

### ૧૦ લાખ સાયકલોની નિકાસ

સાયકલના ઉદ્યોગમાં 'રેલે' એ જગમશહુર નામ છે. નોટિંગહામ ખાતેની રેલે ઈન્ડસ્ટ્રીઝ-નામની આ પ્રખ્યાત પેઢીને યુદ્ધના અંત પછી બનાવેલી ૧૦ લાખ જેટલી સાયકલોની અમેરિકા ખાતે નિકાસ કરવાનો પ્રસંગ બ્રિટનના પુરવઠા પ્રધાન મિ. જ્યોર્જ સ્ટ્રૉસના હસ્તે યોજવામાં આવ્યો હતો. તેમને આ પ્રસંગે આ પેઢીને, યુદ્ધના અંત પછી આટલી મોટી સાયકલોનું ઉત્પાદન કરી નિકાસ કાર્યમાં પોતાનો અમ ફાળો આપી બ્રિટનને ૫૦,૦૦૦,૦૦૦ (રૂ. ૬૬-૬૭ કરોડ) ની કમાણી કરી આપવા બદલ અભિનંદન આપ્યા હતા.

હવે રેલે સાયકલોની નિકાસનો આંકડો યુદ્ધ પહેલાના સૌથી વધારેમાં વધારે આંકડા કરતાં પણ ૩ ગણો વધી ગયો છે અને આ સાલ માત્ર પરદેશો ખાતે નિકાસ કરવા માટેના ઉત્પાદનમાં જ સ્વદેશ તથા પરદેશોના ઉપયોગ માટેના યુદ્ધ પહેલાના સૌથી વધારેમાં વધારે કુલ ઉત્પાદન કરતાં ૧૦૦,૦૦૦ સાયકલોનો વધારો થયો છે. પછી આ પેઢી સાયકલોની ૧૫૦ ઉપરાંત નમુનાઓની વિવિધ બનાવટો બનાવે છે.

### દર મિનિટે પાંચ સાયકલોનું ઉત્પાદન

હાલ આ પેઢી દર મિનિટે પાંચ કરતાં વધારે સાયકલોનું ઉત્પાદન કરે છે. અને હજી તો બીજું કારખાનું શરૂ કરી તેમાં વધુ આગળ વધવાની તમન્ના સેવે છે. હાલ આ પેઢી પાસે અમેરિકા અને કેનેડા સહિત ૧૦૦ દેશો ઉપરાંતના ઘરાકોના ( રૂા. ૬૦ કરોડ ) ની કિંમતના ઓર્ડરો છે.

બ્રિટનના પુરવઠા પ્રધાને ઉપરોક્ત પ્રસંગે જણાવ્યું હતું કે ગઈ સાલ અમેરિકાએ સ. ૧૯૩૮ કરતાં ચાર ગણી સાયકલો બ્રિટનમાંથી ખરીદી હતી, જ્યારે કેનેડાને યુદ્ધ પહેલાંના ધોરણ કરતાં પાંચ ગણી-૨૦.૦૦૦ સાયકલોની આયાત કરી હતી.

×

## દુનિયાના સાયકલ સ્વારો માટે નવા નિયમો

સંયુક્ત રાષ્ટ્રો તરફથી આગામી ઓગષ્ટ માસમાં "રસ્તાઓ માટેની અખિલ વિશ્વ પરિષદ" યોજાવાની છે. તેમાં બધા દેશોમાં સાયકલ સ્વારોના પાલન માટે ખાસ નવા નિયમો નક્કી કરવામાં આવશે. આંતરરાષ્ટ્રિય પરિષદમાં ખાસ ચર્ચાના વિષય તરીકે 'સાયકલ વાહન વ્યવહાર' ને આ પહેલી જ વાર રાખવામાં આવ્યો છે.

આ પરિષદના કાર્યક્રમમાં દુનિઆ ભરમાં વાહન વ્યવહારને લગતા નિયમોને પ્રમાણભૂત બનાવવા માટેની કેટલીક મોટી યોજનાઓનો સમાવેશ થાય છે. યુરોપ અને અમેરિકાના વાહન વ્યવહારના અગ્રગણ્ય નિષ્ણાતો તરફથી આ અંગે સૂચનો કરવામાં આવ્યાં છે.

બ્રિટનના નિષ્ણાતોનાં કેટલાંક સૂચનોમાં-સાયકલને તે માટેના રસ્તા પર જ ચલાવવા, બન્ને સાયકલ સ્વારોને સાથે ચાલવાની મનાઈ અને જ્યાં સલામતી માટે જરૂર હોય ત્યાં માત્ર એક જ હારમાં સાયકલો ચલાવવા-વગેરે વગેરે સૂચનોનો સમાવેશ થાય છે.

*

## બ્રિટનમાં વ્યવહારિક જ્ઞાન અંગે અપાતું સામાજિક શિક્ષણ

વિદ્યાપીઠમાં અપાતા માત્ર સૈદ્ધાંતિક શિક્ષણ અને સામાજિક વ્યવહારિક બાબતો વચ્ચે જે અંતર રહે છે તે દૂર કરવા માટે બ્રિટનમાં ઓક્સફર્ડ વિદ્યાપીઠ ખાસ સામાજિક સંશોધનને લગતા શિક્ષણાર્થે નવી કોલેજનો પાયો તેના ચાન્સેલર લોર્ડ હેલિફેક્સના હસ્તે નાખવામાં આવ્યો છે સ. ૧૯૩૭ માં આ જાતની કોલેજ માટે લોર્ડ નાફીલ્ડે જમીન ઉપરાંત પા. ૯૦૦,૦૦૦ ( રૂા. ૧-૨ કરોડ ) આપ્યા હોઈ, કોલેજ સાથે તેમના નામને જોડવામાં આવશે.

## બ્રિટનમાં નાટ્ય ગૃહોનું અનોખું પ્રદર્શન

અત્યાર સુધી બ્રિટનમાં કદી નહી જોવામાં આવેલ એવું અપૂર્વ અને અનોખું-નાટ્ય ગૃહોનું પ્રદર્શન બર્મિંગહેમમાં બિન્ગલી હૉલ ખાતે મે માસની તા. ૨૩ થી જુનની તા. ૧૮ સુધી યોજવાનું છે.

અમગણ્ય નાટય સંસ્થાઓ તરફથી ૫૦ હજાર ચો. ફી. જેટલી વિશાળ જગ્યામાં પોતાના નમુનાઓ રજુ કરવામાં આવશે આમાં ભાગ લેનારાં નાટય ગૃહોમાં–ઓલ્ડ વિક, ધી રોયલ ઓપેરા હાઉસ, કોવેન્ટ ગાર્ડન, સેડલર્સ વેલ્સ અને શેકસ્પીઅર મેમોરિઅલ થીએટરનો સમાવેશ થાય છે.

બિન્ગલી હોલની જોડેની જગ્યામાં, ઇલિઝાબેથના યુગની નાટય કલાની રજુઆત અત્યંત રસપ્રદ નીવડશે. શેકસ્પીઅરનાં નાટકો જે ઐતિહાસિક નાટય ગૃહોમાં પ્રથમ વાર ભજવવામાં આવેલાં તે નાટય ગૃહોનાં મુખ્ય મુખ્ય અંગોનો આ પ્રદર્શનમાં સમાવેશ કરવામાં આવશે

આ પ્રદર્શન સર બેરી જેક્સન અને ગ્રેટ બ્રિટનના કલા સંઘના સહકારથી 'બર્મિંગ્ હામ પોસ્ટ' નામના વર્તમાન પત્ર તરફથી યોજવામાં આવ્યું છે.

×

બ્રિટનમાં પોલીસના પગારનું ઉંચું ધોરણ

બ્રિટનમાં પોલીસ ખાતાની સ્થિતિ સુધારણા માટે તાજેતરમાં પ્રગટ થએલો 'ઓકસી રીપોર્ટ' જો મંજુર કરવામાં આવશે તો સરેરાશ એક પોલીસને અઠવાડિક પ. ૧૦ જેટલી રકમ મળશે.

હાલનું ચાલુ ધોરણ અઠવાડીઆના ૫ ગીની (રૂા ૭૦) હોઇ ૧૦ વર્ષના નોકરી બાદ પા.–૭ (રૂા ૯૩–૫–૦) સુધી જાય પરતુ આ અહેવાલમાં ભલામણ કર્યા પ્રમાણે પોલીસનો પગાર દર અઠવાડિયે પા. ૬–૭–૦ (રૂા, ૮૪–૧૧–૦) થી વધી પા ૮ (રૂા ૧૦૬–૧૧–૦) થાય અને ઉપરાંત પોલીસને ઘર ભાડું, યુનિફોર્મ, નિવૃત્તિ વેતનનો આંકડો વગેરે લક્ષમાં લેતાં અઠવાડીએ બીજા પા. ૩ (રૂા ૪૦) ની ગણત્રી કરવામાં આવી છે

આ નવા ધોરણ પ્રમાણે અને પરિણામે પા. ૩,૮૦૦,૦૦૦ (રૂા ૫–૦૭ કરોડ) થી પા ૪,૦૦૦,૦૦૦ (રૂા. ૫–૩૪ કરોડ) નો ખર્ચ વધશે જ્યારે હાલ પા. ૨૫,૦૦૦,૦૦૦ (રૂા. ૩૩–૩૩ કરોડ) થી પા. ૨૬,૦૦૦,૦૦૦ (રૂા. ૩૪–૬૬ કરોડ) ખર્ચ થાય છે.

*

લંડનમાં હિન્દી વિદ્યાર્થી માટે નવું મકાન

આ વર્ષના અંત પહેલાં લંડનમાં હિન્દી વિદ્યાર્થીઓ માટે નવા મકાનનું બાંધકામ શરૂ થઈ જશે, તેનો ખર્ચ પા, ૭૦,૦૦૦ (રૂા. ૯–૩૩ લાખ) અંદાજવામાં આવે છે.

આમાં સૌથી મોટો ફાળો–પા. ૧૨,૭૦૦ (રૂા. ૧–૬૦ લાખ) વાય, એમ. સી. એ. (યંગ મેન્સ ક્રિશ્ચિઅન એસોસિએશન) ની આંતરરાષ્ટ્રિય સમિતિ આપશે. હિન્દ સરકારે પા. ૧૦,૦૦૦ (રૂા ૧–૩૩ લાખ મંજુર કર્યાં છે.

હાલ હિન્દી વિદ્યાર્થી સંઘની ૧૧૨ ગાઅર સ્ટ્રીટ ખાતે આવેલી જગ્યા લંડનની વિદ્યાપીઠના ઉપયોગ માટે લેવામાં આવશે. અને બદલામાં હિન્દી વિદ્યાર્થી સંઘને ફિટ્ઝ રોય સ્ટ્રીટ વિદ્યાપીઠ વિદ્યાર્થીઓના વસવાટ માટેના સ્થાન તરીકે જાણીતા વિસ્તારમાં જગ્યા મળશે.

*

બ્રિટનમાં કંઠમાળાથી નીપજતા મરણના પ્રમાણમાં થએલો અસાધારણ ઘટાડો

બ્રિટનમાં છેલ્લાં સાત વર્ષથી કંઠમાળથી નીપજતા મરણના પ્રમાણમાં એકધારો ઘટાડો થઇ રહ્યો છે સ. ૧૯૪૧ મા મરણનો આંકડો ૨,૪૬૧ હતો જ્યારે ગયે સાલ તે આંકડો માત્ર ૧૫૦ જેટલો નોંધાયો હતો.

આરોગ્ય ખાતાએ સ ૧૯૪૧ થી કંઠમાળ નિવારણની જેહાદ શરૂ કર્યા પછી આ જીવલેણ રોગનું પ્રમાણ એકધાઈ ઘટતું રહ્યું છે. સ. ૧૯૪૧ માં સુમારે ૫૧,૦૦૦ દર્દીઓ નોંધાયાં હતાં. જ્યારે ગઈ સાલ માત્ર ૮,૦૨૪ નોંધાયા હતા

આ રોગને નિષ્ફળ કરવા માટેના પ્રયત્નો અવિરત ચાલુ જ છે

પ્રકાશક : ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા 'શ્રીમોથ કાર્યાલય' મીરઝાપુર રોડ, અમદાવાદ.
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ ધી નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ ઘીકાંટા રોડ અમદાવાદ.

ગૃહ સંસ્કાર આપતું સ્ત્રીઓનું માસિક પત્ર




વર્ષ ૯૩ | જુલાઈ | અંક ૭ મો.

## જરા વાંચો

રાણી રૂવે રોટલે ને
ગોલી ખાય ગોળ.

લૂખો તોય રાંડના
હાથનો રોટલો.

દેહનું ઢાંકણ રોટલો,
ઘરનું ઢાંકણ ઓટલો

ઘડાનું ઢાંકણ ઠીકરી,
માનું ઢાંકણ દીકરી

રૂપીયાનો રોટલો,—
ને અડધાની ઘેંસ.
તોય સાસુ ના કહે,—
કે વહુ ખાવા બેસ.

રોટલા ઘડતાં છીંકે નાક,
ઠામ ઉટકતાં માંજે હાથ,
ઉડતી માખનો વાળે ઘાણ,
કુંવડ નારનાં એ એંધાણ.

વાંકા ચૂંકા પણ વહુનારોટલા.
વહુ-સુધી કાંઇ વડાં હોય?

દેરાની જેઠાણીની,
ગોઠડીમાં સકકરપારા
ને નણંદ ભોજાઇની,
ગોઠડીમાં અંગારા.

દીકરી ને રાંધ્યું ધાન,—
વાસી ન રખાય.

ગોળ વિના જેવો કંસાર,
સ્ત્રી વિના તેવો સંસાર.

કંદોઇની દીકરી,
ખાજું દેખી રહી છે.

ડાહી વહુને તેડાવો,
અને ખીરમાં મીઠું ન ખાવો.

ચંપકલાલ શાહ

## વીજળી

વીજળી ચમકે ને વ્યોમે,
આવે રમવાને શું લોભે ! વીજળી ૧

ચમકી ચમકી ને જાતી,
જાણે કંચન વેલ રચાતી. વીજળી ૨

સજ્જડ બાંધ્યા રે એણે,
રૂડા સ્નેહ મેહ સહ વેણે. વીજળી ૩

જનમ જનમની રે જોડી,
પ્રીતિ જાય ન કોથી તોડી. વીજળી. ૪

જાય વિદેશે રે જ્યારે,
પિયુડા રહે છુપાઈ ત્યારે. વીજળી. ૫

વસિયો આવે રે જ્યારે,
બેસે જઈ ઉછંગે રે. વીજળી. ૬

પતિને ખોળે રે આવી,
બેસે મધુરં મુખ મલકાવી. વીજળી. ૭

વડોદરા જગજીવનદાસ મોદી.



## સ્રીઓનું વ્યકિતત્વ—

સ્રી તે મનુષ્ય વ્યક્તિ નથી, પરંતુ બીજાને આશ્રયે રહેવા, બીજામાં સમાઇ જવા સરજાએલી છે, એ માન્યતા જગતભરમાં થોડે ઘણે અંશે વ્યાપેલી છે. જેમ જેમ તેમનામાં જાગૃતિ આવતી જાય છે તેમ એ ભાવના હઠાવવા તેઓ મથે છે. આ માન્યતાના પ્રતીક રૂપે સ્રી લગ્ન કરે એટલે પતિમાં અને તેના કુટુંબમાં સમાઇ ગયેલી ગણાઇ તેનું નામ બદલાય એટલે કે અટક Surname તો બદલાય પરંતુ ઘણી કોમો અને સ્થળોમાં બાઇનું નામ પણ નવું આપવામાં આવે છે. અમારી એક મંડળીમાં સભ્યોનાં નામ વાંચવામાં આવતાં એક પ્રસંગે 'વિમળા જોશી' એમ સાંભળી આંચકો લાગ્યો વિમળા થોડા જ વખતપર સ્વર્ગવાસી થએલી. પૂછપરછ કરતાં જણાયું કે વિમળાના મૃત્યુ પછી એકાદ માસમાં તેના પતિએ ફરી લગ્ન કરેલું અને તેમની કોમના રિવાજ મુજબ જે કન્યા સાથે લગ્ન થયું, તેને આગળની પત્ની વિમળાનું નામ આપ્યું ને જોશી અટક તો આવેજ એટલે જાણે કે વિમળા જોશી મરણ પામી જ નથી, નવી જે કોઈ બાઈ આવી તેને સ્વવ્યક્તિ હોય જ નહિ તેમ તે વિમળા જોશી બની ગઈ ।

બ્હેનોને પણ આ સ્વત્વ ડૂબી જવામાં કાંઇ લાગતું નથી તેઓ તો હર્ષથી કુલાઇ નામફેર અટકધારણ કરવામાં ગર્વ માને છે–એ પણ બલિહારી છે. વિ. ર. નિ.

## સ્રીઓનું સ્થાન—

સ્રી દાસી નથી ને પુરૂષ જાલીમ નથી, પણ બંને એક ઉચ્ચતર આદર્શની સેવાને વરેલાં છે. અને તેમની વૈયક્તિક વૃત્તિઓને તેમણે એ આદર્શ આગળ ગૌણ માનવાની છે.

એક બીજાં વચ્ચે અભિરૂચિ ને સ્વભાવ; આદર્શો ને આસ્વાદો એ બધી બાબતોમાં અભિન્નતાવાળાં સ્રી–પુરૂષોનાં જોડાં નવલકથાઓ સિવાય બીજે કયાંય જોવાં નથી મળત, એ બેની વચ્ચે એવોં તો કંઈક ભેદ હશેજ, કે જે ટળ્યો ટાળી નહિ શકાય. માટે આ ભેદોનો ઉપયોગ સુરીલું, સંવાદી જીવન પેદા કરવા માટે કરવો એ લગ્ન પ્રથાનું મુખ્ય કામ છે. વિવાહિત જીવન ધીરે ધીરે અને બહુ જ ધીરજપૂર્વક પ્રયત્ન કરીને જ સુખી બનાવવું જોઇએ.

પતિપત્ની વચ્ચે સ્વભાવની વિષમતા જ જો લગ્નવિચ્છેદનું પૂરતું કારણ હોય તો સમાજમાંના ઘણાને છટાછેડા કરવા વખત આવે.

આપણાં ધર્મશાસ્ત્રોમાં સ્રીઓનાં કર્તવ્યો પુરૂષના કર્તવ્યથી ભિન્ન ગણ્યાં છે ખરાં, પણ સ્રીઓ પુરૂષથી હલકી છે એવું સૂચન તો જરાયે નથી.

હિંદુ જીવનદર્શન] —રાધાકૃષ્ણન.

☆

ન
વ
લિ
કા

# એક જ ભૂલ

લેખક:
શ્રી. નરહરીપ્રસાદ ભટ્ટ

"જો વિમલા આ વાંચ."

"તમે તો મને દર વખતે કંઇ ને કંઇ વાંચવાનું જ આપવાના."

"આજે છેલ્લી વખત આ આપુ છું."

"ના આજે હુ એ નહિજ વાંચુ. મ્હારે તો તમારી સાથે વાતો કરવી છે"

"જ્યાં સુધી તું એ વાંચીશ નહિ ત્યાં સુધી હું ત્હારી સાથે વાતજ કરવાનો નથી."

"ના બસ આજે હું વાંચવાનીજ નથી. કોઇકવાર મળો છો, તેમાંયે પાછું સાથે વાંચવાનું લેતા આવવાના. જ"

"પણ હવેથી નહિ લાવું, આજે તો વાંચી લે."

"ના. મારે આજથીજ વાંચવું નથી"

"તો પછી ત્હારી ઇચ્છા" કહી સુધીર ચાલવા માંડ્યું. એ થોડે સુધી ગયો ત્યા સુધી વિમળા કંઇજ બોલી નહિ. સુધીર પણ બોલ્યો નહિ.

વિમળા ધારતી હતી કે થોડે દૂર જઈ સુધીર પાછો ફરશે પણ એવું કાંઈ બન્યુ નહિ એટલે એનાથી બોલી જવાયું.

"સુધીર; હું વાંચું છું લાવો."

વિમળાના આ શબ્દો સુધીરે સાંભળ્યા છતાં તેણે તો ચાલવાની ક્રિયા ચાલુજ રાખી. વિમળાથી નજ રહેવાયું. તે દોડી; જઇને તેણે સુધીરનો હાથ પકડ્યો.

"જરી જરી વાતમાં ચીઢાઇ શાના જાવ છો?" આછી રીસ તથા બનાવટી ગુસ્સા સાથે વિમળાએ સુધીરને ધમકી આપી.

"એમાં ચીઢાવાનું શું છે! ત્હારે મ્હારૂં કહ્યું નથી માનવું તો પછી હું ત્હારૂં કહ્યું પણ શાનો માનું?"

"સારૂ બહુ થયું હવે. લાવો." એમ કહી વિમળાએ સુધીરના હાથમાંની ચોપડી લઇ લીધી ને આપણી બોલી "એવા પ્રગટ્યા છો!"

ચોપડી ઉઘાડી વિમળાએ વાંચવું શરૂ કર્યું. અંદર એક ફકરો એવો હતો, જેના પર સુધીરે લાલ પેન્સીલથી નિશાની કરી હતી. નિશાનીવાળો ભાગ વાંચી રહી વિમળા બોલી તે આમાં મને શું વંચાવો છો? મ્હને પણ આ સવિતા જેવી ધારી?"

"ના, ના. ત્હને કોણ સવિતા ધારે છે! પણ જો આમાં સવિતા અને નવીનચંદ્રને પહેલાં કેટલો બધો પ્રેમ હતો. સવિતાએ નવિનચંદ્રને કેવાં કેવાં વચનો આપ્યા હતાં! જતાં

એ બધુંજ પાછળથી ભૂલી ગઈ." પણ આ-તો નવલ કથા છે ને ?"

"હા ! અને આપણાં જીવન પણ ક્યારે નવલ કથા સમ નથી હોતાં ?"

"તમારૂં હશે. મારૂંતો નથી. તમે કદાચ ધારતા હશો. કે હું કાચા પોચા હૃદયની છું પણ એ તમારી ભૂલ છે."

"ના. એ ભૂલ તો હું કરૂં એવો નથી. પણ તું જાણે છે. કે દુનિયાની નજરે મ્હારી કિંમત કેટલી છે."

"દુનિયાની નજરે ગમે તેટલી હોય તેનું મ્હારે કામ પણ શું છે? પરંતુ આજે એની બધી વાતો શાના કરો છો ? નકામો વખત બગડે છે."

ત્યાર પછી વિમળા અને સુધીરે ઘણી વાતો કરી અને બંને છુટાં પડયાં.

× × × ×

સુધીર એક સંસ્કારી છતાં ગરીબ યુવક હતો. એટલો ગરીબ નહિ કે ખાવાનું પણ ના મળે એના માતાપિતા મૃત્યુ પામ્યાં હતાં, તેઓ સુધીર કાજે થોડા ઘણા પૈસા મુકતા ગયા હતાં એ પૈસાના પ્રતાપે સુધીર અભ્યાસ અને અડ-ચણો વટાવી એમ બી. બી. એસ. થયો હતો. પિતાના પૈસા ભણવામાં લગભગ ખર્ચાઇ ગયા હતા. જે થોડા ઘણા બાકી રહ્યા તેમાંથી એક ડીસપેન્સરી ઉભી કરી પોતાનો જીવન નિર્વાહ ચલાવતો હતો.

વિમળા એક ધનાઢ્ય ગ્રહસ્થની પુત્રી હતી. તેણે બી. એ. ની પરીક્ષા સારા માર્કસ મે-ળવી પસાર કરી હતી. બાપની શ્રીમંતાઇને લીધે તે સુખચેન તેમજ વૈભવ વિલાસમાંજ ઉછરી હતી.

સુધીર અને વિમળા બંને જ્યારે ભણતા ત્યારે વર્ગમાં હોંશિયાર લેખાતાં. એ હોંશિયારી માંથી મૈત્રી પરિણમી અને મૈત્રીમાંથી સ્નેહનાં ઝરણાં ફુટયાં.

સુધીરના સીધા અને સાદા જીવનમાં વિમ-ળાએ આકર્ષક તત્વો ભાળ્યાં અને તેને પણ એવું જીવન જીવવાનો ધીમે ધીમે મોહ ઉત્પ-ન્ન થયો.

પ્રણય પંથ પર તેઓ આગળ વધે તે પહેલાં જ સુધીરે વિમળાને જણાવી દીધેલું.

"વિમળા, આજે ત્હને સાદા જીવનમાં મઝા દેખાય છે. પરંતુ જ્યારે બધી લીલા લ્હેર છોડી સાદાઇ ધારણ કરવાની ફરજ પડશે ત્યા-રે તું અકળાઇ જઈશ."

વિમળાએ સુધીરની એ વાતને તે વખતે હસી કાઢેલી. વિમળાના સગાં વહાલાં જ્યારે તેના લગ્નની વાતો કરતાં થયાં ત્યારે વિમળા એ બધાને ખુલ્લે ખુલ્લું જણાવી દીધું કે તે પોતાની ઇચ્છા પ્રમાણેજ લગ્ન કરવાની છે. માટે તેના લગ્ન વિષે કોઇએ જરાએ ચિંતા કરવી નહિ.

વિમળાના વિચારો જાણી સગાં વહાલાં ખળભળી ઉઠયાં અને જ્યારે તે બધાંએ જાણ્યું કે વિમળા સુધીર સાથે લગ્ન કરવા માગે છે. ત્યારે લગભગ બધાંજ તે સામે વિરોધ દર્શા-વવા મંડી પડયાં. વિમળાના પિતા સુધરેલા હતા. અને પોતાની છોકરી પર પ્રેમ કરતા હતા. આથી તેમણે સગાં વહાલાંની પરવાર ન કરતાં સુધીર સાથે વિમળાનાં લગ્ન કરી નાખ્યાં.

પોતાને મનગમતા પાત્ર સાથે પરણવાનું મળવાથી વિમળા તેમજ સુધીર બંનેને ઘણો આનંદ થયો. અને લગ્ન પછી તેઓ પ-ણ આજ આનંદમાં દિવસો વિતાવવા લાગ્યાં.

ઘરનું કામકાજ કરવા વિમળા ટેવાયેલી ન હતી તે ઉપરાંત તેને ઘરે બેસી રહેવાનું પણ ગમતું ન હતું આથી તેણે એક શિક્ષિકાની નોકરી શોધી કહાડી ને એ રીતે દિવસો પસાર કરવા લાગી.

શરૂઆતમાં બંને પતિપત્નિ એક બીજા ને જોતાં ઘેલાં બની જતાં. વખત જતાં એ ઘેલછા ઓછી થતી ગઇ.

સુધીરનું હૃદય લાગણીપ્રધાન હતું. ખાસ કરીને ગરીબો પ્રત્યે તેને બહુજ હમદર્દી હતીઆથી તે ઘણીવાર પોતાની ડીસ્પેન્સરી બંધકર્યા પછી ગરીબ દર્દીઓની મુલાકાતે જતો. એમ કરવા જતા ઘણી વાર તેને ઘરે આવતાં મોડું થઇ જતું. વિમળાને એ ગમતું નહિ. તે ઘણીવાર સુધીરને કહેતી કે બીજાઓ માટે તમે તમારા જીવનનો આનંદ શા માટે ગુમાવો છો? હું અહીં તમારી રાહ જોતી બેસી રહું ને તમને મ્હારી પડીજ નહોય એમ ગમે ત્યારે આવો છો.

સુધીર ત્હેને સમજાવી કહેતો. "એમ ન બોલ વિમળા! બિચારા ગરીબ લોકો દુ:ખી હોય છે." વિમળા સુધીરના પ્રશ્નો ભણુ કાંઇ ને જવાબ આપતી.

એક દિવસ ડીસપેન્સરી બંધ કરવા વખત થવાને થોડીવાર હતી ને વિમળા ઘરેથી નીકળી બરાબર બંધ થવાને વખતે સુધીરના નાના દવાખાને આવી ત્યારે નોકર દરવાજો બંધ કરી રહ્યો હતો.

"કેમ! ડોકટર સાહેબ ક્યાં ગયા છે?"

"થોડા વખત પરજ એક બાઇ સાથે બહાર ગયા છે."

"બાઇ સાથે?"

"હાજી."

સુધીર મોડો ઘરે આવ્યો ત્યારે વિમળા ગુસ્સો ચઢાવી ખાટલામાં પડી હતી. સુધીરે તેને એક બે વખત બોલાવી છતાં તે બોલી નહી. સુધીર જેવો ત્હેનો હાથ પકડવા ગયો એવી તે ભણુ છણી ઉઠી.

"હું જાણું છું. તમે રોજ ક્યાં જાવ છો તે."

"ક્યાં જાઉ છું?".

"નહોતી ધારતી કે તમે મ્હને આમ ફસાવશો. ગરીબોની મદદ કરવાને બહાને બૈરાંઓ જોડે રખડવા જવું હતું તો પછી મ્હારી જોડે પરણ્યા શું કરવા?"

"કોણ કહે છે કે હું બૈરાં જોડે રખડવા જાઉ છું."

'આજે મે મારી નજરે જોયા તે નહી."

"તું ભુલે છે. આજે એક સ્ત્રી સાથે હું ગયો હતો. પણ તે તેના ધણીની સારવાર કરવા તેની સાથે રખડવા નહિ."

"કશું નહિ એ તમારાં બ્હાનાં છે. તમે મ્હારૂં જીવન ખરાબ કરી નાંખ્યું. મ્હે વળી ગરીબ જાણીને......"

મ્હારા ઉપર દયા કરી એમ?"

"હાસ્તો વળી. નહિ તો તમારી સાથે હું પરણુ? મ્હારે શી ખોટ કે ગરજ હતી?"

"તો હજીએ તને કોણ રોકે છે મ્હારૂં ઘર ત્હને ન ગમતું હોયતો હજીએ તું જઇ શકે છે. ત્હને કોઈ રોકતું નથી."

"હવે એમ કહેવાય છે, જઇ શકે છે પણ મ્હારી જીંદગી ખરાબ કરીનાખી ત્હેનું શું હું ન્હોતી ધારતી કે માણસો અંદરથી જુદા અને બહારથી જુદા હોય છે. શરમ આવવી જોઇએ છે."

"વિમળા!બસ. હવે બંધ કર."

"નહિ કરૂ. હું કોઇની ગુલામ નથી."

ગુલામ ન હો તો ભલે. પણ યાદ રાખજે કે તું એક સ્ત્રી છે."

"અહોહો? હું ન્હોતી ધારતી કે તમારામાં આટલો બધો મિજાજ હશે......"

સુધીરનો ગુસ્સો હાથથી ગયો. તે એકદમ વિમળા પાસે ધસી આવ્યો ને જોરથી બોલ્યો.

"બસ બંધ કર હવે."

"જા, નહિ કરૂં. તું શું કરવાનો હતો?" વિમળા પણ ક્રોધે ભરાઇ બોલી,

સુધીરે ગુસ્સામાં આવી વિમળાને એક તમાચો ખેંચી કાઢયો. વિમળાએ પણ મિજાજ ગુમાવી સુધીરને એક તમાચો ખેંચી કાઢયો. સુધીરનો ક્રોધ વધ્યો, તેણે વિમળાને વધારે જોરથી મારવા હાથ ઉગામ્યો પણ કોણ જાણે કેમ એ ગમ ખાઇ ગયો. તેણે હાથ પાછો નીચે મૂકી દીધો. ત્યાં તો વિમળા વળી બોલી.

"શેતાન. પાછો મારવા આવે છે."

સુધીરે એનો જવાબ ન આપ્યો. પહેરેલાં કપડે તે બહાર નીકળી ગયો.

બીજે દિવસે એક બાઇ વિમળાને ત્યાં આવી. વિમળાનો ક્રોધ જરા નરમ પડયો હતો.

" બાઇ સાહેબ, ડોકટર સાહેબ કયાં ગયાં છે?

" કેમ? શું કામ છે? "

" મ્હારે ઘેરે બહુ ભારે માંદગી છે. "

" આજે ઘેરે નથી. જા બીજા કોઇ ડાકટર પાસે જા. "

"હાય હાય" બાઇની આંખો ભરાઇ આવી. એમના વગર અમારી ગરીબની કોણ દયા કરે એમ છે? બાઇ સાહેબ બીજા ડોકટરો તો શી માગશે, ને અમારી પાસે તો પાઇ પણ નથી, "

"ચાલ હું ત્હારી સાથે આવું છુ" એમ કહી વિમળા પેલી બાઈ સાથે ગઈ. એ બાઇનો ધણી ઘણોજ માંદો હતો. બાઈ તેમજ તેના ધણીએ સુધીરના ઘણાંવખાણ કર્યા." વખાણના પ્રત્યેક શબ્દે વિમળાનું હૃદય કોરાતું હતું. વિમળાએ બાઇને પૈસા આપ્યા ને બીજા ડોકટરની વ્યવસ્થા કરી આપી.

એક પછી એક દિન વિતવા લાગ્યા વિમળા રોજ સુધીર આવવાની વાટ જોતી, પણ કોણ જાણે સુધીર કયાં ગયો હતો? સુધીરના દવાખાનેથી રોજ ગરીબ દર્દીઓના ટોળા નિસાસા નાખતાં પાછા ફરતાં હતાં,

વિમળાને બહુ પસ્તાવો થવા લાગ્યો, સુધીર એક પાઈ પણ લીધા વગર પહેરેલા કપડે ચાલ્યો ગયો હતો, એ શું કરતો હશે? કયાં રહેતો હશે? કયાં સુતો હશે? શું ખાતો હશે? વગેરે વિચારો એ વિમળા રડી ઉઠતી,

વિમળા દિવસો ગણતાં થાકી ને છેવટે તેને મહિના ગણવા પડયા. સુધીરની બને ઓરલી તપાસ કરાવી પણ તેનો પત્તો ન મળ્યો તે નજ મળ્યો,

કાળી ભમર રાત હતી, વિમળા સુકાઈને લાકડા જેવી થઇ ગઇ હતી, એની આંખોનાં તેજ ઝાંખાં થવા લાગ્યાં હતાં, રાતના બેના ટકોરા ઘડિઆળમાં હમણાંજ થઇ ગયા હતા, વિમળા એક ખાટલામાં ઉઘાડી આંખે પડી હતી, તેના મગજમાં વિચારોની પરંપરા ચાલતી હતી, પાસે એક ઝાંખી બત્તી બળી રહી હતી.

" ટક ટક " કોઇએ બારણાં પર ટકોરા માર્યા, વિમળાએ ઉઠી બારણું ઉઘાડયું, કોઈ સુકાએલા ચ્હેરા વાળો, ગંદા કપડાવાળો અશક્ત માનવી બહાર ઉભો હતો, વિમળા ગાંડાની જેમ એને જોઈ રહી.

" વિમળા હું નહોતો જ આવવાનો, પણ મરતાં પહેલાં એક વખત તારૂં મ્હો જોવું હતું. વિમળા, ત્હને હું ભુલવા ગયો પણ ન ભુલી શકયો, "

વિમળા બહાવરી બની એને અંદર ખેંચી લીધો ને દ્વાર બંધ કરી દીધું, અશક્ત સુધીર ચટાઇ પર બેસી ગયો. વિમળાએ એના ખોળામાં માથું નાખી આંસુના રેલા વહાવ્યા સુધીરની આંખમાંથી પણ આંસુનાં બુંદ વિમળાનાં મસ્તક પર ટપકતાં હતાં,

પ્રેમ આંધળો છે. ને ઘણી વાર આંધળા કાર્યો કરી બેસે છે, છતાં એનુ અસ્તિત્વ હૃદયમાં લોપ થઈ જાય છે એમ કોણ કહી શકશે?

અને વિયોગની વેદનામાં બળી રહેલાં સુધીર વિમળા પશ્ચાતાપના અગ્નિમાં બળી શુદ્ધ થઈ એક બીજાના સહવાસથી પાછા જીવનમાં હસતાં રમતાં થઇ ગયાં એ કહેવાની જરૂર છે શું?

★ ★ ★ ★

# આજની નારીની બધી જરૂરીઆતોને પહોંચી વળે છે.

# ગૃહકાર્યને હળવું બનાવી જીવનનાં અનેરાં આકર્ષણો



આજની નારીના ગૃહકાર્યમાં મદદ રૂપ નીવડે તેવાં અનેક વિવિધ સાધનો અને તેના જીવનને સુંદર, આકર્ષક અને ભર્યું ભર્યું બનાવે તેવી અવનવી અને ઉત્તમ બનાવટો આજે બ્રિટનમાં બની રહી છે.

બ્રિટનમાં શાન્તિકાળની પુનઃ સ્થાપના સાથે ઉત્તમ કોટિની બનાવટો માટે પ્રજાનાં આકર્ષણ અને ઈચ્છા વર્તાઈ આવે છે. ત્યાં નૂતન પ્રગતિશીલ જીવન ધોરણ પુનઃ દ્રષ્ટિગોચર થાય છે, તે સુંદર અને આકર્ષક વસ્તુઓ માટેના આગ્રહ સાથે તેની અનેકવિધ ઉપયોગિતા અને સંગીનતા પ્રત્યેના તેના પ્રેમ દ્વારા વ્યક્ત થાય છે. બ્રિટનના ઉત્પાદકો દુનીઆની નાડને બરાબર પારખી, આજના પરિવર્તનને અનુરૂપ બની, ઉત્કૃષ્ટ કોટિના અવનવા, આકર્ષક અને ઉપયોગી માલનું ઉત્પાદન કરી રહ્યા છે, આ બનાવટો વીસમી સદીની નારીની બધી જરૂરીઆતોને પહોંચી વળે છે તેને સંતોષ અને સુખ આપી શકે છે.

## રસોડાને લગતો અદ્યતન સામાન

ઘરકામ એ હવે વૈતરું રહ્યું નથી. આજનાં અદ્યતન સાધનો સાધનો દ્વારા ઘણાં ખરાં ગૃહકાર્યો સરળ બની ગયાં છે. અને તેથી આજની નારીના સમય અને શક્તિ બન્નેનો બચાવ થઈ તેના જીવનને રાહત અને રોશની પ્રાપ્ત થાય છે. સ્ત્રી એ 'રસોડાની રાણી' કહેવાય છે એટલે રસોડાનો વિભાગ અદ્યતન અને આકર્ષક તે જરૂરી છે. તેમાં ઉપયોગમાં આવતી બધી ચીજો જો છેલ્લામાં છેલ્લી ઢબની હોય અને તેણીના કાર્યમાં વધુ મદદરૂપ થઇ પડે તેવી હોય તો તો જ તે આશીર્વાદ રૂપ લેખાય. અહિં આપણે કેટલીક અદ્યતન ચીજોનો ઉલ્લેખ કરીશું :

શ્વેત પાતળા અર્ધ પારદર્શક એનેમલ, સ્વચ્છ પોલાદ અથવા તો પારદર્શક પ્લાસ્ટિકના ખાળ, ૭૫ ટકા જેટલા બળતણ અને સમયનો બચાવ કરે તેવા રસોઈ તૈયાર કરવાનાં સાધનો (કુકર), રસોડામાં જ્યારે જોઈએ ત્યારે ગરમ થોડા પ્રમાણમાં પુરુ પાડતું સાધન, 'ઇલેક્ટ્રોલુક્ષ' નામનું રેફ્રીજેટર (શીતલકારક યન્ત્ર), પાણીને ગાળીને ચોખ્ખું બનાવવા માટેનું હેરવી ફેરવી શકાય તેવું યન્ત્ર અને એકી વખતે ૫-૫I. વજન જેટલાં કપડાં ધોઇ શકાય તેવું યાન્ત્રિક સાધન......વગેરે વગેરે આપમેળે કામ કરતાં યાન્ત્રિક સાધનો દ્વારા આજની નારીનું ગૃહકાર્ય ઘણુંજ સરળ બની ગયું છે.

## અદ્યતન અને આકર્ષક રાચરચિલું

બ્રિટનમાં આજે ગૃહઉપયોગી રાચરચિલામાં કેટલીક અદ્યતન બનાવટો એટલી સુંદર, આકર્ષક અને ઉપયોગી બની રહી છે કે ગમે તેવો વિચક્ષણ અને વિવેકી ખરીદનાર તે જોઇને ખુશખુશાલજ બની જાય. રાખદાની (એશ ટ્રે)થી માંડી રેડીઓ કેબીનેટ જેવાં વિવિધ સાધનોમાં વિવિધ રંગોની યોગ્ય મીલાવટ દ્વારા તૈયાર થએલી સોભા-શણગાર માટેની વસ્તુઓની બનાવટોમાં 'પ્લાસ્ટિક'નો બહુ મોટો ઉપયોગ થાય છે. માટી, કાચ,

વધી અને તે મરણ પર્યંત ચાલુ રહી કેટલાક લોકો જે તે વખતે તકલી ફેરવતા હતા–ચરખા ચલાવતા હતા પણ હવે બધું મુકી દીધું છે પણ શ્રીમતી ગોખલેએ એ કામ મરણ સુધી ચાલું રાખ્યું હતું, કારણ કે ગાંધીજીએ એ વાતને તેમને સારી રીતે સમજાવી હતી કે જે સુતર કાંતે તે ખાદી પહેરે અને જે ખાદી પહેરે તે સુતર કાંતે. ગાંધીજીના આ સુત્રનું આજે કેટલા કાર્યકર્તાઓ પાલન કરે છે એ તો ભગવાન જાણે!

શ્રીમતી ગોખલેનું કાર્યક્ષેત્ર મુંબઈ હતું. તેઓએ હિન્દ મહિલા સમાજની સ્થાપના કરી હતી. મહિલાઓની પ્રગતિ થાય એ ઉદેશ્ય વડે તેમને શિક્ષણ આપવામાં આવતું હતું. હિન્દ મહિલા સમાજમાં સુતર કંતામણ, શીવણ–ગુંથણ વગેરે પ્રકારનું શિક્ષણ અપાતું હતું. થોડા વખત ઉપર જ હિંદ મહિલા સમાજની રજત જયંતિ ઉજવાઈ હતી એ વખતે શ્રીમતી ગોખલેએ ઇમારત બાંધવાને માટે પીસ્તાલીસ હજાર રૂપિયા એકઠા કર્યા હતા. ઇ. સ ૧૯૨૮ થી આજ સુધી તેઓએ ઉત્તમ સંસ્થાની તન–મન–ધનથી સહાયતા કરી તથા મુંબઇમાં એક આદર્શ સંસ્થાને સફળતા પૂર્વક ચલાવવાનું માન એમણે મેળવ્યું હિંદ મહિલા સમાજ સંસ્થાન શ્રીમતી અવંતિકાબાઈ ગોખલેનું જીવતું–જાગતું સ્મારક છે. અને તેઓની યાદ હંમેશને માટે રહેશે, તેઓ મરી જવા છતાં આજે અમર છે.

તેઓએ જે રીતે સામાજિક કામોમાં ભાગ લીધો હતો તે પ્રમાણે મુંબઈના રાજકિય જીવનમાં પણ તેમનો મહત્વનો હિસ્સો જ હતો, તેઓ મુંબઈ કોર્પોરેશનનાં સભ્ય અને સ્ટેન્ડીંગ કમીટીનાં પણ સભ્ય હતાં સને ૧૯૧૫ થી તેઓ અખિલ ભારતીય કોન્ગ્રેસ કમીટીનાં સભ્ય હતાં. અને મુંબઈ પ્રાંતિક કોન્ગ્રેસ કમીટીની કાર્યવાહી મંડળમાં પણ તેમને રાખવામાં આવ્યાં હતાં. ગોરગામ જીલ્લા કોન્ગ્રેસ કમીટી સાથે તેમનો ઘનિષ્ઠ સંબંધ હતો.

લોકમાન્ય તિલકની 'હોમરુલ' ચળવળમાં તેઓ એ ભાગ લીધો હતો. સામુદાયિક અસહકાર, ખીલાફત, રોલેટ એક્ટ વિરોધી ચળવળ અને સવિનય અવજ્ઞા આંદોલનમાં પણ તેમણે ભાગ લીધો હતો. તેમને સને ૧૯૩૦ માં મુંબઈ પ્રાંતિક કોન્ગ્રેસ કમિટીનાં કાર્યાધિકારિણીના રૂપે ગીરફતાર કરવામાં આવ્યાં હતાં.

તેમનું વ્યક્તિગત જીવન સરળ, નિર્મળ અને પવિત્ર હતું. તેઓ નિખાલસ કાર્યકર્ત્રી અને અનુશાસન પર ચાલવા વાળાં વીર રમણી હતાં. તેઓ સુધારાવાદી તો હતાં પણ ભારતિય સંસ્કૃતિ અને પ્રાચીન પરમ્પરાનું પાલન તેઓ બરાબર કરતાં હતાં. દરરોજ સ્નાન કરીને તેઓ તુળસીનું પુજન કરતા અને પાણી ચઢાવતાં હતાં. તેઓ પોતાના હાથે કાંતેલા સુતરની ધોતી ગાંધીજીને દર વરસે મોકલતાં હતાં અને ગાંધીજી પ્રાપ્તિ સ્વીકાર મોકલાવતાં સ્વહસ્તે લખતા કે તમારો 'પ્રસાદ' મળી ગયો. મહાત્માજી આગાખાન ભવનમાં જ્યારે કેદમાં હતા ત્યારે પણ ધોતી મોકલવામાં આવી હતી.

અવંતિકાબાઈના મરણથી મુંબઈએ એક તપસ્વીની કાર્યકર્ત્રી અને દેશે નિસ્પૃહ સમાજ સેવીકા ગુમાવી છે. ઇશ્વર એમના દિવ્યાત્માને શાન્તિ આપે એવી પ્રાર્થના છે અને નારી વર્ગને તેઓએ બતાવેલા માર્ગ પર ચાલવાની સ્ફુર્તિ અને પ્રેરણા આપે.

સં. કેશવલાલ પરેલ.

# નવીન હિંદુ કાયદો

લે. શ્રી. કેશવપ્રસાદ દેસાઈ બી. એ. એલ. એલ. બી.

હિંદુ કોડ નામે કાયદાનો ખરડો હિંદપાર્લામેંટમાં રજુ થવા માટે તૈયાર થયેલો છે, તે સબંધી હમણાં સર્વત્ર પુષ્કળ ચર્ચા ચાલે છે. પચાસ ઉપરાંત વર્ષથી હિંદમાં સામાજિક જાગ્રતિ આવી છે. અંગ્રેજોએ જ્યારે હિંદમાં કાયદા રચ્યા ત્યારે હિંદુ અને મુસલમાન વર્ગોને ખુશ રાખવાના હેતુથી તેમના લગ્ન અને વારસા સંબંધી કાયદાઓ રચ્યા નહિ. પરંતુ તેમનામાં ચાલતી રૂઢીઓ અથવા તેમના ધર્મના આદેશને આ વિષયો સબંધી કાયદા રૂપ ગણવામાં આવ્યા. આને લીધે સમાજમાં ઘણીજ ગડબડ થવા લાગી. હિંદુધર્મ પ્રમાણે કોઈ અમુક કાયદો ક્રમવાર લખેલો અસ્તિત્વમાં હતો યે નહિ અને છે પણ નહિ. મનુ, યાજ્ઞવલ્કય, વગેરે ઋષી મુનિઓને નામે જે સ્મૃતિઓ જાણવામાં હતી તે સ્મૃતિઓનો આ બાબતમાં આધાર લેવામાં આવ્યો. આ કાયદાઓનો અમલ શરૂના વર્ષોમાં અંગ્રેજ ન્યાયાધિશોએ કર્યો. તેમણે પોતાની મદદમાં સંસ્કૃત પંડિતો રાખ્યા. પરસ્પર વિરોધી ધર્માધારો ઘણાયે વિષયોમાં રજૂ થયા. પ્રાંતપ્રાંતમાં અને જીલ્લાઓ વચ્ચે પણ રૂઢીઓમાં ફેર માલુમ પડયો અને જુદી જુદી જાતના નિર્ણયો જુદી જુદી અદાલતોમાં અપાયા આથી તો લોકોની વિમાસણ વધી અને કાયદાના કજીયા પણ વિશેષ થયા. મુંબઈ ઈલાકો અને બંગાળ એમાં વારસાના હિંદુધર્મ પ્રમાણે જુદા સિદ્ધાંતો અમલમાં છે. ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે પણ ફરક છે. આ ઉપરાંત સંયુક્ત કુટુંબની ભાવનામાં ફેર પડવા માંડયો અને લોકોમાં વ્યક્તિત્વ વિશેષ આવવા લાગ્યું. વળી સ્ત્રી જાતિ પ્રત્યેના વર્તનમાં પણ ફેર પડવા માંડયું અને કેટલીએક જ્ઞાતિઓમાં પુત્રીઓને ભાગ આપવા માંડયો. જ્યાં આવો રીવાજ લાંબા વર્ષો સુધી ચાલ્યો, ત્યાં તેને રૂઢીનું સ્વરૂપ પણ અપાયું અને અદાલતોમાં તે પ્રમાણે નિર્ણયો-પણ આવ્યા. વળી ધર્મના આધારો એકધારા રહી શક્યા નથી. હજારો વર્ષનાં જુનાં ધર્મ પુસ્તકોમાં વખતો વખત પાછળથી દાખલ થયેલા શ્લોકો પણ છે. તેને લીધે કેટલીએક બાબતોમાં હેરફેર વિચારો એક જ સ્મૃતિમાંથી નિકળે છે. લખવાની કળા પૂર્વે તો આ સર્વ સ્મૃતિઓ મુખ પરંપરાથી ઉતરી આવેલી એટલે તેમાં સ્થળે સ્થળે પાઠફેર હોયજ કાયદો તો ચોક્કસ હોય તો જ તે એકધારો રહી શકે આ ચોક્કસ પાઠો ઉપરથી, પરસ્પર વિરોધી ભાગો ઉપરથી, શાસ્ત્રીઓની મદદથી પાઠ વાંચીને પરદેશીઓએ આપેલા ચુકાદાઓ ઉપરથી, તારવેલો કાયદો લોકોને મુંઝવણમાં મુકી દે અને અદાલતોનો આશ્રય વધુ પ્રમાણમાં લેતા કરી દે.

આ સ્થિતિથી પ્રજાના વિચારક વર્ગને અસંતોષ થયો અને લગ્ન સંબંધી તો છુટક છુટક કેટલાએ કાયદાઓ થયા. વિધવા લગ્નને મંજુરી આપતો કાયદો, બાળલગ્નનો વિરોધ કરતો કાયદો, સીવીલમેરેજ એટલે રજીસ્ટરથી લગ્ન કરવાની મંજુરી આપનાર કાયદો, આંતર જ્ઞાતિલગ્ન કાયદેસર ઠરાવનાર કાયદો, અગાઉ પસાર થઈ ગયા છે. હમણાં હમણાં પણ ઘણાયે પ્રાંતોમાં થયેલા કાયદામાં અનેક પત્ની વિરૂદ્ધનો કાયદો, છુટાછેડા આપનાર કાયદો વગેરે થયેલા છે. એટલે ફરી ફરી પોકાર કરવો કે કાયદાએ લોકોના આંતર વ્યવહારમાં માથું મારવું નહિ, તે મિથ્યા છે. વળી સ્ત્રી વર્ગ, કેળવાયેલ સ્ત્રી વર્ગમાં સમાનતાની ભાવના પ્રગટી છે તેને પોષક ફેરફારો વારસાના કાયદામાં થવાજ જોઈએ પ્રાચીન સ્મૃતિઓમાં વખતોવખત આવા ફેરફાર થયાજ છે. લોક રૂઢીથી પણ આવા ફેરફાર થયા છે. એટલે કાયદાથી આવા ફેરફાર થાય તેમાં કાંઈજ વંધાભર્યું નથી.

લગ્ન તો એક ધાર્મિક વિધિ છે, એ કહેવું તે આપણી જાતને છેતરવા જેવું છે. જે સમાજમાં કન્યાઓ વેચાય છે, જે સમાજમાં લગ્નનાં સાટાં ટેખાં તે એક સામાન્ય બાબત છે, જે સમાજમાં વરવિક્રય ચાલે છે, જ્યાં પહેરામણી માટે તકરાર થતાં દેવની સાક્ષીએ થયેલાં લગ્ન છતાં પરણેલી

વધુએ તજ્જ્ય છે, જે સમાજમાં અત્યારે પુરોહિતો બ્રાહ્મણગોરો ધાર્મિક લગ્નવિધિઓ કરાવે છે, જે સમાજમાં પરણે કુંવરી બાળાઓને તેમની માતાઓ ઓળે ૯૪ લગ્નની ધાર્મિક વિધિ કરાવે છે, તે સમાજમાં લગ્ન એક ધાર્મિક વિધિ હોઇ શકે જ નહિ ધર્મની એમાં ક્રુર મશ્કરી થાય છે.

હમણાં હમણાં દેવાસના લુપ્ત થએલા રાજ્યના કોઈક કુંવરી જાહેર ભાષણો કરીને લગ્નની ધાર્મિકતા પોકારીને લોકોના નિર્બુદ્ધ કે સ્વાર્થી કે અજ્ઞાન લોકોના મન ઉશ્કેરીને હિંદુ કોડ કલમ પંધી કાયદાનો વિરોધ કરે છે તેઓ સગવડે કોડમાં જે નથી તે ઉપર પણ પ્રહાર કરે છે તે અક્ષમ્ય છે. આ નવો કાયદો આપણે સૌએ વધાવી લેવા જેવો છે. એ વ્યક્તિઓના હક ઉપર તરાપ નથી મારતો પણ સમાજનો ધારો સ્થિર કરે છે. એના ઉપર લોકમત લેવાયો છે અને વિચારાયો છે લોક નિયુક્ત ધારાસભાએ તે ચર્ચ્યો છે અને હજી પણ ચર્ચાશે. તે પસાર થયા પછી પણ અંદર કોઇક બાબતો અયોગ્ય રહી ગઈ હશે તો કાયદો સુધરી શકશે આપણા પ્રતિનિધિઓ તે સુધારશે લોકોએ કાયદાની યોગ્ય કદર કરી શકે માટે તેનો મુખ્ય સાર અમે આપ્યો છે.

કલમ બદ્ધ નવા કાયદાનાં મુખ્ય મુદ્દા.

### ખાસ અગત્યના મુદ્દા

આ કોડને લગતી ચર્ચાઓમાં નીચેના મુદ્દા તરફ દુર્લક્ષ કરવામાં આવે છે.

(૧) લગ્ન અને લગ્નવિચ્છેદના સંબંધમાં મુંબઈ અને મદ્રાસ પ્રાંતોએ એક પત્નીવ્રત અને લગ્નવિચ્છેદની છૂટના કાયદા કરી દીધેલા છે. હિંદુ કોડ એ કાયદાને દેશમાં સર્વત્ર પ્રવર્તાવવાની હિમાયત કરે છે.

(૨) આ કોડ ખેતીની જમીનના વારસાને લાગુ પડતો નથી તેથી તેના ટુકડા થઈ જવાનો ભય અસ્થાને છે. ખેતીની જમીન સીવાયની મીલકત માટે પણ તેના માલિકને પોતાની ઈચ્છા મુજબ વીલ કરી તેની વ્યવસ્થા કરવાની છૂટ તેમાં આપેલી છે.

(૩) સંયુક્ત કુટુંબના સંબંધમાં 'મિતાક્ષરા'ને બદલે 'દાયભાગ' પદ્ધતિ સમસ્ત દેશમાં ચાલે એવી કોડમાં વ્યવસ્થા છે. બંગાળમાં આ પદ્ધતિ હાલ પણ મોજુદ છે-ત્યાંના લોકો પણ હિંદુ જ છે એટલે 'દાયભાગ' પદ્ધતિ હિંદુ સમાજને છિન્ન ભિન્ન કરનાર છે એમ કહી શકાય નહીં બંગાળની જેમ બીજે પણ સંયુક્ત કુટુંબો રહી શકે છે. હિંદુ કોડ જન્મથીજ વારસાનો હક પ્રાપ્ત થાય એ બાબતને અટકાવે છે. મિતાક્ષરા અનુસાર સંયુક્ત કુટુંબમાં કોઇ મરણ પામે તો બાકીનાને રહેલી મીલ્કત મળે જે ખાસ સિદ્ધાંત છે તેનો અસ્વીકાર કરે છે, આ બંને વસ્તુઓથી વ્યક્તિઓને પુરુષાર્થ અને આગળ વધવાનાં પ્રોત્સાહન મંદ થઈ જાય છે એ સર્વત્ર માન્ય થયેલું છે.

### લગ્ન

(૧) શાસ્ત્રવિધિથી થયેલાં તેમજ સીવીલ (રજીસ્ટર કરેલાં) બે પ્રકારનાં લગ્ન કોડમાં મંજુર રાખ્યાં છે.

(૨) લગ્નમાં એક પત્નીત્વનું ધોરણ લગ્નની Validity માટે સખત રીતે અમલમાં રહેશે. લગ્નમાં ગોત્ર કે પ્રવર નડતર નહીં ગણાય એકપત્નીત્વનો ભંગ કરવો તે પીનલ કોડ મુજબનો ગુન્હો ગણાશે.

(૩) છોકરાની ઉમર અઢાર વર્ષની અને કન્યાની ચૌદ વર્ષની હોય તો જ બંને પ્રકારનાં લગ્ન થઈ શકશે. સીવીલ પદ્ધતિથી રજીસ્ટર કરનાર પક્ષે પરણનાર વરકન્યાની ઉમર એકવીસ વર્ષની નીચે હશે તો માબાપની સંમતિની જરૂર રહેશે. શારદા કાયદા મુજબ બાલલગ્નનો પ્રતિબંધ રહેશે

(૪) બંને પ્રકારનાં લગ્નમાં વરકન્યા એક જ્ઞાતિ કે પેટાજ્ઞાતિના હોવાની જરૂર ગણી નથી. બંને હિંદુ હોવાં જોઇએ. આ રીતે આંતરજ્ઞાતિનાં લગ્નની છૂટ રહેશે.

### લગ્ન વિચ્છેદ

(૧) આ કોડના ઘડનારાઓએ લગ્ન બંધનની પવિત્રતાને માન્ય રાખવાની કાળજી કરી છે, પરંતુ લગ્ન કરનારના સુખની તરફ પણ નજર રાખી છે. લગ્નવિચ્છેદ જેવું અંતિમ પગલું લેતા પહેલાં લગ્નના

હક પુરા કરવા માટેની તક તેમજ કાયદાસર જુદું રહેવાની તક આપવામાં આવી છે.

(૨) સ્ત્રી કે પુરુષ ને લગ્ન બંધનમાંથી મુક્ત કરવા માટે આ કોડના રચનાગએ મર્યાદિત પરિસ્થિતિમાં જ તેનો અનુરોધ કર્યો છે. (૧) ચાલુ ગાંડપણ, ઉગ્રસ્વરૂપનું રક્તપિત્ત, ચાલુ નપુંસકતા, ધર્મપરિવર્તન, પુરુષે બીજી સ્ત્રીને રખાત તરીકે રાખવી અથવા સ્ત્રીનું અનીતિ ભરેલું વર્તન. આટલાં કારણોસર લગ્નવિચ્છેદ મળી શકે

(૩) લગ્ન વિચ્છેદ માગનાર પક્ષ નિર્દોષ હોવો જોઈએ. (એટલે કે વિચ્છેદ મળવાનાં કારણો સામા પક્ષમાં હોય.) વિચ્છેદ મેળવવા માટે કાયદાથી નક્કી કરેલે માર્ગે તે મળી શકે, કોર્ટના હુકમનામાં વગર કોઈ પણ જાતના છુટાછેડા કાયદેસર ગણાશે નહી.

(૪) બંને પક્ષમાંથી કોઈ પણ છુટાછેડા મેળવ્યા પછી છ માસ સુધી બીજું લગ્ન કરી શકે નહી.

(૫) લગ્ન વિચ્છેદ થયા પછી સ્ત્રી પુરુષ પાસે પોતાની હયાતી સુધી ખોરાકી પોષણ માગવાને હકદાર થશે. આ માટે સ્ત્રીનું ચારિત્ર્ય શુદ્ધ રહેવું જોઈએ અને તેણે લગ્ન કર્યું ના હોય. પતિપત્નીની સંમતિ મુજબ કોર્ટ છોકરાંનો હવાલો સોંપવાનો નક્કી કરશે.

### દત્તક લેવા બાબત

(૧) દત્તક લેવા સંબંધે આ કોડમાં દર્શાવ્યા મુજબનું દત્તક વિધાન કાયદેસર ગણાશે. કાયદાની દૃષ્ટિએ બીજા સર્વ વિધાન ગેરવાજબી ગણાશે. જેમની ઇચ્છા હોય તે દત્તક લેવાની બાબત સરકારમાં નોંધાવી શકશે (રજીસ્ટર કરાવી શકશે) જેથી ભવિષ્યમાં દત્તક લેવાયો છે કે નહીં વગેરે ઝગડા ઊભા ન થઇ શકે.

(૨) પુરુષ કોઈને દત્તક લેવા ઇચ્છે તો સ્ત્રીની સંમતિ લઈને તેમ કરવા હકદાર થશે સિવાય કે સ્ત્રી સંમતિ આપી શકવા અશક્ત હોય.

(૩) વિધવાને પુત્ર દત્તક લેવાનો જન્મસિદ્ધ હક છે સિવાય કે પતિએ તે બાબતનો નિષેધ કર્યો હોય. વિધવા દત્તક લે તો મીલકતનો અર્ધો ભાગ દત્તક લીધેલાં પુત્રને અને અર્ધો વિધવાને પોતાને સ્વાધિન રીતે મળશે.

(૪) કોને દત્તક લેવો તે માટે બે મહત્વના પ્રતિબંધ મૂકયા છે. (૧) દત્તક લેવાનારો છોકરો પંદર વર્ષની અંદરનો હોવો જોઈએ. (૨) તેનું લગ્ન થએલું હોવું જોઈએ નહી દત્તક લેવાનાર છોકરો લેનારની જ્ઞાતિનો જ હોવો જોઈએ એવું આવશ્યક નથી. અલબત્ત તે હિંદુ હોવો જોઈએ.

(૫) દત્તક લેવાનું કાયદેસર ગણાય તે માટે વિધિ-જેવો કે દત્તહોમ-જરૂર નથી એકપક્ષ આપે અને બીજો ગ્રહણ કરે એટલું પુરતું છે.

### સગીરવય અને વાલીપણા બાબત

(૧) સગીર બાળકોના વાલીપણા માટે કોડમાં ને બાળકની કુદરતી રીતે જ વાલી ગણી છે અને તે હક માનો જ છે એમ માન્યું છે. બાપની હયાતીમાં વાલીપણાનો હક મા કરતાં પ્રથમ પોતાનો ગણાવવા પિતાને અખ્તીયાર છે. પરંતુ ત્રણ વર્ષ સુધીનાં બાળકનો હવાલો માને જ સામાન્ય રીતે મળવો જોઈએ એમ ગણ્યું છે-બાપના મરણ પછી માતાજ વાલી ગણાશે. બાપ 'વીલ'થી નગર બીજી રીતે કોઈને વાલી નીમે તે ગેરકાયદેસર ગણાશે.

(૨) વાલી જો હિંદુધર્મનો ત્યાગ કરે તો બાળકનું વાલી પણું તેની પાસેથી ચાલ્યું જાય. બાળકને હિંદુ તરીકે હિંદુ ધર્મમાં ઉછેરવાની ફરજ છે.

### ભરણપોષણ

(૧) પુરુષને ભરણપોષણ કરવાની ફરજ વિસ્તૃત કરવામાં આવી છે. પોતાની સ્ત્રી તથા બાળકોનું ભરણપોષણ કરવા ઉપરાંત પોતાનાં વૃદ્ધ માતાપિતાનું ભરણપોષણ કરવાની દરેક પુરુષની ફરજ છે. અવિવાહિત પુત્ર જો બાપની સાથે રહે તો તેનું પોષણ પણ બાપે કરવું જોઈએ. એ પુરુષના વારસો પણ અમુક શરતોએ અને તેમાં અમુક અમુક આશ્રિતોનું ભરણપોષણ કરવા બંધાએલા છે. જોકે સંયુક્ત કુટુંબને આ કાયદાથી રદ કરવામાં આવ્યું છે તથાપિ કૌટુંબિક સબંધો કુદરતી સંબંધોના હકોનું બણે અંશે સમર્થન કરવામાં આવ્યું છે.

(૨) સ્ત્રીને ધણીપાસે ભરણપોષણ માગવાનો હક કોડમાં કાયદેસર સ્વીકારેલો છે. પોતાની હયાતી સુધી સામાન્ય રીતે તો આ હક છે. જો પત્ની પોતાની સાથે રહે તો ધણીની હયાતીબાદ ધણીના પિતાની તે ફરજ થાય છે. પરંતુ નીચે દર્શાવેલા અને એવાંજ કારણસર સ્ત્રી ધણીથી જુદી રહે તો પણ તે ભરણપોષણની હકદાર છે. એ કારણોમાં ધણીની નિર્દય વર્તણુંક, અગર તેની સાથે રહેવામાં સ્ત્રીને જોખમભરેલું લાગે, અથવા પુરુષ ઘરમાં રખાત રાખે, સ્ત્રીનો ત્યાગ કરે અથવા ધણી ધર્મપરિવર્તન કરે.

(૩) ભરણપોષણમાં ખોરાકી અને કપડાંલત્તા ઉપરાંત શિક્ષણ અને વૈદકીય સારવારનો સમાવેશ થાય છે.

## સંયુક્ત કુટુંબની મીલકત

(૧) આ કોડથી જે મહત્વનો ફેરફાર થાય છે તે સંયુક્ત કુટુંબની પ્રણાલિકાનો અંત લાવવાનો છે. કુટુંબમાં બાળક જન્મે ત્યારથી જ હકદાર થાય (right by birth) અને ભાંડુમાંથી કોઈ મરણ પામે તો બાકીના ભાંડુનો તેના વારસાનો હક (survivership) નો સિદ્ધાંત આ કોડમાં સ્વીકારેલો નથી. જ્યાં જ્યાં મિતાક્ષરા પ્રમાણે વહેંચણી થાય છે ત્યાં દાયભાગ દાખલ કરવાનો છે.

મિતાક્ષરા પ્રમાણેનું સંયુક્ત કુટુંબ ઝડપથી સ્વયં ઓસરતું જાય છે. મીલકતની સંયુક્ત માલકી એ વ્યક્તિના પુરુષાર્થને રૂંધનાર છે અને સાહસનું લક્ષણ ઉત્તેજનાર નથી. આ કારણથી દેશની આર્થિક પ્રગતિને પારાવાર નુકશાન થએલું છે–પોતાનું ધન છે એ માન્યતા અન્ય માણસો આર્થિક ટેકો આપે એ વ્યવસ્થાઃ પુખ્ત ઉંમરનાં તમામ માણસો સ્વેચ્છાપૂર્વક ધનનો ઉપયોગ કરી શકે–તેને યોગ્ય લાગે તેમ રોકી શકે. આ બધી વસ્તુંઓ વેપારની ઉન્નતિ અને આર્થિક પ્રગતિ માટે અતિ આવશ્યક છે

(૩) બંગાળામાં દાયભાગ પ્રથા ચાલે છે તેમાં મિતાક્ષરનાં સંયુક્તમાલકીનાં અનિષ્ટો નથી. સમસ્ત હિંદને એક કાયદામાં મુકવા માટે મિતાક્ષરાને બદલે સર્વત્ર દાયભાગ દાખલ કરવો ઇષ્ટ છે.

## સ્ત્રીધન

હાલના કાયદા મુજબ હિંદુ સ્ત્રીઓનો મીલકત ઉપરનો હક તેઓ સ્ત્રીઓ છે માટે જ મર્યાદિત છે. સ્ત્રીને મીલકત મળી હોય તે ગમે તો સ્ત્રી કે પુરુષ તરફથી વારસામાં મળી હોય, પુત્રી તરીકે, માતામહી તરીકે, બહેન તરીકે કે ગમે તે સગાં તરફથી મીલકત મળી હોય તેનો ઉપયોગ એ મર્યાદિત રીતેજ કરી શકે એવી હાલની વ્યવસ્થા છે. સામાન્ય કાયદો એવો છે કે સ્ત્રીને વારસામાં મળેલી મીલકત તે વેચી કે કોઈને આપી શકે નહિ એવા મર્યાદિત સ્વરૂપમાં તેને તે મળે છે. (મુંબાઈ ઇલાકામાં આ બાબતમાં થોડી ઉદારતા પ્રવર્તે છે) સ્ત્રીધનમાં તેને વિશેષ હક મળે છે તથાપિ દેશના સર્વ ભાગમાં આ એક સ્વરૂપે સમાન નથી.

(૨) હિંદુ કોડ મુજબ સ્ત્રીઓની મીલકત પરની વેચવા કે આપવાની મર્યાદિત માલકી ઘણે ભાગે નાબુદ થઈ છે. આ બાબતમાં સ્ત્રીપુરુષ વચ્ચે ભેદ ગણુવામાં આવ્યો નથી. આ કોડ પસાર થયા પછી સ્ત્રીની તમામ મીલકત તેની કુલ મુખ્તયારીની બનશે. સ્થાવર જંગમ તમામ મીલકતનો આમાં સમાવેશ છે. સ્ત્રીની મીલકત તેને લગ્ન પહેલાં કે પછી મળેલી હોય, અથવા વૈધવ્ય દરમીયાન તે પ્રાપ્ત કરેલી હોય, વારસામાં મળેલી હોય, બક્ષીસ તરીકે આવી હોય અથવા પોતે કમાઈને મેળવી હોય તે સર્વ મીલકત પર સ્ત્રીની સંપૂર્ણ માલીકી રહેશે.

(૩) સ્ત્રીની મીલકતનું ખાસ લક્ષણ એ રહેશે કે સ્ત્રી જો વીલ કર્યા વગર ગુજરી જાય તો તેની મીલકત તેનાં પોતાનાં સ્ત્રી ધનના વારસોને મળશે. સ્ત્રીના મૃત્યુ બાદ તેની તમામ મીલકત તેના ધણી તથા છોકરાંઓને સરખે હીસ્સે મળશે. પતિ હયાત ના હોય તો તમામ મીલકત છોકરાંને મળે અને છોકરાં ના હોય તો પતિને એકલાને જ મળે. પતિ તથા છોકરાં બેમાંથી એક ના હોય તો સ્ત્રીની મીલકત તેનાં માતા પિતાને એકઠી મળે–આ પણ ના હોય તો પતિના વારસોને મીલકત મળે.

(૪) લગ્ન વખતે મળેલી પહેરામણી તે સ્ત્રીની અંગત મીલકત ગણાશે અને તે સગીર ઉમરની હોય

તો તે ઉમર લાયક થાય ત્યાં સુધી બીજા તેના ટ્રસ્ટી તરીકે તે રાખી શકશે.

### વારસો નક્કી કર્યા વગર મરણ થાય તો મીલકતની વ્યવસ્થા

(૧) કોઇ માણસ વારસ નીમ્યા વગર મૃત્યુ પામે તો હાલના કાયદા મુજબ વારસો માટે જુદી જુદી પદ્ધતિઓ ચાલે છે. બંગાળમાં દાયભાગ અને દેશના બીજા ભાગમાં મિતાક્ષરો પ્રમાણે વહીવટ ચાલે છે. મરનાર માણસના કુટુંબનાં નજીકનાં સગાંને ધોરણે મિતાક્ષરનો વહીવટ છે. દાયભાગની પ્રથામાં મરનારને પિંડ અને તર્પણ આપનારની ગણતરી એ વારસાનું ધાર્મિક ધોરણ ગણવામાં આવે છે. રાવ કમીટી હિંદુ કોડમાં, મિતાક્ષરના સિદ્ધાંતનો વારસામાં આધાર રાખી આખા દેશમાં સમાન કાયદો પ્રવર્તાવવાનો પ્રયત્ન કર્યો છે. હિંદુ કુટુંબોમાં નવા ફેરફારોનો અનુરૂપ થાય તે લક્ષમાં રાખ્યું છે. કોડને માટે નીમાએલી સીલેક્ટ કમીટીએ મૂળ રાવ કમીટીના સિદ્ધાંતો મંજુર રાખી મહત્ત્વના ફેરફારો સુચવ્યા છે. આ ફેરફારો સંબંધે ચર્ચા કર્યા સિવાય એટલું નિઃસંકપણે કહી શકાય કે તમામ હિંદુ સમાજને એકધારો કાયદો આથી પ્રાપ્ત થશે.

(૨) વારસનો નિર્ણય કર્યા વગર મૃત્યુ પામનારના વારસો નીચે મુજબ ગણાશે. આ પ્રમાણેના વારસોના ચાર વિભાગ થઇ શકે. પહેલા બે વિભાગના વારસોને ખાસ પસંદગી paeferemce અપાવાનો, ત્રીજા વિભાગમાં પુરુષવંશથી ઉતરી આવેલા દૂરના વારસો (agnates) ચોથા વિભાગમાં (cognates) સ્ત્રી તરફથી વંશમાં ઉતરી આવેલા દૂરના વારસો ગણ્યા છે. ચોથા વિભાગમાં પાંચમી પેઢીથી આગળ જવાતું નથી.

(૩) પહેલા વિભાગમાં જે વારસો ગણવામાં આવ્યા છે પ્રથમ પંક્તિના તેમાં પુત્ર, વિધવા, પુત્રી પ્રથમ મૃત્યુ પામેલા પુત્રનો પુત્ર, પ્રથમ મરણ પામેલા પુત્રની વિધવા, મૃત્યુ પામેલા છોકરાનો છોકરો, મૃત્યુ પામેલા છોકરાના છોકરાની વિધવા એટલાનો સમાવેશ થાય છે. ઉપર ગણાવેલા વારસોમાં મૃત્યુ પામેલા પુત્રની વિધવા સિવાય દરેકને મિલકતનો સરખો હીસ્સો મળે છે–એ રીતે પુત્ર પુત્રી અને વિધવા સમાન કક્ષાએ ગણાય છે.

(૩) બીજા વિભાગમાં સગાંને દસ ભાગમાં વહેંચવામાં આવ્યાં છે, અને દરેક ભાગને દરેકને માટે તેનું મુક્તસ્થાન દર્શાવ્યું છે. પ્રથમ સ્થાન માબાપનું છે, ત્યાર પછી પુત્રની પુત્રી પુત્રીનો પુત્ર, પુત્રીની પુત્રી એમ છે. ત્રીજા ભાગમાં મરનારના પુત્ર પુત્રીનાં છોકરાનાં છોકરીને ગણ્યાં છે, ચોથામાં મરનારનાં ભાઇ બહેનોને મૂક્યાં છે. પાંચમામાં ભાઈ બહેનોનાં છોકરાં છે. આમ દસમા ભાગ સુધી મરનારના મા, બાપ અને બાપની વિધવા સુધી આવે છે, એ જ પ્રમાણે મરનારની માના બાપ, મા, તેમજ મરનારના ભાઇની વિધવાની ગણના કરવામાં આવી છે. બીજા વિભાગમાં ગણેલા વારસોને સરખે હીસ્સે મીલકત મળે છે. એ કહેવું જોઇએ–બીજા વિભાગ કરતાં પહેલા વિભાગને પસંદગી મળે છે અને ત્રીજાને ચોથા કરતા પહેલી પસંદગી મળે છે.

(૪) પહેલા અને બીજા વિભાગમાં વારસો ના હોય તો વારસ. હકનો નિર્ણય મરનારની સગાઈમાં જે નજીક હોય તેને મળે એ મુજબ થાય છે.

(૬) મુંબઇ અને મદ્રાસ સિવાય અન્યત્ર સ્ત્રીઓને વારસામાંથી કેટલાક સમય પહેલાં બાતલ કરવામાં આવેલી છે. સને ૧૯૨૯ તથા ૧૯૩૭ માં પસાર થએલા કાયદાની રૂએ સ્ત્રીઓના હક કાંઈક વધ્યા છે. આ કોડની પ્રમાણે એ હકક ઘણા વિસ્તૃત થશે. પુત્રી, વિધવા અને વિધવા પુત્રવધૂના હક બીજા વિભાગમાં પુત્રના સરખા જ લેખાયા છે. સ્ત્રીઓને એ રીતે તેમનું યોગ્ય સ્થાન મળે છે.

(૭) આ કોડમાં મીલકતને 'વીલ' થી વહેંચવાની સત્તા મળે છે. અગર ઇન્ડીઅન સકસેશન એક્ટ મુજબ મીલકતની વ્યવસ્થા કરી શકશે, પરંતુ કોઇને ભરણપોષણનો એ મીલકત પર હક હોય તો રદ કરવાનું ગેરકાયદેસર ગણ્યું છે.

❀

હું વિનોદ પાસે જઇ રહી છું-સદાને માટે તેના વિના હું રહી શકું તેમ નથી. હું પાછી આવવાની પણ નથી. જો માફી આપવી હોય તો આપજો, નહિ તો મને ભૂલી જજો. જાણજો કે લીલા મરી ગઇ છે. આ મારો જવાબ છે.

—આપની પુત્રી.
લીલા."

કાગળ લખતાં લખતાં ફરીથી આંખમાં આંસુ આવી ચઢ્યાં. એણે પિતાના મેજ ઉપર કાગળોના ઢગલામાં આ પત્ર મૂકીને ઘેરથી ચાલી નીકળી.

ઉન્માદિની માફક લીલા માર્ગ ઉપર ચાલી રહી હતી. રસ્તામાં તે ક્યાં ચાલે છે તેનું પણ તેને ભાન રહ્યું નહોતું. તેની આંખો સમક્ષ વિનોદના ખંડનું દ્રશ્ય આવીને ખડું થયું હતું. શહેરના એક ભાગમાં દૂર દૂર વિનોદે એક નાનું સરખું ઘર ભાડે રાખેલું હતું. ત્રણ ચાર નાના ખંડોમાં તેનો સામાન તથા પુસ્તકો વેરવિખેર હાલતમાં પડેલાં હશે; નોકર રઘુ પાછળના ખંડમાં બેસીને રાંધતો હશે; અગીઆર વાગે વિનોદની કોલેજ બંધ થશે અને સાયકલ ઉપર અગીયાર સાડા અગીયાર સુધીમાં ઘેર આવી જશે વિનોદ આવે તે પહેલાં તો લીલા ત્યાં પહોંચી જશે અને વિનોદ આવે ત્યાં સુધીમાં તો તેનો ખંડ અને તેનો સામાન બરાબર રીતે ગોઠવી દેશે. આમાં કોણ જાણે તેને ઘણું સુખ જણાતું હતું અને જ્યારે વિનોદ આવીને આ બધું જોશે ત્યારે તે કેટલા બધા આશ્ચર્યચકિત થયું જશે?

એટલામાં સામેની ઘડિયાળમાં સાડા દસના ટકોરા થયા, એટલે તે સહેજ ઉતાવળથી ચાલવા લાગી વિનોદના ઘરનું મુખ્ય બારણું ઉઘાડું જોઈને તે ઘડી ભર વિચાર મગ્ન થઈ ગઈ, ને ત્યાં જ ઉભી રહી. તેણે વિચાર કર્યો કે વખતે વિનોદ કંઇ કારણવશાત્ વહેલો આવેલ હોય. બારણામાં દાખલ થતાંની સાથે કોણ જાણે તેનું મન લજ્જાથી ઘેરાઇ ગયું; તેના પગ થાંભલા જેવા થઈ ગયા. તેણે વિચાર્યું કે જો વિનોદ પોતાનો નિર્ણય કાગળ લખીને જણાવે તો ઘણું સારું. અત્યારે તો પાછા જવું એ જ ઠીક છે, પરન્તુ બીજી જ ક્ષણે પોતાનો સંકોચ બળ પૂર્વક દબાવીને તે ધીમે પગલે દાદર ચઢવા લાગી.

ઉપરના ખંડમાંથી કોઈના ગાવાનો અવાજ આવી રહ્યો હતો. કોઇ કોકિલ કંઠીનું સુરીલું ગળું ગાઇ રહ્યું હતું.

"સાજન કબ ઘર આયે મોરે સાજન."

કુતુહલતા પૂર્વક લીલાએ બારી વાટે અંદરના ભાગમાં ડોકીયું કર્યું. એક પૂર્ણ વયસ્ક સુંદર યુવતિ વિનોદના વેર વિખેર પડેલા પુસ્તકો ગોઠવતાં ગોઠવતાં ગાઇ રહી હતી.

લીલાએ તેનું ગોળ સુન્દર મોં, શરીરનો સુડોળ ઘાટ તથા મૃણાલ જેવા હાથ જોયા. તેના ગાલ ઉપર એક કાળો તલ પણ હતો. સહસા મેજ લુછતાં લુછતાં તેણે ત્યાં પડેલો વિનોદનો ફોટો હાથમાં લીધો અને મેલ કરવા લાગી પછી એ ફોટાને સાફ કરીને ફરીથી મેજ ઉપર મૂકી દઈને પલંગ પર પડેલા કપડાં વાળવાના કામમાં એ ગુંથાઈ.

આ જોઈને લીલાના શરીરનું લોહી ઠંડુગાર થઈ ગયું. તેના મનમાં વિજળીની માફક અસંખ્ય વિચારો આવીને જતાં રહ્યા, તેને લાગ્યું કે શું ખરેખર વિનોદના લગ્ન થઇ ગયાં હશે? શું આ બાઈ તેમની પત્ની હશે! તો પછી તેની આશા ઉપર પાણી ફરી વળ્યું. વિચારમાં ને વિચારમાં જેવી રીતે તે ચુપચાપ રીતે આવી હતી તેવી જ રીતે તે ગંભીર વદને કોઇને પણ પૂછયા ગાછયા વિના જતી રહી, તેનું હૃદય ખરેખર ભાંગીને ભુકો થઈ ગયું હતું.

ઘેર આવીને પિતાના મેજ પર મૂકેલા પત્રને ફાડીને ફેંકી દીધો અને પલંગ પર પડીને ડુસકે ડુસકે રોવા લાગી. એને સ્વપ્ને પણ એ વાતનો ખ્યાલ સુદ્ધાં નહોતો કે વિનોદ એને આટલા ટુંકા વખતમાં ભૂલી જશે, અને બીજે, સ્થળે લગન કરી નાંખશે તેણે પોતાના મનને સમજાવ્યું કે સારું થયું કે પહેલેથી જ પોતાની ભૂલ સમજાઇ ગઇ : મનમાંથી વિનોદની બધીયે સ્મૃતિઓને ભૂંસી નાંખી. શોધી શોધીને તેમણે આપેલ બધી સ્મૃતિ ચિન્હોનો

નાશ કરી નાંખ્યો. તેણે આપેલા પુસ્તકો તથા પત્રોને ચુલામાં નાંખીને રાખ કરી દીધા. ત્યાર બાદ પિતાએ કરવા ધારેલ લગ્નને માટે પોતાની અનુમતિ આપી દીધી. બે શબ્દોથી વધારે કંઇ જ બોલી નહીં. એ વખતે તેના આંખમાં આંસુનો સાગર ઉછળાઇ રહ્યો હતો અને હૃદયમાં દુઃખની તીવ્ર આગ જતી રહી હતી.

યથા સમયે લીલાના લગ્ન થઇ ગયાં, વિદાય વખતે તેના સગા વ્હાલાઓ તથા સાહેલીઓ લીલાને વળાવવા માટે સ્ટેશન ઉપર આવેલાં. આગગાડીમાં બેઠી બેઠી બારીએથી બધાની સાથે લીલા વાતો કરી રહી હતી. તેની સખી કરૂણા સ્ટેશન પર આવી શકી નહોતી. તેણે તેના નોકરને એક પત્ર લખી આપીને મોકલ્યો હતો. તે પત્રમાં તેણે જણાવ્યું હતું કે પોતે નહિ આવી શકવાથી માફી આપવી. તથા લગ્ન સંબંધી કંઇ જ મીઠી મજાક પણ કરી હતી. છેલ્લે છેલ્લે તેણે લખ્યું હતું કે "આજે જ મારે વિનોદની બ્હેન સાથે પરિચય થયો છે. એ બહુ જ સીધી અને સુંદર છે. તેના ગાલ ઉપર એક કાળો તલ આવેલો છે. જેથી તેની સુંદરતા વધારે દીપી નીકળે છે. તેના લગ્ન તો થઇ ગયાં છે પરન્તુ વિનોદનું શરીર હાલમાં સારું નહીં રહેતું હોવાથી તે કેટલાક દિવસ માટે ભાઇની સારવાર કરવા માટે અહીં આવેલી છે......"

લીલા આગળ વાંચી શકી નહિ. આંસુ ભરી આંખે તેણે બધાની વિદાય લીધી અને બારી પર માથું રાખીને બેહોશ થઇને પડી.

કરૂણાનો પત્ર લીલાના હાથમાંથી ઉડીને બારી બહાર ક્યાંય પડ્યો હતો

# વલીઅહમદ

જાફરાબાદ પાસે એક નાગેશ્રી કરીને ગામ છે. આ ગામમાં રેલ્વે નથી. આખા બાબરિયાવાડમાં ક્યાંય રેલ્વે નથી. આવાં ગામડાંઓમાં પોસ્ટ માસ્તરનું કામ ત્યાંની શાળાના હેડ માસ્તર કરે છે. આ પ્રમાણે મારા પિતાજીને પણ પોસ્ટમાસ્તરનું કામ કરવું પડતું. દરરોજ સવારે પાંચ વાગે હલકારો ટપાલ લઈ આવે. ટપાલ રાજુલાથી આવતી. સાધારણ રીતે ટપાલ હલકારો જ લઈ આવતો, પરંતુ પહેલી તારીખે સરકારી નોકરોના પગાર હોય એટલે સૈયદ આવતા તેનું નામ તો વલીમહમદ હતું પણ અમે તેને સૈયદ કહેતા.

આ પ્રમાણે ઘણી પહેલી તારીખ આવી અને ગઈ. પરંતુ એકેય વખત સૈયદ વહેલા મોડા ન થાય. બરાબર આવને ટાણે ડેલીનું બારણું ખખડાવે, પરંતુ આજે તો હજી સૈયદ દેખાતા નહોતા. બીજા કોઈને તો નહિં પરંતુ મને તેની ચિંતા હતી. શું ચિંતા હતી તે ઉપર ખબર પડશે આમ તેમ કરતામાં સાત થયા પણ સૈયદનો પત્તો નહોતો. મારે ઘેર કેટલાક કામળ અને છાપાંના ઉતાવળીયા તથા પહેલી તારીખ એટલે પગાર માટે માસ્તરો, ટપાલી વગેરે આવીને બેઠા હતા સૌને આશ્ચર્ય થયું હતું.

અંતે સાડા સાત વાગે ડેલીના બારણામાં ઉંચા, જુવાન, અને સફેદ ઘોડી પર બેઠેલા સૈયદ બગલમાં તલવાર, કેડમાં જમૈયો, ખભે બંદુક અને થેલો લઈ દેખાણા. સૌ પૂછવા લાગ્યું, સૈયદ, આજે મોડા કેમ."

"ઉભા રહો, આ થેલાનું પતાવી આવું. આજ તો બહુ મારે ગમ્મત થઈ છે," સૈયદ પિતાજી પાસે ગયા.

બધા ટપાલ લઈને ત્યાં જ બેઠા રહ્યા. સૌને જીજ્ઞાસા હતી, વાત જાણવાની. સહુ તર્કવિતર્ક કરતા બેઠા હતા. ત્યાં સૈયદ અને પિતાજી આવ્યા.

"ત્યારે સૈયદ તમે પણ ભારે કરી," પિતાજી બોલતા હતા, "તમે પંચાસી વર્ષના અને એકલા અને સામે દસ જુવાન."

"સાહેબ, એમાં શું!" સૈયદે આવીને મને તેડતાં કહ્યું.

(નીચેની વાત તદ્દન સાચી છે. આજથી થોડા વર્ષ પહેલાં બનેલ છે.)

"અમને વાત તો કરો," સૈયદને ઉદ્દેશી એક ગૃહસ્થ બોલ્યા.

"આજ તો મને દસબાર કોળી લુંટવા આવ્યા એટલે મારે તેઓને સીધા કરવા પડ્યા." સૈયદે કહ્યું.

"તમે લુંટાણા તો નથીને?" એક માસ્તર પુછ્યું,

"એ છોકરા મને લુંટી જાય તો પછી આ ધોળામાં ધુળ પડે નહિ?" સૈયદ દાઢી પસવારતાં બોલ્યા.

મેં તેમની દાઢીએ હાથ ફેરવીને પૂછ્યું, "અમને આખી જ વાત કહોને; સૈયદ."

સૈયદે કહ્યું, "પહેલાં દાઢી તો મુકો તેમાં ધુળ નથી પડી કે ખંખેરો છો," રમુજ કર્યા પછી ઉમેર્યું, "હેઠે બેસો વાત કહું." બધા હેઠે બેઠા. સામે સૈયદ ઓટલા પર બેઠા અને ગળું ખોંખાર્યું.

સૈયદે શરૂઆત કરી, "જાણે વાત એવી થઈ કે હું આજે મારા નિયમ પ્રમાણે વહેલો રાજુલાથી નીકળ્યો. મારે પગાર ઉપરાંત બીજા પાંચસો રૂપિયા ત્યાંથી એક શેઠના લેતા આવવાના હતા. તે રૂપિયા અહિં શેઠ જમનાદાસને દઈ દેવાના હતા. મેં તો આ રૂપિયા પણ થેલામાં નાખ્યા. પછી તેજણ (ઘોડી) મારી મુકી."

"પછી" મેં તે સહેજ અટક્યા કે પુછ્યું.

"આ રૂપિયા લઈ હું આવવાનો છું તેની ખબર કાતર (બાબરીયાવાડના એક ગામનું નામ)ના કેટલાક કોળીને પડી ગઈ હતી." સૈયદને જીજ્ઞાસાના સવાલે અટકાવ્યા,

"કેમ કરતાં ખબર પડેલી?"

"અમને શેઠે આગલે દિવસે સાંજે દુકાને બોલાવી આ રૂપિયા આપેલા; તે વખતે ત્યાં બે કોળી બેઠેલા." સૈયદે ખુલાસો કર્યો.

"પછી?" એક જીજ્ઞાસુનો અવાજ આવ્યો.

"પછી આ બધા એક નાળમાં પાણી વહેતું હતું ત્યાં જ બેખડ આડા સંતાણા મને કંઈ વહેમ નહતો. હું તો નિરાંતે ઘોડી દબાવતો આવતો

હતો. નાળ પાસે આવીને મેં ઘોડી રોકી. નાસ્તો છોડી ખાવાની શરૂઆત કરી ઝાડ પાછળ ઘોડી બાંધી તેને ઘાસ નીરું," સૈયદ રહેજ અટક્યા અને પછી ચલાવ્યું, "ત્યાં તો દસબાર જણા મને ઘેરીને બે હાથ છેટે ઉભા અને મને થેલો આપી દેવા ફરમાવ્યું. હું ખાતે ખાતે ઉભો થઈ ગયો. મેં પૂછ્યું કે તેઓ શા માટે આવ્યા હતા, પરંતુ તેમણે તો જબરીથી થેલો સોંપી દેવાની વાત કરી. હું વિચારમાં પડ્યો. મારાં હથિયાર ઘોડી ઉપર હતાં. કરવું શું? હું ઉપાય ખોળતો હતો, ત્યાં તો વળી તેઓના મુખીએ કહ્યું કે થેલો સોંપી દે, પણ મેં કહ્યું કે વાઘ હું જુદો માનવી છું. મને લુંટવો સહેલો નથી. પણ એ બધાને ખબર હતી કે હથિયાર ઘોડી ઉપર છે. એટલે એ માને તેમ ન હતા."

"પછી થેલો સોંપી દીધો?"

"રેઢો ન હતો પડ્યો. એમ સોંપે શેના, સમજ્યા?"

"સૈયદ, વાત આગળ ચલાવો," એક જીજ્ઞાસુનો અવાજ આવ્યો.

"પછી તો મે જેમ જેમ તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો, તેમ તેમ તે ચડતા ગયા. છેવટે પાસે આવી થેલો ઝુંટવા તૈયારી કરી. મને થયું કે ભગવાને આજ જતે દિવસ લાજ લેવાનું નક્કી કર્યું લાગે છે. પણ ત્યાં તો ભગવાને મ્હેર કરી અને મને સાંભર્યું કે જમૈયો હજી ભેટમાં જ છે. મેં એ બધાને પાસે આવવા દીધા. તેના મુખીએ ધારિયું આગળ ધરી પેલાનો ઘા કરવાનું કહ્યું. જેવા તો તે તદ્દન પાસે આવ્યા કે મેં જમૈયો સબાક કરીને ખેંચ્યો અને મારી પડખેના માણસના પેટમાં હુલાવી દીધો. પેલો ચીસ નાખી હેઠો પડ્યો. કોઈ શું થયું તે કલ્પે તે પહેલાં મેં કુદકો માર્યો અને ઘોડી પરથી બંધુક ઉઠાવી પેલાઓ સામે ધરી પેલા કોઈ..."

"તમે બંધુક મારી નહિ!" એક ગૃહસ્થએ પુછ્યું.

સૈયદે હસીને કહ્યું, "બંધુક ક્યાં ભરેલી હતી, કંઈ ભરેલી રાખી મુકાય!" જવાબ દઈ આગળ ચલાવ્યું, "પેલા કોઈ પાસે બંધુક હતી નહિં. ધારિયાં જ હતાં. એક જણા પાસે છરો હતો. મેં હથિયાર હેઠે નખાવ્યાં, અને કુદીને ઘોડી પર બેઠો. દોરડું તો મેં ક્યારનું કાપી નાખ્યું હતું. પરંતુ મેં ઘોડી ઉપર બેસવા કુદકો માર્યો ત્યાં બધા ભાગ્યા. પેલા છરાવાળાએ ભાગતે ભાગતે છરાનો છુટો ઘા કર્યો."

"ક્યાં વાગ્યો!"

"પગમાં," સૈયદે પગ બતાવ્યો, અને પછી આગળ ચલાવ્યું, "પછી મને તો એવી ખીજ ચડી ગઈ કે દોડીને પકડ્યો અને ઘોડી પર બેસાડી દીધો. અહીં રસ્તામાં ફોજદાર સાહેબને સોંપતો આવ્યો. આમ તેમ કુદકા તો ઘણાય માર્યા પણ મારા હાથમાંથી છટકે તો પછી થઈ રહ્યું ને?"

"તો તમને શાબાશી સાથે ઇનામ..."

સૈયદ હસ્યા, અને કહ્યું, "ઇનામ કેવું ને વાત કેવી. દવાખાને થઇ અહીં આવ્યો એટલે વાર થઇ," છેલ્લું વાક્ય સૈયદ પુરઃસંધાનમાં બોલ્યા.

બધાએ આશ્ચર્ય અનુભવ્યું. ત્યારબાદ બધા વિખેરાઈ ગયા. થોડીવાર બાદ જ્યારે હું સૈયદ સાથે બજારમાં નીકળ્યો, ત્યારે ઠેરઠેરથી સૈયદને અભિનંદન મળતાં હતાં.

હજીએ આ સૈયદ નાગેશ્રીમાં રહે છે. તેની ઉમર હાલ ૯૨ વર્ષની છે. તેમણે પોતાની નોકરી થોડાક વર્ષ પહેલાં જ છોડી છે.

જો બાબરિયાવાડમાં જાવ તો કાયે યુવાન અને વયે વૃદ્ધ વલીમહમદને જરૂર મળજો.

લેખક. મૃગેન્દ્ર ત્રીવેદી. અંબાઇફળી, જુનાગઢ.



રામના સાથીદાર વનકાળ જેવા લક્ષ્મણને જન્મ આપનાર, પણ રામાયણકારે ભૂલાવેલી નારી

# સુમિત્રા

લેખક. શ્રી ચંપકલાલ શાહ

અયોધ્યાના રાજા દશરથની ત્રણ રાણીઓમાં સુમિત્રાનો સમાવેશ થાય છે. લક્ષ્મણ જેવા વનકાળ પુત્રને જન્મ આપનાર આ વીર નારીના અસાધારણના *આત્મ વિસ્મરણ અને આત્મત્યાગનો કદી કોઈએ* વિચાર કર્યો છે ? રામાયણ વાંચીને આપણે સીતા અને કૌશલ્યાના ગુણગાન સાંભળીએ છીએ. કૈકેયીને ગાળો દઈએ છીએ પણ મનુષ્યના રૂપમાં દૈવી સ્વરૂપ મહાનુભાવ સુમિત્રાની કથા ઉપર કોઈએ ધ્યાન આપ્યું નથી.

લક્ષ્મીજી સમુદ્રતળમાં છૂપાયા છે. તેમ પોતાના મહત્વને બાજુએ મુકીને સુમિત્રા રામાયણમાં એક ખૂણામાં છૂપાઇ ગઇ છે. મહર્ષિ વાલ્મીકી પણ તેને ભૂલી ગયા છે. સાચી વાતતો એજ છે કે રામના સુખમાં સુખ અને કાળમાં દુઃખ અને તેમના ભલામાં પોતાનું ભલું અને અનિષ્ટમાં પોતાનું અનિષ્ટ માનનાર લક્ષ્મણે જેવી રીતે પોતે પોતાને ભૂલીને જીવનભર પોતાના મોટાભાઈ રામની સેવા કરી છે તેવીજ રીતે સુમિત્રાએ પોતાના સ્વાર્થ અને સુખની જરા પણ પરવા કર્યા વિના શોક્ય અને તેમના પુત્ર માટે પોતાનું જીવન આપેલું છે.

રાજા દશરથ કૌશલ્યાને પટરાણી માનતા હતા. કૈકેયીની સુંદરતા પર તેઓ મોહિત હતા. બિચારી સુમિત્રા માટે તેમણે ખાસ પ્રેમ પ્રગટ કર્યો નથી. પતિના સ્નેહથી વંચિત હોવા છતાં સુમિત્રાએ પોતાની શોક્ય કૌશલ્યા અને કૈકેયીની સાથે કદી ઈર્ષા કરી નથી. તેના પ્રાણથી પણ પ્યારા બે પુત્ર લક્ષ્મણ અને શત્રુઘ્ન હંમેશા રામ અને ભરતના દાસની માફક સેવામાં રહેતા. સુમિત્રાને તેમાંજ જીવન ધન્ય ધન્ય લાગતું હતું. તે સદા પોતાના પુત્રોને મોટા ભાઈઓની આજ્ઞામાં રહેવાને જ ઉપદેશ આપતી હતી.

સુમિત્રા જેવી જનની ન હોત તો લક્ષ્મણ અને શત્રુઘ્ન જેવા પુત્ર ક્યાંથી ઉત્પન્ન થાત ?

જ્યારે રામને વનવાસ જવું પડશે એમ તેણે સાંભળ્યું ત્યારે તે હબી પડી, તે રાજા દશરથની નિંદા કરવા લાગી. તેના રૂદનથી અયોધ્યામાં હાહાકાર મચી ગયો. લક્ષ્મણ રામ સાથે વનવાસ જવા તૈયાર થયા, માતા સુમિત્રા પાસે તે રજા માંગવા ગયા. માતાએ કહ્યું. "બેટા, નાનપણથીજ રામ ઉપર તારી ચાહના છે. વનવાસ માટે જવા મારી રજા છે. મોટાભાઇની સેવા કરવી એ નાનાભાઈનું કર્તવ્ય છે. વનમાં રામની સેવા અને રક્ષા કરવામાં કદી પણ આનાકાની ના કરતો. ધર્મનું પાલન કરવું અને યુદ્ધમાં પ્રાણ વિસર્જન કરવો એ તો ઇક્ષ્વાકુ વંશમાં જન્મ લેનારની ફરજ છે. રામને દશરથ સમાન, સીતાને મારી સમાન માનજે અને ઘોર વનને અયોધ્યા સમજજે. જા બેટા, સુખે વનમાં જા."

રામ વનવાસ ગયા. કૌશલ્યા જમીન ઉપર પડીને રાતદિવસ રડતી હતી. નગરમાં હાહાકાર મચી રહ્યો હતો. સુમિત્રાએ કહ્યું. "જીજી, તમારા સર્વગુણ સંપન્ન પુત્ર પુરુષ શ્રેષ્ઠ રામ પોતાના પિતાના વચનને સત્ય બનાવવા હાથમાં આવેલા રાજ્યને છોડીને વનમાં ગયા છે તેમના આ કામથી આખું જગત તેમની અક્ષય કીર્તિ ગાશે. તેમના જીવનથી રઘુવંશ ધન્ય બનશે. બ્હેન ! એથી વધુ રામનું શું કલ્યાણ પ્રચ્છો છો ! એવા પુત્રની તમે માતા છો. તમો ભાગ્યવાન છો છતાં કેમ રડો છો ? તમો બધામાં મોટા છો. રાજગૃહની ગૃહિણી છો, તમારે પ્રથમ ધીરજ ધરવી જોઇએ તેને બદલે કલ્પાંત કરો છો. ભલાં જીજી આ શું શોભાસ્પદ છે !

"તમને ભય શાનો છે! રામ મહાપરાક્રમી છે, શત્રુઓ તો તેમના જેવું કોઈ ચલાવી શકતું નથી. સાથે મહાવીર ધનુર્ધારી લક્ષ્મણ છે. તેમને વનમાં કોઇ કષ્ટ પડનાર નથી. એક સુરજથી બીજો સુરજ તેજ હોઇ શકે પણ એક અગ્નિથી બીજો બીજો અગ્નિ શ્રેષ્ઠ ના હોઈ શકે એક જમીનથી બીજી જમીન, એક દેવતાથી બીજા દેવતા લક્ષ્મી કીર્તિ અને ક્ષમામાં એક પ્રાણી બીજા પ્રાણીથી શ્રેષ્ઠ હોઇ શકે છે પરંતુ રામથી વધીને કોઈ માનવી પૃથ્વીપર શ્રેષ્ઠ થઇ શકતું નથી. રામના આવા મહાત્યાગથી મુગ્ધ બની સૂર્ય પોતાના ગરમ કિરણોથી તેમને નહિ તપાવે. વાયુ ઠંડીમાં ગરમ અને ગરમીમાં ઠંડો બની તેમની સેવા કરશે માટે તમો રડશો નહિ. ચૌદ વર્ષ બાદ તે પાછા આવશે."

રામાયણ લાંબુ લખાયું છે. તેમાં રામ–સીતા–લક્ષ્મણ–કૌશલ્યા–કૈકેયી અને રાજા દશરથની કહાનીઓ વર્ણવેલી છે. પણ શાંત રીતે તેમાં મુખ્યફાળો આપનાર સુમિત્રાને ભૂલી જવામાં આવેલો છે. રામ લક્ષ્મણના અંગરક્ષક આ લક્ષ્મણ જેવા પુત્રની માતા બનનાર સુમિત્રા ખરેખર ભાગ્યશાળી હતી. તે કામમાં માનતા, કીર્તિમાં નહિ. તે સેવામાં માનતા, આગળ આવવાની ઇચ્છા ના મળે

# વફાદાર નોકર

લેખક :—શ્રી હરીશ નાયક.

સવારના આઠ વાગ્યા હતા. હું 'સંદેશ' વાંચી રહ્યો હતો અને બાજુમાં જ ૭ મહિનાની બેબી અસ્ત વ્યસ્ત રીતે હાથપગ ઉછાળતી હસતી, રમતી હતી. એટલામાં રસોડામાં ખન...ન...ન' 'ખન... ન...ન' કરતો ઉપરા ઉપરી વાસણો પડવાનો અવાજ સંભળાયો. હું એકદમ ચમકીને છાપું ફેંકી દઈ 'શું...છે!' કરતો રસોડામાં ગયો.

"શું છે! શું થયું રમા?" વાસણો નીચે ગમે તેમ વેરાયલા હતાં તે જોઈને મેં રમાને પૂછ્યું.

રમા પગનો અંગુઠો દબાવતી 'ઓ...ઇ' કરતી નીચે બેસી પડી હતી. પરીસ્થિતિ સમજી જઈને મેં કહ્યું "કપાય લાગ્યું તો નથીને?"

એક તપેલીની ધાર એના અંગુઠા પર વાગી હતી અને સહેજ લોહી પણ નીકળ્યું હતું. પછી રહ્યો સ્ત્રીનો સ્વભાવ એકદમ એ તો ગુસ્સે થઈ ગઈ. જાણે ભરેલી બંદુકમાંથી મારી પર ગોળી છોડી.

"તમને કેટલી વાર કહ્યું કે નોકર લાવી દો. પણ સાંભળવું છે જ કોને? તમારા સીગારેટ બીડીને આ સીનેમાના પૈસા તમને પોસાય છે ને એક દસ રૂપીયા નોકરના ભારે પડે છે..." એણે શરૂ કર્યું.

"પણ રમા..." મેં એને મનાવવા પ્રયત્ન કર્યો. પણ મારું સાંભળે છેજ કોણ!

"મારા બાપાએ, હું પીયરથી આવી ત્યારે પણ એક નોકર સાથે મોકલવાનું કહ્યું. મેં પાંચ રૂપિયા પગાર ને ખાવાપીવાનું ને રહેવાનું, આખો દિવસ બિચારો કામ કરત, બારે કંઈ નહિં ને આ બેબીને રમાડત તોયે હું છુટી થઈને બધું ઘરનું કામ પટપટ કરી નાંખત પણ અહીં તો મજવામાંથી એક પૈસો કાઢવો પડે છે ને માથે આકાશ તૂટી પડે છે."

"રમા, હવે જો તું બોલી રહી હોય તો હું થોડુંક બોલું" મેં એને કહ્યું.

"શું છે કહો?" તે ઠરસો કરતી બોલી.

"આ તારો રેડિયો બંધ કર અને અત્યારેજ તારા ડોસાને કાગળ લખીને નોકરને બોલાવી લે. બસ મારાથી આ રોજને રોજ નોકરની ફરીયાદ સંભળાતી નથી. આજ સુધી હું તને સમજાવતો હતો, પટાવતો હતો. મારા મનથી કે તું સમજી જશે. પણ તું રહી સ્ત્રી. 'સ્ત્રી હઠ' કંઈ અમસ્થી કહેવાય છે! મેં સીગરેટ છોડી, ચા છોડી, મહિને ચાર સીનેમા જોતો હતો તેને બદલે એકપર આવ્યો. ઘેર પેપર આવતું બંધ કર્યું. મિત્રવર્ગના રખડવાનું છોડ્યું તોય ઘરનું પુરું નથી થતું. એ બધું તો તું જાણે છે છતાં તને જે ટકટક કરવાની ટેવ પડી એ જતી નથી. એટલે હવે હું રોજ બે વખતને બદલે એક વખત ખાઈશ પણ તું નોકરને બોલાવી દે" એમ કહી હું તરતજ ત્વરીત ગતિએ ઓફિસ ચાલ્યો ગયો. જમ્યા વગરરતો.

મેં ધાર્યું હતું કે મારા ગુસ્સાની કંઈ અસર થશે પણ સ્ત્રી પર એની કંઈજ અસર ન થઈ એણે કાગળ લખીજ નાંખ્યો એના બાપાને, ને ત્રીજે દિવસે નોકર ઘરમાં હાજર થયો. ફક્ત પાંચ રૂપિયા પગાર ખાવા પીવાનું અને પહેરવા ઓઢવાનું બધુંય અમારું.

પુરુષને ઘુંટડો ગળી જતાં આવડે છે કે પછી સ્ત્રીની આગળ એને ગળી જવો પડે છે. ગમે તેમ હોય ઘરમાં નોકર આવ્યો એ મારી ઇચ્છા વિરૂદ્ધ હતું. એ મારું અપમાન હતું છતાં એમાં રમાને રાહત હતી એમ સમજી હું કંઈજ બોલ્યો નહિ. પાછલી વાતો ભુલીજ ગયો અને ખરેખર ત્યારથી અમારા ઘરમાં ઝઘડા ટંટાઓ શાંત થઈ ગયા.

આખો દિવસ રડ્યા કરતી બેબી હવે છનાના ખભા પર રહેવા માંડી, એટલે રડવાનું ઓછું થયું. પાણી ભરવું, લુગડાં ધોવા અને વાસણ માંજવા વિગેરે આખું ઉપરનું કામ છનો કરતો એટલે રમાનો પણ રોષ હેઠે ઉતર્યો. અને એ કકળાટ કરતી રેડિયાને બદલે એ મનગમતી રેકર્ડ વગાડી સાકર એવું આમોદિન બની ગઈ.

નોકર પણ ઘણોજ હોંશિયાર હતો શરિરે તંદુરસ્ત, સ્વચ્છ પણ ખરો ઉંમર અઢાર વર્ષની અને વળી પાછો એના પીયરનો.

પણ બધા કરતાં મને એનો એક ગુણ ગમ્યો, અને તે એની વફાદારી ત્રણ જ મહિનામાં કેટલાક પ્રસંગો એવા બન્યા હતા કે જેથી એ બિલકુલ અમારા ઘરનો જ માણસ બની ગયો હતો અને રમાને તો પીયરના નોકરને બદલે પીયરથી ભાઇ આવ્યો હોય એટલો આનંદ થતો હતો.

એક દિવસ રમા એની બેગ ખોલી કંઇક કાઢતી હતી. એની ટેવ પ્રમાણે એણે આખી બેગ વેર વિખેર કરી નાંખી અને પછી ગમેતેમ કપડાં બેગમાં પાછાં મુકી જબરજસ્તીએ બેગ બંધ કરી. એને પૈસા મુકવાની ટેવ લુગડાંની ગડીમાં. હવે જ્યારે લુગડાં બહાર કાઢ્યાં ત્યારે એક રૂપિયાની નોટ લુગડામાંથી બહાર પડી ગઇ તે એને ખબર નહિં બીજે દિવસે જ્યારે છનો ઓરડામાં કચરો કાઢવા ગયો ત્યાર એના હાથમાં એ નોટ આવી. તરતજ દોડી આવી એણે એ નોટ રમાના હાથમાં મુકી દીધી.

"બાઇ સાહેબ, આ નોટ, ત્યાં પડી હતી." અને તરતજ રમા મારી પાસે આવી. હું નહોતી કહેતી હું કે આ નોકર તે નોકર જ છે. જુઓ આ મારી નોટ કાલની પેલા ઓરડામાં પડી હતી. એણે જોઇ કે તરત જ મને આપી દીધી. અત્યારે બીજો હોત તો ગમે તેમ તોય એતો મારા પીયરનો નોકર."

આ વાતથી ભલે રમા ખુશ થઇ, પણ થોડીક ખુશી તો મને પણ થઇ છનાની વફાદરી પર, મેં મનમાંજ રમાનેને રમાના બાપાનો આભાર માન્યો.

અને એવો જ એક પ્રસંગ બીજો પણ બન્યો તે વખતે ઓફીસમાંથી બોનસ મળ્યું હતું. એટલે મજવા ભારે હતાં. રમાના કપડાં પણ ખલાસ થઇ ગયા હતાં. બેબીને માટે પણ કંઇક લઇશું અને પછે વખતે સીનેમા પણ જોતા આવીશું એમ નક્કી કરી અમે નીકળ્યાં, હું, રમાને બેબી. છનાએ હવે એટલો વિશ્વાસ સંપાદન કરી લીધો હતો કે અમે એકલા એને ઘેર મુકી જઇ, ઘર ઉઘાડું રાખી ગમે સા જતા તો અમને મનમાં ખટકો રહેતો નહિ.

અમે ઘેરથી નીકળી જ્યાં મોટરસ્ટેન્ડે આવ્યા અને મોટરની રાહ જોઇને ઉભા હતાં ત્યાં જ દૂરથી છનો "ભાઇ સાહેબ, ભાઇ સાહેબ" ની બૂમો મારતો, રોકતો ને દોડતો આવ્યો. એ રમાને 'બાઇ સાહેબ' ને મને 'ભાઇ સાહેબ' કહેતો. મારા મનમાં ફાળ પડી કે 'શું થયું હશે!"

હું જરા આગો ગયો. હાંફતો હાંફતો એ પાસે આવીને કહે "ભાઇ સાહેબ, આ પાકીટ તમે ટેબલ પર જ ભુલી ગયેલા."

"હે...!" મારાથી બોલાઇ જવાયું. મેં મારા ગજવા તરત જ ફંફોળ્યા પણ ખરેખર પાકીટ હું ભુલી જ ગયો હતો. પાકીટ તરત જ મેં હાથમાં લીધું. અંદર જોયું પચાસ રૂપિયા હાજર હતાં. મારા આનંદનો પાર ન રહ્યો. મેં છનાનો પગાર પાંચનો દશ કરી આપ્યો.

એવો ચબરાક અને વફાદાર છનો અમારા ઘરમાં આવતાં અમારા ઘરની રોનક જ ફરી ગઇ હતી. આખું ઘર સાફ રહેતું. ગોદડાંની જગાએ ગોદડાં, ટેબલ ખુરસી બરાબર. પુસ્તકો બરાબર ગોઠવેલાં. કબાટમાં લુગડાં ગડી કરીને મુકેલા બધું કામ એ એક આદર્શ ગૃહિણીની જેમ જ કરતો.

પણ આટલી બધી વફાદારી, આટલી બધી એકનિષ્ઠા આટલી બધી મજુરી એ શા માટે કરતો હતો એની ખબર તો મને અને રમાને એક સાથે એક દિવસ પડી ગઇ.

તે દિવસે અમારી સોસાયટીના બધા માણસોએ પાવાગઢ પીકનીક પર જવાનું નક્કી કર્યું હતું. છેક પાવાગઢ સુધી જઇએ એટલે બેબીને ઉંચકવા, બેગ ને પોટલા ઉંચકવા, તથા બીજા એવા કામ માટે છનો તો જોઇએ જ ને? અમે છનાને પણ સાથે લઇ લેવાનું નક્કી કર્યું. સાથે સાથે એવું પણ નક્કી કર્યું કે સ્ટેશન પર અમે બધાએ ચાલતાં જ જવું, ને છનો પાછળથી ભાડુતી મોટરમાં કે ટાંગામાં અમારા બધાનો સામાન લઇને આવે.

મુકરર કરેલે વખતે અમે તો નીકળ્યા. પાછળ છનાને કહ્યું. "જો બરાબર ઘર બંધ કરજે હાં!

સામાન બરાબર સાચવજે, એક પણ બેગ કે પોટલું ઓછું ના થાય તે જોજે, અને જો પાસેવાળા મગન ભાઈ અને રમણભાઈને ત્યાંનો સામાન છે તે પણ તારે લાવવાનો છે હાં!"

તેણે કહ્યું " એ તો બધુંય હું ઠીક કરી દઈશ તમે તમારે નિરાંતે જાઓ.

હું હરખ્યો અને અમે બધા સ્ટેશને જવા નીકળી પડયા. ગપ્પાં મારતાંમારતાં જો કે સ્ટેશન પર મોડા આવ્યા હતા, છતાં પણ ગાડી મોડી હતી એટલે વાંધો ન હતો. પા કલાક અડધો કલાક......પોણો કલાક એમ ધીરે ધીરે વખત જવા લાગ્યો પણ હજી છનો કે સામાન કોઈ દેખાતું નહતું. એવામાં 'ટન ટન ટન' એમ ગાડી ત્રીજા સ્ટેશને આવવાના ટકોરા પડયા અને મારો જીવ ઉંચો થયો. " કેમ નથી આવ્યો જુદા જુદા રસ્તેથી એને શોધવા નીકળી પડયા. અડધોએક કલાકે અમે ત્રણે ઘેર આવી પહોંચ્યાં. ત્રણે એ એક સાથે એક બીજાને પ્રશ્ન પૂછયો " તમને છનો મળ્યો સામો ?" પણ છનો કોઈનેય મળ્યો ન હતો. બધાના ઘરબર તાળાં હતાં.

ઉતાવળમાં મેં મારા ઘરનું તાળું તોડી નાંખ્યું. ઘરમાં જોયું તો એક પણ બેગ ન હતી. જે બેગ અને પાનોગર લઈ જવા તૈયાર કરાવી હતી તે તો કદાચ છનો લઈ ગયો હશે પણ બીજી બેગોનું શું? મારા ઘરની બેગો ચોરાયલી જોઈને મગનભાઈએ પણ એમનું તાળું તોડયું. અને જોયું તો એમના ઘરની પણ ત્રણે ત્રણ બેગો ગુમ અને પછી કંઈ રમણભાઈનો જીવ હેઠો રહે ! એમના ઘરમાં તો ફક્ત બેજ બેગો હતી તેમાંની એક તો છનાને લઈ જવા માટે બહાર કાઢી મુકી હતી પણ ઘર ઉઘાડી જોયું તો એમની બીજી બેગ પણ ગુમ.

અમે વળી પાછા દોડતાં સ્ટેશને પહોંચ્યાં: ગાડી આવીને જતી રહી હતી અને પેલા બધા અમને ગાળ દેતાં ઉભા હતાં. પણ ત્યાંયે છના ને ન જોતાં એ લોકોની કોઈ વાતનો જવાબ ન આપતાં અમે સામું જ પૂછયું " છનો, આવ્યો કે નહિ ? "

બધાએ એક સાથે પૂછયું " કેમ શું થયું ? "

મગનભાઈએ કહ્યું શું થયું શું થયું ? આપણા બધાનો સામાન લઈ એ મીસ્ટર મોટી પીકનીક પર ચાલ્યા ગયા લાગે છે. બધાના ઘર તણીયા ઝાટક. ચારસોવીસ કરી ગયો. "

અને પછી તો પૂછવાનું જ શું ? બૈરાંઓએ તો જાણે તેમના ધણી મરી ગયા હોય એમજ પોક મુકી " ઓ મારો અછોડો રે..." ને " ઓ મારું લોકીટ ને બંગડીઓ રે..." વિગેરે.

પોલીસમાં ફરીયાદ નોંધાવી. આજે એક મહિનો થઈ ગયો છે એ વાતને પણ હજી સુધી એ પીંઢરના વફાદાર નોકરનો ક્યાંય પત્તો લાગતો નથી. અને હવે તો રમા તો કોઈ દિવસ નોકર રાખવાનું નામજ લેતી નથી, હું મનમાંજ ભગવાનનો આભાર માનું છું કે, હે ભગવાન, ભલે છનો થોડું ઘણું ચોરી ગયો પણ અમારા ઘરમાંથી ઝઘડો કાયમને માટે જતો રહ્યો માટે તારો જેટલો આભાર માનું એટલો ઓછો છે. "

ગુજરાતી બોલપટઃ—

# "જીવન-પલ્ટો" ફિલ્મની જાણીતી અભિનેત્રી-
# શ્રીમતિ નિરૂપારૉય સાથેનો મારો અંગત પરિચય!

[ લેખકઃ-જેહાંગીર અરદેશર દેબુ ]

ફિલ્મી જગતનાં રૂપેરી પરદા ઉપર ચાર-પાંચ વર્ષોથી દેખાવ દેતી શ્રીમતિ નિરૂપારોયના નામથી કોણ વ્યક્તિ અપરિચિત હોઈ શકે? શ્રીમતિ નિરૂપારોયનું નામ હિન્દી તેમજ ગુજરાતી ફિલ્મ-ક્ષેત્રમાં એટલું બધું પ્રખ્યાત ને પનોતું થઈ પડયુ છે કે, જે કદાપિ ભૂલી શકાય એમ નથી જ! ઘણા લોકો નિરૂપારોયને બંગાળી સ્ત્રી સમજે છે, પણ આ તેઓની ભૂલ છે. અલબત્ત નામ ઉપરથી લોકોને નિરૂપા રોય બંગાળી હોય એમજ લાગે છે; પરંતુ આ તો એમનું ફિલ્મક્ષેત્રમાં ઉપનામ થઇ પડયુ છે એમનું મૂળ વારતવિક નામ શ્રીમતિ કોકિલાદેવી છે અને જાતનાં ગુજરાતી હિન્દુ છે. આરંભમાં તો આ બ્હેને હિન્દી તેમજ ગુજરાતી બોલપટો (Films) માં નાની નાની ભૂમિકાઓ ભજવી છે, તથાપિ શ્રીમતિ નિરૂપારોયે પ્રત્યેક બોલપટોમાં ભાવમય અનોખો અભિનય (Acting) પ્રદર્શીત કરી, સીનેમા પ્રેક્ષકોનું મન છીતી લીધું છે એ ખરેજ એમની અદભૂત કળા લેખી શકાય!

આગ્રા જઈને "તાજ-મહાલ" ન જોવું એના જેવી ભૂલ મુંબઇમાં રહીને નિરૂપારોયને નહિ મળવું એ છે, એમ જ્યારે મારા મનમાં વિચાર ઉદ્દભવ્યો, ત્યારે મેં તાત્કાલિક આ મશહૂર ફિલ્મ અભિનેત્રી (Film-star) શ્રીમતિ નિરૂપારોયની પ્રથમ રૂબરૂ મુલાકાત એમનાં ઘેરે લીધી. આ મુલાકાત થઇ ત્યારે મને નિશ્ચિત અનુમાન થયું કે, આ ભાગ્યશાળી અભિનેત્રી ( Film star) ને જો હું ન મળ્યો હોત તો ભૂલ કરી લેખાત! એઓ સાથની મુલાકાત દરમ્યાન મેં નિશ્ચિત જોઈ લીધું કે, બ્હેન નિરૂપારોયમાં જરાયે અભિમાન કે મોટાઇ પણ નથી. એમના પરિચયમાં આવનાર કોઇ પણ વ્યક્તિને તેઓ ભાવભીનું સન્માન કરી, પોતાની ઉચ્ચ લાયકાત અને ઉચ્ચ સંસ્કાર આપે છે; એટલું જ નહિ પણ આ બ્હેનનાં સદગુણમાં "નમ્રતા" "વિવેક" અને "સાદાઈ" ખાસ માલમ પડી આવે છે.

### જન્મ અને વતન

શ્રીમતિ નિરૂપારોય ઉર્ફે કોકિલાદેવીનો જન્મ તા. ૨૮ મી માર્ચ ૧૯૩૧ મુંબઈ શહેરમાં થયો હતો. એમના માતૃશ્રીનું નામ શ્રીમતિ ભાણીબ્હેન અને એમના પિતાશ્રીનું નામ શ્રીયુત ભગવાનદાસ છે અને તેઓ હજી હૈયાત છે. બ્હેન નિરૂપારોયના જન્મ સમયે કે બાળપણ કાળમાં કોઇને કદીયે ખબર નહોતી કે, આ બ્હેન નાની વયમાં ભવિષ્યમાં એક મહાન અભિનેત્રી બની ફિલ્મી જગતમાં પોતાનું નામ દિપાવી, ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી સર્વે પ્રેક્ષકોના ખુબ માનીતા ને જાણીતા થઇ પડશે.

એમનું જન્મ સ્થાન મુંબઇ છે; છતાં એઓએ પ્રથમ વલસાડને પોતાનું વતન બનાવ્યું અને ત્યાર પછી કેટલો સમય દાહોદમાં પણ રહ્યા હતાં હાલે બ્હેન નિરૂપારોય મૂખ્યત્વે કરી મુંબઇમાં જ ચાલુ રહે છે શ્રીમતિ નિરૂપારોયે હાઇસ્કુલ કે કોલેજની ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી નથી; તથાપિ આ બ્હેનની લાયકાત અને વર્તણુક જોતાં યુનિવરસીટીની ઉચ્ચ પદવીને પણ ભુલાવે એવી એમની સરકારી તાલીમ અને ઉચ્ચ આદર્શમય લાયકાત અવશ્ય પ્રશંસાપાત્ર છે એવો મારો અભિપ્રાય છે.

### ફિલ્મ-ક્ષેત્રમાં પ્રવેશ

ઇ. સ. ૧૯૪૫ માં શ્રીમતિ નિરૂપારોયે પોતાના જીવનમાં સૌથી પહેલી જ વખત ફિલ્મ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને તે સરદાઈઠ પીકચર્સ કૃત "રાણકદેવી" નામના ગુજરાતી બોલપટમાં પ્રથમ નાની ભૂમિકારૂપે એમને કામ કર્યું, અને ત્યારપછી આ બ્હેને બીજા અનેક ગુજરાતી તેમજ હિન્દી બોલપટોમાં મૂખ્ય અભિનેત્રી તરીકે કામ કરેલું છે

ગુજરાતી " રાણકદેવી ' બોલપટમાં કામ કર્યા પછી નિરૂપારોયે વાડીવા મુવિટોન કૃત " અમરરાજ " ફિલ્મ ચિત્ર ભારતી કૃત " ભવર " પીક્ચરમાં, રણજીત મુવિટોન કૃત બહાર પડેલ " લાખોમે યક ", " જય હનુમાન " અને " મિટ્ટી કે ખિલૌનાં ઇત્યાદિ બોલપટોમાં પણ કામ કર્યું છે.

" અજીત પીક્ચર્સ લી૦ " સાથે સબંધ

નાની વયથી જ ઉપરોક્ત દર્શાવેલા અનેક બોલપટોમાં કામ કર્યા પછી ઇ સ ૧૯૪૧માં બ્હેન નિરૂપારોયે " અજીત પીક્ચર્સ લી૦ " સાથે સંબંધ બાંધ્યો અને તેમાં આ સંસ્થાનું સૌથી પ્રથમ સર્વ શ્રેષ્ઠ ગુજરાતી ચિત્ર ' ગુણસુંદરી "માં નિરૂપારોયને મુખ્ય ભૂમિકા સાથનું કામ મળ્યું અને ત્યારપછી વેન્ગાર્ડ સ્ટુડીઓ કૃત ગુજરાતી બોલપટ " જીવનપલટો " માં પણ નિરૂપારોયે મુખ્ય અભિનેત્રી તરીકે સારૂં કામ કરેલુ છે અદ્યાપિ સુધીમાં બ્હેન નિરૂપા રોયે જો શ્રેષ્ઠ પ્રકારની ભૂમિકા અને ઉચ્ચ કક્ષાનો અભિનય પ્રદર્શીત કર્યો હોય તો તે " ગુણસુંદરી " અને " જીવનપલટો" નામના બે ગુજરાતી બોલપટોમાં જ છે!

" નણંદ ભોજાઇ " માં પણ મુખ્ય ભૂમિકારૂપે કામ કરવાનાં છે. આ ઉપરાંત લક્ષ્મી પ્રોડક્ષન કૃત ' સાવિત્રી " પીક્ચરમાં, ભરત પીક્ચર્સ કૃત " સમર્પણ " બોલપટમાં અને ગૌતમ ચિત્રકૃત ગુજરાતી બોલપટ ' મીરાંબાઈ " માં પણ નિરૂપા રોયની મુખ્ય ભૂમિકાઓ છે

લગ્નીક-જીવન

ઇ સ ૧૯૪૫ના માર્ચની ૧૦ તારીખે બ્હેન નિરૂપારોયે એમની જ જ્ઞાતિના સુશિક્ષિત અને સંસ્કારી યુવક શ્રીયુત કિશોરચંદ ઉર્ફે કમલરોય સાથે લગ્ન કરી, પ્રભુતામાં પગલાં માંડ્યાં; અને ઇશ્વર કૃપાથી અદ્યાપિ સુધી એઓનુ દાંપત્ય જીવન Married-life) સુખરૂપ છે અને અંતે આ લેખ સમાપ્ત કરતાં મારી પણ સહૃદયભરી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે, આ માનભર્યાં બ્હેન નિરૂપારોય એમના પતિ સાથે સુખ શાંતિ અને આબાદી સહિત સદા સૌભાગ્યવતી, રહી, ફિલ્મ ક્ષેત્રમાં દિન-પ્રતિ દિન વિશેષ ઉજ્જવળ કારકિર્દી ભોગવવાને ભાગ્યશાળી બને એજ અભ્યર્થના!! અસ્તુ!!!

0

# દોહન :

## આપણા શિક્ષકો કેવા છે ?

**અ**મુક સમય પહેલાં સુરતની જીલ્લા લોકલ બોર્ડ દ્વારા નિમાયેલી સ્કૂલ બોર્ડ તરફથી પ્રાથમિક શિક્ષકની નોકરી માટેના ઉમેદવારોની યોગ્યતા, આવડત, કક્ષા વિગેરે જોવા માટે એ ઉમેદવારોને બોલાવવામાં આવેલા. તે વખતે ઉમેદવારોને ભાષા, ગણિત, વર્તમાન ઇતિહાસ–ભૂગોળ વિજ્ઞાન ઉપરાંત શિક્ષકોને માટે સામાન્ય રીતે જે જ્ઞાન અને માહિતી હોવા જોઇએ એ સબંધમાં કેટલાક પ્રશ્નો કરવામાં આવ્યા હતા. જુદા જુદા ઉમેદવારોએ તેના જવાબો આપ્યા હતા. એ પ્રશ્નો તથા તેના જવાબ 'સ્થાનિક સ્વરાજ્ય' નામક સામાયિક ઉપરથી 'કુમકાળ'મા પ્રકટ થયા છે, તે અહીં ઉતાર્યા છે. વાચકને એ જવાબોમાંથી કરુણતા ભરી રમૂજ પ્રાપ્ત થશે, મનમાં દુઃખ પણ થશે, પરંતુ આ હકીકત છે એટલે દરેક વાચક ધ્યાનપૂર્વક એ પ્રશ્નો તથા તેના જવાબો વાંચી જાય એવી વિનંતિ છે:–

પ્રશ્ન (૧) : 'લોકલ બોર્ડની પ્રાથમિક શાળાઓમાં ચાર ધોરણ સુધી કેવું શિક્ષણ અપાય છે ?'

જવાબો :

'ચાર ધોરણ સુધી માધ્યમિક અને મેટ્રિક સુધીનું.'

'નિયમ અને તેનું પાલન કરવાનું.'

'કાંતવાનું ને વણવાનું'

'સીવણનું ને ભરતનું.'

'૧૯૪૭ થી ૧૯૫૨ સુધીનું.'

'કસરતનું.'

પ્રશ્ન (૨) : દિલ્હી, અમદાવાદ, કરાંચી, વડોદરા ભરુચ, સુરત એ શહેરો જે નદી પર હોય તેનાં નામ કહો.'

જવાબો :

દિલ્હી : 'સરસ્વતી,' 'કાશી', 'સરયૂ', 'સતલજ', 'સિંધુ', 'ગંગા' નદી ઉપર

અમદાવાદ : 'સરસ્વતી', 'મહી', 'ગંગા', 'નર્મદા', 'તાપી' ઉપર.

કરાંચી : 'તાપી', 'કૃષ્ણા', 'બ્રહ્મપુત્રા', 'નર્મદા', 'સરસ્વતી' ઉપર.

વડોદરા : 'મહી', 'નર્મદા', 'બ્રહ્મપુત્રા', 'સાબરમતી', 'તાપી' ઉપર.

ભરૂચ : 'વિશ્વામિત્રી', 'ગોદાવરી', 'મીંઢોળા', 'સરસ્વતી', ઉપર.

સુરત : 'રેવા' 'મીંઢોળા' ઉપર,

પ્રશ્ન (૩): 'હાથે કાંતેલા સુતરની સેવા આંટીમાં કેટલા તાર હોવા જોઇએ. ?'

જવાબો : ૧૦૦, ૧૨૫, ૬૦૦, ૬૪,

પ્રશ્ન (૪): જિલ્લાના દવાખાના, રસ્તા, પાણી વગેરે કામો પર કોણ દેખરેખ રાખે ?'

જવાબ : 'પોલીસ ઇન્સ્પેક્ટર'

પ્રશ્ન (૫) 'સરદાર વલ્લભભાઇ, બાળાસાહેબ ખેર અને મોરારજીભાઇના હોદ્દા જણાવો.'

જવાબ :

(૧) સરદાર પટેલ :

'માજી વડા પ્રધાન' 'મુંબઇના ગવર્નર' 'વડા પ્રધાન' 'ધારાખાતું', પરદેશનું વેપાર ઉદ્યોગ ખાતુ.' 'હિંદના નેતા' 'એજ્યુકેશન ઇન્સ્પેક્ટર' 'કેળવણીના વડા'

(૨) બાળા સાહેબ ખેર :

ગવર્નર, 'ખેતીવાડી ખાતું', 'લશ્કરી ખાતું' 'ગવર્નર જનરલ નેતા'

(૩) મોરારજીભાઇ

'કેળવણી ખાતુ', 'ગવર્નર' 'મહેસુલી કમિશ્નર' 'ખેતીવાડી ખાતાના અધિકારી' 'ગવર્નર જનરલ', 'હિંદના નેતા'

પ્રશ્ન (૬): રામાયણનું મુખ્ય સ્ત્રીપાત્ર કયું ?'

જવાબ : 'હનુમાન,' 'વાલ્મીક'

પ્રશ્ન (૭): 'મહાભારતનું મુખ્ય સ્ત્રી પાત્ર કયું ?'

જવાબ : 'વાલ્મીક, વ્યાસ', 'મદોદરી'

પ્રશ્ન (૮) : 'હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના કઈ સાલમાં થઈ હતી ?'

જવાબ : ૧૯૨૩; ૧૯૩૦, ૧૯૪૭, ૧૫૬૫, ૧૯૩૭, ૧૯૪૬, ૧૮૦૦, ૧૮૫૬, ૨ છ સપ્ટેમ્બર ૧૯૪૬.

પ્રશ્ન (૯) : મનુષ્યની તંદુરસ્તી પર કઈ વસ્તુ સારી અસર કરે છે !

જવાબ : હૃદય, સામો માણસ, ખોરાક, પરમેશ્વર, કોલેરા, ગરમી

પ્રશ્ન (૧૦) : 'હરિજનબંધુ ' કયાંથી પ્રગટ થાય છે ?'

જવાબો : દિલ્હીથી, અસ્પૃશ્યતામાંથી, સૂરતમાંથી, મુંબઈમાંથી, કરાંચીથી, મંદિરમાંથી, એકત્ર કરવાથી, ગાંધીજીથી, અમદાવાદ (સેવાગ્રામ)થી આલ્ફાબેટ નિવાસથી, સ્થાનિક સ્વરાજ તરફથી

પ્રશ્ન : (૧૧) : 'હિંદના પહેલા હિંદી ગવરનૅર જનરલ કોણ હોય છે !'

જવાબ : ' મહારાણી વિક્ટોરીયા.' લોર્ડ મેયો, '' જવાહરલાલ '

પ્રશ્ન (૧૨) : ' વડોદરાના વડા પ્રધાનનું નામ શું ?'

જવાબ : 'નારણજી મહેતા.'' લાલજી મહારાજ '

પ્રશ્ન (૧૪) : 'હિંદના હાલના મધ્યસ્થ પ્રધાનમંડળના સરદાર પટેલ અને જવાહરલાલ સિવાય બીજા ગમે તે ત્રણ સભ્યોના નામ કહો. '

જવાબો : 'મોરારજીભાઈ,' 'ગોખલે,' 'શિવાજી', 'સુભાષબાબુ,' 'વિઠ્ઠલભાઈ પટેલ,' 'શરદચંદ્ર' 'ખેર'

પ્રશ્ન (૧૫) : પેશ્વાએ પોતાની સ્વતંત્રતા કઈ સંધિથી ગુમાવી ?'

જવાબો : એંગ્લોરની સંધિથી,' 'કુસુમથી'

પ્રશ્ન (૧૬) : 'મુંબઈ ઈલાકાના ગવર્નર કોણ છે !'

જવાબો : 'ખેર', 'જવાહરલાલ', 'મોરારજી' 'સરદારપટેલ,' 'પ્રેમશંકર ભટ્ટ,' રાજગોપાલાચારી,' 'મહર્ષિજી,' 'ગોવાલ'

પ્રશ્ન (૧૯) : 'બકરી ઈદનો સાચો અર્થ સમજાવો.'

જવાબ : 'હિંસા' 'છૂટી પડેલો' 'દિવાળી', 'રમઝાનઈદ,' 'બકરી પાળવી'

પ્રશ્ન (૨૦) : 'મહાસભાનું છેલ્લું અધિવેશન શેમાં ભરાયું હતું ?'

જવાબો : ' હરિપરા,' 'મઢી', 'સુરત' 'રાજકોટ,' 'હૈદ્રાબાદ' 'ઇંગ્લાંડ', 'જોધપુર,' 'મુંબઈ,' 'દિલ્હી'

પ્રશ્ન (૨૧) : 'જેટી ન શકાય એવું ' એ શબ્દ સમૂહને એક જ શબ્દમાં સમજાવો'

જવાબ : ' આલ્ફાબેટ '

પ્રશ્ન (૨૨) 'સત્યને માટે ઝઝુમનાર એટલે શું !

જવાબ : 'હિંસક '

આ જવાબો શિક્ષણના રથને દીપાવવાની ઇચ્છા રાખનાર ઉમેદવારો તરફથી મળે છે. એટલે કે જેમના હાથમાં આપણે આપણા બાળકોને વિદ્યાભ્યાસ માટે મૂકવાના છે તેઓ બાળકોને કેવા પ્રકારનું શિક્ષણ આપશે તેની કલ્પના થઈ શકે છે.

**દોષ કોનો !**

પરંતુ એ ઉમેદવારો ભલે ટ્રેઈન્ડ–સીનિયર નહિ હોય છતાં પણ તેમણે ગુજરાતી ભાષાની શાળાન્ત પરીક્ષા જેને આજસુધી 'વર્નાક્યુલર ફાઈનલ' પરીક્ષા કહેતા એ તો પસાર કરી જ હશે. એટલે કે ગુજરાતી સાત ધોરણ સુધી તો અભ્યાસ તો કર્યો જ હશે તેમના ઘણાખરા લોકલ બોર્ડની શાળાઓમાંથી, અને કેટલાક અમદાવાદ કે સુરત વગેરે જેવાં શહેરોની મ્યુનિસિપલ શાળામાં અભ્યાસ કરી, શાળાન્ત પરીક્ષામાં પસાર થયા હશે.

એ ઉપરથી વિચાર આવે છે કે આવા જવાબો આપનાર એ ઉમેદવારોને શિક્ષણ આપવાનો દાવો કરનારા જીલ્લા બોર્ડો અને મ્યુની. શાળાઓના શિક્ષકો ઉપર દેખરેખ રાખનાર એડમિનિસ્ટ્રેટ ઓફીસરો અને ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો વગેરે કેવું શિક્ષણ અપાય છે તેની કાળજી શું નહિ જ રાખતા હોય ! જીલ્લા સ્કુલબોર્ડના સભ્યો વરસમાં બે–ચાર કે છ વખત તેની મીટિંગોમાં હાજરી આપે તે પૂરતું

નથી. પરંતુ એવી બોર્ડોના બધા સભ્યોમાં શિક્ષણ વિષેની યોગ્યતા નથી જ હોતી. એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરો અને ઈન્સ્પેકટરો વહીવટી બાબતમાં જેટલું લક્ષ આપે છે તેટલું શિક્ષકો કેવા પ્રકારનું શિક્ષણ આપે છે તેની તરફ લક્ષ નથી જ આપતા. બાળકો ઉપર શિક્ષણ-તાલીમ વગેરેનો નવો નવો બોજો લાદવામાં આવે છે, પરંતુ તે ઉપાડવાની તેમનામાં શક્તિ નથી. અને એ ઉપાડવાની કળા તેમને બતાવવાની શિક્ષકોમાં આવડત નથી.

આપણે એમ માનીએ છીએ કે જનતાના પ્રતિનિધિઓ બાળકોના શિક્ષણની વ્યવસ્થા સંભાળે છે; જ્યારે ખરી રીતે તો પ્રાથમિક શિક્ષણમાં ઘણા સમયથી કેવળ વેઠ જ કાઢવામાં આવે છે.

સુરત જીલ્લામાં સાત કે આઠ તાલુકાને બદલે અઢાર તાલુકા, અન્ય દેશી રાજ્યો મુંબઇ પ્રાંતમાં ભળવાને કારણે થવાના છે. એ તાલુકાનાં નાના નાનાં ગામડાંઓમાં પણ શાળા થવાની છે. પ્રાથમિક શિક્ષણ ફરજિઆત બન્યું છે આ સ્થિતિમાં એ તમામ શાળાઓ ઉપર સુરત જેવા શહેરમાં બેસી કામ કરનારી જીલ્લા સ્કુલ બોર્ડ કેસી રીતે દેખરેખ રાખી શકશે !

શિક્ષકોને ગમે તેટલા ખીરદાવો, તેમનામાં ઉચ્ચતમ ચારિત્ર્ય હોવું જોઇએ, પ્રેમ, મમતા, લાગણી, નીતિ, ન્યાય-બુદ્ધિ સમભાવવૃત્તિ વગેરે વગેરે હોવું જોઇએ એવી વાતો કરો એથી એ બધા ગુણો શિક્ષકોમાં દાખલ થઈ જવાના નથી. તેમની ઉપર પૂરી દેખરેખ હોય અને તન-મન પૂર્વક કામ કરવાનો તેમનો ઉત્સાહ વધે એ પ્રકારની તેમની નિશ્ચિત સ્થિતિ હોય તો જ તેઓ સુયોગ્ય શિક્ષણ આપી શકે. એટલે આવા જવાબો આપનાર ઉમેદવારો પેદા કરવાની જવાબદારી ખરી રીતે જીલ્લા સ્કૂલ બોર્ડો, તેમના એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરો તથા કેળવણી ખાતાના નાના-મોટા ઇન્સ્પેકટરોની જ છે, ઉમેદવારોના અજ્ઞાન માટે તો કેવળ દયા ખાવી જ રહી

o

# તમે જાણો છો ?

**મરણ પહેલાં ઘોર :**-નવસારી પાસેના કાછીઆવાડી ગામે એક સોલ વર્ષના ડોસા બીમાર પડતાં તેના પુત્રે પોતાની વાડીમાં ડોસાને દાટવા માટે ઘોર ખોદી રાખેલી ત્યારબાદ ૩-૪ દિવસે ડોસા અવસાન પામ્યા. આથી ત્યાં ખુબ ચકચાર થઈ રહી છે આ છે ડહાપણ !!!

**કેફી ખોરાકથી કુટુમ્બનું મરણ :**-મહેમદાવાદ બજારમાં રહેતા એક મુસલમાન ચુનાની દવા વેચવાનો ધંધો કરતો હતો તેને ત્યાં દવા વાટવાના ખરલમાં શાળનાશાક વિગેરેને મસાલો ખાંડી રસોઇમાં નાખી ખાવાથી આખું કુટુંબ તારાજ થયાના સમાચાર વાંચવામાં આવે છે. સાવધાન!!!

આના જેવોજ બનાવ હમણાં અમદાવાદ મોટીહમામ પોળમાં એવું દુધ પી જવાના કારણે કેટલાક બાળકો મરણ પામ્યા છે અને કેટલાક પીડાયાં છે.

**માટલાં લઇને સ્ત્રીઓએ સરઘસ કાઢયું:—** અભાવા પાણીની ખુબ ખેંચ હોવાથી સત્તાવાળાઓની આંખ ઉઘાડવા સ્ત્રીઓએ પાણીના ખાલી માટલાં લઇને એક સરઘસ કાઢયું હતું.

**૪૦ વર્ષમાં ૫૦ સ્ત્રીઓ સાથે લગ્ન-**

લગ્નને સ્પર્શતા ગુનાઓમાં ક્રેષ્ઠનિષ્ણાત અને છેલ્લા ૪૦ વર્ષમાં ૫૦ યુવતિઓ સાથે લગ્ન કરી ચુકેલ કહેવાતા ૭૭ વર્ષની ઉંમરના મજનું અંગે તેરેક જેટલી ચેતવણીઓ અમેરીકાની પોલીસે જાહેર જનતાને આપી હતી.

માત્ર ૭ દિવસે પહેલાંજ તેણે શ્રીમતી લૅંગ્ગ્રન સાથે તેમને છેલ્લાં લગ્ન કર્યાં. એમ કહેવાય છે કે તેના મોટા લગ્નનો આંકડો ૪૯ સુધી પહોંચ્યો હતો. વાહ રે લગ્ન શોખ ! !

અમદાવાદમાં રજુ થનાર

## આપના પિક્ચરોની

પબ્લીસીટી ડેકોરેશન

માટે



સ્પેશીયાલીસ્ટ

* સીટી હોડીંગ
* ,, પોષ્ટર્સ
* બસ બોર્ડ
* ઇલેકટ્રીક પિલર્સ પોષ્ટર્સ
* બસ સ્ટેન્ડ સાઇડ
* કલર ચેંન્જર બોક્ષ

અને

* પ્લાસ્ટીક ડેકોરેશન

માટે



—અવશ્ય મુલાકાત લ્યો—

**નિરંજન કલા કેન્દ્ર**
C/o સ્રીઓથ કાર્યાલય
પીરમથા રોડ અમદાવાદ

---

નિરંજન કલા કેન્દ્ર

સહર્ષ રજુ કરે છે.

લાખા તો લખ થયા તેમાં ફુલાણી એક
થાય ચંદ્ર ઉષ્ણ સુરજ શિતળ
તોય લાખો નવ મેલે ટેક



| | |
|---|---|
| કવિશ્રી નિરંજનની કસાયલી કલમે આલેખાયલી અણમોલ ભેટ ! | કચ્છ કેશરી વીર શીરોમણીની રોમાન્સ પૂર્ણ જીવન છબી ! |



# લાખો ફુલાણી

[ ગુજરાતી ભાષામાં ]

નિર્માતા—શ્રી ચંદ્રકાન્ત મહેતા

દિગ્દર્શક

શ્રી મહેન્દ્ર ઠક્કર
( કવિ નિરંજન )

રૂપેરી—અનુકંપા, ચિંતામણી, બળદેવ, જયવિજય, નિરંજન વિ.

—પ્રાંતિય હક્કો માટે લખો—

**નિરંજન કલા કેન્દ્ર**
C/o સ્રીઓથ કાર્યાલય
પીરમથા રોડ, અમદાવાદ

# "સ્ત્રી સમાચાર"

## સદી ઉજવવાનું પ્રથમ માન,

લંડનમાં આવેલી સ્ત્રીઓ માટેની બેડફોર્ડ કોલેજે ૧૦૦ વર્ષ પુરાં કર્યાં છે આટલી દીર્ઘ અને યશસ્વી કારકિર્દી ધરાવતી બ્રિટનમાં આ પહેલી જ, મહિલાઓ માટેની કોલેજ છે. તેની સ્થાપના પરગણુ, સજાવનાં મિસિસ એલિઝાબેથ જેસિસ રેઈડએ કરી હતી તેણે આખી જિંદગી સુધી એક જ સ્વપ્ન સેવ્યું હતું અને તે સ્ત્રીઓ માટેની કોલેજની સ્થાપના ઉપર ૬૦ વર્ષની ઉંમરે તેણીનું આ સ્વપ્ન ફળ્યું.

આજે લંડનનો મધ્ય ભાગમાં આઠ એકર સુંદર બગીચાઓની વચ્ચે 'ભવ્ય ઈમારતો ધરાવતી આ કોલેજમાં શિક્ષણ માટેનાં ૧૯ ખાતાં છે અને ૮૫૦ જેટલી વિદ્યાર્થિનીઓ અભ્યાસ કરે છે

×

## સ્ત્રી સ્વયંસેવિકાઓની પ્રશંસનીય કામગિરિ

બ્રિટનમાં ખાણ–કામદારો પોતાને મળતા પગારમાંથી બચત કરી શકે તે માટે 'ખાણિઆઓ માટેની બચત યોજના' કરવામાં આવી છે. છેલ્લા ત્રણ માસ દરમિયાન આ યોજનામાં નવ ખાણોમાંથી ૬૦૦ જેટલા કામદાર સભ્યોએ લાભ લીધો છે. આ યોજનાની આટલી સુંદર અસાધારણ પ્રગતિનું મુખ્ય કારણ તો નોટિંગ હામ શાયર ખાતે આવેલા નં. ૪૩ ૮૫ હેડક્વાર્ટર્સની વિમાની ક્ષેત્રમાં કામ કરતી સ્ત્રીઓના પ્રયાસોને આભારી છે. તેઓ સ્વયંસેવિકાઓ તરીકે કામ કરે છે તેઓ પગારના દિવસે દરેક ખાણની મુલાકાત લે છે અને ખાણીઆઓને દર અઠવાડિયે અમુક રકમની બચત કરવા અંગે ઉપરોક્ત યોજનાનો લાભ લેવા સમજાવે છે અને પછી ત્યાંને ત્યાં જ તેટલી રકમ તેમની રોકડમાંથી કાપી લેવામાં આવે છે આ યોજનાનો લાભ લેતા ખાણીઆઓને તેમની 'બચત રકમ' દિ। પ્રતિદિન વધારવા પણ પ્રોત્સાહન આપવામાં આવે છે .

×

## બ્રિટનમાં પ્રથમ મહિલા તબીબની પવિત્ર યાદમાં

હેસ્ટિંગ્ઝ ખાતે આવેલા એક મકાનને જાળવી રાખવામાં આવશે કારણ કે ત્યાં બ્રિટનની પ્રથમ મહિલા તબીબે ૩૦ વર્ષ સુધી કાર્ય કર્યું હતું આ મકાનને યોગ્ય મારાથી નુકશાન થયું હતું.

આ મકાન પર એક તકતીમાં આ પ્રમાણે લખવામાં આવ્યું છે :

" અહીં ડૉ. એલિઝાબેથ બ્લેકવેલ ૩૦ વર્ષ સુધી રહ્યા હતાં અને તબીબી કાર્ય કર્યું હતું. બ્રિસ્ટલ ખાતે સ. ૧૮૨૧ માં જન્મી સ ૧૯૧૦ માં હેસ્ટિંગ્સ ખાતે મૃત્યુ પામ્યાં હતાં. ન્યુયોર્કમાં સ ૧૮૪૯ માં પ્રથમ તબીબી સ્નાતક થનાર પ્રથમ મહિલા. બ્રિટનના તબીબી દફતર પર સ. ૧૮૫૯માં નોંધ પામેલાં પ્રથમ સન્નારી. "

આ મકાન ૨૦ વર્ષથી ખાલી પડ્યું છે.

×

## સ્ત્રીયા રાજ્ય......!

બ્રિટનમાં બિશોપ્સ ઈચિન્ગટન (વૉર વિકશાયર) નામનું ૯૦૦ ની વસ્તિ ધરાવતા ગામડાનો વહિવટ આગામી એક બે વર્ષ માટે સ્ત્રીઓ સંભાળશે. કારણ કે ત્યાં ચૂંટાએલા છ કાઉન્સિલરોમાં માત્ર એક જ પુરૂષ છે. સ્થાનિક સ્ત્રીઓની સંસ્થાના પ્રમુખ ઈડિથ રેયથ–હેથ નામની મહિલાએ સૌથી વધારે મત મેળવ્યા છે પુરૂષ સભ્યમાં માત્ર ફ્રેંક માર્શ છે તે છેલ્લા ૨૦ વર્ષથી કાઉન્સિલમાં છે. તેણે ૯૫ મત મેળવ્યા હતા

×

## નવ પરિણિત સ્ત્રીઓ માટે ઉત્તમ પુસ્તક રાજકુમારી એલિઝાબેથને ભેટ

'નવ વધુઓ માટેના પુસ્તક' (બુક ફોર બ્રાઈડ્ઝ) ની એક પ્રત રાજકુમારી એલિઝાબેથને ભેટ મળી છે. આ પુસ્તક તાજેતરમાં જ પ્રકટ થયું છે તેનું છેલ્લુ પ્રકરણ છે : "જિંદગી માટે અવિરત પુરૂષાર્થ." ખોરાક, દારૂ, વસ્ત્રો, ઘર માટેનું રાચરચિલુ, મધુ રજની માટે પ્રવાસ, વગેરે વિષયો પર નિષ્ણાતોએ રસાળ અને રોચક વાનગી પીરસી છે એક કાનુન નિષ્ણાતે આમાં કાયદાની બાજુને પણ છણી હોય તેનું અવલોકન આપ્યું છે.

આ આખા પુસ્તકમાં કદાચ સૌથી ઉપયોગી વિષય છે; " લગ્ન અંગે તત્ત્વજ્ઞાન " તેના લેખક આન્ડે મારવા માને છે કે, " લગ્ન એ દીક્ષા અને શ્રદ્ધાનો વિષય છે અને તે નિત્ય તાજો રહેવો જોઈએ.

પ્રકાશક . ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા 'આમોદ કાર્યાલય' પાનકોરનાકા રોડ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ ધી નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ ઘીકાંટા રોડ અમદાવાદ

ગુર્જર નારીનું અદ્યતન જૂનું માસિક પત્ર




વર્ષ ૯૩ | ઑગસ્ટ | અંક ૮ મો

## નારીસપ્તક

(અનુષ્ટુપ)

ઉજ્જવળા બીજ રેખાશી, વીજ શાં સ્મિત વેરતી;
સ્વચ્છ છે વાણી ને વેશ, નમું ગુર્જરસુંદરી!
સ્વામીની સંગ ઘૂમીને, ધરા ચોખંડની વિષે
ગુર્જરોના ગુણોની તું, ગજાવે ગર્વઘોષણા
સંસારશોભના જાણે, રૂપની વેલ પાંગરી,
ગુર્જરોના ગૃહે બાંધે, તોરણો તેજપૂતળી (૧)
વીરમાતા તને જોતાં યાદ આવે વીરાંગના,
જળીને જોહરે જેણે સાચવ્યાં શીલ એકદા
પ્રચંડ દેહયષ્ટિ ને, અંગે શક્તિ સ્ફુરી રહી;
ધીંગા ધીંગાણિયા વીરો જેને ખોળે રમી રહ્યા.
મારવાડતણી માતા! આધુનિકા ભલે ન તું,
નમું છું પાદપદ્મે હું, માની જગદંબા તને (૨)
ઘડેલી પુષ્પથી કાયા, વિભુએ જેની કુસંદે,
કિન્નરીકંઠની જેને દીધી બક્ષીસ ઉપરે.
અરે શું હિમની મૂર્તિ રંગે ઇન્દ્રધનુ તણા,
રંગીને રંગીલા સ્રષ્ટા, હિમ વિષે થીજી ગયા!
કાશ્મિરી સુંદરી! તારા દર્શને સ્મરણે ચડે
દેવ દેવાંગના, જેની તું છે સાચી પ્રતિનિધિ (૩)
ચતુરા, ચપલા બાળા તમે હો બંગસુંદરી!
સ્વાતંત્ર્યે વેશભૂષામાં, અગ્રે છો નારીસંઘમાં.
ભારતી માતને સંધ્યે, રમે ગુર્જરસુંદરી;
ને ડાબે કર એલે છે, ઘઉંવર્ણી બંગાલણી.
વિશ્વને ભારણે આજે, સહુ જાણે બંગાળને;
ધન્ય એ યશનાં ભાગી, બાલે બંગાળનાં નમું (૪)
નહિ નીચાં, નહિ ઊંચાં, મધ્યમા સુંદરી તમે,
મધ્યદેશ તણાં વાસી; ભર્યાં સૌંદર્ય સૌષ્ઠવે;
દેહથી સુંદરી છોગો; ઊઠે સૌંદર્યની પ્રભા,
રંગબેરંગી રંગોનાં ઓઢણે માલવા દીસે
જાણે વાસંતી કુસુમોથી ફોરેલો બાગ ભારતે,
વિલાસી માલવી બાળા! નમું સાનંદ પાદમાં (૫)
તેજી ઘોડા સમા જેના, અંબોડે ફૂલવેણીઓ
સોહે ને સાળુનો છેડો, ખભે જેને સરી ગયો.
નારી મહારાષ્ટ્ર કેરી તું સ્વતંત્ર વેશભૂષણે,
લક્ષ્મીબાઈ તણી કુખે, ઉજળાં મુખ સર્વનાં
શુભકતા વસ્ત્રાદિકે, ગુર્જરી શી ઘરરખુ,
નમું મહારાષ્ટ્રની નારી! માતા રાષ્ટ્રવીરો તણી ૬
સંસ્કૃતિ દ્રાવિડો કેરી સાચવી તામીલે હજી,
નમું એ નારીઓને જ્યાં, જૂના ઈતિહાસ સાંભરે
શ્યામ કાયા છતાં ચક્ષુ અને દંતે મનોહરા;
હસે જ્યાં રમણી તું ત્યાં ફૂલ જાણે ખરી પડે
મદ્રાસે, તામીલે જેણે માતાને એ નથી દીઠી;
દેશમાતાતણું ચિત્ર અધુરૂં એક દોરશે (૭)+

લેખક : જેઠાલાલ ત્રિવેદી

+ લેખકના તાજેતરમાં પ્રગટ થયેલા 'અલકા' નામના નવા સંગ્રહમાંથી. 'સ્ત્રીબોધ' કાર્યાલયમાંથી મળશે કિં. ૨ રૂ.)

# "કાશ્મીરનાં સ્મરણો"

લેખક :—પંડિત. જવાહરલાલ નહેરૂ.

જ્યારે ૧૯૪૦ માં પં જવાહરલાલ નહેરૂએ વીસ વર્ષ પછી કાશ્મીરની ફરીથી મુલાકાત લીધી ત્યારે કાશ્મીરની સરિતાઓ, ખીણો અને હિમાચ્છાદિત પર્વતશિખરોની, નિતાન્ત રમણીયતાથી મત બન્યા હોય તેમ પોતે એ સુખસંપન્ન ખીણમાં ખુબ રખડયા હતા, તેમણે લખ્યું છે કે ' સ્વપ્નમાં દેખાતી અને જાગતાંની સાથે લુપ્ત થઇ જતી પ્રિયાની મુખાકૃતિ જેવું એ હતું. નવ વર્ષ પહેલાંના પં. નહેરૂના લખાણમાંથી આ "સ્મરણો" તારવી કહવામાં આવ્યાં છે.

### કાશ્મીરની શોભા

"**આ** પ્રદેશની રમણીયતાએ મને વશ કર્યો અને મારી આસપાસ મોહજાળ પાથરી જાણે સૌન્દર્યનો આવેશ જગાવ્યો હોય અથવા સૌન્દર્ય પીને તર બન્યો હોઉં તેમ હું આમતેમ રખડયો અને એના નશાએ મારા મનને ભરી દીધું.

સરિતાઓ અને ખીણો, સરોવરો અને લલિત વૃક્ષોની સૌમ્ય શોભાથી વ્યાપ્ત બનેલું કાશ્મીર અ-વ્યક્તિનિષ્ઠ અને માનવ વાસનાથી પર એવા લોકોત્તર સૌન્દર્યવાળી રમણી જેવું લાગ્યું, ત્યાં તો વળી આ અદ્ભુત સૌન્દર્યનો નવોજ પ્રકાર નજરે પડયો...કઠોર પર્વતો, હિમાચ્છાદિત શિખરો ને હિમઝરણાં, અને નીચેની ખીણ તરફ ધસ્યા જતા ક્રૂર, ભીષણ, જળપ્રવાહોથી રચાયલું પૌરૂષ સૌન્દર્ય દેખાયું કવચિત, હસતા, કવચિત ખિન્ન, ક્વચિત શોકપૂર્ણ એવા, ક્ષણે ક્ષણે નવીનતા પામતા સેંકડો ચહેરા અને અગણિત દર્શનો એમાં હતા. કોઇવાર દાલ સરોવરમાંથી ધુમ્મસ ઉપર ચઢે અને પારદર્શક પરદાની પેઠે પોતાની પાછળ શું છે તેની ઝાંખી કરાવે! વાદળો પર્વતના શિખરોને ભેટવા માટે પોતાના હાથ પ્રસારે અથવા સંતાકુકડી રમતાં નાનાં બાળકોની માફક છાનામાનાં નીચા નમી જાય હું આ સદા બદલાતી જતી દૃશ્યાવલિનું અવલોકન કરતો હતો અને કોઇકવાર એની નિતાન્ત રમણીયતાના વશીકરણથી ભાન ભૂલી જતો. હું જે નિહાળતો ગયો તેમ તેમ, આપણા હૃદયને ભરી દેતી છતાં ક્વચિત જ સિદ્ધ થતી આશા-તૃષ્ણા સમું સ્વપ્નવત અને અવાસ્તવિક એ જણાયું સ્વ-



પ્નમાં જણાતી અને જાગતાંની સાથે જ લુપ્ત થઇ જતી પ્રિયાની મુખાકૃતિ જેવું એ હતું.

### કળા-કારીગરી

જ્યારે હું ચીન ગયો હતો ત્યારે ચીનના લોકોની ઉત્કૃષ્ટ કારીગરીવાળું કલા વિધાન જોઇને મને ઘણો વિસ્મય થયો હતો પોતાના કારીગરો અને કલાકોવિદો માટે હિંદ ઘણા લાંબા વખતથી પ્રખ્યાત છે પણ આ બાબતમાં ચીન ચોક્કસ ચઢિયાતું છે એમ મને લાગ્યું હતું, કાશ્મીરમાં મને એવો અનુભવ થયો કે અહીં એવું કંઇક છે, જે ચીનની બરોબરી કરી શકે કાશ્મીરી કારીગરોના 'કુશળ હસ્તે ઘડાયલી ચીજો કેવી સૌન્દર્યપૂર્ણ હોય છે' એમને જોતાવેંત આનંદ થાય. એમને સ્પર્શ કરતાં હર્ષ આપે.

શાલ માટે કાશ્મીરે સેંકડો વર્ષ થયાં પ્રખ્યાતિ મેળવી છે આવી પ્રખ્યાતિ, છતાં શાલ વણવાનો ધંધો મંદ પડતો ગયો અને પશ્ચિમના દેશોનાં કારખાનામાં બનેલી પાતળા જેવી ચીજોએ તેમનું સ્થાન લીધું. કાશ્મીરની બીજી હાથકારીગરીની પણ

એજ દશા થઇ. કાશ્મીરમાં આવતા પ્રવાસીઓ પૂરતો વ્યાપાર મર્યાદિત પ્રમાણમાં ચાલ્યો, પણ એકંદરે હિંદના ધનવાન માણસો કાશ્મીરમાં બનેલી સુંદર અને કલામય ચીજો કરતાં વિદેશી માલને વધારે પસંદ કરવા લાગ્યા.

### ઔદ્યોગિક પુનરુજ્જીવન

વીસ વરસ પહેલાં હિંદની રાષ્ટ્રીય પ્રવૃત્તિએ નવીન વલણ લીધું હતું અને અનેક કાર્યક્ષેત્રોમાં તેના દૂરગામી પરિણામો જણાયાં. હાથબનાવટની ચીજો માટે આપણે આગ્રહ રાખ્યો તેથી આ ચીજોને નવું આયુષ પ્રાપ્ત થયું અને ઘણા મરણોન્મુખ ઉદ્યોગો સજીવન થયા. કાશ્મીરને પણ આ પુનરુજ્જીવનની અસર પહોંચી અને ધીમે ધીમે કાશ્મીરી ચીજોનું એક નવુંજ બજાર હિંદમાં ઉઘડ્યું. અખિલ હિંદ ચરખા સંઘે (ઓલ ઇન્ડિયા સ્પિનર્સ એસોસીએશને) આમાં અગ્રભાગ ભજવ્યો અને તેની કાશ્મીરી શાખાએ હિંદભરમાં વેચાણ મથકોને માલ પૂરો પાડવાનું કામ કર્યું. પણ આ ગતિ હજી ધીમી છે. એ ગતિ વધારે શીઘ્ર હોવી જોઇતી હતી.

કારીગરીનો આ વિકાસ અનેક કુશળ છતાં બેકાર કારીગરોની વ્યવસાયદાતા અને સમૃદ્ધિનો માર્ગદર્શક બન્યો છે.

### કાશ્મીરના લોકો

કાશ્મીરના સૌન્દર્યના સુખમય ચિન્તનમાં લીન બનવા છતાં કાશ્મીરના લોકોનું ભયાનક દારિદ્રય નજરે પડતાંજ હું કઠોર ધરતી પર પછડાતો અને આઘાત પામતો. જ્યાં વસુન્ધરાએ છૂટે હાથે લક્ષ્મી વેરી હોય ત્યાં આ લોકો આવા દુઃખી અને ગરીબ કેમ રહે એની મને નવાઇ લાગતી. મને કાશ્મીરની ખનિજ સંપત્તિ અથવા બીજી કુદરતી સંપત્તિ વિષે ખબર નથી પણ મારો એવો ખ્યાલ છે કે એ પ્રદેશ એવી સંપત્તિથી ખૂબ સમૃદ્ધ છે. ગમે તેમ હોય પણ હવે જે પગલાં પ્રથમ લેવાનાં છે તેમાં આ પ્રકારના વિસ્તૃત અને સંપૂર્ણ નિરીક્ષણનો પણ સમાવેશ કરવો પડશે. આ લોકોના જીવનધોરણને ઠીક ઠીક પ્રમાણમાં ઉંચું આણવા માટે પૂરતાં થઇ પડે એમ છે. સસ્તી યંત્રશક્તિ મળી શકશે અને તેથી ઘણાં નાના મોટા ઉદ્યોગો શરૂ કરી શકાશે. ગ્રામોદ્યોગો અને હાથ કારીગરીની ખીલવણી માટે વિશાળ ક્ષેત્ર પડ્યું છે.

### લોક જાગૃતિનો જુવાળ

કાશ્મીરમાં જાગૃતિ આવી છે અને જનતાએ પ્રવૃત્તિ શરૂ કરી દીધી છે એમ મને સમજાઇ ગયું. છેલ્લા વીસ વર્ષ દરમ્યાન હિંદના ઘણા પ્રદેશોમાં મારો આ સાધારણ અનુભવ હતો. પણ એક રાજસ્થાનમાં આટલી પ્રવૃત્તિ દીઠી એ અસાધારણ અનુભવ હતો. લોકોમાં ખૂબ પ્રસરેલી જાગૃતિ વિષે અને વધતી જતી સ્વાશ્રયની અને સ્વબળની ભાવના વિષે શંકા ન હતી. આ બાબતમાં અમુક અંશે કાશ્મીર બીજા કરતાં આગળ વધેલું જણાયું હતું. આ નવા સાંપડેલા બળની સાથે સાથે જે શિસ્ત અને જાતેજ ધારણ કરેલો આત્મસંયમ જળવાયો હતો તે વિષે નિર્ણય કરવો મુશ્કેલ હતો. મને લાગે છે કે અમુક પ્રમાણમાં શિસ્ત પણ જળવાયું હતું. જો કે રાજકીય દૃષ્ટિએ વધારે વિકાસ પામેલા હિંદના બીજા ભાગો જેટલું નહિ. આ પ્રવૃત્તિનું ટૂંકું આયુષ્ય જોતાં એની વ્યાપકતા અને પ્રબળતાથી મને આશ્ચર્ય થયું હતું; જો કે મેં તો એ પ્રવૃત્તિના શાન્તકાળ દરમ્યાન જ એનું અવલોકન કર્યું હતું. સદ્ભાગ્યે એને નેતા પણ સારો મળ્યો હતો, કારણ કે શેખ અબ્દુલ્લા લોકોના ખરેખરા નેતા છે, લોકપ્રિય છે અને તેમની પૂર્ણદૃષ્ટિ તત્કાલીન ક્ષુદ્ર કલહોમાં અટવાઇ જતી નથી.

### પ્રવાસીઓની અવર જવર

પ્રવાસીઓની અવરજવરની બાબતમાં કાશ્મીર આદર્શ પ્રદેશ છે. કાશ્મીર માત્ર હિંદનુંજ નહિ પણ સમગ્ર એશિયાનું ક્રીડાંગણ બની શકે એમ છે.

### યુવક સંસ્થાઓ

યૂરોપ અને અમેરિકામાં ઠેકઠેકાણે સ્થપાયલી

## રામની 'રામાયણ' રચાવામાં જેને મુખ્ય હિસ્સો હતો એ રાજા દશરથની સૌંદર્યવાન રાણી

# કૈકેયી

લેખક : શ્રી ચંપકલાલ શાહ

**સ**દ્‌ગ્રંથોના શણગાર શ્રીરામના જીવનને દુઃખમય કરાવનાર રાણી કૈકેયી તરફ સ્વભાવતઃ એક પ્રકારનો તિરસ્કાર પેદા થાય છે.

કૈકેયી દેવી ન હતી. કોઈ ઉચ્ચકુળની ન હતી તે પણ માનવ હતી. માનવીને જેમ ઇચ્છાઓ અભિલાષાઓ હોય છે તેમ તેને હતી મનુષ્ય સ્વભાવમાં દુર્બળતા અને કમજોરી સે. રહેલી છે તે તેનામાં હતી. છતાંય તેના જીવનમાંથી પ્રેરણાનું કિરણ મળી આવે છે. મહર્ષિ વાલ્મીકીએ પોતાની પ્રચારપૂર્ણ સુંદર વાણી વડે રામાયણમા જે ચરિત્રોનું વર્ણન કર્યું છે તે દરેકમાંથી આપણને કાંઇક શિક્ષણ મળી રહે છે કૈકેયીના જીવનમાંથી પણ તેજ કિરણ નીકળે છે.

રામાયણ વાંચનાર એટલું તો જાણેજ છે કે રાણી કૈકેયી, રાજા કેકયની પુત્રી અને અયોધ્યાપતિ રાજા દશરથની રાણી હતી રાજા દશરથ સ્વયંવર વિવાહ કરી તેને લાવ્યા હતા. રાણી કૈકેયી સુંદર હતી પણ તેજ સુંદરતા માત્ર રાજા દશરથનું પ્રિયપાત્ર બનવા પૂરતી ન હતી. રાણી કૈકેયીમાં અસાધારણ બુદ્ધિમતા, ચતુરતા, નિર્ભયતા વગેરે ગુણોના કારણે રાજા દશરથ તેનામાં લીન થયા હતા, તેના પિતાએ તેને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપવામાં કમી રાખી ન હતી ગૃહવ્યવસ્થામાં તો તે પ્રવીણ હતી, ઉપરાંત તે પતિ-વત્સલા હતી. રાજા દશરથ પર તેણે એટલું આધિપત્ય જમાવ્યું હતું કે પટરાણી કૌશલ્યા અને સુમિત્રા કરતાં પણ રાજા તેને વધુ માન આપતા હતા.

તે સમયે સ્ત્રીઓ ઘરમાંજ બેસી રહેતી નહતી દેવદાનવના યુદ્ધમાં રાજા દશરથ સાથે કૈકેયી પણ ગઈ હતી ત્યાં રાજાના રથના એક ચક્રની ધરી રહી ગઈ. રાજા યુદ્ધમાં હતા વિષમ સંગ્રામ ચાલતો હતો. આ સમયે ધરી તૂટી ગઇ, રથનું ચક્ર જમીન પર પડી જાય તો રાજા યુદ્ધમાં ઘવાય તેમ હતું કૈકેયીની નજર ચક્ર પર પડી તેણે રથમાંથી નીચે ઉતરી તૂટેલી ધરીના સ્થાને પોતાની આંગળી રાખીને ચક્ર જોડાયેલું રાખ્યું હતું તે સમયે કૈકેયીએ એટલી દુરંદેશીતા અને સમય સૂચકતા વાપરી ન હોત તો રાજા રથમાંથી પડી જાત, વધુ શું કરત આ પ્રસંગ પરજ રાજાએ કૈકેયીને બે વચનો આપ્યા હતા. તે સમયે કૈકેયી નિર્મળ મનની હતી તેને સુખ સમૃદ્ધિ વિપુલ પ્રમાણમાં હતી. સમય આવે

---

યુવક સંસ્થાઓ ( યૂથ-હોસ્ટેલ્સ ) જેવી સંસ્થાઓ માટે પણ કાશ્મીર આદર્શ સ્થાન છે. આખાયે પ્રદેશમાં આ પ્રકારની સંસ્થાઓ ઠેર ઠેર સ્થપાવી જોઈએ, અને છોકરાઓ અને છોકરીઓને ડુંગરા અને ખીણો ખૂંદીવળીને આ પ્રદેશનો નિકટ પરિચય મેળવવામાં પ્રોત્સાહન આપવું જોઇએ

### શ્રીનગરની વિદાય

બીજે દિવસે સવારે અમે શ્રીનગર છોડ્યું અને જમ્મુ તરફ ઉપડયા ખીણને તજીને રસ્તો પીર પંજાબ ઊપર ચઢવા લાગ્યો જેમ જેમ અમે ઉંચે ચઢતા ગયા તેમ દશ્યપટ અમારી આગળ આગળ ઉકેલાતો ગયો અને પાછળ નજર કરતાં વધારે વિશાળ પ્રદેશો નજરે પડ્યા. અમે નાળાના મૂખ આગળ ઉભા રહ્યા અને નીચેની ખીણ તરફ છેલ્લી નજર નાખી. ત્યાં દૂર દૂર અનુપમ લાવણ્યથી શોભાયમાન અને ઇતિહાસ અને કાવ્યમાં સુવિખ્યાત બનેલી કાશ્મીરની ખીણ પથરાઈ હતી. એના કેટલાક પ્રદેશ ઉપર ધુમ્મસનો આછો પટ છવાઈ ગયો, હિમાચ્છાદિત શિખરો મૃદુ પ્રકાશથી સૌમ્ય બન્યાં અને ખીણના નીચાણમાંથી આછો અને દૂરથી આવતો નિર્ઝર સ્વર સંભળાયો. અમે નિઃશબ્દ વિદાય આપી, ખિન્ન મને પાછા ફર્યાં અને ઓછા કૃપાપાત્ર પ્રદેશો તરફ અમને લઈ જતા અંધારા નાળામા દાખલ થયા."

★

તે માગી લઇશ એમ તેણે જણાવ્યું.

રાજા દશરથ - વૃદ્ધ થયા હતા. રાજકારોભાર યુવરાજ શ્રી રામને સોંપવાની તેમણે અભિલાષા જાહેર કરી. પ્રજાએ સમતિ આપી. શ્રી રામના રાજ્યાભિષેકની તૈયારીઓ ઉત્સાહપૂર્વક ચાલતી હતી. એક વૃદ્ધ પણ કપટી દાસીને તે તૈયારીઓ ખૂંચી તેનું નામ મંથરા હતું રાણી કૈકેયી લગ્ન કરીને અયોધ્યા આવી ત્યારે તે મંથરાને પિયરમાંથી સાથે લાવી હતી. રાણીવાસમાં—આજે પણ મંથરા જેવી અનેક દાસીઓ હોય છે, જે સામાન્યહિત જોતી નથી પણ અંગત સ્વાર્થ માટે સદા ફરતી હોય છે! રાજ્યાભિષેકની તૈયારીઓથી તેના પેટમાં તેલ રેડાયું. તેને ભરતને રાજગાદી અપાવવા વિચાર કર્યો. તે દોડતી કૈકેયી પાસે ગઇ.

કૈકેયીનો અપરાધ જગત જાણે છે. તેણેજ રામની 'રામયણ' રચવામાં ફાળો આપ્યો છે. રામને વનવાસ મોકલવાનો કૈકેયીનો અપરાધ કદી પણ માફ ન કરાય તેવો છે. છતાંય કૈકેયી માટે વિચાર કરવો જોઇએ. કૈકેયી જન્મથી રાક્ષસી ન હતી. તેનામાં દયા અને મનુષ્યતા તો અંશ જન્મથી જ ન હતો એમ કોણ કહી શકે તેમ છે! રામ સદા તેને 'મા'ના વ્હાલસોયા નામથી પુકારતા હતા. રામ કૈકેયીને પ્યારા હતા. દિવસભરમાં રામનાં દર્શન ન થાય તો તેને ચેન પડતું નહિ રામ જેવા ગુણવાન પુત્રના મુખમાંથી 'મા'નો મધુર શબ્દ સાંભળી તે જીવન ધન્ય માનતી હતી. પણ મંથરા રાતદિવસ તેની સાથે રહેતી હતી મંથરા તેની બાળપણની સાથીદાર હતી. મંથરા ઉમરે મોટી હતી, કેટલીકવાર તે વડીલપણું બજાવી જતી હતી! આ મંથરા કઇ જાતિની હતી તેની આપણને ખબર નથી તેના માતપિતા કોણ હતા તે આપણે જાણતા નથી. આપણે એટલું જ જાણીએ છીએ કે તે સ્વભાવની ઇર્ષાળુ અને ટૂંકી નજરવાળી સ્ત્રી હતી. આવા સ્વભાવની સ્ત્રીઓ જ્યાં હોય ત્યાં ઝેરના ફુવારા ઉરાડે છે. ત્યાં વેર, ટંટા, ઝઘડા સદા ચાલતા હોય છે.

રામના રાજ્યાભિષેકના શુભ સમાચાર મંથરા એજ કૈકેયીને આપ્યા કૈકેયી ખુશ થઇ તેણે કહ્યું, "રામ કે ભરત બંને મારા જ પુત્રો છે.

પણ કુટીલ મંથરાએ પોતાનું કામ ચાલુ રાખ્યું તેણે રાજા દશરથને બનાવટી પ્રેમી કહ્યા અને સરળ હૃદયની કૈકેયીના દિલમાં વિષ ભરાયુ. મંથરાજે કટુ વચનો કહેવા લાગી તેને તે સાચી માનવા લાગી. મહર્ષી વાલ્મીકી કહે છે: તે કુળની અથવા કુબડીની વાત સાંભળીને તે કિશોરી (કૈકેયી) એ પોતાની બુદ્ધિ ગુમાવી તે ઉંધે રસ્તે ચાલવા લાગી.

વાંચક! કૈકેયી રાજાની કુંવરી હતી સૂર્યવંશી દશરથની રાણી હતી. તે સમજદાર હતી, પ્રવીણ હતી પણ મંથરા જેવી દાસીએ તેના જીવનને પલટાવી નાંખ્યું. દાસીનો સંપર્ક તેને અધોગામી બનાવી દીધી. આજે અનેક મંથરાઓ આપણા સમાજમાં મળી આવે છે. શહેરોમાં ભીલવીસ્તારો અને નીચલા મધ્યમવર્ગમાં આવા સ્વભાવની પ્રૌઢાઓ અને વૃદ્ધાઓ મળી આવે છે. તેઓ સદા તેમના કુટીલ વિચારોમાં સંલગ્ન રહે છે અને બેસવા આવેલને ' કહીને અનેક યુવતિઓના સ્વભાવ અને જીવનમાં તે ઝેર રેડે છે! મંથરા જેવી સ્ત્રીઓ કૈકેયી જેવી યુવતિઓને મળતા આપણા જીવનો રામ વિનાની અયોધ્યા જેવા થતાં જોવામાં આવે છે મોટા ભાઇની વહુ દિયેરને કાઢી મૂકે છે તે મંથરા જેવી દાસી અથવા સાહેલીની સલાહથી નહિ તો કોની સલાહથી?

દિયેરનો તિરસ્કાર એ મોટી ભાભી માટે શું સ્વાભાવિક થઇ પડ્યું નથી? કેટલીક યુવતીઓ માતાની અનુચિત સલાહથી પતિના સુખ અને વૈભવને માટીમાં મેળવી દે છે અને તેથી પણ વધુ પોતાની જ ખુશી અને પોતાની પસંદ કરેલી બાળવહુઓને સાસુઓ કેટલી વાર મન્થરા જેવી કોઇ દાસી–સાહેલી ઉર્ફે છતા કાન ભરતા દુઃખ કનેથ નથી પુરાવતી!

વાંચક! રામાયણનો વિષય ગહન છે તેને જેટલીવાર વાંચીએ તેમાંથી હર વખતે નવીન પ્રેરણા

મળતી રહે છે 'રામરાજ્ય' ચિત્રને જોતા આપણા દિલ કેટલા ઉભરાઈ જતા હતા!

મંથરા જેવી કુમતીની સલાહ મળતા રાજા દશરથનું રાજ્ય અને વૈભવ ધૂળમાં મળી ગયા. એ એકજ દુષ્ટાએ સુખી વૈભવને દુઃખી દાવાનળમાં પલટાવી નાખ્યો. તેનો જરા શાંત ચિત્તે વિચાર કરજો મંથરા જેવી સાહેલીઓ અને પાડોશણમાંથી ચેતતા રહેજો, નહિ તો અધઃપતન ચોક્કસ આવશે

માનવીની મતિ ભૂલ થાય છે ત્યારે તેની નજરે કુરૂપપણુ અતિ સુંદર દેખાય છે મંથરાની બીછાવેલી પ્રપંચ જાળમાં કૈકયી સપડાઈ તેણે મંથરાના ગુણો (?) ના વખાણ કર્યા. તેણે કહ્યું. 'હેમક સુંદરી! તેમને સત્યનું દર્શન થાય કરાવ્યું તું ભલે કુરૂપ હોય પણ સાચેજ તું હવામાં ઝૂલા ખાતી કમલીની છે તારા આખા શરીરમાં મને સૌંદર્યના દર્શન છે. રામ વનમાં જશે એટલે મોતીઓની માળા વડે હું તને શણગારીશ'

વાંચક! જોયું. સ્વામીની પ્યારી ચીજને વનમાં મોકલીને કૈકેયી ક્યાંથી સુખ મેળવી શકશે! રામને વનમાં મોકલી રાજાના દેહાંતનું કારણ તેજ બની રહી છે.

રાજદરબારમાંથી રાજા દશરથ શુભ સમાચાર આપવાને પ્રથમ કૈકેયીના આવાસમાં આવ્યા કૈકેયીએ પોતાની માંગણી રજુ કરી. વચન પાળવા આગ્રહ રાખ્યો. રાજા આ હૃદયવેધક શબ્દો સાંભળીને મૂર્છીત થઈ ગયા અને કૈકેયીએ રાજાના નામે રામને વનવાસ જવા કહ્યું. કૈકેયી ખુશી થઈ રામના વિયોગથી રાજા મૃત્યુ પામ્યા કૈકેયી વિધવા થઈ સ્ત્રી માટે વૈધવ્ય કરતાં બીજું કયું દુઃખ મોટું છે! પણ રાજમાતા બનવાની 'લાલસાએ' અધમ કૈકેયીને તેની જરા પણ પરવા ન કરી પણ ભરતે જ્યારે રાજ્યનો અસ્વીકાર કર્યો અને જનનીને તેના કૃત્ય માટે તિરસ્કારી ત્યારેજ તેના લોભના પડળ ખૂલ્યા તેનામાં પશ્ચાતાપનો અગ્નિ સળગ્યો.

રામના મુખે 'મા' શબ્દ સાંભળવા તેનું મન તલસાયું પરંતુ તે ક્યા મુખે જાય! ભરત રામને

# જીવનનું દર્શન

દરેક જાતની કુકૃતિ આલેખાય અને તે છતાં સાહિત્યકૃતિ નીતિશોધક હોય શકે. પરંતુ જ્યારે પ્રકૃતિસ્વરૂપ અને પાપના પરિણામ તરફ સાહિત્ય અન્તર્દૃષ્ટિ ધારણ કરે, ત્યારે તે તદ્ગત વસ્તુ સ્થિતિથી વિપરિત બને છે. અને તેમ કરીને કેવળ નીતિને આઘાત પહોંચાડે છે એટલું જ નહિ પણ કળાનો પણ દ્રોહ કરે છે. કોઈ પુસ્તક પાપમય ચિત્રોથી ભરપૂર હોય તેથી તે અનીતિ મય બનતું નથી, તેમ સાધુ પુરુષોથી ભરચક હોય તેથી કાંઈ તે નીતિમય બનતું નથી ...જીવનનું દર્શન જો સંપૂર્ણપણે કરાવવું હોય તો સત્ય સ્વરૂપમાં કરાવવું જોઈએ, જેથી કરીને તે દેદિપ્યમાન આ સાધુ પાત્ર તરફ કલાકારની પ્રશંસા દૃષ્ટિ અને નીતિની યોગ્ય ગર્હણા એ બન્ને વૃત્તિઓ સાથે થાય સત્વરે-

ચ્રુસ્ટન્ચેસ્ટર

મળવા જનાર હતો. ભરત રાણી સુમિત્રા પાસે આશિષ માંગવા ગયો. કૈકેયીને ભરત સાથમાં લઈ જવા તૈયાર ન હતો પણ સુમિત્રાના આગ્રહથી લઈ ગયો. ભરત-રામ મળ્યા, પણ કૈકેયીને રામ પાસે જવાની હિંમત ન આવી રામે તેને જોઈ. રામ સામા ગયા, કૈકેયીએ પશ્ચાતાપ જાહેર કર્યો, ક્ષમા માંગી રામે ક્ષમા આપી, રામે જણાવ્યું: હે નિષ્પાપ કૈકેયી! દૈવ કાર્યની સિદ્ધિ માટે જ મેં આ બધુ રચ્યુ હતું. તેમાં તમારો કાંઇ દોષ નથી

પાપ અજ્ઞાનથી થાય છે. અજ્ઞાન ન હોય એટલે જ વિનાશ થાય છે અજ્ઞાનમાં-ભોળપણમાં મંથરા જેવીઓ આવીને મગજ ફેરવી શકે છે કદાચ તેવું બને તો પોતાના કર્મ માટે પશ્ચાતાપ કરજો, હૃદયમાં આકુળ બનો. શુદ્ધ અંતઃકરણથી ક્ષમા સાગર ભગવાન પાસે ક્ષમા માંગી,

કૈકેયી અણીશુદ્ધ હતી પણ મંથરાએ પેરેલા ઝેરમાં તે સપડાઈ તેણે ઝેરનું વમન કર્યું અને રામની 'રામાયણ' રચાઈ શુદ્ધ આર્ય નારીમાંથી તે કલંકીની બની ગઈ.

# પતિ—પત્ની

લેખક સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય

હંમેશાની માફક આજે પણ જ્યારે વર-વહુ વચ્ચે મતભેદ ઉભો થયો અને કમળાએ સ્પષ્ટ શબ્દોમાં વિનોદ વિહારીની વાત અમાન્ય કરી ત્યારે તેમને ભારે ક્ષોભ થયો ક્રોધથી કંપાતા સ્વરે તેમણે કહ્યું. 'વારૂ, તો હવે મને ઠીક લાગશે તેમ કરીશ.'

નિસરણીના પગથિયાં પરથી નીચે ઉતરતાં શુષ્ક સ્વરે કમળાએ કહ્યું 'વારૂ.'

વિનોદ વિહારી પણ નીચે ઉતરી આવ્યા કમળા એ વખતે નિસરણી પાસેના સ્નાન ગૃહમાં પહોંચી નાહી રહી હતી. ક્ષણભર સ્થગિત ભાવે ઉભા ઉભા કંઈક વિચાર કર્યા પછી, તેમણે એક વાર કમળાની તરફ નજર કરી. પછી તે બારણા તરફ ચાલવા લાગ્યા.

ચાલતી વખતે વિનોદવિહારીએ પોતાના મનમાં કહ્યું. 'શરૂઆતથીજ એને માથા પર ચઢાવવાનું જ આ ફળ છે. તેણે મને એક પાળેલા કુતરા જેવોજ સમજ્યો છે. તે જેટલું અપમાન કરશે તે બધું ચુપચાપ સહન કરતાં હું તેના ચરણો પાસે પડ્યો રહીશ!

ક્રોધથી મોં લાલ કરી વિનોદ વિહારી ઘેરથી ચાલતા થયા. એ વખતે ઉપરના ઓરડામાં ભીંતે ટાંગેલી ઘડિયાળમાં પાંચના ટકોરા થયા

ઘેરથી નીકળ્યા પછી થોડીવાર ગલીમાં ચાલ્યા બાદ વિનોદ વિહારી સડક પર જઈ પહોંચ્યા. કલકત્તા જેવા કામધંધાવાળા શહેરની સડકની ધમાલ વિષે શું કહેવાનું હોય ટ્રામ, મોટર લોરીઓ અને ગાડીઓ વગેરે એક પછી એક ઝડપથી દોડી રહી હતી. ચારે કેર જીવનનો પ્રવાહ વહેતો હતો

સડક પર ઉભા રહી એ ભીડ દેખતાં વિનોદ વિહારી એ મનમાં કહ્યું' જે સ્ત્રીની એક નાની શી આકાંક્ષા પરિપૂર્ણ કરવા હું ગત-દિવસ એક કરૂં છું, તે જો મારી એક સાધારણ વાત પણ માનવાને તૈયાર ન હોય તો હું કોનું મોં દેખી આ જીવનનો ભાર વેંઢયા કરૂં? બાળકોના? પણ બાળકો મારાં બનીને કેમ રહે! ત્યારે ફ્રાકજ આપણ નહિ ત્યાં ફળ-ફુલની આશા રાખવી વ્યર્થ છે

હૃદય ઉપર દુઃખનો અસહ્ય ભાર ભરેલા વિનોદ વિહારી પોતાના દામ્પત્ય જીવન સબંધમાં વિચારવા લાગ્યા. આજથી સોળ વરસ પહેલાં તેમનો કમળા સાથે વિવાહ થયો હતો આ ગાળામાં કમળાને કેટલાંક પુત્ર અને પુત્રીઓની માતા બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું પણ વિનોદવિહારીની નજરે તો, કમળા આજ પણ ઉછળતા યૌવન કાળે અદ્ભુત મધુરિમાગય માળાની ફુલન માથા પર ચઢાવી તેમની પાસે આવી હતી, તેવીજ લાગતી હતી. વિનોદ વિહારી કમળા પાસેથી ફક્ત એટલીજ આશા રાખતા હતા કે, તે સાંજ પડે તે પહેલાં જરા સંભાળીને માથાના વાળ વ્યવસ્થિત બાંધી લે, કપાળમાં ચાંલ્લો કરી લે અને એક સારી સાડી પહેરી લે'

અને કમળા! તેણે તો એવું પણ લઈ લીધું હતું કે તે પતિની આ ઈચ્છા કદાપિ પુર્ણ કરશે નહિ. તે કહેતી કે, આવડાં મોટાં મોટાં છોકરાં છોકરીઓ આગળ નવોઢા બનીને નીકળવું એ શું તેના માટે શોભાસ્પદ છે! હવે તેનો શૃંગારનો સમય ન હતો તે વહુ નહિ પણ હવે ગૃહિણી બની ગઈ હતી.

વિનોદ વિહારી અને કમળા વચ્ચે પ્રતિદિન વિવાદ થવાનું આ એક કારણ માત્ર હતું. એ દિવસે વિનોદ વિહારી બજારમાંથી એક સારી અને સુંદર સાડી ખરીદી લાવ્યા હતા. તેમની ખાસ ઈચ્છા હતી કે કમળા આ સાડી પહેરી ઓછામાં ઓછી એક વાર તો તેમની સામે આવેજ. પણ તેણે તેમ કરવાની ના પાડી.

સડક પર ઉભા રહી વિનોદ વિહારી આ બધી વાતો વિચારતા હતા. અધિકાશ ક્ષોભ થવાને કારણે તેમના હૃદયમાં જાણે આગ સળગી રહી હતી તે વિચારતા હતા કે કમળા પાસેથી હવે કોઈ જાતના સુખની આશા રાખવી એ મૃગજળ પાછળ પ્રાણ ગુમાવવા બરાબર છે. એના હૃદયમાં સ્નેહ-મમતાનું જે ઝરણું વહેતું હતું એ હવે સુકાઈ ગયું છે, એટલે

હવે આ જીવનમાં સુખની આશા રાખવી વ્યર્થ છે. આવી રસ હીન જીવનની ગાડી ધસડવાથી શો લાભ ! આ કરતાં ગંગાજીના ગર્ભમાં પ્રવેશ કરી આ ઝંઝટા જંજાળોમાંથી મુક્તિ મેળવવી એ વધારે સારુ છે,

મનમાં આવો નિશ્ચય કરી વિનોદ વિહારી એક ટ્રામમાં બેઠા આ પહેલાં પણ ઉપરોક્ત પ્રકારની ધમકીઓ તેમણે કમળાને કેટલીએ વાર આપી હતી પણ કમળા એ બધી ધમકીઓની ઉપેક્ષા કરતી હતી. શરૂ શરૂમાં જ્યારે પણ તેઓ આવી વાત મોંએથી બોલતા હતા ત્યારે કમળાની આંખોમાંથી આંસુઓની ધારા વહેતી અને તે વિનોદ વિહારીને ખૂબ વીનવતી અને તેમના પગે પડતી પણ વખત જતાં પતિની આ ધમકીઓની સાથે સાથે તે પતિની પણ ઉપેક્ષા કરવા લાગી.

બાગ બજાર આવતાં વિનોદ વિહારી ટ્રામમાંથી નીચે ઉતરી ગયા અને સીધા ગંગાના તટ તરફ ચાલવા લાગ્યા. જેમ જેમ તે આગળ ચાલતા હતા તેમ તેમ તે પોતાના મનમાં કહેતા હતા કે કમળા, લે હવે પોતાના કર્મનું ફળ ભોગવ, તું એમ સમજતી હશે કે એ બીરુ આદમી આ રીતે જીવ શું આપી શકે ! તેમને જીવ ઘણો વહાલો છે ! પણ હું આજ તારી એ ધારણા ખોટી પાડીશ.

ગંગાના તટ પર જઇ વિનોદ વિહારી થોડીવાર ઉભા રહ્યા. અને એક જગ્યાએ એકાંતની પ્રતીક્ષા કરતા બેઠા. ત્યાં બેઠા બેઠા તેમના મનમાં કેટલીક વાતો આવી ગઇ. પુરાણો તથા ઇતિહાસમાં આવેલી કેટલીએ વ્યક્તિઓના સુખ દુઃખની વાતો પર વિચાર કરતાં કરતાં તેમનું ધ્યાન પોતાના તથા કમળાના જીવન સાથે સંબંધ ધરાવતી ઘટનાઓ તરફ એકાએક દોરાયું

કમળાએ જે દિવસથી પહેલ વહેલાં નવ વધુના રૂપમાં વિનોદ વિહારીના ઘરમાં પગ મુકયો હતો, ત્યારથી આજસુધીની બધીય ઘટનાઓ એક પછી એક તેમના માનસ તટ પર ઉદ્ભવવા માંડી. કમળા એક પણ કામ એવું કરતી ન હતી કે જેને માટે તે તેમની અનુમતિ ન મેળવી શકી હોય. કોઇ કોઇ વાર તેણે વાદ વિવાદ કર્યો હતો, નાખુશ બની મો ચઢાવી દીધું હતું પણ એ બધું કેટલી વારને માટે ! ક્ષણવાર પછી તો તે ફરીથી સ્મિત કરતી પાસે આવીને બેસી જતી હતી પોતાનાં અલૌકિક સેવા ભાવ અપાર પ્રીતિ તથા આન્તરિક સ્નેહ–મમતા વડે વિવાદની એ વેદનાને ઘડીવારમાં જ હૃદયમાંથી દૂર કરી દેતી તેણે જે સ્નેહ મમતા દાખવ્યાં છે એની તુલનામાં આ કલહ વિરોધ કેટલો તુચ્છ છે !

કમળાના સંબંધમાં વિચાર કરતાં કરતાં વિનોદ વિહારીના હૃદયમાં છવાએલી ઘટાઓ અસ્તવ્યસ્ત થઈ ગઇ. અન્તે વિનોદ વિહારીએ જોયું કે તેનામાં લોભ નથી, દુઃખ નથી, અભિમાન નથી એનું મો, સ્મિત, વાક્મર બધું સુંદર છે, બધું આકર્ષક છે.

વિનોદ વિહારીના મનમાં વળી એકાએક કાંટાની જેમ કંઇક ખટક્યું તેમના મનમાં થયું, મારી ફક્ત એટલી આકાંક્ષા છે કે કમળા મારી પાસે જરા સુંદર અને આકર્ષક વેશમાં આવ્યા કરે. મારી આ તુચ્છ આકાંક્ષાને સંતોષવાને શું તે કંઇ પણ કરી શકે તેમ નથી !

થોડીવાર પછી વિનોદ વિહારીના મનમાં ફરીથી આવ્યું–કમળાની પોતાની વ્યક્તિગત ઇચ્છા પણ હોય છે. તેના મન પર બોજુ લાવી કોઇ કામ કરતાં તેને અટકાવી એ શું યોગ્ય છે ? હું હમેશથી તેનો કહેતો આવ્યો છું કે તું મારી દાસી નથી, કમળા ! તું મારી સખી છે, મારી સહચરી છે, મારી સહધર્મિણી છે !

ગંગાના પટ પર જે પ્રકારે અવિરામ ભાવથી તરંગો ઉઠતા હતા તે પ્રકારે વિનોદ વિહારીના ઉદરમાં પણ વિચારોના તરંગો ઉઠતા હતા. એ વિચાર માળાના સ્પર્શને લીધે વિનોદ વિહારીના હૃદયની જ્વાળા શાન્ત બની ગઇ અને હૃદય રૂપી કમળની પાંખડીઓ પર હસતી કમળાની મૂર્તિ વિરાજમાન થઈ ગઇ. વિનોદ વિહારીનું હૃદય વસંત ઋતુની અનુપમ શોભાવડે પરિપૂર્ણ બની પુનઃ સૌંદર્યશાળી બની ગયું.

કોઈ સ્ટીમરના એકાએક થયેલા ઘર–ઘર અવા-

જ્યી વિનોદ વિહારી આનભગ બની ગયો નજર ઉંચી કરતાં સામે જે ભયંકર દશ્ય જોયું તે દેખી તેમનું હૃદય કંપી ઉઠ્યું. એક બંગાળી યુવક મામ કરતો ગંગામાં કુદી પડયો અને નિમિષ માત્રમાં પાણી નીચે પેસી ગયો. થંભો ન મળતાં તેણે જળનો આશ્રય લીધો હતો. એનું નામ રવીન્દ્ર ચેટર્જી હતું

x

એક એવો પણ વખત હતો કે વિનોદ વિહારીએ આ કલકત્તા નગરમાં તરવૈયા તરીકેની સરસ નામના મેળવી હતી. શ્રાવણ-ભાદરવાની રેલથી ભરેલી ગંગામાં પણ તે આસાનીથી ઘણે દૂર સુધી તરી શકતા હતા. એટલા માટે નજર સામે જ એક આદમીને ડુબતો દેખી તે ધીરજ ન રાખી શક્યા, જે જગાએ રવીન્દ્ર કુદી પડયો હતો તે સ્થળે તે પણ પોતાનો પ્રાણ ત્યાગ કરવાની ભાવનાથી નહિ પણ રવીન્દ્રની રક્ષા કરવાની ભાવનાથી કુદી પડ્યા. પણ વિનોદ વિહારીને બાવીસ વરસથી તરવાનો અભ્યાસ છુટી ગયો હતો. કુદતી વખતે તેમના મનમાં કંઈક ઉત્તેજના અને ગભરાટનાં ચિહ્નો હતાં, એટલે સરળતાથી હાથ પગ હલાવવાનું તેમને ફાવતું ન હતું. ઉમ્મરના લીધે કેટલાક વર્ષોથી તેમના શરીરમાં માંસ અને મેદની વૃદ્ધિ થએલી હતી અને તેમનું શરીર પહેલાંના કરતાં સ્થુલ બની ગયેલું હતું. આ બધાં કારણોને લીધે વિનોદ વિહારી પાણીમાં કુદી પડતાંજ ગોથાં ખાવા લાગ્યા અને થોડું ઘણું પાણી પણ પી ગયા.

પાણીમાં કુદતી વખતે વિનોદ વિહારીના હૃદયમાં જે ભય અને ગભરાટનો સંચાર થયો હતો તે હવે ક્રમશઃ વધવા લાગ્યો. કિનારા પર આવવા માટે તે પોતાની બધી શક્તિઓ વડે હાથ પગ હલાવવા લાગ્યા પણ કિનારાના બદલે તેથી ઉલટી દિશામાં ધસડાવા લાગ્યા. આ રીતે તે અગાધ જળમાં પહોંચી ગયા અને પોતાના માથાને પાણીની સપાટીથી જેટલું બહાર રાખવા પ્રયત્ન કરતા એમ પાણીમાં ડુબી જતા. આમ વિનોદ વિહારી ક્રમશ જીવનથી નિરાશ થવા લાગ્યા

થોડીવાર પછી વિનોદ વિહારીના શરીર સાથે કોઈ ચીજ એકાએક અથડાઈ તે વિચારવા લાગ્યા, શું ચીજ હશે ? લાકડું, ટુટ બોલ અગર કોઇ જળચર જીવ છે ? તેમને વહેમ પડ્યો કે એ મને ખાઈ જવા માટે તો આવેલ નથી ને ? ગમે તેમ પણ પાણીમાં પડયા પછી જીવનથી નિરાશ થએલા તેમને કંઈક સહારો મળ્યો હતો.

વિનોદ વિહારી સામે જે વસ્તુ અથડાઇ હતી તેની પકડ એવી મજબુત હતી કે જાણ સાંકળ-વડે બાંધ્યા હોય તેમ લાગતું હતું, હવે હલાવવા છતાં તેમના હાથ પગ હાલતા ન હતા. તેમનું આખું શરીર જકડાઇ ગયું હતું. તે ભારે નિરાશ બની ગયા. તેમના મનમાં થયું કે જરૂર કોઇ જલચર જીવે પકડી પાડયો છે. હવે જીવતા નહિ છોડે !

ત્યાર પછી અગાધ કાળા અંધકારમાં ઘણી જઇ બધું એકાકાર બની ગયું.

x

ડૂબતી વખતે આશરો લેવા વિનોદ વિહારીએ જે વસ્તુને બે હાથે પકડી રાખી હતી તે બીજું કોઇ નહિ પણ રવીન્દ્ર ચેટરજીનું શરીર હતું. આત્મહત્યા કરવા માટે ગંગામાં કુદી પડયા પછી રવીન્દ્રને જીવનનો ઘણો મોહ લાગ્યો. ને સંભાળી તે કિનારા તરફ જવા તરવા લાગ્યો એટલામાં વિનોદ વિહારીને પાણીમાં ગોથાં ખાતાં, જીવ બચાવવા નિરર્થક પ્રયત્નો કરતા દેખી, તેમને બચાવવા તે તૈયાર થયો.

રવીન્દ્ર ચેટરજીએ વિનોદ વિહારીની કમરમાં હાથ લગાવી જેવો તેમને સહારો દેવાનો પ્રયત્ન કર્યો કે તરત જ વિનોદ વિહારી બન્ને હાથે પકડીને તેના ઉપર લપટાઈ ગયા. એને પરિણામે રવીન્દ્ર પણ ગોથાં ખાવા લાગ્યો, હવે તે ઘણું પસ્તાવા લાગ્યો. તેના મનમાં થયું કે હું આ માણસને બચાવવા શા માટે દોડયો. તેની સાથે મારે પણ ડુબી મરવું પડશે.

સંજોગવશાત્ તરવૈયાઓની એક કલબના કેટલાક સભાસદો એક નાના હોડકામાં બેસી કંઇક ગાતા ગાતા ત્યાંથી નીકળ્યા તેમને દેખતાંજ રવીન્દ્રના મનમાં આશાનો કંઈક સંચાર થયો તેણે બુમ પાડી. ગાયન બંધ પડી ગયું. ત્રણ ચાર તરવૈયા પાણીમાં કુદી પડયા હોડી પણ આવી પહોંચી લોકોએ પકડીને વિનોદ વિહારીને હોડીમાં નાખ્યા.

વિનોદ વિહારી એ વખતે બેભાન હતા, પાણી પાને એમનું પેટ ઢમઢોલ બની ગયું હતું કિનારાપર

આવીને તરવૈયાઓ રક્ષણના કર્તવ્ય-પરાયણ સભાસદો તેમની તાત્કાલિક ચિકિત્સા કરવા લાગ્યા. જોવા માટે ટોળે ટોળાં આવી એકઠાં થઇ ગયાં ચારેકોર ભીડ જામી ગઇ. એક સિપાઈ પણ આવી પહોંચ્યો. તેણે લોકોના ટોળાને વીખરવા માંડ્યું. કોઇ સજ્જને એમ્બ્યુલન્સ ગાડી માટે ફોન પણ કરી દીધો.

એમ્બ્યુલન્સ આવતા પહેલાં વિનોદ વિહારી પરલોકમાંથી આલોકમાં આવી પહોંચ્યા હતા ચકિત મન વડે ગુમસુમ બેસી રહી તે ચારેકોર નજર ફેરવતા હતા. સડકપર રોશની ઝળકી રહી હતી ચારેકોર વિશાળ જનસમુદાય એકઠો થયો હતો. એ સમયે એમની સમજણમાં ન આવ્યું કે તે ખરેખર જીવે છે, અગર પોતાનાં પાપકર્મોનો જવાબ દેવા ચિત્રગુપ્તની કચેરીમાં તેમને હાજર કરવામાં આવ્યા છે.

રવીન્દ્ર ચેટરજીએ કહ્યું. હવે તો તેને આરામથી ઘેર પહોંચાડી શકાશે, એમ્બ્યુલન્સની શી જરૂર છે? પણ સિપાઇએ રવીન્દ્રને દબાવતાં કહ્યું: 'તેને થાણા પર લઇ જવો પડશે.'

એમ્બ્યુલન્સમાં બેસીને વિનોદ વિહારીને થાણે લઇ ગયા ત્યાં પણ તેમને ઘેરી વળીને ભારે ભીડ જામી ગઇ. ચારેકોર કટાક્ષની ધારાઓ વહેવા લાગી. કોઇ કહે, ઘડપણમાં પ્રેમની લગની લાગી હતી, પણ અન્તે નિરાશ બની આઘાત અસહ્ય બનતા આ માર્ગ લીધો લાગે છે. 'કોઇ કહે એમ નહિ ગંગાના જળનું ઉંડાણ માપવા ગયા હતા એકાએક પગ લપસી ગયો ને પડ્યા પાણીમાં પેલી બાજુ સિપાઇ કહી રહ્યો હતો ' નહિ સાહેબ, જરૂર આ માણસે કોઇ ઓફીસમાં ગોટાળો કર્યો છે!

એક તરફ વિનોદવિહારી પર જાતજાતની અપમાનજનક વાતો થઇ રહી હતી ત્યારે બીજી તરફ રવીન્દ્રની ખૂબ પ્રશંસા થઈ રહી હતી. થોડી વારમાં જ તેના માટે એક ધોતી, ખમીસ વગેરે આવી ગયું પણ આ સ્વાગતથી તેને આનંદ ન થયો. તે વિચારતો હતો કે તેના સ્વાગતની આ મોટી ધામધૂમ થઇ રહી છે પણ એ કેટલા વખત માટે. થોડીવાર પછી પાછી માથા પર બેકારીની સમસ્યાઓ સ્વાર બની જશે!

+

એ વખતે થાણામાં કેસ લખાયો એમ્બ્યુલન્સમાં બેસાડીને વિનોદ વિહારીને દવાખાને મોકલ્યા પણ તેમની સ્થિતિ દેખીને ડાક્તરે તેમને પાછા મોકલ્યા અને કહ્યું ચિકિત્સાની કોઇ જરૂર નથી વિનોદ વિહારીના આગ્રહથી તેમના એક મિત્રને ફોન કરી ખબર આપી.

તે થાણા પર આવીને વિનોદવિહારીનો જામીન થયો, આખરે થાણામાંથી છૂટીને વિનોદ વિહારી રાતના ત્રણ વાગે જ્યારે ઘેર પહોંચ્યા ત્યારે કમળા ઉત્કંઠિત ભાવે તેમની રાહ જોતી બારીએ બેઠી હતી

+

કેસની વિગતો અદાલતમાં રજૂ થતાં વિનોદ વિહારીને ચેતવણી આપી છોડી દીધા. કમળાએ પણ એ દિવસથી પોતાની હઠ હમેશને માટે ત્યજી દીધી. વિનોદ વિહારીની સફાઈ પર એ વિશ્વાસ ન મુકી શકી તેના મનમાં તો ખાત્રી થઇ ગઇ હતી કે અભિમાનમાં આવી જઇ સાચેસાચ તે ગંગાજીમાં કૂદી પડ્યા હતા પણ ભાગ્ય સોહાગના ભાગ્યવડે તે પાછા આવ્યા.

×

બનાવના બીજા દિવસે એક સ્થાનિક સમાચાર પત્રમાં કમળાએ આખો અહેવાલ વાંચ્યો. એમાં લખ્યું હતું કે તરવૈયાઓની ક્લબે રવીન્દ્ર ચેટરજીની કદર કરી એક 'પદક' આપ્યો હતો અને તેના આ સાહસપૂર્ણ કાર્યની વાત જાણીને કોર્પોરેશનના અધ્યક્ષે તેને તરવાનું શિક્ષણ આપવા માટે માસિક સાઠ રૂપિયાના વેતનથી નોકરીમાં પણ રાખી લીધો હતો.

સમાચાર પત્રમાં આ હકીકત વાંચી કમળા કંપી ઊઠી, તેણે ભગવાનને અનેક ધન્યવાદ આપ્યા. પણ આ હકીકત વાંચી વિનોદ વિહારીએ હસતાં હસતાં હસતાં કહ્યું 'ખરી રીતે તો રવીન્દ્રને બચાવવા હું ગયો હતો તેને મળ્યાં પ્રશંસા, પદક, અને નોકરી અને મને!

કમળા પાસેજ ઉભી હતી. વિનોદ વિહારીએ એક વાર તેની તરફ જોયું અને પછી પોતાના પ્રશ્નનો પોતેજ જવાબ આપતા બોલી ઊઠ્યા ' મને મળ્યો પત્નીનો પ્રેમ-જે ગુમાવીને હું આત્મહત્યા કરવા ગયો હતો. અસ્તુ.

'તારક'

# સન્નારીઓનો શત્રુ: રાસપુટિન

લેખક—અંબાલાલ નૂ. શાહ

રશિયાના વર્તમાન જીવનની ઉષા ઉગી તે પહેલાં ઝારશાહી ચાલતી હતી; અને એ ઝાર કુટુંબ સુધી પ્રવેશ કરનાર એક પાખંડી સાધુ, રાજપ્રકરણીય પુરુષ, રહસ્યમય વ્યક્તિ અને સફેદ ઠગની ચમત્કારી માયા એટલે રાસપુટિન આજેય એક અજબ ભેદી વ્યક્તિ ગણાય છે.

તેના ભક્તોનો પાર નહોતો. તે જ્યાં જતો ત્યાં પૂજ્ય અને આદરણીય વ્યક્તિ તરીકે અપાર સન્માન મેળવતો. સાઈબિરિયાનો આ એક ખેડૂત આટલી અદ્ભુત ટોચે શી રીતે પહોંચ્યો એ જ એક આશ્ચર્યની બીના છે. એક વિચિત્ર ખેડૂત છતાં તેના વાળ માથે વચ્ચેથી ઓળેલા રહેતા અને ફરફર ઊડ્યા કરતા અને પાછળ ગળા ઉપર વેરાઈ રહેતા. તેના કપાળે ઘા દેખાતો. તેનું નાક અનાકર્ષક હતું. તેના ફિક્કા હોઠ ઉપર મૂછોના વાળ ચોંટી રહેતા અને તેની દાઢીના વાળ જોડાતા હતા.

રાસપુટિનની અવ્યક્ત-વ્યક્ત શક્તિની ઓળખ કરવામાં તેની ભૂમિકા સમજવાની જરૂર છે. સાઈબિરિયામાં એનો જન્મ, દારૂડિયા તરીકેની એની ખ્યાતિ, મવાલીની નામના અને જબ્બર ચોરની આવડત—આટલા દુર્ગુણોની દોલતથી તેણે જીવનની વિષમય યાત્રા શરૂ કરી હતી. ધર્મમઠોમાં ઠીક ઠીક પ્રવેશ કરીને ધર્મના જ્ઞાનનો સંચય કર્યો હતો તથા ખૂબ રખડુતી ટેવથી એક ફક્કડ યાત્રાળુ બન્યો હતો. આવો ગ્રિગરી એક તદ્દન નવો માણસ બનીને તેના વતનમાં પાછો ફર્યો હતો. પછી તે બન્યો ધર્મપ્રચારક અને નેતા, તેના પ્રચારયંત્રો હતા. સ્ત્રીધર્મના સિદ્ધાંતો. આથી સ્ત્રીઓનાં ટોળે-ટોળાં તેની આજુબાજુ તે એકઠાં કરતો. પાપ અને અનુતાપના વ્યાખ્યાનમાં ધર્મઝનૂનના અંશો એટલી સરસ રીતે ઓતપ્રોત બનતા કે ભલાભલા તેની આગળ મહાત થતા.

તેણે પોતે જ સ્વીકાર કર્યો છે કે: જ્યારે હું સાઈબિરિયામાં હતો ત્યારે મારે ઘણી શિષ્યાઓ હતી. આમાં રાજકુટુંબોની મહિલાઓ પણ આવી જાય છે. તેઓ જાતે જ મારો સંપર્ક સાધતી અને પ્રભુનું સાન્નિધ્ય યાચતી પ્રભુ મેળવવાનો એક જ માર્ગ હતો અને તે નમ્રતા સાથેની ત્યાગવૃત્તિ. એટલે હું તેમને સ્નાનાગારોમાં લઈ જતો અને ત્યાં તે મને નવરાવતી.

આના સંબંધમાં પ્રમાણિતસર હકીકત પૂરી પાડતાં તેના નિકટમાં રહેલી વ્યક્તિ પૂરી પાડે છે: "તે ખૂબ દારૂ પીતો અને દારૂ ઢીંચ્યા પછી તેને બેહાલ હાલતમાં સ્ત્રીઓનો સમુદાય તેને વીંટળાઈ વળતો. તેના અભ્યાસ ખંડમાં કે ભોજનાલયમાં તેની નિકટમાં રહેતી કોઈ પણ સ્ત્રીના સંપર્કમાં આવ્યા સિવાય રહેતો જ નહિ.

"જ્યારે તે દારૂ પીને મસ્ત બની જતો ત્યારે તે સ્ત્રીઓ પાસે ઊડતો, પણ સભાન સ્થિતિમાં હોય ત્યારે સ્ત્રીઓ તેની પાસે જતી મેં ઘણીવેળા તેના પ્રવચનની દલીલો ખાસ ધ્યાનપૂર્વક સાંભળી હતી. એમાં ધાર્મિક સિદ્ધાંતોને સફાઈથી વાસના ભર્યા બનાવી દેવાતા હતા. એ કહેતો તમે એમ ધારો કે, હું તમને અધમ જીવન જીવાડું છું, પણ એમ નથી હું તમને આ રસ્તે પવિત્ર કરું છું. આ તેના અધ્યાત્મ વ્યાખ્યાનનો સાર હતો."

૧૯૦૫ના નવેમ્બર મહિનામાં રાસપુટિન રાજકુટુંબના સંપર્કમાં અદ્ભુત રોગ મટાડનાર તરીકે આવ્યો ત્યારથી ઝારકુટુંબના વિનાશનું તે નિમિત્ત બન્યો. ૧૯મી નવેમ્બરની ઝાર નિકોલસની ડાયરીમાં સીધા ને સાદા શબ્દો આ પ્રમાણે છે. 'ટાબોલ્સ્ક પ્રાન્તના ગ્રિગરી, જે પ્રભુનો ફિરસ્તો છે તેને અમારે ઓળખવો જ રહ્યો.'

આ રીતે રાજકુટુંબના માણસોના સંપર્કમાં આવ્યો. વિષમય તથા વિપ્લવી પુરુષ આવ્યો તે હકીકત રશિયા અને વિશ્વના ઇતિહાસના આકસ્મિક બનાવો માટે ખૂબ જવાબદાર અને કારણભૂત છે.

ઇતિહાસકારો લખે છે કે એલેક્સિસ ગાદીનો જે એકલો વારસ હતો, તે [illegible] દર્દમાં ન ફસાયો હોત તો રશિયા અને વિશ્વને માટે જે પ્રસંગો

ઉપસ્થિત થવા પામ્યા તે કદાચ ન જ ઊભા થવા પામ્યા હોત. શ્રેમરી નવી સ્થિતિમાં આવી જતાં તે નિંદાપાત્ર ન બને તે માટે વધારે જાગ્રત થયો. સેંટ પીટર્સબર્ગનો સમાજ ગમે તેટલો ક્ષુબ્ધ બન્યો હોય તો પણ રાજકુટુંબ આખું ખૂબ સ્થિર અને નિશ્ચિન્ત હતું એ ચોક્કસ.

પરંતુ રાસપુટિનનો સંયમ દીર્ઘસમય માટે ટકી રહ્યો નહિ. તેની ઉત્કટ મનોવૃત્તિઓને પ્રસાદ મળે, તે જાતની તેની વાતો થવા લાગી. તેની સાથેનો શારીરિક સંબંધ એ પાપ નહોતું, પણ પવિત્ર થવાનો એક પ્રકાર હતો. રાજમહેલના પતનનો પ્રારંભ કરી ચૂક્યા પછી તે સેંટ પિટર્સબર્ગ સમાજનો તે પ્રિય અગ્રણી બની ચૂક્યો. આ ગર્વિષ્ઠ અને મસ્ત સાઇબિરિયન પુરુષે કહ્યું હતું કે: ઉચ્ચ કુટુંબની મહિલાઓએ તેનું જ શરણ સ્વીકાર્યું હતું અને મેં પણ તેમના પતનમાં શક્ય તેટલો આનંદ લીધો હતો.

તેને આંગણે અરજદારો ઊભરાતાં કોઈ ને કોઈ પ્રકારની આર્થિક મદદ માટે આવતી સ્ત્રીઓ ચારિત્રહીન હતી. તે કાયદેસર પરિણીત પુરુષ હતો. સાઇબિરિયામાં તેની પત્ની તથા ત્રણ બાળકો જીવંત હતાં. તેની પત્ની પણ એમ જ માનતી કે, તેના ઉપર પ્રભુની દયા છે અને તે માટે ઈશ્વરે જ તેને પસંદ કરેલો છે. અને તેની યુક્તિ પ્રયુક્તિઓની ખબર છે. તેને તેમાંથી કોઈ જ અટકાવી શકે એમ નથી.

સમાજના ઉપલા થરને ભ્રષ્ટ કરવામાં તેને સફળતા મળવાથી તેનો ઉત્સાહ વધુને વધુ આગળ ગયો અને આ પવિત્ર સાધુને સ્વાંગ સજનાર પુરુષ અધમ બનવા નિશ્ચયી બનતો ગયો. રાજરાણી પોતાના પુત્રને બચાવી શકનાર આ એક જ પુરુષ છે એવી માન્યતાને વશ તેને કંઈ જ સમજાતું નહોતું. એક વખત તેણે ઝારની ભત્રીજી ઉપર અત્યાચાર કર્યો અને તેણે આ હકીકત રાજરાણી આગળ મૂકી ત્યારે તેણે તેની વાત નાકબૂલી અને એમ ધારી લીધું કે તેના પુત્રના વિરોધમાં આ સાધુ પુરુષ ઉપર મિથ્યા દોષારોપણ કરે છે. તેની પુત્રીઓની આયાઓની ફરિયાદ તરફ પણ તેણે દુર્લક્ષ કર્યું.

આ જ અવસરે પ્રથમ વિશ્વવિગ્રહ ફાટી નીકળ્યો. રાસપુટિનની મહેચ્છાઓને પ્રબળ વેગ મળ્યો. રાજકારણમાં પ તેણે ઝુકાવ્યું. શરૂઆતથી જ તેને શાંત જીવન પસંદ હતું—યુદ્ધની ચિનગારીઓ વેરાય એ તેને ના પસંદ હતું, એટલે રશિયનો એ તેને જર્મનોનો જાસૂસ માની લીધો. આ આક્ષેપો જો કે સાચા હતાં જ નથી, છતાં રશિયનોની માન્યતાની નીચે તે એજ પ્રમાણે ગણાવા લાગ્યો.

પછી ૧૯૧૬ના ૧૬મી નવેમ્બરનો દિવસ આવ્યો. ડુમામાં ખૂબ આકરાં ભાષણો થયાં અને રાસપુટિનને રાજવંશનો નિકંદન કરનાર તરીકે વર્ણવવામાં આવ્યો. આ સભામાં ૨૯ વર્ષનો યુવાન રાજકુમાર ફેલિક્ષ યુસુપોફ પણ હતો તે રાજકુટુંબની બનરનાક સ્થિતિને માટે જવાબદાર એવા રાસપુટિનને સાફ કરવા ત્યાં જ નિશ્ચયી બન્યો અને ત્યારથી જ તેણે રાસપુટિનની પાછળ પાછળ રહી તમામ સ્થિતિનો ઉઘાડી આંખે અભ્યાસ કરવા લાગ્યો.

તેનો વિનાશ કેવી રીતે કરવો તેની યોજના ઘડવા બેઠો. છાતીમાંની વેદના મટતી જ નથી, એ નિમિત્તે તેની સારવાર માટે પોતાને ત્યાં બોલાવી તેનો ઘાટ ઘડવા તેણે બીજા મિત્રોનો સાથ મેળવ્યો. ડૉ. લેઝોવર્ટ તેમાંનો એક હતો. જે રીતે રાસપુટિનને આમંત્રણ આપવામાં આવ્યું હતું તેમાં રાજકુંવરી, જે ફેલિક્ષની પત્ની હતી અને જે સૌંદર્ય માટે ખૂબ ખ્યાતિ ધરાવતી હતી તેના મિલનની વાત પણ સાથે જ હતી આ વખતે તે ક્રિમિયામાં હતી. આ સાધુપુરુષને પણ આ વખતની એની ઇચ્છા હતી, એટલે તે તીવ્ર આકાંક્ષામાં દાવપેચને સ્વીકારી શક્યો નહિ.

સંપૂર્ણ તૈયારીથી ચા, પ્યાલા, રકાબીઓ, કેક અને દારૂની સારી સજાવટ કરવામાં આવી હતી. ડિસેમ્બરની ૨૯મીના સવારના અગિયાર વાગ્યા ત્યારે તમામ કાવત્રાખોરો એકત્રિત થયા. ડૉ. લેઝોવર્ટે રબ્બરના મોજાં હાથ ઉપર પહેરી લીધા અને સાથે આણેલી પેટી ઉઘાડી. તેણે કહ્યું કે, એમાં પોટેશ્યમની ટિકડીઓ હતી. આ ટીકડીઓ તેણે આંગળીઓ

સાથે ઘસી અને પછી કેરની સાથે તેનો સ્પર્શ કર્યો. તેની અંદર સારી રીતે ઝેર પણ પછી છાંટ્યું. આમાં આખી પાર્ટીને સંહારવાની ખૂબ શકિત હતી. આવી જ રીતે દારૂ માટે પણ પ્રયોગ કર્યો.

મધ્ય રાત્રિએ, રાજકુમાર ફેલિક્ષ રાસપુટિનને તેડવા માટે ગયો. તેની જ તે રાહ જોતો હતો. તે માયાળુ પણ ભયાનક હતો. તેણે તેને ત્યાં જ કહ્યું કે, "તેની જિંદગીને જોખમ છે એવી ચેતવણી તેને મળી ગયેલી છતાં હું આવું છું. ગમે તે હો, પણ તેનો નાશ કોઈ જ કરી શકે તેમ નથી."

શરૂઆતમાં નાની નાની વાતો ચાલી ફેલિક્ષે ચા આપવા માંડી અને સાથે ઝેર વગરની કેક આપવા માંડી રાસપુટિન પીતો ગયો, અને ખાતો ગયો, વાતોનો રસ તેણે જ ટપકાવવા માંડયો. તેણે પછી તેમની પૂર્વયોજિત વાનગીઓ તેના આગળ મૂકવા માંડી રાસપુટિનને તેની કાંઈ જ ન પડી હોય તેમ તેના વિરુદ્ધની વાતો કહેતો ગયો તથા તેના ખૂન માટેના કાવતરાં કેવી રીતે નિષ્ફળ ગયાં છે તેમ બતાવતો ગયો.

અને પછી તે આસ્તે આસ્તે બધું જ ગટગટાવવા લાગ્યો. ફેલિક્ષને આંખે અંધારાં આવવા લાગ્યાં રાસપુટિને દારૂના પ્યાલા એક પછી એક ગટગટાવવા માંડયા એ જોઈને જ ફેલિક્ષ નવાઈ પામવા લાગ્યો. તેણે જોયું કે, રાસપુટિનની આંખોમાં તેના પ્રત્યે ધિક્કારે સ્થાન લીધું હતું. તેણે કહ્યું: 'ગાઓ કંઈક સરસ ગાઓ: મારી ખાસ ઈચ્છા છે કે, તમે જ કંઈક ગાઓ!

પરંતુ ફેલિક્ષ તો તે ક્યારે ઢળી પડે તેની પ્રતીક્ષા કરી રહ્યો હતો અને એ તો ટટ્ટાર બેઠો હતો. તેના મોં ઉપર હાસ્ય વેરાયેલું હતું. તેને કોઈ જ મૂંઝવણ થતી નહોતી. એટલે રાજકુમારે તેને રિવોલ્વરથી પૂરો કરવાનો વિચાર કર્યો. તે ગયો અને તૈયારી કરી પાછો આવ્યો ત્યારે જોયું તો રાસપુટિનનું માથું ટેબલ ઉપર ઢળેલું હતું રાસપુટિને કહ્યું કે તે સ્પષ્ટ જોઈ શકતો નહોતો તથા પેટમાં કંઈક-દરદ-થતું હતું.

તેણે જ રાજકુમારને કહ્યું: "મને સરસ દારૂ પાવાથી કદાચ મારામાં જાગ્રતિ આવે." એટલે તેણે તેને દારૂ આપ્યો દારૂની અસર સારી થઈ, પણ તેણે ત્યાં જ ઓનો માગણી મૂકી રાજકુંવરે કહ્યું: 'એ અત્યારે શક્ય નથી, પણ પ્રભુપ્રાર્થના કરવાથી તમારી તમામ પીડાઓ અદશ્ય થશે."

પ્રાર્થના કરવા માટે તેણે હાથ જોડયા એટલે રાજકુમારે રિવોલ્વર બહાર કાઢી છાતીઃ આગળ જ બરાબર ગોળી છોડી. સાઈબિરિયન વાઘ બરાડે તેમ તે બરાડવા લાગ્યો અને રાસપુટિન એકદમ ઝંપી ગયો.

તે છતાપાટ પડયો હતો તેની આંખો બંધ હતી. મૂઠીઓ સજ્જડ વાળેલી હતી. ડૉ સેઝોવર્ટે ધા તપાસીને જણાવ્યું કે તે મરણ પામ્યો હતો. થોડીવાર પછી રાજકુમારને શંકા જતાં તેને તપાસવા ગયો. બારણું ઉઘાડી નાખ્યું, બત્તી કરી શરૂઆતમાં તો કંઈ ખાસ ન લાગ્યું; પરંતુ જ્યારે તે પાછો વળવા ગયો ત્યાં જ તેને લાગ્યું કે તેની આંખ ઉઘાડવાસ કરતી હતી. તે જ વખતે તે આશ્ચર્ય સાથે નિહાળી રહ્યો કે, તે મૃત શરીર તેના પગ ઉપર ઊભું થતું હતું. હજી કંઈપણ વિચાર કરે તે પહેલાં તો તે તેના ઉપર ત્રાટકી પડયો તેના ઠંડા હાથ તેના ગળાને વીંટળાઈ વળ્યા. 'જરાક જ ભૂલ થાત તો તેનું આવી બનત; પરંતુ તે ત્યાંથી નાઠો દાદર ઉપર અવાજ-થતો સંભળાયો. રાસપુટિન તેની પાછળ જ આવી રહ્યો હતો બારણું બંધ કરીને તે અંદર પુરાઈ રહ્યો હતો, છતાં તે ઉઘાડીને અંદર આવી રહ્યો હતો. રાસપુટિન કોઈક ચમત્કારિક શક્તિથી ત્યાં આગળથી અંધારામાં લુપ્ત થઈ ગયો.

બધા સજ્જડ બની ગયા હતા, છતાં દઢ નિશ્ચયથી તેની પાછળ દોડયા અને 'મારો, મારો'ની જ બૂમો પાડવા લાગ્યા ત્રણ દરવાજામાંએ એક જ મધ્યસ્થ ખુલ્લો હતો. રાસપુટિન એ જ રસ્તે હતો. કુમાર ઉપરાઉપરી દોડતો ત્યાં આવી લાગ્યો અને તે રાસપુટિનને મરી ગયો ત્યાં સુધી ઝુડવા જ લાગ્યો.

રાજકુમાર આ પ્રસંગની વિચિત્રતાથી મૂર્છિત પડી ગયો. જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તે કુમારિકાના ઉમ્પુટીના હાથ ઉપર ટેકવી રાસપુટિનના શબ પાસે પહોંચ્યો સૈનિકોએ જણાવ્યું કે, તેની એક આંખ હજુ ઉઘાડી હતી, એટલે તે મરી ગયો છે એમ નહિ કહેવાય રાજકુમારે તેની ખોપરીને તોડવા માટે ટીપવા માંડી. તે થાકી ગયો અને સૈનિકો રાજકુમારને ત્યાંથી પારણે ખેંચી ગયા

હલાહલ વિષપ્રયોગ કરેલો છતાં, ખોપરીને ટીપી નાખવામાં આવેલી છતાં એનામાં પ્રાણજીવન બળવત્તર હતું કે તેનાં ફેફસામાં પુષ્કળ પાણી હતું. એનો અર્થ એટલો જ થયો કે તે હજી પણ જીવંત હતો

રાસપુટિનને જાન્યુઆરી ત્રીજીએ રાજમહેલના બગીચામાં દાટવામાં આવ્યો હતો. આ જગાએ એક સ્તંભ ઊભો કરવાની જવલંત યોજના હતી, પરંતુ ક્રાંતિકાળે તેના શબને વળી પાછું ખોદી કાઢવામાં આવ્યું અને તેને બાળી મૂકવામાં આવ્યું હતું.

રાજકુમારને ક્રાંતિ કાળની માન્યતાને કારણે રશિયા છોડવું પડ્યું અને પારીસ જઈને રહેવું પડ્યું

માત્ર સાયબિરિયાના ખેડૂતોએજ તેના અવસાન બદલ શોક પાળ્યો હતો. તેમના મનથી તે મહાન હતો. કારણ કે નગરના કુટુંબમાં પ્રવેશ મેળવી શકવો સહેલો નહોતો. રાસપુટિને ઘણી વખતે કહેલું કે, તેના મૃત્યુ બાદ ત્રાસવાદ ફેલાશે, અને તે જ પ્રમાણે ઝાર અને તેના કુટુંબીજનોનાં બોલ્શેવિકોએ ખૂન કર્યાં હતાં, આની પછી ત્રાસયુગ પ્રવર્ત્યો અને તેમાંથી સમાજવાદની પરંપરાઓ જે આજે ચાલી રહી છે તે એની પ્રતીક નથી તો શું છે?



## પ્રેમરાણી

લે: શ્રી. આરુણિ

ઓ! પ્રેમરાણી ઓ! પ્રેમરાણી
રુમઝુમ કરતાં આવો અમારે આંગણે
એમાં કુંકમમાં સાથિયા મ્હેકે છે,
કંઈ સાચાણુ મોરલો ગ્હેકે છે;
નવજીવન પ્રસરાવો, અમારે....આંગણે
ઓ........પ્રેમરાણી

શ્યામ વાસુકી નાગ શા અંબોડે,
પ્રેમ-પંખા ગૂંથેલા અંકોડે;
લઈ આંખડીને ઉછાળો, અમારે....આંગણે
ઓ પ્રેમરાણી

મારે હૈયે અષાઢો ગાજે છે
ને નેમનની વીજળી નાચે છે.
ઝરમરિયો વરસાવો, અમારે ...આંગણે

ઓ સ્નેહ સાથી,
તમે અવની ઓળંગીને આવો,
દિવ્ય પ્રેમલ દીવડી પ્રગટાવો.
અંતરને ઓળખાવો આવું હું આંગણે
હો સ્નેહસાથી હો સ્નેહસાથી
રુમઝુમ કરતી આવું
– તમારે આંગણે

આજના સ્વાર્થલોલુપ પુરુષો સામાન્ય રીતે પ્રેમને બહાને હવસભૂખ સંતોષવા માટે અલૌકિક પ્રેમ શબ્દને આગળ મૂકી તેને કલુષિત કરે છે અને પ્રેમરાણી જેવા શબ્દને સંબોધન તરીકે મૂકવા પણ ચૂકતા નથી. તે માટેનું આ કાવ્ય કંઈક સ્પષ્ટતા કરશે.

કાવ્યની અંતિમ-કડી છે. તે આજના પ્રેમ-રાણી ભૂખ્યાઓને એવો સચોટ જવાબ આપે છે કે તમારા આંગણે હું આવું પણ પહેલાં તમારે મારી શરત પૂરી કરવી પડશે. (૧) "તમે અવની ઓળગીને આવો
(આ શરત પૃથ્વીના લોકોથી અશક્ય છે)
(૨) પ્રેમજ્યોત (૩) અંતરની ઓળખ"
એ રીતે આખા કાવ્યનો જવાબ હવસ ભૂખ્યા માનવીઓને મળી જાય છે.
કાવ્યમાં આ રીતે એક સમસ્યા હલ થાય છે. (મંત્રી)

# જય રણછોડ!

લેખકઃ મનમોહન વોરા

"મને જરી રણછોડરાયના મંદિરનો મારગ ચીંધશો બાપુ!" એક દીન વૃદ્ધ આદમીએ સામેથી લોંગકોટ, માથે જામનગરી પાઘડી અને ગળે ખેસ, વિશાળ ફાંદપર ધીમે ધીમે હાથ ફેરવતા ફેરવતા, હાથીના નાના મદનીયાની ચાલે ચાલ્યા આવતા શેઠને નમ્રતાથી પૂછ્યું.

"સાલા, દૂર રહે દૂર! હમણાં અડી જાત આ બેવકુફ ભંગીડાઓને ઓલ્યા ઓએ તો છાપરે ચડાવીને ધરમ ખાખાનું સત્યા નાશ વાળ્યું છે. તારા બાપના નોકર છીએ કે આખે દિ' તમને રસ્તો બતાડયા જ કરીએ? ગોલ..." આવા પવિત્ર પ્રભાતને પ્હોરે શેઠને 'ગોલકીના' શબ્દ બોલવો યોગ્ય ન લાગ્યો ગાળો ભાંડતા શેઠ પોતાને માર્ગે પડયા.

પેલો વૃદ્ધ જરા આગળ ચાલ્યો.

આ વૃદ્ધ આદમી જાતનો હતો–ઢેડ–ભંગી–અછુત!–જેને વિશ્વ આજ સુધી તરછોડયો છે તે! તેનું નામ હતું: નરસિંહ. રહેતો હતો: રાજપર નામના નાનકડા ગામડામાં તે નરસિંહને ભગવાન રણછોડરાય પર અચળ અને અણાગ શ્રદ્ધા! રોજ રાત્રે નરસિંહ હરીજનબંધુઓને એકઠા કરી પ્રભુ ભજન ગાતો અને પ્રભુનામની ધૂન મચાવતો! નરસિંહ પોતાના નિખાલસ સ્વભાવ અને ધાર્મિક વૃત્તિને કારણે હરિજનવાડાનો 'દેવ' ગણાતો! નરસિંહને રણછોડરાયના દર્શન માટે હૃદયમાં ઝંખના હતી.

આજે રણછોડ-જયંતિ હતી. રાજપરથી દસ ગાઉ દૂર આવેલા ગામમાં રણછોડરાયનું ભવ્ય મંદિર હતું. રાજપરથી આગલી રાતના જમી પરવારીને નિકળેલો નરસિંહ, સૂર્યના સોનેરી કિરણો વિશ્વપર મંડાતા જ ગામમાં આવી પહોંચ્યો અને માર્ગમાં મળતા ભાવિક લોકોને રણછોડરાયના મંદિરનો માર્ગ પુછતો પુછતો આગળ વધતો હતો.

સામે એક બીજો હરિજન રસ્તા પર ઝાડુ કાઢતો હતો. નરસિંહે તેની પાસે જઇને પુછ્યું: "ભૈલા! રણછોડરાયનું મંદિર કેણી કોર આવ્યું!"

"અરે, બાપા! તમારે તે વળી રણછોડરાયના મંદિરનું શું કામ પડયું?" પેલા હરિજને આશ્ચર્ય સહ પૂછ્યું.

"ભૈલા! આજ તો છે, રણછોડ જેંતી આવે પવિતર દિવસે તો પરભુના દરહન કરવાજ જોવેને! ભલા ચિંધ તો ખરો કેણી કોર આવ્યું એ મંદિર!"

"લે સાંભળજો! બાપા! એ મંદિરનાં લઠ્ઠ જેવા પુજારીએ અને ભગતો એક મશીટ પણ મંદિર પાહે ઉભા જ રેવા નહીં દે! તમને હડ હડ કરીને કાઢી મેલશે. આજથી પંદરેક દી 'પે'લા હું–આ રણછોડ–કુંડ છે તે! તેની પાહે ઝાડુ કાઢતો'તો ત્યાં કુંડના પાણીમાં એક બામણનો સોકરો ગળકા ખાતો' તો બચાવો' બૂમાબુમ કરે. એનો હગ્ગો બાપ તીંયા ઉભો'તો પણ ઇ બી ન પડયો અંદર. હગ્ગો બાપ હો. બીજા કેટલાય બામણું અને માણહું ઉભા'તા પણ પડે ઇ બીજા! બાપડો! સોકરો 'બચાવો બચાવો'–એમ રીડીયા કરે પણ પડે કોણ? મેં તો આ દીઠું ને ઠીંબો માર્યો ઝુલો! અને સોકરાને તાણીને કાઢયો બા'ર! અરે! બાપા! ત્યાં તો મારા પર તમાચા, ગાળું અને ધોલપાટનો વરસાદ જ વરસવા માંડયો. અને મને કહેવા લાગ્યાઃ કે 'સાલા કુંડ આખાને ભ્રષ્ટ કરે છે.' મેં કીધું કેઃ 'અરે મા'રાજ! બાપા! હું તો તમારા સોકરાને બચાવવા પડયો 'તો તો કે 'સાલા, હરામજાદા, આ'ના કાઢે છે.' અને પછી તો પાછી ન બોલાય એવી, ગાળુ, તમાચા અને ધોલપાટું! બાપા, આ મોટા લોકો તો ડોળ અને ઢોંગ કરવામાં હાગ લાગે, પરિચયે તો ભૂંડા–ભારી ભૂંડા!" પેલાએ પોતાનો જાત અનુભવ વર્ણવ્યો.

"અરે ભૈલા! કોઇનું ભૂંડું ના બોલીયે સહુના લેખાં લેનાર બેઠો છે ઠાકર ઉપર! ભૈલા! બોલ તો ખરો કેણી કોર આવ્યું. મારા દીન દયાળાનું મંદિર?" એમ કહેતા તો નરસિંહના મો અને આંખમાંથી જાણે અમી વરસતું હતું! મા જેમ નાનકડા બાળકને 'બેટા' એ બે શબ્દો–પ્રેમભર્યા–કહે અને બાળક

બધું જ દુઃખ ભુલી જાય એમ આ દ્વિઅક્ષારી 'લીલા'એ પેલા હરિજનની 'મોટા લોકો' તરફની અશ્રદ્ધાને ઓગાળી દીધી.

"એ બાપા! આ સડેડાટ સીધી સડકે હાલ્યા જાવ! યે મોટું મંદિર ઉભું છે!" પેલાએ આંગળી ચિંધીને મારગ દેખાડયો.

નરસિંહ સીધી સડકે આગળ ધપ્યો રણછોડરાયની મુર્તિને કલ્પતો!–આશા, ઉમંગ અને આનંદ સાથ! ત્યાં તો ઉંચા અને વિશાળ મંદિરના કાંગરા દેખાયા અને નરસિંહનો આનંદ શું ઉછળતો હતો–શું ઉછાળા લેતો હતો!" અ હા હા....!

નરસિંહ મંદિરને આંગણે આવીને ઉભો રહ્યો મંદિર ભવ્ય હતું. મંદિર હિરણ્ય મ્હેલ શું ઝગઝગારા કરતું હતું! સંગે મરમરના શ્વેત સોપાને સોપાને અવનવા રંગોની કલાકારોએ રંગપૂરણી કરી હતી! મંદિરની આસપાસ નિલમ શી લીલીછમ વાડી હતી. સુગંધી પુષ્પો અને તુલસીની મંજરીઓ મ્હેક મ્હેક થતી હતી–આખા વાતાવરણને ભરી દેતી હતી ઝાલરડંકાના મહાનાદો અનંતમાં પડઘા પાડતા હતા! ધુપ-દિપના ધુમ્ર આખા નભને ઘેરી વળ્યા હતા! શું હતું. અનુપમ એ વાતાવરણ! જાણે સ્વર્ગનો જ એક અંશ! વળી આજે 'રણછોડ–જયંતિ હોવાથી અનેક ભક્તો રંગબે રંગી વસ્ત્રો પરિધાન કરી, ફુલ ફુટાક થઈ મંદિરમાં જતા અને આવતા હતા.

મંદિરના આવા રંગઢંગ જોઈ, નરસિંહ આભો જ બની ગયો. તેના અંતરમાં પ્રશ્ન ઊઠયોઃ 'શું આજ મારો દીન દયાળ, દીના નાથ-રણછોડ! આ મારો રણછોડ!' શું આ જ રણછોડ! જેને હુ વર્ષોથી ઝંખુ છું તે જ આ! શું આજ દીનાનાથ અને વિશ્વભર રણછોડ! અવનવા રેશમી વસ્ત્રો પ્હેરી અને બત્રીસ મીષ્ટાન અને તેત્રીસ પકવાનના થાળ આરાગે છે! જ્યારે દીન–હરિજનોને–પ્રભુના જ બાળકોને–સાજ આવરૂ સારૂ અંગ ઢાંકણુ ચિંથરૂ પણ નથી મળતું ત્યારે આ પ્રભુને રેશમી વસ્ત્રોના નાહક ઠઠારા શા! જ્યારે માનવીઓને પેટ પુરતું અન્ન નથી મળતું ત્યારે મારા રણછોડને બત્રીસ મીષ્ટાન અને તેત્રીસ પકવાનના થાળ! આ મારો રણછોડ!!'

નરસિંહ આ વિચારમાં લીન થઈ ગયો! વિશ્વનું ભાન ગુમાવી બેઠો! એનું મન ઊંડે ઉતરી ગયું! જીવન ભરમાં આવી ગ્લાનિ ઉપરાંત તો અવિશેષ એ હતું કે પોતે જેને આજ લગી સત્ય ધારતો હતો, એ નિષ્ઠાના મૂળિયાં હચમચ્યા હતા! દ્વિધા ન હતી, વિશ્વાસ હટી ગયો હતો.

પણ...ત્યાં તો...ધ ..મ...ધ ..બ ..ધ...મ... ત્રણ–ચાર લાકડીના માર નરસિંહના વાંસા પર પડયા. અને 'સાલા! બામટા! નિચ! આંઈ રણછોડરાયને ભ્રષ્ટ કરવાને આવ્યો છે' એમ કહુ પુજારીજીએ એક વધુ લાકડી તેના વાંસા પર લગાવતા ત્રાડ પાડી અને પછી તો હજી તો બીજી ન બોલાય એવી અનેક ગાળોની સહસ્રનામાવલિ ચાલી! પુજારીજીની સાથે બીજા કેટલાક ધાર્મિક ભક્તો ધર્મના રક્ષણાર્થે નરસિંહને કાઢી મુકવા આવી પહોંચ્યા હતા! નરસિંહના વાંસમાંથી 'ટપક...ટપક... લોહિની ધારા પડતી હતી. તેને સખત વાગ્યુ હતું. વૃદ્ધ નરસિંહની રણછોડ પ્રત્યેના શ્રદ્ધા–આસ્થા–હોવાને કારણે તેના મુખમાંથી 'જય રણછોડ'-શબ્દો સરી પડયા!

"જોયું ને નાગરભાઈ! કેવો ઢોગી છે આ ભગીડો!" એમ કહી નરસિંહને લાકડીનો એક વધુ પ્રહાર કરતા પુજારીજીએ કહ્યું. ધર્મ પ્રેમી ગૃહસ્થોએ પણ પોતાની લાકડીથી નરસિંહને મારી, પુજારીજીને સાથ આપ્યો'

"સાલા! બામટા! નીકળ મંદિરમાંથી" એમ કહી પુજારીજીએ છેલ્લો પ્રહાર કરી અને લાત મારી નરસિંહને મંદિરની સડક પરથી ચાલ્યા જવાની ચેતવણી આપી

નરસિંહ માંડ માંડ ધોડે ચાલી શક્યો. પછી રસ્તાની એક બાજુ પડી ગયો.

નરસિંહનું મન વિચાર-વમળોએ ચડયું! "શું આજ રણછોડરાય કે જેને હું–અછૂત–સ્મરી પણ ન શકું! મારા જ સરજનહારને હું ન જોઈ શકું! શું હું તેને જોઉં તો તે ભ્રષ્ટ થઈ જાય! શું આ પ્રભુના ભક્તો! ભક્તો આવા હોય! ના! કદાપી

# અભણ નારી

( એકાંકી પ્રહસન )

લેખિકા :—સૌ. મદનગૌરી ઇન્દ્રવદન દેસાઇ

સ્થળ—અભણ બ્હેન પોતાના ઘરના આંગણામાં વાસણ માંજે છે.

સમય—સવારના દશ અગિઆરનો.

પાત્રો—ટપાલી, અભણનારી સૌ. અંબા બેન, કોલેજીઅન બેન, કોકિલા બેન, સાધારણ ભણેલી વિજયા બેન, ગૌતમકુમાર પ્રોઢશિક્ષણ આપીનારી શિક્ષક વગેરે.

(ટપાલી કાગળ આપતો આપતો પ્રવેશ કરે છે)

ટપાલીઃ-શ્રીમતી અંબાગૌરી કાનજીભાઇ કોણ છે ?

અંબા બેનઃ—આ રહી શું છે ભાઇ !

ટપાલીઃ-લો, આ તમારો કાગળ છે.

અંબાબેનઃ—( વિચાર કરી ) ભાઈ, કાગળ છે તો જરા વાંચી સમજાવોને ( આતુરતાથી ) કોનો છે ?

ટપાલીઃ—ના, ના, અમો કોઇના કાગળ વાંચી સંભળાવીએ નહિ. અમોને એક મીનિટ પણ ઉભા રહેવાની ફુરસદ નથી. હજુ આખા શહેરમાં કાગળો પ્હોંચવાના છે. આ કાગળનો થોકડો તો જુઓ. અમે થોભીએ તો ક્યારે પ્હોંચી રહીએ ?

અંબા બેનઃ—અરેરે ! ભાઇ જરાક તો વાંચી જુઓ. કોનો છે કાગળ ? મને વાંચતા નથી આવડતું ભાઈ.

( ટપાલી ના પાડી જતો રહ્યો છે )

અંબા બેનઃ-( નિરાશ થઇ આમતેમ જુએ છે )

અરેરે ! કોઇ જણાતું નથી. શું હશે કાગળમાં ?
શું છે એમાં વાત...કોને પુછું હવે ?
હું અભણ રહી ન જાણી શકું,
શું છે કાગળમાં ઉત્પાત...
રે, કોઇ આવો...
મારો કાગળ વાંચી બતાવો.
મારી ધડકતી સમાવો
કોઇ કાગળ વાંચી બતાવો

અરેરે ! ભગવાન ! આજે તો પાછો સોમવાર, બધાજ નોકરીએ ગયા હશે. પોળમાં કાળો કાગડોએ જણાતો નથી...

અરેરે ! હાયરે શું હવે કરૂં,
વિષ પીને મરૂં કે કુવે રે પડું...

જરૂર આ કાગળમાં કોઇનું મૃત્યુ જ થયાના સમાચાર હોવા જોઇએ. મને તો આજે સવારથી જ અપશુકન થયા કરે છે. મારી જમણી આંખ કેટલી બધી ફરકે છે ?

(એટલામાં એક કોલેજીયન બ્હેન ત્યાંથી પસાર થાય છે )

ઓ બેન ! ઓ બેન ! જરા આમ આવો તો

કોકિલા બેનઃ-શું છે તે આ બાઇ મને બોલાવ બોલાવ કરે છે ? (પાસે આવી) શું છે બેન ?

અંબા બેનઃ-બેન જરા આ કાગળ તો વાંચી સંભળાવો.

કોકિલા બેનઃ—કાગળ વાંચવાની મને હમણાં ફુરસદ નથી મારે જલદીથી કોલેજમાં જવું જોઇએ ટાઇમ પુરા થઇ ગયો છે.

એ ન બની શકે ! આ રણછોડ દિનદયાળ નથી ! આ તો છે ધનિકોનો દેવ ! પૈસાદારોનો પરમેશ્વર ! અને શેઠો અને શ્રીમંતોનો રણછોડ ! આ તો ધનવાનોએ ધર્મને બ્હાને અમને ગરિબોને–લૂંટવા, ચૂસવા અને અમારૂં લોહિ પીવા અને પોતાની સત્તા જમાવવા અને કેર વર્તાવવા ઉભો કરેલો ચાડિયો છે ! સુવર્ણની જડ મૂર્તિ છે !"

આ આઘાતે નરસિંહનું હૃદય બંધ પડ્યું ! તેનો પ્રાણ પંખેરૂં ખરા રણછોડને મળવા ઉડી ગયો ! તેનો દેહ લોહિના ખાબોચિયામાં રક્ત–સ્નાન કરી રહ્યો !

દૂર મંદિરમાંથી 'જય રણછોડ'ના ઘંટનાદો સાથેના નાદ કાનને ફોડી નાખતા આવી રહ્યા હતા ! ધૂપનો ધુમાડો નાક ગુંગળાવતો આકાશને ઘેરી રહ્યો હતો !



અંબા બેનઃ–રે, રે, બેન ! જરા કાગળ વાંચવામાં મોડું નહિ થઈ જાય.

કોકિલા બેનઃ–ખરા તમે તો તમને આટલો કાગળ વાંચતાએ નથી આવડતો ! હજી આ જમાનામાં પણ આવાં અભણ બૈરાં પાક્યાં છે ખરાં.

અંબા બેનઃ–બેન અમે તો ગામડાં ગામનાં છીએ. ત્યાં નિશાળ નોંઇ, અમારા માબાપે અમને ભણાવ્યા નહિ...

કોકિલા બેનઃ–તેમાં હું શું કરું ! મને હમણાં ફુરસદ નથી.

(વટમાં જતી રહે છે.)

અંબા બેનઃ–અરે રે ! હું ભણી નહિં ત્યારે આ દશાને ! (પાછી વાસણ માંજે છે)

શું લખ્યું હશે કાગળમાં ! કોનો હશે એ કાગળ ! એ તો ગયા તે ગયા. કાગળે નથી લખતા, પણ કોઈ મને કાગળ લખીને શું કરે બીચારા...! (જરા દૂર નજર કરે છે, ત્યાં કોઈ જતું જણાય છે) ઓ બેન, ઓ બેન ! જરા...

વિજ્યા બેનઃ–(પાસે આવી) કેમ શું છે બ્હેન ?

અંબા બેનઃ–જરા આ કાગળ વાંચી સંભળાવોને અંદર શું લખ્યું છે બેન ?

વિજ્યા બેનઃ–લાવો જોઉં...ઓહોહો ! અક્ષરે કેવાં વાંકાચુકા લખ્યા છે ! બળ્યું વંચાતા એ નથી કોણે લખ્યો છે. આપા વગિ ચુકો કાગળ !

અંબા બેનઃ–તે તું જ કેને બેન કોણે લખ્યો છે તે ?

વિજ્યા બેનઃ–કોઈ બણુચકે લખ્યો લાગે છે, બણુચકે બરોબર સમજાતુંએ નથી એવું લખ્યું છે તો ! હં, મુંબાઇથી છે કાગળ મુંબાઈથી.

અંબા બેનઃ–ત્યારે છો એમનો જ હશે એ કાગળ

વિજ્યા બેનઃ—કોનો ? તમારા......એ મુંબાઈ ગયા છે ? એમને......શું એ લખે છે કે હું સિનેમા જોવા ગયો ' તો ત્યારે મારા મારી થઈ ને ત્યાં કોઈ બદમાસે, મારે બેટે ખીસ્સુ કાતરી લીધું, તથી હવે ભૂખે મરું છું એવું એવુ કાંઇ લખ્યું છે તમારા વરે, બ્હેન, કાંઇ બરોબર વંચાતું એ નથી ને સમજાતુંએ નથી, શું લખ્યું છે તે, અક્ષર કેવાં વાંકા ચુકા કાઢયા છે તમારા એણે...

અંબા બેનઃ–બાપરે બાપ ! મુંબાઇ નોકરી શોધવા ગયા તો ત્યાં ખીસ્સુ કતરાયું, હવે એમનું શું થતું હશે ! બેન આગળ શું લખે છે જરા વાંચો તો ખરી.

વિજ્યા બેનઃ–કંઈ સમજાતુ નથી. શું લખે છે તે મારે મોડુ થાય છે બેન, ફેર છોકરા એકલા મુકીને આવી છુ હું તો જાઉં છું.

અંબા બેનઃ–ઓ ભગવાન ! અભણની કેવી દશા થાય છે ! નથી કોઈ વાંચનારું મળતું.

(દૂરથી ખાદીનાં કપડાં પહેરેલો, હાથમાં થેલી પકડીને એક યુવાન જતો હોય છે તેને જોઇને)

અંબા બેનઃ–ઓ ભાઈ ! જરા આમ આવી મારો આ કાગળ વાંચી આપોને.

ગૌતમઃ–લાવો બેન ! તમારો કાગળ. (કાગળ વાંચે છે) કાગળ મુંબાઈથી પરમ દિવસે લખેલ છે તેમાં લખે છે......

સૌ. અંબાગૌરી,

હું મુંબાઇ સુખરૂપ પહોંચી ગયો છું મ્હારી ફકર કરીશ નહિ, તું તારે હેમ ખેમ રહેજે ને પૈસા જોતા કરાવતા હોય તો માધુપરે જઈ પટ્ટાભમા પાસે જઈ, લઇ આવજે. હું નોકરી શોધું છું. પણ હજુ મળી નથી. બે ચાર દીવસમાં મળી જશે. પછી હું અહીં ઓરડી રાખીશને તને બોલાવીશ. બીજું કાલે હું સીનેમા જોવા ગયો ત્યારે ત્યાં મારે બેટે કોઈ બદમાસે મારું ખીસ્સુ કાપી લીધું ને તેમાં મેં ઘેરથી પૈસા લાવેલો તે બધા લઈને નાસતો હતો, ત્યાં મેં એને પકડયો ને માર માર્યો. પોલીસ આવી સાલાને પકડી ગઇ. તું ફકર ચિંતા કરીશ નહિં. કાગળ આપણી પડોશના નારણજીભાઇ પાસેથી લખાવજે.

લી. કહાનજી નાથાભાઇ

અંબા બેનઃ–ભાઈ ! તમે આવ્યા તો આ કાગળ વંચાયો. નહિં તો હું તો અભણ રહી, ભણ્યા વગરનું તે કાંઈ જીવન છે !

ગૌતમઃ–તમારા જેવા તો બેન, ઘણા અભણ છે... આ દેશમાં તમને ભણાવવા અમે રાત્રીશાળા ખોલી છે તેમાં તમો આવો તમને એક માસમાં

લખતા શીખતી દઈશું

અંબા બેન—ભાઈ ! એ અમારા જેવા મોટી ઉમ્મરના તેને કેવી રીતે હવે ભણવાનું આવડે ?

ગૌતમઃ-તમારા કરતાએ મોટી ઉમ્મરના ભાઈ, બ્હેનો આવીને ભણે છે ને બધા કેવા ત્યાં હોંસથી ભણે છે થોડા દિવસમાં તો વાંચતાને લખતા આવડી જશે.

અંબા બેનઃ-ત્યારે તો હું આવીશ ભાઈ ક્યાં આવી તમારી રાત્રિ શાળા ?

ગૌતમઃ-અહીંથી બહુ દૂર નથી. બ્હેનો પણ ઘણી આવે છે ફી બુદ્દલે રાખી નથી. તમે જોજોને પંદર દિવસમાં તો તમને વાંચતા લખતા આવડી જશે ચાલો હું જાઉં છું નમસ્તે (જાય છે.)

અંબા બેન !—સો વરસના થજો ભાઈ ! હું જરૂરથી ભણુંશ આશીશ, ભાઈ

(સ્વગત) જોયો આ ગાંધી બાપુનો માણસ લાગે છે—કેવો ભલો ભાઈ છે !

(પડદો પડે છે)

o

## : ક્રૂરતા :

( ગઝલ )

માશુકને શોભાવવા ફૂલો ચૂંટી માળા ગુંથી
પણ ગુલાબો ચૂંટતાં યે ગૈ અરે હા ! ક્રૂરતા ૧
પ્યારી સનમના રાહમાં પાગલ જુએ છે વાટડી
ના શરમ પણ હા ફેરવ્યું દિલદારની એ ક્રૂરતા ૨
ગુલશનોને પ્રેમથી હું ચૂમતો ને ભેટતો
કંટક અરે માર્યા મને એ ગુલશનોની ક્રૂરતા ૩
દિલરૂબાના તારના સંગીતમાં ઘેલું બની
પ્રાણ ખોવે હરિણ આ સંગીતની એ ક્રૂરતા ૪
ઠોકર લગાવી એકલો આશક અરે ક્યાં જાય છે ?
લૂછ્યું નહિ આંસુ અરે આશક તણી આ ક્રૂરતા ૫
રાત્રે ચમનમાં મસ્ત થૈ આ બુલબુલો શાં ગાય છે:
પણ ચેન હા ચોરી જતાં એ બુલબુલોની ક્રૂરતા ૬
વાટ જોવાનું કહી દિલદાર પાછો ના ફરી;
પાગલ ઉપર હસતી હતી દિલદારની એ ક્રૂરતા ૭
માશુકને આલિંગતાં ના પ્યારથી ચૂમી ભરી
ના ઈશ્ક પાયો મસ્ત થૈ આશક તણી એ ક્રૂરતા. ૮
રાત્રે પિયુને ભેટવા દિલબર છુપતી જાય છે,
નિષ્ઠુર થઈ વ્યોમે હસે છે ચંદ્રની એ ક્રૂરતા. ૯
માશુકની યાદી અરે મેં પોષી હતી.
પણ યાદ દુઃખ દે જાય છે સ્મરણો તણી એ ક્રૂરતા. ૧૦

લેખક : ડાહ્યાભાઈ પટેલ. બારીસ્ટર એટલો

o




## સ્ત્રીઓ પર અત્યાચાર

બોટાદ સ્ટેશન પર સ્ત્રીઓ પર ગુજરાએલા અત્યાચાર માટે અમે સખ્ત નફરત જાહેર કરીએ છીએ અને સૌરાષ્ટ્ર સરકારને વિનંતી કરીએ છીએ કે આ કેસમાં સંપૂર્ણ તપાસ કરી ગુન્હેગારોને ભારે સજા કરી લોકો પર દાખલો બેસાડવો જોઈએ. સ્ત્રીઓ પરના અત્યાચારની બાબત પર સરકારે સખ્તમાં સખ્ત પગલાં તાત્કાલિક ભરવા જોઈએ. આવાં દુષ્કૃત્યો અટકાવવા માટે સરકારે જલદ પગલાં ભરવા સિવાય છૂટકો જ નથી અને ભવિષ્યમાં આવા અત્યાચારના કેસો ન બને એ માટે કાયદામાં આવા પ્રસંગો પરત્વે દેહાંત દંડની શિક્ષાની જોગવાઈ કરવી જોઈએ. અત્યાચારના ભોગ બનેલી બહેનો પ્રત્યે અમે સહાનુભુતિ દાખવીએ છીએ.

×

### રાણી મહારાજસીંગ સાફ કરશે,

મુંબઈ સુધરાઈના ઝાડુ કામદારોનો અંત જો ચાલુ માસમાં નહિ આવે તો મુંબઈને સ્વચ્છ રાખવા શહેરની મહિલાઓને પોતાની ફરજોનું ભાન કરાવવા અને તેમનામાં સેવાભાવનાનો દાખલો બેસાડવા મુંબઈના ગવર્નરના પત્ની રાણી મહારાજસીંગ જાતે કમરે સાડી વીંટીને તેમજ હાથમાં બાલ્દી અને ઝાડુ પકડીને મુંબઈના રસ્તાઓ વાળવા નીકળી પડશે.

×

### બ્રિટનમાં સ્ત્રી અફસરો

બ્રિટનના સ્ત્રીઓ માટેના શાહી લશ્કરી દળમાં બારોબર રીતસરના અફસરપદ માટે તાલીમ લેવાને યોગ્ય જણાય તેવી સ્ત્રીઓની ભરતી કરવા માટેની એક યોજના દાખલ કરવામાં આવી છે. સન્ડહર્સ્ટ ખાતેની શાહી લશ્કરી વિદ્યાપીઠમાં જેમ પુરુષો તાલીમ માટે દાખલ થાય છે તેમ સ્ત્રીઓ માટેની આ યોજના છે.

×

### મહાસભામાં મહારાણી

અક્કલકોટના મહારાણી કે જેઓ વડોદરા મહારાજાના બહેન થાય છે, તેઓ કોંગ્રેસનાં ક્રિયાશીલ સભ્ય બન્યાં છે. તેમણે ખાદી પહેરવાની શરૂઆત કરી છેઃ અને ભવિષ્યમાં કોંગ્રેસ તરફથી તેઓને ધારાસભામાં ઉભાં રાખવામાં આવે એવો સંભવ છે.

×



[ રાસપુટિનઃ સ્ત્રીઓનો શત્રુનો લેખ વાંચો ]

એડાઃ–મહી નદીમાં હોડી ઉંધી વળતાં ૫ સ્ત્રીઓ ડુબી જવા પામી છે. એવા સમાચાર પ્રાપ્ત થાય છે.

અમદાવાદઃ–મનાઈ કારકુન બની એક મુસલમાન બાઈને એક પાડોસી મુસલમાન ભાઈએ ઠગ્યાના સમાચાર બહાર આવ્યા છે. પોલીસ તપાસ ચાલુ થઈ છે.

રાજકોટઃ– તા. ૨૧–૭ સાંજે ટાઉનહોલ પાસે એક બાળકી મોટરના અકસ્માતનો ભોગ બની છે બાળકીને તુરતજ હોસ્પીટલમાં ખસેડવામાં આવી છે. પોલીસ કેસ થયો છે.

તા. ૧૨, ૭ લગભગ રાત્રે સદરમાં જુનાગઢ હાઉસ પાસે એક મોટર અકસ્માત થયો બે બાળાઓને ઇજા થયેલ છે મોટર ડ્રાયવરે મોટર પુર જોરથી દોડાવી મુકી હતી તેથી તે પકડી શકાયો નથી. બાળાઓને સારવાર માટે હોસ્પીટલમાં મોકલી છે.

ચીમનલાલ નામના એક લોહાણા જુવાને પોતાની યુવાન પત્નીને સળગાવી દીધા બદલ કેસ થયો છે. આ કેસમાં એક બાઈએ ઘણી જ ચોંકાવનારી જુબાની આપ્યાના સમાચાર મળે છે.

બીલખાઃ–દરબારના બગીચાના કુવામાં એક બાઈએ પડીને આપઘાત કર્યાના સમાચાર મળતાં ત્યાં મોટી ચકચાર ફેલાઈ છે.

વડોદરાઃ–શ્રી. સરલાબ્હેન વડોદરા છોડી જતાં હોવાથી ચીમનાબાઈ સ્ત્રી સમાજ તરફથી તેમના માનમાં એક સમારંભ યોજાયો હતો.

અમદાવાદઃ–શ્રી કપીલાબ્હેન છોટાલાલ કંસારા જ્ઞાતિનાં પહેલાં જ સ્ત્રી ગ્રેજ્યુએટ છે. તેમને માન પત્ર આપવા એક મેળાવડો યોજવામાં આવ્યો હતો.

શીનોરઃ–સેગવા ગામના કોંગ્રેસ કાર્યકર્તાના બે પુત્ર વધુઓ શ્રી. હંસાબ્હેન અને શ્રી. મણીબ્હેન (રેખા બ્હેન) ચાલુ સાલે કર્વે યુનીવર્સિટીની જી. એ. ની પરીક્ષામાં પાસ થયાં છે.

કાનપુર'–પ્રદેશ એન મરેનાનાં પુત્રી કે વિમળા મહેતા ચાલુ સાલે આગ્રા યુનિવર્સિટીની એમ. બી. બી એસ ની પરીક્ષામાં ઉતીર્ણ થયાં છે.

૭૨ વર્ષે લગ્નનો લ્હાવોઃ–યુ. પી. ગામસામી નાયકર નામના એક જાહેર કાર્યકર કે જેમની ઉમર ૭૨ વર્ષની છે તેમણે ૨૬ વર્ષનાં અણી અમ્માયર સાથે પરણવાના સમાચાર મળે છે.

તરીઆઃ–(ભરુચ) ગ્હાલી નામની એક માછીની છોકરી ધંતુરીઆ અનાજ દળાવવા જતી હતી ત્યાં રસ્તામાં કેટલાક લોક મળતાં તેણીથી આંખમાં ધૂળ નાખી લુંટી લીધી અને પછી ફાંસી દઈ મારી નાખી સાથે જે બાઈ હતી તેણે જઈ ગામમાં ખબર આપવાથી આ લોકો પકડાઈ ગયા છે. પોલીસ કેસ થયો છે.

૧૦ વર્ષની માતા.–મેરૂતીલીના નામની ૪૫ વર્ષની તથા ઇતીનોઈલ નામની ૧૦ વર્ષની બાળકીઓએ ૧૯૪૬માં જન્મ આપેલા તે બાદ રોઝાલીમેરી નામની ૧૦ વર્ષની બાળીકાએ એક બાળકનો જન્મ આપ્યો છે. તેના બાળકનું વજન સાત રતલ છે.

થરાદ–પાણી ભરવાનું કામ કરતી એક બાઈને કોઈ ઉઠાંતરીકરી ગભરાવી કરી ગયાની જાણુમાં આવે છે.

ઠગાયા–ચીખલી તાલુકાના ગોધન નામના ગામમાં એક અનાવિલને માછણ સાથ પરણાવી ઠગ્યાનો કિસ્સો બન્યો છે.

સુરતઃ–પાતાળી હનુમાન આગળ એક બાળકીનું સબ મળી આવતાં પોલીસ તપાસ ચલાવી રહી છે.

શાંતિ નામની એક બાઈ એકાએક ગુમ થયાના સમાચાર પ્રાપ્ત થાય છે.

વડોદરાઃ–શ્રી મુન્તીના દેસાઈ વડોદરા કોલેજ યુનીયનમાં રીપ્રેઝેન્ટેટીવ તરીકે ચુંટાયા છે.



('નારી સપ્તક'ના લેખક)

મહેસાણા—કુ નિશોજતા કાન્તિલાલ સદ્દા. ઉ. વ. ૧૫ ૪૯૬ માર્ક મેળવી પહેલે નંબરે પાસ થયાં છે.

ડાંગ— મહિલા પરીષદના પ્રમુખ ઉર્મિલા મહેતાં ડાંગ પ્રદેસનુ અવલોકન કરવા ગયાં છે.

વડાદરા—શ્રી ચીમનલાલ માણેકલાલ આહ્લાદની પુત્રી શ્રી. હસુમતી બ્હેન ભેડે રમણલાલ પટેલના પુત્ર સુબોધચંદ્ર રમણલાલ પટેલ સાથેના લગ્નથી છુટા છેડા મળ્યા છે

મેં. ન્યાયાધીશ શા જણાવ્યું છે કે—આ બાઈ આ ઉકરી માટે ઉપયોગના નથી. બાકી તેઓ સામાન્યતઃ માણસાઈમાં તો છે સાવ માણસાઈ વિહોણા નથી.

ભુજઃ (કચ્છ) કું તિલોત્તમા ઉલશંકર દેસાઈ આ વિભાગમાં નાગર કોમમાં આ બ્હેન પહેલાંજ ગ્રેજ્યુએટ થયાં છે.

## –: નવાજૂની :–

લોભીઆં વસે ત્યાં ધુતારા ભૂખે ન મરે—ધારી તાલુકાના છતડીઆ ગામે ભેજુઆ આવેલા પટેલને ભોળવી બદારગામ મોકલ્યો ખાટામાં રૂ ૧૫૦) અને બીજો સામાન રખાવ્યો. પટેલની ગેરહાજરીનો લાભ લઈ ધુતારાઓ બધોમાલ ચોરી કરી ગરજન્તી કરી ગયા. પટેલ આવ્યા ત્યારે જાણ્યું કે રીધિ સિધી મેળવવાના બદલામાં હતું તેએ ગુમાવ્યું

અજબ કુદરત—ગાયના પેટે વાઘનુ બચ્ચું જન્મ્યું.—કોડીનાર તાબે હરમડી આ ગામમાં એક ગાયે વાઘના બચ્ચાનો જન્મ આપ્યો છે પ્રાણીશાસ્ત્રના નિષ્ણાત તે બાબત તપાસ કરી રહ્યા છે આ બાબત એ રબારીએ પણ કહ્યું કે—તે ગાય ગર્ભવતિ હતી ત્યારે જંગલમાં વાઘે તેના ઉપર તરાપ મારેલી તેથી આમ થવા સંભવ છે.

વરૂ બાળ—વરૂઓ વચ્ચે ઉછરેલો માનવ બાળકઃ—લખનૌની ગાંધી સ્મારક હોસ્પીટલમાં આવો એક બાળક આવ્યો છે. જે ખૂબ ન્હાનો હતો. ત્યારે તેને વરૂઓ ઉપાડી ગયેલા ખૂબ લાંબા વર્ષો વિતાવી પાછો આવતાં તેનામાં માણસની એકે ટેવ રહી નથી. બધીજ વરૂઓની ટેવમાં ટેવાયેલો છે તે બોલી પણ સકતો નથી.

માછલીના પેટમાં રૂા. ૨૫૦૦ પકડાયા—કલકત્તાના જકાતિ અધિકારીએ ક્રિલકટ સ્ટેશને "હોલસ" નામની માછલીના પેટમાંથી રૂા. ૨૫૦૦ પકડી પાડયા છે એક રામી તેને પૂર્વ પાકિસ્તાન લઈ જતી હતી.

વ્હાલા નેતાજી સુભાષ બાબુજી—એઓશ્રીના જીવતા હોવાની વાતો અનેક પત્રોમાં અવારનવાર અનેક રીતે આવે છે તાજેતરમાં વિદેશથી પાછા ફરેલા શરદબાબુએ એવી જાહેરાત કરી છે કે—નેતાજી જીવંત છે. અને એમનું અવસાન એ એક દંતકથા છે, તેઓ ટુંક સમયમાંજ હિન્દ આવશે.

દેવીએ સ્વપ્નું આપ્યું અને છોકરાનું માથું ઉડાવી દીધું:—મદ્રાસ હાથુકારા ગામ ના કલીમુકુકીર નામના માણસને કહેવાય છે કે રાત્રે સ્વપ્નામાં પોતાના પુત્રનું બલીદાન માગ્યું અને તેણે તે પછી તે બલીદાન આપ્યું, આ બાબત પોલીસ કેસ થયો છે.

અજબ ખૂનીઃ— અમેરીકામાં એક ખુનીએ નવ માણસનાં ગળાં કાપીને દરેકમાંથી એક એક

ગ્લાસ ગરમ સોડી પીને તેઓની લાસોને તેજાબમાં ઓગાળી નાખી છે. આનું નામ તે-નર રાક્ષસ!'! પોલીસે આ ગુનેગારને ફાંસીની સજા ફરમાવી છે.

## ગુન્હાતીત માનસની સુધારણા માટેની અનોખી શાળા

હટર્સમાં રેયરટન ખાતે એક ૫૦ ખંડની હવેલીમાં પા. ૧૨,૦૦૦ (રૂા. ૧-૬ લાખ'ના ખર્ચે એક નવીજ જાતની શાળા ખોલવામાં આવી છે. આ શાળા ગુન્હાતીત માનસ ધરાવતા છોકરાઓ માટે છે. અહિં કંઇ શારીરિક શિક્ષા કરવામાં આવતી નથી. પરંતુ શાળાની સમિતિમાં દર અઠવાડીએ ખરાબ વર્તણુંક, રીત ભાત વગેરેની ચર્ચા કરવામાં આવે છે. છોકરાઓ આ સમિતિના સભ્યો હોય છે. આ શાળાના વડા મિ. એમ. એમ. સાઇમન્ડસ નવીજ જાતની શિક્ષાઓ ફરમાવે છે. જેવી કે—જો કોઇ ગંદો અને દરીદ્રી છોકરો હોય તો તેને બીજા છોકરાઓના ખંડમાં તેમના કપડાં અને બીછાના વગેરે સ્વચ્છ અને સુવ્યવસ્થિત રાખવા માટેની જવાબદારી સોંપવામાં આવે છે અને આ રીતે તેના માનસને સુધારણાના પંથે વાળવામાં આવે છે,

## બ્રિટનમાં પરિચારિકાઓના પગારનું ઊંચું ધોરણ

બ્રિટનના દવાખાનાઓમાં કામ કરતી પરિચારિકાઓના પગારમાં સારો એવો વધારો કરવામાં આવ્યો છે. પ્રથમ વોર્ડની વડી પરિચારિકાઓ સ્ટાફ પરિચારિકાઓ અને નોંધાએલી મદદનીશ પરિચારિકાઓ અનુક્રમે વાર્ષિક પગાર પા ૩૦૦, પા. ૨૪૦ અને પા. ૨૨૦ મેળવતી હતી તે હવેથી અનુક્રમે પા. ૩૬૫ પા. ૩૧૫ અને પા. ૨૮૫ મેળવશે

## સ્ત્રી-નિશાન બાજો!

શાહી વિમાની દળનાં નાના હથીયારો માટેના મંડળની બિસ્લી ખાતે ગોઠવાઇ રહેલી વાર્ષિક હરિફાઇમાં પહેલીજવાર સ્ત્રી-હરિફો ભાગ લઇ રહી છે. સ્ત્રીઓ માટેના શાહી વિમાની દળની ૫૦ ઉપરાંત સ્ત્રી સભ્યો રાયફલ-રીવોલ્વર વગેરેની જુદી જુદી હરિફાઇઓમાં ઉતરી રહી છે આ સાલ આ દળની ટુકડી પહેલીજવાર ઇન્ટર 'સર વિસીઝ કપ' ઉતી ગઇ હતી.

## 'પગરખા' પર શાહી કુટુંબની અસર!

સામાન્ય રીતે મોટા માણસો જે કંઇ કરે કે કહે તે એકદમ આદર્શ અને અનુકરણીય લેખાય છે. આનું એક સુંદર ઉદાહરણ આ રહ્યું હાલ લંડનમાં સુંદર ભુરા રંગના ડીલચરપ જોડા એકદમ લોકપ્રિય બની ગયા છે. આનું કારણ એ છે કે રાણીને તે ખુબ પસંદ છે રાજકુમારી એલિઝાબેથને સાદા પગરખા ગમે છે પણ રાજકુમારી માર્ગારેટ જોડાની પસંદગીની બાબતમાં ઘણાજ ચોકસ અને ચિવટવાળા છે

## પરિચારિકાઓ માટેનો આંતર રાષ્ટ્રિય શિક્ષણક્રમ

બ્રિટિશ કાઉન્સિલ તરફથી પરદેશીની પરિચારિકાઓ માટે ખાસ શિક્ષણ ક્રમ પહેલીજ વાર યોજવામાં આવ્યો છે. તેમાં ૧૨ રાષ્ટ્રોની પરિચારિકાઓ નિષ્ણાતોનો સમાવેશ થાય છે તેઓ આ માટે બે અઠવાડિયાં રોકાશે સ્કોટ લેન્ડના આરોગ્ય ખાતાના સહયોગથી આ કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો છે. અને શિક્ષણ ક્રમ એડિનબરો ખાતે યોજાશે. લાગતાં વળગતાં વિવિધ સ્થળોની પ્રત્યક્ષ મુલાકાતો પણ ગોઠવવામાં આવી છે.

બાળકને અભ્યાસ માટે પણ જ્યાં પિતા ઉપર કોર્ટમાં ફરિયાદ કરવી પડે છે-એક બાળકને ભણવાનો ખૂબ જ શોખ હતો, તેનો પિતા તેને જીવિકા માટે નોકરી કરવા ફરજ પાળતો અને બાળક કોર્ટમાં જઇને ફર્યાદ નોંધાવી ત્યાં તેનો વિજય થયો. તેનો અભ્યાસ શરૂ થયો છે."

લંડનઃ-એક ગાય બે ટંક મલીને ૨૦ ગેલન (૯ રતલ સવા બે મણ) દુધ આપે છે. આ ગાયના દુધમાં ઘીનું પ્રમાણ ૫૧ ટકા જેટલું છે,

# સીનેજગત



(મીસ ચંદ્રલેખા)

### તમે જાણો છો કે ?

—મુમતાજ શાન્તીને બાળકો બહુજ ગમે છે પોતાને સંતાન ન થતાં હોવાથી તેમણે હાલમાં એક છોકરો દત્તક લીધો છે.

—સગુણા–રાધા અને તારા એ ત્રણે સહોદર બહેનો છે અને તેઓ મદ્રાસી હોવા છતાં ગુજરાતી ભાષા પર કાબુ સારો ધરાવે છે

—માસ્તર છન્નાલાલ જાતે મીર છતાંય તેમની રીત ભાત રહેણી કરેણી હિન્દુઓને છાજે તેવી ઉચ્ચ કોમની છે તેઓ પરણેલા છે અને તેમનો દંપતિ પ્રેમ એવો ગાઢ છે કે, તેઓ પતિપત્ની ક્ષણભરનો વિયોગ સહી શકતા નથી જેથી સુટીંગમાં પણ તેમના ધર્મ પત્ની સાથે હાજર હોય છે

—આજની સીનેઆલમમાં ખુબજ પ્રસિદ્ધિ પામેલ સુરૈયા બાનુ આજે રૂ ૫૦૦૦૦ ની માગણી કરે છે. પૂર્વે પાંચજ રૂપીઆમાં એકસ્ટ્રામાં કામ કરતાં હતાં; જોઈ નસીબની બલીહારી આ કહેવાય. બીજું એ કે શ્રીમાન દેવઆનંદની કૃતીમ પ્રણય અદાકારી એ સાચી પ્રીતી નાં અંકુરો રોપાયાનાં સમાચારો પણ સાંભળમાં આવ્યા છે.

—જાણીતા નિર્માત્રી અને એક સમયની સીને આલમની મશહુર ગાયીકા જદનબાઈ કે જેઓ જાણીતી અભિનેત્રી નરગીસ ની માતા નું હૃદય બંધ પડતા અકાળ અવસાન થયું છે.

—વેવીશાળમાં મીસ ચંદ્રલેખા એક નિરાશ્રીત છે, મુળ સિંધના છે, છતાંય ગુજરાતી ભાષા પર સારો કાબુ ધરાવે છે તેમનુ મુળનામ માયાદેવી છે. અને પરણેલા છે

—મુંબઈમાં ચિત્રોની પડાપડી લાગી છે જોઈએ હવે કોણ વીનર નો રેકાર્ડ તોડે છે

—તા ૨૮ મીથી કનીજ સુપરને આંગણે જ્યારે કેપીટલ, ન્યુરોસન, અને નેપચ્યુન (વાંદરા) એમ ત્રણ છબીઘરોમાં સેન્ટલ ફિ. ડીસ્ટીબ્યુટર્સ તરફથી નરગીસ આર્ટ કન્સર્નનું અંજુમન રીલીઝ થયું છે અને ઉમરખયામ ફિલ્મનું લીબર્ટિ પિ રીલીઝ દાદા કમલ, એક્ષેલ સીયર, જય હિંદ અને રીવોલીમાં રજુઆત પામ્યું છે

—રૂપેરી પરદ ની એક વખતની જુની નટી રામપ્યારી મોટર અકસ્માત થતાં અવસાન પામ્યા છે

ત્યાર બાદ મેં ફરી પૂછ્યુ. "આપના સ્ટુડિયો વિષે શું અભિપ્રાય છે."

ઉત્તરમાં ઉષાદેવીએ જણાવ્યું આપતો હજુએ એવાજ સવાલો કરો છો કે જે એક પ્રશ્ન સાત સવાલોની બરોબરી કરી શકે છે. મારે પણ સ્ટુડિયો ભિતર વિષે ઘણું ઘણું કહેવુ છે પરંતુ આજે મારે નાઇટ શુટીંગ છે. એટલે વધુ સમય નથી. છતાંય ટુંકમાં સ્ટુડિયો નું વાતાવરણ દુનિયાની માન્યતા મુજબ લગાર ગંદુ નથી. છતાંય લીલાને લીધે સુખએ જાણે એ કહેવતાનુ સાર એક માછલી આખુ તળાવ ગંદુ કરી શકે છે. તે મુજબ પ્રથમ નાં કોઈ એકાદ અનુભવથી કોઇ સ્ટુડિયા ના વાતાવરણને ગંદુ માની લે એ અસત્ય વાત છે. દુનિયાની અંદર કોઇ કોઇ ની મરજી વિરૂદ્ધ કંઈપણ કરી શકતુ નથી. અમને ખુશીની વાતને કોઈ રોકી પણ શકતુ નથી. ટુંકમાં કહું તો મક્કમ હિન્દી નારીની સામે આંગળી ચીંધવાની પણ કોઇની તાકાત નથી. સ્ટુડિયો કોઇ રૂપની બજાર નથી એ અમુલ્ય કલા પ્રાપ્તીનું સ્થાન છે. પરંતુ તેમાં જે જેનો ઉપાસક હોય તે તેને જ લહે છે. કલાનો પુજારી કલાનેજ વરે છે. એ મારી અભિનય શક્તિ નો પરિચય હું કીર્તિ પિકચર ના આવતા ગુજરાતી ચિત્ર વેવિશાળમાં આપીશ કદાચ આપ પ્રશ્ન કરશો કે હું મરાઠી બોલનાર ગુજરાતીનહિ બોલી શકતી હોઉતો આપ વેવીશાળ નજરે નિહાળી ને જ ખાત્રી કરશો કે મારો ગુજરાતી પરનો કેટલો કાબુ છે. આ વાતચિત દરમ્યાન પાંચ વાગ્યા. અને શુટીંગમાં તેડવા ગાડી પણ આવી પહોંચી કે હું પણ અધુરી મુલાકાતે નમસ્તે કહી દાદર ઉતરી ગયો.



## હાજર જવાબી

સ—ફીલ્મી નટીઓને મેં પ્રત્યક્ષ નિહારી છે. અને તેથીજ મને આશ્ચર્ય લાગે છે કે, ફીલ્મમાં કરતી વખતે અભિનેત્રીની જેવી ભરાવદાર આકર્ષક છાતી જણાય છે તેવી પ્રત્યક્ષ નિહાળતા ન જણાવાનું કારણ આપ બતાવી શકશો?

જ—બેશક. મેકઅપ થી જો ચહેરો પણ બદલી શકે છે. ત્યાં છાતી શું વિસાતમાં? કામેલ સીને કલાકારો તો છાતીમાં રૂ. ભરી ને ય પ્રેક્ષકોને આકર્ષી શકે છે.

સ—મારે નિરૂપારોય ની મહોબ્બત મેળવવા શું કરવું?

જ—તેમના પતિદેવ ની મોજડી શીવવી. નિરૂપારોયને જ્ઞાતી બંધુઓ તરફ હમદર્દી છે.

સ—દુનિયામાં નામના મેળવવા સહેલો કોઇ ઉપાય આપની ધ્યાનમાં છે?

જ—જરૂર, દુનિયામાં જે કાર્ય કોઇએ ન કર્યું હોય તેનું કામ કરનાર દુનિયામાં તવરીત અમર થઈ શકે છે. પછી ભલેને દુનિયાનો રેકર્ડ તોડવા પોતાની બેંઓની અદલા બદલી કરીને છાપે ચઢે. પણ નામનાતો અમર જ થઈ જાય.

સ—મારે સ્વસાયગની સમૃતિ સાચવવા સાયગલના નામેજ પ્લેબેક આપવો છે તો મારો રાગ સુધારવા કોઈ ઇલાજ જણાવશો કે?

જ—કેમ નહિ! રાગ બેસાડવાનો સર્વોત્તમ ઇલાજ સિંદુર તો જગ જાહેર છે. પણ વધુ ન પીવું નહિ તો એવો મધુર સુર નીકળશે કે યમરાજ ને પણ પસંદ આવતાં તેડુ મોકલશે પરંતુ માકકસર લેતા ગધેડા જેવું સુમધુર પહાડી સુર નીકળશે કે, કાગળાઓનો રેકર્ડ તોડશો.

સ—સાહેબ! મારે ફિલ્મ કંપનીમાં જોડાવા શું કરવું?

જ—એમ? કે. ત્યાં ધક્કા ખાઇ ખાઇને નાસીપસ થઇને કોઈ કુવાની શાન્તી કરાવ.

શ્રીબોધ

# બાલકુમાર

## સોનેરી શિખામણો

### આરોગ્ય

" પહેલું સુખ તે જાતે નર્યા "
કાહ્યાં છોકરાં પોતાની તંદુરસ્તી જાળવે છે

શરીર બગડે તો મોટા કહે તે ઉપાય કરે.

બાળકો નિરોગી હોય તો દેશ આબાદ થાય.

### માટે તમે નિશ્ચય કરો

(૧) હું મારાં કપડાં, શરીર, અને મન ચોખ્ખાં રાખીશ.
(૨) નુકશાન કારક ટેવ હું પડવા દઇશ નહિ.
(૩) સારી ટેવો પાડીશ, અને તે ચાલુ રાખીશ.
(૪) નિરોગી અને માફકસર ખોરાક લઇશ
(૫) દરરોજ ચોખ્ખી હવા લઇશ
(૬) હમેશાં કસરત કરીશ

મં. ચં. જી અહેતા

## હિંદ કે સિપાઇ

{ રાષ્ટ્રિય કવાયત મે ગીત, }

હિંદ કે સિપાઈ, હિંદ કે સિપાઇ,
છોટે છોટે હમ સબ
હિંદ કે સિપાઈ હય
હિંદ હમારા મુલ્ક હય
હિંદ કે સંતાન હમ,
આઝાદ હિંદુસ્તાન કે,
ચેતનવંત સિપાઇ હય,
જન્મ જાતિ યા રંગકા,
ભેદસે હમ દૂર હય,
એક નીતીસે રક્ષણ વાલે,
નેક દિલ સિપાઈ હય
ડરના હટના, ઝુકને હય,
નહિ કિસીસે નાતા હય,
જયહિંદ, જયહિંદ, જયહિંદ
હિંદકી હમ ઢાલ હય,

લેખક — કેશવલાલ ચતુરભાઇ પટેલ

જયહિંદ (૩) બોલતાં કવાયત બંધ કરવી અને મુઠ્ઠી વાળી હાથ હવામાં ક્રિયા કરવા પછી કવાયત શરૂ કરવી

## ફૂલવાડી.

ફૂલવાડીમાં ફૂલડાં ખિલ્યા
લાલ ગુલાબી લીલાં પીળાં,
મધમાખી તે પર ગણગણતી,
મધ ચૂસી મધપુડે ભરતી ૧
ક્ષણ પણ નવરી તે ન વરહેતી,
કામ કરો આપણને કહેતી
એમાં રાણી એક રહેછે,
તેનુ સર્વ કહ્યું માને છે ૨

જગજીવન મોદી.

## પોપટજી

બોલો પોપટજી મીઠા બોલ,
વહાલા લાગે તમારા બોલ,
મધુરા મધુરા બોલો બોલ,
સારા લાગે તમારા બોલ,
પોપટ બોલે મીઠા બોલ,
હું પણ બોલું એવા બોલ,
માતા માને કાલા બોલ,
ખાવા આપે ઘી ને ગોળ

# પહેલવાન રામમૂર્તિ

★

બાળકો તમે સશક્ત અને તંદુરસ્ત છો? જો ના હોય તો ખુબ કસરત કરો, અને બળમાં અને બુદ્ધિમાં સશક્ત બનો

આપણામાં કહેવત છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા" માટે જે શરીરે સુખી હશે તેજ/ખરો સુખી હશે તેજ ખરો સુખી ગણાશે આજે હું તમને એવા એક સુખી અને તંદુરસ્ત માણસની વાત કહું છું.

પહેલવાન રામમૂર્તિ એ આપણા દેશનો માણસ હતો પહેલો એ ઘણોજ દુબળો હતો, અને તે હમેશાં બીમાર રહ્યા કરતો. નાનપણમાં તે ભીમ અને હનુમાનની વાર્તાઓ સાંભળતો અને વિચાર કરતો કે 'જો હું પણ આવો બળવાન બનું તો કેવું સારૂં. નિશાળમાં ભણતાં પણ આવાજ વિચાર કર્યા કરતો

બાળક રામમૂર્તિએ કસરત કરવી શરૂ કરી; અને દંડ અને 'દશહજાર' બેઠક કરવા લાગ્યો. જ્યારે તે ચોવીસ વર્ષનો થયો ત્યારે તેનામાં એટલી બધી તાકાત આવી કે, જો કોઇ નાળીએરીના ઝાડને જોરથી ધક્કો મારે તો બે ત્રણ નાળીએર પાડી નાખે એટલો બધો બળવાન થયો

રામમૂર્તિ ખુબ ખાતો અને દહીં તો તેનું પ્યારૂં ભોજન હતું રોજ ત્રણ શેર દહીં અને અર્ધો શેર ઘી ભાતની સાથે ખાતો અને ખુબ કસરત કરતો

રામમૂર્તિએ એક સરકસ કાઢયું અને આખી દુનિયામાં પોતાની તાકાતનો ડંકો ફેલાવ્યો. રામમૂર્તિને મારી નાખવાના ઘણા પ્રયાસો થયા હતા. બે ત્રણ વખત તો ઝેર પણ પચાવ્યું હતું.

રામમૂર્તિ ઇચ્છતા હતા કે હિંદુસ્તાનમાં બધાજ બાળકો ખુબ કસરત કરે અને બળવાન બને એવા રામમૂર્તિ ૧૯૩૮માં મરણ પામ્યા. માટે બાળકો તમે પણ અખાડામાં જઇને ખુબ કસરત કરો, તમારા ગામમાં અખાડો ન હોય તો ઘેર પણ કસરત કરી શકાય છે માટે ખુબ ખુબ કસરત કરો અને બળવાન બનો!

卐

ડોક્ટર—આ છોકરાનું નામ શું?

બાપા—કનુ.

ડોક્ટર—ઉંમર કેટલી ?

બાપા—સાહેબ તેની ઉંમર છ મહીના પછી છઠ્ઠું વર્ષ બેસશે

તો ડોક્ટરે કનુની હાલ ઉંમર કેટલી લખી હશે ?

જવાબ—૫॥ વર્ષ.

પટેલ જગન્નાથ.

卐

## આઝાદ હિંદના સંચાલકો કોણ કોણ ?

૧ ગવર્નર જનરલ કોણ

૨. હિંદનું ગૃહખાતું કોની પાસે છે ?

૩. મુંબઇના વડાપ્રધાન કોણ ?

૪. કાઠિયાવાડના વડા પ્રધાન કોણ ?

૫ મુંબઇના મજુર પ્રધાન કોણ છે

આ પાંચે જવાબો કાગળ ઉપર લખી શ્રીબોધને ઠેકાણે મોકલવા જેના ખરા હશે તેના નામો છાપવામાં આવશે પાંચે ખરા હશે તેને ઇનામ મળશે

## હોડી ની સહેલ

હતી ચાંદની સુંદર આજ,
અમે નિકળ્યાં સહેલને કાજ.
ચંદ્ર પુર્ણિમા તણો પ્રકાશે,
સઘળે ઉજ્વળ ચાંદની ભાસે.
હોડી અમારી સડસડાટ જાય,
ઠંડા પવનથી આનંદ થાય;
હતા ઉંડા નદીના નીર,
દુર હતા નદીના તીર.
નાવિક આનંદે હલેસા મારે
હોડીને જલ પર તારે.
પવન વાતો હતો બહુમંદ,
અમે કરતા હતા આનંદ.

★

## હું અને દાદા

મારો અને દાદા તણો હતો પ્રેમ અપાર
મારા વિના મુજ દાદાને ગમે નહિં લગાર
મારી દંતકથાઓ કહેતા દાદા રોજ,
નાના નાના બાળકોને ખુબ કરાવતા મોજ
નાના નાના બાળકોને ખુબ કરાવતા મોજ
બાલ ચહે આભાર તમારો લાલ

પ્રીતમલાલ વિ. વ્યાસ (ઉ. વ. ૧૬)

卐

## સ્વાગત ગીત

બાલ સુ આંગણે આજ પધારો
કેળવણી અમીરસ રેલવવા.
દ્વાર અમારે આજ પધારો બાલ.
જ્ઞાન ગિરિન દીન સ્વાગત આવો
આગ અમરો આજ સ્વીકારો. બાલ.
પાય પુનીત નિત નિત હો દ્વારે,

કાન્તિલાલ લ. રાવલ

ગજરાતમા, કોનોટ હોલમાં, બાળકોએ ઉજવેલા મેલાસમારંભ વખતે ગવાયેલું.

## ગિજુભાઈની વાત

તમારા કુટુંબમાંથી કોઈ સ્ટેશન માસ્તર હોય તો તમને આગગાડીમા મુસાફરી કરવાની કેવી મજા પડે ગિજુભાઈના મામા ભાવનગરમાં સ્ટેશન માસ્તર હતા. એટલે ભાણેજ મફત મુસાફરી ન કરે તો બીજુ કોણ કરે. ગિજુભાઈ હંમેશ મામાનું નામ લઈ આગગાડીમાં મફત મુસાફરી કરતા. એક વખત મામાને કોઈએ ચાડી ખાધી, કે તમારો ભાણેજ આગગાડીમાં મફત મુસાફરી કરે છે? મામાએ ગિજુભાઈને પોતાની પાસે બોલાવ્યા. અને બધી વાત પુછી. ગિજુભાઈએ સાચી વાત કરી દીધી. મામા રાજી થયા અને કહ્યું હવે પછી જ્યારે તારે મુસાફરી કરવી હોય ત્યારે મારી પાસેથી પૈસા લઈ જવા કોઈ દહાડે મફત બેસવું નહિં બસ. એજ દહાડાથી ગિજુભાઈમાં પ્રમાણીકપણાનું બીજ રોપાયું અને મોટપણે એ ખ્યાતિ પામ્યું

બાબાભાઈ (દેઢી)

★

## મોટામાં મોટું ?

પર્વત-હિમાલય નદી-એમેઝોન
બેટ-ઓસ્ટ્રેલીયા ખંડ-એશીયા
ભીંત-ચિનની શહેર-લંડન
ગાડી રસ્તો-કલકત્તાથી પેશાવર
રણક્ષેત્ર પાણીપત હિરો-કોહીનૂર
વરસાદનો પ્રદેશ-ચેરાપુંજી
કારખાના-ક્રુપકંપની (જર્મની)

"ચંદુ"

★

વર્ષ ૩૨
સપ્ટેમ્બર
૧૯૪૯
અંક ૯ મો



તંત્રીઓ
કેશવપ્રસાદ દેસાઈ જરબાનુ કાબરજી
મંત્રી ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા પીરમશારોડ, અમદાવાદ

સ્ત્રીઓ-બાળકો માટેનું જૂનું માસિક પત્ર



વર્ષ ૯૩ સપ્ટેમ્બર-૧૯૪૯ અંક

## મનુષ્ય કર્તવ્ય

[ મનુષ્યે પોતાના જીવનમાં ઉતારવા જેવાં ઉત્તમ વચનો આપવામાં આવ્યાં છે ]

(૧) પ્રશ્ન-જ્ઞાની અને અજ્ઞાનીમાં ફેર શું ?

ઉત્તર-જ્ઞાની પોતાના આત્મામાં રમણ કરે છે. તેને બાહ્ય સંયોગો અનુકૂળ ન હોવા છતાં તેને મહાન આનંદ છે. કેમકે બાહ્ય સંયોગોને તે પર વસ્તુ માને છે. અને અજ્ઞાનીની પાસે કરોડોની મિલ્કત હોવા છતાં પણ તે મહાન દુઃખી છે કેમકે તે પર વસ્તુને પોતાની માની તે વિયોગ તૃષ્ણાઓથી પીડાય છે

(૨) પ્રશ્ન-સ્તુતિ શા માટે કરવી ?

ઉત્તર-સ્તુતિ કરવાથી આત્મામાં ઊર્મિ ઉત્પન્ન થતી જાય છે, અને તેથી આત્મા વિભાવમાં જતી અટકે છે અને તે વડે આત્માના જ્ઞાનાદિ ગુણો વિકાસ પામે છે.

(૩) પ્રશ્ન-ઓળખાણ વગર રુચી થતી નથી !

ઉત્તર-જેમ સ્ત્રીઓને જોતાં વિકાર થાય છે પણ જ્યાં ઓળખાણ થઈ કે આતો મારી બ્હેન-મા આદિ થાય છે. ત્યારે તરત જ વિકાર દૃષ્ટિ ટળી જાય છે. એમ આત્મા પરમાં મોહ કરે છે ત્યારે શુદ્ધ સમકિત દ્વારા અનુભવ થાય છે કે પર વસ્તુ તે મારી નથી અને હું પર વસ્તુનો નથી. એટલોજ વિચાર આવતાં આત્માનો વિકાર ભાવ ટળી જાય છે.

આત્મગવેષી

મુનીશ્રી-લાભચંદજી

## હીરલો ખોવાણો

### રાસ

હીરલો ખોવાણો બ્હેન ! હીરલો ખોવાણો
હૈયાનો હાર બ્હેન ! હીરલો ખોવાણો
હેમે મઢેલ બ્હેન ! હીરલો ખોવાણો.
દૃષ્ટિથી દૂર બ્હેન ! હીરલો ખોવાણો

શોધતાં ન સાંપડ્યો બ્હેન ! હીરલો ખોવાણો,
અંતરનો દીવડો બ્હેન ! હીરલો ખોવાણો.
ભૂલીનો લોમિયો બ્હેન ! હીરલો ખોવાણો.
મૂલડાં અમૂલનો બ્હેન ! હીરલો ખોવાણો.
જીવનની જ્યોત બ્હેન ! હીરલો ખોવાણો,
આશાનો સ્રોત બ્હેન ! હીરલો ખોવાણો.

હાહાનો દીપક બ્હેન ! હીરલો ખોવાણો,
આરાધ્ય ઉર દેવ બ્હેન : હીરલો ખોવાણો
પરણ્યાની પ્રીત બ્હેન ! હીરલો ખોવાણો,
ખોયો એ શી રીત બ્હેન ! હીરલો ખોવાણો
ભવની ભૂલામણી બ્હેન ! હીરલો ખોવાણો;
કોઈ આપો વધામણી બ્હેન ! હીરલો ખોવાણો

મનોરમા મંગળજી શાસ્ત્રી

## માલીને ઠપકો[×]

રાગ : માઢ : તાલ–દાદરો

શાને ચૂંટયું તેં એ ફૂલ,
માલીડા ?
શાને ચૂંટયું તેં એ ફૂલ ?
હતું એ મુજ હૈયાનું શુલ : માલીડા૦ ટેક
અર્ધું વિકસ્યું ન, અર્ધું વિલસ્યું ને,
શી કરી તેં આવી ભૂલ ?
કુંળી એ કલિકા પાંગરી ન પૂરી ત્યાં
અંતર તુજ પેઠી કેમ શૂળ ?
—માલીડા !૦ ૧

મધુરા પરિમલની ફોરમ એ ફોરતું,
ઉર ઉરને કરતું'તું ડુલ :
એણે બગાડયું શું તારૂં કે કોઈનું ?
હસતું એ નિર્દોષ બિલકુલ !
—માલીડા !૦ ૨

ખીલો નિજ જાતે એ જનમન હુલાવતું
દિવ્ય એ સુમન, ન સ્થૂલ :
નાજુક એ પાંખડીઓ ચૂંથી ચોળીને
રડાવ્યું મમ ઉર ખુલખુલ !
માલીડા !૦ ૩

બનાવ્યું તેં એ—જળ સિંચી ઉછેર્યું,
પણ માણ્યું નવ મોંઘેરૂં મૂલ :
ઓ રે માલીડા ! તુજ કર શું સાંપડયું
ચગદતાં નાનું બકુલ ?
—માલીડા !૦ ૪

હૈયાં અમ ચૂસીને કચરી તેં નાખિયાં,
પડજો તુજ બુદ્ધિ પર ધૂળ !
એના વિન જીવન અંધારાં અકારાં—
બુઝાઈ જ્યોતિ અતુલ !
—માલીડા !૦ ૫

જહાંગીર માણેકજી દેશાઈ

× દશ વર્ષની બાળકીનાં મૃત્યુ પરથી સૂચિત

## સુભાષિતો

૧ બરાડે, બાથડે, મોટે સાદે ગામ ગજાવતાં
નાનાં મોટાં બધાંયે જ્યાં ત્યાં કુલીન કુટુંબના

૨ જે ગૃહે રડતાં બાળ, ને સ્રીઓ કકળ્યા કરે,
સુખસંપત સાથે સો લક્ષ્મી ત્યાંથી વિદાય લે

૩ બેનનું ઝુંટવી લે ને, મારે મારકણો બની,
તે ભાઇ ભૂંડથી ભૂંડો, ચોરીનો ફાફડો જ છે.

૪ સ્નેહથી સેવજે માને, માનું મુખ હસાવજે,
મા પ્રસન્ન થતાં આખી, પૃથ્વી પ્રસન્ન થાય છે.

૫ કલ્પવેલ હશે સ્વર્ગે કે નહીં તે ન જાણતો;
શોધી મીઠી મળી પૃથ્વી પરે મા કલ્પવેલડી !

પૂંજાલાલ

## ગરબે રમે રે (રાસ)

લે સૌ પ્રભાવતી પજવાણી (વડોદરા)

ગરબે રમે, ગરબે રમે, ગરબે રમે રે....એ
પેલી ગરવી ગુજરાતણ ગરબે....રમે....રે (૨)
સેંથે સિંદૂર અને અંબોડે ફુલ ભર્યાં
પગમાં ઝાંઝર અને હાથે કંકણ ધર્યાં
કોકિલ શા કંઠમાંથી મીઠલડાં મધ ઝર્યાં
હીંચ લેતાં, હીંચ લેતાં, લંક નમે રે....એ
પેલી ગરવી..........ગરબે

જીવન સોહાગ તણી સોહંતી ટીલડી,
સરખી સખીઓની સાથ શોભે સાહેલડી
રસની કુંજોમાં, રમે રંગે અલબેલડી
સખીઓની સાથ મળી ઘેલી ઘુમે રે....એ
પેલી ગરવી ..........ગરબે

ગુર્જરીની કુંજ મહીં, મ્હેંદી જાણે મંજરી
મંજીરાના તાલે તાલે વાગી રહી ખંજરી
ઉરના ઓવારીએથી બજી રહી બંસરી
ચપલા વીજલડી શી સહુને ગમે રે
પેલી ગરવી..........ગરબે

# સ્ત્રીબોધ

શ્રીમતી હેમાવતી જયંતીલાલ C/o મગનલાલ રામજી પાનવાલા પોરબંદર

સ્ત્રી એક માતા છે. કુદરતે તેને ખરેખર સદ્‌નસીબતા ભાળવવાળજ બનાવી છે. તેના ગુણો આપણે ભુલવા તો ના જોઇયે. સ્ત્રી માતા તરીકે જે ફરજ બજાવે છે તે બહુ જ કષ્ટકારક છે નવમાસ બાળકને પેટમાં રાખે છે અને વેદના ખમે છે. અને તેમાં પણ કેટલી સ્ત્રીઓ પોતાના જીવનને જોખમમાં મુકે છે. એટલું દુઃખ લડાઇમાં ઘા વાગતા સીપાઇ ને થાય છે. એટલું જ અને એથી વધારે દુઃખ માતાને છે. અને કોઇ ભુખ્યાને ભોજન આપે પણ માતા તો પોતાના શરીરનું દુઃખ આપે છે. બાળકને બીનામાંથી સુકામાં સુવાડવું બોલતા ચાલતા શીખવવું અને સંસારમાં નાખવા તે પણ માતા ઉપર જ ભાર છે એ માતાનો આભાર ભુલવો ન જોઇયે માતાને ઇશ્વર તરીકે ગણવી જોઇયે અને તેની જીંદગીભર સેવા કરવાની ફરજ પાડવી જોઇયે તોય છતાં ઘણા બાળકોમાં જુદા જુદા અપલક્ષણ હોય છે તેનું કારણ એક નથી પણ ઘણા જ છે

ઘણા ખરા મા બાપો ને બાળકો મળતા આવે છે. અને સાથે તેનો અને માબાપનો સ્વભાવ પણ એકજ સરખો હોય છે. તેમ ડાકટર કહે છે અને ઘણીવાર બાળકનો ચહેરો પ્રયત્ન પછી પણ એકદમ પ્રગટી નીકળે છે. એક સફેદ માબાપને ત્યાં સામળુ એટલે શ્યામ સીદી જેવું બાળકે જન્મ લીધો પેલા પુરૂષને પોતાની સ્ત્રી ઉપર વહેમ ગયો. પણ સ્ત્રીએ પોતાની નીર્દોષતા ઉપર સોગંદ લીધા પછી પેલા પુરૂષે ખબર કઢાવ્યા ત્યારે તેને માલુમ પડ્યું કે મારા બાપદાદાની છઠ્ઠી પેઢીયે વડવો એક આફ્રીકન સીદી હતો. જેની અસરથી છઠ્ઠી પેઢીયે બાળક કાળું અવતર્યું. આવા ઘણા દાખલાઓ હોય છે તે આપણે જોઇયે. ડાકટર ફાઉલર પોતાની પત્ની સાથે ફરતા હતા. તે વખતે તેણે બે બાળકો ઘણા જ સુંદર જોયાં એટલે તેમને થયું કે આના માબાપ કેવા સુંદર હશે. પણ તેના માબાપને જોયા ત્યારે તેને થયું કે માબાપ તો સુંદર ન હતા પણ બે ખરા ચાહક હતા. પોતે કોઇ દિવસ જઘડો કરયો ન હતો એક બીજા સાથ સાથ ચાહતા હતા. તેથી તેના પગ બહુ જ સુંદર હતા જો વીચારયે તો ખબર પડે કે તેઓ જ્યારે પ્રેમમાં લીન બની ગયા હોય ત્યારે તેના ચહેરા ઉપર કેટલી સુંદરતા અને ઝળકતી હોય તે માટે તેનું ફળ તેના બાળકો સુંદર જ હોવા જોયે. રોમ શહેરમાં એક કદરૂપો એ બુઢો ન્યાયધીશ હતો તેને ત્યાં એક તેના જેવું જ કદરૂપું બાળક અવતર્યું એટલે તેને બીક લાગી કે મારી બધી ઓલાદ આવીજ થશે તેથી તે ત્યાંના જાણીતા ડોકટર પાસે ગયો તો તેણે બીછાના પાસે ચાર પાંચ સુંદર પુતળા ગોઠવવાનું કહ્યું અને તે સાબીત થયું કે ધાર્યા કરતા વધુ સુંદર બાળક અવતર્યું તેનું કારણ એ જ કે પોતાના મનમાં સુંદર બાળકની ભાવના પેલા સુંદર પુતળા જોયાં અને તેથી આવીજ રીતે સુંદર ચીત્રો દેખાડવાથી સુંદર બાળકો પેદા થઇ શકે છે. આપણે જોઇશું તો ઘણા સુતાર લુહારને ત્યાં મહાન માણસો પેદા થયા છે. તેનું કારણ એટલું જ કે તેઓની કલ્પના શકતી કોઇ હુન્નરમાં દોડતી હોય એથી તેનું ફળ પણ એવું જ મળે છે. નેપોલીયન બોનાપાર્ટની માતા પોતાના નવરાશની વખતમાં સારા સારા પુસ્તકો વાંચતી અને સારી બહાદુરી કેમ કેળવવી તેજ વીચાર રાખતી તેથી તેનો પુત્ર એવો મહાન થયો—શીવાજી મહારાજની માતા પણ આવી જ રીતે રામાયણ, ભાગવત, મહાભારતના ઉપદેશો લેતી અને તેવીજ રીતે શીવાજી પણ ઉપદેશ લેતો અને મહાન બન્યો. એટલે બહેનોને માટે એટલુંજ કે ગર્ભાવસ્થા નવ માસ સારા સંસ્કાર અને અતી પ્રેમાળી રીતે ગાળવા જોઇયે. નહી તો આપણી ઓલાદ પણ ખરાબ બની જાય છે. એક દાખલો જોઇયે. એક મોટો ખુની હતો તેની માતા પણ ખુની હતી. તે કેવી રીતે તેના પાસે પૈસા ન હતા તેથી તેને થયું કે આ ગર્ભ તોડી નાખું તો સારું એમ વીચારી તેણે ઘણી દવાઓ ખાધી

# શ્રીમતી હૅરીયેટ એલીઝબેથ સ્ટો

લેખક : શ્રી. અનવર એમ. આગેવાન

પાંચ બચ્ચાંની એક માતાએ જ્યારે છઠ્ઠા બાળકનો જન્મ આપ્યો ત્યારે એની ભાભીને એક પત્રમાં જણાવ્યું કે:–

" ભાભી, જ્યાં સુધી રાત્રે બાળક મારી ગોદમાં સૂવે છે ત્યાંસુધી હું કોઈ કામ કરી શકતી નથી; પરંતુ હું જરૂરી કરીશ. જો જીવતી રહીશ તો ગુલામોની પ્રથા અવશ્ય લખીશ. "

એક વખત એમણે લખેલું–" જો સમુદ્રમાં મારા ડૂબી જવાથી ગુલામોની પ્રથાનું બધું પાપ અને અત્યાચાર પણ ડૂબી જતા હોય તો હું સમુદ્રમાં ડુબી જઈ પ્રાણ આપવા પણ તૈયાર થઈ જાઉં. "

ઉપરોક્ત શબ્દો કોના છે તમે જાણો છો ? એ શબ્દો છે શ્રી હેરિયટ એલીઝબેથના. (જેમનું નામ આગળ જતાં સ્ટો થયું હતું ) કે જેમણે ગુલામોની પ્રથાને જડમૂળથી ઉખેડી–ફેંકી દેવા માટે પોતાના વ્હાલા પ્રાણનું બલીદાન આપવા તૈયાર થનાર બહાદૂર વીરાંગના શ્રી હેરિયટ એલીઝબેથ. કે જેમણે જગતમાં અક્ષય કીર્તિ મેળવી છે. જેમનો સંક્ષિપ્ત પરિચય પાઠક વૃંદ સમક્ષ પેશ કરીએ તો ઉપદેશપ્રદ લેખાશે.

હેરિયટ એલીઝબેથનો જન્મ ઈ. સ. ૧૮૮૧ના જુન તા. ૧૪ ના યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકાની લીચફીલ્ડ નામની જગાએ થયો હતો. તેઓ પોતાના માત–પિતાના સાતમું સંતાન રત્ન હતા. હેરિયટના કિસ્મતમાં માતૃસ્નેહનું સુખ અધિક દિવસ માટે નહોતું લખ્યું. જ્યારે એમની ઉમર માત્ર ચાર જ વર્ષની હતી ત્યારે એમના માતુશ્રી પરલોક સીધાવી ગયા હતાં. આથી તેમનો લાલન–પાલનનો બધો બોજો એમની મોટી બ્હેન શ્રી કેથેરાઈન પર આવી પડ્યો. તે વખતે એમની ઉંમર પંદર વર્ષની હતી. કેથેરાઈન પોતે ભણેલાં હતાં. અને તેમણે એક શાળા પણ ખોલી હતી. અને હેરિયટને તેમણે પોતાની જ શાળામાં ભણાવી હતી. અને સમય જતાં હેરિયટ આ નિશાળમાં શિક્ષિકા પણ બન્યાં હતાં. ત્યાર પછી ઈ. સ. ૧૮૨૩માં હેરિયટના પિતાશ્રી એક ધાર્મિક વિદ્યાલયમાં 'મુખ્ય આચાર્ય' તરીકે સીનસિનાટી નામના નગરમાં ગયા. અને એમની સાથે બન્ને બ્હેનો પણ ગયેલ ત્યારે હેરિયટ ઉંમર આશરે ચૌદ વર્ષની હતી. એમની મોટી બ્હેનનો વિચાર એક કન્યા–મહાવિદ્યાલય ખોલવાનો હતો, અને હેરિયટ મોટી બ્હેનની સહાયક થવાને એમની પાસે ગઈ હતી. હેરિયટ વિદ્યાલયના સાહિત્યક જીવનમાં ખૂબ જ રસ લેતી હતી. સ્થાનિક વર્તમાનપત્ર–પત્રિકાઓમાં નાના નાના લેખો–બે ચાર વાર્તાઓ અને રેખાચિત્રો તેણે લખ્યા હતા. પિતાજી ધાર્મિક વિદ્યાલયના અધ્યાપક હતા.

હેરિયટના પિતાજીનું નામ હતું કૈલવિન એલિસ સ્ટો. ઈ. સ. ૧૮૩૬ ના જાન્યુઆરી એ હેરિયટના

---

પણ ઈશ્વરકૃપાથી તે બાળક બચી ગયું અને તે આગળ જતા એક પ્રમુખનું ખુન કર્યું એવું તપાસ કરતા માલુમ પડ્યું છે. માતાઓ અને બહેનોએ તો પોતાના બાળકો પ્રત્યે સારી ભાવના રાખવી જોઈયે અને બહાદુર અને હીંદમાતાની સેવા કરે તેવા બાળક જોઈયે છે જો તેવું વીચારીયે તો જરૂર તેવા પુત્રરત્ન આપણને ત્યાં પ્રાપ્ત થાય. માતાઓએ ગર્ભાવસ્થામાં બાળક હોય ત્યારેજ તેનામાં સારા સંસ્કાર પડે તેવું ઈચ્છવું જોઈયે અને તેના જન્મ બાદ તેની દેખતા પણ ખોટા ચેનચાળા ન કરવા તે એક અગત્યની વસ્તુ છે. બાળકોને નાનપણમાં બહુજ યાદ શક્તિ રહે છે. તે ખાસ ખ્યાલ રાખવો.

લગ્ન મી. સ્ટો સાથે થયાં. ત્યારબાદ તે શ્રીમતી હેરિયટ એલીઝબેથસ્ટો નામથી પ્રખ્યાત થયાં. કમનસીબે મિસ્ટર સ્ટોનું સ્વાસ્થ્ય ખરાબ રહ્યા કરતું હતું દિન પ્રતિદિન બગડતું જતું હતું, આથી શ્રીમતી સ્ટોને ચિંતા થવા લાગી અને ક્યારેક ક્યારેક ખાવા પીવાની પણ ઘણી મુશ્કેલી વેઠવી પડતી. આથી પતિવ્રતા શ્રીમતી સ્ટોએ લેખ લખીને અર્થોપાર્જન કરવું પડતું. આ પ્રમાણે પતિને આર્થિક સહાય કરતી અને ઈ. સ. ૧૮૪૩ માં " મેફ્લાવર નામની એમની વાર્તાઓ અને રેખાચિત્રોનો એક સંગ્રહ બહાર પડ્યો. આવી અનેક મુશ્કેલીઓનો સામનો શ્રીમતી સ્ટોને કરવો પડ્યો હતો. અને ઈ. સ ૧૮૫૨માં એમનું અમર પુસ્તક " ટોમ કાકાની ઝુંપડી " પ્રગટ થયું અને આપત્તિ વેળાએ શ્રીમતી સ્ટોને પોતાનું સાહિત્ય અંગેનું કાર્ય કરવું પડતું એનો ખ્યાલ નીચે જણાવેલી વિગતોથી આવશે.

શ્રીમતી સ્ટો ઘરનું બધું કામ પોતાના જ હાથે કરતાં, ઠામ-વાસણ સાફ કરવા, કપડાં ધોવાં, સીવવા સાંધવા, રસોઈ બનાવવી. ચીજ-વસ્તુઓને ઠેકાણે મૂકી સમારવી વિગેરે અનેક પ્રકારનું કામ હાથે જ કરતા. તે વળી એટલે સુધી કે બારી-બારણાંને રંગ લગાડવો, તકીયા-ઓશીકાના ખોળીયા બનાવવા, રજાઈ સીવવી અને ત્યાં સુધી કે પતિના જોડાની સીલાઈ સુદ્ધાં હાથે જ કરી લેતા. ઘરનું તમામ કામ હાથે જ કરતાં ઘરનું કામ કરવામાં એ શરમ ન રાખતાં. એક વખતે શ્રીમતી સ્ટો કપડું વેતરતા હતાં. ત્યાં એટલામાં એક પાડોશણે આવી કહ્યું " કોઈ નમુનો કે માપ તમારી પાસે છે કે એમને એમ વેતરો છો ? " શ્રીમતી સ્ટોએ જવાબ આપ્યો કે, " બ્હેન મને ખ્યાલ છે કે હું મારી પોતાની તો હું શીખ જાણું છું. " આવા અનેક બાબાણુ વર્તન ભર્યાં ઉદાહરણો એમના જીવનમાંથી મળી આવે છે. એમના પતિ રેવ ઓ. સ્ટો ગ્રીક, લેટીન, હેબ્રુ, અરબીના ગ્રંથો શિખવાડતા હતા અને વિદ્યાલયમાં બાઈબલ શીખવતા હતા. અને તેઓ પોતાની પત્નીથી હંમેશા સંતુષ્ટ રહેતા હતા. અને એમના પ્રત્યે અથાગ પ્રેમ રાખતા હતા તે નીચેના કથન પરથી સાબિત થાય છે. એમણે એક વખત કહેલું કે " તારા જેવી સ્ત્રી દુનિયામાં બહુ થોડી મળી શકે છે ભલા, કોણ એવી સ્ત્રી હશે કે જે આટલી મહેનતુ અને કરકસરવાળી, જેનામાં આટલી પ્રબળ ભાષણ શક્તિ હોવા છતાં જે તડનોટ દલીલો ન કરતાં મીઠાશ બતાવે અને સાથોસાથ સહૃદયતા પણ. " આના જવાબમાં શ્રીમતી સ્ટોએ અત્યંત મધુરતા પૂર્વક કહ્યું હતું કે " અગર તમે પહેલીથી જ મારા પ્રાણપ્રિય પતિ ન હોત, તો હું જરૂર તમારા ગુણો ઉપર મુગ્ધ બની ને તમારા પ્રેમમાં ફસાઈ ગઈ હોત. "

શ્રીમતી સ્ટોમાં માતૃત્વનું સ્નેહ ઝરણું અથાગ વહેતું હતું. બાળકોની સેવા-શુશ્રુષા કરતાં કરતાં પોતાનું જીવન ખપાવી દેવામાં એ પોતાનું ગૌરવ માનતા હતા. એક વખતે નિરાશાના દિવસોની પોતાની એક સહેલીને એક પત્રમાં જણાવ્યું હતું કે " બ્હેન, મને તો મારા ૭ બાળકોની સેવા-શુશ્રુષા -દેખ ભાળ અને લાલન પાલન કરવામાં ખૂબ જ આનંદ આવે છે. ઈચ્છા તો એમ થાય છે કે આ અથાગ પ્રિય કામ કરતાં કરતાં ભલે વૃદ્ધ થાઉં અને આખુય જીવન એમાં જ પુરું કરું. હું ઈચ્છું છું કે ક્યારેક તું પણ અહિં આવીને આ બાળકોના બાલ મેળા વચ્ચે મને તું જો. મારી બધી ચિંતાઓ અને વિચારોના કેન્દ્ર જેવા છે. અગર એ કોઈ બીજી જગ્યાએ ચાલ્યા જાય, તો મારા જીવનમાં પછી શું બાકી રહે ! આ બાળકો જ મારું કાર્ય ક્ષેત્ર છે અને કરતી કાંપતી એની જ હું સેવા કરવામાં જ છું.

એક વખતે-રવિવારનો દિવસ હતો. શ્રીમતી સ્ટો ખ્રીસ્તી દેવળમાં ગયા હતા. અને ધર્મ ઉપદેશ સાંભળી રહ્યા હતા. તે વખતે તેમને એકા એક પુસ્તક લખવાની પ્રેરણા થઈ આવી. અને તરત જ એક પ્રકરણ લખી નાંખ્યું અને પછી તેમણે પોતાની પાસે બેઠેલા બાળકોને વાંચી સંભળાવ્યું એટલે આ બાળકો પ્રકરણ સાંભળી ને રડવા લાગ્યા ત્યાં એટલામાં એમના પતિ રેવ પધાર્યાં બાળકોને રડતાં જોઈ તેઓ વિચારમાં પડી ગયા. અને શ્રીમતી સ્ટોને પૂછતાં તેઓએ તરતજ પહેલું પ્રકરણ વાંચી સંભ-

જાણ્યું કે પતિ દેવ પણ રડવા લાગ્યા. આ પ્રકારે એ જગતના વિખ્યાત પુસ્તકની શરૂઆત થઇ અને આ પુસ્તક જગતની ૨૩ ભાષાઓનાં અનુવાદ થઇ ચુક્યું છે અને જગત ભરમાં અક્ષય કીર્તિ મેળવી હજારો નહિ બલ્કે લાખોની સંખ્યામાં એ પુસ્તક જનતાના કર કમલમાં રમતું થઇ ગયું. આ વિખ્યાત કૃતિનું નામ છે.

"ટોમ કાકાની ઝુંપડી."

"Uncle tom's cabin" આ પુસ્તકોએ હજારો ને લાખોની સંખ્યામાં પુરુષોને રડાવ્યા. ગુલામીની ધુસરી નીચે રીબાતા લાખ્ખો મનુષ્યો ગુલામીના કટ્ટા શત્રુ-વિરોધી બન્યા. ઠેર ઠેર મજ-દુરો-અને માલીકો વચ્ચે ઘર્ષણ ઉભી થવાની પરિસ્થિતિના ભણકાર વાગવા લાગ્યા. દરેક જગ્યાએ આજ પુસ્તકની ચર્ચા થવા લાગી. સ્ત્રીઓ વાસણો માંજતી માંજતી કહેતી 'બહેન તમે ટોમ કાકાની ઝુંપડી વાંચી? કેટલી સરસ છે. કેટલી હૃદય વેધક છે" મજુરો ભાર ઉંચકતા કહેતા કે "કેટલી ભયંકર ચોપડીએ વાંચીને તબીયત હચમચી ઉઠે છે." આ જ પ્રમાણે રસ્તાઓ પર, નાકે નાકે, હોટલોમાં જ્યાં જુઓ ત્યાં આ પુસ્તકની ચર્ચા થતી હતી અને આ ચોપડીએ લોકોના હૃદયમાં ક્રાંતીનીની ચીનગારીઓ પેટાવી દીધી. અમેરીકાના દક્ષિણના રાજ્યોમાં-જ્યાં જ્યાં આવી ગુલામી પ્રથા ખૂબ જ પ્રચલીત હતી ત્યાંના લોકોએ આ પુસ્તકનો તિરસ્કાર કર્યો. ખરેખર આ એકજ પુસ્તકે ગુલામીની પ્રથાને ઉચ્છેદ કે માટે જે ભગીરથ કાર્ય કર્યું છે એવુ હજુ સુધી કોઇ પુસ્તકે નથી કર્યું. ઉત્તર અને દક્ષિણ પ્રદેશોમાં આ પુસ્તકે મુખ્ય ભાગ ભજવ્યો છે ગુલામો અને માલીકો વચ્ચે ઘર્ષણ ઉભું કરી દીધુ અને ગુલામી પ્રથાનો જડ મુળથી નાશ કરાવ્યો.

ઇ સ ૧૮૫૯ માં સિનસિનાટી નગરમાં કોલેરા નો ઉપદ્રવ ફાટી નીકળ્યો. અને એક દિવસમાં ૧૫૦ જેટલા માણસો મરણ પામ્યા. તેમા શ્રીમતી સ્ટોનું પણ એક બાળક એ રોગચાળાના ખપરમાં હોમાઇ ગયું. તે વખતે એમના પતિદેવ સ્વાસ્થ્ય સુધારવા માટે બહારગામ હવાફેર કરવા ગયેલ હતા. ત્યારે અહિં શ્રીમતી સ્ટો બીચારા એકલા નિરાધાર અવસ્થામાં બાળકો'ની દેખભાળ રાખતાં હતા. પ્રેમી માતાના દુઃખનુ અનુમાન જ કરી શકાય છે. જે દિવસોમાં શ્રીમતી સ્ટો પુત્રશોકમાં પીડાતા હતા. અને એ દિવસોમાં 'બાળક ખોળામાં સ્તનપાન કરતું હતું તે દરમ્યાન આ જગત વિખ્યાત અમર કૃતિની રચના થઇ હતી પુસ્તકના ફરમાઓ જેમ જેમ છપાયેલા આવે તેમ તેમ બાળક તથા પતિદેવને વાંચી સંભળાવતી અને બધા એકી સાથે પ્રેમી ગંગા ભરી આંસુ સારતા એમાં આશ્ચર્ય જેવું કાંઇપણ નથી આ પુસ્તકે અસંખ્ય વાંચકોને રડાવ્યા. પુસ્તક તૈયાર થતાં એક સામટી ત્રણ લાખ કોપી ઉપડી ગઇ હતી આ પુસ્તકને છાપવા માટે આઠ છાપખાનાઓ રોકાયા હતા આ અમરકૃતિની રચના બદલ શ્રીમતી સ્ટોને અમેરીકાના પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ લેખકો, કવિઓના ગૌરવભર્યા અભિનંદનના પત્રો આવ્યા હતા અને પુસ્તક છપાયા પછી ચાર મહિના બાદ શ્રીમતી સ્ટો ૧૦ હજાર ડોલર (એટલે ૩૦ હજાર રૂપીઆ)નો એક ચેક મળ્યો ત્યારે તે પોતાના પતિદેવ સાથે પહેલીવાર યુરોપની યાત્રાએ નીકળ્યા. એ યાત્રાથી પાછા ફરતાં "ટોમકાકાની ઝુંપડીની ચાવી",નામક પુસ્તક લખ્યુ. આ ઉપર એમણે બીજા પણ પુસ્તકો લખ્યા છે. તેમજ ધાર્મિક કવિતાઓનો સંગ્રહ પણ પ્રગટ કરેલો હતો

એમના સાથે પણ કેટલાક પત્રકારોના સહાયક સંપાદક તરીકે કામ કરતાં હતા. ઇ. સ. ૧૮૬૩માં પતિદેવ અધ્યાપકપદેથી રાજીનામું આપ્યુ હોદ્દા ઉપરથી છુટા થયા. શ્રીમતી સ્ટોનો એક પુત્ર કેપ્ટન ફ્રેડરિક બીચર સ્ટો યુદ્ધમાં ખૂબ વીરતા પૂર્વક લડતાં સારા પ્રમાણમાં ઘાયલ થયો હતો. એટલે એમની સ્નેહાળ માતાએ પોતાના પુત્રની સારવાર માટે ફ્લોરીડામાં જગા ખરીદી અને ત્યાંજ રહ્યાં. સને ઇ સ. ૧૮૮૬માં શ્રીમતી સ્ટોના પતિદેવ સ્વર્ગે સીધાવ્યા ત્યારપછી શ્રીમતી સ્ટો દશ વર્ષ જીવ્યાં. પરંતુ હવે એ પતિવ્રતા સતી સાધ્વી વિધવાનું જીવન એકદમ એકાન્તમય નીરસ બની ગયું હતું. એ પણ ઇ. સ. ૧૮૯૬માં ૧ લી જુલાઇએ પતિદેવને મળવા સ્વર્ગે સીધાવ્યાં એંડાવર નામના સ્થાનમાં તેમના પતિદેવ સાથે એમની સમાધિ બનાવવામાં આવી છે.

સુચિત

# અમેરિકાની એક સ્ત્રી શિક્ષણ સંસ્થા

પરિચયકારઃ—શ્રી હર્ષદરાય સંઘવી

શ્રીઆમણા ન્યુયોર્ક નગરથી ૭૫ માઈલ દૂર આવેલ પોગ કીપ્સી ગામમાં એક ખાનગી ઓ-શિક્ષણ સંસ્થાનું કાર્ય સ્ત્રી જગતમાં રસપૂર્વક નિહાળાઈ રહ્યું છે. આ સંસ્થાનું નામ છે 'વાસાર કોલેજ ' મેથ્યુ વાસાર નામના અમેરિકન દાનવીરની રકમથી એ સંસ્થાની સ્થાપના ૧૮૬૧ માં થઈ. તેનું કાર્ય ૧૮૬૫થી શરૂ થયું છે તે હજી ચાલુ છે વિષમ સમયની અસાધારણ સ્થિતિમાંથી પણ વાસાર કોલેજ પાર ઉતરી છે.

વિદ્દ મંડળીમાં શિક્ષણ વિષયક પ્રશ્નોની ચર્ચા કરતી આ મહાશાળાની વિદ્યાર્થિનીઓની સંખ્યા ૧૯૪૨માં ૧૨૦૦ હતી દેશ વિદેશની છોકરીઓ આ શાળામાં ભણતી હોઈને જુદા જુદા રાષ્ટ્રિય સંસ્કારો અને રાષ્ટ્રિય ઐક્યનો સુમેળ અહિં જામે છે યુનાઈટેડ સ્ટેટ્સના જેવા—એટમ યુગમાં જીવતા એક આગળ વધેલા દેશમાં સ્ત્રી—કેળવણીનો પ્રચાર વધુ હોય તેમાં નવાઈ નથી. ૧૯૪૨ના અંદાજ પ્રમાણે બાવીસ લાખ સ્ત્રી–વિદ્યાર્થિઓ એ દેશની ખાનગી શાળાઓમાં અભ્યાસ કરતી હતી.

વાસાર કોલેજની પ્રગતિ એના એક ઉત્સાહી પ્રમુખને આભારી છે ૧૯૧૫માં ડૉ. હેન્રી નોબલ મેકેક્રેન તેના પ્રમુખ ચૂંટાયા ત્યારથી તેમણે આ શાળાને વિકાસના માર્ગે મુકી છે. એ શાળામાં ભણતી ૧૬ થી ૨૨ વર્ષની યુવાન બાળાઓ આજે નૃત્ય–સંગીત–અભ્યાસ એવા વિષયોમાં પારંગતતા પ્રાપ્ત કરી રહી છે.

આ મહાન્ શાળાની ભવ્યતાનો ખ્યાલ આપવા માટે તેનો જમીનનો વિસ્તાર માપીએ ૯૫૦ એકર જમીન પર એની રચના થઈ છે. એમાં રોકવામાં આવેલી રકમ લગભગ બે કરોડ ડોલર સુધી પહોંચી ગઈ છે.

વાસાર કોલેજનું ધ્યેય એવી વિદ્યા આપવાનું છે કે જે પ્રજાશાસિત નાગરિકનું ઘડતર કરે. એનો અભ્યાસક્રમ આધુનિક યુગ પ્રવાહને અનુરૂપ હોય છે. એના અભ્યાસક્રમમાં આજે રોમનભાષા, ગ્રીક નાગરિકત્વ અને સ્પેનીશ–અમેરિકન સંસ્કૃતિનો અભ્યાસ પણ છે. એની વિદ્યાર્થિનીઓ રોજ-બ-રોજના વિષયોનો અભ્યાસ પણ કરે છે. પુનર્રચના, શિક્ષણને લગતા વૈદકિય, પ્રજાકિય એંજીનિયરીંગ વહિવટને લગતું શિક્ષણ મેળવવા ઇચ્છતી વિદ્યાર્થિનીને વાસાર કોલેજમાં સગવડ છે. કળા અને વિજ્ઞાન તથા સાદા જીવન માટેનું જ્ઞાન પણ અહિં પ્રાપ્ત થાય છે.

આ કોલેજ કઇ કઇ ઉપાધિ પોતાની વિદ્યાર્થિનીઓને આપે છે તે જોઇએ, કળાકારની (A. B) વિજ્ઞાન અને કળાની દ્વિતીય શ્રેણી ( A. M. અને M. S. ) ની ઉપાધિઓ આ શાળા આપે છે. અલબત્ત આ પદવી ધારિણી સંસ્કારના ક્ષેત્રમાં બીજી મહાશાળાઓની વિદ્યાર્થિની કરતાં ચઢિયાતી હોય છે.

આના જેવી મોટી સંખ્યા ધરાવતી સંસ્થામાં આરોગ્યનો પ્રશ્ન મહત્ત્વનો હોય છે. આ મહાશાળામાં આરોગ્ય પર સંપુર્ણ નિયમન છે.

વાસાર કોલેજનું એક વધુ આકર્ષણ એ તેના વિશાળ 'કેન્ડીન હોલ'માં અવારનવાર ગોઠવાતા આનંદ પ્રમોદ અને રમત ગમતના મેળાવડા છે. ટેનીસની મજા ઉડાવવા માટે ટેનીસ કોર્ટની સગવડ તો છે તે ઉપરાંત સ્કવોશ, બાસ્કેટ બોલ અને બેડમિન્ટન રમવા માટે સ્થાનોની ગોઠવણ કરવામાં આવી છે. મુક્ત રીતે શિક્ષણ લેવાની સગવડ શાળાના સંચાલકોએ સારી રીતે કરી છે. તલવાર શિક્ષાગૃહ તથા તીર ફેંકવા ગૃહ પણ આ વિશાળ હોલમાં છે. ઘણી વાર મુલાકાતીઓ વિદ્યાર્થીનીઓને નૃત્ય ભવનમાં નૃત્ય શીખતી પણ જોઈ શકે છે. ખુલ્લી હવામાં શિક્ષણ આપવા માટે આ કોલેજ એક જાતની નવિનતા ધરાવે છે, ઘણી વાર એના

પ્રમુખ મેકકેન ઝાડવાની શીતળ છાયમાં એની વિદ્યાર્થીનીઓને શીખવતા નજરે પડે છે. તરવાને માટે એક જલકુંડ (Swimming Pool) છે સ્વાસ્થ્યની દૃષ્ટિએ ઉપયોગી શારીરિક કેળવણી માટે એક ખાસ વિભાગ રાખવામાં આવ્યો છે. આ યોજનાનો ફાયદો એ છે કે વિદ્યાર્થિનીઓ સારી તંદુરસ્તી રાખી શકે છે.

શાળા ઉનાળામાં પણ એક કાર્યક્રમ યોજે છે. આ કાર્યક્રમ રચનાત્મક દૃષ્ટિએ ઉત્તર અને હિન્દુસ્થાનની શાળાઓ માટે અનુકરણીય છે સામાજીક કાર્યકરો, ભણનારના મા-બાપો, શિક્ષકો અને પરિચારિકાઓ માટે (પ્રૌઢ શિક્ષણ) આ વર્ગમાં ગોઠવણ કરવામાં આવી હોય છે.

વિગ્રહ સમયે આ શાળાએ જરા ફેરફાર કરીને અમુક રીતે અભ્યાસ ક્રમનો ચાળો ટુંકાવ્યો અને યુદ્ધને લગતા શિક્ષણની યોજના અમલમાં મુકી હતી.

અભ્યાસક્રમનો એક વિભાગ—નાટ્ય. વિભાગની વિદ્યાર્થિઓ તથા મૌખિક અંગ્રેજી વર્ગની બાળાઓને અમેરિકન પ્રયોગાત્મક નાટ્ય ઘરની મુલાકાતે લઈ જવામાં આવે છે. આવી રીતે પરોક્ષ પણ દૃશ્ય પદ્ધતિથી તેમનું જ્ઞાન મજબુત પાયા પર રચાય છે બીજી નાટ્યપ્રેમી વિદ્યાર્થિનીઓ 'ફીવા સીથીસ' નામની સંસ્થામાં રહીને વર્ષમાં ત્રણ નાટકોમાં ભાગ લે છે.

નૃત્યપ્રેમીઓ માટે એક 'નૃત્યસમુહ'ની રચના પણ પ્રત્યક્ષ આનુભવિક જ્ઞાન મેળવવા માટે થઈ છે, જેમાં વિધવિધ અવનવી કળાઓ શીખવાનો લાભ મળે છે. આ નૃત્ય વિભાગ વિખ્યાત સ્વીસ જેકસ-ડેલક્રોઝની પદ્ધતિ પ્રમાણે ચલાવવામાં આવે છે. આ સમુહના વસન્ત ઉત્સવના મેળાવડામાં સમગ્ર મહાશાળાનો આમંત્રણ આપવામાં આવે છે.

મહાશાળામાં પુસ્તકાલયની રચના 'ખુલ્લી-છાજલી' (Opensheco)ની રીતે કરવામાં આવી છે. બધા પુસ્તકોનો લાભ વિદ્યાર્થિનીઓને છૂટથી મળે એ હેતુથી પુસ્તકોને કાચવાળા-તાળા દીધેલ કબાટમાં ભરી રાખવામાં નથી આવતા શિક્ષણ ગ્રંથપાળો તેમને પુસ્તકો અને સમાયિકોની પસંદગીમાં મદદ આપે છે.

શાળાની એક બીજી પ્રવૃત્તિ તે જ્ઞાનવિતરણ શિક્ષણની છે વિદ્યાર્થિનીઓના જ્ઞાનમાં વૃદ્ધિ કરવા માટે ભાષણો, મેળાવડાઓ, કળાપ્રદર્શનો યોજવામાં આવે છે અને પ્રયોગશાળાઓ અને વર્ગમાં સૂચનાઓ દ્વારા સમજણ આપવામાં આવે છે. વ્યવહારિક જ્ઞાન એ આ મહાશાળાનો હેતુ છે. ખરેખર આવું જ્ઞાન વિદ્યાના ઇચ્છુકને થોડી મહેનતે પણ આપે છે, આજે એ જરૂરનું છે-ખાસ કરીને આપણે ત્યાં.



# પરાક્રમની પ્રસાદી, યાને વિક્રમોર્વશી

(શ્રી હિરાલાલ બાપુરામ દવે)

બુધ અને ઇલાનો પુત્ર પુરુરવા પ્રતિષ્ઠાન નગરમાં રાજ્ય કરતો હતો. ગંગાજીના કિનારે આવેલા મનોહર નગરમાં પુરુરવાની રાજધાની હતી. પુરુરવા હિન્દનો સમ્રાટ હતો. તે મહાબળવાન હતો. રૂપ ગુણ ઉદારતા, શીલ, અને પરાક્રમી રાજા પૃથ્વી પરનો ઇન્દ્ર મનાતો હતો. પુરુરવાના રાજ્યમાં પ્રજાને સંપૂર્ણ સુખ હતું તેથી લોકો તેને વિક્રમ (એટલે પરાક્રમવાળો) કહેતા.

સ્વર્ગના દેવોનો રાજા ઇન્દ્ર અને પુરુરવાને મિત્રતા હતી. રાક્ષસો સાથેની લડાઇમાં ઇન્દ્રની પડખેજ ઊભા રહી પુરુરવા ઇન્દ્રને જય અપાવામાં મદદ કરતો. આ રીતે ઇન્દ્રને પુરુરવાને સાથે ગાઢ મિત્રતા થઇ હતી. પુરુરવા દૈવીકુળમાં ઉત્પન્ન થયેલો હતો તેથી સદેહે સ્વર્ગમાં જઇ શકતો હતો.

વસંતઋતુમાં એક વખત સ્વર્ગની અપ્સરાઓ પૃથ્વીપર વનવિહાર કરવા આવેલી. અપ્સરાઓમાં ઉર્વશી રૂપરૂપનો અંબાર હતી. વનફુલોના ગજરા હાર-વેણી બનાવી શરીરે ધારણ કરી પોતાની સખીઓ મેનકા, રંભા, તિલોત્તમા, પુષ્પગંધા, સુકેશી, મહાશ્વેતા, મનોરમા, પ્રમદ્વરા, ગીતધા, ચારૂહાસિની, ધૃતાચી, ચંદ્રપ્રભા, સોમા, કોકિલા, આલાપ પંડિતા, વિદ્યુન્માલા, અંબુજાક્ષી, કાંચન માલિની વગેરે સાથે વનશોભાનો આનંદ લેતી મંદ-ગતિએ વિહાર કરતી હતી. એવામાં રાક્ષસ રાજા સુકેશી ફરવા નીકળ્યો હતો. તેની નજર રૂપાળી ઉર્વશી પર પડી. રાક્ષસ સુકેશીએ બળપૂર્વક સખીઓના વૃંદમાંથી ઉર્વશીને ઉપાડી ચાલવા માંડ્યું બધી અપ્સરાઓ બૂમો પાડવા લાગી. "કોઇ આવો" "બચાવો"ની બુમો પાડવા લાગી.

મહાબાહુ પુરુરવા અંગરક્ષકો સાથે ફરવા નીકળ્યો હતો. ફરતાં ફરતાં તે વનવિહારવાળા સ્થળે આવી પહોંચ્યો સુંદર રંગ બેરંગી પુષ્પોથી મહેક મહેક થતા એ વનમાં પુરુરવા એક વૃક્ષની છાયા તળે અશ્વની પીઠે હાથ દઇ ઊભો છે. એવામાં સ્ત્રીઓની બૂમો સંભળાઇ "બચાવો 'બચાવો' તરતજ છલંગ મારી રાજા ઘોડેસ્વાર થયો અને જે દિશામાં અવાજ આવતો હતો ત્યાં પૂરપાટ ઘોડો દોડાવી મુક્યો. રાજાના અંગ રક્ષકો પણ તે તરફ રાજાની પાછળ દોડ્યા.

ત્યાં જઇ રાજાએ અપ્સરાઓને દીઠી બધી અપ્સરાઓ ભયભીત બનેલી હતી. રાજાને તેમણે હકીકત કહી કે આ દીશામાં કોઇ રાક્ષસ અમારી સખી ઉર્વશીને ઉપાડી લઇ જાય છે. આપ તેને બચાવો!

રાજા અને તેના અંગરક્ષકો તે દિશા તરફ આગળ વધ્યા તો થોડે દૂર ઉર્વશીને ઉપાડી જનાર રાક્ષસને દીઠો.

પુરુરવા અને કેશી રાક્ષસ વચ્ચે યુદ્ધ થયું. કેશી રાક્ષસ પણ બળવાન હતો. બન્ને વચ્ચે ઘોર યુદ્ધ થયું. આ દ્વંદ્વયુદ્ધમાં મહાબળવાન પુરુરવાના હાથે કેશી રાક્ષસ મરાયો અને ઉર્વશીને અશ્વ ઉપર નાખી. બધી અપ્સરાઓ હતી ત્યાં લાવી સોંપી. સર્વેએ મળી કેટલાક ઉપચાર કર્યા. અને ઉર્વશી શુદ્ધિમાં આવી. બધી અપ્સરાઓએ સઘળી બીનાથી ઉર્વશીને વાકેફ કરી. પોતાને રાક્ષસના હાથમાંથી ઉગારનાર તરફ ઉર્વશીને સ્વભાવિક રીતે માન થયું. ઉર્વશી ઉપકારવશ થઇ.

બધી અપ્સરાઓને રાજા પુરુરવા રાજધાનીમાં લઇ ગયો ત્યાં તેમનો બહુ સત્કાર કર્યો, ઉર્વશીનું મન પુરુરવા તરફ આકર્ષાયું રાજા પણ તેના તરફ પ્રેમ પૂર્ણ રીતે વર્તવા લાગ્યો. અન્યોન્ય પ્રેમની નજરે જોવા લાગ્યાં. એક બીજા તરફ પ્રેમ વધતો ગયો અને સ્વર્ગમાં ન જતાં પુરુરવા પાસેજ રહેવા ઉર્વશીને ઇચ્છા થઇ. પરન્તુ એવામાંજ ઇન્દ્ર રાજાનું તેડું આવ્યું ને ઉર્વશી સહ સઘળી અપ્સરાઓને સ્વર્ગમાં જવું પડ્યું. ઉર્વશી સ્વર્ગમાં ગઇ પણ તેનું ચિત્ત તો પુરુરવામાં જ રહ્યું.

સ્વર્ગમાં એક નાટક ભજવવાનું હતું. તેમાં

ઉર્વશીને લક્ષ્મીનો પાઠ લેવાનો હતો. લક્ષ્મીને પૂછવામાં આવે કે તારે કોની સાથે લગ્ન કરવું છે? જવાબમાં લક્ષ્મીએ પુરુષોત્તમ પૂરણ બ્રહ્મની સાથે લગ્ન કરવું છે. એમ કહેવું જોઇએ પરન્તુ તેને બદલે પુરુરવા "સાથે એમ બોલી જવાયું તેથી નાટકાચાર્ય ઉર્વશી પર ગુસ્સે થયા નાટકનો રંગ બગાડી નાખ્યો તેથી ક્રોધે થઇ ઉર્વશીને શાપ આપ્યો કે." તું સ્વર્ગમાં રહેવા લાયક નથી. જા પૃથ્વી ઉપર જઇને પડ."

ઉર્વશીને પોતાની ભૂલનો પસ્તાવો થયો. તેણે સુરપતિને નમ્રતાથી વિનંતી કરી અને શાપ મુક્તિનો ઉપાય માગ્યો ઇન્દ્રની ઉર્વશીપર રહેમ હતી. તેમણે કહ્યુ "પૃથ્વી પર પુરુરવા રાજાને ત્યાં જઇ તું રહે. કારણ તારૂં ચિત્ત તેમાંજ છે જ્યારે તારાથી થયેલ પુત્રનું પુરુરવા મુખ જોશે એટલે તું શાપ મુક્ત થઇ સ્વર્ગમાં આવીશ" આ પ્રમાણે શાપનું નિવારણ સાંભળી પુરુરવા સાથે લગ્ન કરવાની ઇચ્છાવાળી ઉર્વશી પૃથ્વી પર ગઇ અને પુરુરવા સાથે લગ્ન કરીને રહી, ઘણા દિવસ ઉર્વશીએ પુરુરવા સાથે સુખ ભોગવ્યું. અને એટલી બધી આનંદ મગ્ન રહેલી કે તેને સ્વર્ગમાં જવાનું મન થતુંજ નહિ

ઉર્વશીને એક પુત્ર જન્મ્યો, પુત્રનું મુખ રાજા જુએ તો પોતે શાપમુક્ત થઇ સ્વર્ગમાં જવુ પડે. સ્વર્ગમાં જવુ ઉર્વશીને મન મોટું દુઃખ હતુ તેથી પુત્ર જન્મ થતાંજ તે પુત્રને ચ્યવન મુનિના આશ્રમમાં મોકલી આપ્યો

ઉર્વશી અને પુરુરવા વચ્ચે એવો પ્રેમ હતો કે બન્ને એક ઘડી પણ વિખુટાં ન પડે ઉર્વશી એટલે પુરુરવાને મન મહા મૂલ્યવાન પ્રાણથી પણ વધારે અનુરાગત જેટલો પ્રેમ પુરુરવાનો હતો તેટલોજ પ્રેમ ઉર્વશીનો હતો. બન્નેજણાં ફરતાં ફરતાં ગંધમાદન પર્વતમાં વિનોદ કરતાં કરતાં જઇ પહોંચ્યાં, ત્યાં 'કુમારવન' હતું. એ વનમાં એવો ચમત્કાર હતો કે કોઇ સ્ત્રી એ વનમાં જાય તો વેલી થઇ જાય ઉર્વશી ત્યાં દાખલ થઇ કે તરત જ વેલી થઇ અને પુરુરવા ઉર્વશી વગર ગાંડો થઇ ગયો. ઉર્વશી, ઓ ઉર્વશી, એમ કહેતો રાજા વિલાપ કરતો કરતો આખો ગંધમાદન પર્વત ફરી વળ્યો પણ ઉર્વશી ક્યાંએ મળી નહિ.

ઉર્વશીનો વિયોગ રાજા સહન કરી શક્યો નહિ શંકર મહાદેવને પુરુરવા પર દયા આવી અને સાધુને વેશે આવી પુરુરવાને લાલરંગનો સંગમનીય મણિ આપ્યો અને કહ્યુ. "આ મણિ તે વેલીને અડકશે તો તે વેલી પાછી સ્ત્રી રૂપ થઇ જશે."

પુરુરવા હર્ષોન્મત્ત થતો તે સ્થળમાં ગયો કે જ્યાં ઉર્વશી વેલી થઇ હતી તે કુમારવનમાં, ત્યાં જઇ વેલીને સંગમનીય મણિના સ્પર્શ કર્યો મણિ અડકતાં જ વેલી ઉર્વશીરૂપ થઇગઇ. રાજાના હર્ષનો પાર ન રહ્યો. બન્ને જણાં ખુશ થતાં રાજધાનીમાં આવી રહ્યાં.

હવે ઉર્વશીને શાપ મુક્ત થવાનો સમય આવી પહોંચ્યો હતો

એક વખત રાજા રાણી ગંગાસ્નાન માટે ગયાં સંગમનો મણિ રાજા હંમેશાં સાથે જ રાખતો કારણ વખતે ઉર્વશી વેલી થઇ જાય તો તે મણિનો તરત જ ઉપયોગ થાય.

ગંગાજીના કાંઠે બેઠેલા એક બ્રાહ્મણને પેલો મણિ સાચવવા આપી રાજા રાણી સ્નાન કરવા ગંગાજી તરફ વળ્યાં. સ્નાન કરી આવી વસ્ત્ર બદલતાં હતાં તેવામાં પેલા બ્રાહ્મણ આગળ મૂકેલો સંયમનીય મણિ એક બાજપક્ષી આવી ઉપાડી ગયો. મણિ લાલ રંગનો હતો. માંસનો ટુકડો જાણી તે લઈ ગયો. બૂમાબૂમ થઇ રહી બાજપક્ષીને મારવા કોઇ કાંકરા ફેંકયા કોઇકે ઢેફાં ફેંક્યાં પણ એમ કંઇ બાજ પક્ષી મરે ! એવામાં સનન કરતું, એક બાણ આવ્યું બાજપક્ષી તે બાણથી વિંધાઇને નીચે પડ્યું બાજની સાથે મણિ પણ નીચે પડ્યો.

શરીરમાં બાણ પેસી ગયું છે એવી સ્થિતિમાં બાજ તથા મણિ બન્ને લાવી રાજા રાણી આગળ રજુ કર્યા રાજાએ બાણ ખેંચી કાઢ્યું. બાણ ઉપર ઝીણા અક્ષરે લખેલું હતું.

"ઉર્વશીને પુરુરવાનો બાળક રાજપુત્ર આયુ"

પુરુરવા ઉર્વશી સામે જોઇ આશ્ચર્ય મુગ્ધ થયો એવામાં આશ્રમની એક તાપસી આયુને લઈ રાજા

# જાણવા જેવું વ્યવહારૂ જ્ઞાન

શ્રી સંપાદકઃ ચંપકલાલ વ્યાસ

(૧) આરસ પહાણ પરના ડાઘા કાઢવા માટે લીંબુનો રસ અને મીઠું અરધો કલાક ડાઘા પર ચોપડી રાખી તેને ઘસીને ધોઇ નાખવું.

(૨) હાડકાનાં ગુંથણના બનાવેલા સોયા વળી ગયા હોય તો ઉકળતા પાણીમાં બોળી રાખી તે ઢીલા થયે ખુબ ઠંડા પાણીમાં બોળો એટલે સીધા થઇ જશે.

(૩) ઘડિયાળનો અવાજ દરદીથી સહન થતો ન હોય તો તેના ઉપર કાચનું ટંબલર ઉંધું વાળી દેવું તેથી અવાજ સંભળાશે નહિ અને ટાઇમ દેખાશે.

(૪) ઊનનાં મોજાં, ટોપી, કે સ્વેટરને ધોવાથી કોકડાં વળી જાય તો તપેલીમાં પાણી લઇ તેમાં બે ચમચા એરંડીયું નાખી કપડાંને બોળી નીચોવશો તો તે ખુબ સુંદર રહેશે.

(૫) કાચની શીશીમાંથી ખડીયામાં રૂશનાઇની ધાર ન પડે તે શીશીના મોં ઉપર એક સળિયો ધાર પાડશો તો સીધી ધાર પડશે.

(૬) બારણાની સુકાઇ ગયેલી છાપી ન ઉખાડતી હોય તો કોસ્ટીક સોડાના મિશ્રણનું એક પોતું મારસો એટલે એકાદ કલાકમાં તે નરમ પડી જશે.

(૭) બે કાચના ટંબલર એક બીજામાં ભરાઇ ગયા હોય તે ન નીકળે તો બહારનાં ટંબલરને ગરમ પાણીમાં મુકવો અને અંદરના ટંબલરમાં ઠંડુ પાણી રેડશો એટલે છુટા પડી જશે.

(૮) બાટલીનો બુચ સખત ચોંટી ગયો હોય તો બે ભાગ સ્પીરીટ, એક ભાગ ગ્લીસરીન અને એક ભાગ મીઠું ધારે ધારે ચોપડવાથી તે ઢીલો પડી જશે.

(૯) લાખના ડાઘ મેથીલેટેડ સ્પીરીટથી સાફ થશે.

(૧૦) જોડાને રાત્રે પોલીસ લગાડી રાખી બીજે દિવસે સવારે પોલિશ કરવાથી સારી ચમક આવશે.

(૧૧) ખુરશીનું નેતર ઝોળો ખાઈ ગયું હોય તો ખુરશીને ઉંધી વાળી નેતરપર જાડું ભીનું કપડું કલાક મુકી રાખવું પછી કપડું ખસેડી લઈ સુકાવા દેશો એટલે તે અક્કડ થઈ જશે.

(૧૨) ગરમ કપડાં પેટીમાં મુકતા પહેલાં ફટકડીના પાણીમાં નિખારી નાખી, સુકવી ગડી વાળી મુકવાથી એમાં જીવાત પડશે નહિ

(૧૩) કપડાં પર ખોવવાના સંચાના ડાઘ પડયા હોય તો તેના પર નવસારના પાણીમાં ભીંજવેલો કકડો ઘસવાથી ડાઘ જશે.

---

રાણી ઉભાં હતાં ત્યાં આવી. રાજાને વિનંતી કરી કે હવે આ રાજપુત્ર ઋષિ આશ્રમને લાયક નથી. માટે આપ રાજકુમારને સંભાળલો.

હવે ઉર્વશીનો શાપ મુક્ત થયો જાણી રાજાએ પુત્રને તેડી લીધો ને ઉર્વશીને સ્વર્ગમાં જવાની રજા આપી. ઉર્વશી સ્વર્ગમાં જઈ ઇન્દ્ર મહારાજાના દરબારમાં હાજર થઇ.

ઉર્વશીના વિરહથી રાજા પુરુરવાને જીવન અકારૂં લાગ્યું. આયુને રાજ પાટ સોંપી પોતે વનવાસ ભોગવી જીવન પુરૂં કરવાની તજવીત કરવા લાગ્યો.

આ વાતની ઇન્દ્રને ખબર પડી પુરુરવા વન વાસ ભોગવે તો પછી ધનુષ બાણ હાથમાં ન લે. અને ઇન્દ્રને યુદ્ધ પ્રસંગે મદદ મળે નહિ, આવો વીર બાહુ રાજા વનવાસ ભોગવે તે ઇન્દ્રને ન ગમ્યુ તેણે ઉર્વશીને આજ્ઞા કરી કે " જ્યાં સુધી પુરુરવાનું શરીર રહે ત્યાં સુધી તારે એની સેવામાં રહેવું." 'વીર મિત્ર' પ્રત્યેની આ ઉદારતાથી. વિક્રમને ઉર્વશી પુનઃ સુખથી રહેવા લાગ્યાં. અને આનંદ વૈભવમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.

# સોના

[ લેખક : શ્રી મહેશ છ. પંડ્યા ]

તાજેજ અષાઢમાસ બેઠો હતો. આકાશે ઘેરા આસમાની રંગ ધારણ કર્યો હતો, વરસાદની ઝડીઓની પરંપરા ચાલુજ હતી. ભર બપોરે પણ સંધ્યાનું વાતાવરણ છવાઇ ગયેલું લાગતું હતું. વીજળીઓની પરંપરાને આકાશીય ગડગડાટોથી વાતાવરણ વિકરાળ દિસતું હતું.

છતાંયે મનોરમ શાંતિ ગિરના જંગલમાં છવાઇ રહેતી. પડી ગયેલા વરસાદના ઝાપટાથી સર્વત્ર લીલું ઘાસ ઊગી નીકળ્યું હતું. પ્રકૃતિ–ચિત્રકારે લીલાછોડને રંગબેરંગી પુષ્પો અર્પી સાચેજ સુરમ્ય વાતાવરણ સર્જ્યું હતું. ઘડીક આંખો પણ થંભી જાય એટલું અપૂર્વ સૌંદર્ય ત્યાં વરેલું હતું.

એવા એ ગિરના જંગલમાં જો ઢોર લઇ જવામાં આવે તો આ અનાવૃષ્ટિના સમયમાં આવતી સઘળી મુશ્કેલીઓ ટળી જાય–એ વિચારથી આ વખતે એભલે પોતાનો નેસ ગિરની તળેટીમાં તાણ્યો હતો. ઉગતા પ્રભાતે પાસેના શહેરમાં જઇ દુધ વેચી આવવું એ તેનું કર્તવ્ય, ને આથમતી સંધ્યાએ ઢોરને ચરાવીને પાછા આવવું એ સોનાનું કર્તવ્ય.

હંમેશાં એકબીજાને મદદ કરતા પોતાનું નિત્યનું કર્તવ્ય સરળતાપૂર્વક સમાપ્ત કરવું; એ સોના અને એભલનું ધ્યેય. આટલી અનાવૃષ્ટિમાં પણ એ સારી એવી કમાણી કરી શકે છે–એ એભલને મન એક ગૌરવભરી હકીકત હતી. પરંતુ સોનાનો આ કાર્યમાં કેટલો મહાન હિસ્સો છે; એ એને બરાબર વિદિત હતું. એને સોના ઉપર સંપૂર્ણ ઇતબાર હતો. ઘણું ખરું તો સોનાને લીધે જ એને હૈયે હિંમત ને દિલમાં ધરપત રહેતી

અને સોના પણ પાકી માટીમાંથી ઘડાયેલી હતી. શુદ્ધ ગાય ભેંસના દુધે એના દેહમાં અતુલ શક્તિનો સંચાર કર્યો હતો, એ હિંમતમાં માનતી પરોપકારીતાને મનુષ્ય ધર્મ સમજતી. પોતેજ સબળ હોય તો બીજા કોઇ શું કરી શકનાર છે ! આ હતી એની સબળ વિચાર સરણી પરોપકારીતાની મૂર્તિ શી તે હિંમતની પ્રતીક, શી સોના સાચેજ પરોપકારી ગુજરાતણ હતી:

એભલ–સોનાના આવા નિર્દોષ આનંદી દિવસો કુદરતને ન ગમ્યા માનવી હમેશાં દુઃખીજ હોય છે. મનુષ્ય જો પોતાના ગત દિવસો સ્મરણીત કરીને વિચાર કરશે તો એને જરૂર ખાત્રી થશે કે એનો એક પણ દિવસ સંપૂર્ણ સુખમાં તો નહીંજ ગયો. વિશ્વમાં સુખ થોડા માટે છે—દુઃખ વધુ માટે છે

એક દિવસ જળની વર્ષા વધી. આકાશનો રંગ તદ્દન કાળો થઇ ગયો. વિજળીની પરંપરા, તે ગડગડાટોની પણ પરંપરા ! સાચેજ મેઘદેવ રૂઠયો હોય તેમ લાગતું. ઘેર એભલ ચિંતા કરતો હતો. સોના હજીય લગી કેમ ન આવી ? એક તો સમી સાંજનો આથમતી સંધ્યાનો સમય ને તેમાંયે વર્ષાઋતુ એટલે સઘળી વસ્તુઓ ઝાંખી દેખાતી હતી. અંતે એભલે કડીયાળી ડાંગ લઇ સોનાને શોધવા નીકળી પડયો. ઘડીક વાતાવરણમાં વ્યાકુળ એભલના શબ્દોના પડઘા પડયા :

" ક્યાં છુ સોના ? "

" હી ઇમા આટલા આકરા ક્યમ થાઓ છો ? ' એભલના શબ્દ ચરમાં રૂપે પ્રત્યુત્તર આવ્યો

એભલ–સોનાએ સાથે પ્રયાણ કર્યું. સર્વત્ર નિરવતા પ્રસરી ગઇ હતી. આકાશના ગોખમાં રડ્યા ખડ્યા તારલા પ્રકાશતા હતા. સોનાએ ચારે તરફ દષ્ટિપાત કર્યો. ને સોનાની દષ્ટિ અચિન્ત્યાજ સામેની પગદંડી ઉપર પડી. એક યુવાન વિચારમાં પગદંડી ઉપરથી ચાલ્યો જતો હતો. પાછળ લપાતી છુપાતી સિંહણ સોનાની દષ્ટિથી અછતી ન રહી. એભલ સોનાને કાંઇ સિંહણથી ડરવા જેવું ન હતું. તેમનો માર્ગ તદ્દન સરળ હતો. સિંહણ તો સામી બાજુ આવેલી પગદંડી પર હતી.

# મહિલા : રાષ્ટ્રવિધાતા

( લેખક : શ્રી રમણીકલાલ જયચંદભાઈ દલાલ બી. એ. એલ. એલ. બી. વકીલ )

એક રાષ્ટ્રનું સાચું ઘડતર તે દેશમાં રહેતી મહિલાઓ જ કરે છે એમ કહેવાય છે. પરંતુ ખરી રીતે તે સ્ત્રી પુરુષ સાથે મળીનેજ રાષ્ટ્ર ઘડતર કરે છે : એકલા પુરુષ કે સ્ત્રીઓએ એ કાર્ય પાર પાડી શકે તેમ નથી. જે દેશના અર્ધાંગના પરિશ્રમથી રાષ્ટ્ર ઘડાય તેમાં જોઈએ તેવો ભલિવાર આવતો જ નથી એમાં કોઈ અગમ્ય પણ અગત્યના તત્વની ઉણપ રહી જાય છે. જમાના પહેલા પ્રજાકેળવણી વિષે લખતાં પ્લેટો કહી ગયો છે કે જો રાષ્ટ્રનું અર્ધાંગ અજ્ઞાનમાં સબડતું હોય તો તે બીલકુલ પ્રગતિ કરી શકતું નથી. કેળવણી માટે જે સત્ય છે એ જગતના બીજાં ક્ષેત્રોને પણ બરાબર લાગુ પડે છે જ. કોઈ પણ દેશમાં સ્ત્રીઓ પુરુષ કરતાં ઘણીજ પછાત હોય તો મજબુત જે ટકાઉ પાયા પર સંસ્કૃતિનું ઘડતર ઘડાતાં ત્યાં અગત્યના તત્વોની ખોટ સાલે છે જ. સ્ત્રી પુરુષને સંસ્કારી બનાવે છે એ તત્વ જમાનાથી સ્વીકારતું આવ્યું છે. પરંતુ સ્ત્રી-ઓના અધિકારોથી તેમને વંચિત રાખતા ઘણીવાર એક દલીલ તરીકે જ તે આગળ ધરવામાં આવે છે. આપણા દેશની ભૂતકાળ અને વર્તમાન પરિસ્થિતિનો આપણે વિચાર કરીએ

એક વાર હિંદ જગતભરમાં સર્વોત્તમ કક્ષાએ વિરાજતું છતાં ભૂતકાળમાં જે દેશે જગતની સંસ્કૃતિમાં આટલો બધો ફાળો આપ્યો છે તે અત્યારે જગતના બીજા દેશોમાંથી સંસ્કાર ઝીલતો થયો છે અને પોતે જગતને સંદેશો આપવા યોગ્ય છે એ હકીકત ઘડીભર વિસરી જાય છે આપણી પ્રગતિ થંભી ગઈ છે તેનું મૂળ કારણ આપણા મહિલા સમાજની અવદશા જ છે.

સ્ત્રી હિંદભરમાં ગૃહદેવી મનાય છે જન્મથીજ એ સ્નેહને સંરક્ષણ પામે છે. પુરુષ વર્ગ એને પવિત્ર ને અમુલ્ય વસ્તુ તરીકે સાચવે છે. એને એવા તો એકાંત આવાસમાં રાખવામાં આવે છે કે એના સૌંદર્ય પર કોઈ પણ દુષ્ટ દૃષ્ટિ પડવા પામેજ નહિ: કોઈ કપરાં વચનો એના જીવન ઉલ્લાસને હણી નાખે નહિ. શત્રુત્વ દાખવતા જગતમાં બિચારા પુરુષને હરહંમેશ નસીબના કારી ઘા સહન કરવા પડે છે જ્યારે સ્ત્રીને તમામ મુશ્કેલી તે તમામ

---

પરંતુ...ક્ષણ...ને ગુલાબના ગોટા જેવો યુવાન રહેંસાઈ જવાનો સોના સ્ત્રી હતી. વળી પરોપકારી પણ હતી. ઉપરાંત તેનામાં માતૃત્વના અંકુર ફૂટ્યા હતા અને નિશ્ચય કર્યો—એ કુમળા જુવાનને બચાવવાનો એભલ કાંઈ સમજે એ પહેલા એની પાસેથી અણિયાળી ડાંગ લઈ એ, દોડી વિદ્યુત વેગે દોડીને સિંહણના મસ્તકના મધ્ય ભાગ ઉપર જ અણિયાળી ડાંગનો પૂર જોરથી એને ઘા કર્યો. એક ત્રાડ મારી સિંહણ નીચે પડી યુવાને પાછળ જોયું. સર્વ હકીકત પામી ગયો. એની આંખમાં હતો અહેસાન ને સોનાની આંખમાં હતો પ્રેમ હ્રદયમાં માત્ર એકજ વૃત્તિ—ઊર્મિ હતી—પરોપકારીતાની.

ત્યાંતો...સોના ઉપર સિંહણે છલાંગ મારી. અસાવધ સોના મૃત્યુમુખમાં પ્રવેશી ચૂકી. સિંહણની બીજી છલાંગ ને સોના મૃત્યુનો ગ્રાસ બની. હવે સિંહણ નિર્બળ બની. એક ભયંકર ત્રાડ મારી એ મૃત્યુપાત પહોંચી ગઈ. સોનાના માંસલ ગાલ-સંપુટ ઉપર જુવાનની ઊર્મિના પ્રતીક શા બે અશ્રુબિંદુઓ સર્વ હકીકત કહી રહ્યા હતાં!

અબળાને મરતા આવડે છે. પરોપકારાર્થે એ મરી શકે છે એનો પ્રત્યક્ષ પૂરાવો છે. સોના...ને આજ પણ સોનાના પરોપકારની ગાથા ગાતી-સોનાની પરોપકારીતાનો સ્ત્રીઓને બોધ આપતી-ખંડેર અવસ્થામાં "સોના દેરૂ" ગિરમાં અસ્તિત્વમાં છે.

( સંપૂર્ણ )

ચિન્તાઓથી વિમુક્ત રાખવામાં આવે છે. પરીકથાઓમાં જેમ નખીભદાર નાયિકા સુખદ સ્વર્ગમાં વિરાજતી હોય છે તેમ હિંદની સ્ત્રીઓની પરિસ્થિતિ હશે એમ ઘડી ભર કલ્પના કરી શકાય એમ છે.

પરંતુ સારી ચીજ પર પણ ઘણીવાર અભાવ થાય છે તેમ આ સુખદ પરિસ્થિતિ પણ સ્ત્રીઓને અળખામણી પડેલી જણાય છે. એટલે સ્ત્રીઓ એ સંભાળ સુખને ફગાવી દેવા તૈયાર થઇ છે.

સંસ્કૃતિના વિકાસ પહેલાં જ્યારે જગત પ્રાચીન ભૂમિકા પર હતું ત્યારે સ્ત્રી હમેશાં ઘેર રહેતી. ખોરાક ને સંતાનની સંભાળ રાખતી. પુરુષ બહાર શિકારે જતો. માનવ જીવનનો વિકાસ થતાં ખેડૂત ગામો અસ્તિત્વમાં આવી પરંતુ સ્ત્રીઓનું કામ તો એનું એજ રહ્યું. ખોરાક પર નિયમ, આવતાં પુરુષમાં મિલ્કતની ભાવના ઘર કરતી ગઈ. પશુધન સાથે સ્ત્રી બાલકોને પણ પુરુષ પોતાની મીલકત માનતો થયો, એ જમાનામાં બળિયાના બે ભાગ હતા એટલે સુખી તરીકે નરમ પડતો કે એનું જીવન અને મીલકત યુવાનને બળવાન હરિફોને હરતક મુકાઇ જતું. એટલે સ્ત્રી બાળકો અને બીજાં નાનેરાઓને આજ્ઞાધીન રહેવાનો ઉપદેશ આપવા માંડયોને તે માટે નિયમો પણ ઘડાયા.

જગતના દરેક દેશે આવા નિયમનોથી નિર્બલને કાબુમાં રાખ્યાં છે. પશ્ચિમની મહિલાઓ આજ એ નિયમનનાં બંધનો તોડી રહી છે પરંતુ પૂર્વમાં તો હજી અનેક પ્રકારનાં બંધનો મોજુદ છે. એ નિયમનો અનુસાર જ હિંદી મહિલાની જીવન પ્રણાલિકા રચાય છે.

સ્ત્રીઓને પુરુષના રક્ષણની જરૂર છેજ એવો વિચાર તેમના માનસમાં ઠસાવી સ્ત્રી કેળવણીની યોજના ઘડી કાઢવામાં આવી છે. ને સ્ત્રીઓ અમુક નીયમનો પાળે તોજ તેમને જરૂરી સંરક્ષણ મળી રહેશે એવી માન્યતા દ્રઢ કરવામાં આવી છે.

અસ્તિત્વની કોઇ પણ પળે સ્ત્રીને સ્વતંત્ર રાખવામાં આવી નથી બાલ્યાવસ્થામાં સ્ત્રી ઉપર પિતાની છાપ હોય છે. યુવાનીમાં પતિનો આશ્રય હોય છે ને વૃદ્ધાવસ્થામાં પુત્રો તેની સંભાળ રાખે છે. અસામના વખતમાં ગ્રીસમાં પણ એવીજ પ્રણાલિકા હતી. સંસ્કૃતિને વિકાસમાં ગ્રીકો ઘણા જ આગળ વધેલા લેખાય છતાં એવા મહારાષ્ટ્રમાં પણ આ દશા હતી સ્ત્રીઓને સ્વતંત્ર વ્યક્તિઓ ગણવાને બદલે સ્ત્રીઓ રક્ષણને પાત્ર લેખાતી.

હિંદમાં વિખ્યાત ધારા શાસ્ત્રી મનુએ પણ એજ ભાવના મૂર્તિમંત કરેલી છે પિતા, પતિ અને પુત્ર ઉપરાંત ધર્મ ગુરૂઓ પણ હિંદ અને બીજા દેશોમાં સ્ત્રીઓ ઉપર વધારે માનસિક પ્રભાવ પાડતા આવેલા છે.

જીવન અને ઘરની ચાર દિવાલો બહારના જગત વિષે સંપૂર્ણ અજ્ઞાનમાં ઉછરી હિંદી કન્યા એના પિતાની મીલકત લેખાતી. કન્યાના લગ્ન સંબંધ સાધી પિતા કન્યાને પરણાવી દેતા. પછી કન્યા નવવધુ બની પતિની મીલકત બનતી અને તેનું આખું જીવન નમ્રને ભક્તિ ભરી સેવામાં પસાર થતું જો કમ નસિબે એ વીધવા બનતી તો તેને તેના પુત્રોને આધીન રહેવું પડતું, ધર્મ જ્ઞાતિ અને સમાજ પણ તેમને માટે નિયમનો ઘડતોઃ તેના સંરક્ષણ માટે એ નિયમનો ઘડાયલાં હોવાથી તેનું પાલન ફરજીઆત લેખાતું એ પાળવાથી જ એના પતિનું ને કુટુંબમાં સુખને આબાદી જળવાતી, નક્કી કરેલા માર્ગથી એ જરા પણ ભૂલ થતી તો તેને જ્ઞાતિ બહાર મૂકી દેવામાં આવતી. દરેક ઉદાહરણમાં આ ફરજો પુરૂષ જ નક્કી કરતો. પરંતુ વૃદ્ધ સ્ત્રીઓ તેનો કડક અમલ કરતી પોતે આખી જીંદગી પરતંત્ર ને ગુલામી અવસ્થામાં ગાળી હોય એટલે એ પોતાની પૌત્રીઓને કદી સ્વાતંત્ર્ય વિહાર કરવા દેતી નહિ. ગુલામોમાં હંમેશાં થતું આવ્યું છે તેમ કુટુંબ અને સમાજની વૃદ્ધાઓ કડક શિસ્ત પળાવતી આમ પેઢી ઉતાર અંધ આધીનતા ભોગવવાથી સ્ત્રીઓ પર એજ પ્રકારની છાપ પડી ગઇ છે એની દલીલ કરવાની શક્તિ નાશ પામી છે. પોતાની જવાબદારીઓ બીજા પર લાદવામાં જ તે ખુશ રહે છે. આ પ્રણાલિકામાં ઉછરી આજે હિંદી સ્ત્રીઓ તેમના માલિકનું ઝાંખું પ્રતિબિમ્બ જ બની રહી છે. સ્વતંત્ર વિચાર કે વ્યક્તિત્વ તેમનામાં હોતું જ નથી. એમના

માલિક પુરુષની સેવા ઉઠાવીને જ તે જીવન સાર્થક કરે છે. સન્તાનોત્પત્તિ એ એમની મુખ્ય કાર્યવાહી રહેવા પામી છે, તેમાં પુત્ર જન્મ એ તો મહિલા જીવનનો મુખ્ય આદર્શ બની રહ્યો છે સ્ત્રીના માનસમાં પુત્રજન્મની અગત્યે એટલું બધું ઘર કર્યું છે કે પુત્ર પાળવાની લાલસાએ અજ્ઞાન સ્ત્રીઓ કપટી સાધુઓના પંજામાં ફસાય છે. પેઢી ઉતાર વગર વિચાર્યે ચલાવેલી કાર્યવાહીથી સ્ત્રીઓએ પોતાને બાંધતાં બંધનો વધારે દૃઢ કર્યાં છે. આજે અંધકારને સ્થાને પ્રકાશ રેલાય છે ત્યારે નવા ને સ્વતંત્ર જીવનના ઉંબરે પગ મૂકતાં એ અચકાય પામે છે; આગળ ડગ ભરતાં તેને ડર લાગે છે.

પરંતુ જગત આગળ વધ્યે જાય છે એક જમાના પહેલાના મહિલા સમાજમાં આજે ઘણોજ ફરક પડી ગયો છે. અર્વાચીન સ્ત્રીઓ જગતને આક્રમક લાગે છે. સ્ત્રીઓ આક્રમક બને તો પણ સારું. વર્ષોનાં બંધનોના પરિણામે જ તેમને આક્રમક બનાવ્યાં છે સ્વાતંત્ર્યનો પ્રથમ આસ્વાદ મદ ચઢ્યો હોય છે. માનવ ઇતિહાસમાં પહેલીજવાર સ્ત્રીઓ આજે મદનો ઉલ્લાસ અનુભવી રહી છે. એક ક્ષણભર તે પોતાનું સમતોલપણું ગુમાવી બેસે છે તેથી ફીકર કરવા જેવું નથી. થોડાજ સમયમાં એ ગુમાવેલું સમતોલપણું પાછું મેળવી લેશે અને પ્રગતિપંથે મજબૂત પગલાં ભરવા માંડશે. આજે ગૂંચવણભર્યા જમાનાનાં આપણે જીવીએ છીએ. માનવપ્રવૃત્તિના ખૂણેખૂણામાં અવ્યવસ્થા થઇ રહેલી છે. આર્થિક પલટાઓ, નવા વિચારો, અજાણ્યાં બળો એ બધું જ વ્યક્તિ સામેના કાવત્રામાં સામેલ છે : ખાસ કરી સ્ત્રી વિરુદ્ધ કારણ કે આજે પહેલી જ વાર સ્ત્રી વ્યક્તિ તરીકે જગતની સામે થાય છે. સ્ત્રીઓ કેળવણી પ્રાપ્ત કરવાથી આજે તેમનામાં ઘણા નવા ને અગત્યના ફેરફારો થઇ રહ્યા છે. છતાં આજના ઇતિહાસની ભૂમિકામાં સંસ્કૃતિ પુરુષ વર્ગને ફાળે જાય છે. ઘણી જગાએ સ્ત્રીઓએ રસોડું છોડ્યું છે છતાં હજી સમાજના શણગાર રૂપ બનવા કરતાં વધારે આગળ વધી નથી, સંસ્કૃતિ માટે પુરુષ જેટલું જ સ્ત્રીઓનું મહત્વ છે. કવિવર ટાગોરના શબ્દોમાં કહીએ તો આજની મહિલા પુરુષના નિર્વાહ માટેના પીંજરા માટે ઝઘડો કરતી નથી પણ સંસ્કૃતિના પીંજરા માટે પણ વાલો ઊઠાવે છે, જગતમાં એક પણ રાષ્ટ્ર એવું નથી કે સ્ત્રી-પુરુષના ભેગા પ્રયત્ન વિના ઊભું થયું હોય સ્ત્રી અને પુરુષે ભેગા મળી યોજના કરી પાર ન પાડ્યું હોય એવું સંગઠન પણ શીખ્યું જડશે નહિ સ્ત્રીપુરુષ સાથે વળી મૂક્તિ માટે આગેકૂચ કરે નહિ ત્યાં સુધી સ્વાતંત્ર્ય પણ અસ્તિત્વમાં આવતું નથી. એટલે જૂની પ્રણાલિકા ગમે તે જણાતી હોય છતાં એ સાચી નથી. ઘણાં વર્ષો સુધી ઘણી મોટી સંખ્યાએ પ્રણાલિકા માન્ય રાખી હોય તેથી એ સત્ય બની શકતી નથી. આજે હિંદને સંગઠિત અને પ્રગતિશીલ રાષ્ટ્ર બનાવવા માટે યોગ્ય ઘડતરની તાકીદની અગત્ય છે આપણે સાચા રાષ્ટ્રવિધાયકો બનવું હોય તો આપણે આપણા વહેમો ને ખોટી માન્યતાઓથી પર થઇ જવું જોઇએ આપણા સૈકાં જૂની રૂઢિઓને તિલાંજલી આપી દેવી જોઇએ. મહિલાઓએ પુરુષવર્ગ સાથે મૈત્રી સહકાર અને શ્રદ્ધા રાખવી આગેકૂચ આરંભી દેવી જોઇએ. જીવનના પ્રત્યેક વિભાગમાં સમાનતાનો દાવો કરી હિંદનો નવો ઇતિહાસ રચવો જોઇએ, ત્યારે જ આપણે આદર્શ સંગઠન અને પ્રગતિ સાધી શકીશું, ત્યારેજ હિંદી રાષ્ટ્રનું સાચું ઘડતર થશે ને ત્યારેજ હિંદી મહિલાઓ રાષ્ટ્રવિધાતા લેખાશે.

# ખોડ ખાંપણવાળા માણસોને માટે ખાસ સંભાળ

બ્રિટનમાં ખોડ ખાંપણવાળા અને અપંગ માણસ માટે શિક્ષણ સારવાર અને નોકરી-ધંધા વ ની સુંદર વ્યવસ્થિત યોજનાઓ અસ્તિત્વમાં છે અને તેથી ત્યાં આવા લોકો રાષ્ટ્રને માથે ભારરૂપ બનતા નથી પરંતુ રાષ્ટ્રને આર્થિક જીવનમાં મહત્વના અંગ રૂપ બની રહે છે

બ્રિટનમાં ખોડ ખાંપણવાળા માણસોની સ્થિતિની સુધારણા માટે સ ૧૯૪૪માં એક કાયદો પસાર કરવામાં આવ્યો હતો. તે કાયદા અનુસાર આવા ખોડ ખાંપણવાળા માણસો માટે શિક્ષણ, સારવાર અને યોગ્ય નોકરી-ધંધા વ. ની સગવડો પુરી પાડવા માટે એક જાહેર મંડળની રચના કરવામાં આવી હતી આ કાયદામાં એવી જોગવાઈ કરવામાં આવી છે કે ૨૦ કે તેથી વધુ કામદારો ધરાવતા કારખાનાના દરેક માલિકે નોંધાએલા ખોડ ખાંપણવાળા માણસોને ઠરાવેલા ધોરણ પ્રમાણે નોકરી-ધંધામાં લેવા જોઈએ.

## મજુર પ્રધાનની જવાબદારી

આ કાયદાના અમલની જવાબદારી મજુર પ્રધાનને શીરે રહે છે અપંગ માણસોને માટે યોગ્ય નોકરી-ધંધાની પસંદગી કરવાની તે સત્તા ધરાવે છે. અને કારખાનાનો કોઈ પણ માલીક, તેના પોતાના હિસ્સે આવતા આવા માણસોને નોકરીમાં રાખવાના બદલે બીજા કામદારોને, મજુર પ્રધાનની પરવાનગી વગર રાખી શકતો નથી. તેમજ ખોડ ખાંપણ વાળા કારીગરને વ્યાજબી કારણ સિવાય છૂટો પણ કરી શકતો નથી

## ૯૩ ટકા અપંગ માણસોને નોકરી મળી

આ કાયદા અનુસાર સામાન્ય સ્થિતિ સંજોગોમાં કામ કરી શકે તેવા ૯૩ ટકા ઉપરાંત માણસોને યોગ્ય નોકરી-ધંધો મળી ગયા છે. આ સાલ એપ્રિલ માસમાં દફતર પર કુલ ૯૧૪, ૧૯૩ અપંગ માણસો હતાં તેમાં ૮૩૫,૦૦૦ પુરૂષો, ૭૨, ૧૧૨ સ્ત્રીઓ અને લગભગ ૭,૦૦૦ જેટલાં ૧૮ વર્ષની નીચેની ઉંમરનાં બાળકો હતાં.

આ બધાં ખોડ ખાંપણવાળા માણસોમાં કોઈ હાથ, પગ, આંખ કે કાન વગેરે અંગની ખોડ ધરાવે તે, આ બધા માટે યોગ્ય ધંધા પુરા પાડવા એ કંઈ સહેલું કાર્ય નથી આ માટે અપંગ માણસોને નોકરી-ધંધો પુરો પાડતા મંડળ તરફથી ૧૭૦ કારખાનાં શરૂ કરવામાં આવ્યાં છે. તેમાં થતો નફો આ લોકના ભાભાર્થના કાર્યોમાં વપરાય છે.

આ ઉપરાંત ૧૬ અને તેથી ઉપરની ઉંમરના અપંગો માટે બ્રિટનના કામદાર ખાતા તરફથી શિક્ષણક્રમોની વ્યવસ્થા કરવામાં આવી છે. તેમાં ઈજનેરી, વેપાર, વાણિજ્ય ઘડિયાળોનું સમારકામ, કપડાં તૈયાર કરવાં. યાન્ત્રિક કામ, શસ્ત્ર ક્રિયા માટેનાં ઓજારો બનાવવાં વગેરે કામ-ધંધાનું શિક્ષણ આપવામાં આવે છે કળા-કૌશલ્યનો અભ્યાસ ક્રમ વિસ્તૃત સ્વરૂપનો હોઈ, ત્રણ વર્ષની ઉમેદવારીના જેટલો ગણ આમાં આવે છે.

## સંલાહકાર સમિતિઓ

આ ઉપરાંત જે અપંગ સ્ત્રી-પુરુષો તેમની ખોડ-ખાંપણને લીધે કોઈ કામ-ધંધો કરવાને લાયક ન હોય તેમને માટે સરકાર તરફથી પુનર્વસવાટ કેન્દ્રોની વ્યવસ્થા કરવામાં આવી છે. અહિ તેઓ કામ કરવાને લાયક બને તે માટે સારવાર કરવામાં આવે છે. સમસ્ત બ્રિટનમાં અપંગ માણસો માટે સલાહકાર સમિતિઓ હોય છે તેમાં કારખાનદારો અને કામદારોના પ્રતિનિધિઓ સરખી સંખ્યામાં એક સ્વતંત્ર વ્યક્તિના પ્રમુખપદે સંયુક્ત કામ કરે છે, તેમાં તબીબી ક્ષેત્રના પણ પ્રતિનિધિઓ હોય છે. આ પ્રાદેશિક સલાહકાર સમિતિઓ રાષ્ટ્રિય સલાહકાર પરિષદની દેખરેખ હેઠળ કામ કરે છે.

આ રીતે અપંગોના જીવનમાં નવો પ્રાણ પુરાય છે અને તેઓ દેશને બોજારૂપ બનવા કરતાં તેના આર્થિક જીવનમાં મહત્વના અંગરૂપ બની રહે છે

# જૂની પ્રિત

લેખકઃ ડાહ્યાભાઈ પટેલ
બાર-એટ-લૉ
લન્ડન.



" મને અઢાર વરસ થયાં પણ "

" પણ શું તે અઢાર વરસમાં અભ્યાસ સિવાય ..." મંજુલા પૂરું કરે તે પહેલાંજ કાન્તાએ ઉમાર્યું.

" પણ સાંભળને ખરી. " મંજુલાએ કાન્તાને અટકાવી.

" સારું કહે જોઈએ. "

" મને અઢાર વર્ષ થયાં પણ એક પણ દિવસ મારાં બાને મેં ગાતાં સાંભળ્યાં નથી " મંજુલાએ કહ્યું.

" તને આખો દિવસ ગાવા જોઈએ એટલે તું એમ માને છે કે બધાં જ ગાય ! " કાન્તાએ મંજુલાના ખભા ઉપર માથું મૂકતાં કહ્યું

" પ્રમોદ સાત વરસનો થયો, પણ મારાં બાએ કદી હાલરડું એય ગાયું નથી. તેમના મોંએથી કદી સૂર નીકળતો સાંભળ્યો જ નથી "

" પણ તારે કહેવું છે શું ! " કાન્તાએ મંજુલાના ગાલ ઉપર ટપલી મારતાં કહ્યું

" આટલી સ્ત્રીઓ લગ્નોમાં ગીતો ગાય છે પણ મને યાદ નથી કે મારાં બાએ કદી ગીત ગાયું હોય."

" એ તો મેં જાણ્યું કે તારી બા નથી ગાતાં. તારે સંગીત શિક્ષક રાખી તેમને સંગીત શિખવવું છે ! " કાન્તાએ પૂછ્યું.

" મને અઢાર વરસ થયાં પણ કદી એમણે " મંજુલા મંત્રવત્ બોલે જતી હતી.

" એની એજ વાત. પાગલ થઈ છે કે શું ! " કાન્તા મંજુલા સામે જોઈજ રહી

" એમને સંગીત શિખવવાની જરૂર નથી. એ પોતે ગાતાં સરસ જાણે છે. "

" પીપળાનું પાન અને ગાનારની જીભ બન્ને હાલ્યા સિવાય ના રહે. કોઈ દિવસ કોઈ ઘણે જેને સંગીતનો આનંદ સમજાયો છે તે છેવટે સંગીતના સૂરોને અનુસરવા સિવાય રહે જ નહી. અઢાર વરસમાં ગાતાં આવડવા છતાં ગાય નહિ એવું બને જ નહિ." કાન્તાએ એનો અભિપ્રાય જાહેર કર્યો. " તારી બાને ગાતાં આવડે છે તે તેં જાણ્યું શી રીતે !

" તેજ કહેવા તને હું આવી છું. ઈન્ટરનો છેલ્લો પેપર આપી આપણે તે દિવસે કોલેજમાંથી ઘેર જવા નીકળ્યાં. ઘર નજીક આવતાં હું જરા અચકી મારા ઘરમાંથી કોઈ મીઠા સૂરે ગાતું હોય એમ મને લાગ્યું

" ગ્રામોફોન રેકર્ડ વાગતી હશે. પણ પ્રમોદ ઘેર નથી, બાને સંગીતનો શોખ નથી. મારા બાપુજી વેપારની ધમાલમાંથી નવરા થાય એમ નથી તો આ નવી રેકર્ડ વાગે કયાંથી ! હું વિચારમાં પડી ગઈ. " મંજુલા જરા અટકી

" ના રેકર્ડ નહોતી કોઈ સ્ત્રી આનંદભર્યાં સૂરે માધુર્ય જમાવતી હતી કોણ હશે ! આવું મીઠું ગળું ! ઘડીવાર તો મને ગાનારની અદેખાઈ થઈ આવી હું ઉતાવળી ઘર ભણી વળી આગળના બાજનો દરવાજો ખોલી જોવું મેં અંદર જોયું તો... મારાં બા ઘરમાં બધી વસ્તુઓ ગોઠવતાં ગોઠવતાં ગાતાં હતા સૂરોય યાદ છે અને ગીતના શબ્દો પણ યાદ છે. આ પ્રમાણે :

તુમ હો મનકા મીત...સજનવા
ભુલ ન જાઓ મેરી પ્રીત

" જા જા મને બનાવ નહિ. તારી બા આ પ્રમાણે શાસ્ત્રીય રાગમાં પ્રેમનું ગીત ગાય......"

" અરે કાન્તા ! તું સાંભળ તો ખરી " મંજુલાએ ગંભીર થઈ કહ્યું.

" એકાએક ગીતમાં દર્દ આવ્યું.

દર્શન બીન અબ અંધ હુઈ અખીયાં
જાગર રોકર બીતે મેરી રતીયાં
કૈસી એ પ્રીતકી રીત...સજનવા ..
અબતક હુએ તુમ બહુત કઠોરા

મેં દીન દાસી પ્રીતમ મોરા
સમરન કરૂં પ્રિય નીત...સજનવા......

મંજુલાએ ગાયા જ કર્યું ફરી ફરીથી ગીત પૂરું થતાં કાન્તા બોલી ઊઠી.

"મંજુલા શું તું એમ કહે છે કે આ પ્રમાણે આ ગીત તારી બાએ ગાયું ?!"

"આ પ્રમાણે ! આથી તો ક્યાંય સરસ ! હું તો બહારના બગીચામાં ચોભીજ ગઇ. મારાં બા ઘડીકમાં એક વસ્તુ લઇ ગાય કરે તો બીજી ગોઠવેલી વસ્તુને પાછી ફરી ગોઠવે. દિવાનખાનામાં ફૂલ કેવી રીતે ગોઠવવાં, કેવી રીતે ગરિસા ગોઠવવા એનો વિચાર કરે અને ગીતના સૂરો મને કે તને શરમાવે એવી હલકથી કાઢે."

તેં તારા બાને આ ગીત કે વર્ણુંક માટે કાંઇ પૂછ્યું નહિ ?"

હા, થોડીવાર પછી બારણું ખોલી હું અંદર ગઇ મને જોતાં સ્હેજ શરમાઇને મારા બાએ કહ્યું "બેટા આ ફુલદાની અહીં મૂકીએ તો બરાબર લાગશે ?" મારાં, બા બધીજ વસ્તુઓ પોતે ગોઠવતાં પણ કદી આવી કાળજી રાખતાં નહિ મને પૂછવાની તકલીફ પણ લેતાં નહિં."

"હા બરાબર છે" મેં જવાબ આપ્યો કેમ કોઇ મહેમાન આવવાના છે કે કાંઇ પર્વ છે ?

"હા હા મહેમાન આવવાના છે એટલે તો આ બધી મહેનત કરૂં છું તારા બાપુજીના મિત્ર છે આપણે ત્યાં "પુકાર" સાપ્તાહિક આવે છે. તેના તંત્રી. તેમનું નામ કૃષ્ણ–હાં જય કૃષ્ણ."

નામ બોલતાં મારાં બાના મોં ઉપર લાલી છવાઇ ગઇ. તું જાણે છે કે મારાં બા આજે પણ આ ઉંમરે કેટલાં સુન્દર લાગે છે! મોં ઉપરના ફેરફારને ઘડીવાર હું જોઇજ રહી."

"આપણે ત્યાં કદી આવ્યા નથી ? કદી એમના વિષે આપણે ત્યાં વાતજ થઇ નથી ?" મેં મારાં બાને પૂછ્યું.

"ના મંજુ. તારા બાપુજી વાત કરતા હતા. હું તો એમને ઓળખતી પણ નથી. મારા બાએ જવાબ વાળ્યો પણ મારા મનમાં વાત ઉતરી નહિ."

મંજુલાએ વિચારમાં પડી જઇ કહ્યું:

"પછી શું થયું ? મહેમાન આવ્યા ! કાન્તાએ અધીરા થઇ પૂછ્યું"

"હા ! ગંભીર, ઉંચા સ્હેજ શ્યામ, પ્રતિભાશાળી એમને જોવા માટે હું ક્યાંય બહાર ના ગઇ મારાં બાએ ખાસ ધ્યાન દઇને રસોઇ કરી હતી. મારી મદદ જરા પણ ના માગી. મારા બાપુએ મારાં બાને મહેમાનની ઓળખાણ કરાવી મારાં બાએ નમસ્તે કર્યાં પણ જાણે સાંભળ્યું જ ના હોય એમ તેઓ આડી અવળી વાતો કરવા લાગ્યા. 'મોહનલાલ ! મેં તો ધાર્યું હતું કે ગુજરાત પત્રકારોને યોગ્ય સ્થાન નહિ આપે પણ દિવસે દિવસે યોગ્ય પત્રકારોને સાચું સ્થાન મળવા લાગ્યું છે હોં,' તમારો વેપાર કેમ છે.' વગેરે અસંબદ્ધ વાતો કરતાં હતા. મારાં બા તો તરસી આંખે તંત્રીની તરફ જોઇજ રહેતાં હતાં. તંત્રીએ મારી બા તરફ એક પણ વખત નજર ના નાખી.

"તંત્રી બે દિવસ અમારે ત્યાં રહ્યા. સાથે સાહિત્ય, અભ્યાસ વગેરે વિષયોની ચર્ચા કરી. પ્રમોદ ઉપર તો પ્યાર બતાવવામાં બાકીજ ના રાખે. ઘેર આવતાં મારી કે પ્રમોદની સાથે વાતો કરતાજ હોય."

"મારા પિતાજીને તંત્રીનો સ્વભાવ ઘણોજ ગમી ગયો. બન્નેએ એક બીજાના સ્વભાવને સારી રીતે ઓળખી લીધો. તંત્રીની માગણીથી દસ દિવસ માટે મારા બાપુજી તંત્રી સાથે જવા કબુલ થયા."

"જતા પહેલાં તંત્રીએ મારી અને પ્રમોદની સાથે ઘણાજ પ્રેમથી વાતો કરી. મારાં બા ત્યાં નજીકમાં જ ઊભાં હોય પણ તંત્રીએ એક શબ્દ પણ મારાં બા સાથે ના ઉચ્ચાર્યો મને નમસ્તે કહ્યું પ્રમોદના ગાલ ઉપર એમણે પ્યારથી ચૂમી ભરી, ઉંચકીને એમની વિશાળ છાતી ઉપર પ્રમોદને દબાવ્યો. ભૂખી તરસી આંખોએ મારાં બા ઊભાં રહ્યાં પણ એક શબ્દ તંત્રીએ ના ઉચ્ચાર્યો.

૨

"રાતના સમસમ બે એક વાગ્યા હશે. નીરવ શાન્તિ વ્યાપી હતી હું ઘસ ઘસાટ ઉંઘતી હતી. પ્રમોદ પણ ઊંઘી ગયો હતો. પણ ડુમકાંનો અવાજ સાંભળી હું જાગી ઊઠી."

"મારાં બા રડતાં હતાં ડૂસકાં સાથે બબડતાં હતાં. વચ્ચે વચ્ચે માથા ઉપર હાથના પ્રહાર કરતાં હતાં. 'કેટલાં વરસ વીતી ગયાં તું ક્રૂર છે. મને હજુય માફી નથી આપી! આપવી ક્રૂરતા! એક શબ્દ પણ ના બોલ્યો કૃષ્ણ! મને ભૂલી ગયો. રાધાને ના ભૂલી ગયેલા હોત તો પરણત નહિ. મારી સાથે વાત પણ કરત. પણ ભૂલ્યોય નથી અને માફ પણ નથી કરી શક્યો.' મારાં બા જરા અટક્યાં. મોટેથી બૂમ પાડી રડવા લાગ્યાં"

"અને શા માટે માફ કરે?! મારે તો વર છે, બા'ર છે, બાળકો છે. વૈભવ છે, આનંદ છે અને તારે સંન્યાસ. નાના કૃષ્ણ! આનંદ ક્યાં છે! જો વીસ વરસ થયાં કદી ગીત નથી રચ્યું. જો મો ઉપર કદી આનંદની ઊર્મિ નથી છવાઈ' મારાં બાએ જોરથી માથું પછાડ્યું"

"હું સફાળી બેઠી થઈ મારાં બાના ખાટલા પાસે ગઈ 'બા શું છે' 'કાંઈ નહિ' ના રડતાં હતાં ને? એ તો કંઈ સ્વપ્નું આવી ગયું "એમ બોલી પાસું બદલી એ સૂઈ ગયાં."

"મેં કપાળ ઉપર હાથ મૂક્યો તો આખું શરીર ધખધખતું હતું. માથું પછાડવાથી કપાળ ઉપર ઢીમણું થયું હતું. મેં સ્નેહથી મારાં બાના શરીર ઉપર હાથ ફેરવવા માંડ્યા"

"જા બેટા સૂઈ જા. મને કાંઈ નથી થયું મારાં બાએ કહ્યું: છતાં હું તો ખાટલા ઉપર બેસી રહી"

"થોડી વાર પછી મારાં બા ઊઠ્યાં મારા ખોળામાં માથું સંતાડી રડી પડ્યાં. નાનું બાળક માની સોડ રહીને હૃદયનો આવેશ ઠાલવે તેમ મારો ખોળો મારાં બાએ ભીંજવી દીધો."

"બેટા! તારા જેટલી જ ઉંમર હશે ત્યારે મેં એક યુવાન જોયો. સુન્દર, સશક્ત, આદર્શ, સંસ્કારી મારાં ગીત સાંભળી એ પણ પાગલ બન્યો. મારાં બા રડતાં રડતાં બોલતાં હતાં 'મારા બાપુજીએ ગરીબ યુવાન સાથે મારાં લગ્ન કરવાની ના પાડી. એણે મને ભગાડી જવાનું વચન આપ્યું તેથી નાસી જઈ વડોદરા ગુરુકુળમાં લગ્ન કરી નાખવા સમજાવી. મારી મરજી હોવા છતાં હિંમત ના ચાલી હું તાત પિતા સાથે પરણી. મારી ઘણી આજીજી છતાં તે ફરીથી ના પરણ્યો મને માફી પણ ના આપી!" મારાં બાનાં ડૂસકાં ખાતાં જ નહોતાં."

"આવો ઊંડો પ્રેમ જોઈ મને મારાં બા અને તંત્રી ઉપર મહોબ્બત પ્યાર અને માન ઉત્પન્ન થયાં. અઢાર વરસથી એક માણસ એક સ્ત્રીના પ્યારને લઈને પરણે નહિ એ ખરેખર માન ઉપજાવે જ."

"બીજે દિવસે મારાં બાને સખત તાવ આવ્યો. ડૉક્ટરે દવા આપી પણ કાંઈ ફાયદો ના થયો. રાત્રિએ પણ ઘડી ઘડીમાં જાગી ઊઠતાં એમ ત્રણ દિવસ તાવ રહ્યો. ચોથે દિવસે તાવ ઓછો હતો પણ રાત્રિએ ઘડી ઘડી વારમાં જાગી ઊઠતાં વચ્ચે વચ્ચે બૂમ પાડી ઊઠતાં 'કૃષ્ણ કૃષ્ણ વગર પરણે તેં જિંદગી શેં કાઢી નાખી! મેં કેટલું તને કહ્યું કે કોઈ સરસ છોકરી સાથે લગ્ન કરી લે પણ શું એકનો બે નાજ થયો."

## ૩

"બીજે દિવસે હું મોડી ઊઠી કારણ મારાં બાની બૂમોથી મને બરાબર ઊંઘ નહિ આવેલી જ્યારે ઊઠી ત્યારે મારાં બા ક્રોધે ભરાઈ સવારમાં આવેલાં દૈનિક પેપરોને ફાડતાં હતાં."

"હું આશ્ચર્ય પામી ગઈ મારાં બાનું મગજ ઠેકાણે નથી કે છે શું? ફાટેલાં પેપર ભેગાં કરી મેં વાંચવા માંડ્યું. મોટા અક્ષરોથી મથાળે જ લખ્યું હતું કે 'પ્રકાર સાપ્તાહિકના જાણીતા તંત્રી શ્રી જય કૃષ્ણ કુમારી સરોજ મહેતા સાથે દસ વરસના સંવનન પછી લગ્ન ગ્રંથીથી જોડાયા છે. કુમારી સરોજ વગેરે...'મારાં બાનો ગુસ્સો માતો નહોતો. બધાં પેપર તેમણે ફાડી નાખ્યાં."

"મંજુ! જો નવ વાગી ગયા છે રસોઈનું મોડું થાય છે. થોડા ચોખા વીણી આવ તો. મારાં બાનો તાવ તરત ઊતરી ગયો હતો." મંજુલાએ વાત પૂરી કરી.

કાન્તા અને મંજુલા ખુશખુશ હસ્યાં.

❀

# પરણેલી સ્ત્રીઓને બે બોલ.

લેખીકા :—શ્રીમતી દીનાબહેન દામોદરભાઇ

[ મહેરબાન માનવંત સ્ત્રીબોધ કાર્યાલયના પ્રકાશક સાહેબની હજુરમાં દીનાબહેન દામોદરભાઈની નમ્રતાપૂર્વક સલામ જત લખવાનું કે મારી આપવીતી અને મારા અનુભવ ઉપરથી પરણેલી સ્ત્રીઓને લાભદાયક બે બોલ આપ તરફથી પ્રગટ થતા સ્ત્રીબોધ માસીકમા છાપવા મહેરબાની કરશોજી કે જેથી કરી બીજી બેનોને પણ તે લાભદાય થઈ પડે.]

**મારી** પરણેલી વ્હાલી બેનોને નીચે મુજબના લખાણમાં મારી આપવિતી અને મારા જાતી અનુભવ ઉપરથી બે બોલ લખવાની ઇચ્છા રાખું છું કે જેથી કરી દરેક પરણેલી બેનો વાંચીને તે બોધને પોતાના જીવનમાં ઉતારે સૌથી પહેલાં મારો જાતિ અનુભવ જણાવીશ ત્યારપછી છેલ્લે બે બોલ લખીશ.

હકીકત એવી છે કે મારે આગલા ઘરની બે છોકરીઓ છે ને મારા પતિને પણ તેમની આગલી સ્ત્રીના બે બાળકો છે, એટલે એક છોડી અને એક છોકરો છે. ત્યાર'પછી મારા પતિને ઘેર આવ્યા પછી ઇશ્વરે મને એક પુત્રનું દાન આપેલું છે. આ બધાં મળી હાલમાં અમારે કુલ પાંચ બાળકો છે. હવે સ્વાભાવીક રીત એવી છે કે જ્યાં બે માબાપનાં છોકરાં ભેગાં થાય ત્યારે એક બીજાને કંઈ કહેવું તો પડેજ. હવે એક દિવસે ભુલથી મેં મારી સાથે આવેલી દીકરીને એક વધારાનો કબજો શીવી આપ્યો. આથી મારા પતિએ મને શીખામણ આપીને કહ્યું કે આપણે ત્યાં બધાય બાળકોને સરખા રાખવા જોઈએ બાળકોના સંબંધમાં આપણે પક્ષપાત ન કરવો જોઈએ પણ મેં મારા પતિની શીખામણ ધ્યાનમાં ન લીધી પણ હું સામે જરા જોરથી બોલી, આથી મારાપતિએ જરા મારી ભુલને કારણે ચીડાઇને મને ધોલ મારી લીધી: એવામાં એક માણસની સ્ત્રી મને ચા પીવા બોલાવવા આવી. તેથી હું તો તે સ્ત્રીને ત્યાં ચા પીવા ગઈ. ત્યાં આગળ ચા પીધા પછી તે સ્ત્રીએ મીઠી વાણીથી મને પુછ્યું કે ખરી વાત બેન ગઈ કાલે તમારા ઘરમાં ઝગડો થઈ હતી. તેથી મેં પણ ભોળા-ભાવે કીધું કે, ગઇ કાલે મારા પતિએ ગુસ્સાના આવેશમાં મને બે ધોલ મારી હતી આ પ્રસંગે હું પણ જરા ગુસ્સામાં હતી તેથી તે બેન આગળ એટલા શબ્દો મારા ભોળપણમાં નીકળી ગયા અને હું ઇશ્વરને વચ્ચે રાખીને કહું છું કે એ સિવાય મેં એક પણ શબ્દ વધારાનો કીધો ન્હોતો. વળી હું જાણતી ન્હોતી કે મારા ઘરની વાત પુછનાર બાઈ પોતેજ ભુંડી છે અને એનો ધણી પણ ભુંડો છે હવે હકીકત એવી બની કે અમે બધી રીતે ઇશ્વરની કૃપાથી સુખી હતાં એ અમારૂં સુખ આ સાંભળનાર સ્ત્રીથી સહન થઈ શક્યું નહિ તેથી તેણે કેટલીએક તદ્દન હડહડતી બનાવટી વાત ઉપસ્થીત કરીને પહેલાં તો તેણે તેના ધણીને કીધું ત્યારપછી અમારૂં સારૂં ચાલતું ઘર તોડાવવા મારા વિશે તેમજ મારા પતિ વિશે સમાજમાં તદ્દન બનાવટીને હડહડની જુઠી અફવા ફેલાવી એટલેથી સંતોષ નહિ થતાં તેણે એવી પણ અફવા ફેલાવી કે દીનાહ ઉપર તો તેના ધણીએ ચપ્પુ ઉગામ્યું પણ આ વાત તદ્દન બનાવટીને જુઠી વાત છે. મારા પતિએ મારા ઉપર ચપ્પુ ઉગામ્યુંજ નથી. આ સીવાય બીજી ઘણી બનાવટી વાતો અમારૂં ઘર તોડાવવા સમાજમાં તેણે ફેલાવી છે પણ તેમાંની એક પણ વાત સાચી નથી. મારો પતિ મને કદી મુકી દેવાના જ નથી તેમજ હું પણ તેમને કદી મુકી દેવાની નથી. હા મેં જે છોકરાંની બાબતમાં પક્ષપાત કર્યો હતો તે સંબંધી તો મેં પસ્તાવો કરીને મારા પતિની પાસે માફી માગી છે અને તેમણે મને માફ પણ કર્યું છે અમને બન્ને જણને કોઇપણ માણસ જુદું પાડી શકે એમ નથી એટલો બધો વિશ્વાસ મારા પતિનો મારા ઉપર છે અને

મારો વિશ્વાસ પણ મારો પતિ ઉપર એટલો જ છે.

હવે આ મારા જાતિ અનુભવ ઉપરથી પરણેલી બેનોને જે બે બોલ કહેવાની ઇચ્છા રાખુ છું તે રજુ કરૂં છું.

વ્હાલી પરણેલી બેનો તમને તમારૂં ગૃહજીવન જો સ્વર્ગ સમાન બનાવવું હોય અને ગૃહજીવનના આનંદનો અનુભવ કરવો હોય તો તમારા ઘરની વાત કોઈ પણ વ્યક્તિની આગળ રજુ કરશો નહિ કારણ કે મારા જાતિ અનુભવ ઉપરથી હું કહું છું કે કોઈ વ્યક્તિ આપણને સારો રસ્તો બતાવે પણ કોઇ એવી વ્યક્તિઓ હોય છે કે જેથી કરી આપણું સારૂં ચાલતું ઘર પણ તોડાવે માટે કોઈ પણ વ્યક્તિ તમારી સાથે મીઠાશથી વાત કરીને તમારા ઘરમાંની વાતો જાણી લેશે ને ત્યારપછી લાગ આવે તમારૂં ઘર પણ તોડાવવા તૈયાર થઈ જશે, માટે ઘરની વાત કોઈ પણ વ્યક્તિની આગળ કરશો નહિ.

હા તમારૂં હીત ઇચ્છનાર હોય અને તમારા દુઃખમાં દીલાસો દેનાર વ્યક્તિ હોય અને તમારૂં ઘર સારી રીતે ચલાવવાની સલાહ લેવી પણ એવી વ્યક્તિની આગળ પણ તમારા ઘરની વાત કહેવી જ નહિ. પણ સારૂં ઘર ચલાવવાની સલાહ લેવી હોય તો એવી વ્યક્તિની સલાહ લેવામાં કશો વાંધો નથી પણ હું તો મારા અનુભવ ઉપરથીજ કહું છું કે જો ગૃહજીવનના આનંદનો અનુભવ કરવો હોય તો ઘરની વાત કોઈ પણ વ્યક્તિને કહેશો નહિ કારણ કે માંદગીમાં ચાકરી કરનાર અને દુઃખમાં દીલાસો આપનાર આ દુનીયામાં પતિ સિવાય હું તો કોઈને જોતી નથી કારણ કે તે તો જીવન સાથી છે માટે દુઃખમાં પતિની પાસે દીલાસો શોધવો ને સુખ હોય તો ધણીની સાથે આનંદ કરવો ને તેનીજ સલાહ પ્રમાણે પોતાનો ગૃહવ્યવહાર ચલાવવો એજ.

## ભારતની આદર્શ ગૃહ લક્ષ્મી

આરોગ્ય વીરતા દેશસેવા અને સાચી સ્વતંત્રતાના આજ માર્ગ છે

—: સંપાદિત :—

ઘર આંગણુ સદાસ્વચ્છ રાખે, ધાન ખાંડણીએ ખાંડે છે.
ઘંટી ચલાવે સતર કાંતે, માંખણ નિત્ય વલોવે છે.
વિશુદ્ધ ભોજન હાથે રાંધે, કપડાં ઘરના સીવે છે.
સંતાનોને લાડ લડાવે, તે શુભ ગ્રંથો વાંચે છે.
વિંજણો ઢાળી પતિ જમાડે, હિસાબ ઘરનો રાખે છે,
કથા સાંભળે ભક્તિ ભાવે, જીવન પુણ્યમય જીવે છે.

—— ( × ) ——

બહેનોને:–

આ અંકમાં શ્રી. હીનાબહેને પોતાનો જાતી અનુભવ તમારી પાસે રજુ કર્યો છે. તમો પણ તમારા અનુભવો જે ઉપયોગી નીવડે તેવા હોય તે મોકલી આપવા.

સ્રી લેખીકાઓને આ માસિક પત્રમાં લાભ આપવામાં આવે છે. જેવું આવડે તેવું લખીને મોકલતા રહેશો.

મંત્રી

# પુસ્તક પરિચય

## સરસ્વતી

(કર્તાઃ કવિરત્ન મનુ હ. દવે, કાવ્યતીર્થ, સિદ્ધપુર, કિંમત રૂા. ૩—૦)

ગેય ગીતો અને છંદ બદ્ધ કાવ્યોનો આ સંગ્રહ શ્રી. મનુ હ. દવેનો આઠમો કાવ્ય સંગ્રહ છે. પુરોગામી સંગ્રહોમાં દ્રષ્ટિ ગોચર થતી સુમધુર કાવ્ય શૈલી અને પ્રસાદનો સ્પષ્ટ વિકાસ આમાં જોઈ શકાય છે. ખાસ કરીને એમનાં ગીતો વાંચકને ગમી જાય એવાં છે. કર્કશ કવિતાથી કંટાળેલા કાવ્ય રસિકોને એમનાં ગીતો આહ્લાદક રસનું પાન કરાવશે, એમ કહેવું અતિશયોક્તિ ભર્યું નથી.

કાવ્યોના વિષયો પણ વિવિધ છે. રાષ્ટ્ર પ્રેમ, ઐતિહાસિક પ્રસંગો, અને કવિમંડળને ઉદ્દેશીને લખાયેલાં જુદાં જુદાં કાવ્યો ખાસ આગળ તરી આવે છે. કાલીદાસ, નરસિંહ મહેતા, દયારામ, અખો રવીન્દ્ર, પ્રેમાનંદ, કલાપી, કાન્ત મેઘાણી, લલિત મીરાં વગેરે કવિઓને કાવ્યના 'વિષય' બનાવીને લખેલાં કાવ્યો બધાં એક સરખી કક્ષાના ન હોવા છતાં આ સંગ્રહના કવિ, કવિ મંડળના જીવનમાં કેટલો ઉંડો રસ અને સમવેદના ધરાવે છે તેનું સૂચન તેમાંથી મળી રહે છે. કાવ્ય અને કવિઓના પ્રદેશમાં તેમનું સંવેદન શીલ ઉરસ્મરણ થઈ રહેલું જોઈ શકાય છે.

સરસ્વતીને સંબોધતા કવિ જે કહે છે તે પણ આવીજ પ્રતીતિ કરાવે છે. જુઓ—

"જતો ભાસે જ્યારે મુજ જીવન મધ્યાન્હ તપતો.
"અને છાયો ઘેરો નજિક રહી સંધ્યા જણવતો;
"તમે વ્યાપ્યાં દેવિ! રગરગ તહીં દર ન-મને."
(પૃ. ૧)

કવિની આ રસાર્દ્ર અભ્યર્થના સફળ હો એમ આપણે સહુ ઇચ્છીએ.

"બાપુની કહાણી" એ વેગભર્યું સરળ કાવ્ય-પણ રોચક છે.

"પોરબંદરે કબા ગાંધીને ઘેર સુદામા ધામે
"મહેરામણ ગભીર સ્વરે જ્યાં ગરજે આઠે જામે,
"ભારત સ્વતંત્રતા સૂરજનો જન્મ થયો ત્યાં જ્યારે
"હસી ઊઠી અદૃશ્ય દેવીઓ સર્વ દિશાની ત્યારે.
"દીધાં માતને વચન" માત સમ ગણ્યું પરાયી નારી.
"પરધન પત્થર ગણ્યું માંસ નવ ગણ્યું" વિલાયત સ્વારી.

\+ \+ \+

"ગોરાઓની પડી થપ્પડો ગાંધી ગાલે જ્યારે
"ચક્રવર્તી સામ્રાજ્ય તણા પાયા તૂટયા'તા ત્યારે"

સ્વ. બાપુજીના જીવનના પ્રસંગો વર્ણવતું સરળ થનગતી ચાલતું આ કાવ્ય આખું વાંચવાથીજ તેની ચોટ અને ખૂબી સમજાય તેમ છે.

સોનેટ પ્રકારના કેટલાક કાવ્યો પણ આ સંગ્રહમાં છે, પણ તેમાં વિચારો કે ભાવોની ચોટ બીજા લાંબા કાવ્યો કે ગીતોના જેટલી સ્ફુટ જણાતી નથી. સંક્ષેપમાં કહીએ તો "સરસ્વતી"ની કવિતા ધારા ઉત્તર ગુજરાતની પૂર્વ સલિલા સરસ્વતીના નિર્મળ વ્હેણની પેઠે નિગડંબર પણે વહી રહી છે. એમાં મોટા ઉર્મિઓ કે પ્લાવનો નથી, પણ એની સુરમ્ય સ્વચ્છતા અને સરળતા તો એની પોતાનીજ છે. એના મધુર જળનું પાન સૌ કોઈ આનંદથી કરી શકે તેમ છે અને કરશે જ.

## શ્રી હર્ષ

લેખકઃ પ્રબોધ મહેતા
પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬ ભદ્ર અમદાવાદ કિંમત રૂા ૨-૧૨-૦

સમ્રાટ હર્ષવર્ધનના જીવનના પ્રસંગોને ગૂંથતી આ નવલકથા શ્રી. પ્રબોધ મહેતાની કદાચ પહેલી ઐતિહાસિક નવલકથા છે. હર્ષદેવના યુગનું વાતાવરણ ખડું કરવામાં લેખકે સારી સફળતા મેળવી છે એ યુગની વીરતા, સૌંદર્યભાવના, વિદ્વતા, યુદ્ધ કલા વગેરેને લગતાં ચિત્રો દોરવામાં લેખકે સમકાલીન સાહિત્ય તથા ઇતિહાસના ગ્રંથોનું અવલોકન ઠીક પ્રમાણમાં કરેલું જણાઈ આવે છે.

શ્રી હર્ષના જીવનના આરંભ કાળમાંજ તેને માથે ભવનવી જવાબદારીઓ અને સાહસો આવી

# કુંભાર કે કલાકાર?

લેખક:—શ્રી જેઠાલાલ ત્રિવેદી બી. એ.

જગતનું સર્જન થયે લાખો સમય વીતી ગયો હતો પરંતુ પ્રજાદેવને હજી જરાય ફુરસદ ન હતી. રાત ને દિવસ એ સર્જનમાંજ મગ્ન રહેતા. જીવનની પળેપળ એમને સર્જન સિવાય બીજો વિચાર જ ન આવતો. એક ઠેકાણે રેતીનું મોટું રણ હતું. ત્યાં મોટું વિશાળ સરોવર સરજાવું જોઈએ એમ પ્રજાદેવની કલ્પનામાં ઊગી નીકળ્યું. દિવસો સુધી અને એને માટે કલ્પનાઓ કર્યા કીધી, પછી જ્વાળામુખીનો એકજ હથોડો મારી કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપી દીધું. એક એ હથોડાના અવાજથી પળવાર સર્જન હલમળી ઊઠ્યું. પણ રણને સ્થળે મીઠા સરોવરનાં જળ લહેરવા માંડ્યાં: અને ચારે બાજુ વનસ્પતિથી ઉભરાતું સુરનનથીએ સુંદર એ સ્થાન બની રહ્યું.

હમણાં પ્રજાદેવે નવસર્જન કરવાનું બંધ રાખ્યું હતું. સરજેલી સૃષ્ટિને સુંદર બનાવવા તેમણે પોતાના કલાભંડારને ઉકેલવા માંડ્યો હતો. પોતાનું કલાવિધાન જીવંત બને એટલા માત્રથી જ પ્રજાદેવ જેવો કલાસમ્રાટ સંતોષ કેમ માને! એ જીવંત કલા યુગોના યુગ સુધી વિકાસ પામતી જાય, એનાં રસ-સૌંદર્ય યુગેયુગે ક્ષણે ક્ષણે યન્નવતામૂપૈતિ એ સુભાષિત અવનવા અનુસારરૂપ ધારણ કરી રમણીય બને, એ પ્રજાદેવની મહેચ્છા હતી.

એમની દૃષ્ટિએ સૂરજમાં ને ચંદ્રમાં હજી ઘણી ઘણી ખામીઓ રહી ગઈ હતી. આકાશના તારાઓનાં તેજ હજી એમને જરાયે મનોહર નહોતા લાગતાં. ખરેખર, કલાનો પરમ ઉપાસક આત્મા, કદીએ કલાકૃતિ સંપૂર્ણ બની છે એમ માની સંતોષ નથી અનુભવતો. એની કલાભૂખ અપૂર્ણ હોય છે. કદાચ એની તૃપ્તિજ નહીં હોય. પ્રજાદેવ હાથમાં કમંડળુ લઈ વનમાં નદી-નાળામાં ને પર્વતોમાં ફર્યા કરતા. કદી કદી સર્જનના એકાદ અંગનો વિકાસ નિહાળવા પળવાર થોભી જતા, અને સહજ ખુશ થતા આગળ ચાલ્યા જતા.

એક પ્રાતઃકાળે પ્રજાદેવ એમનું દિવ્ય તેજમાંથી

---

પાડ્યાં. આ કાર્યોમાં એ વિચક્ષણ સમ્રાટે દર્શાવેલી પટુતા સુપ્રસિદ્ધ છે. એ પ્રસંગોને રોમાંચક રીતે રજુ કરીને શ્રી. મહેતાએ આ રસમય નવલકથાની રચના કરી છે. રસભર્યા પ્રસંગોની કડીએ એવી ખૂબીથી ગૂંથેલી છે કે નવલકથા ઇતિહાસને વશ રહેવા છતાં રસક્ષતિ થતી નથી. મહાશ્વેતા, બાણ, મણિકુમાર વગેરે પાત્રો પોતપોતાની રીતે રોમાંચક ભાગ ભજવી જાય છે.

આ નવલકથામાં મહાશ્વેતાનું કરુણ અવસાન ખટકે છે. હર્ષજીવનના સાહિત્ય અને સંસ્કૃતિ વિષયક પ્રસંગો, બાણ સાથેની મૈત્રી વગેરે વિષયોની ભવ્ય કલ્પના રજૂ કરતી ઘટનામાળા જાણે બીજી એક લાંબી નવલકથા માગી લે છે, શ્રી. મહેતાએ તેવી નવલકથાની યોજના કરી જણાતી નથી બાણ અને હર્ષનો વિદ્યાવૈભવ અને સાહિત્યવિલાસ માંભળવાની રસિકોની પિપાસા શ્રી. મહેતા તરફ મીટ માંડે એ સ્વાભાવિક છે. તેઓ આના અનુસંધાનમાં બીજી સરસ નવલકથા આપે તો વધુ સારૂં થાય

એકંદરે હર્ષના યૌવનકાળને ચિત્રિત કરતી આ નવલકથા રોચક બની છે અને વિવિધ રસોથી આહ્લાદક પણ બનેલી છે.

જેઠાલાલ ત્રિવેદી
B. A.

ધરેલું અદ્વિતીય કમંડલું લઇ નદી કીનારે જતા હતા આજુબાજુ વૃક્ષો તથા છોડવાઓ પર પુષ્પો મઘમઘી રહ્યાં હતા. શિશિર ઉતરીને વસંત બેસવાની તૈયારી હતી. સર્જન પછીની પહેલી વસંતદૂતિકા વસંત આવે૬ પોકારતી હતી. રંગબેરંગી ફુલોની ભાતવાળી લીલી સાડીથી શોભતી, મોહક લાગતી વનશ્રી તરફ બ્રહ્મદેવ નીરખી રહ્યા. એમના સર્જનના સૌંદર્ય ને એમના આત્માને જાણે પહેલી જ વાર કેફ ચડતો હોય એમ લાગ્યું. ' ગૂં ગૂં ' ગુંજતો એક ભ્રમર પાસેના પુષ્પ પર ભમતો હતો. બ્રહ્મદેવ તે જોઇ રહ્યા. એક ફુલ પાસે જઇ બ્રહ્મદેવે ફુલમાં દૃષ્ટિ કરી. અંદર સુકોમળ રેસા દીઠા. ઘણી ઘણી કલ્પનાઓની ઘડભાંગ પછી પુકેસર સ્રીકેસરની વિકાસયોજના બ્રહ્મદેવે વનસ્પતિના સર્જનમાં દાખલ કરી હતી. ભમરા, મધમાખ ને પતંગિયાને પણ પોતાનો ભાગ ભજવવા સર્જનની રંગભૂમિનો અમુક ભાગ સોંપ્યો હતો.

" હજી વધારે માખો ને પતંગિયાની સર્જનની જરૂર છે. " ઝાડો નીચે આકુળ જઇ ખરી પડેલાં પુષ્પો તરફ જોતા બ્રહ્મદેવ બબડયા. ' આટલાં બધાં ફુલ સર્જાઇ સર્જાઇને આકુળ'બની માટીમાં મળી જાય તે ઠીક નહીં. "

બ્રહ્મદેવ મહોરવાની શરૂઆત કરતા એક આંબાના વૃક્ષ તરફ જોવા લાગ્યા - તેવામાંજ તેમને કંઇક યાદ આવ્યું. પોતાનું જમીન પર પડેલું કમંડલું ઉપાડી લેતાં તે બોલ્યાઃ " હા, અને પેલા કમળને કાદવમાં રોપ્યાં હતાં તેની ખબર લેવી પડશે તો !" ઉત્સાહ વદને આદ્ય-સૃષ્ટા નદી તરફ ઉપડયા.

❁

અનંતયુગના તપના તેજનો ગોળો બનાવી જાણે બ્રહ્મદેવે આકાશમાં રમતો મૂકી દીધો હોય તેવો લાગતો બાલસૂર્ય ક્ષિતિજમાં અર્ધો દેખાતો હતો. સર્જનના એ પરમપ્રકાશમાં બ્રહ્મદેવ લીન હતા. પદ્માસન વાળી, સન્મુખ જળથી ભરેલું કમંડલું મૂકી બ્રહ્મદેવ ધ્યાનસ્થ બન્યા હતા. કોઇકવાર નહીં ને આજેજ ધ્યાનમાં એમને વિચિત્ર યોગસ્વપ્ન આવ્યું

સૂરજનું તેજ જાણે ઘેરાઇ ગયું. પ્રજાપતિની દૃષ્ટિ સન્મુખ સ્વચ્છ સ્રોતસ્વિની ખડી થઇ. શ્વેત ખાદીના સાળુમાં શોભતી સુંદરીની નાજુક દેહવેલની પેઠે, શ્વેત રેતીના કણોઓથી આચ્છાદિત સરિતા સુંદર લાગતી હતી. 'પ્રજાપતિએ અગાઉ યુગોના યુગો સુધી એ નદીને કાંઠે બેસી તપશ્ચર્યા કરી હતી, અને એજ તપના પ્રતાપે સર્જનના અદ્ભુત મંત્રો સિદ્ધ કીધા હતા. એ નદીને પિતામહે ઓળખી, એ નદીના પ્રવાહમાં મોટું કમળપુષ્પ તણાઇને આવતું હોય એમ લાગ્યું, પણ એ કમળપુષ્પ ન હતું. રાતા ગુલાબના રંગે રંગ્યું હોય તેવું સુંદર અને ચળકતું એ પાત્ર હતું. બ્રહ્મદેવની સન્મુખ પ્રવાહમાં જ આવીને એ અટકયું

- બ્રહ્મદેવ થોડી વાર અજાણી, અદ્‌ભૂત કૃતિ તરફ જોઇ રહ્યા. એ શું હશે અને શામાંથી બન્યું હશે તેનો કંઇ ખ્યાલ પણ બ્રહ્મદેવને ન આવી શક્યો. બ્રહ્મદેવ બોલ્યા : " તું કોણ છે ને તારો સૃષ્ટા કોણ છે ?

"જગતના સરજનહાર પ્રભુ ! તમેય મને ન ઓળખ્યો. મારૂં નામ કુંભ પાડ્યું છે. પણ હું તો માટી છું. પ્રભુ ! આપે સર્જેલા પાંચ મહાભૂતોમાંનું હું પૃથ્વી નામનું સત્વ છું. " નદીના પ્રવાહમાં સ્થિર થઇ ઉભેલું પાત્ર બોલ્યું.

બ્રહ્મદેવ ખડખડાટ હસી પડયા. તે બોલ્યાઃ "છોકરા, આ બુઢ્ઢાને બનાવે છે કે શું ! તું તે માટી હોય ! મે તો ક્યાંય માટીજ નથી જોઇ, ખરૂં ને ! "

" હું ખરૂં કહું છું પિતામહ " ઠામ બોલ્યું.

" અરે માટી તો આવી હોય, જો આવી. " એમ કહી પિતામહે માટીની એક કાંકરી લઇ એ માટીના ઘડા તરફ ફેંકી. " ટન્ " કરતો રણકાર થયો. ને ઘડો એ આઘાતથી જળ પર પળવાર ડોલી રહ્યો.

" હા, હું પણ એજ માટી છું-હતો. પણ આ નવો અવતાર આવ્યો છું. બાપાજી ! તમોને ફરિયાદ કરવા છટકી આવ્યો છું. માટે મારી કહાણી સાંભળો. "

" બોલ, તું માટી હોયજ નહીં. હું ન માનું. કહે, તારે શું કહેવું છે. !" બ્રહ્મદેવ ઉત્સુકતાથી કુંભની વાત સાંભળવા તૈયાર થયા.

કુંભે શરૂઆત કરી.

- "આ સામે કોઇની ઝાડી પાછળ મોટો ખાડો છે. તે મારૂં મૂળ વાસસ્થાન. એકજ મહીના પર સવારની ટાઢમાં ઠરીને ઠાકોર થયેલો હું પડયો હતો. તેવામાં એક ઉંચી ને જોરાવર સ્ત્રી ખભે પથ્થરની ચાંચવાળી કોદાળી લઇ આવી પહોંચી. મે પહેલાં જાણ્યું કે એ સાવિત્રી માતા હશે; કારણ એ ધરતીને ધમધમાવતી ચાલે ચાલતી, જાણે મોટા પ્રજાપતિની વહુ ન હોય ! પણ દાદા ! એ તો કોઇક માતકી હતી. મારા પર પ્રહાર કરી મને તોબા પોકરાવી. હું માર ખાઈ ખાઇને પૃથ્વીથી છુટો પડયો. પણ મારૂં દુઃખ ક્યાં ઓછું હતું ! ધુર્તજ એણે મને ગધેડે બેસાડયો, ને ગધેડાં ગામ વચ્ચે હાંક્યાં. ગામ વચ્ચે ગધેડે બેસાડી મારી પાકી ફજેતી કરી, એક ઝુંપડી આગળ લાવી મને પછાડતો નાંખ્યો. એ વખતે હું એક મોટું ઢેફું હતો. મેં જાણ્યું હવે જંપવા દેશે, એટલે શરીરે પડેલા જખમો પર હું હાથ ફેરવવા લાગ્યો. પણ તોબા બાપ ! મારે નશીબે જંપરા વારોજ ન હતો ને !

એ ઝુંપડીમાંથી એક લાંબા વાળ અને દાઢીવાળો પુરૂષ બહાર આવ્યો. એના હાથમાં જાડો ધોકો હતો. મેં જાણ્યું કે એ આપનો કોઇ શિષ્ય–ઋષિ હશે, ને હું હવે દુઃખમાંથી છૂટીશ. પણ એ તો મારી પાસે આવી મારાં હાડકાં જૂદાં કરવા લાગ્યો. મારા દેહના નાના ટુકડા થઇ ગયા, ત્યાં સુધી એ માતકો માણસે મને ધોકાનો માર માર્યો. પણ દુઃખની અવધ આટલેથી ન થઈ. લાઝયા ઉપર ડામની પેઠે એ કકડતી ઠંડીમાં હું ઘાયલ પર ઠંડુ બરફ જેવું પાણી રેડ્યું. હું મડદાની પેઠે પડયો રહ્યો પણ પેલાએ તુરત મને પગ નીચે ઘાલી ગુંદવા માંડ્યો. ગુંદાઇ ગુંદાઇને હું કંપ જેવો થઈ ગયો. પછી મને દેહનું કે દુનિયાનું–કોઇનું ભાન રહ્યું

નહીં. હું જ્યારે ભાનમાં આવ્યો, ત્યારે મને હાલ છું તેવા આકારનો કુંભ બનાવી તડકે ગોઠવ્યો હતો. પણ હું રંગે શ્યામ હતો એ દાઢીવાળો ડોસો મને કાચો કુંભ કહીને બોલાવતો.

આમ ને આમ પણ જીવાય તો સારૂં એમ માની મેં મન વાળ્યું. પણ મારા દુઃખનો આરોજ ન હતો. પેલા સ્ત્રી પુરૂષે જંગલમાંથી ઇંધન લાવી ખડકી મને વચ્ચે ગોઠવ્યો. મારી સાથે મારા જેવા બીજા દુઃખિયા પણ હતા. પછી એ ઇંધનોથી ખડકેલો નીંભાડો ચોમેરથી સળગાવ્યો. એ સળગતી આગમાં હું બળી ગયો, ને આ નવો અવતાર પામ્યો. હું એ સળગતી આગમાં ભસ્મ થયો હોત તો સારૂં, કારણ અહીંમાંથી કાઢીને મને ચળકતો બનાવવા માંડ્યો, અને સૌથી બુરૂં તો એ થયું કે મને માથા વગરની ઓઓ ને છોકરીઓ ટોરા મારવા લાગી. એ દુઃખથી હું બળી રહ્યો હતો, ત્યાં તો હું નાદાન છોકરીને પનારે પડ્યો. છેવટે નદી પરથી તણાઇને નાહો છું. પિતામહ મારૂં આ દુઃખ કાપો. ”

ઘડો ચૂપ થયો. બ્રહ્મદેવ વિચારમાં પડ્યા માટીમાંથી આવું અજબ સર્જન ! ધન્ય છે એ મહા કલાકારને જેણે આ કલાકૃતિ બનાવી !

“ ભાઇ તું ધન્ય બન્યો. છે. સર્જનને માટે તો આપણે જેટલા આપીએ તેટલા ઓછા છે. હજી તો સર્જન આશીયે મોંઘામૂલા ભોગ માગશે, માટે ફરી જાઇશ મા. ”

કુંભ કંઈ ન બોલ્યો.

બ્રહ્મદેવ નદી તરફ હાથ લંબાવી ફરી કહ્યું: “ તું આમ આવ. હું તને બરાબર નિહાળું ને આશીષ આપું. તું તો મારા કમંડલ કરતાંયે સુંદર લાગે છે.” પણ બ્રહ્મદેવનો હાથ પાણીમાં પડતાંજ સૌગ્ય સ્વપ્ન સરી પડ્યું. આંખ ઉઘાડી બ્રહ્મદેવે જોયું, તો પોતાનો હાથ જળથી ભરેલા કમંડળમાં પડ્યો હતો.

( ૨ )

પથ્થર ને લાકડાંનાં વાસણ તથા ઓજાર સરજાયાં હતાં. ધાતુપાત્રની કે ધાતુની રચના નહોતી થઇ. સ્વર્ગના રાજા ઇંદ્ર પાસે પણ હાડકામાંથી બનાવેલું એકજ વજ્ર હતું. કૈલાસાધિપતિ શંકર પાસે પોલાદનું જે તીક્ષ્ણ ત્રિશૂળ રહેતું તે પણ હજી સરજાયું ન હતું. સરજનમાં સમ ખાવા માટે પણ ધાતુનાં હથિયાર, વાસણ કે બીજી ચીજો ન હતી. પથ્થરમાંથી પુષ્પ ઉગાડનાર બ્રહ્મદેવને પણ માટીમાંથી કુંભ બનાવવાની પ્રેરણા નહોતી. સ્ફુરી. એ તો વિશ્વના પહેલા કુંભારને યશતિલક કરવા માટેજ અનામત રહી હતી. આજના સર્જનમાંથ લાખ લાખ કલારસનાના વિધાતાઓ જન્મવાના હજી બાકી હશે ને !

બ્રહ્મદેવ દીંગ થઈ ગયા. એ કુંભકાર (કુંભાર) સમા પરમ કલાવતારને ગોતી કાઢી એની કલાશક્તિ પ્રત્યક્ષ જોયા વિના બ્રહ્મદેવને ચેન શી રીતે પડે! એમને સર્જન કંઇક અળખામણું થઇ પડ્યું. તારાઓની ચાદરના તેજમાં કલા પૂરવાની વાત વિસારે પડી. સૂર્યના બિંબને બે ત્રણ હથોડા મારવાના હતા તે વાત પણ શાની સાંભળે ! ચંદ્રમાં ખરબચડા કાંધાવાળા પહાડો ઉપસી આવ્યા હતા તે સુધારવા બ્રહ્મદેવ ક્યારના વિચારી રહ્યા હતા. પણ આ કુંભારની કલાકૃતિ જોતાંજ એ વાત એ સદાને માટે વિસરી ગયા. ગાંડાની પેઠે બ્રહ્મદેવ સર્જનમાં આમતેમ ભમવા લાગ્યા.

સતજુગના બી કલજુગ સુધી રાખી મૂકી કલજુગના અંતમાં વાવવામાં આવે, તો પણ ઉગી શકે એવું જીવનસત્વ વનસ્પતિના બીજમાં ભરવાના અખતરા પ્રજાપતિએ કીધા હતા. એવા બીજનો સંગ્રહ પણ કરેલો હતો. પણ કુંભારની શોધમાં ઘેલા બનેલા બ્રહ્મદેવની પાસેથી એ બીજ ક્યાંક ખોવાઇ ગયાં. સર્જનના કોઇક ખાડામાં એ રહ્યાં તો હશેજ.

રખડતાં રખડતાં એક સવારે બ્રહ્મદેવને પેલી માટી ખોદતી કુંભારણનો પત્તો પડ્યો. તે માટી ખોદીને ગધેડા પર લાદતી હતી. બ્રહ્મદેવની ને તેની નજર એક થઇ. સ્ત્રી સુલભ વહેમથી એણે બાવાની આંખનું કુતૂહલ પારખ્યું. ગધેડાને હાંક્યાં મારી

અપૂર્ણ




### માતાઓના પ્રશ્નોને અપાતું પ્રાધાન્ય

બ્રિટનની વસ્તી વિષેના શાહી પંચ તરફથી પ્રકટ કરાએલા અહેવાલમાં એવી ભલામણ કરવામાં આવી છે કે કુટુમ્બોને મદદ આપવા માટેની સુવ્યવસ્થિત યોજના માટે અને સ્ત્રીઓ, માતૃત્વ અને ઘરની સંભાળ સાથે બહારની પ્રવૃત્તિઓ પણ સરળતાથી આદરી શકે તે માટે નક્કર પ્રયાસો કરવા જોઈએ. સ્ત્રીઓ માટે તહેવારો ભોગવવા માટેની છાવણીઓ, સ્વાસ્થ્ય કેન્દ્રો, માતૃત્વ, રસોઈ કળા, શીવણ કામ અને લગ્નના પ્રશ્નો વગેરે વિષયો પર વધારે ધ્યાન આપવું જોઈએ.

### શિક્ષણના ક્ષેત્રમાં વધારે સ્ત્રીઓ જોડાય તે માટે આકર્ષણો

બ્રિટનમાં શિક્ષણના ક્ષેત્રમાં દર વર્ષે હજારોની સંખ્યામાં વધારે સ્ત્રીઓ જોડાય તે માટે શું કરવું જોઈએ? તે દર્શાવતો અહેવાલ તાજેતરમાં પ્રકટ થયો છે.

આ અહેવાલમાં એવી ભલામણ કરવામાં આવી છે કે સ્ત્રીઓને મિશ્ર શાળાઓમાં મુખ્ય અધિકારી પદ અને ખાસ જવાબદારીની જગો માટે પુરૂષોની પેઠેજ સમાન ધોરણ હોવું જોઈએ વધુમાં હાલ જે વહીવટી અને બીજી ઉંચી પાયરીઓમાં સામાન્ય રીતે પુરૂષ શિક્ષકોને લેવામાં આવે છે, ત્યાં સ્ત્રીઓને તક આપવી જોઈએ...વગેરે.

જો કે પગાર વિષે ખાસ ચોક્કસ ભલામણ કરી નથી પરંતુ તેમાં પણ અસમાનતા ન હોવી જોઈએ. એવી જાતનું મંતવ્ય રજુ કરવામાં આવ્યું છે

### વિદ્યાપીઠની મહિલાઓનો મેળાવડો

વિદ્યાપીઠની મહિલાઓ માટેના બ્રિટના મંડળની લીડ્ઝ ખાતે જુલાઈની ૨૧ થી ૨૫ સુધી યોજાએલી વાર્ષિક બેઠકમાં સર અતુલ ચન્દ્ર ચેટરજીનાં (બ્રિટનમાં જન્મેલાં) વિદુષી પત્ની શ્રીમતી ચેટરજી, જેઓ વૈજ્ઞાનિક, બેરિસ્ટર અને હિન્દી કેળવણી મંડળના માજી સભ્ય છે, તેઓ પણ હાજર હતાં. સાથે સાથે મંડળની આ ૪૦ મી વર્ષગાંઠ પણ હતી,

આ બેઠકમાં ઝેકો સ્લોવેકિઆ, ફ્રાન્સ, અમેરિકા અને કેનેડાની સ્ત્રી પ્રતિનિધિઓએ પણ ભાગ લીધો હતો. તા. ૨૩ મીએ માનનીય મહેમાન તરીકે કેનેડાનાં સુપ્રસિદ્ધ ભૂગોળ શાસ્ત્રી શ્રીમતી એચ ડગ્લાસ ખાણા વખતે હાજર હતાં તેઓ વિદ્યાપીઠની મહિલાઓ માટેના આંતર રાષ્ટ્રિય મંડળનાં પ્રમુખ છે.

બ્રિટનના આ મંડળના ઉદ્દેશો વિદ્યાપીઠની મહિલાઓના પ્રતિનિધિત્વને રજુ કરે તેવી સંસ્થાની રચના કરવા, દુનિઆ ભરની વિદ્યાપીઠની મહિલાઓમાં મિત્રતાની ભાવનાને દૃઢ બનાવવા, વિદ્યાપીઠની મહિલાઓ સ્વતંત્ર રીતે સંશોધન કરી શકે તે માટે ઉત્તેજન આપવા અને સુધરાઈ તથા જાહેર જેવાં ક્ષેત્રોમાં આવી બ્હેનો વધુ રસ ધરાવતી થાય એ... વગેરે છે.

### યુરોપની ધારાસભામાં સ્ત્રી સભ્ય

સ્ટ્રાસ બુર્ગ ખાતે આ મહિને મળેલી યુરોપની ધારા સભાની સલાહકાર સમિતિની પહેલી બેઠકમાં ભાગ લઈ રહેલા બ્રિટનના પ્રતિનિધિ મંડળમાં માત્ર એક સ્ત્રી સભ્યનો સમાવેશ થાય છે, અને તે છે મિસ માર્ગારેટ હર્બિસન. તેમનો જન્મ સ ૧૯૦૭ માં થયો હતો. તેમણે કઈક હેડ પબ્લીક સ્કુલ (રોટસ) અને ગ્લાસગો વિદ્યાપીઠની બેલસિલ એક્ડેમી ખાતે કેળવણી લીધી હતી તેઓએ ગ્લાસગોની

# ખાસ જાણવા જેવું

## મફત કાનુની મદદ!

બ્રિટનમાં હવે કાનુની સલાહ અને સહાય મફત મળશે. આ અંગેનો ખરડો ઉમરાવની સભામાં સર્વાનુમતે પસાર થઈ ગયો છે અને તેને ટુંકમાંજ શાહી સંમતિ મળી જશે. આથી બ્રિટનમાં એક અદના નાગરિક પણ સરળતાથી અદાલતનો આશ્રય લઈ શકશે.

આ ખરડા અનુસાર અમુક ધોરણથી નીચેની આવકવાળાને મફત કાનુની સહાય અને સલાહ મળશે. આથી એકંદર ચોથા ભાગની પ્રજા આ લાભ લઈ શકશે.

જો કે ફોજદારી ગુન્હાઓમાં તો બધાને હક્ક તરીકે મફત કાનુની મદદ મળે છે, પરંતુ દિવાની ફરિયાદોમાં તો માત્ર ખુબ ગરીબોને જ મફત મદદ મળે છે અને તે પણ વકીલની મહેરબાની પર અવલંબે છે. મજુર મહાજન જેવી સંસ્થાઓ અને મંડળો તરફથી પણ મફત કાનુની મદદની સારી વ્યવસ્થા છે.

આ ખરડાથી, નાગરિકો તેમની મરજી મુજબ વકીલ પસંદ કરી શકશે અને વકીલોને પણ રાજ્યના અંકુશમાંથી મુક્તિ મળશે.

×

## અકસ્માતો કેવી રીતે અટકાવી શકાય?

બ્રિટનમાં અકસ્માતો અટકાવવા માટે એક નવો તુસ્ખો શોધી કાઢવામાં આવ્યો છે. અકસ્માતો અટકાવવા માટેની રોયલ સોસાયટી તરફથી હરિફાઈઓ યોજવામાં આવે છે અને તેમાં વિજેતાઓને પા. ૪૦ (રૂા. ૫૩૩) ઈનામો વહેંચવામાં આવે છે. આ હરિફાઈમાં ઉમર પ્રમાણે ત્રણ વર્ગો હોય છે. બાળ વર્ગ નાનેરાં માટેનો વર્ગ અને મોટાં માણસો માટેનો વર્ગ આ દરેક વર્ગ માટે 'ચિત્રો તેમજ નિબંધ' એમ બે જાતની સ્પર્ધા કરવાની હોય છે. દા. ત. બાળવર્ગમાં ઘોડા પર સ્વારી કરતા તેમજ મોટરોમાં સફર કરતાં રમકડાં અને તેમને દિશા બતાવતા બનાવટી પોલીસ વગેરેનાં ચિત્રો તૈયાર કરવાનાં હોય છે. નાનેરાંને વર્ગ માટે રાહદારીઓએ પાળવાના નિયમોને વણી લેતી સુખાત વાર્તા લખવાની હોય છે અને મોટેરાંઓ માટે રાહદારીના રસ્તાઓ ઉપર અકસ્માતો કેવી રીતે અટકાવી શકાય એ સંબંધમાં આપવામાં પૃથક્ પૃથક્ વિચાર કણિકાઓની મદદ વડે કલ્પના શક્તિ વાપરીને વાર્તા સંપૂર્ણ બનાવવાની હોય છે. આ રીતે અકસ્માતો અટકાવવા માટેના પ્રચાર અને પ્રયાસ દ્વારા લોકમાનસને ઘડવામાં આવે છે.

×

## બ્રિટનના સર્વશ્રેષ્ઠ રૂપેરી તારલાઓ

હોલીવુડના ચુનંદા ફિલ્મી સીતારાઓ સાથેની હરિફાઈમાં બ્રિટનના બે રૂપેરી સીતારા ૧૯૪૯ માટેનો સુવર્ણચંદ્રક જીતી ગયા છે. આ બે તારલાઓમાં એક છે સર લ્યોરેન્સ ઓલિવર અને અન્ના નીગલ.

સર લ્યોરેન્સને 'હેમ્લેટ' માં ભવ્ય ભૂમિકા ભજવવા માટે આ ચંદ્રક ઉપરાંત મોશન પિકચર એકેડમી તરફની પણ પારિતોષિક મળ્યું છે જ્યારે અન્ના નીગલને 'સ્પ્રિન્ગ ઈન પાર્કલેન' નામના ચિત્રપટમાં ઉત્તમ ભૂમિકા ભજવવા માટે આ વર્ષનો સુવર્ણ ચંદ્રક પ્રાપ્ત થયો છે.

આ વર્ષની શરૂઆતમાં મિસ વ્લીગ્સને ડેઈલી મેઈલ તરફથી પારિતોષિક પ્રાપ્ત થયું હતું. અને ૧૯૪૮નાં સર્વશ્રેષ્ઠ ફિલ્મ નટી તરીકે જાહેર થયાં હતાં.

*

શાળાઓમાં અંગ્રેજી અને ઇતિહાસની શિક્ષિકા તરીકે પણ કામ કર્યું હતું હાલ તેઓ પાર્લામેન્ટનાં સભ્ય છે.

## રાજકુમારી ઇલિઝાબેથની પર્યટણ માટેની શિષ્ય વૃત્તિઓ

રાજકુમારી ઇલિઝાબેથ તરફથી પર્યટણ માટે શિષ્યવૃત્તિ આપવાની યોજના સં. ૧૯૪૭ થી શરૂ કરવામાં આવી છે. આ યોજના અનુસાર પ્રતિ વર્ષ બે બ્રિટનવાસીઓને રોડેસિયા ખાતે અને બે રોડેસિઅનોને બ્રિટન ખાતે પર્યટણ કરવા માટે શિષ્યવૃત્તિ મળે છે. આ સાલ તાજેતરમાંજ રાજકુમારી ઇલિઝાબેથને બકિંગહામ પેલેસમાં આર્માર્ટ નોક્સ, (વય ૧૭ વર્ષ) કેન્ટ, રૂથ બેલ (વય ૨૦) મીડલ સેક્સ, અને ૬ રોડેશિઆનાં ફ્રાન્સિસ વુલર અને જ્યુડિથ કર મળ્યાં હતાં. આમાંથી બે બ્રિટન વાસીઓ રોડેશિઆના પ્રવાસે ઉપડી ગયાં છે અને બીજાં બે રોડેશિઆ ખાતેથી બ્રિટનની મુલાકાતે આવ્યાં છે.

સ્ત્રીઓ માટે ઉત્તમ આદર્શ માસિક પત્ર




મંત્રી,
ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા | પીરમહાદ રોડ અમદાવાદ
તા. ૭—૪૯

બહેનશ્રી,

આપને વાંચવાનો શોખ હજી આપે અમારૂં માસિક પત્ર જોયું છે. અગર જાણ્યું
આ બહેનો માટેનું ૯૩ વર્ષનું જુનું માસિક પત્ર છે દર મહિને વાર્તાઓ, નાટિકાઓ જીવનચરિત્રો સ્ત્રી સમાચારો, દુનિઆના અવનવા સમાચારો, ભરત-ગુંથણ વિવિધ-વાનીઓ, લેખો, હાસ્યરસ વગેરેથી ભરપુર વાચન આપવામાં આવે છે નમુનાની નકલ મંગાવો. વાર્ષિક લવાજમ રૂ ૬, પરદેશના રૂ ૭ાા છે

## અનાવિલ બહેનો માટે

જે અનાવિલ બહેનો છે તેમને 'સ્ત્રીબોધ' સન્ ૧૯૩૯થી આપવામાં આવે છે, એક ગૃહસ્થ ઉદારતાથી પોતાની જ્ઞાતિની બહેનો લખી વાંચી શકે તેમને માત્ર રૂ ૪માં જ આપવામાં આવે છે પહેલાં માત્ર રૂ ૧ામાં જ આપવામાં આવતું હતું અત્યારે મોંઘવારી ચાર ગણી વધી ગઈ હોવા છતાં એનું એ વાચન માત્ર રૂપિયા ચારમાં આપવામાં આવે છે તેનો લાભ જે બહેનો લેવા ઇચ્છતી હોય તેમણે ઉપરના સરનામે રૂ ૪ મનીઑર્ડરથી મોકલવા અને જેઓ મ. ઑ. ન કરી શકે તેમણે અમોને એક પોસ્ટકાર્ડ લખવું અમો તે માસિક પત્ર વી. પી. થી રવાના કરીશું.

## પુસ્તકાલયો અને જાહેર લાયબ્રેરીઓ, કન્યાશાળાઓ માટે

પુસ્તકાલયો-લાયબ્રેરીઓમાં ઘણી બહેનો તથા ભાઈઓ વિના મૂલ્યે વાચન-જ્ઞાનનો લાભ લઈ શકે છે અને આવી જાહેર સંસ્થાઓ પુરેપુરા લવાજમ ભરી શકવાને ઘણી વખત શક્તિમાન હોતા નથી તેને માટે ખાસ અમોએ એક યોજના કરી છે કોઈ પણ સંસ્થા બે વરસનું સામટું લવાજમ રૂ ૧૨ ને બદલે રૂ નવ મોકલી આપે તેમને બે વરસ સુધી માસિક પત્ર મોકલતા રહેવામાં આવશે આ યોજના ખાસ વાંચનાલય અને ઉપર જણાવેલ સંસ્થા માટે છે તે ઉપરાંત એક બીજો લાભ એ છે કે આવી સંસ્થાઓને પુસ્તકોની જરૂરીયાતો રહે છે જ. તે માટે આ સંસ્થાઓએ અમોને લખવું તેમને દરેક જાતના પુસ્તકો સારા કમીશનથી પુરાં પાડવામાં આવશે એજ વખત મંગાવી ખાત્રી કરવા વિનંતી છે

## પુસ્તકો સસ્તા દરે......

અમારા પબ્લીશરનો જે છે તે ઉપર સારું વળતર આપવામાં આવે છે, અમારી 'જ્ઞાન વર્ધક' પુસ્તકમાળા માં છે. તેવાં પુસ્તકો છેલ્લા જે બહાર પડેલાં છે તે કોઇ પણ સંસ્થાને પોણી કીંમતે મળશે. - ટ. ખ. અગર રેલ્વે ખર્ચ મંગાવનાર ને આપવાનું રહેશે.

### પોણી કીંમતે મળતા પુસ્તકો

| | |
|---|---|
| નિરંજના (નીરૂપમાદેવીનું) | રૂ ૩-૦-૦ |
| મારુંઘર (ભા ૧ થી ૬) | ,, ૬-૦-૦ |
| વીરનાંતેજ (વીરમતીની નવલકથા) | ,, ૩-૮-૦ |
| સુંદરીઓના સણુગાર ભા. ૨ | ,, ૨-૦-૦ |
| રાજ્યાભિષેક (ગજરોષના-અનુસંધાનમાં) | ,, ૩-૦-૦ |
| હિન્દુધર્મની પાઠમાળા (દરેક હિંદુએ વસાવવુ) | ,, ૪-૮-૦ |
| ગજરમત (ડીટેકટીવ) | ,, ૩-૦-૦ |
| સુરેખા (રાષ્ટ્રીય નવલકથા) | ,, ૩-૦-૦ |
| દેશ દર્શન (હિંદના દેશોનું તાદસ્ય રજુ કરતું પુસ્તક) | ,, ૩-૦-૦ |
| હુપિકેશચંદ્ર ભા. ૧થી૪ સાથે (દરેક હિંદીએ આ પુસ્તક વાંચવુ જરૂરી છે) | ,, ૧૪-૦-૦ |
| રઘુવંશ અને બીજી વાતો (કાલીદાસની પ્રસાદી) | ,, ૨-૮-૦ |
| કામસૂત્રમ્ (વાત્સ્યાયન પ્રણીત સ્ત્રીઓ અને પુરુષોનો ગ્રંથ) | ,, ૫-૦-૦ |
| અચલા (શરદશૈલીનું) | રૂ. ૩-૦-૦ |
| કેસરની કેફીયત (પોતે લખેલી જીવન કથા) | ,, ૨-૮-૦ |
| રાજયોગ (મિરગાજ મહારાજની ગજાધીરાજ પછીની-આગળ વધની નવલકથા) | ,, ૩-૦-૦ |
| ચાંદ વિનાનો (ધૂમકેતુ અને બીજા લેખકો) | ,, ૨-૮-૦ |
| હિન્દની સસ્કૃતિ અને | ,, ૩-૮-૦ |
| અહિંસા (ધર્માનંદ કોસંબી) | ,, |
| સમ્રાટ વિક્રમ (અવંતીપતિ મહારાજની કથા) | ,, ૩-૦-૦ |
| વિભુતી મંદિર (દરીઆપારના મહાન નરોના જીવન ચરિત્રો) | ,, ૨-૮-૦ |
| ભાલણના પદો (કવી ભાલણનું જીવન અને તેના પદો) | ,, ૩-૦-૦ |
| માલતી-માધવ (સં. સા. કથાઓ) | ,, ૩-૦-૦ |
| બળવાનો ઇતિહાસ ભા. ૨-૩જો | , ૬-૮-૦ |

રાધારાણી રૂ ૦॥, મેના-મદારી રૂ ૦॥, ભૂપેન્દ્રનું ખૂન રૂ. ૦॥, પ્રિયતમ રૂ. ૦॥, વાતબ્હેના રૂ ૦॥, કીશોર વિજ્ઞાન રૂ. ૦।=, બાળ બટુક રૂ. ૦।=, ખજન રૂ. ૦। શુખશાન્તી વિચારણા રૂ. ૨), કલીલ રૂ. ૧), સવાદગુચ્છ રૂ. ૨-૮-૦, મહાન-વિભૂતિઓ રૂ. ૦॥, ઇન્દીરાને પત્રો રૂ. ૦॥, મદન-મોહના રૂ. ૦।

આટલા પુસ્તકોમાંથી નેટ રૂ. ૫)ના મંગાવનારને જ ઉપર જણાવેલ કિંમતે મળે છે. – આજેજ આપ ગ્રાહક બનો અને જોઇતા પુસ્તકોનો ઓર્ડર મોકલી આપશો. –

લી૦

ચંદ્રકાન્ત જ. મહેતા

## હિન્દુધર્મની પાઠમાળા

હિન્દુ ધર્મની ઉત્પત્તિ, તેનું મૂળ, તેના સિદ્ધાંતો સમજાવતું તેર ભાગનો ગ્રંથ છે. આધ્યાત્મિકશાસ્ત્ર, વિચાર સત્સંગ, ઇંદ્રિયનિગ્રહ, સમાનતા, નિષ્કામ કર્મ, અનન્ય ભક્તિ, ધારણા, ધ્યાન ને સમાધિ, તપ, જીવનનું સ્વરૂપ, સ્વામી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ ના જીવનચરિત્રો વગેરે આપેલ છે પાના ૪૩૦ સોનેરી પાકુ પુંઠું રૂ. ૪-૮-૦

★

## માનવવિચાર અને તેની શક્તિઓ

લેખક : જેમ્સ-એલન.

આપણા વિચારો કેવી રીતે કેળવાય તો શા શા ફાયદા થાય તથા તેના વિચારો કેળવવા માટે સામાન્ય રીતે શા ઉપાયો લઇ શકાય તે માટે વાંચો. કિ. ફક્ત આના બાર.

★

## વિજય ધ્વજ

લેખક : જેમ્સ એલન

આમાં નીચેની બાબતો આપવામાં આવી છે. ધીરજ અને શ્રદ્ધા, શક્તિ અને સત્તા, સાદાઈ અને સ્વતંત્રતા, શાન્તિ, પુરુષત્વ અને સહૃદયતા, સાચા વિચાર, ધનસંચય અને સુખ, મનુષ્યનું સામ્રાજ્ય. જ્ઞાન વિજય.

કીંમત આના બાર.

★

## મુક્તિ માળા કિ. રૂ. ૨-૮-૦

વેદાન્ત શાસ્ત્રના મહાન તત્વો સમજાવનારો સરળ ને સંવાદરૂપ નવીન પદ્ધતિનો જ આ ગ્રંથ છે.

## સુખ શાન્તી વિચારણા

આ પુસ્તકમાં નીચેની બાબતો છે સુખ, મન, અભિલાષા, સંતોષ, વિપત્તિ, ઔદાર્ય, મિત્ર અને શત્રુ, મન: વિવેકબુદ્ધિ અને શાન્તી

કી. રૂ. ૧-૦-૦.

★

## સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ

કી. રૂ. ૪-૮-૦ પાકુ પુંઠું

આ ગ્રંથમાં વેદ, ઋગ્વેદ, બ્રાહ્મણ, સૂત્રો, મહાકાવ્યો, ભાવ પ્રધાન કાવ્યો, વાર્તાઓ, કહાણીઓ, વગેરે પ્રાચીન આર્યોના અમૂલ્ય સાહિત્યની આલોચના કરવામાં આવી છે. સંગ્રહવા યોગ્ય ગ્રંથ.

★

## ગીતા પરીચય

કીંમત રૂા. દોઢ ૨૦૦ પાના

મનનીય આ ધર્મગ્રંથ સર્વમતાનુયાયીઓને સરખોજ ઉપયોગી છે.

★

## શબ્દ રચવાની હરિફાઈ માટે

## ગુજરાતી શબ્દાર્થ ચિંતામણી

આમાં ૮૦૦૦૦ શબ્દોના અર્થો છે.

કિંમત રૂા. આઠ ટ. ખ. જુદું.

★

બધા પુસ્તકો 'શ્રીબોધ' કાર્યાલય પીરમશા રોડ, અમદાવાદમાંથી મળશે

લોટસ પ્રીન્ટરી પીરમશા રોડ, અમદાવાદ.

શ્રીબોધનું

# બાલકુમાર

સંપાદક : ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા

## નાનકડો સિપાઈ

નાનકડી સમશેર લઈને મા હું થઈશ સિપાઈ
ભલે લાકડું, જોઈ મુજ તવ છાતી જશે ફુલાઈ
આગળ ધાઈશ, આગળ ધાઈશ રક્ષીશ મારા ભાઈ
અન્યાયે ઝૂઝીશ હું માડી કરતો રહીશ ભલાઈ. (૧)
જોજે માવડી નાનકડી સમશેરે જયહિંદ થાશે
ડંકો મુજ, સહુ કીર્તિ ભારત વસુધા યે પથરાશે
ભલે લાકડું, ભલે એ આજે કંઈ કાલે ચંદન થાશે
મુજ ઉરપ્યારો દેશ જહાંમહીં જોજે નંદન થાશે. (૨)
નાનો થઈ સૈનિક મઈયાનો હું જગાવીશ આનો
જાન બિછાવી મઈયા ખાતર થઈશ માતનો શાણો
આંધી ઘોર સરજી કોઈએ મા માટે થઈ શાણો
લઈ જશો ઉત્પાત મઈયાનો જીવનભર એ જાણો. (૩)

—મધુરમ્

## કોણ કેવું ન હોવું જોઈએ ?

| | | | |
|---|---|---|---|
| રાજા .... | અન્યાયી | જીભ .... | કડવી |
| પ્રધાન .... | રૂશ્વતખોર | મન .... | નવરૂં |
| સગાં .... | વેરી | હિન્દુ .... | કાયર |
| શત્રુ .... | અવિચારી | માણસ .... | મેલો |
| મિત્ર .... | કંજુસ | વિદ્યાર્થી .... | આળસુ |
| કાન .... | કાચા | સાધુ .... | ક્રોધી |
| વિદ્વાન ... | ચારિત્રહીન | ગુરૂ .... | અજ્ઞાની |
| સ્વભાવ.... | બુરો | માલિક ... | ડરપોક |
| સીક્કો .... | ખોટો | સ્ત્રી .... | અભિમાની |

મહેતા કિરીટકુમાર કનૈયાલાલ

# હરીફાઇમાં ખરા છે તેના નામો

| | | |
|---|---|---|
| ઝુબેદાબેન કાસમભાઇ વહોરા | મુઃ | ડભોડા |
| ઇસ્માઇલ મોહમંદઅલી | ,, | ડભોઇ |
| દેસાઈ પી. ડી. | ,, | ઉદવાડા |
| જયેશભાઈ પ્ર. પટેલ | ,, | ઝારોળા |
| રણજીતકુમાર દલાલ | ,, | નવસારી |
| સુધાબેન શાન્તિલાલ મરોલીઆ | ,, | નવસારી |
| લલીતા અમૃતલાલ દેસાઈ | ,, | સરખેજ |
| દેવેન્દ્રકુમાર રમણિકલાલ પંડ્યા | ,, | ઇન્દોર |
| સુંદરરામ મગનલાલ ઠાર | ,, | નડિઆદ |
| કાન્તાબહેન ગોકુળભાઈ દેસાઈ | ,, | આમચક |
| જયલતાબેન કૃષ્ણલાલ શાહ | , | ચીચણ |
| ભોમેષચંદ્ર હર્ષદરાય દેસાઇ | ,, | વિલેપારલે |
| કાન્તીલાલ ડાહ્યાભાઈ પટેલ | ,, | ઝારોળા |
| જવેરબેન પરસોતમ વસાવા | ,, | ડભોઇ |
| શાન્તીલાલ પી. પટેલ | ,, | ઝારોળા |
| અંબાલાલ લલ્લુભાઇ | ,, | ,, |
| મૃગેન્દ્ર ત્રીવેદી | ,, | જુનાગઢ |
| અરવિંદકુમાર જીવણજી | ,, | ઊંટડી |
| કનુભાઇ રામભાઇ પટેલ | ,, | સુણાવ |
| અરવિન્દભાઇ ગોપાભાઈ | ,, | ,, |
| નિરંજનભાઈ પુરષોતમભાઈ પટેલ | ,, | ,, |
| બાબુભાઇ સોમાભાઈ પટેલ | ,, | ,, |
| વિનાયક ચંદુલાલ રાવલ | ,, | ,, |
| વિનુભાઇ નરસિંહભાઈ પટેલ | ,, | ,, |
| રમેશભાઇ ઇશ્વરભાઇ | ,, | ,, |
| અરવિન્દભાઇ મોતીભાઈ પટેલ | ,, | ,, |
| રમણભાઈ કાળિદાસ | ,, | ,, |
| જશભાઈ નરસિંહભાઇ | ,, | ,, |
| શાન્તુભાઇ રાવજીભાઈ | ,, | ,, |
| મહેન્દ્રભાઈ આશાભાઇ પટેલ | ,, | ,, |
| અરૂણકુમાર ભાઈલાલભાઈ | ,, | ,, |
| ચંદ્રકાન્ત શંકરભાઇ | ,, | ,, |
| પ્રવીણભાઇ ભીખાભાઇ | ,, | ,, |
| પ્રવીણભાઇ ફકીરભાઈ | ,, | ,, |
| શંકરલાલ ગોવિંદલાલ | ,, | ,, |
| વસુમતી નાથુભાઈ દેસાઈ | ,, | ,, |

| | | |
|---|---|---|
| કનૈયાલાલ સી. મસાલવાલા | ,, | ભાવનગર |
| રજનીકાન્ત નરસિંહભાઇ પટેલ | ,, | સુણાવ |
| બીપીનભાઇ અંબાલાલ | ,, | ,, |
| ચંદ્રકાન્ત મોતીભાઇ પટેલ | ,, | ,, |
| કનુભાઇ ડાહ્યાભાઈ પટેલ | ,, | ,, |
| આમદભાઈ રહેમાનભાઈ | ,, | ,, |
| અરવિંદભાઇ નટુભાઇ | ,, | ,, |
| ઇન્દ્રવદન છોટાભાઇ પટેલ | ,, | ,, |
| અશોકભાઈ ફકીરભાઇ પટેલ | ,, | ,, |
| જશભાઈ મગનભાઇ | ,, | ,, |
| લાભશંકર નાનાલાલ | ,, | જુનાગઢ |
| જયન્તીલાલ વલ્લભભાઇ | ,, | સુણાવ |
| જગદીશકુમાર મણીલાલ પંડ્યા | ,, | ,, |
| લલ્લુભાઇ મહેશભાઇ વણકર | ,, | ,, |
| રજનીકાન્ત રામભાઇ પટેલ | ,, | ,, |
| પ્રફુલભાઈ ભાઇલાલ પટેલ | ,, | ,, |
| દિનેશચંદ્ર એચ. શાહ | , | કલકત્તા |
| રમણભાઇ કાશીભાઈ પટેલ | ,, | સુણાવ |
| ગોવીંદભાઇ જીવાભાઇ વાઘરી | ,, | ,, |
| ચિત્રાબેન ઠાકોરભાઇ દેસાઇ | ,, | ઊંટડી |
| રમેશભાઇ પ્રભુદાસ પટેલ | ,, | સુણાવ |
| કાન્તાબેન મોતીલાલ | ,, | ભરૂચ |
| હરિશ્ચંદ્ર કેસરીઆ | ,, | જામનગર |
| રસુલભાઈ એહમદઅલી | ,, | ચલાલા |
| કમળાબેન નાનુભાઈ નાયક | ,, | સરભોણ |
| અશોકકુમાર એમ. ઠક્કર | ,, | નડીઆદ |

આ દરેક ભાઈઓને અંક મોકલી આપ્યો છે. તેમાં નવી હરીફાઈ આપવામાં આવી છે.

પાંચે પ્રશ્નો ખરા કરી તેમને બાળકો ઉપયોગી ચોપડી મળશે, જે શ્રીબોધનો ગ્રાહક હશે તેને જ. બીજાં જે ગ્રાહક નહી હોય તેમને અંક મળશે, ચોપડીઓ બુક પોસ્ટથી મોકલવામાં આવશે.

હરીફાઇનો કાગળ અંકમાંથી આસ્તેથી ફાડવો, તેમાં જે લખવા જેવું હોય તે લખી કવરમાં બુક પોસ્ટથી મોકલવું કવર બંધ કરવું નહિ ત્રણ પૈસાની ટીકીટ લગાડવી.

મંત્રી.

# અજબ દેશ

## ૧ ચમેલી

ઘણા વખત પહેલાં કોઈ જગાએ એક છોકરી રહેતી હતી તેનું નામ ચમેલું હતું. એક મોટા મેદાનમાં તેનું ઘર હતુ તેના ઘરના બે ભાગ હતા. એક ભાગમાં ચમેલી, તેના દેવીકાકા અને કાકી રહેતાં હતા અને બીજા ભાગમાં બળદ બંધાતા હતા તથા સામાન પણ રહેતો હતો.

મકાનની દિવાલો કાચી હતી. ચમેલીના ઘરની આસપાસ કોઈ રહેતું ન હતું. ચારે કોર મેદાન હતું. તેની સાથે રમનાર કોઈ ન હતું, એટલે તે એકલી જ મેદાનમાં રમતી. તેનો પાળેલો નાનો કાળિયો કુતરો તેની પાછળ પાછળ દોડતો

સુરજદાદા આથમતા અને મેદાન પર અંધારું પથરાવા માંડતું ત્યારે ચમેલીની કાકી તેને ઘરમાં બોલાવી લેતી ખાઈ પીને તેની પથારીમાં સુઈ જતી અને સવાર પડતાં દેવી કાકાની સાથે ખેતરોમાં જતી. ધાનથી લીલાં છમ ખેતરોમાં દોડવાનું તેને બહુ સારુ લાગતું કાળિયાની સંગાથમાં તેનો વખત જલદીથી પસાર થઈ જતો કાકી આખો દિવસ ઘર કામમાં રહેતી અને કાકા ખેતી વાડીની સંભાળ રાખવામાં રોકાએલા રહેતા કાળિયાની સાથે રમવાની ચમેલીને ખૂબ મઝા પડતી

કાળિયો દેખાવમાં બહુ સુંદર લાગતો, તેનો રંગ બીલકુલ કાળો હતો તેના શરીર પર મોટા મોટા વાળ હતા. ચપટા નાકની ઉપર કાચ જેવી ચકચકતી બે આંખો હતી તે આખો દિવસ કૂદાકૂદ અને પુંછડી હલા વતો. તેને ચુપચાપ બેસી રહેવાનું ફાવતું જ નહિ

એક દિવસ સાંજનો વખત હતો. આકાશમાં કાળાં કાળાં વાદળો દોડી રહ્યાં હતાં કોઈ કોઈ વાર વીજળી પણ ચમકી જતી. દેવી કાકા દરવાજા પાસે બેસી વાદળોની તરફ જોઈ રહ્યા હતા, કાકી રસોઈ ઘરમાં હતી ચમેલી કાળિયાને ગોદમાં લઈને મેડી તરફ બારી પાસે ખાટલી પર બેઠી હતી.

એકાએક પવન જોરથી વાવા લાગ્યો. ખેતરોમાંનો ઉભો મોલ પવનના ઝપાટાથી નીચે ઢળી પડવા લાગ્યો, ચારે કોર ધૂળ ધૂળ દેખાવા લાગી દેવી કાકાએ બૂમ પાડી કહ્યું "અરે એ બહુ ભારે આંધી આવી છે તુ ઘરનાં બારણાં વગેરે–સંભાળ, હું ગાય–બળ દને જોઈ આવું."

આંધી વધારે જોરથી આવવા લાગી કાકી રસોઈ ઘરમાંથી ચમેલીને બોલાવવા લાગી. કાળિયો ભયભીત બની ચમેલીની ગોદમાંથી કુદીને ખાટલી નીચે સંતાઈ ગયો ચમેલી તેને ખાટલી નીચેથી ખેંચી લાવી ગોદમાં લઈ કાકી પાસે જવા લાગી. એટલામાં ઘર બહુ જોરથી હાલવા લાગ્યું ઘર હાલવાથી ચમેલી ગબડી પડી, ને રડી રડીને કાકા–કાકીને બોલાવવા લાગી

ઘરનું હાલવા–ચાલવાનું ચાલુ હતું આંધીના સનસનાટામાં ચમેલીના રડવાનો અવાજ

તેના કાકા–કાકી સાંભળી ન શક્યાં.

એ વખતે એક ભારે અચરજની વાત બની ઘર બે ત્રણ ચક્કર ખાઈને ધીરે ધીરે ઉંચે ઉડવા લાગ્યું. જાણે ગબારામાં બેસીને ઉંચાં જતાં હોઈએ એમ ચમેલીને લાગ્યું. આંધી બે બાજુથી આવી હતી. બે બાજુની આંધી વચ્ચે ઘરનો ઉપલો ભાગ ચક્કર ચક્કર ફરતો ઉડે જતો હતો આમ ચમેલી ઘણે દૂર સુધી ઉડતી ચાલી.

ચારે કોર આંધીના ભયાનક અવાજ થતા હતા. પહેલાં તો ચમેલી ખૂબ ગભરાઈ, પણ ધીરે ધીરે તેના મનમાં સાહસ આવ્યું ઘરમાં વારે વારે ધક્કા લગતા હતા ચમેલી વિચારતી હતી કે જાણે ઝુલા પર ઝુલી રહી છું. તે ખુરશી પર ચુપચાપ બેસી ગઇ. કાળિયાને આ બધું ગમતું નહતું તે પૂંછડી દબાવી ભસ ભસ કરી આમ તેમ દોડતો હતો. તે એકાએક છલંગ મારીને બારી પર ચઢી ગયો. તે નીચે કૂદી પડવાની તૈયારીમાં હતો. એ-વામાં ચમેલીએ તેને પકડીને ખેંચી લીધો અને બારી બંધ કરી દીધી.

આ રીતે કલાકોના કલાક વીતી ગયા. હવે ચમેલી જરા પણ ગભરાતી નહતી. આંધીના ભયાનક અવાજોથી તેના કાન બહેરા જેવા બની ગયા હતા. તે બેઠી બેઠી વિચારી રહી હતી કે આંધી બંધ થઇ જશે અને ઘર જમીન પર પડશે ત્યારે શી દશા થશે ? ઉપરથી ઘર નીચે પડતાં તેના ટુકડે ટુકડા થઈ જશે ત્યારે શું થશે ?

ચમેલી આગળ કંઇ પણ વિચારી ન શકી બહુવાર રડવા છતાં કંઈ ન થયું. ચમેલીની એ ચિન્તા પણ જતી રહી. તે ખાટલી પર સુઇ ગઈ અને કાળિયાને પણ સુવાડી દીધો. ઘર ડગમગ ડગમગ થતું ઉડે જતું હતું.

અપૂર્ણ

# સોબતનું ફળ

જેઠાલાલ ત્રિવેદી

એક હતો હંસ. તે સાચા મોતીનો ચારો ચરે તળાવ કાંઠે કમળ તોડે ને મઝા કરે એક દહાડો એક કાગડો તેની પાસે ગયો ને બોલ્યો: “હંસભાઈ, હંસભાઇ મારે તમારા ભાઇબંધ થવું છે. મને રાખશો ?”

હંસે કંઇ વિચાર કર્યો નહિ, ક્યાં મોતીનો ચારો ચરનાર હંસ ને ક્યાં નીચ કાગડો ! હંસ બોલ્યો: “ભલે ભાઇ રહોને, આપણે બે આજથી ભાઈબંધ સાથે રહીશું ફરીશું ને મઝા કરીશું.”

કાગડાને તો એટલું જ જોઈતું હતું. એ હંસ સાથે રહેવા લાગ્યો. લાગ આવતાં એ હંસથી છૂટો પડી માંસ ખાઈ આવતો. હંસને પણ એક બે વાર માંસ ચાખવા કહ્યું. પણ મોતીનો ચરનાર હંસ કદી માંસ ખાય ? કાગડો તો પેટ ભરી માંસ ખાતો ને હંસની સાથે ફરતો.

એક દહાડો એક ઝાડ પર હંસ ને કાગડો બેઠા હતા. તે જ ઝાડ નીચે શીકારે નીકળેલો રાજા બેઠો હતો, તેવામાં કાગડાની ચાંચમાંથી માંસનો ટુકડો સોંય પડી ગયો. તે ટુકડો નીચે બેઠેલા રાજા ઉપર પડયો રાજાએ ક્રોધથી ઊંચે જોયું. એક આંખ વાળો કાગડો ચપળતાથી ઊડી ગયો. ભોળો હંસ તો ઝાડ પર જ બેસી રહ્યો.

અનુસંધાન પાન ૭ ઉપર.

# પરિઓનો નાચ

અનુવાદકઃ-દીનાનાથ જે. મહેતા.

એક હતો રાજા રાજાના મહેલ પાસે એક સુંદર બગીચો હતો. એ બગીચામાં જાત જાતનાં ને ભાત ભાતનાં રંગબેરંગી ફુલઝાડ હતાં. હંમેશા એ બગીચામાં ફરવા જતો. એવામાં થોડા દિવસો પછી એ બગીચો એકાએક ઉજ્જડ–વેરાન સમ બની જવા લાગ્યો. અને નતો તેમાં એકેય ફુલઝાડ રહ્યું કે ન તો બીજું એકેય ઝાડ રહ્યું.

રાજાએ તો માળીઓને તે બગીચાના રક્ષકોને હુકમો આપી દીધા કે બગીચાની બરોબર દેખરેખ રાખો બગીચો આમ એકાએક શાથી સૂકાવા માંડયો છે? તેની તપાસ કરો." તો પણ કાંઈ કારણ હાથ ન લાગ્યું ને બગીચો સાવ સૂકાઈ ગયો. છેવટે એક દિવસ રાજાએ નક્કી કર્યું કે 'હવે તો હું જ રખવાળી કરૂં''

બસ, સાંજ થતાં જ રાજા તો હથીયાર વિગેરેથી સજ્જ થઈ ને બગીચામાં પહોંચી ગયો. અને સહેજ પણ ઝોકું ન આવી જાય તેની તકેદારી રાખી ઘટાટોપ છાયામાં બેસીને જોવા લાગ્યો કે બાગને કોણ વેરાન બનાવે છે?

બરોબર મધરાત થઈ–ત્યાં તો આકાશ માંથી પરિઓની એક ટોળી બગીચામાં ઉતરી પડી. રાજા તો આ જોઈને આભો જ બની ગયો. બગીચામાં તો પરિઓના આવવાથી દિવસના જેવું અજવાળું થઈ ગયું. પેલા સૂકાએલા છોડવા એકદમ લીલાછમ બની ગયા. ફૂલ પણ ખીલી ઊઠયાં. આખો બગીચો સુંદર સુગંધીથી મઘમઘી ઊઠયો પરિઓએ ફૂલો તોડી તોડીને માળાઓ બનાવવા માંડી પછી તે માળાઓ પહેરીને નાચવા લાગી.

પરિઓનો આ નાચ જોઈને રાજા તો ખુશ ખુશ થઈ ગયો. એટલામાં પરિઓની નજર છુપાયેલા રાજા ઉપર પડી. અને તત્કાળ જ તેઓ ત્યાંથી ઊડી ગઈ.

કહે છે કે રાજા હજીય ઘણી વખત તે બગીચામાં પરિઓનો નાચ જોવા જાય છે પરંતુ હવે તે નિરાશ થઈને જ પાછો આવે છે.

---

અનુસંધાન પાન ૬ નું ચાલુ

રાજાએ ઝાડ પર હંસને બેઠેલો જોયો. રાજા ગુસ્સે તો થયો જ હતો તેમાં વળી હંસને જોઈ વધારે ખીજાયો.

રાજાને નવાઈ લાગી, શું હંસ પણ માંસ ખાય છે? "દુષ્ટ હંસ ઉભો રહે" એમ કહીને રાજા ઉભો થયો. રાજાએ તીર કામઠું લીધું અને તીર ગુસ્સામાં હંસ પર છોડયું હંસ વીંધાઈને ભોંય પડયો.

મરતાં મરતાં હંસ બોલ્યો કે મને નીચ કાગડાની સોબતનું આ ફળ મળ્યું. માટે નીચ માણસની સોબત કરવી નહિ.

# અહિંસાનો પ્રભાવ

લેખક : મિસ્રી ઠાકોરલાલ છબીલદાસ ( નવરંગપુરા )

ઈ. સ. ૧૯૧૯ ની આ વાત છે.

એક અંગ્રેજ પાદરી પંજાબના એક ગામમાં આવ્યા. તેમના હાવભાવ અને વાણી વર્તનમાં નરી શાંતિ ટપકતી હતી. છતાં ગામના લોકો સાહેબથી ભયભીત બનીને તેમનાથી દૂર દૂર રહેવા લાગ્યા. અંગ્રેજ સાહેબે ગ્રામજનોને નમસ્કાર કર્યા, પણ લોકો જરાયે પાસે આવ્યા નહિ.

માણુસ માણુસને કેવી રીતે ભયભીત કરી શકે ? સાહેબને ખૂબ દયા આવી.

અંગ્રેજ સાહેબ ગામના પટેલ લંબરદાર ના ઘર પાસે આવ્યા. અને લંબરદારનું બારણું ઠોકર્યું. એક વાર, બે વાર, ત્રણ વાર ઠોક્યું ત્યારે કોઈએ ગુસ્સામાં પૂછ્યું " કૌન હૈ ?"

સાહેબે બહારથી જવાબ આપ્યો, " મૈં આપકો મિલના ચાહતા હું."

લંબરદારે બારણું ઉઘાડયું, પણ અંગ્રેજ સાહેબને જોઇને ગુસ્સાથી લાલ પીળો થઈ ગયો કારણુ કે જલિયાનવાલા બાગના બનાવમાં ગોરા અફસરોના અત્યાચારથી લંબરદારના દિલમાં બધા અંગ્રેજો તરફ વેર અને વિદ્રોહની લાગણી ઉત્પન્ન થઈ હતી તેથી જ્યારે સાહેબે મળવાની ઇચ્છા પ્રગટ કરી ત્યારે તે ગુસ્સે ભરાઈ તિરસ્કારભર્યા અવાજે બોલ્યો, " ચલે જાઓ યહાંસે, તુમ ગોરાઓ કો દેખનેસે પાપ હોતા હૈ."

સાહેબે ફરી વિનંતિ કરી કે " માત્ર પાંચ જ મિનિટ વાત કરી હું ચાલ્યો જઈશ."

લંબરદાર જરા શાંત પડયા અને પૂછ્યું, " અચ્છા, કયા પૂછના હૈ ?"

" આપકો ગોરા અફસરોને કિસ તરહ સતાયા થા ?" સાહેબે નમ્રતાથી પૂછ્યું.

આ પ્રશ્નના જવાબમાં લંબરદારે પોતાના શરીર પરનાં કપડાં ઉતારીને એના શરીર પર પેલા અફસરોની સોટીના મારથી સોળ અને ઘા થયા હતા તે બતાવ્યા અને કહ્યું, મૈંને સરકારકી પચીસ બરસ તક નોકરી કી ઉસકા બદલા દેખ લો !"

આ સાંભળી સાહેબની આંખમાં આંસુ આવી ગયાં, અને ઘણી જ નમ્રતાથી અને પશ્ચાતાપના ભાવથી કહ્યું, " લંબરદાર સાહેબ, અંગ્રેજ લોગોંકી તરફસે મૈં આપકી માફી મંગતા હું, આપ મેરી કોમકો માફ કીજિયે !"

લંબરદાર તો આ વર્તનથી આશ્ચર્ય પામી ગયા ઘણા વહાલથી સાહેબને તે ભેટી પડયા અને બોલ્યા: " જબ તક આપકી કોમમેં આપ જૈસે એક ભી સંત મોજૂદ હય તબ તક મૈં અંગ્રેજકો નફરતસે કિસ તરહ દેખ સકું, ભલા ?"

આ પ્રમાણે સાહેબે પોતાના અને પોતાના કોમના દુશ્મનને પ્રેમ અને અહિંસાથી જીતી અને કાયમનો મિત્ર બનાવ્યો. આ સાહેબ બીજા કોઇ નહિ પણ આપણા સૌના માનીતા દીનબંધુ ચાર્લ્સ એન્ડ્રુઝ સાહેબ હતા.

પ્રકાશકઃ—ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા : " બાલબોધ " કાર્યાલય : પીરમશા રોડ—અમદાવાદ
મુદ્રક :—મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ : ઘીકાંટા રોડ—અમદાવાદ

<u>આ પ્રોસ્પેક્ટસ નથી માત્ર જાહેરાત છે.</u>

પ્રોસ્પેક્ટસની એક નકલ રજીસ્ટ્રાર ઓફ જોઇન્ટ સ્ટોક
કંપની મુંબઇને ત્યાં ફાઇલ કરવામા આવી છે.

# વસંત કન્સ્ટ્રક્સન કંપની પ્રા૦ લીમીટેડ

રજિસ્ટર્ડ ઓફિસ: ઘ. ન. ૪૩૯૯ ઝવેરીવાડ, શેખનો પાડો—અમદાવાદ.
(સને ૧૯૧૩ ના ઇન્ડીયન કંપનીઝ એક્ટ હેઠળ ઇનકોરપોરેટ થયેલી)

સત્તાવાર શેરોની થાપણ: રૂપિયા પચીસ લાખ (૨૫૦૦૦૦૦)
હરેક શેર રૂપીઆ ૧૦૦૦ રૂપીઆ એક હજારના
૨૫૦૦ ઓર્ડીનરી શેરોમાં વહેંચાયેલી.

હાલ બહાર પાડવામાં આવેલી શેરોની થાપણ: રૂપીઆ પાંચ
લાખ (રૂ. ૫૦૦૦૦૦) ૫૦૦ ઓર્ડીનરી શેરોના
વહેંચાયલી (હરેક શેર રૂ. ૧૦૦૦) હજારનો.

## ડીરેક્ટરનું બોર્ડ

શેઠ જીવતલાલ પ્રતાપસી
શેઠ અમૃતલાલ કાલીદાસ
શેઠ અમૃતલાલ હસમુખભાઈ હાજી
શેઠ વસંતલાલ જીવતલાલ
શ્રી. ચીમનલાલ કેશવલાલ કડીયા } એક્ષ ઓફીસીઓ
શ્રી. રેવાશંકર હરિશંકર ત્રિવેદી } મેનેજીંગ ડીરેક્ટર

## ઉદ્દેશો

આ કંપનીની સ્થાપના મેમોરેન્ડમ ઓફ એસોસીએશન જે પ્રોસ્પેક્ટનો એક ભાગ છે તેમાં નિર્દેશ કરેલા ઉદ્દેશ જેવા કે લેન્ડ ડેવલપમેન્ટ વચલા વર્ગ અને બીજાઓના મકાનોનું બાંધકામ વિગેરે વિગેરે માટે.

પ્રકાશક—ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા : " અમોઘ " કાર્યાલય : પીરમશા રોડ—અમદાવાદ
મુદ્રક :—મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ : ઘીકાંટા રોડ—અમદાવાદ







## અનુક્રમણિકા



## બે શબ્દો

૯૩ માં વર્ષનો આ ઓક્ટોબર માસનો દીપોત્સવી અંક તૈયાર કરવામાં ખુબ જ મહેનત કરવામાં આવી છે. તે અંક જોતાં જ વાંચક ભાઇ-બ્હેન સમજી શકશે.

આ પ્રયાસ અમારો પહેલો જ છે. તેમાં જે કંઇ ત્રુટીઓ આવી છે તે માટે અમો પહેલેથી વાંચક પાસેથી ક્ષમા માગી લઇએ છીએ.

આવતો અંક નવેમ્બરનો અને ડીસેમ્બરનો સાથે બહાર પડશે. તેની દરેક ગ્રાહકોએ નોંધ લેવા વિનંતી છે.

બાલકુમારમાં જે હરીફાઇ આપવામાં આવી છે, તેનો ઉકેલ હવે પછીના આગામી અંકમાં આપવામાં આવશે. —મંત્રી

નવયુગની નારીઓનું અનુપમ ૯૨ વર્ષનું માસિક પત્ર

દીપોત્સવી અંક



વર્ષ ૯૩ | ઓકટોમર ૧૯૪૯ | અંક ૧૦ મો

# નૂતન વર્ષે

પરિમલ વેગે
પુષ્પ સુગન્ધી
નૂતન વર્ષ પધાર્યું રે

આંગણિયામાં ઓજસ આવ્યું,
વસંત મીઠડું કૂજન લાવ્યું,
કુમકુમ પગલે સદન સુહાવ્યું.
મંગળ વર્ષ પધાર્યું રે (૧)

કાસારે નવ પંકજ ખીલ્યાં,
ભર્ગ સવિતાનાં તપ ઝીલ્યાં,
અવની અંબર પ્રેમ પ્રફુલ્યા
નવ પ્રભાત પ્રકાશ્યું રે (૨)

સુન્દરંગી સંધ્યાના થાળે,
સિંચુ જ્યોત્સ્ના અમીરસ ધારે,
મ્હેકયા તારક-પુષ્પ રસાળે
નૂતન વર્ષ વધાવું રે (૩)

રણભેરી વીરતાની ગાજે,
અખંડ યૌવન અંગ વિરાજે,
નવપ્રભાત નવચેતન નાચે,
દિવ્ય દર્શન ન્યાળ્યું રે (૪)

સત્યં શિવં સુન્દર અંગે
વીર વિક્રમનાં તેજ તરંગે
ધર્મ કર્મનાં મર્મ સુસંગે
વિશ્વનું વ્હાણું વાયું રે
નૂતન વર્ષ પધાર્યું રે (૫)

હિંમતલાલ ઉમિયાશંકર દવે.



# ' દી....વાળી '

લેખિકા; સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઈ.



રાગ–માંડ તાલ–ધુમાળી...(સવૈયા)

અશ્વિન અમાસની રાત કાળી, સૌ કહે દીવાળી,
ચંદ્ર વણુ ગોખે દિવડા બાળી, સૌ જન ઉજવે દીવાળી
દુઃખ દર્દે હોળી શી દીવાળી; દી...વાળે તેની દીવાળી.

મીઠ ખાદ્યને આંગણુ આંગણુ રંગ ભરી રંગોળી,
ઠામ અજવાળી આવાસને વાળી નારી દિસે ઉજમાળી
દુઃખ દર્દે હોળી શી દીવાળી દી....વાળે તેની દીવાળી.

સજી શણગાર સુહાગણુ કાળી આંખડિયે અંજન વાળી,
દિવાળી દિનવાળી ભાળી, રાત રહેતી કાળી;
દુઃખ દર્દે હોળી શી દિવાળી, દી....વાળે તેની દીવાળી.

દિન વળે જો ભારત કેરા ઉજવો સૌ દીવાળી,
રાત અંધારી કુસંપ ભારી માંહિ બળી દિવાળી;
દુઃખ દર્દે હોળી શી દિવાળી, દી....વાળે તેની દીવાળી.

દંભ ભર્યાં કૃત્રિમ કર્મોથી સ્વત્વ રહે એ પ્રજાળી;
બાહ્ય સ્વરુપમાં આત્મ રહે ક્યાં ! સત્ય સનાતન ભાળી;
દુઃખ દર્દે હોળી શી દીવાળી. દી....વાળે તેની દીવાળી.

કેડી પૂર્વજ કેરી શૌર્ય સ્વમાન સત્યની ભાળી,
નેક. ટેક આદર્શ તજી ? શદા ? વાટ દુર્ગુણ વાળી ?
દુઃખ દર્દે હોળી શી દિવાળી, દી....વાળે તેની દીવાળી

લક્ષ્મીવંતની લક્ષ્મી ઉજવે આડંબર દીવાળી,
શ્રમજીવિ ઉરવ્યથામાં માંડ એ દીવાળી;
દુઃખ દર્દે હોળી શી દિવાળી, દી....વાળે તેની દીવાળી.

આઝાદીની જવલંતજયોત 'જવાહર' 'વલ્લભ' બાળી,
તે સાથે પથ 'બાપુ' ચીંધ્યા સહુ પળતાં 'માં' હરીયાળી;
દુઃખ દર્દ સહુયે પ્રજાળી, ભારતે ઉજવો દીવાળી.

—x—

## નવા વરસના મંગલ પ્રભાતે



૨૦૦૬ની સાલના નૂતન પ્રભાતે,
પાઠવું છું સૌને અભિનંદન,
નૂતન પ્રભાતે, લહો સૌ નૂતન દૃષ્ટિ,
ને નૂતન ચેતને-જોમ ભરી હૃદયમાં,
કરો બહુ કાર્ય સામુદાયિક હિતનાં
પૈસો એજ પરમેશ્વર
ગણી, કરો ન કાર્ય નીતિ વિરુદ્ધ,
નીતિ, ધર્મ-ફરજને પરમાર્થતા,
છે ઉચિત, ભૌતિક સુખ સાધનો
લોભ ને સ્વાર્થથી પ્રેરાઈને,
દમે ને ચુસે જે ગરીબ નિજ બાંધુને,
આર્તનાદ એહના, ને-
નિયમ નિસર્ગના
વહેલા નહિ તો મોડા પણ
કર્યાં કર્મનો બદલો આપશે જ.
નીતિ ભ્રષ્ટનો થવાનો,
વિનાશ શાનમૂળે,
ધરો બહુ સુસંપ દીલમાં, ને-
આહા, સહો, સહુ પરસ્પર,
ઐક્યપણે સમહૃદય જ્યાં
સાંપડે નક્કી વિજય
દેશ કાજે ધરો હૈયે
મરી ફીટવાની તમન્ના,
ત્યજી સ્વાર્થ, સંઘર્ષ ને સંકુચિતતા,
પોષો, પ્રેમ ને પરમાર્થતા,
ઉત્કર્ષ નિજનો નહિ,
સહુનો થાય એમ વાંચ્છી,
વધે, બળ-બુદ્ધિ-શક્તિ સહુમાં,
એજ મંગલ પ્રભાતે પ્રાર્થના

—કેશવલાલ ચતુરભાઈ પટેલ

## ઊડતી વાદળી



ઊડતી આમ ક્યાં જાતી ઓ વાદળી?
વાના હીંચોળા ખાતી ઓ વાદળી!
ઊડતી૦ ટેક૦

સાગરની સુંદરી શી ગગને વિરાજતી
આકાશી અપ્સરાશી ગિરિવર પર નાચતી,
શરદ રાસ મંડળની સહિયર શી રાજતી!—ઊડતી૦

રુપાળી ચાદરો અંગે ઓઢાડતી,
સૂર્ય—શશી—તારાને અંકે પોઢાડતી,
ધગધગતી ધરતી પર પડછાયા પાડતી!
—ઊડતી૦

સંધ્યાને સંગ નવા રંગ બહુ ધારતી,
રૂપ અંબાર દ્વારદ્વારે ઊતારતી,
વર્ષાના નિત્ય નવા મંડપ શણગારતી!
—ઊડતી૦

વિદ્યુતના દીપકથી વ્યોમને ઉજાળતી,
ગાતી મધુર મેઘગીતો તું મહાલતી,
અવનિ પર અમૃતની છોળો ઊછાળતી!
—ઊડતી૦

ત્રિભુવન વ્યાસ

# 'જમ્યો' કોણ કહેવાય ?

લે શ્રી સ્વ૦ રમણભાઇ નીલકંઠ

જાગનાથ મહાદેવમાં ત્રીન મણુ લાડુ થયો અને બ્રાહ્મણ જમ્યા જમીને પાછા આવતા જૂ્થો મને રસ્તામાં મળ્યા. મિષ્ટાન્નના ભારથી ભરપુર થયેલી વેદમૂર્તિઓ ગજગામિની થઇ આવતી હતી ત્યા એક ભૂદેવને બે માણુસોએ પાંગોઠેથી ઝાલ્યા હતા તેમણે તો ડોકુ એક તરફ ખભે નામેલું હતુ, મહા મહેનતે પગ ઉપાડી આગળ ચાલતા હતા ત્યારે થોડુ આગળ વધાતુ હતુ મે પાસે જઇ પુછ્યુ, 'કેમ, મયાશંકર ભાઇ જમ્યા ?' મયાશંકરભાઇએ ડોકાની સ્થિતિ કાયમ રાખી આંખો સહેજ મારી તરફ ફેરવી પછી ઝીણો ઘાટો કાઢી અને હાથ પહોળા કરી બોલ્યા

'હું શુ જમ્યો ! જમ્યા તો દયાશંકરભાઇ, કે ખાટલે પડીને આવે છે !'



હુ આગળ ગયો તો ખાટલો આવતો દીઠો એક ઓટલા પર ચઢી મે નજર કરી તો ખાટનો ચાર માણુસોએ ઉપાડેલો હતો અને તે ઉપર દયાશંકર ભાઈ ચત્તાપાટ પડેલા હતા હાથ પગ લાંબા અને પહોળા કરી નાખેલા હતા શ્વાસ બહુ મુશ્કેલીએ લેવાતો હતો. અને તેથી પેટ સહેજ ઉંચુ નીચુ થાતુ હતુ એટલુ જ ચૈતન્યનુ ચિહ્ન દેખાતુ હતું ઓટલા પાસે ખાટલો આવ્યો એટલે મે પુછ્યું કેમ, દયાશંકરભાઇ ! જમ્યા ?'

દયાશંકરભાઈ ડોકુ કે આંખો મારી તરફ ફેરવી શકયા નહિ. પણ થોડીવાર પ્રયત્ન કરી ગળામાંથી ઘણો મંદ ધ્વનિ કાઢી બોલ્યા,

અરે હુ શુ જમ્યો ? જમ્યા તો જટાશંકરભાઇ કે ઠામે જ રહ્યા,

આગળ ચાલતો હું જગનાથ મહાદેવમા ગયો મંદિરની પડાળીમાં બ્રાહ્મણુ જમ્યા હતા ત્યાં જઇ જોયુ તો જટાશંકરભાઇ ઠામ પર ફસાઈ ગયેલા હતા તેમનાથી ઉભા થવાય તેમ નહતું, અને તેમને ઉભા કરાય તેમ ન હતુ. પાતળાં લુગડાના પોટલામાં ઠાસી ઠાસીને ભરેલા ગોળ ઉપર પાણી પડ્યા પછી પોટલુ ઉંચુ કરવા જતાં તે ફસકી જવાની ધાસ્તી લાગે તેવી ધાસ્તી જટાશંકરભાઇને ઉંચા કરવા લાગતી હતી તેમનાથી હલાતું નહતુ અને શ્વાસ લેવાતો નહોતો તેથી તે રૂંધાઇ ગયેલા હતા અને

# અંધોનો ચિત્રકાર

વાર્તાકાર : કેશવપ્રસાદ દેસાઈ. બી. એ. એમ. એલ બી

"ઉત્તમ ચિત્રકાર જરૂર ફલક ઉપર તાદૃશ્ય ચિતાર ઉતારી શકે છે. પરંતુ મહાન કલાગાર તો ફલક ઉપર નવીન સૃષ્ટિનુ સર્જન કરે છે. કુદરતી દૃશ્યો ચીતરવાં તેમાં શુ છે? એ તો બાલશણગાર છે, જે ધરતીમાંથી લીલુ ઘાસ ઉગે છે અને ગિરિવર ઉદ્‌ભવે છે તે ધરતીનો ધમકાર જે ચિત્રમાં ઝીલે-હૃદયનો પડકાર જેના ચિત્રમા દેખાય તેજ સાચો ચિત્રકાર-સાચો કલાકાર છે."

મેં જ્યારે મારી નાનકડી ચિત્રપાટી ઉપર મારા પિતાના સઉચ્ચ ફલક ઉપરથી નકલ કરવા માંડી ત્યારે ઉપરના શબ્દો એમણે મને કહ્યા. અમારા મનથી તો મોટાભાઈ એક મહાન ચિત્રકાર હતા. અમે ચારે ભાંડુ એમને મોટાભાઈ કહેતા. અને એમનુ વર્તન અમારી સાથે મોટાભાઈ જેવુંજ હતુ. અમારી માતાને અમે "બા" કહેતા હતાં પણ તેનું વર્તન પણ મોટી બેન જેવુજ હતુ. અમે હતાં તો ગુજરા ...નાં પણ પુને આવીને વસ્યા હતાં. કારણ કોણ ...ણે, પણ નાની સરખી પતરા જેવી એક બંગલીમાં અમે રહેતા, તેની આસપાસ થોડી ખુલ્લી જગા અને ...નો સરખો બાગ હતો. ભવાની પેઠથી આગળ ...લાપુર રોડથી ફંટાતી એક ગલીમાં આ બંગલી ...ી. બા એકવાર કહેતી હતી કે મોટાભાઈને આસપાસનુ કુદરતી દૃશ્યં બહુજ ગમી ગયુ હતું તેથી તેમણે આ જગ્યા પોતાનું સર્વસ્વ ખરચીને લઇ લીધી હતી, ખરેખર કુદરતી દેખાવ ત્યાંથી બહુજ સુંદર દેખાતો હતો. ગામથી જગા આઘી હતી એટલે શાંતિ પણ ઘણી હતી. વળી ઘોડદોડનું મેદાન ત્યાંથી ઘણુ પાસે હોવાથી છેક એકાંત પણ નહોતું લાગતું. ચોમાસામાં ઘોડાની શરતોનો સમય હોય ત્યારે તો એ બધો લત્તો ખરીના અવાજથી ગાજી રહેતો હતો. હું અને મોટાભાઈ ઘણીવાર ઘોડા જોવા જતા હતા. પરોઢમાં-પ્રકાશ આવતા પહેલા ઘોડાઓનો કસ કઢાતો હોય ત્યારે અમે ત્યા જઇએ અને કલાકેક સુધી બધું જોઇએ. મોટાભાઇ હંમેશાં ધનવાનોની ટીકા કરતા હતા અને કોઇ દિવસે એમણે કોઇનીયે છબી ચીતરી નહોતી. હા, ભિખારીઓ ચીતર્યાં હતા, સૂર્યોદય ચીતર્યો હતો, કોઇવાર મહાબળેશ્વર જઇને ત્યાનાં કુદરતી દૃશ્યો ચીતર્યાં હતાં, પણ આ બધા ચિત્રો મુશ્કેલીથી વેચાતાં હતાં અને ત્યારે પણ તેની કિંમત બહુ આવતી ન હતી, ધનવાનના તૈલચિત્રો કર્યાં હોત તો ધન સારૂં મળત.

અમારૂં ઘરખર્ચ કેમ ચાલતું હશે એ તો બા જાણે. મોટાભાઇને તેની કાંઈ પડી ન હતી, બા પાસે કાંઇ જાદુ હશે કે શું? હું એની મોટી પંદર વરસની છોકરી હતી તો પનુ મને કાંઇ કામ બતાવે નહિ. હું ગુજરાતી ચાર ચોપડી ભણીને ઉઠી ગઇ હતી, અંગ્રેજી નિશાળમાં જવાનો ખર્ચ અમને પોષાય નહિ. વળી મને ચીતરવાનો પણ શોખ લાગ્યો હતો, પરંતુ બધાંજ ચિત્રો નકલ-મોટાભાઇનાં ચિત્રો પરથી નકલ, છતાપિ વચ્ચે વચ્ચે મોટાભાઈ મને કાંઇને કાંઇ કહે તે મારા મનમાં ઠસે. રંગમિશ્રણ પણ મને હાથે ચઢી ગયું હતું.

---

...ખાકળા થઇ ગયેલા હતા. મેં પાસે જઇ પુછ્યું ...મ જટાશંકરભાઇ જમ્યા ?'

ઉત્તર દેવાની જટાશંકરભાઇની ઇચ્છા હતી, ...તે ઇચ્છા પાર પાડી શકાય તેમ નહોતુ. પાસેની ...રડીમાં નવેણમાં રસોઇ હતી તે તરફ આગળી ...જ વાળી, અને પછી, હોઠ ફફડાવ્યા. પણ, ...ગા જ શબ્દ સંભળાયા કે 'હજી બહુ બાકી રહ્યું?

[ હાસ્યમંદિરમાંથી ]

બહુજ આનંદમાં દેખાતા હતા જ્યારે એઓ આનંદમા હોય ત્યાર કાંઈને કાંઈ શોકગીતો ગણગણે અથવા તો ગીતોની ગત ગીસોડીમાં ઉતારે જ્યાર દૂરથી આ શોકગીતનો ધ્વનિ અમે સાંભળીયે ત્યારે અમારા મન હુગી ઉઠે અમને લાગે કે મોટાભાઇ આજે આનંદમા છે તે દિવસે ઘરમાં પગ મૂકતાજ એ મોટેથી બોલ્યા કે આ વખતે તો મુંબઇના ચિત્ર પ્રદર્શનમા મારે મારૂ ચિત્ર મોકલવુ છે અમે બધા બહુજ આનંદમા આવી ગયા અમને તો ખાત્રીજ હતી કે મોટાભાઈ ચિત્ર મોકલે એને પ્રથમ ઇનામ મળવાનુ જ

તે દિવસથી ચિત્રના વિષયની ચિંતામા મોટાભાઈ પડ્યા અને બા ઘરખર્ચની ચિંતામા પડ્યા જ્યા સુધી પ્રદર્શન માટેનુ ચિત્ર તૈયાર થશે નહિ ત્યાંસુધી મોટાભાઇ બીજા કશાનો વિચાર કરશે નહિ બીજુ ચિત્ર થશે નહિ અને વેચાણના પૈસા આવશે નહિ છતાયે બા પ્રદર્શન માટે ઉત્સાહ બતાવતાં અને હસીહસીને કહેતા કે હવે તો આપણે બાગમાંજ ખોરાક વાવીશુ એટલે કાંઇ ખર્ચ થશે નહિ અને એમણે શાક પાતરા અને મગફળી વાવ્યાં પણ ખરાં

હવે મોટાભાઈ તો પ્રદર્શન માટેના ચિત્રની ચિંતામાજ રહેતા હતા આજુબાજુના બનાવોમા એમનુ ધ્યાનજ રહેતુ નહતુ ખાવા પીવામા પણ અનિયમિત થઇ ગયા હતા સાધારણ રીતે તો એ કોઇ દિવસ વિષય માટે ચિંતા કરતા જ નહોતા મગજમા કાંઇક સ્ફૂરે અને તુરતજ પીછી લઇને બેસે હવે તો ચિત્ર મોકલવા માટે એકજ માસ રહ્યો તો પણ તેમણે શરૂઆતજ કરી ન હતી એક દિવસ એમણે કહ્યુ "પ્રદર્શનનુ કામ મારૂ નહિ અને વિષયજ જડતો નથી એ પરીક્ષકોને ખૂશ કરવા હું કાંઈ મારા સિદ્ધાંતોનો ભોગ નહિ આપુ હુ તો કાંઇ ચીતરવાનોજ નથી"

ઘરના સૌને આથી ક્ષોભ થયો બાના મુખ ઉપર પણ નિરાશા છવાઇ ગઇ નાનાં બાળકો પણ પપ્પુ રડુ રડુ થઈ ગયાં અમારો લાલીઓ કુતરો પણ નીચી પુછડીએ આવીને બાની સોડમાં ભરાયો

મોટાભાઈ તો તરત બહાર ચાલી ગયા અમે આખો દિવસ ગ્લાનિમા વીતાવ્યો. પરતુ સાંજે મોટાભાઇની સિસોટીનો સુર દૂરથી આવ્યો તા શોકનો હતો તે સાંભળી અમારા મૃત હૃદય જાગ્રત થયાં પાસે આવતા એમના ગાનનો ગણગણાટ સંભળાયો અમે સહુ બારણે દોડ્યાં

'કાલથી હું મારૂ ચિત્ર શરૂ કરીશ' એટલુ બોલી મોટાભાઇ ચિત્રકામનો પોતાનો સામાન તૈયાર કરવા મંડ્યા અમારા જીવમા જીવ આવ્યો, એમને એક પણ પ્રશ્ન પૂછવાની અમારી હિંમત ન હતી. બીજે દિવસે પ્રભાતમાંજ તેમણે પોતાના સામાન સાથે પ્રયાણ કર્યું હુ પણ મારૂ ફ્લાસ્ક અને રંગ પેટી લઇને તેમની સાથે ચાલી નીકળી શરતની મેદાન પાસે જઇને એ ઉભા દુવાજીવાળા ઘોડાઓને તેમના સ્વાર કથાટીમા રાખવા દોડાવતા હતા તેવામા એક સુંદર જાનવર અમારી આગળથી પૂર ઝડપે પસાર થયુ મોટાભાઈ બોલ્યા, જો, જો આ મારી 'મહારાણી' ની સુંદર ઘોડી છે! એનો દેહ તો રૂપભર્યો છે, પણ તેથી વિશેષ તો એની આંખો છે, જાણે હમણાં બોલશે! એને વાચા નથી પણ એની આંખો બોલે છે હુ એનેજ ફલક ઉપર ઉતારીશ એ જીવન્ત બનશે એનું નામ 'મહારાણી' યથા યોગ્યજ છે"

હુ તો સ્તબ્ધજ થઈ ગઈ શુ ઘોડીના ચિત્રને ઇનામ મળશે? પરતુ પિતાજી તો તુરતજ બાજુના બંગલા પાસે ગયા ત્યા કંપાઉન્ડમા એક મોટી જગ્યા આંતરી લીધી હતી. તેમા 'મહારાણી' રહેતી હતી પિતાજીએ બાજુમાં ફલક ગોઠવ્યું, અને 'મહારાણી' એમની સામે જોતી ત્યા ઉભી રહી

હકીકત એમ બની હતી કે પિતાજી જ્યારે ચિત્રના વિષયનો વિચાર કરતા આમતેમ ફરતા હતા ત્યારે આ ઘોડી નિત્ય નિયમની દોડ કરીને પાછી ફરતી હતી તેનો નોકર તેને દોરતો હતો અને રસ્તે ચાલતાં વાતો કરતો હતો 'બેન! આજે તો તે કમાલ કરી આમને આમ જો તુ સરખી દોડીશ, તો મોટું ઇનામ આપણુંજ છે દોડ માધવની શરતમાં તને મારી હરાવે એવો ઘોડો

બહુજ આનંદમાં દેખાતા હતા. જ્યારે એઓ આનંદમાં હોય ત્યારે કાંઈને કાંઈ શોકગીતો ગણગણે, અથવા તો ગીતોની ગત સીસોટીમાં ઉતારે. જ્યારે દૂરથી આ શોકગીતનો ધ્વનિ અમે સાંભળીએ ત્યારે અમારા મન હસી ઉઠે. અમને લાગે કે મોટાભાઈ આજે આનંદમાં છે. તે દિવસે ઘરમાં પગ મૂકતાંજ એ મોટેથી બોલ્યા કે આ વખતે તો મુંબઈનાં ચિત્ર પ્રદર્શનમા મારે મારું ચિત્ર મોકલવું છે. અમે બધાં બહુજ આનંદમા આવી ગયાં. અમને તો ખાત્રીજ હતી કે મોટાભાઈ ચિત્ર મોકલે એને પ્રથમ ઇનામ મળવાનું જ

તે દિવસથી ચિત્રના વિષયની ચિંતામાં મોટા ભાઈ પડ્યા. અને બા ઘરખર્ચની ચિંતામા પડ્યા જ્યાં સુધી પ્રદર્શન માટેનું ચિત્ર તૈયાર થાય નહિ ત્યાંસુધી મોટાભાઈ બીજા કશાના વિચાર કરશે નહિ. બીજું ચિત્ર થશે નહિ અને વેચાણના પૈસા આવશે નહિ છતાંયે બા પ્રદર્શન માટે ઉત્સાહ બતાવતા અને હસીહસીને કહેતા કે હવે તો આપણે બાગમાંજ શાક વાવીશું એટલે કાંઈ ખર્ચ થશે નહિ. અને એમણે શાક, પાતરા અને મકાઈ વાવ્યાં પણ ખરાં

હવે મોટાભાઈ તો પ્રદર્શન માટેના ચિત્રની ચિંતામાંજ રહેતા હતા. આજૂબાજૂના બનાવોમાં એમનું ધ્યાનજ રહેતુ નહતું. ખાવા પીવામા પણ અનિયમિત થઇ ગયા હતા. સાધારણ રીતે તો એ કોઈ દિવસ વિષય માટે ચિંતા કરતા જ નહોતા મગજમાં કાંઈક સ્ફૂરે અને તુરતજ પીંછી લઈને બેસે. હવે તો ચિત્ર મોકલવા માટે એકજ માસ રહ્યો તો પણ તેમણે શરૂઆતજ કરી ન હતી. એક દિવસ એમણે કહ્યું. "પ્રદર્શનનું કામ મારું નહિ. મને વિષયજ જડતો નથી. એ પરીક્ષકોને ખૂશ કરવા હું કાંઈ મારા સિદ્ધાંતોનો ભોગ નહિ આપું. હું તો કાંઇ ચીતરવાનોજ નથી."

ઘરના સૌને આથી ક્ષોભ થયો. બાના મુખ ઉપર પણ નિરાશા છવાઇ ગઇ. નાનાં બાળકો પણ પણ રડું રડું થઈ ગયાં. અમારો લાલીઓ કુતરો પણ નીચી પુછડીએ આવીને બાની સોડમાં ભરાયો.

મોટાભાઈ તો તરત બહાર ચાલી ગયા. અમે આખો દિવસ ગ્લાનિમાં વીતાવ્યો. પરંતુ સાંજે મોટાભાઈની સિસોટીનો સૂર દૂરથી આવ્યો. લયબદ્ધ શોકનો હતો તે સાંભળી અમારાં સુપ્ત હૃદય જાગ્રત થયાં, પાસે આવતાં એમનાં ગાનનો ગણગણાટ સંભળાયો અમે સહુ બારણે દોડ્યાં.

"કાલથી હું મારું ચિત્ર શરૂ કરીશ" એટલું બોલી મોટાભાઈ ચિત્રકામનો પોતાનો સામાન તૈયાર કરવા મંડ્યા. અમારા જીવમાં જીવ આવ્યો, એમને એક પણ પ્રશ્ન પૂછવાની અમારી હિંમત ન હતી બીજે દિવસે પ્રભાતમાંજ તેમણે પોતાના સામાન સાથે પ્રયાણ કર્યું હું પણ મારું ફલક અને રંગ પેટી લઈને તેમની સાથે ચાલી નીકળી. શરતના મેદાન પાસે જઇને એ ઉભા છુટાછવાયા ઘોડાઓને તેમના સ્વાર હથેળીમાં રાખવા દોડાવતા હતા તેવામાં એક સુંદર જાનવર અમારી આગળથી પૂર ઝડપે પસાર થયું. મોટાભાઈ બોલ્યા, "જો, જો. આ મારી 'મહારાણી' શી સુંદર ઘોડી છે! એનો દેહ તો રૂપભર્યો છે, પણ તેથી વિશેષ તો એની આંખો છે, જાણે હમણાં બોલશે! એને વાચા નથી પણ એની આંખો બોલે છે. હુ એનેજ ફલક ઉપર ઉતારીશ એ જીવન્ત બનશે એનું નામ 'મહારાણી' યથા યોગ્યજ છે"

હું તો સ્તબ્ધજ થઈ ગઈ, શું ઘોડીના ચિત્રને ઇનામ મળશે? પરંતુ પિતાજી તો તુરતજ ઘોડીના બંગલા પાસે ગયા. ત્યા કંપાઉન્ડમા એક મોટી જગ્યા આંતરી લીધી હતી. તેમાં 'મહારાણી' રહેતી હતી પિતાજીએ બાજૂમાં ફલક ગોઠવ્યું, અને 'મહારાણી' એમની સામે જોતી ત્યાં ઊભી રહી.

હકીકત એમ બની હતી કે પિતાજી જ્યારે ચિત્રના વિષયનો વિચાર કરતા આમતેમ ફરતા હતા. ત્યારે આ ઘોડી નિત્ય નિયમની દોડ કરીને પાછી ફરતી હતી તેનો નોકર તેને દોરતો હતો અને રસ્તે ચાલતાં વાતો કરતો હતો, "બેટા! આજે તો તે કમાલ કરી આમને આમ જો તું સરખી દોડીશ, તો મોટું ઇનામ આપણુંજ છે. દોઢ માઇલની શરતમાં તને મારી હઠાવે એવો કોઇ

: લેખક :
સ્વ. રવિન્દ્રનાથ ટાગોર

# દા લિ યા

: અનુવાદક :
મગનલાલ શુકલ. વીરમગામ

## ભૂમિકા

[ પરાજિત શાહ સૂજાએ ઔરંગઝેબના ભયથી નાસીને આરાકાનના રાજાની શરણે ગયો, તેની સાથે તેની ત્રણ કન્યાઓ હતી. આરાકાનના રાજાની ઇચ્છા એ ત્રણે કન્યાઓ સાથે, પોતાના રાજપુત્રોનાં લગ્ન કરવાની થઈ. એ વાત ઉપસ્થિત થતાં, શાહ સૂજા બહુજ નારાજ થયો. બનાવ એવો બન્યો કે, આરાકાનના રાજાની સૂચનાથી એક દિવસ શાહ સૂજાને પ્રપંચથી નાવમાં બેસારીને, નદીની વચમાં તેને ડુબાડવાની કોશીષ કરવામાં આવી. આ વિપત્તિના સમયે ન્હાની છોકરી અમીનાને એણે (શાહ સૂજાએ) પોતેજ નદીમાં નાખી દીધી–ફેંકી દીધી, મોટી છોકરીએ પોતે પોતાની જાતેજ આત્મહત્યા કરી લીધી. વચલી જુલેખા, પિતાના વિશ્વાસુ નોકર રહમતઅલિની સાથે તરીને નાસી–છૂટી, સૂજાએ લડતાં લડતાં પોતાનો જાન આપ્યો–મરાયો.

અમીના નદીના સ્રોતમાં તણાતાં તણાતાં, તરતમાં જ એક ધીવર–ઢીમ્મરની જાળમાં આવી ગઇ અને ધીવર–ઢીમ્મરે તરતજ એને કાઢી લીધી. અને ત્યાંજ એ પળાઈ અને મોટી થઈ.

એટલા (વખત)માં વૃદ્ધ રાજા મરણ પામ્યો અને યુવરાજ ગાદી પર આવ્યો. ]

[ ૧ ]

એક દિવસ સ્હવારે ધીવર–ઢીમ્મરે આવીને અમીનાને ઠપકો આપતાં કહ્યું,—"તિન્ની ! (ધીવર–ઢીમ્મરે આરાકાનની ભાષામાં અમીનાનું નામ "તિન્ની" રાખ્યું હતું.) આજ સ્હવારથી તને થયું છે શું ? કામકાજને બિલકુલ હાથ પણ લગાડ્યો નથી ? મારી નવી જાળમાં આજ કાંઈ આવ્યું નથી ! અમારી નાવ......"

અમીનાએ ધીવર–ઢીમ્મરની પાસે જઈને ઘણાજ સ્નેહથી કહ્યું :—"બાબા ! આજ મારી બ્હેન આવી છે બ્હેન; એથી આજ–છુટ્ટી પાળી છે."

"અરે ! તારી બે'ન ક્યાંથી આવી, તિન્ની !" ધીવર–ઢીમ્મરે પૂછ્યું.

જુલેખાં ક્રાણ જાણે ક્યાંથી નીકળી આવી અને બોલી.–"હું છું હું."

બુઢ્ઢો એકમ અજાયબી પામ્યો. પછી જુલેખાની બહુજ નજિક આવીને, તાકી તાકીને એનું મ્હોં જોવા લાગ્યો ને પછી પૂછ્યું,–"તું કાંઇ કામકાજ જાણે છે ?"

અમીનાએ કહ્યું,–"બુઢ્ઢા, જિજિ (મોટી બ્હેન) ના બદલે હું કામ કર્યા કરીશ. જિજિ કામ કરી શકતી નથી."

બુઢ્ઢાએ થોડીવાર વિચાર કરીને કહ્યું,–"તું રહીશ ક્યાં ?"

જુલેખાંએ કહ્યું,–"અમીનાની પાસે"

બુઢ્ઢાએ વિચાર કર્યો, આતો મોટી મુશ્કેલી આવી ! પૂછવા લાગ્યો,–"ખાઈશ શું ?"

જુલેખાંએ કહ્યું,–"એને માટે બંદોબસ્ત છે" એમ કહીને અવજ્ઞાથી ધીવર–ઢીમ્મરની સામે એક મહોર ફેંકી.

અમીનાએ એને ઉઠાવીને ધીવર–ઢીમ્મરના હાથમાં આપી અને ધીમેથી કહ્યું,–"બાપુ ! હવે કાંઈ બોલશો નહિં, તમે કામ પર જાવ; ઘણું મોડું થઈ ગયું છે."

જુલેખાં છુપાવેશમાં અનેક સ્થળે ફરતી ફરતી અમીનાનો પત્તો મેળવીને ધીવર–ઢીમ્મરની ઝુંપડીએ શી રીતે આવી પહોંચી એની ઘણી લાંબી કથા છે. કહેવા બેસીએ તો એક જુદી જ કહાણી બની જાય. જુલેખાનો રક્ષક, રહમતઅલિ પોતાનું નામ રહમત શેખ ધારણ કરીને આરાકાનની રાજસભામાં કામ કરી રહ્યો છે–નોકરી રહી ગયો છે,

એમ કહીને એ એની મોટી બ્હેન જુલેખાં પાસે જઇને બેસી ગઇ ને બોલી,–"જિજિ, ગુસ્સે ન થશો: અહિંના માણસોજ એવાં હોય છે. હું તો કંટાળી ગઇ છું."

પરન્તુ, અમીનાના મ્હોંપર અથવા એની રીતભાતમાં કંટાળાના કાંઇ ચિન્હો જણાયાં નહિં, ઉલટો, ઘણી બાબતોમાં અહિંના માણસો પ્રતિ એનો અનુચિત પક્ષપાત જણાઇ આવ્યા સિવાય રહેતો નહિં.

જુલેખાંએ બેહદ ગુસ્સે થતાં કહ્યું,–'ખરેખર અમીના! તારા વર્તનથી તો હું દંગ થઇ ગઇ છું. એક બ્હારનો યુવક આવીને તને સ્પર્શ કરે એ તો એની ઘણી ભારે બેઅદબી છે."

અમીનાએ બ્હેનની હા એ હા મેળવીને કહ્યું,–"હા, એ તો ખરી! અગર જો કોઈ બાદશાહ અથવા નવાબનો છોકરો એવું બેહુદું વર્તન ચલાવતો હોત તો એને એ આબરુ કરીને, ધક્કે મારીને બ્હાર કાઢત."

જુલેખાંથી અંદરનું હસવું રોકયું ન રોકી શકાયું, તે હસીને બોલી,–"સાચે સાચું કહેજે અમીના, તેં જે કહ્યું હતું કે દુનિયા તને ઘણી સારી લાગે છે–ગમે છે એ શું આ અસભ્ય યુવકને લઇને?"

અમીનાએ કહ્યું,–ઠીક, તો સાચે સાચું કહી દઉં; એ મને ઘણી મદદ કરે છે. કાંઇ પણ કામને માટે બોલાવું તો દોડીને આવે છે. ઘણીવાર વિચાર થાય છે કે, એને મારી–ઝુડીને ઠીક બનાવું; પણ. સર્વ પ્રયત્નો વ્યર્થ જાય છે. જો બહુ ગુસ્સે થઇને કહું,–"દાલિયા, તારાપર હું ગુસ્સે થઇ છું તો એ મ્હોં સામું જોઇ રહે છે ને ખૂબ આનન્દથી હસે છે. આ દેશનું હસવુંજ કાંતો આવું હશે–આ દેશની હસવાની રીતજ કાં તો આવી હશે. બે–ચાર થપ્પડ–મૂક્કા લગાવી દો તો પણ એ ખૂબજ ખુશ થાય છે, એ પણ અજમાવીને જોઇ લીધું છે. જૂઓને, ઘરમાં પૂર્યો છે; તોપણ ખૂબ આનન્દમાં છે. બારણું ઉઘાડીને જોશો તો આંખો, મ્હોં લાલ–ચોળ કરીને મનની મોજથી દેવતા ફૂંકતો હશે. બતાવો, એને શી રીતે ઠેકાણે લાવું? હું તો હેરાન થઇ ગઇ છું–થાકી ગઈ છું."

જુલેખાંએ કહ્યું,–"હું પ્રયત્ન કરીશ."

અમીનાએ હસતાં હસતાં સવિનય કહ્યું,–"ના બ્હેન; તારા પગે પડું છું. હવે તું એને કાંઇ કહીશ નહિં."

એ શબ્દો અમીનાએ એવા ઢંગથી કહ્યા કે જાણે કે એ યુવક, અમીનાનું ઘણી જહેમતથી પાળેલું હરણ હોય. હજુ એનો જંગલી સ્વભાવ બદલાયો નથી, બીજા માણસોને જોઇને એ કયાંક ભડકીને, ન્હાસી જાય એવી એને આશંકા–બ્હીક હતી

એટલામાં ધીવર–ડીમ્મરે આવીને પૂછ્યું,–'આજ દાલિયા નથી આવ્યો તિન્ની?"

અમીના,–"આવ્યો તો છે."

ધીવર–ડીમ્મર,–"કયાં ગયો?"

અમીના,–"એ બહુજ તોફાન કરતો હતો તેથી એને ઘરમાં પૂર્યો છે."

બુઢ્ઢો કાંઇક વિચારમાં પડી ગયો ને પછી બોલ્યો,–"જો હેરાન કરે તો સહન કરતી જા. નાની ઉમ્મરમાં સૌ એવા તોફાની હોય છે. એને

બહુ જાપ્તામાં ન રાખીશ. દાલિયાએ કાલે એક "થનૂ"-મહોર આપીને મારી પાસેથી ત્રણ માછલીઓ ખરીદી હતી."

અમીના,-" ફીકર નહિં બાબા, આજ હું એની પાસેથી એ 'થનૂ'-મહોરો વસુલ કરાવી દઇશ અને એક પણ માછલી આપવી નહિં પડે."

બુઢ્ઢો પોતાની પાલીન (પાળેલી-પોશેલી) પુત્રીમાં, આટલી ન્હાની ઉમ્મરમાં આવી ચતુરાઇ અને હોંશીઆરી જોઇને ઘણો ખુશ થયો અને એના માથા પર હાથ ફેરવીને ગયો.

(૪)

આશ્ચર્ય તો એ છે કે, દાલિયાના આવવા જવાના સમ્બન્ધમાં જુલેખાંને પણ વખત જતાં કાંઇ વધિ રહ્યો નહિં. વિચાર કરી જોવામાં આવે તો એમાં કાંઇ આશ્ચર્યનું પણ કારણ નથી; કેમકે જેમ નદીને એક તરફ સ્રોત અને બીજી તરફ કિનારા હોય છે તેમ સ્ત્રીઓના હૃદય-વેગ અને લોક-લજ્જાનું છે. પરન્તુ, સમાજની બ્હાર, આરાકાનમાં-અહિં એવા લોકોજ શેના હોય કે જેની લજ્જા-મર્યાદા રાખવાની હોય?

અહિં તો ઋતુઓમાં વૃક્ષો મજ્જરિત થાય છે અને સામેની નીલ-વર્ણી નદી, વર્ષામાં સ્ફીત, શરદમાં સ્વચ્છ અને ગ્રીષ્મઋતુમાં ક્ષીણ થતી રહે છે. પક્ષિઓના ઉચ્છ્વસિત કણ્ઠસ્વરમાં સમાલોચનાનો લવ-લેશ પણ નથી. દક્ષિણનો પવન વચ્ચે વચ્ચે સામેના કિનારાના ગામોમાંથી જનરવના ગુઞ્જનધ્વનિને કોઈ કોઈ વખતે ખેંચી લાવે છે; પણ છૂપી ખણ-ખોદ નહિં.

પડી ગયેલાં મકાન પર ધીમે ધીમે જેમ ઘાસ ઉગી નીકળે છે તેમ અહિંઆ પણ એવીજ રીતે થોડા દિવસ રહેવાથી, પ્રકૃતિના ગુપ્ત આક્રમણોથી લૌકિકતાની માનવનિર્મિત દૃઢ ભીતિ ધીમે ધીમે અલક્ષીતરૂપે તૂટીને ઓછી થઇ જાય છે. એ સમવયસ્ક સ્ત્રી-પુરૂષના મિલન-દમ્પને જોવામાં ઓઓને જેટલો આનન્દ પડે છે તેટલો બીજા કશામાં પડતો

નથી. એટલું રહસ્ય, એટલું સુખ, એથી વધી જાય એવો કુતુહળનો વિષય, એમને માટે બીજા કશામાં હોઈ શકતો નથી. તેથી આ અસભ્ય કુટિર (ઝુંપડી)માં, નિર્જન દરિદ્રતાની છાયામાં જ્યારે જુલેખાંનો કુલ–ગર્વ અને લોકમર્યાદાનો ભાવ આપોઆપ શિથિલ થઇ ગયો ત્યારે પેલા પુષ્પપરિવેષ્ટિત–ફૂલોથી ભરેલા કદલિવૃક્ષની છાયામાં, અમીના અને દાલિયાના મિલનના મનોહર ખેલ જોવામાં એને ઘણો આનન્દ પડવા લાગ્યો.

સાથે સાથે એના પણ તરુણ હૃદયની એક અપરિતૃપ્ત આકાંક્ષા જાગી ઊઠતી અને એને સુખમાં કે દુઃખમાં વ્યગ્ર બનાવી દેતી હતી.

છેવટે–ધીમે ધીમે એટલે સુધી આવ્યું કે, કોઇક–દિવસ, યુવકને આવવામાં વિલમ્બ થઇ જતો–મોડું થતું તો જેવી અમીના ઉત્કણ્ઠિત થઇ જતી, તેવીજ રીતે જુલેખાં પણ તેની પ્રતીક્ષા કર્યા કરતી. અને બન્ને એકઠાં થતાં, ચિત્રકાર જેવી રીતે પોતાના નવ સમાપ્ત–તરતમાં જ પૂરા કરેલા ચિત્રને કાંઇક ... થી જૂએ છે તેમ સસ્નેહ બન્ને મલકાતી મલકાતી એક બીજાના સામે જોઇ રહેતી. કોઇ કોઇ દિવસ ઉપર–ઉપરથી–મૌખીક લડાઈ પણ કરતી, ખોટો ... પાડી દેતી; અમીનાને ઝુંપડીમાં પૂરીને યુવકના મિલના વેગમાં રોકાણ કરતી–વિઘ્ન નાંખતી.

સમ્રાટ અને અરણ્યમાં એક પ્રકારનું સાદૃશ્ય–સામ્ય હોય છે. બન્ને સ્વાધીન છે. બન્ને પોતાના રાજ્યના એકાધિપતિ છે, બન્નેને કોઇના નિયમાધિન રહેવું નથી પડતું. બન્નેમાં પ્રકૃતિની એક સ્વાભાવિક મ્હોટાઇ અને સરળતા હોય છે. જે મધ્યમ શ્રેણીના–સાધારણ વર્ગના છે, જે અહોરાત્રિ–નિશદિન લોક–શાસ્ત્રના અક્ષર મેળવીને જિવન વ્યતીત કરે છે એજ મ્હોટાઓની સામે દાસ, ન્હાનાઓ (ગરિબો)ના પ્રભુ અને કેટલાક સ્થાનમાં 'किंकर्तव्य–विमूढ' બની જાય છે. અસભ્ય, દાલિયા પ્રકૃતિ સામ્રાજ્યનો ઉચ્છૃંખલ બાળક છે; શાહજાદીઓ પાસે એને કાંઇ સંકોચ ન્હોતો અને શાહજાદીઓ પણ એને પોતાની બરાબરીનો માણસ સમજતી થઇ ગઇ હતી. દાલિયા હસમુખો, સરલ, કૌતુકી અવસ્થામાં નિર્ભીક–બ્હીક વિનાનો તેમ પ્રકૃતિનો યુવક હતો. એના ચારિત્ર્યને વાંધા પડતું એક લક્ષણ ન્હોતું.

પરન્તુ, આ સર્વ રમતોમાં કોઇ કોઇ વાર જુલેખાંનું હૃદય અંદરથી ત્રાસી ઊઠતું: તે વિચારતી, શાહજાદીની જિન્દગીનો શું આજ ઉપયોગ છે?'

એક દિવસ પ્રભાતમાં દાલિયાને આવતાંજ જુલેખાંએ એનો હાથ પકડીને કહ્યું,–"દાલિયા, અહિંઆના રાજાને દેખાડી શકીશ?"

દાલિયા,–"દેખાડી શકીશ; કેમ, શું કામ છે? કહો તો ખરાં!"

જુલેખાં,–"મારી પાસે એક છરો છે, એને હું એના હૃદયમાં હુલાવી દેવા ભોંકવા ઇચ્છું છું."

પહેલાં તો દાલિયા સાંભળીને દીંગ થઇ ગયો; પછી જુલેખાંના હિંસા–પ્રખર ચ્હેરા તરફ જોઇને જાણે કે આવી ઘણીજ મજાની વાત એણે અગાઉ કદિ સાંભળીજ ન હોય તેમ એ જોરથી હસી પડ્યો! –અગર દિલ્લગી કહો તો એ છે. શાહજાદીને લાયક છે. કંઇ વાત નહિં, ચીત નહિં, પ્હેલીજ મુલાકાતમાં એક છરાનો ઘા એ જીવતા બાદશાહની છાતીમાં ભોંકવાથી, આ પ્રકારના તદ્દન અણધાર્યા આક્રમણથી બાદશાહના હોસ–હવસ કેવી રીતે ઉડી જશે એનું ચિત્ર ક્રમશઃ એના મગજમાં ચિતરાવા લાગ્યું ને એનું નિરવ કૌતુકમય હાસ્ય રહી રહીને–ધીમે ધીમે અટ્ટહાસ્યમાં પરિણત થવા લાગ્યું.

( ૫ )

બીજેજ દિવસે, રહમતશેખ તરફથી જુલેખાંને એક ગુપ્ત ચિઠ્ઠી મળી; જેમાં લખેલું હતું કે, "આરાકાનના નવા રાજા–શાહજાદાને તમે બન્ને બ્હેનો, ધીવર–ઢીમ્મરની ઝુંપડીમાં હોવાના ખબર પડી ગયા છે, છૂપાઇને એણે અમીનાને જોઇ પણ લીધી છે. એ એના પર મોહિત થઇ ગયો છે. એની સાથે લગ્ન કરવાને માટે, એ તેને તરતમાંજ મહેલમાં લાવવાની તૈયારીઓ કરી રહેલ છે. બદલો લેવાની–વેર વાળવાની આવી ઉમદા તક ફરીને નહિ મળે."

એ પછી જુલેખાંએ, અમીનાનું કાંડું જોરથી પકડીને કહ્યું,–"ખુદાની મરજી સાફ-સ્પષ્ટ દેખાઇ રહી છે. અમીના, હવે તારા જીવનમાં કર્તવ્ય-પાળવાનો સમય આવી પહોંચ્યો છે. હવે હસવું કે રમત સારાં નથી ગમતાં.

દાલિયા હાજર હતો, અમીનાએ એના મ્હો સામું જોયું તો એ કૌતુકપૂર્ણ હાસ્યથી ખડખડાટ હસી રહ્યો હતો.

એનું હાસ્ય જોઇને અમીનાનું હૃદય વિંધાણું થઇ ગયું–ચીરાઈ ગયું; એ બોલી,–"તને ખબર છે, દાલિયા ? હું બેગમ બનવાને જાઉં છું !"

દાલિયાએ હસીને કહ્યું,–"એ તો થોડા વખતને મારેજને !"

અમીનાએ પીડિત, વિસ્મિત ચિત્તથી મૂનમાં ને મનમાં વિચાર્યું,–"ખરેખર, આ જંગલનું જનાવર છે. એની સાથે માણસની જેમ વર્તવું એ મારું ગાંડપણજ છે."

અમીનાએ, દાલિયાને હજુ કાંઇક વધુ સતેજ કરવાને-સમજાવવાને માટે કહ્યું,–"બાદશાહને મારીને પછી શું હું પાછી ફરી શકીશ ?"

દાલિયાએ એ વાતને અંગત રીતે બરાબર સમજી લઇને કહ્યું,–'હા, પાછું આવવું તો મુશ્કેલ છે."

અમીનાનો અન્તરાત્મા એકદમ મ્લાન થઈ ગયો.

જુલેખાંની તરફ ફરીને લાંબો શ્વાસ લઇને તે બોલી –"જિજિ ! ચાલો હું તૈયાર છું."

પછી દાલિયાની તરફ ફરીને વિંધીલું અન્ત કરણથી, હસતાં બોલી,–'બેગમ બનીને હું પ્રથમ તનેજ બાદશાહની વિરુદ્ધના કાવતરામાં શામિલ હોવાના અપરાધની શિક્ષા કરાવીશ ! એ પછી જે કાંઇ કરવાનું હશે તે કરીશ"

એ સાંભળીને દાલિયાને ઘણુંજ આશ્ચર્ય થયું; જાણે કે એ વાતને કાર્યરૂપે પરિણત થવામાં પણ એને કોઇ બહુજ આનન્દની સામગ્રી મળવાની હોય નહિ !

( ૬ )

**ઘોડેસ્વારો**, પાયદળ, હાથી, વાજાં, ધ્વજા-પતાકાઓ અને રોશની ધામધૂમથી, ધીવર-ઢીમ્મારની ઝુંપડીના દ્વાર પાસે સર્વ સવારી આવી પ્હોંચી સાથે રાજમહેલમાંથી, સોનાની જડેલી બે સુન્દર પાલખીઓ પણ આવેલી હતી.

અમીનાએ જુલેખાંના હાથમાંથી કટારી લીધી. એ એના હાથીદાંતના હાથાને ઘણી વાર સુધી જોઇ રહી. એ પછી ચોળી ઉઘાડીને, પોતાની છાતી પર એની ધારની પરીક્ષા કરી જોઇ-પોતાના હૃદય પર કટારીની અણીને એક વખત જરા અડાડી જોઇ. પછી એને ઘરોમાં પૂરીને-નાંખીને, ચોળીની અંદર છૂપાવી દીધી.

ઘણી ઇચ્છા હતી કે, તે આ મરણ-યાત્રાની પ્હેલાં એક વખત દાલિયાને મળી લે; પણ, આજે એ આવ્યો જ ન્હોતો! દાલિયા છેલ્લે દિવસે હસી રહ્યો હતો, એ હાસ્યમાં શું અભિમાનની જ્વાળા સળગી રહી હતી?

પાલખીમાં બેસતાં પ્હેલાં અમીનાએ પોતાના બાલ્યકાળના આશ્રયસ્થાન, ઝૂંપડી પાસેની વૃક્ષઘટા અને પાસેજ વહેતી નદી તરફ અશ્રુભરી આંખોથી એક વખત જોયું. ધીવર-ઢીમારના હાથ ઝાલીને એક પણ અવાજથી બોલી,-"બાપુ, હું તો હવે જાઉં છું. તિન્ની તો જાય છે, હવે તમારા ઘર-બારને કોણ સંભાળશે?"

વૃદ્ધ એ સાંભળી, બાળકની માફક રડી પડયો. અમીનાએ તેને શાન્ત પાડયો.

અમીનાએ પછી કહ્યું,-"બાપુ, જો દાલિયા અહિં આવે તો એને આ વીંટી આપજો ને કહેજો કે, તિન્ની જતી વખતે આપતી ગઇ છે."

એટલું કહીને તરત તે પાલખીમાં બેઠી, બીજી પાલખીમાં જુલેખાં બેઠી ને ઘણીજ ધામધુમથી પાલખીઓ રવાના થઇ. અમીનાની ઝૂંપડી, નદીનો કિનારો, કદલીવૃક્ષ નીચેનું સ્થાન-સર્વે અંધકારમય-નિસ્તબ્ધ જનશૂન્ય થઇ ગયાં.

યથા સમયે બન્ને પાલખીઓ, તોરણદ્વારમાંથી અન્તઃપુરમાં લાવવામાં આવી; બન્ને બ્હેનો પાલખીઓમાંથી બ્હાર આવી.

અમીનાના મ્હોંપર હાસ્ય ન્હોતું, આંખોમાં આંસુઓનું ચિન્હ પણ ન્હોતું જુલેખાંનું મ્હોં ફીક્કું પીળું પડી ગયું હતું. કર્ત્તવ્ય બજાવવાનું જ્યાં સુધી દૂર હતું ત્યાં સુધી એને ખબર લાવવાના ઉત્સાહની તીવ્રતા હતી, અત્યારે એણે કમ્પીત હૃદયથી વ્યાકુળ હૃદયથી અમીનાને છાતી સરસી ચાંપી ને મનમાં ને મનમાં કહેવા લાગી "નવીન પ્રેમના પ્રવાહમથી છોડાવીને આ ખીલતાં પુષ્પને, રક્તસ્રોતમાં ધકેલવાને હું લઇ જાઉં છું!"

પણ, હવે વિચારવાને સમય ન્હોતો, પરિચારિકાઓએ ગોઠવેલ સેંકડો-હજારો બત્તીઓની અનિમેષ તીવ્ર પ્રકાશ દૃષ્ટિની વચ્ચે થઇને બન્ને બ્હેનો સ્વપ્નાહત-સ્વપ્નામાં ચાલતી હોય તેમ ચાલવા લાગી, છેવટે શયન-ગૃહના દ્વાર પાસે ક્ષણભર રોકાઇને અમીનાઓ, જુલેખાંને કહ્યું,-" જિજિ-મોટી બ્હેન!"

જુલેખાંએ અમીનાને બાહુબંધમાં લઇને આલિંગન કર્યું.

એ પછી બન્નેએ ધીમા પગલે અંદર-શયન-ગૃહમાં પ્રવેશ કર્યો.

અંદર જોયું તો, સુસજ્જિત ઓરડામાં, શાહી, પોષાકમાં સજ્જ થઇને, પલંગપર તકીઆને અઢેલીને બાદશાહ બેઠેલ છે. અમીના સંકોચથી, દ્વારની પાસેજ ઠરી ગઈ.

જુલેખાંએ આગળ વધીને, બાદશાહની પાસે જઇને જોયું તો, બાદશાહ ઘણાજ કૌતુકથી હસી રહેલ છે!

બરાબર જોઇને જુલેખાં બોલી ઉઠી-"દાલિયા!"

એ સાંભળીને અમીના મૂર્છિત થઇ ગઇ!

તેને પડતી જોઇને, દાલિયા એકદમ ત્યાં પ્હોંચી ગયો અને તેને પડતા ફૂલની માફક અદ્ધરથી ઝીલી લઇને પલંગમાં સુવારી. શુદ્ધિ આવતાં, અમીનાએ ચોળીમાંથી કટારી કાઢીને જુલેખાં સામે જોયું! જુલેખાંએ દાલિયા તરફ જોયું! ને દાલિયા મુંગો મુંગો, હસતો હતો, બન્નેના તરફ જોઈ રહ્યો! કટાર પણ પોતાનાં ઘરાંમાંથી જરા બ્હાર ડોકું કાઢીને, આ તમાસાને જોઇને, ચમકતી ચમકતી હસવા લાગી!






લેખક : રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

"દાજીરાજ! એક વર્ષ તો માફ કર."

"એમાં હું કાંઇ ફેરફાર કરી શકું તેમ નથી. ત્હારે વિઘોટી આપવી જ પડશે.

"અરે ભલા માણુસ! દુકાળ પડયો છે. છોકરાંઓને ખાવાને પુરૂં અન્ન પણ નથી–પહેરવાને વસ્ત્ર પણ નથી એવે વખતે ત્હમે અધિકારીઓ જરાપણ દયા બતાવી ન શકો?

"રામદે! ત્હમે ખેડૂતો હવે લુચ્ચા થતા જાઓ છો. ઘરમાં અનાજ સંતાડી, ભૂખે મરવાના ઢોંગ કરી દરબારને ઠગવા માગો છો કેમ?" દાજીરાજે રામદેને દમ માર્યો.

"બાપુ! દાજીરાજ! તું અમ્હારા હાથમાં ઉછરેલો છોકરો આવો નિવડશે એમ અમે સ્વપ્ને પણ ન્હોતો ધારતા. અમારા ગામનો રહિશ તું જરા ભણ્યો, દરબારમાં ત્હને કારકુનની જગ્યા મળી ત્યારે અમ્હેં બધા ખેડૂતો ખુશી થયા કે આપણા ગામનો જ માણુસ દરબારી નોકરીમાં આગળ વધશે તો આપણને ખેડૂતોને બહુ રાહત મળશે. આપણા દુઃખો તે દરબાર સમક્ષ મૂકશે એટલું જ નહિં પણ પોતાનાં દેશીજનના હિત માટે નિરન્તર પ્રયત્ન કરશે. તેને બદલે ત્હારે માટે ખેડૂતોમાં રાડ ફાટે છે. તું ઘરનો ઘાતકી......"

"બસ કર રામદે બસ કર! ત્હારૂં એ ટીપણું. મ્હારે મ્હારી નોકરી બજાવવી જ જોઇએ."

"હું પણ એમજ કહું છું કે ત્હારી નોકરી તુ ખુશીથી બજાવ પણ પ્રમાણિકપણે ત્હને મળેલા અધિકારનો સદૂપયોગ કર."

"ત્હમે બધા કેટલા પ્રમાણિક છો તે હું સારી રીતે સ્હમજું છું." દાજીરાજે મૂછ પર વળ ચઢાવતાં ચઢાવતાં રામદે તરફ તીણી આંખ્યે જોયું.

"દાજી! ખેડૂત જેવો પ્રમાણિક વર્ગ પૃથ્વીને પાટલે કયાંય પણ નથી. અમ્હારા દાણાનો કણેકણ પ્રમાણિકતાથી ભરેલો છે. ખેતર ખેડવું, ઓરવવું, વાવણી કરવી, પાણી પાવાં, રખોળું કરવું, લણવું, કાપણી કરવી, ગોધા કરવા, મસળવું, વાવલવું, માપ કરવા વસવાયાં જો ભાગ જૂદો કરવો, વ્યાપારીને દેવું આપવું ને દરબારને વિઘોટી ભરવી એ સર્વ ક્રિયામાં મહેનત, ઉદ્યોગ ને પ્રમાણિકતા એટલી બધી રાખીએ છીએ કે ભલે અમ્હેં ગરીબ હોઇએ, ભલે રોટલાના ટૂકડા માટે અમ્હારાં છોકરાં ટળવળતાં હોય છતાંપણ અમ્હેં અમ્હારા એ પ્રમાણિક ધંધા માટે મગરૂબ રહીએ છીએ." રામદેપ્યુઆએ ખેડૂત જીવનની મહાભાવના પ્રકટ કરી.

"એ બધું મ્હારી આગળ કંઇ નવું નથી. ખેડૂત ગમે તે પદ્વી ધરાવતો હોય તેની મ્હને પરવા નથી. મ્હને તો વખતસર વિઘોટી મળવી જોઇએ."

"ખરૂં બાપલા ખરૂં! પણ બે વર્ષથી અમ્હારી શી હાલત છે તે તું સારી રીતે સ્હમજે છે. રાજાઓનો રાજા મેઘરાજ રીસાઇ ગયો છે. બે વર્ષથી ઉપરા ઉપર દુકાળ પડવાથી ખેતરમાં કંઇ પાકયું

નથી. બાધી મુડી લાખની. દાજી! જો તું માનતો હો તો માનજે પણ અમ્હે છેલ્લા બે મહિનાથી એકટાણું જ ખાધું છે. ચાર ગાય હતી તેમાંની બે વેચી નાંખી, બાકીની બેને પુરતો ચારો પણ મળતો નથી. હું ભુખે રહીશ, મ્હારાં છોકરાં ભુખે મરશે પણ આ ગાય માતાને હું ભુખી નહિં રહેવા દઉં. અમ્હારે માટે નહિં પણ આ ગાવડીની દયા ખાઇને પણ તું જો થોડા વખત વિઘોટી થોભાવીશ તો ત્હારા કરોડો ઉપકાર થશે..."

બીજા ફળીયામાંથી કોકીલ કંઠે ગવાતા રાસનાં ચરણ સંભળાયાં. દાજીનું ધ્યાન તે તરફ ગયું:

હરિ વેણુ વાય છે રે હો વનમાં,
ત્હેનો મેહ લાગ્યો મ્હારા તનમાં,
ચિતડાની ચટપટી રે હો લાગી:
જીવન જોવાને હું જાગી—
રસિયાજીને રે હો રાગે.

× × ×



મ્હારે આંગણ ફુલની રે હો વાડી,
ત્યાં મ્હારો પ્રિયતમ પધારે દાડી દાડી
ઘડી એક ... ... ... ...

"રામદે! આ રાસ કોને ત્યાં ગવાય છે?" દાજીરાજે અધિરતાથી પૂછ્યું.

"એ તો આણંદકુંબરની દિકરીનાં લગ્ન છે તેના આનંદમાં તેના ફળીયામાં રાસ લેવાય છે.

(૨)

રતનપુરમાં બે વર્ષથી કડકડતો કાળ પડ્યો હતો ખેડુતો બિચારા ઉપરા ઉપર આવતા દુકાળથી દુઃખી-દુઃખી થઇ ગયા હતા. રતનપુરનો યુવાન દરબાર રામસિંગ આ સ્થિતિમાંથી પોતાના ગામને રાહત આપવા અવનવી યોજનાઓ ઘડી રહ્યો હતો. રતનપુરના ન્હાનકડા રાજ્યને એક આદર્શ રાજસ્થાનમાં ફેરવી નાંખવાના ત્હેને અનેરી અભિલાષા હતી. રાજ્યાસને આવ્યા પછી તુરતમાં દુકાળ પડવાથી ત્હેને લાગ્યું કે ત્હેની પોતાની જોખમદારીઓ વધી છે. અધિકારીઓ પ્રજાને ત્રાસ આપે છે એવાએવા ભણકારા ત્હેને કાને પહોંચ્યા હતા. ત્હેને પોતાને પણ અનુભવથી લાગ્યા કરતું હતું કે રાજા સારો હોય તો પ્રજા દુઃખી જ રહેવાની. આથી તે પોતે દરરોજ રાત્રિએ વેશ બદલી પ્રજાની સ્થિતિનો અભ્યાસ કરવા એકલો નિકળી પડતો.

દુકાળ વરસ હોવાથી રતનપુરમાં વસંત પચમી એક પણ લગ્ન વિનાની જ જાત. પણ રતનપુરનો પટેલ આણંદકુંબર પૈસે ટકે મૂળથી સુખી હતો. ત્હેની એકની એક દિકરી લગ્ન જોગવડી થઈ હતી તેથી ત્હેને આ વર્ષે લગ્ન કર્યાં વિના છૂટકો ન્હોતો. આખરે દરબારની સલાહ લઇ પટેલે પોતાની પુત્રિના લગ્ન લીધાં. દુકાળના દુઃખમાં ઝપડાયલા ખેડુતોએ આણંદકુંબરને ત્યાં પોતાના દુઃખો ઘડીભર ભૂલી આ લગ્નનો પ્રસંગ ઉજવ્યો. પુરુષોએ ડાંડીયારાસ લીધા અને સ્ત્રીઓએ હલકભેર્યાં કંઠથી રાસ લઇ રતનપુરના દુઃખી વાતાવરણને થોડો વખત સુખી બનાવ્યું.

રાયદેઇગુડા સાથે વિધોટીની તકરાર કરતો હાજી-રાજ કાલને કાલ વિધોટી ભરી આપવાની તેને ધમકી આપી આથુંદકુંમરના ફળીયા તરફ ઉતાવળે પગલે ગયો.

"નથુ ! રાસ ગવરાવે છે એ કોણ ?"

"હને ખબર નથી હાજીરાજ ? મ્હોટો અમલદાર થયો છે તે ! એ તો રામદેઇગુડાની દિકરી સાજણુ." નથુએ હાજીરાજની ટોળ કરી.

એક પલમાં હાજીરાજે અનેક વિચારો કરી નાંખ્યા. તે પોતે રતનપુરનો રહીશ હતો. થોડું ભણી દરબારમાં કારકુનની નોકરી મેળવી. નવા દરબારે બહારગામના કરતાં રતનપુરના રહીશોને જોખમભરી અધિકારની જગ્યા આપવાનો નિશ્ચય કર્યો હતો તેથી હાજીરાજના હમણાં હમણાં ભાવ વધ્યા હતા. તેની પાસે બે ત્રણ ખાતાંનો અધિકાર હતો તેમાં તલાટીનુ કામ પણ તે કરતો હતો. અમલદારી જેમ જેમ વધતી ગઇ તેમ તેમ તેનો નિશો પણ હાજીરાજને ચડતો ગયો. તેની આસપાસ ખુશામતીઆ અને હલકી વર્તણુંકના નોકરો વધ્યા. પરિણામે હાજીરાજ વર્તનમાં નિચે પડ્યો. આજે સાજણુને જોતાં તેના અમલદારીના નિશાએ ફરી ઉછાળો માર્યો.

"રામદેને કેટલી દિકરીઓ છે નથુ ?" રાસ લેતી સાજણુ તરફ વિકારભાવે જોતાં જોતાં હાજીરાજે પ્રશ્ન કર્યો.

"કેમ કંઇ વિચાર છે ? નથુએ પોતાની આસપાસ ઉભેલા જુવાનીઆઓના ટોળાં તરફ દ્રષ્ટી ફેરવતાં ફેરવતાં હાજીરાજના કાનમાં વાત કરતો હોય તેમ પૂછ્યું.

"હું પુછું એનો જ ઉત્તર આપ."

"રામદેને બે દિકરી ને બે દિકરા છે. તેમાં સહુથી મોટી તે આ સાજણુ."

"એ પરણી છે કે કુંવારી ?"

"એ છે કુંવારી પણ તેમાં ત્હારૂં કંઇ વળે તેમ નથી." નથુએ આ શબ્દો બહુ ધિમે સ્વરે ઉચ્ચારી આસપાસ જોયુ.

જુવાનીઆઓના ટોળામાં એક યુવાની ખાયેલો જુવાન આ બન્નેની વાતો બહુ જ ધ્યાનથી સાંભળતો હતો. નથુની દ્રષ્ટી તેના તરફ ગઇ.

"હાજીરાજ ! ત્હારે જે પૂછવું હોય તે પછી પૂછજે."

"કેમ કોઇની બીક છે ? હને ખબર નથી કે રતનપુરમાં હાજીરાજની શી સત્તા છે ?" હાજીએ મૂછ મરડી.

"ત્હારી સત્તાની મ્હને ખબર છે પણ ત્હારી ઉપર પણ એક સત્તા છે ના ?"

"એ સત્તા દરબારગઢમાં—બહાર નહિં. બહાર તો અમ્હેં દરબાર છીએ."

ટોળામાં ઉભેલા જુવાને દાંત કચકચાવ્યા.

"ત્યારે સાજણુને એક રાત બોલાવ તો તું હાજી ખરો !" નથુએ હાજીને નિશો ચડાવનારી એક પ્યાલી વધારે પાઇ.

"કબુલ છે નથુ ! પણ ત્હારી મદદની એમાં જરૂર પડશે."

આ વાતચીત ચાલે છે ત્યાં હસતી રમતી ગ્રામ્ય સુન્દરીઓનો રાસ પુરો થયો. થોડીવાર પછી સહુ સુન્દરીઓ પોતપોતાના ઘર તરફ ગઈ. પુરૂષો પણ વિખરાયા. ટોળામાં ઉભેલો પેલો છુકાની બાંધેલો જુવાન, દાજીરાજ અને નથુની હિલચાલ તપાસતો તે બન્નેની પાછળ પાછળ ગયો.

( ૩ )

"બાપા! આમ રડો છો શું કામ?"

"દિકરી સાજણ! ત્હારી મા મરી ગઈ અને હું કેમ જીવતો રહ્યો......" આમ બોલતાં બોલતાં રામદે વધારે રડયો.

"એવું તે શું દુઃખ આવી પડયું છે? દરબાર જો એવો દુષ્ટ હોય તો આ ઘરવખરી વેચીને વિઘોટી ભરી દયો—પણ મ્હેં સાંભળ્યું છે કે રામસિંહ બાપુ તો બહુ ભલા અને સારા છે." યુવાન પુત્રીએ પિતાને શાંત કરવા પ્રયત્ન કર્યો.

"દિકરી! મ્હારું દુઃખ હું તને કહી શકતો નથી. કાં હું નહિં કાં એ દાજીડો નહિં!" પોતાનાં આંસુ લુછતાં લુછતાં વૃદ્ધ આહિર ગુસ્સામાં ધ્રુજ્યો.

"એમાં દાજી શું કરે! તેને તો દરબારનો હુકમ ઉઠાવવો રહ્યો." નિર્દોષ સાજણે પોતાનો વિચાર જણાવ્યો.

"અરે દરબારને તો ખબરે નહિં હોય કે એ પાપી અધિકારીઓ કેવાં કેવાં દુષ્ટ કામો કરી રહ્યા છે. ખેડૂતોને દુકાળ કરતાં પણ અધિક ત્રાસ જો કોઈનો હોય તો એવા અધિકારીઓનો જ છે.

"એમ કંઈ બધાય અમલદાર ખરાબ નથી આવતા. આપણે ત્યાં જૂના દરબારના વખતમા શામળજી મહેતા આવતા એ કેવા ભલા હતા. તે કહેતા કે ખેડુતો એ રાજનું સાચું ધન છે. ખેડૂતો ન હોય તો રાજ ન હોય!"

"દિકરી એવા અમલદારના તો પગ પુજીએ તોય ઓછું. શામળજી આજે હોય તો ભલેને દસ દુકાળ હોય તોપણ ખેડૂતને રાહત અને શાંતિજ હોય. પણ આ દાજીડો તો પાપી નીકળ્યો છે. એને ખબર છે કે હું વિઘોટી ભરી શકું તેમ નથી એટલે આજ મ્હારી આબરૂ પાડવાનું એણે આદર્યું છે."

"ત્હમે કહો તો હું એને ખોળા પાથરી વિનવું કે દરબારને સમજાવી આ વરસની વિઘોટી મુલતવી રખાવે."

"એવા દુષ્ટને વિનવણી ન હોય, સાજણ! સાજણ!! લાવ મ્હારી કડીયાળી ડાંગ લાવ! હું એ પાપીને મારી નાંખી મારા અપમાનનું વેર વસુલ કરૂં." ફરી રામદેની આંખોમાંથી ક્રોધનો અગ્ની ભભુકયો.

"હશે એનું પાપ એ ભરશે. ત્હમે નકામા શા માટે લોહી બાળો છો?" સાજણે ફરીથી પિતાને શાન્ત કરવા પ્રયત્ન કર્યો.

"એનું પાપ—એનું પાપ? ન માફ કરી શકાય તેવું છે, સાજણ! એ દુષ્ટે પેલા નથુડા સાથે કહે-

વરાવ્યું છે કે જો સાજણને મ્હારે ઘેર મોકલ તો... વિધો...ટી...માફ...સાજણ! સાજણ! લાવ! ડાંગ લાવ! એને મારીશ ત્યારેજ મ્હને સંતોષ થશે."

( ૪ )

મધરાતની શાંતિ સર્વત્ર પથરાઇ ગઇ હતી માત્ર કુતરાંઓના ભસવાથી એ અખંડ શાંતિ થોડી થોડી વારે ખંડિત થતી હતી. આ વખતે રતનપુરના પાદરમાં એક પિપળાના વૃક્ષ નીચેની દેશળવાવ તરફ એક યુવતી કોઇ ન જાણે તેમ સંતાતી જતી હતી. આણંદ ઉંબરના ફળીયામાં રાસ વખતે પુરૂષોના ટોળામાં લુકાની બાંધીને ઉભેલો પેલો જુવાન પણ આ યુવતીથી થોડે અંતરે તેની પાછળ ચુપચુપ ધીમે પગલે જતો હતો, અજવાળીયુ હતું એટલે સર્વત્ર ચાંદનીની આછી આછી ચાદર બીછાવાઇ હતી. દેશળવાવ પિપળાના છાંયાથી ઢંકાયેલ હોવાથી ત્યાં અંધારૂં હતું માત્ર પાંદડા વચ્ચે આવતા પ્રકાશથી સફેદ ફુલઝાડ હોય તેવો દેખાવ લાગતો હતો. એ વાવથી થોડે દુર એક વડલાના વૃક્ષ નીચે પેલો જુવાન આ યુવતીની હિલચાલ બારીકાઇથી તપાસતો છૂપાઇને ઉભો.

આ યુવતી તે રામદેરખુડાની સાજણ હતી. એના દિલમાં ઠસી ગયું હતું કે પોતે પિતાની આજે દુશ્મન બની છે અને તેનું કારણ પોતાનું રૂપ બન્યું છે. એ રૂપથીજ દાજીરાજ લોભાયો. એ રૂપથીજ વિધોટી એક કનડગતના સ્વરૂપમાં ફરી ગઇ માટે એ રૂપનો નાશ કરી પિતાને એ સતાવણીમાંથી મુક્ત કરવાનો સાજણે દૃઢ નિશ્ચય કર્યો પિતાને ખાતર અને આહિરકુળની ઇજ્જતને ખાતર પોતાનો પ્રાણ આપવા માટે આ મધરાતે તે છાનીમાની નિકળી આવી. તેને ખબરે ન્હોતી કે આજે એ દિવસથી એક વ્યક્તિ તેના કુટુંબની સર્વ હિલચાલોપર ખડુ બારિકાઇથી લક્ષ આપે છે.

થોડો વખત તે દેશળવાવને કાંઠે શાંત ચિત્તે ઉભી રહી—પછી હાથ જોડીને બોલીઃ 'હે દેશળવાવ! આજે મ્હારો બાપ દુઃખમાં છે. મ્હારા શરીરના આ માંસના લોચાઓ તેના દુઃખમાં વધારો કરે તેમ છે માટે આ દેહનો નાશ કરવો એજ એક માર્ગ બાકી રહ્યો છે. હે પરોપકારી વાવડી! હું ત્હારી પાસે માગી લઉં છું કે આજ સુધી મ્હેં જો આ દેહને અભડાવી ન હોય તો મ્હારા બાપને તુ આ દુઃખમાંથી ઉગારજે. હું નિર્દોષ છું અને એ નિર્દોષતાનું જો કંઇપણ બળ હોય તો એ બળથી હું ત્હને વિનંતી કરૂં છું કે એક ટાપું માંડ માંડ ખાવા મળે છે એવાં મ્હારા ત્રણ ન્હાનાં બાન્ધુને આ દુકાળના ભુખમરાથી બચાવજે. હે દેશળવાવનાં નિર્મળ નીર! એ વર્ષથી દુકાળને લીધે બધા નવાણુ સુકાયાં છતાં ત્હારૂં સત એવું ને એવું છે તો જો મ્હેં મ્હારી આવડી ઉમરમાં બધાં વરસ નિતીમાં ગાળ્યા હોય તો મ્હારે આંગણે ઘાસના તરણા વિના તરફડતી એ ગાયોને શાંતિ આપજે. હું જાઉં છું—પિતાને ખાતર જાઉં છું—આબરૂને ખાતર જાઉં છું.

હું કંઇ કલંક કરીને આપઘાત નથી કરતી તેની સાક્ષી એ ચંદ્રમા ! તું રતનપુરની આહિર કોમને આપજે ! હું જાઉં છું—પિતાને ખાતર જાઉં છું—આબરૂને ખાતર જાઉં છું. મા ! મ્હારી માવડી ! આ કેશળવાવને તળીયેથી હું ત્હારી પાસે આજે સ્વર્ગમાં આવું છું. હે દેવના દેવ ! સહુનું કલ્યાણ કરજે પણ જે રાજમાં અધિકારીઓ વસ્તીની વહુ દિકરીની આબરૂ પર હાથ નાખે તે રાજનું સત્યા...”

“ સબુર સાજણ ! સબુર.” સાજણ વધુ બોલે તે પહેલાં વડલાની ઓથે સંતાયેલા પેલા બુકાનીવાળા જુવાને દોડી આવી મધરાતની શાન્તિને ધ્રુજાવે તેવો અવાજ કર્યો.

વાવને કાંઠેથી સાજણ બે ડગલા પાછળ હઠી. પોતાના કાર્યમાં ખલલ કરાવનાર તરફ સહજ ગુસ્સામાં તે ફરી.

“ કોણ છો ભાઇ ? અહિં અત્યારે શા માટે આવ્યો છે ? ”

“ બેનને બચાવવા માટે આવ્યો છું—એક રતનપુરની રત્ન સરીખી સાજણને અને બીજું રતનપુરના રાજને ! ’

સાજણ આ આવનાર તરફ અજવાળીયામાં એકટશે નિહાળી રહી.

ફરી તે બોલ્યો.

“ સાજણ ! હું માગી લઉં છું કે રતનપુરના રાજને શ્રાપ ન આપીશ.”

“ પણ તુ છો કોણ ? ”

“ હું—હું—રતનપુરનો દરબાર ” આમ કહેતાં કહેતાં તે જુવાને બુકાની છોડી નાંખી. ચંદ્રમાં તેજે સાજણને સાચાં રાજતેજનાં દર્શન થયા.

“ કોણ રામસિંગ બાપુ ! ? ” સાજણે ગામધણીને નયનથી નમસ્કાર કર્યા.

(૫)

હાજીરાજના જીવનમાં આજે દિવાળી જેવો ઉત્સવ હતો. ચંદ્રમાંની ચંદ્રિકાને ભુલાવે તેવી સાજણ આજે તેના માટીના ઘરને પાવન કરશે એ વિચારે તે ઘનથની રહ્યો હતો. સાધારણ સ્થિતિમાંની તે રતનપુરનો કારકુન-અમલદાર થયો અને આજે એ અમલદારીને પ્રતાપે રામજીને દાબીને વિધીડીને બદલે વિજળી સરીખી રતનપુરની સૌથી રૂપવતી યુવતીને મેળવશે એ રીતે પોતાના નસીબનો સિતારો એને ચડતો દેખાયો.

આજ એને ખાવાપીવાની સુદ્ધિ ન્હોતી. એને તો કયારે અગીયાર વાગે અને નથુ સાજણને તેડી આવે એ વિચારની જ લગની લાગી હતી.

દરબારગઢમાં દૂર દૂર વાગતા કલાકના ઘંટા તે દરવખત રાત્રિની શાંતિમાં ગણતો ગણતો મૂછ મરડતો પોતાના ઘરમાં આંટા મારતો હતો. આખરે અગીયારના ટંકારા થયા. તેના દિલમાં શ્વાસની ધમણનું જોર વધ્યું. તે બીજા કંઇપણ વિચારો કરે તેટલામાં બહારથી બારણું ઠોકાયુ.

“ કોણ નથુ ? ”

“ હા. ”

તુરતજ બારણું ખુલ્યું અને નથુ સાથે આવેલી યુવતી ઘરમાં દાખલ થતાં નથુને બહાર રાખી અંદરથી પાછું બંધ થયું.

દેશળવાવમાં જળસમાધિ લેવા ગયેલી સાજણને દરબાર રામસિંગે આત્મઘાત કરતી અટકાવી અને એ ને એ વખતે રામદેને મળવાની રામસિંગે ઇચ્છા બતાવી. રામદે. સીમમાં વાડીએ જ રહેતો એટલે સાજણ અને રામદે તે તરફ ગયાં. મધરાતે આમ સાજણને વાડીયે આવેલી જોઈ તથા સાથે પોતાના ગામધણી રામસિંગને જોઇ રામદેની અજાયબીનો પાર રહ્યો નહિ.

રામસિંગે રામદે સમક્ષ સર્વ વાત ટુંકમા કહી બતાવી અને છૂપે વેષે પોતે દાજીરાજની હિલચાલ કેવી રીતે તપાસી હતી તે સર્વ બાબતનું યથાર્થ બ્યાન કરી બતાવ્યું તેણે રામદેને સમજાવ્યો કે સવારે દાજીરાજ આવે ત્યારે તેને કહેવું કે આજે રાતના અગીયાર વાગે સાજણને તેડવા નથુને મોકલજે એટલે સાજણ આવશે. સાજણને બદલે દરબાર પોતે સાજણનાં કપડાં પહેરી નથુ સાથે દાજીરાજને ઘેર જશે એ સાંભળી રામદે અચંબો પામ્યો પોતાના ખેડૂતની ઇજ્જત બચાવવા એક દરબાર આ રીતના પ્રયત્નો કરે છે એ સાંભળી તેની આંખોમા આંસુ આવ્યાં અને તે બોલી ઊઠયો કે "કાં તો રામધણી અને કાં તો ગામધણી!"

બીજે દિવસે રાતે રામસિંગ દરબારે રામદેઇ-ચુડાને ઘેર જઈ સાજણનાં કપડા પહેરી લીધાં અને નથુ આવતાં તેની સાથે સાજણ તરીકે ઘુમટો કાઢી ને દાજીરાજને ત્યાં ગયો.

ઘરનું બારણું બંધ કરતાં કરતા દાજીરાજના હાથ ધ્રુજ્યા વિઘોટી માટે રામદેને ધમકાવનાર આ અમલદાર અત્યારે પોતાનું શરીર શાથી ધ્રુજે છે તે સમજી ન શકયો તેણે સઘળી શક્તિઓ એકઠી કરી સાજણના ઘુમટા તરફ હાથ લંબાવ્યો.

"કેમ આજે કંઈ ઘુમટો કાઢયો છે? ત્હારા માટે તો મ્હે કંઈ કંઇ તૈયારીઓ કરી રાખી છે

કંઇ જવાબ ન મળ્યો.

"સાજણ! સાજણ!! તું રામદેને સ્હમજાવી મ્હારી થા તો રામદેની વિઘોટી માફ કરાવું એટલુંજ નહિં પણ એક ખેતર વધારે અપાવું."

સાજણ કંઇ પણ બોલ્યા વિના એક ખુણેથી બીજે ખુણે ગઇ.

"આમ શું કરે છે! અહિં લાજ કોની કાઢે છે? પરણ્યાને લાજ કાઢતી હોય તો તો ઠીક. જો રામદે માને અને તું મ્હારા હૈયાનો હાર થા તો રામદેને દરબારને સ્હમજાવી રતનપુરની પટલાઇ અપાવું."

હજુ સાજણનો ઘુંઘટ એમને એમ જ રહ્યો.

"જો સીધી રીતે નહિં માને તો ત્હારા બાપનાં ખેતર, ખોરડાં બધું હરાજ કરાવી, કંઇ તોહમત મૂકાવી તેને દેશપાર કરાવીશ માટે સાજણ! આજે એટલું કહી દે કે તું રામદેને સ્હમજાવી મ્હારી સાથે પરણીશ.

સાજણનું મૌન હજુ અખંડીત રહ્યું.

"એ તો બધુય થશે પણ આજ ત્હારા આ ગુલાબી ....." આમ બોલતાં બોલતાં તે સાજણ તરફ ધસ્યો અને જોરથી તેનો ઘુંઘટ ખેંચ્યો.

બીજી ક્ષણે ઘુંઘટ ખુલતાં તે આભો બની ગયો. ત્હેણે સાજણને બદલે ઘુંઘટમાં રામસિંગ દરબારની ક્રોધથી લાલ બનેલી આંખ્યો જોઇ તેની સર્વ શક્તિઓ ઝ્હેર મારી ગઇ. તે સર્વાંગ ધ્રુજ્યો.

"કુતરા!' સાજણ તરીકે અત્યાર સુધી હાજી રાજને લલચાવનારા દરબારે ત્રાડ મારી.

"બા......પુ......મા......ફ......"

"રતનપુરને કલંક લગાડનાર! રતનપુરની પવિત્ર માટીમાંથી ત્હારા જેવા નરપિશાચ ક્યાંથી પાક્યો? મ્હેં ત્હને અહિંનો રહીશ ધારી ઉંચે આસને બેસાડ્યો તેનું આ પરિણામ?"

"બા...પુ...મા..."

"કહે કહે! મ્હારી પ્રજામાંથી કેટલાંને આમ રંજાડ્યાં છે? કેટલા ખેડુતોને ત્રાસ આપ્યો છે?- કેટલાની વહુ દિકરીઓની આબરૂ લૂંટી છે?" ખરૂં કહે!

"બા......પુ......"હાજીરાજની જીભ ઉપડી નહિં.

"ખરૂં કહે નહિં તો ધડથી માથું જુદું થયું સ્હમજજે.

"બાપુ......મા......ફ"

"ખરૂં કહે—ખરૂં કહે!"

"શું......કહું. બાપુ...બહુ...પાપ કર્યાં છે."

"જા. મ્હારે હવે ત્હારાં પાપ સાંભળવાં નથી. ત્હારા જેવા અમલદારો જે રાજ્યમાં હોય ત્યાં દસ દુકાળ પડે તોય ઓછા છે!"

"બાપુ—"

"ઉપકાર માન એ આહિર કન્યા સાજણનો કે ત્હેણે ત્હારૂં જીવતદાન માગી લીધુ છે નહિં તો ત્હારા જેવાને એક ક્ષણભર પણ જીવતા રાખવા એ ધરતીપર ભાર સમાન છે,

અરે બહાર કોણ છે?"

"બાપુ એ તો હું સજ્જન!

"કોણ સજ્જનસિંહ!" રામસિંગે બારણું અંદરથી ખોલ્યુ. "સજ્જનસિંહ તુ અને બીજા બે સ્વારો આ પાપીને તથા પેલા નથુને અત્યારે ને અત્યારે રતનપુર રાજની હદબહાર મૂકી આવો. એણે એની જન્મભૂમિની માટી લજાવી છે, એણે એના અધિકારને લજાવ્યો છે. એણે રતનપુરના રાજને લજાવ્યું છે; જાઓ—લઇ જાઓ!"

હાજીરાજ અને નથુને તુરત દેશપાર કરવામાં આવ્યા.

* * *

બીજી સ્હવારે રામદેઇચુકાને ખેતરે ગાયો માટે કડબના પાંચ ભર, અને ઘેર છોકરાંઓ માટે બાજરાનાં ગાડાં આવી ઉભાં. સાજણ અને હાજીરાજની વાતને રતનપુર પ્રદેશના બધાં ગામડાંઓમાં પહોંચતાં વાર લાગી નહિં. પ્રજાએ દરબાર રામસિંગને અનેક આશિર્વાદો આપ્યા.

 # કુંભાર કે કલાકાર? 

લેખક : જેઠાલાલ ત્રિવેદી, બી એ.

( ગતાંકથી ચાલુ )

બ્રહ્મદેવ છુપી રીતે તેની પાછળ પાછળ તેની ઝુંપડીએ ગયા કુંભાર માટીનો ગારો લઇ, એક નાના ચાક આગળ બેસી કામ ઉતારતો હતો. બ્રહ્મદેવને ત્યાં આવેલા જોઇ કુંભારની સ્ત્રીના વહેમને જોઇતો ખોરાક મળ્યો. તેણે કુંભારને કહ્યું: "ઓટલા બાવાને પેસવા દેશો માં."

કુંભારે બ્રહ્મદેવને દીઠા. એમનું તેજ જોઇનેજ કુંભાર બોલી ઉઠ્યોઃ "પધારો પ્રભુ! મારા રંકનું ઝુંપડું પાવન કરો." બ્રહ્મદેવને કુંભારે આસન આપી બેસાડયા: કુંભારની સ્ત્રી કુંભારને જેમ તેમ બોલવા લાગી. બ્રહ્મદેવે ધાર્યું કે ઘેર ઘેર સાવિત્રીઓ નથી.

પછી બ્રહ્મદેવે કુંભારને કહ્યું: "ભાઇ, હું તારી અનુપમ કલા જોવા આવ્યો છું માટે મને તે બતાવ."

કુંભારે હાથમાં માટીનો ગોળો લઇ ચાકને બરાબર ચાક ચડાવી, ગોળો તેના પર રાખી, હાથના દબાણથી પળવારમાં દ્રષ્ટિ ભુલાવામાં પડે—નજરે જોઇએ છતાં ન માની શકીએ, તે રીતે સુંદર ગોળ મોઢાનો ઘડો બનાવી બ્રહ્મદેવ સામે ધર્યો બ્રહ્મદેવ રમંજી ગયા આવી અપૂર્વ વસ્તુ એમણે આટલી સહેલી નહોતી ધારી, તે બોલ્યા: "ભાઇ, તું સાચો કલાકાર છે. હું તને વંદન કરું છું"

કલાકાર કલાકારને જલદી ઓળખી કાઢે છે. કુંભારે બ્રહ્મદેવને ઓળખી લીધા. તે ઉભો થઇ પિતામહને પગે પડ્યો. પિતામહે તેને ઊઠાડી કહ્યું: "ભાઇ, તું સાચો કલાધર છે. હું પ્રજાપતિ છું, પણ જગત તને પ્રજાપતિ કહેશે."

કુંભારની પત્નીએ પણ પછીથી બ્રહ્મદેવને ઓળખ્યા. એણે પિતામહની માફી માગી ને પિતામહને નં ભાડો બનાવી ચાકડેથી ઉતારેલાં કામ કેમ પકવવામાં આવતાં હતાં તે બતાવ્યું.



લેખક

"ભાઇ, તમે દંપતી પરમ કલાનાં સૃષ્ટા છો, હું માટીમાંથી માનવી બનાવી શક્યો પણ આવાં રત્નો તો તમેજ સરજી શક્યાં." બ્રહ્મદેવ બોલ્યા

"ના બાપજી, એ તો તમારો જ પ્રતાપ છે ને? અમે પોતેજ તમારે ચાકડેથી ઉતરેલાં છીએ ને?" કુંભારણે નમ્રતાથી કહ્યું.

સૂર્ય, ચંદ્ર ને પૃથ્વી જેવી અપૂર્વ કૃતિઓને ચાકડે ચડાવી પળવારમાં સરજી દેનાર મહાન કલાધર બ્રહ્મદેવ માટીના ઘડા જેવી કૃતિની તારીફ કરે એ કુંભાર દંપતીને વધારે પડતું લાગ્યું.

( ૩ )

પથ્થર ને લાકડાંના વાસણોથી કંટાળેલા માનવીને ઘેર ઘેર માટીના ઘડા ને વાસણો પહોંચાડવા પિતામહ બ્રહ્મદેવ આતુર બન્યા હતા. તેમણે ધાર્યું કે કુંભાર કદાચ પોતાની કલાનો પોતાના સ્વાર્થ ખાતરજ ઉપયોગ કરશે, કે કલાને મોંઘી કરી મૂકશે તો મનુષ્યોને ત્રાસ પડશે. તેમ ન થાય માટે

બ્રહ્મદેવે કુંભારની પાસેથી વચન લીધું એ રોજ જેટલાં વાસણ બનાવે તે બધાંય પોતાના નિર્વાહ જેટલા દાણા લઈ એણે વેચી દેવાં. બીજું કંઈ લેવું નહીં. એમ નહીં કરે તે દિ'થી કુંભકારની કલાની પડતી થશે. તેનું માન ઘટશે.

આ પ્રમાણે વર્તવા કુંભાર કબુલ થયો. પણ બ્રહ્મદેવ પળવાર અચકાયા. તેમને લાગ્યું કે પોતાની કલાને સોંઘી કરનાર કલાકારની લોકો હલકી કિંમત આંકશે, તેની હાંસી કરશે. પરંતુ તુર્તજ પિતામહે મન વાળ્યું, કે સાચે કલાકાર તો જાતના ભોગે પણ કલાની ઉન્નતિ સાધશે. કલા પૂજ્ય દેવી છે. કલાકાર રંક પૂજારી છે. એણે તો દેવીને ચરણે આત્મસમર્પણ કરવું જ ઘટે. એમાં જ એનું ગૌરવ લેખાય.

×

નદીને કાંઠે ઝીક મારતી સ્ત્રીઓ, કપડાં ધોતી હતી, ધોવા માટે લાકડાના ધોકણાની જરૂર હજી તેમને નહોતી લાગતી. નવા સરજેલાં સારસ ચીસાચીસ કરતાં ઉડતાં હતા, નદીમાં સ્નાન કરીને પાષાણ કે કાષ્ટનાં પાત્રોમાં જળ ભરી લઈ ગામની સ્ત્રીઓ માથાના વાળને સૂર્યપ્રકાશમાં સૂકવતા સુખે ચાલી જતી હતી. એ સ્ત્રીઓના દેહનો નાજુક મરોડ જોઈ સરજનહાર પણ વારંવાર સંતોષ અનુભવતા. એ સંતોષનું પરિવર્તન એક નાર મોહમાં થએલું એ તો સુપ્રસિદ્ધ છે.

નદી પરથી ગામની ઝુંપડીઓમાં જવાના માર્ગની એક બાજુએ કુંભાર પોતાનાં દશ પંદર વાસણો લઈને બેઠો હતો. એ વાસણો પર બરોબર ઓપ ચઢાવી લીધાં ને ચકચકિત કરેલાં હતાં. ગામની સ્ત્રીઓએ એ અદ્ભુત વસ્તુ જોઈ. એ વાસણ શાનું બનાવ્યું હશે એમ વિચારતી સ્ત્રીઓ ત્યાં ધોળી ટોળે વળવા લાગી. કુંભાર તો ઘરાકની આશાથીજ આવ્યો હતો. તેણે એક ઘડો હાથમાં લઈ આંગળીના પૃષ્ઠ ભાગથી ટકોરો મારી સ્ત્રીઓ તરફ ધરી કહ્યું: "લ્યો બહેનો જુઓ, ગમે તો લઈ જાઓ."

સ્ત્રીઓ ઘડાનો રણકાર સાંભળી મુગ્ધ થઈ ગઈ. દરેક સુંદરીને ઘડાનો મોહ લાગ્યો હતો. પણ એનું મૂલ તો ભારે હશે એમ માની ઘડો જોવા લેતાં અચકાવવા લાગી. "કેવું સુંદર કામ!" ભોળી સ્ત્રીઓનાં ચિત્ત ઘડામાં ચોંટી ગયાં હતાં.

વાયુ વેગે વાત ગામમાં પ્રસરી. ફૂંદાકાકી રેવાકાકી ને ગિરિજાકાકી જેવી ડોશીઓ બોલી: "એવું કામ તે કો'દિ બને! અમે તો જનમારામાં ક્યાંય ન જોયું. આજકાલની વહુવારૂઓ નહીં કહે તે થોડું."

ગામના વૃદ્ધ અને શાણા પુરૂષો એ કલાકૃતિ જોવા માટે નદી કિનારે ગયા. બાળકો પણ ભીડ વધારતાં નદી તરફ દોડયા. માનવમેદની જોઈ કુંભારનો આત્મા આનંદ અનુભવી રહ્યો.

વૃદ્ધ પુરૂષોને માર્ગ આપવા સુંદરીવૃંદ જરા પાછું હઠ્યું. એક વૃધ્ધે કુંભારને પૂછ્યું: "ભાઈ તું કોણ છે, ને આ શું લાવ્યો છે?"

"હું, કુંભકાર છું, ને આ મે બનાવેલા વાસણો વેચવા બેઠો છું. આનને જોઈએ તો લઈ જાઓ."

વૃદ્ધો આશ્ચર્યભરી નજરે કુંભારની નજીક જઈ ઘડા તપાસવા લાગ્યા

"ભાઈ, આ શેમાંથી બનાવ્યું તેં?" એક વૃદ્ધ બોલ્યા. "કાકા, બધાં ઠામ માટીમાંના બનાવ્યાં છે. પાણી ભરવાના કામ માટે આ જેવું બીજું ઠામ નહી મળે" કુંભારે કહ્યું.

વૃદ્ધો વાસણ જોઈ ખુશ થઈ ગયા, જરા આઘે ઊભેલી જુવાન વહુ ને દીકરીઓ પોતાના વડીલો તરફ જોઈ રહી હતી. એમના મનમાં થતું, કે પોતાનો સસરો કે પિતા એક ઘડો ખરીદે તો મઝા આવે રોજ એ ઘડો માથે ઘુમાવતાં જળ ભરવાની લહેર પડે.

વૃદ્ધ અને કાકા ગામ આગેવાનો જરા છેટે જઈ કુંડાળું વળી મસલત કરવા લાગ્યા.

એક જણ બોલ્યોઃ "છે તો અજબ કલા. પણ મૂલ ભારે હશે."

"મૂલ તો હોયજ ને. માટીમાંથી આવું રત્ન તો બ્રહ્મદેવ પણ ન બનાવી શકે." બીજાએ કહ્યું.

"ગમે તે મૂલ હોય, હું તો મારી દમયંતીને જળ ભરવા માટે એક ઠામ લઈશ. લઈ લઈને શું લેશે! એક હજાર ગાયો કે બે હજાર ગાયો માગશે, એથી વધારે શું! પણ કારીગરી કેવી સુંદર છે!" એક વૃધ્ધે પોતાનો વિચાર જણાવ્યો. પછી મસલત કરી બધા કુંભારની નજીક ગયા.

'ભાઈ આનું મૂલ શું લઈશ? સાચે સાચી વાત કહેજે." એક ડોસાએ પૂછ્યું.

"કાકા, મારે કાંઈ વધારે ન જોઈએ. બે સુપડાં દાણા આપજો ને આ બધાં ઠામ લઈ જાઓ હું વળી કાલે બીજા બનાવીશ" કુંભારે નમ્રતાથી કહ્યું. ડોસાઓ થંભી ગયા. એક બીજાના સામું જોઈ આંખથી આશ્ચર્ય દર્શાવવા લાગ્યા.

"કોઈ અક્કર્મી છે સાલો. કિંમત માગતાંય નથી આવડતી" એક વૃધ્ધે બીજાના કાનમાં કહ્યું." આપણે તો ઠીક પડશે. સો સુપડાં દાણા માગે તોય શી વિસાત છે?"

"બસ એટલી જ કિંમત લેવી છે? જા અમે તો ૫૦ સુપડાં દાણા આપશું" એક જણે કુંભારને કહ્યું.

"ના, કાકા મારે બે સુપડાંથી વધારે ન જોઈએ. મારે ખાવા પૂરતું અનાજ મળે એટલે બસ છે." કુંભારે પોતાનો નિશ્ચય જણાવ્યો.

"હદ્ અક્કર્મી! કુંભાર (કુંભકાર) તે કુંભારજ રહ્યો. જરાયે અક્કલ જણાતી નથી." પેલા વૃદ્ધ ડોસા જરા રોષથી બોલ્યા એ બિચ્ચારા ક્યાંથી જાણે કે કલાની ઉપાસના એજ એનો બદલો છે. પોતાને વેચીને પૈસા લેનારને ત્યાં કલા જન્મતી જ નથી. પણ આ ડોસાઓ તો એમને કાટલે કલાકારને તોળી રહ્યા હતા.

બધા માંહેમાંહે બોલવા લાગ્યાઃ "ખરેખર, મૂર્ખ લાગે છે આવું અણમૂલ નંગ મફત આપવા બેઠો છે, તે અક્કલ હોય તો આપે!"

"તમે બધા કહો છો, પણ છે કારીગર. એની કારીગરી તો જુઓ" એક જુવાને ધીમેથી બોલ્યો.

"જોયો મોટો કારીગર! માળા કુંભારમાં કારીગરી હોય તો કિંમત માગતાં ન આવડે!" ડોસા તીખાશથી બોલ્યા.

કુંભારે બે સુપડાં દાણા લઈનેજ ઠામ વેચી દીધાં. લોકોએ તેને મૂર્ખ ઠરાવ્યો, પણ એ ખરેખરા મૂર્ખ લોકોને ઠગવાની એની ઈચ્છા ન હતી.

આજના કહેવાતા કલાકારો આ દૃષ્ટાંત પરથી પોતાની કૃતિઓનાં મોંઘાં મૂલ મૂલવતાં નહીં શીખ્યા હોય! કલાને મૂલને સંબંધ શો?

"અક્કલ વગરનો કુંભાર! ગમે તેવો તો પણ ગધેડાંનો ચારનાર ને!" લોકો વાતો કરવા લાગ્યા.

# અધુરૂં ચિત્ર

( અનુ: શ્રી. ભોગીલાલ મ. ખત્રી. )

મૌલારામને કોણ ઓળખતું નહોતું ? મોગલ કાળના સુવર્ણ યુગના એ પ્રસિદ્ધ કલાકાર હતા. ઇતિહાસના પૃષ્ઠોમાં તાનસેન, બીરબલ, રહીમ વગેરેની સાથે મૌલારામનું નામ પણ અંકિત થએલું છે. આજે પણ કોઇ નવો ચિત્રકાર પોતાની પીંછી ઉપાડતાં પહેલાં પ્રથમ આ મહાન કલાકારનું અવશ્ય સ્મરણ કરે છે.

વરસમાં એક વખત ભરાતા એ મહાન મેળાને નીરખવાને માટે તો દૂર દૂર દેશના માણસો આવતાં હતાં. ત્રણ ત્રણ દિવસ સુધી આખાયે દિલ્હી શહેરમાં માનવ–સમુદાય હિલોળે ચડતો હતો.

મીના બજારના મુખ્ય દરવાજે આઠે પહોર નોબતો વાગતી; સૈનિકો ભભક ભર્યાં સુંદર વસ્ત્રો પહેરીને દર્શકોને મદદ કરવાને માટે ખડે પગે ચોકી ભરતાં હતાં.

અને મીના બજારની અંદરના દૃશ્યો તો સાક્ષાત્ ઇન્દ્રપુરીને પણ ઝાંખી પાડી નાંખે એવાં હતાં. બરાબર સામેજ સમ્રાટ અકબરની વિશાળ પ્રતિમા ઉભી રાખેલી હતી. તે પ્રતિમાની ડાબી બાજુએ લાલ રંગે રંગેલી પગદંડી જતી હતી. એ પગદંડીના માર્ગે બજારમાં જવાતું હતું. ચોમેર રંગબેરંગી પતાકાઓ લહેરાતી હતી: પ્રત્યેક વિભાગમાં સુંદરીઓ પોતાની નૃત્યકળા પ્રેક્ષકોને બતાવી રહી હતી.

સ્હેજ આગળ જતાં, હાથીદાંતમાંથી કોતરી કાઢેલી ઝીણી અને મોટી અસંખ્ય વસ્તુઓનો ઢગ ખડકેલો હતો. વચ્ચે હાથીદાંતમાંથી બનાવેલ સૂર્યમાં હીરાઓ જડયા હતા, અને એ હીરાના પ્રકાશથી આસપાસ એટલું બધું તેજ પ્રકાશી રહ્યું હતું કે ત્યાં એકી નજરે જોઈ રહેવું મુશ્કેલ હતું.

તેથી થોડેક દૂર મધુર સંગીતની લ્હેરો પવનમાં નવું જોમ પુરતી હતી. પાસેજ એક સ્થળે તાનસેન પોતાની વીણાના તારો ઝણઝણાવી રહ્યો હતો.

ત્યાંથી થોડે દૂર સંગે સરમરના પત્થરોમાંથી કુશળ શિલ્પીઓ મૂર્તિઓ ઘડી રહ્યા હતા.

લખનૌના જડાઉ કામની ચીજો, ઢાકાની મલમલો, દક્ષિણ દેશની ચંદનની ચીજો વગેરે નાના પ્રકારની ઢગલાબંધ ચીજો પરથી આંખો કયાંય સુધી હટતી નહોતી.

પરંતુ એ પછી શું આવતું હતું ? સમ્રાટ અકબર થંભી ગયા. પાછળ ચાલતો માનવ મહેરામણ પણ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. એવું તે ત્યાં શું હતું ?

" યૌવન ! " એક કિશોરી પવનથી ઉડતી કેશની લટોને કમલપાણિમાં લપેટીને બાંધી રહી હતી. એવામાં દુષ્ટ પવનના એક ઝપાટાએ તેના વૃક્ષઃસ્થળનો અંચલ પટ દૂર હડસેલી મૂકયો હતો. એ નીચે જો ચિત્રકારે પોતાનું નામ લખ્યું ના હોત તો બધાયે એમ માનત કે આજે મીનાબજારમાં સાક્ષાત્ અપ્સરા ઉતરી આવી છે. એ મનોહર ચિત્રનું નામ હતું "યૌવન."

આ ચિત્રને ધારી ધારીને જોઈ લીધા પછી સમ્રાટ અકબરે હુકમ કર્યો. " આ કલાકારને મારી સમક્ષ બોલાવો.'

એક સુંદર, અલ્પ વયના અને યુવાન મૌલારામને દાસીએ ત્યાં હાજર કર્યો. સમ્રાટે માથું નમાવીને ચિત્રકારની ગુણભરી આંગળીઓને ચૂમી લીધી. આ દૃશ્ય જોઇને પ્રેક્ષકોની આંખોમાં હરખ અને આનંદ છવાઇ ગયો.

આગળ ઘણુંયે જોવાનું હતું, પણ અહીંથી આગળ જવાનું કોઇને મન થતું નહોતું. બધાયે ધીમે ધીમે પાછા ફર્યા, પરન્તુ એક યુવક હજી પણ મંત્રમુગ્ધ રીતે ત્યાં ઉભો રહ્યો હતો. તેને પોતાની

સ્થિતિનો સ્હેજ પણ ખ્યાલ નહોતો. કેટલાક નવા દર્શકો ત્યાં આવ્યાને ગયા, દાસીઓ ત્યાં ઉભી ઉભી થાકી ગઇ છતાં એ યુવક ત્યાં ઉભોજ રહ્યો

સાંજ પડી. મસીદોમાંથી નમાજના અવાજો આવવા લાગ્યા. મીનાબજાર બંધ થવાનો સમય થયો. છતાંય એ યુવક ત્યાંથી સ્હેજપણ ખસ્યો નહી.

મીના બજારના અધ્યક્ષે આવીને એને ધીમેથી કહ્યું " શાહજાદા ! "

એક સુંદરીએ નૂપુરના મધુર ઝંકાર કરીને કહ્યું " શાહજાદા."

કેટલીક તરૂણીઓએ આવીને એકી સ્વરમાં કહ્યું. " શાહજાદા. "

" હાં." તંદ્રામાંથી જાણે જાગ્યો હોય તેમ એ યુવકે જોયું.

એકે હસતાં હસતાં કહ્યુ " મસીદમાં નમાજ શરૂ થઇ ગઈ છે શાહજાદા,"

આ સાંભળીને એણે છેલ્લી વાર એ ચિત્રના દર્શન કર્યાં. થોડી વાર સુધી પાછો વિચારમાં નિમગ્ન થઈ ગયો. ત્યાર બાદ તેણે એકદમ પગ ઉપાડ્યા અને ચુપચાપ રીતે ત્યાંથી ચાલ્યો ગયો.

ઇતિહાસકારોએ શાહજાદા અંદાલનું નામ ભૂલાવી દીધું છે, કારણકે એ પોતાના ભાઈઓના જેવો મદ્ય વિલાસી અને ઉદ્દંડ નહોતો. તે એક શાન્ત, મનનશીલ અને તેજસ્વી શાહજાદો હતો. તે જગતને અને જગતની સુંદર વસ્તુઓને મદિરાપૂર્ણ આંખેથી દેખતો નહોતો; પરંતુ પ્રકૃતિએ આપેલી સહાનુભૂતિ, પ્રેમ અને ગુણજ્ઞતા ભરેલી આંખે જોતો હતો. સુંદરતાના ઉપાસકને પેલી ઉત્કૃષ્ટ કલાના પ્રતિક સમા ' યૌવન ' ચિત્રે તેને અનુપમ મોહ ઘેલી આંખોએ તેના મગજને મસ્ત બનાવી દીધું હતું. એનામાં એક ઉન્મત્ત અભિલાષાનું બીજ સીંચી દીધું હતું.

પાસે ઉભેલા ઘોડાનું પણ તેને ભાન રહ્યું નહી. તેના પગમાં અત્યારે હજારો અશ્વો જેટલું જોમ ભરાએલું હતુ. તે વિચારોમાં તલ્લીન થઇને લાંબા લાંબા ડગલાં ભરતો જતો હતો. આજે એણે પોતાના જીવનમાં પ્રથમ વારજ મદિરા પીધી હતી. એ કલાની મદિરા હતી. તેનું તન અને મન તેના પ્રભાવથી વિશુદ્ધ બની રહ્યું હતું.

( ૨ )

" ખટ્ ખટ્ ટ્ " દ્વાર પર કોઇકના ટકોરા પડ્યા.

" કોણ છે ? " મૌલારામે પ્રશ્ન કર્યો.

" શાહજાદા અંદાલ." બ્હારથી જવાબ મલ્યો.

" અંદર આવો."

અંદાલ સીધો જઇને મૌલારામના પગે પડી ગયો,

" શુ છે શાહજાદા ? " ચકિત બનીને મૌલારામે પૂછ્યું.

" મને આપનો શિષ્ય બનાવો " અંદાલે નમ્ર ભાવે કહ્યું.

' શુ શાહજાદા અંદાલ મને આ કહી રહ્યા છે ? " મૌલારામે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

" નહી ગુરૂવર. આપનો દાસ " અંદાલના શબ્દોમાં વિનય ભર્યો હતો.

મૌલારામ આ જવાબ સાંભળી મૌન રહ્યા.

અંદાલ આશા ભર્યા નેત્રોને મૌલારામના તેજોમય મુખકમલ પર ફેંકતો ત્યાં ઉભો રહ્યો.

થોડાક સમય બાદ મૌલારામે કહ્યું " અંદાલ, તમારી નસમાં ચંચળ, વિલાસી મોગલોનું લોહી વહી રહ્યું છે, એટલે તમારાથી આ કઠણ સાધના થઈ શકશે નહી."

" નહી ગુરૂવર, નહી. હું એક ક્ષત્રાણીનો પુત્ર છુ મારા લોહીમાં ગંભીરતા ભરેલી છે-ચંચળતા નથી. "

મૌલારામે દયાર્દ્ર દ્રષ્ટિએ શાહજાદા તરફ જોયું. કુશળ ચિત્રકારની આંખોએ તેના મુખમંડળ પર રમી રહેલી કલાની સાચી લગનની ભાવનાઓને સ્હેજમાં પરખી લીધી.

તેની વિનંતિનો સ્વીકાર થયો. અંદાલ ફરીથી મૌલારામના પગે પડ્યો. તેને ઊઠાવીને મૌલારામે એને આશિર્વાદ આપ્યા.

નવરાત્રિ હતી સર્વત્ર દિવાઓ ઝળહળી રહ્યાં હતાં અને એ અસંખ્ય દિવાઓએ રાતને દિવસ બનાવી દીધો હતો. ચાંદનીચોકનું નામ આજે સાર્થક થઇ રહ્યું હતું. રંગ બેરંગી મૂલ્યવાન વસ્ત્રો સજીને નરનારીઓ ચાંદનીચોકમાં ભેગા મળ્યાં હતાં; જાણે દેવતાઓ અને અપ્સરાઓ આજે ચંદ્ર લોકમાંથી ઉતરી આવ્યા ના હોય તેવો દેખાવ જણાતો હતો. આસવો પીને લોકો મસ્ત બની આમ તેમ ટહેલતા હતા.

ઠેરઠેર મોટા દિવડાઓ પ્રગટાવેલાં હતાં, અને તેની આસપાસ પ્રેક્ષકો ઉભા હતા. ઘણાના મ્હોં ઉપર આજે આનંદ અને વિજયનો ઉલ્લાસ માતો નહોતો. દુકાનો પર પણ એટલી બધી ધમાલ હતી કે અગણિત જનસમુહના પ્રવાહમાં કેટલીક દુકાનોના રમકડાં પણ ભાંગી ગયાં હતાં. નાના બાળકો દુકાનોમાંથી છાનામાના મીઠાઇ ઝડપ કરીને હડપ કરી જતાં હતાં. કોઇ કોઇ સ્થળે દારૂખાનું પણ ફૂટી રહ્યું હતું.

આખું દિલ્હી શહેર આજે આનંદસાગરમાં નહાતું હતું. હિન્દુ અને મુસ્લીમ બધાયે પ્રેમથી હાથોહાથ મીલાવી ફરતા જણાતા હતા. સમ્રાટ અકબર પોતે પોતાના કુટુંબ કબીલા સાથે આ સમારોહમાં આવી પહોંચ્યા હતા. રસ્તામાં તલ માત્ર પણ જગ્યા નહોતી રહી. ઘોડા, રથ, પાલખી, હાથી વગેરે તથા હજારો જનગણોનો સમુહ તો ત્યાં કીડીઓની માફક ઉભરાયો હતો. કેટલેક સ્થળે ગરણાઇઓનો મધુર આલાપ સંભળાતો હતો તો કોઇ સ્થળે તાંસા વાગી રહ્યા હતા, અને કોઇ કોઇ સ્થળે નર્તિકાઓ ઘુઘરા બાંધી નૃત્ય કરી રહી હતી.

પરંતુ આવા સમયે-જ્યારે રાજા અને પ્રજા સર્વે આનંદમાં મસ્ત બની ગયાં હતાં ત્યારે અંદાલ ક્યાં હતો? અંદાલ આજે ચાંદની ચોકમાં કેમ દેખાતો નથી?

અત્યારે અંદાલ તો મૌલારામના ખંડમાં વિણા વાદિની સરસ્વતીના એક વિશાળ ચિત્રની સન્મુખ હાથ જોડીને ઉભો હતો. એક તરફ અગરબતી સળગી રહી હતી અને બીજી તરફ ધૂપની સુગંધ આવી રહી હતી. સરસ્વતી દેવીના ચિત્રના ચરણે અંદાલે પુષ્પ, ગજરો અને મણિની એક માળા રાખીને પોતાનું મસ્તક નમાવ્યું અને ત્યારબાદ તે મૌલારામ તરફ ફર્યો.

અંદાલનો હાથ પોતાના હાથમાં લઇને આંખો બંધ કરીને મૌલારામ બોલ્યા "દેવીની સમક્ષ પ્રતિજ્ઞા કરો કે ગુરૂથી કદિ પણ દગો રમીશ નહિ; તેમની આજ્ઞા સદા માનીશ અને તેમની કદિ નિન્દા કરીશ નહિ."

અંદાલે કહ્યું "હું પ્રતિજ્ઞા કરૂં છું. મને એ બધું માન્ય છે."

મૌલારામે એક પીંછી ઉઠાવી; દેવીના ચરણોને સ્પર્શ કર્યો અને અંદાલના હાથમાં તે સોંપી. સંસ્કાર વિધિ પૂરો થયો. ગુરૂ શિષ્યને ગળે બાઝી પડ્યા.

( ૩ )

એ દસ વર્ષોમાં અંદાલ શું શું શીખ્યો નહોતો! પ્રકૃત્તિનો એ કુશળ ચિત્રકાર બની ગયો હતો. નદિ, પર્વત, સૂર્ય, ચંદ્ર, તારા, જીવજંતુ, સુંદરમાં સુંદર મનુષ્યો-એ બધુંયે એ ચિતરી શકતો હતો. એણે દસ વર્ષમાં ઘણી ઘણી જાતની કઠણ તપશ્ચર્યા કરી હતી. માત્ર કલાનીજ નહીં, હઠયોગની. મૌલારામે એને કહ્યું હતું કે "યોગાભ્યાસ વિના શરીર અને આત્માને વશ કર્યા વિના-કોઇ સફળ કલાકાર બની શકતો નથી."

એમણે પોતેજ અંદાલને એ યોગની શિક્ષા આપી હતી,-શરીરના દમનને માટે, અને આ સાધનાને લીધે તેના શરીર ઉપર દૈવી પુરૂષના જેવી કાન્તિ આવી હતી. એનું ઉન્નત અને દેદિપ્યમાન મુખ લલાટ જોઇને મૌલારામનું હૃદય હર્ષથી ઉભરાઇ જતું હતું.

પરન્તુ અંદાલને હજીયે સંતોષ થતો નહોતો. તેની સમક્ષ ચોવીસે કલાક પેલું ગુરૂનું ચિત્ર 'યૌવન' આવીને ખડું થતું હતું. કલા શીખવામાં તેનું મુખ્ય લક્ષ્ય એ હતું કે સમસ્ત જગત મુગ્ધ થઇ જાય

એવું ચિત્ર એકવાર ચિતરવું; પરંતુ મૌલારામે આજદિન સુધી અંદાલને સ્ત્રી રૂપ ઉપર એક નાની સરખી રેખા પણ દોરવાનું કહ્યું નહોતું.

"એ પ્રતિજ્ઞાની રાતને તો આજે દસ દસ વર્ષના વ્હાણાં વહી ગયાં હતાં.

અંદાલ હવે વ્યથિત થવા લાગ્યો. તેની આશા પૂર્ણ થવાનું કોઇપણ ચિન્હ તેને દ્રષ્ટિગોચર થતું નહોતું: તેનાથી હવે રહેવાયું નહિ એટલે એક દિવસ હાથ જોડીને તે ગુરૂની સમક્ષ ઉભો રહ્યો.

"કેમ શું છે?', મૌલારામે હસતાં હસતાં પૂછ્યું.

"ગુરૂવર, આપે મને અત્યાર સુધી સર્વોચ્ચ કલાની શિક્ષા આપી છે; છતાંય મને હજી સંતોષ થયો નથી લાગતો."

"તો તને ક્યારે સંતોષ થાય તેમ છે?" મૌલારામે પૂછ્યું.

"મારે 'યૌવન' જેવી કલા શીખવી છે."

આ સાંભળીને મૌલારામ થોડીક પળ ચૂપ રહીને બોલ્યા. "વત્સ, તારી વાત સાચી છે: તારી ધગશ માટે મને ખૂબજ માન છે, પરંતુ 'યૌવન' જેવી કલા સાધ્ય કરતાં પહેલાં પૂર્ણ સાધનાની ખાસ જરૂર છે."

"પરન્તુ ગુરૂજી, દસ વર્ષથી તો હું એ સાધના કરતો આવ્યો છું."

"હાં, પરન્તુ કેવળ શારિરિક દમનજ નહીં, પરન્તુ આત્મદમનની સાધના પણ તારે હવે કરવી પડશે."

"એ મારે કબુલ છે,"

"તો તું આત્મદમનની યોગ્યતાને લાયક થા. એ સાધનાનો આજથી આરંભ કર."

આ સાધનાને પણ બીજાં પાંચ વર્ષો વીતિ ગયાં. અંદાલ કઠણ યોગિક ક્રિયાઓ કરીને આત્મદમનની સાધનામાં આગળ વધી રહ્યો હતો.

પરન્તુ હવે તો તેના ધૈર્યની અવધી આવવા લાગી હતી.–સંતોષની પરાકાષ્ઠા આવી ચૂકી હતી. જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ તે હવે ક્ષુબ્ધ બનતો જતો હતો.

ફરીથી એકવાર ગુરૂની સન્મૂખ જઇને ઉભો રહ્યો. "ગુરૂવર, આપની આજ્ઞા મુજબ બીજાં પાંચ વર્ષ પણ મેં વીતાવ્યાં, હવે મારી અંતિમ શિક્ષા ક્યારથી શરૂઆત થશે?"

"વત્સ, આટલો બધો ઉતાવળો મા થા. મારા ગુરૂએ મારી પાસે ત્રીસ વરસ સુધી સાધના કરાવી હતી; ત્યારે જ મને પૂર્ણ કલાનું જ્ઞાન થયું હતું."

"પરન્તુ ગુરૂજી, કોઈપણ જાતની મારી પરીક્ષા લીધા વિના મારી સાધનાની કેટલી સફળતા થઇ છે તેની ક્યાંથી ખબર પડે?"

"વત્સ, એ ખરૂં છે; પરંતુ તારામાં હવે ધીરજ રહી નથી એટલેજ તું તારા આત્મા ઉપર વિજય પ્રાપ્ત કરી શકે તેમ મને લાગતું નથી."

અંદાલ આ સાંભળીને ચૂપ થઈ ગયો

મૌલારામ ફરીથી બોલ્યા. "હજી બે એક વરસ તારી સાધના વધુ લંબાવ. બે વર્ષ પછી તારી ઇચ્છા પૂર્ણ થશે."

(૪)

અંદાલે બીજા બે વર્ષ સુધી કઠણ સાધના જારી રાખી, આ બે વરસમાં તેની મુખાકૃતિ ઘણીજ ખીલી ઉઠી. મૌલારામ આ જોઇને હર્ષથી ફૂલી ગયા. પરન્તુ હજી એમને પૂરો સંતોષ થયો નહોતો, કેવળ સત્તર વર્ષની સાધનામાં અંદાલ કલાની છેવટની સિદ્ધિ પ્રાપ્ત કરવાને યોગ્ય થયો છે કે કેમ તે તેઓ નક્કી કરી શકયા નહોતા. પરંતુ પ્રિય શિષ્યની ઉત્કૃષ્ટ લગન અને લાલસા જોઇને તેમને દયા આવતી હતી.

ફાગણ માસની ચૌદસનો દિવસ હતો. મૌલારામે અંદાલને બોલાવ્યો. અંદાલે આવીને ગુરૂને પ્રણામ કર્યા, ધીમે ધીમે મૌલારામે વાત કહેવા માંડી. "આવતી કાલે પુનમ છે. આવતી કાલે તને સ્ત્રીરૂપનું ચિત્ર બનાવવાને માટે આપવામાં

કોઇ બનાવી શકતું નથી તારે તો મારા 'યૌવન' જેવો રંગ જોઇએ છે પણ તે રંગ મ્હેં પણ બનાવ્યો નથી. એ રંગ તો મારા ગુરુએ બનાવેલો છે." એમ કહીને તેણે એક લેપથી ભરેલું પાત્ર આપીને કહ્યું "આમાં એ કુદરતી રંગ છે. તેને કેવી રીતે બનાવવો તે કોઇ જાણતું નથી, પરન્તુ આમાં હજી ઘણાંયે ચિત્રો બની શકે એટલો રંગ છે, એ પૂરો થયા પછી કોઇ પણ ચિત્રકાર કદાપિ રમણીના સુકોમળ અધરોમાં તેનો વાસ્તવિક રંગ નહી લાવી શકે. હું તારી સફળતા માટે ઘણોજ પ્રસન્ન થયો છું અને તેથી આજે આ મારી અમૂલ્ય પુંજી—આ કુદરતી રંગનું પાત્ર તને સોંપું છું"

અંદાલે શ્રદ્ધાપૂર્વક મસ્તક નમાવ્યું.

એણે એ પાત્રમાં પીંછી બોળીને રંગ અધરોના એક ખૂણા પર લગાડયો અને એ લાગતાંની સાથે તેનાથી 'ઓહ' બોલાઇ ગયું.

આખા ચિત્રમાં જાણે નવજીવનનો સંચાર થઇ ગયો ના હોય તેમ બની ગયું પેલી યુવતિ પણ આ જોઇને આભી બની ગઇ. તેને એ વાતનું આશ્ચર્ય થયું કે પોતે આ ચિત્રમાં દેખાય છે એટલી ખરેખર સુંદર છે?"

જ્યારે મૌલારામ હસી રહ્યા હતા.

સંધ્યા સુધીમાં ચિત્ર પૂરું થઇ ગયું. અધરોમાંથી રસ ઝરી રહ્યો છે એવું જણાતું હતું. અંદાલ તો તેને કેટલીયે વાર સુધી શૂન્ય મનસ્કની માફક જોઇ રહ્યો.

મૌલારામને હવે ખાત્રી થઇ કે અંદાલની પરીક્ષા આજે પૂરી થઇ ગઇ. આ ચિત્રની સમક્ષ પોતાનું "યૌવન" ચિત્ર પણ ફીકકું લાગવા લાગ્યું.

પેલી સુંદરીનું મસ્તક એક બાજુએ ઝૂકેલું હતું. ઉડતા ફણીધર શા વાળની લટોને એણે જમણા હાથમાં લપેટી લીધી હતી. ડાબા હાથે બાકીની લટોને પંપાળી રહી હતી. આખા ચિત્રમાં જાણે પ્રાણ સંચાર થઇ ગયો હતો. એ કાજળથી આંખો/ ઓષ્ટો પર રમી રહેલું અવિરત હાસ્ય, ચાંદની સમું ધવલ મુખ વગેરે આખા ચિત્રને ખીલતી કળી સમાન બનાવી દીધું હતું.

આ જોઇને મૌલારામ વિજય ગર્વથી હસી રહ્યા હતા.

બીજો દિવસ ઉગ્યો.

કલાકક્ષમાં અંદાલ પોતાના ચિત્રની સામે બેઠો હતો.

મૌલારામ બોલ્યા "આજ તારી અંતિમ અને સર્વથી કઠણ પરીક્ષા છે. તૈયાર છે અંદાલ?"

"હા ગુરુવર." એણે અડગ નિશ્ચયીની માફક જવાબ આપ્યો.

"આજે તારા યોગની—તારા શરીર દમન અને આત્મ દમનની કપરી પરીક્ષા થવાની છે. આ અવસરને માટે તો મ્હેં તને યોગની શિક્ષા આપી હતી. આ પ્રાપ્ત કર્યા સિવાય કોઈ સફળ કલાકાર બની શકતો નથી. જો તું આજે આ છેલ્લી પરીક્ષામાં પાસ થઈ ગયો તો તું જગતનો સર્વશ્રેષ્ઠ

ચિત્રકાર બનીશ અને ભારત વર્ષનું નામ ઉન્નત રાખીશ. અને ત્યારે જ મારા આત્માને સંતોષ થશે."

"હું તૈયાર છું ગુરુવર."

"ઠીક. તો આજે માત્ર પીળો, નીલો અને ગુલાબી રંગ તમારી પાસે રાખો. આજે આ કેવળ ત્રણ રંગોની જ જરૂર છે. આ ત્રણેના મિશ્રણથી આજે તારું ચિત્ર પૂરું થઇ જશે–એવું ચિત્ર કે જેને જોઇને ક્રૂરમાં ક્રૂર માણસ પણ ઘડીભર થંભી જાય."

અંદાલ તૈયાર થઇ ગયો.

મૌલારામે બારણું ઉઘાડ્યું. પેલી સુંદરી પૂર્વવત્ પોતાના સ્થાન પર જઇને ઉભી રહી.

"સાવધાન.!" મૌલારામે અંદાલને કહ્યું. તેના હસતા મ્હોં તરફ જોઇને તેમણે પેલી યુવતિને સંબોધતાં કહ્યું "દેવિ, વક્ષઃસ્થળ ઉપરથી અંચલપટ હટાવી લો."

મૌલારામની આંખો અંદાલ પર ચોંટી હતી. એની આંખો ક્ષણભરને માટે ચમકી ઊઠી. પછી તેણે માથું નીચે નમાવી દીધું અને રંગ મેળવવાના કાર્યમાં મશગૂલ થઇ ગયો. આ જોઇને મૌલારામે સંતોષનો શ્વાસ ખેંચ્યો.

અંદાલે પીંછીમાં રંગ લગાવ્યો. હવે ઉંચે જોઇને એણે પીંછી ચલાવવાની હતી.

એટલે એણે પેલી યુવતિ તરફ આંખો ફેરવી.

"શાબાશ બેટા" મૌલારામ બોલી ઊઠ્યા.

" પરંતુ અંદાલની ઉંચી થએલી આંખો નીચી થઇ શકી નહી. તેના શરીરમાંથી પરસેવાના પાણી છૂટ્યાં. હાથ થર થર કાંપવા લાગ્યા. પીંછી હાથમાંથી સરકીને જમીન પર પડી ગઇ તે નિશ્ચેતન બેસી રહ્યો. તેનો શ્વાસ ધમણ વેગે ચાલી રહ્યો હતો.

થોડીક પળ તો ત્યાં તીવ્ર શાંતિ પ્રસરી ગઇ.

"બસ" મૌલારામે કહ્યું. એક કરુણ દૃષ્ટિએ એ ચિત્રને જોઇ લીધાં પછી તેમણે પેલી યુવતિને સંબોધતાં કહ્યું "જાઓ દેવી હવે!"

આજે પણ આ 'અધુરું ચિત્ર' દિલ્હીના મ્યુઝીયમમાં જોવા મળે છે.

# અંગુલી અમૃતે ભરી રે!



નળ ને દમયન્તી સીધાવતાં
વન, અજબ બને છે પ્રકાર રેઃ
સહેલી સુણજે મોરી રે!

ભટકીને આમતેમ થાકી જતાં
બેઠાં વૃક્ષને છાંયડે ત્યાર રેઃ
સાહેલી—

વનના વાસીને હોયે કયાથી
કહો સ્વપ્ને યે પણ સુખ રેઃ
સાહેલી—

આથમ્યા બપોર ને સાંજ પડી
લાગી તેમને અતિશય ભૂખરેઃ
સાહેલી—

આહુતિ આપવા જઠરાગ્નિને
તેઓ કરવા લાગ્યાં વિચાર રેઃ
સાહેલી—

નજરે પડયું ત્યાં તેમને
એક ન્હાનું સરખું કાસાર રેઃ
સાહેલી—

નાચી રહી તેમાં માછલી
જોઈ મનડું થયું પ્રસન્ન રેઃ
સાહેલી—

ઇશ્વર કૃપાએ ગયું મળી
તેણે માન્યુ પોતાને અન્ન રેઃ
સાહેલી—

પકડી નળરાજ દમયન્તીને
આપે માછલી, પરન્તુ શું થાય રેઃ
સાહેલી—

અડકે ન જ્યાં તેના હાથને
ત્યાં પાછી કૂદી જળ જાય રેઃ
સાહેલી—

આપે ભરીભરી અંજલિ
પણ ખાલી પાછી થઈ જાય રેઃ
સાહેલી—

અમૃતે ભરી એની અંગુલિ,
મૃત, માછલી સજીવન થાય રેઃ
સાહેલી—

કોપે ચઢયો નળરાજ ને
કહે માછલી બધી તું ખાઈ જાય રેઃ
સાહેલી—

લઈને પ્રતિજ્ઞા દમયંતી કહે,
નળ માને ન સાચું જરાય રેઃ
સાહેલી—

એકલપેટી એને માનીને
કરે નળરાજ એ પર કોપરેઃ
સાહેલી—

અરધે વસ્ત્રે સૂતી મુકી
ગયો છોડી એને એ ભૂપરે!
સાહેલી—

—જનાર્દન પ્રભાસ્કર

# સમાજના વાંકે

હું એક ત્યજાયલી અબળા છું. મારી જીવન-કથની સાંભળશો તમને ગમશે ? મારું નામ છે સવિતા ને જ્ઞાતિ છે વાણીઆ સોની. ગુજરાતના વસો ગામમાં મારો જન્મ થયો હતો. મારી જન્મદાત્રી માતા મને ૧૦ વર્ષની મૂકીને આ ફાની દુનિયાથી અદ્રશ્ય થઇ કે થોડાજ સમયમાં મારા પિતાએ બીજી સ્ત્રી કરી. એ આવનાર સાવકી મા મને ચાહી શકે ખરી ? મારા પિતાનું મન પણ ઉંચું થયું. મને કયાંય ઠેકાણે પાડી દેવાની ઉતાવળ કરી. નબળાંને સૌ કોઈ લૂંટે છે—ગરીબ ઘેટાં બકરાં પર તુરત છૂરી ફેરવાય છે પણ વાઘના ગળે છૂરી ફેરવવાની કોઇ હામ ભીડી શકે છે ? 'ગરીબ સ્વભાવ એ પાપ છે' એવું ઠોકરો ખાધા પછી હું સમજી શકી છું અને જીવના જોખમે હું જાણી શકી છું કે ઘોર આન્દોલન પેદા કર્યા વગર સમાજના જાલીમ અત્યાચારોથી સ્ત્રીઓને બચવાની આશા નથી.

માતા મરી જતાં પિતાને પોતાની ગરીબ ગાય જેવી પુત્રીની ઓછી લાગણી હોય છે એવું મને મારા જીવનમાંથી જડયું છે. આખરે જેતલપુરમાં સ્વજ્ઞાતિના એક પુરુષ સાથે મારાં લગનનું ચોકઠું ગોઠાઇ ગયું. આ પુરુષને એક પત્ની હયાત છે પણ તે અતિશય રોગી થઇ જવાથી મને મેળવવાની તેણે ઉમેદવારી કરેલી, અને તેમાં તેને સફળતા મળી. મારા પિતાએ કંઇ વળતર લીધી હશે તેની મને બરાબર ખબર નથી. ૧૨ વર્ષની વયે મને પરણાવી. પરણવા પહેલાં મેં ચાર ચોપડી જેટલું ભણી લીધું હતું. હું પતિગૃહે ગઈ. શરૂઆતના ત્રણ માસ તો મને નવલકથાઓ વાંચવા મળી. અને મારા પતિ તરફનું પણ કંઇ દુઃખ નહોતું. મારી શોકય દારૂણ દુઃખમાં પડી હતી. તેની હું યોગ્ય સારવાર કરતી હતી. મારા પતિ મને બહુ ભોળવતા હતા અને હું જ જાણે તેનું દૈવત હોઉં નહિ ! એવો ભાવ બતાવતા હતા. એમ કરતાં કરતાં એક દિવસ મને કહ્યું "હું પૈસા બાબત તંગ હાલતમાં છું તે તને ગમે છે ? તું તારું પલ્લું પાછું લઇ આવે તો આપણને કેટલી બધી છૂટ થાય ? તારાથી કદીયે મારું હૃદય જુદું થાય એવું તું માને છે ? તને હું મારી મહેનત સમજું છું. મને તારા જેવી ભણેલી ભાર્યા મળી તેથી હું મને ભાગ્યશાળી માનું છું. આ જૂની સ્ત્રી તો હવે દિવસો ગણે છે તે મરી જતાં ઘરમાં આ બધું તારું જ છે ને ! હું કમાઇ લાવું તે પણ મારે તો તારાજ હાથમાં આપવાનું ને ? આ વખતે તારે મને ટેકો દેવો જોઇએ: તારા જેવી શાણી સ્ત્રીને મારે વધારે કહેવાનું હોય ?"

મારા શિરછત્રનાં આવાં વાકયો સાંભળીને હું નમ્ર બની તેની ઇચ્છાને અનુસરતી હું મારા પિતાને ત્યાંથી રૂ. ૭૦૦)નું મારું પલ્લું લઈ આવી ને મારા પતિને સોંપ્યું. હવે કદાચ તે દગો દે તો મારો કોઇ આધાર નહોતો છતાં મારો બધો કબજો મેં તેને સોંપી દીધો. હિન્દુ સ્ત્રીને પોતાના પતિમાં અવિશ્વાસ હોતો નથી. પતિને સંકટની વેળાએ પોતાનો પ્રાણ આપવા પણ તૈયાર થાય એટલી ઉદારતા હજીય હિન્દુ બાળામાં છે. મેં પણ તેમાં મારો ધર્મ માન્યો. હું એમને પ્રભુરૂપે જોતી અને તેને મારું જીવનધન માનતી હતી.

ભાવી જીવનનાં અવનવાં સુખો સ્વપ્નમાં જોતી, અને ઉંચી ઉંચી આશાઓના હવાઈ કિલ્લાઓ હું બાંધતી હતી. મને સાહિત્ય તરફ પ્રેમ હતો અને તેઓ પણ તેવા જ. એટલે જીવનમાં સુખ ગળાશે એવો મને વિશ્વાસ હતો. બીજા ત્રણ માસ વિત્યા. મારી શોકય જે કોઈ બુરા રોગથી પીડાતી હતી તે હવે તંદુરસ્ત થવા લાગી. ૭ મહીનામાં તો વગર ઇલાજે તેણે પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી લીધું ! મારા કરતાં તે વધારે સૌન્દર્યવતી હતી. અમો બન્નેના સ્નેહની તે શોકયને અદેખાઇ આવે તે સ્વાભાવિક હતું. પ્રેમ માટે કોણ તલસતું નથી ? તેને પ્રે

## " એકલી "



(વહુએ વગોયાં મોટા ખોરડાં—એ રાગ)

એવડા મંદીરમાં હું તો એકલી રે જી,
કેમ કરી મારા દુઃખના દાડા જાય રે,
કેમ કરી આ લાંબા દિ લેવાય રે,
પરણ્યો હાલ્યો છે વેરણ ચાકરી રે જી
નથી સાસુ કે નથી સસરો જી,
નથી ઘરે જેઠાણી કે જેઠરે એવડાં....૧
નથી દેવરીયો ઘરે લાડકો રે જી,
નથી તીખા નણંદી કેરા બોલ રે. એવડા....૨
નથી સાથી કે નથી બાળ ધીરે જી,
આંગણે નથી ગાયું કે ગોવાળ રે એવડા....૩
નથી ચંદરવા નથી ચાકળા રે જી,
આંગણે નથી વલોણાના વાસ રે એવડા....૪
માથે ગંગા ખોળે બે બાળુડાં રે જી.
એકલો નથી ઉમયાનો ભરતાર એવડા....૫
હૈયે વાદળડી ખોળે વીજળી રે જી,
એકલો નથી આભમાં કાળો મેઘ રે એવડા....૬
સ્વપ્ને ભાળું હું સેજે સાયબો રે જી,
બે ઘડીમાં હું જબકી જાગી જાઉં રે એવડા....૭
આંખેથી આંસુડાં હૈયે ઉતરે રે જી,
બે ઘડી મારે ખોળલે બેસીને જાય રે એવડા....૮
નાવે બંધુડો નાવે માવડી રે જી,
નિસાસો આવે એકલીને આધાર એવડા....૯

—કવિ દુલા ભાયા " કાગ "

પ્રણયીજીવન ગમતું હોય તેમાં ખોટું શું ? પતિને તે ધીરે ધીરે આકર્ષવા લાગી, અને જેના સ્નેહની મારાપર ભરતી આવી હતી તેની હવે ઓટ આવતી હોય એવું મને માલુમ પડ્યું. પણ તેઓ મારી સાથે બોલતા રહેતા તેથી મને વધારે દુઃખ નહોતું. 'મારા પતિના સુખમાં હું સુખી અને એમના દુઃખમાં હું દુઃખી' એ મંત્ર હું મારી માતાના ખોળામાં રમતી હતી ત્યારથી શીખી હતીઃ પરંતુ હવેથી મારા પતિના સ્નેહની ભરતી મારી શોકય માટે હતી. મને અળગી કરવાને તેઓ ઈચ્છતા હોય એવો ભાસ થયો પણ હું ક્યાં જાઉં ? મારૂં પહેલું મારા પિતાની પાસે રહેવા દીધું હોત તો ત્યાં હું હકકથી વર્ષ બે વર્ષ રહી આવત. હવે તેઓ મને આઠ દિવસ પણ ગમવા તૈયાર નહોતા. મારા પતિને સારી નોકરી મેળવવાની મરજી થઈ અને તે માટે મુંબઈ જવાનું તેને ગમ્યું. અમો બન્નેને પણ સાથેજ લઈ ગયા. મારી શોકયને હું " મોટી બ્હેન " કહીને બોલાવતી હતી તેના તરફથી મને બહુ દુઃખ નહોતું તે તંદુરસ્ત થઈ જવાથી હવે મારૂં પેટ મફતનું ભરવાનું છે, એમ મારા પતિને લાગતું હતું. એટલે એ રીતે હું તેની નજરમાં વખાણની થઈ પડી. મુંબઈ પહોંચ્યા ને પોતે નોકરીએ લાગ્યા તે દરમ્યાન મારૂં પહેલું ઘરાઈ ગયું હતું એમને શરૂઆતમાં માસિક રૂ ૪૫) ની નોકરી મળી. તેમાંથી રૂ. ૨૦) તો ઓરડીનું ભાડું જતું હતું. બાકી ઘીવી, હજામ, દૂધવાળો, મોદી તેમજ મારા પતિનું પરચુરણ ખર્ચ એ બધાનું રૂ. ૪૫)માં પુરૂં થતું નહિ. તેથી હું ને મારી શોકય કઈ ટોપીઓ. ભરવાનું કે છત્રીઓ શીવવા વગેરેનું કામ કરી સાંજસુધી ચાર છ આનાની આવક કરવા લાગી. પણ એટલામાં તો મારા પતિને મુંબઈના મોજશોખી-ઝેરી જીવનની અસર થઈ ગઈ. તેઓ દારૂ પીવા લાગ્યા ને હંમેશાં મોડી રાત્રે ઘેર આવતા અને માત્ર મને જ વઢતા અને ઘણી વખત મારકૂટ પણ કરવા લાગ્યા હું એ બધુંય સહી લેતી. કારણ કે પેટના ખાડા પુરવાનું કયાંય સ્થાન નહોતું. તેથી એમનો ત્રાસ ભાવે ત્યારે પણ સહન કર્યા વગર મારો છુટકો નહોતો. માણસ નીતિનું

એક પગથીયું ઉતરે છે એટલે અનુક્રમે બીજાયે ઉતરતાં વાર લાગતી નથી. સમાજના કેટલાંક કહાપણકાળ઼ઓ કહે છે કે "સ્ત્રીનો ધર્મ છે કે પોતાના પતિને સુખ આપવો, તે તેનો પ્રભુ છે" વગેરે. પણ આ જમાનામાં હું આ વાતને અશકય માનું છું જે વ્યક્તિએ ધર્મ સાથેનો સંબંધ તોડયો છે તેને બ્રહ્મા પણ ન સુધારી શકે. પ્રભુની ભલી કૃપા પણ તેનાથી દૂર હોય. એ પણ તેટલું જ સત્ય છે. જે સમાજિક આજ્ઞાઓ અમો હિન્દુ સ્ત્રીઓનું હૃદય કબુલ કરતું નથી તેજ આજ્ઞાઓનો જબરપૂર્વક અમારી પાસે સ્વીકાર કરાવાય છે. ત્રાસથી ભલે અમે ક્ષમસમી રહીએ પણ એક ધર્મવ્રત અને તેમ તો આવા સંજોગોમાં સાચી શરૂઆત જ નથી. પ્રેમ પૂજ્યભાવ એ આંતરિક બંધન છે, બહારનું નહિ. સત્ય તો એ છે કે સમાજના તેમજ લોકલાજના ભયથી, ઘરમાંથી કાઢી મુકે એવા ભયથી, અને નિરાવલંબ હોવાના ભયથી જ હિન્દુ સ્ત્રી કષ્ટસાધ્ય જીવન વ્યતિત કરે છે. પોતાના ભક્તજન માટે પ્રભુ પ્રાણ પાથરે છે એવું ગીતાના ગાનારે પણ સ્પષ્ટ કહ્યું છે. ત્યારે તેથી ઉલટું જીવનભર સેવામાં ખડે પગે રહેલી સ્ત્રીની બહુમૂલ્ય સેવાની પણ જે કદર ન કરી શકે તે પતિમાં પ્રભુની ભાવના શી રીતે થઈ શકે ! અમે તેના જુલમો પતિને પણ પ્રભુ વગેરે જે ધર્મનું પાલન અમારી પાસે બળથી કરાવાય છે તે ધર્મ મનુષ્યનો હોય શકેજ નહિ. કારણ કે તેમાં પશુતાનો ભાવ છે. સામાજિક નિયમોની સૃષ્ટિ પણ દેશકાળ પ્રમાણે ફરવી જોઇએ. આ સત્ય વાત કહેવાથી સમાજના ભૂત ભરૂં ખુ કરશે.

મારા પતિ કેટલાક કપાતર મિત્રોની સોબતમાં પડયા હોવાથી પગાર આવે તે તો કયાંક છોકરી પળે કરીને ઉડાવી દે ! અને ઘરમાં કંકાસની હોળી તો હંમેશ સળગતી જ હોય.

મને કહેતાં ઘણી જ શરમ આવે છે. પણ શું કરૂં નગ્ન સત્ય કહ્યા વગર મારા મનનું સમાધાન નથી મારા પતિના એકએક ત્રાસ મેં સહન કર્યા આખરે એમના ત્રાસે સીમા વટાવી ! એટલે કે મને જીવતી તીજોરી બનાવવાની એમને ઇચ્છા થઈ

## ઝાંઝરિયું



મારૂં ઝાંઝરિયું ખોવાયું આજ રે,
રમતાં રાસમાં,
રહી હૈયાથી દેવાયું આજ રે,
રમતાં રાસમાં,

સરખી સાહેલી મળી સંચરતી સંગમાં,
સોળ સાજ સજી રાસ રમતાં ઉમંગમાં,
ઉલટયો ઉર–સાગર કે સખી તણા રંગમાં,
ખોયું મનગમતું ભૂલીને ભાન રે–
રમતાં રાસમાં;
મારૂં ઝાંઝરિયું....

ઘરમાં સાસુજી દે ગાળ સહેવાય ના,
મ્હેણાં નણંદી મારે ખમી રહેવાય ના
અંતરની વાતડી કોને કહેવાય ના,
મારૂં મનડું મુંઝાય, ગયું સાન રે,–
રમતાં રાસમાં;
મારૂં ઝાંઝરિયું....

સમજાવી વાત કહી પ્રેમભર્યા પ્રીતમને,
વ્હાલમાએ વાત કરી, વાત મારી કાને ધરી,
લાવી દીધું નવું, રાખીને માન રે—
રમતાં રાસમાં,
મારૂં ઝાંઝરિયું....

રતિલાલ ચાંપાનેરી

મારી શોકયથી એમનું કામ નભતું હતું એટલે મને તે વધારાની ગમતા હતા એ તો હું પહેલાં કહી ચુકી છું. હવે ઉલ્ટો ત્રાસ મારા ઉપર વર્તાયો અને તે આ પ્રમાણે:

તેણે એક ખાનગી કૂટણખાનામાં મારો જોગ કર્યો અને તેમાંથી આવક થાય તેનું ગજવું ભરવાની નેમ રાખી એમને દારૂ પીવા જોઈતો હતો, અને 'સીઝર' પાનપટ્ટી, સોડા વગેરેનો સાંજ સુધી રૂપીઆ ચાર છનો ધુમાડો થતો હતો એ બધો ખર્ચ ટુંકા પગારમાં શી રીતે નભાવે! અને તે માટે જ મારા શરીરનો નિકૃષ્ટ વેપાર કરવાની એમને બુદ્ધિ સુઝી. દરરોજ બપોરના બાર વાગે બળજબરીથી તે પોતે મને કૂટણખાનામાં મૂકી આવતા ને પાંચ વાગ્યે કૂટણખાનનો માણસ મને ઘેર મૂકી જતો હતો, હું તેના ત્રાસથી ભારે દબાઈ ગઈ હતી. મારું મગજ બગડી ગયું હતું. મારું પોતાનું મને ભાન નહોતું. મારી આવી દશા થશે એવો સ્વપ્નેયે મને ખ્યાલ નહોતો. હું તો પ્રેત જેવી થઈ ગઈ. આવી રીતનું કામ મારો માલેક હવે હમેશને માટે મારા પાસે કરાવવાનો હતો. આઠ દિવસ તો તેની નીચ આજ્ઞાનો અમલ મેં ભયભીત થઈને કર્યો. અને નવમે દિવસે હું ત્યાંથી નાસી છૂટી. કહો, કહો, આવા પતિને પ્રભુ માનવો કે પિશાચ? અમે તેવા પતિને પ્રભુ મનાવનારો હિન્દુસમાજ મને આનો શો ઉત્તર આપે છે. આ તે કેટલો ત્રાસ! કેટલો અત્યાચાર! જગતના સાક્ષીરૂપ સૂર્ય ચંદ્ર પણ ઘૃણિત મુખમો જોઈને રડતા હોય અને ફીટકાર દેતા હોય એવો મને ભાસ થાય છે. સ્ત્રીઓ સહન કરે છે તે પાપ કરે છે એવું મને લાગી ગયું છે. સહન કરવામાં મેં સાર ન જોયો. હવે ભલે હું વટલી જાઉં કે ભુખે મરી જાઉં પણ આ શયતાન પુરુષની જીવની તીજોરી ભરવા તો નહિ જ જાઉં. બસ મારા હૃદયમાં આગ સળગી છે. હું આજે ખુલ્લો બળવો પુરુષસમાજ સામે જાહેર કરું છું તેઓના એકેએક અપકૃત્યો હું ઉઘાડા પાડીશ 'મા' ને બહેનો પર જે જે વિતકો વિતાવે છે તેની જનસમાજને પુરતી જાણ કરીશ. મારામાં

એટલી બધી ઘૃણા વ્યાપી છે કે પુરુષ માત્રને હું અસુરરૂપે જોઉં છું. મારું રાજ્ય હોત તો આવા એકે એક પુરુષને ઉકળતી તેલની કઢામાં તળી નાખત! અને જો કોઈ એવી સ્ત્રી હોત તો તેનો પણ એવો જ ભાડકાળો કાઢી નાખત! મારામાં હવે મામુલી દયાનું સ્થાન છે જ નહિ.

મુંબઈથી જેમ તેમ હું મારા પિતાને ઘેર આવી. પતિને ત્યાં તો હવે મારે જવું જ નહોતું. પરંતુ આવી રીતે ભાગી આવેલી ત્યક્તા પુત્રીને આશ્વાસન આપે એવી ઉદારતા અને સહૃદયતા હિન્દુ માબાપોમાં છે ખરી? જેઓ સુધારો કરવા નીકળ્યા છે તેઓના ઉપર પણ સમાજના અત્યાચારોનાં ભૂત સવારી કરી રહેલ છે. હવે મારા જેવી સ્ત્રીઓનું સ્થાન ક્યાં! પેટનો ખાડો પુરવા માટે કેટલીયે ભારત મહિલાઓ વેશ્યાઓનાં સ્થાનમાં સમાઈ રહી છે. આવી દશા ઉભી કરનાર સમાજે લાજી મરવું જોઈએ, ડુબી મરવું જોઈએ. ધર્મની દુકાનો ચલાવી રહેલા ધર્મગુરુઓએ જંગલમાં ચાલ્યાં જવું જોઈએ. અહિંસા અને સત્યાગ્રહની વાતો કરનારાઓએ જીવનભર નોકરશાહીની ગુલામી ગળે બાંધી લેવી જોઈએ. શું જોઈને તેઓ સ્વતંત્રતાની વાતો કરે છે? ખદબદી રહેલા સમાજના રોગ કોઈ ડોક્ટરો જાણે છે? આવા સમાજનું નિકંદન કરી નાખવા તરફ પ્રજા ધ્યાન દેશે? ખરેખર સામાજિક પુનર્વિધાન થવાની હવે જરૂર છે.

મારા પિતાજીને, મેં બધી વાત કહી. તેઓ ચકિત થયા; છતાં પણ હિન્દુ માબાપનો પેશાદી ધર્મ હૈયે ચઢી આવ્યા વગર રહ્યો નહિ. અને તેણે કહ્યું: "બસે થોડો વખત અહીં રહે. પછી હું જાતે તને મૂકી જઈશ અને તારા વરને પૂરતી ભલામણ આપી જઈશ. શું કરીએ! તારું ભાગ્ય લઈ ગયું, બાકી એ ઘેર સારું કહેવાય છે."

"પણ બાપા! તમેયે દીવો લઈને કૂવામાં પડ્યા તો! એક વેરી જીવતી હતી તેના પર મને શા માટે હોમી? હવે હું દાઝેલ જેવી ક્યાં જાઉં? કદાચ વાત કરું તો તેઓનેયે મારો દોષ જણાય અને, મને કોઈ માનથી બોલાવતું હોય તે પણ મારો અનાદર કરે. મને હવે આઠ આનાનું અફીણ લાવી આપો. મારી જનેતા ગઈ છે તે જ માર્ગે હુંયે ચાલી જાઉં. મને વેશ્યા બનાવનાર એ શયતાન પતિને ઘેર તો હું નહિ જ જાઉં. ચાહે તો મારા રાઈ રાઈ જેટલા ટુકડા કરી નાખો. હું માંડમાંડ છુટી આવી છું. કહેશો તો કુવામાં પડીશ. પણ ત્યાં જવાનું મને કહેશો નહિ" મેં મારા હૃદયનો ભાર ખાલી કરી નાખ્યો. સ્પષ્ટ સંભળાવી દીધું. મારા પિતાને લાગ્યું કે ઘોડા જેવી દીકરીને મારે ઘેર કેમ કરીને રાખવી? હું બાર દિવસ મારા પિતાને ઘેર રહી. ત્યાંથી અમદાવાદમાં એક મારી બાલ્ય સખીને ઘેર ગઈ. મેં તેની સહાય માગી. અને કોઈપણ ઉપાયે મને આગળ અભ્યાસ કરવાની સગવડ કરી આપવાનું મેં તેને કહ્યું.

પ્રભુએ મહેર કરી. મારા હૃદયની વેદનાઓ તે બ્હેને જાણી. વગવગ લગાડીને ત્યાંની ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં મને દાખલ કરાવી દીધી. પછી તો બધાં દુઃખો વિસારે પાડી મેં અભ્યાસમાં ચિત્ત પરોવ્યું. ત્રણ વર્ષમાં તો પ્રભુ કૃપાએ હું સીનીયર પાસ થઈ ગઈ. થયું હવે હું મારી પોતાની જાત ઉપર આધાર રાખી નિર્વાહ કરવા જેટલી યોગ્ય થઈ. એ બ્હેનને હું અગણિત આશીર્વાદ આપું છું. સરકારી સ્કોલરશીપ ખાઈને હું ભણી હતી તેથી ત્રણ વર્ષ તેઓની ઈચ્છા મુજબ મારે નોકરી કરવાની હતી. મને પ્રથમ ધોળકા સરકારી શાળામાં નોકરી મળી. પગાર રૂ. ૨૫) મળતો હતો. છતાં તેમાં સુખપૂર્વક મારો નિર્વાહ થતો હતો. મુંબઈથી નાશી છુટી ત્યારે મારા પતિએ મારી ફરી શોધખોળ કરી નહોતી. હું કૉલેજમાં ભણી અને હવે નોકરી પણ કરું છું તેની તેને જાણ થઈ છે, છતાં મને એક પત્ર પણ લખ્યો નથી. તેના હૃદયમાં હજુ પ્રભુએ વાસ કર્યો હોય એવું જણાતું નથી. મને સતાવી તે માટે અદ્યાપિ તેને પસ્તાવો થતો નથી લાગતો. તે તો એમ જ માનતો હશે કે હાથમાંથી શીકાર નાશી ગયો. મારું સર્વસ્વ હરી લઈ, મને અનાથ જેવી કરી મુકીને એ પાપી પુરુષે ઉપરથી મને નર્કની નીકમાં ઉતારી દીધી હતી.

પણ પ્રભુએ મને મતિ સુઝાડી તેથી હિંમત રાખી હું નાશી છૂટી. ને સ્વાશ્રયથી આ શાન્તિની ક્ષણ જોઈ શકી છું મારૂં ગુજરાન હું સુખપૂર્વક મેળવી લઉં છું. મારા પિતાની અને પતિની છાયા-રીમાંથી પ્રભુએ મને છૂટી કરી છે જો હું ધારૂં તો કાયદેસર મારા પતિના કૃત્ય સામે પગલાં લઈ શકું. મારૂં પહેલું લઈ લીધું ને આખરે મને વેશ્યા બનાવવાના ધંધાને પોતાનો કર્યો આ ગુન્હાઓ હું સાબીત કરી બતાવું એમ છું. આવા ગુન્હા માટે જરૂર તેને સખત સજા થાય, અને કોર્ટ મારફત હું મારૂં ભરણપોષણ જુદી રહીને લઈ શકું એમ છું પરંતુ એ બાબત ઉપર મેં હવે પડદો નાખી દીધો છે. તેનો ન્યાય ઈશ્વર જ કરે એવું હું તો ઈચ્છું છું. કર્મનો કાયદો જો સાચો હશે તો તે જરૂર નર્કમાં જ પડશે

હું જ્યાં નોકરી કરૂં છું તે શાળાના મુખ્ય શિક્ષક બહુ સારા માણસ છે તે ચૌધરી-કણબી જ્ઞાતિના છે. તેની ધર્મપત્ની પણ આ શાળામાં શિક્ષણ આપે છે. તેઓ બન્ને-પતિપત્ની મારા પ્રતિ રહેમની નજરથી જોતા હતા. એક વખત તેઓએ મારી જીવનકથા જાણવા ઈચ્છા દર્શાવેલી, મેં બધું કહ્યું: તેથી ઉભય બહુ દુઃખી થયા. માસ્તરે મને ધર્મની બ્હેન ગણી સાથે જ રહેવાનું કહ્યું. મને આશ્વાસન મળ્યું. હું સાથે તો ન રહી પણ બાજુમાં જુદું ઘર ભાડે લઈને રહી. પૂર્વ જન્મમાં આ માસ્તર મારો સગો ભાઈ હશે એવું મને લાગ્યું. તેઓ દમ્પતી મારા માટે ભારે લાગણી રાખતા હતા મનેય સ્વાભાવિક તેઓનો વિશ્વાસ કરવામાં કંઈ અનુચિત ન લાગ્યું. તેઓ એક ખાનદાન કુટુંબના નબિરા છે, તેમજ મિતભાષી અને સૌમ્ય સ્વભાવના છે. થોડા સમય બાદ એમના પત્ની બીમાર પડ્યા-જમણા પગની પાનીનું એક હાડકું કોહી જવાથી ઓપરેશન કરાવ્યું છતાં તેને આરામ થતો નહોતો. હું તેની સારવાર કરતી હતી. હવે હું આ મારા ધર્મભાઈને રસોઈ કરીને જમાડતી હતી. અને એમની સાથે જ રહી. હું એમના પત્નીને "ભાભી" કહીને બોલાવતી અને તે મને "સવિતાબા" કહેતી. કેટલોક વખત આમ સંયુક્ત કુટુંબની જેમ ચાલ્યું. આ ધર્મબન્ધુનો મને એટલો બધો વિશ્વાસ આવેલો કે મારો પગાર આવતો તે પણ હું તેના હાથમાં સોંપી દેતી. અને તેનો પગાર આવતો તે મારા હાથમાં આપી દેતા હું તે રકમ ભાભીને સોંપી દેતી. આવો દૈવતાઈ સ્નેહ અમે પરસ્પર રાખતા હતા.

હું માસ્તર અંબાલાલની સાથે રહું છું એવી મારા પિતાને ખબર પડતા તેણે મને, પોતાને ઘેર તેડાવી. હું તુરત ગઈ, પણ મને ઘરમાં પેસવા દીધી નહિ. અને કહ્યું: "તું વટલી ગઈ છે કણબી સાથે તું ખાય છે, પીએ છે અને રહે છે. ગામમાં વાતો થાય છે. મારાથી બહાર નીકળાતું નથી. ક્યાંય ખમાતું નથી. તું તેઓનાથી જુદી રહે, અથવા તો બીજે ગામ રહીને નોકરી કર. જગત અપકીર્તિ રાખ, મારે તો પેટ પડેલાં વગોવવા પરણાવવા છે તારી બા મરી ગઈ તેને બદલે તુ જ મરી ગઈ હોત તો આજે આવો દિવસ મને જોવો પડત નહિ. દીકરાઓ સાથે

ગમે તેવાં અને ગમે તેટલાં બુરાં કામ કરે પણ દીકરી એક કરે તોય માબાપને મરી જવું જોઈએ. હું કહું છું તે પ્રમાણે તું નહિ કરે તો હું આપઘાત કરીશ !"

પિતાનું ઉગ્ર અને એકતરફી ભાષણ સાંભળીને મેં પણ કહેવા માંડ્યું: "પણ માસ્તર તો એક સદાચારી વ્યક્તિ છે. છતાં ભલે ગમે તે વાતો થાય, મને કંઈ નીસ્બત નથી. મારે કોઈની સાથે વહેવાર કાઢવો નથી. તમને શરમ આવે છે ખરી, પણ ત્યારે કસાઈવાડે ગાયને બાંધતાં પહેલાં વિચાર ન કર્યો ! મારી પાસે વેશ્યાવૃત્તિ કરાવે તેને શરણે જ હું પડી રહું તેમાં શું તમારી આબરૂ સચવાઈ રહેશે ! સમાજ અને લોકલાજ પડે ઊંડા ધરામાં ! મને કયાંય સુખે રહેવા દેશો કે નહિ ? તમે ભલે મને શરણું ન આપશો. મારો પ્રભુ છે. જેને સૌ કોઈ તરછોડે છે તેને એક ઈશ્વર આશરો આપે છે મને દંભ આવડતો નથી. દંભથી આબરૂ સચવાતી હોય તો તે મારે ન જોઈએ. હું મરી ગઈ છું એમ સમજી મારું નાહી નાખો. મારી માતા ગઈ તેમ હું યે ગઈ એમ સમજી લો. શા માટે દુઃખી દીકરીને વધારે સતાવો છો." મેં તો ખુબ હૃદયની વરાળ ખાલી કરી પણ પિતાએ એકની એક વાત ચલાવ્યા કરી સમાજની આબરૂ એમના હૈયે ચઢી બેઠી હતી.

હું ત્યાંથી પાછી ગઈ અને મારા ધર્મબન્ધુ માસ્તરને બધી વાત કહી. તેણે મને કહ્યું: "બ્હેન ! બાપાને સમાજનો ડર લાગે છે, આપણા નિર્મળ સ્નેહમાંયે કોઈ વ્હેમ જોશે ભલે તું જુદી રહે, અગર તારો બીજે ગામ બદલો કરાવી લે, સમાજમાં વધુ કામ એક લાકડીએ ચાલે છે. અસહાય અબળાને અપનાવી લેવા માટે આ હીચકારી સમાજનું હૈયું ખુલ્લું કયાં છે ! માત્ર પતિથી જુદી રહી તે માટે જ ઓએ ગુન્હો કર્યો એવું જુઠ સમાજના ભેજામાં ભરાયું છે. સત્ય, ન્યાય આપવાની તેઓને ધગશ નથી. પુરૂષસમાજના સ્વાર્થને આડે આવે એવી વાત તેઓ શા માટે છએ ? તું હવે સમજે છે અવકાશે તું ધર્મનાં પુસ્તકો વાંચજે. આપણે પવરૂપી-સૂક્ષ્મ સ્વરૂપે તો મળીશું જ. સમાજનાં બંધન તેમજ જન સમાજનો ચિડીતસાખોર સ્વભાવ તો તું હવે જાણે છે. તારાજ હિતને ખાતર હું તો કહું છું" આખરે હું ત્યાંથી નીકળીને સુરત આવી દૈવયોગે મળેલા ભાઈ ભોજાઈથી વિખુટી પડતાં મને બહુ વસમુ લાગ્યું આવા અદેખા-દૃષ્ટિ દેવના ભંડાર રૂપ સમાજને હું શાપ ન આપું તો શું કરૂં ! દુઃખીને મદદ આપવાના ધર્મ સમાજ શા માટે સમજે ! ભયો ગણીને હું મારૂં ઉકલતી થઈ તેથી મુંબઈમાં બેઠેલો મારો જાલીમ પતિ હવે મને શત્રુ રૂપે લેખે છે. મારાં આ અવાટરિમાં કોઈ આવી મળેલા સુખમાં પણ તે પથરો નાખવાનો પોતાનો ધર્મ સમજે છે પિતાને ત્યાંય મારો આશરો નથી. હું અહીં એકલી રહું છું. અનેક વિચારો કરી કરીને આખરે સહન કરવાની વૃત્ત મારામાંથી જતી રહી છે મને કયાંય સુખ નથી. પરણેતર પતિએ દગો દીધો, મારૂં પહેલું પગલું મેળવતી વેળા તેણે જેટલી મારી ખુશામત કરી હતી તેટલો જ પાછળથી ધોખો દીધો છે. પ્રભુ એ વિશ્વાસઘાત ન સાંખે એવી આ

દુઃખી હૃદયની પ્રાર્થના છે. મરૂં હવે પ્રભુ સિવાય અન્ય આ જગતમાં કોઈજ નથી. હું મરૂં કે જીવું કોને મારો શોક થવાનો !

આવાં કેટલાંયે સંકટોથી આજે અમારો સ્ત્રીસમાજ પીડાય છે. નૈતિક બળના અભાવે બ્હેનોનાં હૃદય કાયર થઈ ગયાં છે, સામયિક અખબારોમાં પણ ચોમેરથી આવો જ અવાજ આવે છે જેમકે 'અમુક સ્ત્રી નાસી ગઈ અમુક સ્ત્રીને મવાલીઓ ઉપાડી ગયા અને બેહાલ કરી, અમુક સ્ત્રી વેશ્યા થઈ, અમુક બાળકીને ગુંડાને હાથે વેચી, અમુક સ્ત્રીના પતિએ બીજી સ્ત્રી રાખી તથા પહેલીની દુર્દશા થઈ, અમુક સ્ત્રીને સંતાન નહિ થવાથી પુરૂષે બીજો વિવાહ કર્યો, કોઈને તેનો પતિ મારકૂટ કરે છે, ઘરમાં ગોંધી રાખે છે, કોઈ સ્ત્રીને રસ્તે જતાં અન્ય કોઈ નસાડી જાય છે, કોઈ ભૂખે મરે છે, કોઈ બાળવયમાં જ વિધવા થાય છે, કોઈ સ્ત્રી રોગથી પીડાય છે, કોઈ સ્ત્રીના પેટે દીકરીઓ જ અવતરે છે. કોઈ સ્ત્રીને કસુવાવડો થાય છે.' આવી દશા ભારતીય સ્ત્રીસમાજની છે. બ્હેનોને મારે તો એકજ સંદેશો છે કે તેઓ કદાપિ પણ સામાજિક અત્યાચાર સહન ન કરે, સ્ત્રીસમાજની પરાધીનતા આજે સાલી રહી છે. સૌ કરતાં વિધવા બ્હેનોની દુર્દશા અધિક છે. તેઓ સાસુ અને જેઠ જેઠાણીના કટુ વ્યવહાર સહી શકતી નથી ત્યારે રામભરોસે નીકળી પડે છે; પરંતુ સ્વાવલંબી ન હોવાથી ક્ષુધા શાંતિ માટે વેશ્યાવૃત્તિ સિવાય અન્ય ઉપાય તેઓને નથી સુઝતો. સમાજના ગુંડાઓ હિન્દુભગિનીને સન્માર્ગ બતાવવાને બદલે નીચ ગર્તામાં જ નાખે એવા છે. આજે લગભગ ૫૦ વર્ષ થયાં સમાજસુધારાની કોશીષ થઈ રહી છે પણ તેનું ફળ ક્યાં ? દુરાગ્રહ અને અંધશ્રદ્ધાની વાતાઓ(?)એ ઘણીના આશા મ્હેલોને ઉખેડી નાખ્યા છે. તેમાંય નારી જીવનની પરવશતા તો વર્ણવાય તેવી નથી કેવળ ગુલામ, રમવાની પૂતળી કે, મ્યુઝિયમ જેવું તેઓનું જીવન છે હજારો અત્યાચારો, દુરાચારો આજે સ્ત્રીઓ પર થઈ રહ્યા છે ખરેખર, ગુલામીમાં પડેલાઓ જ આવું સહન કરે છે આજના યુગમાં પુરૂષ સ્ત્રીજાતનો માનસિક અને આત્મિક ગુલામ છે. ત્યારે સ્ત્રી બિચારી શરીરથીએ ગુલામ છે. દયાજનક સ્થિતિ એવી છે કે જીવન એટલે શું ! તેનું પણ અમારી બ્હેનોને ભાન નથી. કેટલીક સાધન સંપન્ન બ્હેનોએ ઉંચી કેળવણી લીધી છે, તેઓ પણ કમભાગ્યે પોતાની બુદ્ધિનો સરસાઈ કરવામાં ગુંથાઈ ગઈ છે. સમાજનો સંતપ્ત બ્હેનોનાં દુઃખોનો સંદેશો ક્યાંથી તેઓનાં કાને પડે એ તો જેણે દુઃખો દીઠાં છે તેઓ જ અન્યનાં દુઃખોની વેદના જાણી શકે. રોદણાં રડયે હવે કોઈ સાંભળવાનું નથી. ગામેગામ બળખોર સ્ત્રીમંડળો સ્થાપવાની જરૂર છે. સામાજિક બંડ અતિ જરૂરનું છે. હું

હવે જ્યાં ત્યાં ફરૂં છું. અતિશય ત્રાસ સહીને માણસ મરણીયુ થાય છે. તેને પછી કંઈ આશાઓ કે ઈચ્છાઓ હોતી નથી. તે તો જીવ ઉપરજ આવી રહે છે. અતિશય ઘર્ષણથી આગનો ઉદ્ભવ થાય એ દેખીતુ જ છે. હું હવે મારી બ્હેનોની સ્થિતિ નિહાળતી આમેગામ રખડું છું. મેં જેજે કંઈ જોયું છે હુ કહી સુણી શુ.વિચાર વગરના અધીરી માણસોને મારૂં કથન કેવળ બકવાદ જેવું લાગશે, એ દેખીતું છે; છતાં મારી સગીઆંખે જોયેલુ હું જાહેર કર્યા વગર રહી શકતી નથી સમાજમાં હવે હું જીવતી રહીશ ત્યાં સુધી બળખોર વાતાવરણ ફેલાવતી રહીશ, ભારતની તરૂણ પ્રજાને હું આ બળવામાં ભળવા માટે આમંત્રણ કરીશ જમાના-જુના લોખંડી કાયદાઓનો આજના યુગમાં પણ અમલ કરી સ્ત્રીજીવનને નિસ્તેજ કરી મુકનાર સમાજની સહાનુભૂતિની આશા રાખવી હવે વ્યર્થ છે. કોઈ કહેશે કે "સ્ત્રીઓ તો ઘરને ટાઢે છાંયે રૂડી રીતે સુખી છે" તેને મારે કહેવુ જોઈએ કે જગતમાં આંખ ઉઘાડીને જુઓ. સ્ત્રીઓ ઉપર કેવા કેવા સીતમ ગુજરે છે તેની નોંધ કરો. ગુલામીમાં ખરૂં સુખ નથી. બાપ જાણે કે પોતાની મીલ્કત હોયની, તેમ પોતાની પુત્રીને બુઢ્ઢા સાથે પણ પરણાવી દે છે. નાની-અજ્ઞાન અવસ્થામાં પણ સાસરાંના ત્રાસમાં બાળકીને સોંપી દે છે પુરૂષ ધારે તો કાઢી મુકે, મુંગો માર મારે, ઢોરના જેટલું કામ કરાવે અને ભુખે મારે. છતાં બિચારી જીવનથી જંખોળ ગયેલી હિંદુબાળા બધું સહી લે છે: કંઈક ઘુંટડા ગળે ઉતારી જાય છે. કેટલીયે બિચારીઓ માનસિક ચિન્તાઓના ભોગે ક્ષયરોગથી પીડાઈને મૃત્યુનું શરણું લે છે કોઈ અતિ સૂનાવડના લીધે રોગી અને દમીયલ જેવી બની જાય છે. કંઈ નહિં જમાનો હવે દિશા સઝાડે છે ભારતની તરૂણ પ્રજા જાગશે અને સામાજિક પુનર્વિધાન કરશે. મારે કોઈની સહાનુભુતિ નથી જોઈતી. નિંદા સ્તુતિની મને પરવા નથી. મારી બ્હેનોને જગાડવા માટે હવે હું ઉજાગરા કરીશ. બસ એજ મારૂ મંતવ્ય

લક્ષ્મીબ્હેન



# ગૃહિણીઓની હડતાળ



લે : છોટાલાલ માનસિંગ કામદાર

પાર્વતીબેને પોતાના ઘેર બોલાવેલ સભાથી પાડોસમા સનસનાટી ફેલાઈ રહી હતી. મંધારામની ચાલીના એક બ્લોકમાં વીણા રહેવા આવી ત્યારથી મુશ્કેલી ઉપસ્થિત થઇ હતી. વીણા ઊંચી, પાતળી સોટા જેવી યુવતી હતી. તેનો ચહેરો ફીકો હતો. તે વાળને ઓળતી નહોતી.

તે મકાનમાં રહેનાર સ્ત્રીવર્ગ તો તેને જોઇને ડધાઇ ગયો હતો. તે માથે ઓઢતી નહોતી, કાચની બંગડીઓ પહેરતી નહિ તથા કપાળમાં ચાંદલો કરતી નહોતી. તે હાથે કંતેલ કપડાં પહેરતી હોત તો પણ સ્ત્રીઓને તેના પ્રત્યે માન ઉપજત. વીણાના મનથી મંધારામની ચાલીમાં રહેનારાઓ ગુલામગીરીમાં જકડાયેલ સામાન્ય મગતરા હતાં. જે ક્રાંતિ આવી રહી હતી તેનાથી પોતાનો નાશ થવાની તે રાહ જોઈ રહ્યા હતા. તે વખતે તો વીણાનું જીવનકાર્ય ખાસ કંઈ નહોતું. તેના પક્ષના સ્થાનિક અધિકારીઓ તેનાથી નારાજ થયા હતા. તેને સોંપેલા છેલ્લા કાર્યમાં તેણે પ્રમાણિકપણા પર ભાર મૂકયો હતો અને તેમાં ગોટાળો કર્યો હતો તેથી સત્યની અપૂર્ણતા પર ચિંતન કરવાને તેને આરામ લેવાની ફરજ પાડવામાં આવી હતી. પણ તે લોકો વીણાને પૂરી ઓળખતા નહોતા. જે સમયે દેશને ચૂસી લેવામાં આવતો હોય, આમ જનતા દુ:ખમા સબડતી હોય અને મૂડીવાદી વધારે શ્રીમંત બનતા હોય ત્યારે આરામ કેવો ! તેથી તેણે મંધારામની ચાલીના ઘાટીઓને શિક્ષણ આપવાનો વર્ગ ખોલ્યો. આ વર્ગમાં તેણે વર્ગ વિગ્રહના પ્રતીક તરીકે મૂળાક્ષરો શીખવવાનું શરુ કર્યું આ બધું ઘાટીઓ માટે તદ્દન નવું હતું તેથી જ્યારે તેઓ હડતાળના 'હ' સુધી પહોંચ્યા ત્યારે તેઓએ હડતાળ પાડી.

મંધારામની ચાલીના ઘાટીઓની હડતાલનો અર્થ સમજવા માટે પહેલાં તો આપણે ''ઘાટી' નો અર્થ



સમજવો જોઇએ. ઘાટીની સંસ્થા મુંબઇ માટે વિશિષ્ટ પ્રકારની છે. તેઓ રત્નાગિરિના કિનારાપરથી આવતા પુરુષ નોકરો છે દુબળા, શ્યામ, ઓછું પોષણ પામેલ આ લોકો બહુજ ઓછા પગારથી ગમે તે પ્રકારનું કાર્ય કરે છે. મંધારામની ચાલીમાં રહેતા ટુંક પગારવાળા મધ્યમ વર્ગની પ્રતિષ્ઠા રૂપ ગણે છે. જરા આબરૂદાર ગણાવું હોય તો તમારે ઘાટી રાખ્યે જ છૂટકો. પાર્વતી બેનને ત્યાં બે ઘાટી હતા.

જેમ મધપૂડામાં રાણી માખ હોય છે તેવા પાર્વતી બેન ચાલીમાં ગણાતા. તે ચાર ઓરડીના બ્લોકમાં રહેતા હતા. મુખ્ય ઓરડામાં લીલા મખમલ જડેલ સોફા તથા બે ખુરશીઓ પડી રહેતી. ઓરડાની વચ્ચે, વચ્ચે કાચ જડેલ એક ટેબલ રહેતું તેના પર પીતળની ફૂલદાનીમાં કાગળનાં સુકાઇ ગયેલ ફૂલો પડયાં રહેતાં આ ફૂલો પાર્વતી બેનના પતિએ તેમનાં લગ્ન દિવસે ખરીદ કર્યાં હતાં.

પાર્વતી બેન શ્યામ તથા સ્થુળ શરીરવાળાં હતાં. પગનીપેની પર વજન મૂકીને તે ચાલતા હતા. તેમને

ફાઈ હતી, તે માથામાં સુગંધી એરંડિયું નાખીને વાળ ઓળતા હતા. માત્ર તેમની ગરદન કદી દેખાતી નહિ કેમકે તે પાર્વતી બેનના ખભામાં ઉંડી દટાઈ ગઈ હતી.

હડતાલના પહેલ વહેલા ખબર પાર્વતી બેનને મળ્યા. તેણે તે ખબરને મહત્વ આપ્યું નહિ. તેમણે પોતાના ઘાટીઓને બોલાવીને જો તેઓ ઘાટીના સંઘમાં ભળવાની ધૃષ્ટતા કરે તો તેમને તરતજ રૂખસદ આપવાની ધમકી આપી.

તેના પતિ બેંકમાં ઉચ્ચ દરજ્જાના કારકુન હતા તેણે તેની સાથે દલીલ કરી કે 'નોકરોને તમે ધમકાવતા તે દિવસો ચાલ્યા ગયા છે. તમે જાણો છો કે અમેરિકામાં-'

'અમેરિકામાં શું થાય છે તે જાણવાની મારે પડી નથી. મારી નસોમાં કાઠિયાવાડી લોહી વહે છે. આ મંધારામની ચાલી છે. મારા નોકરો તરફથી હું ઉદ્ધતાઈભર્યું વર્તન ચલાવી લઈશ નહિ ' આમ બોલી પાર્વતી બેને પોતાની પાંચ ફીટની કાયા ટટ્ટાર કરી. પછી પતિ કંઈ ન બોલતાં તે જરા ટાઢા પડયા.

'તમે ખાત્રી રાખજો કે તમને વખતસર ભોજન મળ્યા કરશે. કચરાપટ્ટી જેવી હોટેલમાં હું મારા પતિને જમવા જવા દઈશ નહિ.'

હડતાલની ધમકીથી ઉપસ્થિત થયેલ પરિસ્થિતિનો વિચાર કરવા પાર્વતી બેને બોલાવેલ સભાના આગલા દિવસે મંધારામની ચાલીમાં ખૂબ ઉશ્કેરાટ ફેલાઈ રહ્યો હતો. સીડી પર પસાર થતાં ગૃહિણીઓ એક બીજાના કાનમાં ઘુસપુસ કરી રહી હતી. જ્યારે તેઓએ વીણાને જોઇ ત્યારે તેમનાં મોઢાં ચમકયાં, ખભા ઉંચાં કર્યાં તથા સાડીઓને સંકોરી લીધી.

સભાના દિવસે પાર્વતી બેને સોફા તથા ખુરશીને ભીંત બરોબર મૂકી દીધા. તેણે જમીન પર શેતરંજીઓ પથરાવી હતી, વચ્ચે મમરા, સેવ તથા ચટણી મૂકાવ્યાં હતાં, આમંત્રિત સ્ત્રીઓ અંદર આવી નાસ્તો જોઈને તેમની આંખોમાં ચમક આવી. તેઓ ત્યાં પલાંઠી વાળીને બેઠી, અને મુઠીમાં મરમરા લઈને મોઢું ફાડી તેમાં ઓરવા લાગી. પછી એક આંગળી વડે ચટણી લઈ મરમરા સાથે તે ચાટવા લાગી બારીમાંથી ફેરિયાનો અવાજ સંભળાતો હતો 'આલુ લો, આલુ ! મીઠાં મધ જેવા આલુ !'

પાર્વતી બેને બૂમ પાડી 'રામા, રામા' કંઈ પણ જવાબ ન મળતા તે અંદર ગયા.

થોડીવાર પછી પ્રાયમસને પમ્પ મારવાનો અવાજ સંભળાયો. પછી પરસેવાથી રેબઝેબ થયેલ પાર્વતી બેન આવ્યાં. તેના હાથમાં પીત્તળની 'ટ્રે' હતી અને તેમાં જાડા સફેદ કાચના પ્યાલા હતા. ચા પ્યાલામાંથી ઢોળાઇને રકાબીમાં પડયો હતો. પાર્વતી બેને ટ્રેને સાદડી પર મૂકી પોતે પાછળ તકિયો મૂકીને બેઠાં. તેનો શ્વાસ માતો નહોતો.

• થોડા મમરા મોઢામાં મુકતાં તેણે કહ્યું 'મારો રામો ચાલ્યો ગયો છે' સ્ત્રીઓએ પોતાના ચાના કપ ઉપાડી રકાબીમાં ચા રેડી પીવાની શરુઆત કરી.

થોડા સમય સુધી તો માત્ર હોઠના બચકારા ચાની રકાબીને હારવાનો અવાજ સેવ મરમરા ચગળવાનો અવાજ તથા નાક છીંકવાનો અવાજ સંભળાયા પછી આ નાસ્તાને એક બાજૂ ધકેલી દઇને. પાનની તાસક ત્યાં મુકવામાં આવી. મહિલાઓએ પોતાના કાર્યની શરૂઆત કરી.

પાર્વતી બેને પ્રારંભ કર્યો. સ્થાનિક રાજકામ કાર્યકરનો તેણે જે અવાજ સાંભળ્યો હતો તેવા અવાજથી તેણે કહ્યું. બહેનો, ઘાટીના હડતાલથી ઉપસ્થિત થયેલ અશકય પરિસ્થિતિનો વિચાર કરવા આપણે એકત્ર થયાં છીએ. તેઓની માગણી. અઠવાડિક રજા, પગારમાં વધારો તથા આઠ કલાકના કામની છે. આપણે તે ચલાવી લઇશું ?' ઉશ્કેરાટમાં પાર્વતી બેનની સાડી ખભાપરથી નીચે સરી, ગઇ અને તેની છાતી કોઇ મહાન ભવ્ય પર્વત જેવી દેખાવા લાગી.

કાંતાબેન બોલ્યા, 'અમારી નસોમાં જ્યાં સુધી કાઠિયાવાડી લોહીનું એક પણ બિંદુ છે ત્યાં સુધી તો નહિ.'

માલતી બેન કહ્યુ 'આ જીવનમાં કદી નહિ.'

સરસ્વતી બેને કહ્યું 'સાબાશ ! આપણે હાથે કામ કરવું પડે તો શું થઇ ગયું ?'

શાંતાબેન બોલ્યા 'ત્રાજવાં પાડેલ વઢવાણની વાણિયણ કામથી કદી ડરી હોય તેમ સાંભળ્યું છે ખરું' ?

પોતાના નિવાસ સ્થાનનું અપમાન થયું તેમ ગણી નાક છીંકવાનું છોઢી દઇ માલતીબેન બોલ્યા. 'અમે જુનાગઢના રાણકદેવીના વંશજો છીએ.'

સત્તર વર્ષની ઉમરના ડાહીબેન આંખોમાં આંસુ સહિત બોલ્યા 'પણ, પાર્વતીબેન, મારા પતિ કહે છે કે જો રામો ચાલ્યો જશે તો હું તને તારા પિયેર જવા દઇશ નહિ મને ત્રણ માસ પછી સુવાવડ આવવાની છે !

'શું તમને જવા નહિ દે ! બહેનો, તમે આવી વાત કદી સાંભળી છે ? આ બધું તમારા નવા રીતરીવાજોને આભારી છે. મારી ઉંમર ૫૧ વર્ષની થઇ છે. પણ તે દરમિયાન પોરબંદરી વૈષ્ણવના પહેલા ખોળાના બાળકનો જન્મ પિયેર સિવાય બીજે કયાંય થયાનું મેં સાંભળ્યું નથી. ડાહીબેન, તમારા શ્રીમાન પતિને કહી દે જો કે હું તમને તરત પિયેર મોકલવા તમારી માતા કસ્તુરીબેન ઉપર પત્ર લખું છું.'

'પણ તે કહે છે કે આપણી પાસે પુષ્કળ પૈસો છે તો આપણે ઘાટીને શા માટે વધારે પગાર ન આપવો ? બજાર ભાવ બહુ મોંઘા થઇ ગયા છે. તે કહે છે કે ઘાટી તેનાં કુટુંબનું ભરણ પોષણ શી રીતે કરી શકે ?'

'બાબુભાઇને ખબર નથી કે આ પ્રશ્ન પૈસાનો નથી. આ તો આબરૂ તથા સિદ્ધાંતનો પ્રશ્ન છે. આપણે ધમકીઓને વશ થઇ જવું !

'શું તે આપણા નાક કપાવા માગે છે ?'

'જેની નસોમાં કાઠિયાવાડી લોહી વહેતું હશે તેવો કોઇપણ સિદ્ધાંતમાં બાંધ છોડ કરશે'

ડાહીબેન કહેતા હતા. 'પણ તે . . .'

પાર્વતીબેને કહ્યુ 'તેની વાત મારા પર છોડી દો, હું તેને બધું સમજાવી દઇશ.'

માલતીબેને કહ્યુ 'તમારા પતિને કહેજો કે મારે પાંચ બાળકોની સંભાળ રાખવી છે છતાં હું ધમકીને વશ નહિ થાઉં'

'પણ જેઠજી બહુ વિચારશીલ છે.'

'સરસ્વતી બેન, તમે મારા પતિ વિષે ખૂબ જાણતા હો તેમ દેખાય છે.'

'ભાભી, તમે જાણો છો કે તે મારા પતિના કાકાના દીકરા થાય છે. મારે તો તેની લાજ કાઢવી પડે છે મેં તેનું મોઢું પણ જોયુ નથી.'

'લાજ કાઢીને તમે કેવી છાની રીતે જૂઓ છો તેની મને ખબર છે' તમારા જેઠજી સાથે તમે ચા પીશોને ? જેઠજી તમને પાન બનાવી આપશે માલતી બેનનાં નસકોરાં ફુલી જતાં હતાં'

'ભાભી, તમારે આમ ન બોલવું જોઈએ. જેઠજીને મારા હાથની ચા પસંદ પડતી હોય તો તેમાં મારો દોષ છે?'

માલતી બેનની આંખો ગુસ્સાથી નીકળી પડતી હતી 'તમારી ચા બનાવવાનું તમારા પતિજ માટે રાખોને. બીજાના પતિઓને ન બોલાવતા હો તો સારું'

સરસ્વતી બેને રૂમાલ લઈને માલતી બેન પાસે પાથર્યો. 'ભાભી, તમારી આંખો બહાર નીકળી પડે તેની સંભાળ રાખજો.'

અવાજ હવે કાન ફાડી નાખે તેવી સ્થિતિએ પહોંચ્યો હતો. બૂમાબૂમ તથા સામસામા આક્ષેપો થતા હતા, જેમ સરસ્વતી બેન વધારે મોટેથી બોલતા તેમ માલતી બેનનો અવાજ પણ મોટો થતો ગયો. બારીમાંથી આલુ વેચનારનો અવાજ સંભળાતો 'આલુ લો, આલુ! ખાટાં મીઠા આલુ લો!'

આખરે પાર્વતી બેન વચ્ચે પડ્યાં? બહેનો, આ કટોકટીનો સમય છે. અંગત કજીયા માટેનો સમય નથી. આપણે કાર્ય કરવાનું છે. વીણા સોમવારે ચોપાટી પર ઘાટીઓનું સરઘસ લઈ જવાની છે. મારી પાસે એક યોજના છે.'

પાર્વતી બેને સ્ત્રીઓને નજીક બોલાવી, પછી ધીમો ગણગણાટ તથા આશ્ચર્યના ઉદ્દગારો શરૂ થયા. સારા બાંધાની સ્ત્રીઓના મુખ પર તેજ છવાઈ રહ્યું.

સરઘસના દિવસે ઘાટીઓ વહેલા ભેગા થયા. તેઓએ વાળમાં તેલ નાખીને પટિયાં પાડ્યાં હતાં. કેટલાકે ચડી તથા ધોતિયાં તથા કુરતાં પહેર્યાં હતા. તેઓ વીણાની આસપાસ ટોળે વળ્યા. શું થઈ રહ્યું છે તેની તેમને ખબર નહોતી પણ પરિણામે વીણાએ તેમને વધારે પગાર મેળવી આપવાનું વચન આપ્યું હતું. સરઘસના ખબર ફેલાઈ ગયા હતા અને સરઘસમાં એ દાવાને પાડોશના ઘાટીઓ પણ ભેગા થયા હતા.

પહેલાં તો તેઓ બબ્બેની લાઇનમાં ચાલતા હતા. પછી જાણે ગણપતિનું સરઘસ યાદ આવ્યું હોય તેમ તેઓ નાચતા નાચતા ચાલવા લાગ્યા અને

'ઇન્કિલાબ ઝીંદાબાદ ! ઘાટી સંઘ અમર રહો'ની બૂમો મોટેથી પાડવા લાગ્યા.

વીણા મોખરે ચાલતી હતી, તેની પાછળ 'મંઘારામ ઘાટી કામગાર સંઘ' શબ્દો લખેલ મોટો ધ્વજ લઇને બે ઘાટી ચાલતા હતા.

સરઘસ ચોપાટી પાસે પહોંચતાં અવાજ વધવા લાગ્યો. લોકો બારીમાંથી જોવા લાગ્યા. અવર જવરનો વ્યવહાર અટકી ગયો અને ફૂટપાથ પર રખડતા ઘાટીઓ તેમાં જોડાયા.

આખરે તેઓની નજરે ચોપાટી પડી. વીણાએ પોતાના વિજયને અંગે દેહલતાને ટકોર કરી. અહીંઆ તે જૂલમનો ભોગ થઇ પડેલા, કચડાયેલાઓ સમક્ષ ભાષણ આપશે. તેમને બળવો કરવા ઉશ્કેરશે તથા તેમનામાં નવી હિંમત તથા આશા રેડશે.

અચાનક તે અટકી ગઇ. સરઘસને આંચકો લાગ્યો હોય તેમ અટકી ગયું કારણ કે ચોપાટીની ખુલ્લી રેતીને બદલે માણસોનો મોટો ધસારો દેખાતો હતો. ટોળાની વચ્ચે લાકડાના જૂના ખોખા પર પાર્વતી બેન ઉભાં હતાં. તેના હાથ અપીલ માટે લાંબા કર્યાં હતા. તેની પાછળ 'સ્ત્રીઘર કામગાર સંઘ'ના ધ્વજો લઇને મંઘારામની ચાલીથી ગૃહિણીઓ ઉભી હતી.

પાર્વતી બેનનો અવાજ સાંભળી શકાતો હતો 'ભાઇઓ અને બહેનો અમારો ગૃહિણીઓનો વિચાર કરજો. અમે સમાજના વગર પૈસાના ગુલામો છીએ, અમે આખો દિવસ રસોઇ કરીએ છીએ કામ કરીએ અને ધસડબોરો કરીએ છીએ, બદલામાં અમને કશો પગાર મળતો નથી. અમારા કામના કલાકો ચોક્કસ નથી. રજા અમને મળતી નથી. અમારા નોકરો ચાલ્યા જઇ શકે છે. અમે 'લોક આઉટ' કરી શકતા નથી. ભાઇઓ અને બહેનો અમે વિરોધ ઉઠાવીએ છીએ. અમે રાહત માગીએ છીએ. અમે એવી ગુલામી વધારે સમય સહન કરવાના નથી એક તો પતિની ગુલામી અને હવે, ભાઇઓ અને-બહેનો, ઘાટીની ગુલામી.'

દરેક વાકયે પાર્વતી બેનનો અવાજ ઉંચો થતો જતો હતો અને ટોળુ ખુબ મોટેથી અવાજ કરતું હતું. ચોપાટીની સભામાં અગાઉ આવું કદી બન્યું ન હતું. વર્તમાન પત્રોએ પોતાના ખબર પત્રીઓ તથા ફોટોગ્રાફરોને ત્યાં મોકલ્યા હતા. ભેળ અને પુરી પકોડી વેચવાવાળા પણ પાર્વતી બેન પાસે આવી ઘોષણા કરવામાં સામેલ થયા.

'અમે હવે ગુલામ રહીશું નહિ'

'અમને પગાર આપો'

'અમને રજાના દિવસો આપો'

'અમારા કામના ચોક્કસ કલાકો નક્કી કરો'

'ઇન્કિલાબ ઝીંદાબાદ'

'સ્ત્રીઘર કામગાર સંઘ ઝીંદાબાદ'

પાર્વતી બેને ભાષણ ચાલુ કરતાં કહ્યું 'સ્ત્રી થવું તે શું છે તે તમે જાણો છો ? જે બાળકો રડે અને આપણી ઉંઘ બગાડે તેમને રાખવાં, માપબંધીની લાઇનમાં ઉભું રહેવું. નળની ચકલીમાંથી પાણી ભરવું. પતિને બાળકોને તથા સાસુને રાજી રાખવા અને હવે બાકી રહ્યું છે તે ઘાટીને માથે ચડાવવો' આ શબ્દોની શું અસર થાય છે તે જોવા તે અટક્યા.

'એક સ્ત્રી આ બધુ શી રીતે સહન કરે છે તેની તમને કલ્પના આવે છે ? એક વર્ષ માટે-અને એક મહિના માટે પુરુષોને સ્ત્રીઓનું કામ કરવા દો અને તેઓ તે કેવી રીતે કરે છે તે અમે જોઇએ. આપણે ત્યાં મિલના કામદારોના, ઘાટીઓના, બધાના સંઘો છે-હવે હું ગૃહિણી સંઘની માગણી કરું છું.

મુંબઈની ગૃહિણીઓ! હું તમને અમારા સંઘમાં જોડાવાની અપીલ કરું છું. 'સંપ ત્યાં જય' અમે હડતાલ પાડીશું, અમે કામ કરવાની ના પાડીશું–અમે ઘાટી રાખવાની ના પાડીશું. મુંબઈની ગૃહિણીઓ, જરા મજબુત મનની બનો તથા એકત્ર થાઓ.' હવે પાર્વતી બેનને પોતાના અવાજનો, ફેરીઆફેરીનો તથા ટોળાનો મદ ચડયો હતો તેની પાછળની સ્ત્રીઓ ધ્વજ ફરકાવતી 'ઇન્કિલાબ ઝીંદાબાદ' ના સૂત્રો ઉચ્ચારતા હતા. ટાળું વધતું જતું હતું.

વીણા તો સભા પાસે ગઇ પણ નહિ. પોતે બાજી હારી ગઈ છે તે જાણવા પુરતું તેનામાં રાજકીય ડહાપણ હતું. ઘાટીઓ પણ આ સમજી ગયા હતા. કેમકે તેઓ સરી જવા લાગ્યા. તેમાંના ઘણાખરા તો પાર્વતી બેનની આસપાસ એકત્ર થયેલ ટોળામાં ભળી ગયા.

મધારામ ચાલીની ગૃહિણીઓ પોતાથી સાથે બેન્ડ લાવી હતી. પાર્વતી બેનનું ભાષણ પૂરું થતાં બેન્ડે 'મેરી જાન, મેરી જાન' વગાડવાનું શરુ કર્યું.

જ્યારે પાર્વતી બેન વિજયી થઇને ઘેર પાછા આવ્યા ત્યારે મોડું થઇ ગયું હતું. તેના પતિ આતુરતાથી તેની રાહ જોઈ રહ્યા હતા 'અત્યાર સુધી કયાં હતા? કેમ મોડું થયું? તે જવાબ ન આપતાં સોફા પર બેઠા અને જોરથી બોલ્યા. 'મને એક કપ ચા જોઇએ છે.' થોડા સમય સુધી મૌન છવાઇ રહ્યું. પછી પડખેના ઓરડામાં પ્રાયમસને પંપ મારવાનો અવાજ સાંભળતાં તે–આરામથી આડા પડયા. બગાસું ખાધું અને સંતોષ પૂર્વક સ્મિત કરીને પતિને કહ્યું' અમે કાઠિયાવાડી સ્ત્રીઓ...

તેજ રાત્રે વીણા મોંધારામની ચાલી છોડી ગઈ. સીડી પર બીજી સ્ત્રીઓની પાસેથી પસાર થતાં બીજી સ્ત્રીઓએ જોયું કે, તેણે માથે ઓઢયું હતું, અને કપાળમાં ચાંદલો હતો. તેઓ કહે છે કે તે શિક્ષિકા થઈ છે.



# મુસલમાન પ્રત્યે હિન્દુનો અતિથિધર્મ

લેખક : અંબાલાલ નૃ. શાહ.

## પાત્રોનો પરિચય

વિક્રમાદિત્ય : મહારાણા સંગ્રામસિંહનો પુત્ર એટલે મેવાડના મહારાણા
બહાદુરશાહ : ગુજરાતનો બાદશાહ :: ચાંદખાં—બહાદુરશાહનો ભાઈ

[ સાંજને વખતે મહારાણા વિક્રમાદિત્ય અને ચાંદખાં રાજભવનની વાટિકામાં ભ્રમણ કરી રહેલા છે ]

ચાંદખાં—કેટલો સુંદર છે દેશ આપનો, મહારાણા! આસમાનની જોડે વાતો કરતા ઊંચા ઊંચા પહાડ, કલકલ અવાજ કરતાં અને છબછબિયાં કરતાં નાચતાં-કૂદતાં પાણીનાં ઝરણાં, સમુદ્રની સાથે હોડ કરતાં તળાવો, બેહિસ્તના બગીચાઓનેય મહાત કરતા બાગ, ઘાઢાં જંગલ! કેટલું કહું અને શું ન કહું? કુદરતે જાણે છૂટે હાથે પોતાની તમામ દોલત અહીંજ પાથરી દીધી છે! અહીંનું સવાર, હરરોજ ગીત ગાતું આવે છે અને સાંજ હમદર્દીના સૂર છેડી જાય છે; તથા અહીં મળતી રાત તો નરી રાહતની સેજ બિછાવી દે છે. એટલે તો સારી દુનિયા લાલચની નજરે અહીં તમારા દેશ તરફ જુએ છે. હિંદની ભૂમિ પર એટલે તો લૂટારુંઓ તૂટી પડ્યા છે!

વિક્રમ—ચાંદખાંજી; ખરી વાત તો એ છે કે માનવીએ પ્રકૃતિના ઐશ્વર્યનો ઉપભોગ કરતાં જાણવું જોઈએ, નહિકે એક બીજાનું લોહી પીવાની તરસ દાખવવી જોઇએ! એ તો માની જેમ ગરીબ કે અમીર સૌને પોતાની છાતી ઉપર રાખે છે. શાહજહાં સાહેબ! માણસનામાં સ્વાર્થ રૂપી રાક્ષસ એક બીજાનાં ગળાં રહેંસવાનું દુષ્કૃત્ય સુઝાડે છે.

ચાંદખાં—આપ બરાબર કહો છો, મહારાણા! અમારામાં એક એવી ખરાબી છે કે, અમે ખાતા નથી અને ખાવા દેતા નથી. એવું જોઇએ કે અમે ખાઇએ અને અમારો ભાઇ પણ સાથે ખાય. દુનિયા એવી નિષ્ઠુર આજે બની ગઇ છે કે, પોતે ખાય ખરા, પણ સારી દુનિયાને ભૂખે મારવા ઇચ્છે છે! હાથી ઉપર સ્વાર થઇ બહાર નીકળતી વખતે બીજાઓને પગ તળે ચગદવા ઇચ્છે છે, એટલુંજ નહિ પણ પોતાની મોટાઇની મજા આવે ત્યાં સુધી ત્રાસ આપવા ચાહે છે.

વિક્રમ—મનુષ્યતાનું આ કેવું વિચિત્ર અધઃપતન છે! આપનાજ ભાઇ ગુજરાતના બાદશાહ છે. તેથી તેમને સંતોષ નથી; એમને છે આપના લોહીની પ્યાસ! ભાઇને ભાઈનું લોહી પીવાની આ પિપાસા જોઇને એમ થઇ આવે છે કે, સારી સૃષ્ટિનો નાશ થઇ જાય તો કેવું સારું!

[ એક સામન્ત આવે છે અને મહારાણાને અભિવાદન કરે છે. ]

વિક્રમ—શી હકીકત છે?

સામંત—ગુજરાતના બાદશાહનો દૂત આવ્યો છે.

વિક્રમ—ગુજરાતના બાદશાહનો દૂત! ઠીક, અહીં આવવા દે!

( સામંતનું પ્રસ્થાન )

ચાંદખાં—લો ત્યારે, મારે માટે એટલામાં પયગામ પણ આવી પહોંચ્યો!

વિક્રમ—શેનો પયગામ?

ચાંદખાં—મોતનો પયગામ !

( દૂતનો પ્રવેશ )

વિક્રમ—કહો; શું છે ?

દૂત—( પત્ર આપીને ) બાદશાહે આ હુકમ આપના ઉપર મોકલ્યો છે !

વિક્રમ—લાવો; શું લખ્યું છે તે જોઉં ! ચાંદખાંજી, આપજ એ પત્ર વાંચો !

( પત્ર ચાંદખાંને આપે છે )

ચાંદખાં—( પત્ર વાંચે છે ) -

" મહારાણા સાહેબ !

નમસ્તે ! આપે ગુજરાતના એક વિદ્રોહીને રક્ષણ આપ્યું છે; એ આદમી અમારો સંબંધી છે, છતાં હાનિકારક છે. આપ એને મારે હવાલે કરી દેશો; છતાં આપ સંબંધને લઇને એને અમારે હવાલે નહિ કરો તો મારે નિરુપાયે મેવાડ ઉપર ચઢાઇ કરવી પડશે.

આપનો બહાદુરશાહ.

[ મહારાણામાં ગુસ્સો સ્પષ્ટ પણે વર્તાય છે; એ વિચારમાં પડી જાય છે. ]

ચાંદખાં—( ક્રોધ દબાવીને ) ઠીક...હું વિદ્રોહી છું ! મહારાણા, આપ શા માટે ફિકર કરો છો ? મારા માટે કોઇજ આફત વેચાતી લેવાની જરૂર નથી. મને જવા દો !

વિક્રમ—ક્યાં ? મરવાને માટે ? એમ કેમ થઇ શકે ? મેવાડમાં આજ સુધી એવું બન્યુંજ નથી સૂર્ય પશ્ચિમમાં ભલે ઊગે, પણ મેવાડ પોતાની ઇજ્જત નહિજ જવા દે !

ચાંદખાં—એ હું જાણું છું, મહારાણા ! પરંતુ એકની જિંદગી માટે મુલ્કને મુલ્ક બરબાદ કરવા પડે એવું પગલું નહિ લેવું જોઇએ ! મને આપ અનુમતિ આપો; એટલે હું અહીંથી ચાલ્યો જાઉં !

વિક્રમ—હરગિઝ નહિ ! હું હાથે કરીને આપને મોતના મોંમાં શી રીતે ધકેલી શકું ?

ચાંદખાં—શું મોત મને છોડનાર છે ખરું ? જ્યારે એક દિવસ મોત આવનારજ છે, તો તે નહિજ આવે તેમાં હરકત પણ શી છે ? અને તેમાંય ભાઇને હાથે મોત મળે, ત્યારે એમાં વિશેષ આનંદ આવશે !

વિક્રમ—હું આપને એ વિશેષ આનંદ નહિ લેવા દઉં ! જે મેવાડમાં આવ્યો તે મેવાડનો થઇ ગયો જાણો ! આજથી આપની ઇજ્જત સારા મેવાડની ઇજ્જત છે ! આપની જિંદગી સારા મેવાડની જિન્દગી છે ! મારા દોસ્ત ! દોસ્તી સુખના દિવસોમાં હાથમાં હાથ રાખી હસવા અને નાચવા કૂદવાજ માટે નથી. વિપત્તિ વખતે એક બીજાના દુઃખને પોતાનું બનાવવામાંજ કિંમત છે–અર્થ છે. દૂત, તમે જાઓ ! બાદશાહને કહી દેજો કે, એમનો હુકમ નહિ માનતાં મને ઘણો ખેદ થાય છે !

( દૂતનું પ્રસ્થાન )

ચાંદખાં—એક મુસલમાનને માટે આટલો બધો ઝઘડો ?

વિક્રમ...શું કહ્યું ? મુસલમાનને માટે ? શું મુસલમાન ઇનસાન નથી ? જાતિ અને ધર્મના નામ ઉપર મનુષ્યતાના ટુકડા ન કરો !

ચાંદખાં—મહારાણા ! આપના ખ્યાલ ખૂબ પાક અને ઊંચા છે; પરંતુ આ કિંમતી ખ્યાલોને તમામ રજપૂતો પસંદ કરે ખરા ? એક મુસલમાનની ખાતર હજારો હિન્દુઓનાં ધર્મા ખૂન પસંદ કરવા યોગ્ય છે; ખરું ?

વિક્રમ—આપ પણ મુસલમાન છો અને બહાદુરશાહ પણ મુસલમાન છે. તો પછી એક મુસલમાન બીજા મુસલમાનનું ખૂન શા માટે ઝંખે છે ! વાસ્તવિક અર્થમાં ધર્મની ધર્મ સાથે લડાઇ કોઇ પણ યુગમાં થઇજ નથી; હમેશાં એકનો સ્વાર્થ પોષતાં બીજો પોતાનો સ્વાર્થ પોષવા લડેલાનો એ ઇતિહાસ છે. આપણે બંને જો મિત્રો બનીને રહી શકીએ છીએ, તો મારો હિન્દુ ધર્મ અને આપનો મુસલમાન ધર્મ અંદરો અંદર ભાઇ–ભાઇની જેમ હાથમાં હાથ

રાખી શા માટે સાથે ન રહી શકે ?

ચાંદખાં…લેકિન આપના મજહબને ફેલાવવાનો જે ઇરાદો છે તે...

વિક્રમ—આ કેવી વાત કરો છો ? મજહબ ! મજહબ તો મનુષ્યના હૃદયનો પ્રકાશ છે અને એને આપણે મજહબ સમજવો જોઇએ ! જેઓ મજહબનું નામ લઇને તલવાર ઉચકે છે, એ દુનિયાને દગો દે છે; ધર્મનું એ જબરદસ્ત અપમાન કરે છે. સાચો વીર તો એજ છે કે જેના હૃદયમાં ધર્મને નામે ઝગડો નથી. ખરો રજપૂત તો એજ છે કે જે હિન્દુઓ કે મુસલમાનોના નામથી ન્યાય-અન્યાય માટે આથડી ન પડે ! એ તો ન્યાયનો હિમાયતી હશે, અને આઝાદી માટે દિવાનો બનશે ! એને અત્યાચારી હિન્દુ કરતાં ઇમાનદાર મુસલમાન વધારે પસંદ હશે. એ અત્યાચારી મુસલમાનનો જેટલો દુશ્મન હશે. એટલોજ એ બેઇમાન તથા વિશ્વાસઘાતી હિંદુનો પણ હશે !

ચાંદખાં—આપની વાતો મને નવી નવી લાગે છે !

વિક્રમ—નવી નવી ? અમારે અહીં આની કશીજ નવીનતા નથી. ઇતિહાસના આગલાં પાનાં આપ ઉથલાવી જુઓ. મહારાણા સંગ્રામસિંહજીએ દિલ્હીના બાદશાહ ઇબ્રાહીમ લોદીને કેટલીયે વાર યુદ્ધમાં હાર આપી છે; છતાં જ્યારે લોદી વંશ ઉપર આફત આવી પડી, ત્યારે એજ સંગ્રામસિંહજીએ એજ ઇબ્રાહીમ લોદીના પુત્ર મહમૂદ લોદીને સાથ આપ્યો છે. એને માટે બાબર સાથે લડાઇ કબૂલી લીધી, મેવાતના બાદશાહ હસનખાં પણ બયાના અને સીકરીની લડાઇમાં એમના સહાયક હતા. શું કોઇ એમ કહી શકશે કે, મુહમ્મદખાં અને હસનખાં બંને મુસલમાન નહોતા ? શું બાબર મુસલમાન નહોતો ? તો પછી એઓ એક બીજા સાથે શા માટે લડયા ? રાજા શિલાદિત્ય પણ હિન્દુ હોવા છતાં સાંગાજીને છેતરી બાબરને સાથ આપ્યો હતો અને રાજપૂતો વિરુદ્ધ તલવાર ઉપાડી હતી, મારા ભાઇ, હું આપને ફરીથી કહું છું કે, અને એ તદ્દન સાચી વાત છે કે, મજહબ અંદર અંદર કદી લડતો નથી; એ તો કેટલીક વ્યક્તિઓના સ્વાર્થજ લડે છે અને લડાવે છે. ગરીબ અને ઇમાનદાર આદમી-હિંદુ હો કે મુસલમાન-હંમેશાં પોતાના પડોશિયોની સાથે હળીમળીને રહેવાનુંજ પસંદ કરે છે !

ચાંદખાં—આપનું કહેવું તદ્દન સાચું છે રાણાજી ? હિન્દુ કે મુસલમાન બંને હિન્દુસ્તાની છે અને હિન્દુસ્તાની તરીકેજ રહેવાના છે, બંનેને એક બનીને સાથેજ રહેવાનું છે. પરંતુ મુસલમાન કટ્ટર છે તથા ખૂબ સંકુચિત્ દિલના છે.

વિક્રમ—નહિ, આ વાત પણ ખોટી છે ! માલવાના બાદશાહ મહમૂદશા હવે મહારાણા કુંભાએ ૭ માસ સુધી ગિરફતાર કરીને રાખ્યો હતો, પરંતુ એજ મહમ્મુદશાહે દિલ્હીના બાદશાહની વિરુદ્ધ જઇને કુંભાજીને મદદ આપી હતી, એને માટે એમના જાન સુધીનું જોખમ એમણે વહોર્યું હતું. એ વખતે જો દગો દીધો હોત તો તેનું વેર વસુલ થાત નહિ શું ? ઇતિહાસ પુકારી પુકારીને કહે છે કે, એ લડાઇ જીતવામાં કુંભાજી કરતાં ઘણો મોટો લાભ મહમ્મુદશાહને પોતાને થવાનો હતો. એ મુસલમાનોમાં કેટલી ઉદારતા હતી ! વાસ્તવમાં મનુષ્યતા કે પશુતા પર કોઇ પણ ધર્મ કે નીતિનો અધિકાર નથી. કેટલાક માણસોના ગુણદોષોને કોમની તાકાતથી મઢી લેવામાં આવે છે એ એક જબ્બરદસ્ત ભૂલ છે. એવે અવસરે એને એ કોમના લોકો ભૂલ તરીકે સમજતા નથી એટલે એને સુધારવાનો અવકાશ પણ એમને મળતો નથી. ચાલો, એ વાત જવા દો. હવે તો આપણે જે લડાઇ સળગી ઊઠવાનીજ છે એનો વિચાર કરીશું. અત્યાચારીઓના પડકારને ઝીલવામાં મેવાડે કદી પાછી પાની કરી નથી અને કરનાર પણ નથી ! આજે પણ એજ પ્રાચીન અતિથિધર્મ સામો આવીને ખડો થયો છે અને તેનીજ સાથે તેને રણધર્મનું પણ પાલન કરવાનું છે.*

( બંનેનું પ્રસ્થાન )

* "રક્ષાબન્ધન" નાટક હિન્દુ-મુસ્લિમ એકતાનું પ્રતીક છે; એમાંથી ઉપરનો પ્રવેશ ઉતારવામાં આવેલો છે.

( અનુસંધાન પાનુ ૮ )

ઉશ્કેરાઇ જાય એ શરતમાં કાંઇજ કામનું નહિ. મી. આરબ, આજે શરતમાંથી ઘોડી પાછી ખેંચી લો."

અશ્વપાળ અને હું ઘોડી પાસે ગયા. એને મોઢે ફીણ હતું. આંખો ફાટફાટ થતી હતી, અને ઘડીઘડી તે પગ પછાડતી હતી. અશ્વપાળે તબેલા આગળ લીલા ચકનો પડદો નાખી દીધો. પોતાના ગજવામાંથી સાકરના બે ટુકડા કાઢયા, અને મોઢેથી જાતજાતના અવાજ કરતો તે ઘોડી પાસે ગયો. એના મોંમાં સાકર મૂકીને એણે એનું નાક પંપાળ્યું. યાળમાં ગલીપચી કરી અને એને શાંત પાડી. પછી તો હું એની પાસે ગઇ. એની ડોકે બાઝી પડી અને અમે બે જણે બહુ ગેલ કરી, પછી અશ્વપાળે એની આંખે અંધારી પહેરાવી અને બહુ બહુ હેત કરીને પંપાળી. પંદર મિનિટમાં આ સૌ બની ગયું. પડદાની બહાર બે ચોકીદાર બેસાડીને અશ્વપાળ મને સાથે લઇને બહાર આવ્યો. ઘોડી આટલી શાંત થઇ જશે એ ખ્યાલ કોઇને પણ ન હતો.

ઘોડીના માલિક તથા મી. આરબ બંગલામાં ગયા હતા. હજુ એમની વચ્ચે ચર્ચા ચાલતી હતી. માલીક બહુજ ઉશ્કેરાયેલા હતા. એ બોલ્યા,

"મારે તમારી 'મહારાણી'નું કાંઇજ કામ નથી. એ બહુ અપશુકનિયાળ ઘોડી છે. આજે વરસ દિવસથી મેં તે વેચાતી લીધી છે. ત્યારથી મારો એક પણ ઘોડો શરતમાં પહેલો નથી આવ્યો આ *તમારો અશ્વપાળ એનાં વખાણ કર્યા કરે છે. લઇ લે. અલ્યા તું એ ઘોડી વેચાતી. હું તને હમણાંજ* વેચી દઉં છું. મારે એ જાનવર ન જોઇએ."

"શેઠજી, મારી ગરીબની મશ્કરી કરો છો ? આવું જાનવર મારા નસીબમાં કયાંથી ! અને હું એટલા રૂપિયા કયાંથી લાવું ? "

મી. આરબને શેઠનાં વર્તનથી ઘણું ખોટું લાગ્યું હતું. એમણે કહ્યું." શેઠ સાહેબ, હું તો ઘોડાને કેળવનાર રહ્યો. જ્યાં સુધી હું એ ધંધો કરું છું ત્યાં સુધી મારાથી કોઇ પણ જાનવરની માલીકી નહિ લેવાય. પણ તમે અત્યારે કાંઇ પણ નિર્ણય કરો નહિ. બપોરે બાર વાગે આપણે ફરી વાતો કરીશું."

એ વાત કબુલ કરી શેઠ ત્યાંથી ચાલ્યા ગયા.

અશ્વપાલે મી. આરબને કહ્યુ કે ઘોડી તદ્દન શાંત થઇ ગઈ છે, તેમના માન્યામાં તે આવ્યું તો નહિ પણ પછી બધી વિગતો પૂછી, મારી સામે જોઇને એ બોલ્યા.

" છોકરી, ઘોડી તારી સાથે બહુ હળી ગઈ લાગે છે બોલ આજે તેને દોડાવીએ કે નહિ ? "

" જરૂર દોડાવો. એ એની સાચી દોડ આજે બતાવશે. હું કંઇ આ શરતની બધી વાતો જાણતી નથી પણ સવારના બનાવથી તો એને ઉલટો લાભ થશે એમ મને લાગે છે. એને દોડવા મોકલો ત્યારે હું એને વિદાયગીરી આપીશ."

અશ્વપાલને કહીને હું તરત સ્ટેશન તરફ પાછી ફરી. કદાચ બાપાજી સાડાઅગીઆરની ગાડીમાં આવે તો મારે તેમને સ્ટેશને આવકાર આપવો જોઇએ. વચમાં હું ઘરે જઇ આવી બાને કહી આવી કે બાપાજી કદાચ સીધા શરતના મેદાનમાં પણ જાય. માટે અમારી વાટ ન જોતાં. બાપાજી સવારે આવ્યા નહિ તેથી બધાનાં મોં ઉતરી ગયાં હતાં.

હું વખતસર સ્ટેશને પહોંચી. મોટાભાઇ ઉતર્યા. તેમનું મોં હસુહસુ થઇ રહ્યું હતું. ઉતરીને તરતજ મને ભેટી પડયા, અને મારા હાથમાં એક મોટું પરબીડિયું મૂકયું. તે ખોલીને જોઉં છું તો તેમાંથી પ્રથમ ઇનામનો એક હજાર રૂપિયાનો ચેક તેમજ પ્રથમ ઇનામનું પ્રમાણપત્ર તેમજ ચાર હજાર રૂપિયે ચિત્ર વેચાતું લેવાની માગણી કરનારો કલાસંઘના સ્થાનના પ્રમુખનો પત્ર હતો.

મે મોટાભાઇને સવારની બધી વાત કહી. એ સાંભળી એઓ તરતજ મેદાન તરફ ચાલ્યા, અને હું પણ સાથેજ ગઈ, અમે અશ્વપાળને મલ્યા, અને એ અમને 'મહારાણી' પાસે લઇ ગયા, અમને જોઇને 'મહારાણી' ધુંવા ફુંવા થઈ ગઈ. અને વળી પાછી ઉશ્કેરાતી હોય એમ લાગ્યુ. મેં હાથ ફેરવ્યો. મોટાભાઇએ હોઠ પંપાળ્યા. પણ ડોકું ઉંચું કરીને એ પગ પછાડવા મંડી. મોટાભાઇએ મોંએથી

કાંઇ કાંઇ અત્રાન્ને કર્યાં, અને ચિત્રને ઇનામ મળ્યાની વાતો કરી, પણ એને કાંઇજ જંપ ન હતો. અમે ત્રણ જણ ત્યાંથી નીકળી ગયા, અને મી. આરખને બંગલે ગયા. ત્યાં મી. આરખ ઘોડીના માલિક સાથે વાતોમાં રોકાયેલા હતા.

"હું હમણાંજ ઘોડી પાસે જઇ આવ્યો. હજી એ શાંત નથી. હુ એનો આજે નથીજ દોડાવવાનો." માલિકે કહ્યું.

"તમે મારું માનો. આજે એને દોડવા દો. અનુભવ તો મળશે."

"ના. ના, જો તમારે એને દોડાવવીજ હોય તો પહેલાં વેચી નાખો. મેં એના રૂ. ૫૦૦૦ આપ્યા છે, અત્યાર સુધી મને બીજી એટલીજ રકમ એના ખર્ચ પેટે થઇ છે. પણ હું તો અસલ કિંમતના રૂ. ૫૦૦૦ મળે તો વેચી દેવા તૈયાર છુ."

મી. આરખે મોટાભાઇને જોયા. અશ્વપાળે એમની ઓળખાણ કરાવી અને કહ્યું કે 'મહારાણી'ના ચિત્રને ઇનામ મળ્યું છે. માલિકને પણ આ વાતમાં રસ પડયો. એમણે બધી હકીકત પૂછી અને મોટાભાઇનો ચાંદ તેમજ ચિત્ર ખરીદવાનો કાગળ જોયો. મોટાભાઇને ધન્યવાદ આપીને એ તો પાછા મી. આરખ સાથે વાતમાં પરોવાયા. મી. આરખે કહ્યું.

"જો 'મહારાણી'ને વેચીજ નાખવાનો તમારો નિર્ણય ચોક્કસ હોય તો હું મારા મિત્રોને ટેલીફોન કરું. પણ કરાર થઇ જાય તો પણ ખરીદનારની ઇચ્છા હોય તો આજે તમારે નામેજ તે શરતમાં દોડાવવાની તમારે રજા આપવી પડશે."

માલિકે તે કબુલ્યું. મોટાભાઇ આ વાત સાંભળતા હતા, તે એકદમ આગળ આવ્યા અને બોલ્યા.

"હું 'મહારાણી' વેચાતી લઇશ. લ્યો આ એક હજારનો ચેક તથા ચાર હજારે ચિત્ર ખરીદવાનો પત્ર, હું તમારે નામે ફેરવી આપીશ."

ઘરમાં તો દાણાનો કણ નહોતો તેનો વિચાર મોટાભાઇને નહોતો.

આ સાંભળી અમે સૌ આશ્ચર્યમાં ડુબી ગયા. મી. આરખે કહ્યું કે શરતોના ઘોડાઓ રાખવાનું કામ ગરીબોનું નથી. પણ મોટાભાઇની બહુજ આજીજી જોઇને છેવટે વેચાણ ખત થયું. અને 'મહારાણી'ને શરતમાં દોડાવવાનું પણ નક્કી થયું.

શું થશે! 'મહારાણી' દોડી શકશે! શાંત પડશે! એને કાંઇક થશે! એવા વિચારો મારા મનમાં ખૂબ આવતા હતા. મોટાભાઇ તો શાંત હતા. એ તો 'મહારાણી'ની પાસેજ વાતો કર્યા કરતા હતા. પરંતુ જાહેરમાં જાતજાતની વાતો ચાલતી હતી, અને લોકોમાં છુટથી બોલાતું હતું કે આજે 'મહારાણી'ને જીતની જરીયે આશા નથી.

શરત એટલે ઘોડાઓની–તેમની દોડની–વગેરેજ વાતો નહિ, પણ શરત એટલે પૈસાનો જુગાર પણ ખરો. શરતનાં મેદાનની આસપાસ ઘોડાના સાચા શોખીનો તો હજારમાંથી પાચ પણ નહિ. નવસો પંચાણું તો કયો ઘોડો પહેલો આવશે તે ઉપર પૈસાનો જુગાર ખેલવાવાળા. આમાંના કેટલાએક તો પૈસા પાત્ર હોય. એમને તો સો રૂપિયા આવે તો પણ ઠીક અને જાય તો પણ કાંઇ નહિ. પણ ઘણાએ લોકો સામાન્ય સ્થિતિના હોય કે ગરીબ પણ હોય. તેઓ તો ઉછીના પૈસા લઇ ધનવાન થવા આવે. હજાર માણસ નાણાં ખુવે અને એક જણ કમાય એવું જાણવા છતાંયે તેઓ ધન મેળવવાની આશા સેવે અને નિરાશ થઇને પાછા આવે.

આજે પુનાના શરતનાં મેદાન પર આવીજ સ્થિતિ હતી, કાંઇક ધનવાનો નોટોના થોકડા લઇને, કાંઇક સામાન્યો સો, બસો રૂપિયા લઇને, કાંઇક ગરીબો, પટાવાળાઓ અને બેકારો સુદ્ધાં દેવું કરીને પણ પાંચ, પચીસ રૂપિયા લઇને ત્યાં જુગાર ખેલવા આવ્યા હતા. ઉપલા વર્ગમાં સ્ત્રીઓ છેલ્લી ઢબનાં કપડાં પહેરીને, તરેહ તરેહનાં ઘરેણાં પહેરીને, આકર્ષક દેખાવાનો યત્ન કરતી અહીં તહીં ફરતી હતી. કાંઇક લોકો અશ્વપાળો પાસેથી માહિતી મેળવવા મથતા હતા. કાંઇક લોકો લાગતા વળગતા પાસેથી દોડનાર ઘોડાની તબિયતના સમાચાર પૂછતા હતા.

અને કાંઇક શરતની ઘોડેસ્વારી કરતાં જોકીઓ–શરતસ્વારના ખેશીઓ પાસેથી માહિતી શોધતા હતા. પેલો ઘોડો આજે રાત્રે બરાબર ઊંઘ્યો ન હતો. પેલી ઘોડી આજે સવારથી છીંકો ખાય છે, પેલા આરબી ઘોડાને પૂનાનો વરસાદ અનુકૂળ નથી. પેલા તબેલાવાળાઓ આજે ફલાણા ઘોડા ઉપર પુષ્કળ નાણાં લગાડે છે. આવી વાતો–ગપો, ચોતરફ ચાલે છે. એટમ બોમ્બની છૂપી ખબરો કરતાં ઘોડા સંબંધી ખબરો વધારે રસથી, વધારે ચુપકીથી, વધારે મહત્વથી, છૂપી રીતે એક બીજાના કાનમાં કહેવાય છે.

જુગારના દલાલો–જોકીઓ–ના સ્થાન પાસે મોટાં ટોળાં જમા થયાં છે. જુદી જુદી શરતોમાં દોડનાર જુદા જુદા ઘોડાઓની જીતની શક્યતાઓની ત્યાં તુલના થાય છે અને તે માટે શરતના ભાવ અપાય લેવાય છે. એ ઘોડાના તો સરખે સરખા ભાવ મળશે. એને મારનાર બીજો ઘોડોજ નથી, આ પેલા ઘોડાને જીતવાની કાંઇજ શક્યતા નથી. એના તો બાર ઘણા ભાવ આપીશું. હા, પેલો ઘોડો હમણાં તદ્દન તૈયાર છે પણ એનો સ્વર બરાબર નથી એટલે એના ભાવ બે ઘણા મળશે. પેલી ઘોડી છે તો તૈયાર, એણે ચાલ બહુ સારી બતાવી છે પણ એજ શરતમાં પેલો બીજો ઘોડો તદ્દન તૈયાર છે અને એ કદાચ મારી જશે. આ વખતે પેલી 'મહારાણી' ધ્યાનમા રાખજે. એની પાછળ પુષ્કળ મહેનત લેવાઇ છે. મી આરબ પણ એની ભલામણ કાલે એમના મિત્રોને કરતા હતા. એના ભાવ ચાર ઘણા છે તે ખોટા નથી. આવી આવી વાતો, ટીકાઓ, ધુમો ચારે તરફ સંભળાતી હતી. અને તેમાંથી સાર કાઢી વિચારકો, ખેલાડીઓ અને મૂર્ખાઓ પોતપોતાની મતિ અનુસાર પણ ગજા ઉપરાંત જુગારમાં પૈસા રોકતા હતા.

"મહારાણી'ના ભાવમાં ઉપર નીચે ઘણી ફેરફારી ચાલી, એ સંબંધી જાતજાતની વાતો આવી, અને છેવટે ભરોસાપૂર્વક કહેવાયું કે આજે સવારથી "મહારાણી" ઉશ્કેરાયેલી છે. એના ભાવ ચાર ઉપરથી પાંચ અને ૭ ઘણા થઇ ગયા. એટલામાં વળી વાત આવી કે એનું તો વેચાણ થઇ ગયું છે એટલે ૭ ઉપરથી તેના ભાવ આઠ ઘણા થઇ ગયા, વળી પાછી વાત આવી કે એનો નવો માલીક તો કોઇ મામુલી ચિતારો છે. એ સાંભળી "મહારાણી"ના વખાણનારા નિરાશ થઇ ગયા. "મહારાણી"નું નામ પણ સંભળાતું બંધ પડ્યું અને એના ભવા નામનાજ માત્ર વીસ ઘણા બોલાયા

"મહારાણી" અશ્વપ્રદર્શનનાં વર્તુળમાં આવી. વર્તુળના દ્વાર સુધી હું અને મોટાભાઇ એની સાથે આવ્યા. મેં એને છેલ્લી પંપાળી. એની યાળમાં હાથ ફેરવ્યો, મોટાભાઇએ મને સ્હેજ ઉંચી કરી અને મેં એના કાનમાં ઉત્સાહનાં વેણ કહી શાંતિ રાખવા સૂચના કરી. મોટાભાઇએ પણ એમજ કર્યું. અશ્વપાળ એને દોરીને વર્તુળમાં લઇ ગયો. અને ત્યારપછી તો ઘોડદોડ જોવાની અમારી જગામાં ગયાં.

પંદર ઘોડાના ઝુમખામાં મહારાણી દોડવાની હતી, એનો શરતસ્વાર પણ એના જીતવાની આશા સેવતો ન હતો. અમે બાપ દીકરી તથા અશ્વપાળ સિવાય કોઇ પણ તેવી આશા રાખતું નહી હોય. એ સૌ અનુભવી હતાં, પણ અમે ત્રણ તો વિશ્વાસુ હતાં. મેં મી. આરબને કહ્યું કે મારે પણ "મહારાણી" ઉપર પાંચ રૂપિયા લગાડવા છે. એમણે હસીને કહ્યું કે રહેવા દે તારા પાંચ રૂપીયા, નાહકના ગૂમાવવાની શી જરૂર છે! પણ મે તો જક કરીને લગાડ્યા. મારા બહુ મહેનતે બચાવેલા પાંચ રૂપિયા.

ઘોડા નીકળવાની જગ્યાએ પહોંચ્યા. એમને જગાએ ગોઠવવાની મહેનત ચાલી. "મહારાણી" ફરી ફરી એનું સ્થાન લે નહિ હવે તો રહી સહી આશા પણ સૌની જતી રહી. અંતે સૌ ઘોડાં ઉપડયાં. "મહારાણી" તો ઝુમખાંની મધ્યમાં હતી. એક ફર્લાંગ દોડ્યા પછી એ આઠમે નંબરે હતી, અને એમને એમ એ દોડતી હતી. અમે એ જ્યાં છેલ્લા અર્ધા ફર્લાંગ આગળ હતાં. તે વખતે છેક અમારી આગળથીજ "મહારાણી" જતી હતી. મેં અને મોટાભાઇ બન્નેએ મોટી બૂમ મારી. "દોડ મહારાણી, દોડ, જલદી દોડ" કોણ જાણે અકસ્માતથી કે કોણ જાણે અમારી બૂમથી પણ "મહારાણી" એકદમ ઉછળી. એનો સ્વાર તો પેંગડામાં ઉભો થઇ ગયો. એણે પણ હોકારો કર્યો અને વાયુ વેગે કહો

કે વીજળી વેગે કહો, એ તો ચમકારે દોડી. કોઇ એને જોઇ શક્યું નહિ પણ જીતના સ્તંભ આગળ આવતાં એનીજ ડોક પહેલી હતી. અમારી જગાએથી કોણ પહેલું આવ્યું તે જોવાય તેમ ન હતું. તપાસણી અમલદારની મોટર અમારી પાસેથી જતી હતી. કોણ જાણે કેમ. એમણે તે ઉભી રાખી અમને પગથીયા પર લીધાં. હું કેવી રીતે ત્યાં પહોંચી, તેમાંથી દોડીને કઠેરા ઓળંગી શી રીતે અંદર ગઈ કેવી રીતે હું "મહારાણી"ને ગળે વળગી તે કશાનું મને ધ્યાન નથી. "મહારાણી"ને પ્રેક્ષકોએ ગગનભેદી નાદથી વધાવી. હજી તો જૂના માલિકનું નામ એની સાથે જોડાયેલું હતું પિતાજીને શોધી કહાડીને સાથે લઇને એ અંદર આવ્યા. સરપંચ અને નિયામકો સાથે એમની અને મારી ઓળખાણ કરાવતાં એમણે કહ્યું કે આ બે જણ "મહારાણી"ના ખરા માલિકો છે, તે શરતનું ઇનામ એમણે અમનેજ અપાવ્યું.

આ એકજ દિવસમાં એટલા બધા બનાવો બની ગયા હતા કે અમને તો કશાનુંજ ભાન રહ્યું નહિ. દિવસને અંતે મી. આરબને બંગલે અમે સૌ ભેગાં મળ્યાં. જૂના માલિક પણ ત્યાં આવ્યા હતા. એમણે કહ્યું કે મને કહેતાં સંકોચ થાય છે પણ હું "મહારાણી" પાછી ખરીદવા માગું છું. તમે જે કિંમત કહેશો તે આપીશ. મી આરબ કાંઈક બોલવા જતા હતા. તેમને અટકાવીને મોટાભાઇએ કહ્યું. "હું તો 'મહારાણી'નો ચિત્રકાર છું. એનો નમ્ર દાસ છું, હું ઘોડા ચીતરી જાણું પણ પાળી જાણું નહિ. તમે 'મહારાણી'ના માલિક છો. હુ તમારી 'મહારાણી' તમને પાછી સોંપું છું."

આ સાંભળી સૌ સ્તબ્ધ થઇ ગયાં. મારી આંખમાં પાણી આવી ગયાં. માલિક બોલ્યા," હું તમને ધન્યવાદ આપું છું. તમે સાચા અને નિસ્પૃહી કલાકાર છો. હજી પણ આવા ઉમદા ખવાસના માણસો આપણામાં વસે છે તે જાણી આનંદ થાય છે, હું તમને મારો નિર્ણય જણાવું છું તમે સવારે આપેલો ચેક તથા કાગળ હું તમને પાછો આપું છું, અને તે વડે તમારી પાસેથી 'મહારાણી'માં અડધો ભાગ માગું છું."

મોટાભાઇ તો એકના બે થાય નહિ. ચેક અને કાગળ પાછો લઈને એમણે 'મહારાણી' ઉપરથી પોતાનો હક્ક દાવો ઉઠાવી લેવાનું કહ્યું. પછી માલિકે કહ્યું કે આ છોકરીના મહારાણી ઉપર પાંચ રૂપિયા લાગ્યા છે તેના સો રૂપિયા થાય છે. એટલી રકમ લઇને હું 'મહારાણી'માં અડધો હિસ્સો આપું છું, તેમ કરતાં અટકાવવાનો તમને કાંઇજ હક્ક નથી.

હું તો આનંદમાં આવી ગઇ. અને મેં કહ્યું કે એમાં મારા ભાઇ અશ્વપાળનો પણ કાંઇક ભાગ રાખો, અશ્વપાળે કહ્યું. "મારે તમારા ચિત્રના સો રૂપિયા આપવાના હતા તે મેં 'મહારાણી' ઉપર વીસને ભાવે લગાડયા હતા. તેના બે હજાર મારે તમને આપવાના છે, આ વાતથી ત્યાંનાં વાતાવરણમાં રમુજ ફેલાઇ ગઇ, અને એમ ઠર્યું કે 'મહારાણી'માં અડધો ભાગ મારો પણ તેમાંથી થોડો અશ્વપાળનો એટલે ચાલીસ ટકા મારો અને દશ ટકા અશ્વપાળનો બધું રાખવાનું ખર્ચ માલિક ધીરે અને ઇનામો વિ. મળે તે પણ એજ લે. મોટાભાઇને એ ગમ્યું કારણકે ઘોડદોડના જુગારમાં મારે કાંઈજ ભાગ લેવો નહિ એમ એમની ઇચ્છા હતી, અને ઇનામોમાં મને રસ ન હોય તો જુગારની લત ના લાગે.

તે રાત્રે અમે બાપ દીકરી તથા અશ્વપાળ અમારે ઘેર ગયાં, સાથે "મહારાણી" પણ ખરીજ. મારું ઘર તો એને બતાવવું જોઇયે ને! અમારું સરઘસ જોવા સૌ ઓટલે આવ્યાં. ઘોડી જોઇને બા બોલ્યાં," ચાલો ભાઇ. અટલાં ખાનાર ઓછાં હતાં, તે એક ખાનાર વધ્યું, પણ કાંઈ નહિ બાગમાં સૂકી ઘાસ જોઇએ તેટલી છે અને રેશનના અનાજના કયાર્ડમાંથી એની ચંદી નીકળશે."

મારાં ભાંડુઓને મેં મોટાભાઇનાં ઇનામની તથા "મહારાણી"ની વાતો કરી. સૌ આનંદમાં હતાં. "મહારાણી"ને માટલામાંનો રહ્યો સહ્યો ગોળ ખવડાવીને અશ્વપાળ સાથે વિદાય કરી, બાગમાં ફૂલનો હાર પણ પહેરાવ્યો.

તે દિવસથી મોટાભાઇની પીંછી અદ્ભુત ઝળકી. ખાસ તેમાંથી ઘોડા, ઘોડા ને ઘોડાજ નિતરવા માંડયા.

# વહુ વિચાર

**અનામી**

સાચે જ, સ્ત્રીની માયા અદ્‌ભુત છે! એ રત્નની ખાણ હોય કે નરકની, ન–જાને, પણ છે તેમ, એણે ત્રિલોકને તો ઘુંઘટમાં ઢાંક્યું જ, અખો કહે છે. વૈરાગ્યમાર્ગના સાધક જીવો એને ‘અનરથનું આગાર’ કહે કે અનુભવપુષ્ટ વા પૂર્વગ્રહદુષ્ટ વૃત્તિથી પ્રેરાઈ ‘પંચતંત્રકાર’ તેને અધમતાની હીન અંધારી ખીણમાં ઉતારી પાડે કે દયારામ જેવા તેને ‘તીખી છરી’ તરીકે ઓળખાવે, પણ એક વાત તો સાવ સાચી કે ધરતી જેટલી ધૃતિ ને અતાગ અનન્ય પ્રીતિના ગુણવિકાસમાં એ પુરૂષ કરતાં ઘણી બધી આગળ નીકળી ગઈ છે.

એના આયુષ્યકાળ દરમ્યાન એ આ સંસારના તખ્તા ઉપર કેટલા બધા સંકુલ ને વિવિધ ભાવનાં નાટક પૃથક પૃથક પાત્રરૂપે ભજવી જાય છે! કેવળ વહુરૂપે જે તે પતિને પ્રેરણા પાય છે, કુટુંબનો મેલ ધુએ છે, કુટુંબયજ્ઞમાં હોમાય છે, ધાવણ ને લોહી પાઈ બાળકો–ભાવિ પેઢીને ઉછેરે છે ને જગતના ઘા હસતે મુખે ઝીલે છે. બીજા સાંસારિક સંબંધોમાં અનુકૂળ બનવાની એના મનની લવચીક, સમાસ–સાધક ને ભાવદક્ષ નીતિ–રીતિની તો વાત જ ઓર!

સાસુ–વહુના ખાડાખાર કે મનના મેળ લગ્ન–કુટુંબ–સંસ્થા જેટલા પ્રાચીન છે, બલકે મનુષ્યના સ્વભાવ જેટલા જૂના છે. આદર્શ કે વાસ્તવિક સમાજજીવનના જે તે પડઘા સાહિત્યસૃષ્ટિમાં પણ પડ્યા વિના ન જ રહે હિમાલયનું ગૌરીશંકર શિખર જેટલું ઉત્તુંગ, તેટલી જ તેની ખીણ ઊંડી; આમ ઉજળાં તેમજ કાળાં સમાજચિત્ર સાહિત્યના અરીસાએ દેશ કાળ પ્રમાણે ઝીલ્યાં છે.

આઠે દિવસે ગમે તેવો અમાનુષી વ્યવહાર રાખનાર સ્વ. કવિ ખબરદારની કવિતાનાં માયાભાવે સાસરિયાં પણ ધન્યા–ધેનુ–સીમંતિનીને જાજમ પર હળવાં પગલાં માંડવા વિનવે છે, કેમ જે પાય કે લંક લચકાતાં ઉદરસ્થ કુલરત્નને રખે ઇજા થાય!

જીવનની કોઈ ધન્ય પળે વિશ્વકવિ ટાગોરની પ્રતિભાએ ‘એલી! ચાલ પાણીડાં રે’’ના પિયર–ભણકાર, સાસરીના તંગ વાતાવરણમાં સુણતી ‘નવી વહુ’ નું ભવ્ય કરુણ કાવ્ય સર્જ્યું.

આપણા લોકસાહિત્યે તો વહુનું વિવિધ દૃષ્ટિએ મૂલ્યાંકન કરવામાં હદ કરી નાખી છે! જેમ એણે એની અંતરગૂઢ ધનવ્યથા ગાઈ છે તેમ હૃદયનાં પાતાળ ઝરણાં ફોડતાં વૃત્તિ–ઝીણવટ ને અપૂર્વની પણ મૂર્ત ભાવચ્છબિઓ ઝીલી છે.

મેં ઉપર કહ્યું કે લોકસાહિત્યના કવિએ વહુનું વિવિધ દૃષ્ટિએ મૂલ્યાંકન કર્યું છે. એનું મહત્વ આંક્યું છે. વાડામાં લચકાલોળ ફાલેલા ગલ–ગોટાને ખોળામાં ફુલ વીણતાં, કાળો નાગ ડસતાં વહુ આખરી સોડ તાણે છે. સબંધીઓને મન વહુનું મૂલ્ય–મહત્વ કેટલું? આટલું :–

> સસરો આવ્યા જોવા રે,
>
> પાંચસે રૂપિયા પાણી મારા વા’લા!
>
> સાસુ આવી જોવા રે,
>
> ભલે વહુ ભાગ્યશાળી મારા વા’લા!
>
> જેઠ તે આવ્યા જોવા રે,

---

હોડતો ઘોડો, જીતસ્તંભ આગળ “મહારાણી”, ઝુમખામાં અટવાયેલી “મહારાણી,” તબેલામાં “મહારાણી,” અશ્વપાળ સાથે “મહારાણી” ચિત્રલેખા (એટલે મારી) પાસે “મહારાણી,” આમ અનેક ચિત્રો તેમણે દોર્યાં. તેમાં શરતનાં મેદાનો, જુગારીઓ, જુગારના દલાલો, ઉત્સુક પ્રેક્ષક સમુહ, વગેરે અનેક વિષયો આપ્યા. દુનિયા ભરમાંથી–રાજવી સ્થાનોમાંથી, અમેરિકા અને ઓસ્ટ્રેલિયાથી, આ ચિત્રો માટે ભારે રકમથી માગણીઓ આવી, એ પાગલ ચિત્રકાર પંકાયો. મારાં ચિત્રો પણ તેમાં હતાં. વિશ્વચિત્ર પ્રદર્શન માટે અમને આમંત્રણ આવવાથી અમે બે અમેરિકા જવાનાં છીએ.

કેશવપ્રસાદ.

ઘૂમટાની તાણનાર ગઇ મારા વા'લા !
જેઠાણી આવી જોવા રે,
પાણીની ભરનાર ગઇ મારા વા'લા !
દેર આવ્યા જોવા રે,
ઠેકડીની કરનાર ગઈ મારા વા'લા !
દેરાણી આવી જોવા રે,
મારો તે જોડદાર ગઇ મારા વા'લા !

*　　*　　*

બીજા એક લોકગીત પ્રમાણે–

"ઘૂંઘટાની કાઢનાર મૂઇ મારા વા'લા
પાણીની ભરનાર " " "
રાંધણની કરનાર " " "
વાસણ ઘસનારી " " "
વાસીદાની કરનાર " " "

'બેડુ ફોડ્યુ'' 'મેંદી રંગ લાગ્યા રે' ને 'કેર ...ટો વાગ્યો' ની લહેરો રંગમાં છે તો 'થાકી ...કી વહુને દળતા ઝોલું આવી જાય છે ઉંદર ...રીમાંથી લોટ ખાઇ જાય છે, નણદ લોટ જોએ ... ને વહુ પર ચોરીનું આળ ચડાવે છે તે 'ચોરી' ...ત્ય, 'ભવના અબોલા' કે 'મોટા ખોરડા' એ ...ધા લોકગીત 'વહુની કરુણ સ્થિતિનું' હૃદયદ્રાવક ...ર્શન કરાવે છે.

'ભવના અબોલા' ના આ બે જ ગાલ વાંચો.–

"દીકરી ! દુઃખ રે હોય તો વેઠીએ
દીકરી ! સુખ તો વેઠે છે સૌ–
ગોરી સૈપરું ! અબોલા ભવ રિયા !
દાદા ! કુવોરે હોય તો તાગીએ,
ઓસ્યા સમદર તાગ્યા કેમ જાય
ગોરી સૈપરું ! અબોલા ભવ રિયા !

'વહુવારુનો હોંશ' માં એના અંતર ઓરતા, કાલાઘેલા કોડ વ્યક્ત થાય છે તો વહુ–કોયલડી રીસાતાં એનાં મર્મગીહાં મનામણાંમાં નણદી, ભાભીને ભાઇનાં કેવાં મૂલ્યાંકન આંકે છે !

"રથ જોડી નણદીબા નીસર્યાં,
વળો વળો ભાભલડી ઘેર !
કોયલડી રીસાણી,
હાં હાં રે કોયલડી રીસાણી !
નણદી તમારી વાળી ને વળું,
કોઇ આવે તમારો વીરો,
કોયલડી રીસાણી
હાં હાં રે કોયલડી રીસાણી.
મારી દોઢ બદામની ભાભલડી,
કોઇ લાખુનો મારો વીરો !
કોયલડી રીસાણી
હાં હા રે કોયલડી રીસાણી."

લોકગીતોમાં જેમ કરુણ, ભવ્ય, રમ્ય, કટાક્ષ, હાસ્ય, નર્મ–મર્મ–બધી જ દષ્ટિએ વહુનું આલેખન થયું છે તેમ રાસડામાં નથી. 'મૂઇ ભેંસના મોટા ડોળા' એ કહેતી પ્રમાણેનો કદાચ મનુષ્ય સ્વભાવ હશે; એ ગમે તેમ, પણ વ્યવહારની જીવતી જાગતી 'વહુ રાડ' કરતા રાસડાની 'વહુ બા' ભાગ્ય શાળી તો ખરી જ !

સાસર પક્ષના 'વહુબા' ને પિયર પક્ષનાં 'બોન બા' ચરોતરની 'બોન બા'નું એને સળગતી મેહમાં પણ કૃતાર્થ કરી નાખે તેવું રાસડાચિત્ર એક બ્હેન પાસેથી મને મળ્યું છે જે અહીં રજૂ કરું છું.

"બોનબા તમારી માથાં કેરી વેણી
જાણે નાગે માંડી ફેણો,
મારાં મણીગર બોનબા !
બોનબા તમારો આંખોનો અણુસારો
જાણે વીજળીનો ચમકારો,
મારાં માણીગર બોનબા !
બોનબા તમારો નાકડિયાની દાંડી
જાણે દીવડિયે શગ માંડી,
મારાં માણીગર બોનબા !
બોનબા તમારા મુખની બત્રીશી



સસરાજીને એ બહુ વહાલી
મારાં માણીગર બોનબા !
બોનબા તમારા હાથની આંગળીઓ
જાણે મગચોળાની ફળીઓ
મારાં માણીગર બોનબા !
બોનબા તમારા પાવલિયાની જાંગો
જાણે કદલી કેરા થંભો
મારાં માણીગર બોનબા !
બોનબા તમારા પગ કેરો અંગુઠો
જાણે સોપારીનો ફડસો
મારાં માણીગર બોનબા ! "

આમાંની કેટલીક ઉપમાઓ સંસ્કૃતસ્ટ ને કેટલીક લૌકિક–તળપદી છે જે સચોટ ને અસરકારક છે. સાથે સાથે વર્ણન ઉલ્લેખમાં એક જાતનો ચોક્કસ ક્રમ જળવાયો છે. 'બોનબા' શબ્દનો આરોહ અને 'મારાં માણીગર બોનબા'ના અવરોહ વચ્ચે જાણે કરુણ રસ ઝોલાં ખાતો ન હોય ! ગવાતાં રાજીયા સાંભળતાં એની કરુણ ઝૂણી તો ઉચિત પ્રસંગે છતી થાય છે.

અને એ કોઇનાં 'બોનબા', 'વહુબા' રૂપે કેવી ભાગ્ય કરુણ અંજલિના અધિકારી બને છે !

" મારી આકાશની વીજળી ઊડી ગઇ વહુબા !
મારી પાવાની પટરાણી વહુબા !
મારી સાસરી પિયરની ભરેલી વહુબા !
ભરેલાં ભોગ્ય ના પાયાં વહુબા !
સાંચેલાં વાવરવા ના રહ્યાં વહુબા !
મારી કોડની ભરેલી વહુબા !
મારી ગજરાની ઘુંઘવાપલ વહુબા !
મોતીના ગોડીઆ મૂક્યા વહુબા !
કેયનાં કાજળ આંજ્યાં વહુબા !
જાડાં ઝરીયતનાં ભરેલાં વહુબા !
મોંઘાં કેડનાં ભરેલાં વહુબા !
ટકની ટીલડીઓ ચોઢી ઓ વહુબા !
કળિયુગની સૈયરોના પડોશ નાં ગોઠ્યા વહુબા !
સ્વર્ગની સાચી સૈયરો કરી વહુબા !
નુગરી નમેરી સૈયરો મેલી વહુબા !

## નુરજહાંના દાંત

લાહોરમાં આવેલા શાલીમાર બાગમાં નૂરજહાં ફરી રહી હતી. શાહજાદો સલીમ ત્યાં આવી પહોંચ્યો. પોતાની પાસેનાં બે કબુતરો સાચવવા આપી તે ચાલ્યો ગયો.

સલીમ પાછો ફર્યો ત્યારે તેણે નુરજહાંના હાથમાં એકજ કબુતર જોયું. શાહજાદાએ પુછ્યું, " બીજું ક્યાં ગયું ? "

નૂરજહાં બોલી, " ઉડી ગયું. " શાહજાદાએ પુછ્યું " કેમ ઉડી ગયું ? ' "આમ" કહેતાં નુરજહાંએ હાથમાં હતું તે કબુતર પણ ઉડાડી મૂક્યું ને તે ખડખડાટ હસી પડી.

સલીમે આરસ જેવા ચમકતા નુરજહાંના દાંત જોયા. કેવા સ્વચ્છ હતા ! કેટલા સુંદર હતા ! તેણે પુછ્યું, " નુર, તારા દાંત આટલા સ્વચ્છ અને સુંદર શાથી છે ?

નુરજહાંએ શો જવાબ આપ્યો તે અમે જાણતા નથી. એ વખતે ' સનટોન ' નહોતું એટલે નુરજહાં 'સનટોન' વાપરતી હતી એમ અમે કહી શકતા નથી. પણ તમને તો કહીશું જ કે એવા સુંદર દાંત બનાવવા તમો અવશ્ય સનટોન વાપરો.

મારાં રૂપે ધાટે ઘેર્યાં વહુબા !
મારાં લટકતી ચાલનાં વહુબા !
મથુરાંની મહિયારણ વહુબા !
ગોકુલની ગોવાલણ વહુબા ! "

'રાજીયાની વહુબા 'ને સમાજ જે દિવસે 'વ્યવહારની વહુબા' તરીકે સ્થાપશે–સ્વીકારશે તે દિવસે જગત પર ઝાઝું સુખ ને ઓછો કલેશ–દંભ હશે ! રાજીઆ ગાવા કરતાં જે કાળે સમાજમાં રાજીયા જીવાશે ત્યારે અનેક ' બોનબા 'ઓ અને અસંખ્ય ' વહુબા 'ઓ કૃતાર્થ થશે !

☆

# પ્રાયશ્ચિત

મૂળ લેખકઃ—શ્રી ભગવતીચરણ વર્મા
અનુવાદકઃ—સૌ શાંતાબહેન મનુભાઈ દેસાઈ (કોવિદ)

કબરી બિલાડી ઘરમાં જો કોઇ સાથે વ્હાલ કરતી તો તે રામુની સાથે અને રામુની વહુ જો ઘરમાં કોઇ પ્રત્યેક ઘૃણા રાખતી તો તે કબરી પ્રત્યે. રામુની વહુ બે મહીના પહેલાં પિયરથી પહેલીવાર એને સાસરે આવી હતી એ પતિની લાડિલી અને સાસુની માનિતી ચૌદ વર્ષની બાળકી હતી. સાસુએ એને ઘરનો કારભાર સોંપી દીધો હતો. કોઠાર-ઘરની કુંચીઓનો ઝૂમખો સાસુએ એને સોંપી દીધો હતો. નોકર ચાકર પર એનો હુકમ ચાલતો અને ઘરમાં જ્યાં ત્યાં રામુની વહુનીજ સત્તા ચાલતી. વહુને બધું સોંપી સાસુએ પુજાપાઠમાં પોતાનું મન પરોવ્યુ હતું.

પરંતુ ચૌદ વર્ષની એ બાલિકાથી કોઇ દિવસ કોઠાર ઉઘાડો રહી જતો તો કોઈ વખત તેને કોઠારમાં બેઠાં બેઠાં ઉંઘ પણ આવી જતી. કબરી પોતાનો લાગ સાધી દૂધ ઘી પર મઢી પડતી. વહુ ગભરાતી પરંતુ કબરીને તો મોજ હતી. વાસણમાં ઘી રેડતાં રેડતા ઉંઘ આવી જતી તો વધ્યુ સધ્યું ઘી કબરીના પેટમાં જતુ, દૂધ ઢાંકીને વહુ રસોઇયણને સામન આપવા ગયી કે દૂધ અલોપ. વહુ પોતાના ઓરડામાં મલાઈનુ ગ્લાસ મૂકે ને રામુ આવીને જુએ તે પહેલાં તો ગ્લાસ સાફ થઇ ગયેલો હોય. બજારમાંથી મલાઈ આંવી હોય અને વહુ પાન કરવા બહાર જાય એટલામાં તો મલાઇ ગુમ થઇ ગઇ હોય, વહુએ હવે નિશ્ચય કરી લીધો કે કાં તો ઘરમા કબરી નહીં; કાં તો હું નહી. બન્નેના મોરચા શરૂ થયા. અને બન્ને સાવધાન રહેવા લાગ્યાં. બિલાડીને પુરવા માટે પાંજરૂં મંગાવ્યુ, એમાં દૂધ, મલાઇ, ઉંદર, આદિ સ્વાદિષ્ટ વસ્તુઓ મૂકી; પરંતુ કબરીએ તો એની સામે નજર સરખી પણ ન કરી. આ બાજુ કબરીએ પોતાની ચળવળ શરૂ કરી. આજ સુધી એ વહુથી ડરતી હતી, પણ હવે તો એ સામી થવા લાગી. પરંતુ એટલા દૂરથી કે વહુનો હાથ એના સુધી પહોંચી ન શકે.

કબરીની લાલસા વધી જવાથી વહુને તો હવે ઘરમાં રહેવું આકરૂં પડી ગયું. એના ત્રાસે એને સાસુજીના સપાટા સહન કરવાં પડતા હતા અને એના પતિને લૂખું સૂકું જમવાનું મળતું.

એક દિવસ વહુએ પતિને માટે ખીર બનાવી, બદામ, પીસ્તાં, ચારોળી વગેરે જાત જાતનો મેવો દૂધમાં ઉકાળી ઉપર સોનાનો વરખ લગાડી એક વાડકામાં ભરીને પોતાના ઓરડામાં ઉંચે એવી જગ્યાએ અભરાઈ પર મુકી કે, જ્યાં કબરી ન પહોંચી શકે. ત્યાર પછી વહુ પાન બનાવવા બેઠી.

આ તરફ કબરી ઓરડામાં ગઇ અભરાઇની નીચે ઉભી રહીને ઉપર વાડકા તરફ જોયું. સુવાસથી જાણ્યું કે, માલ બહુ સ્વાદિષ્ટ છે. અભરાઈની ઉંચાઇનો સુમાર કાઢ્યો અને જોયું કે વહુ પાન કરી સાસુને આપવા ગઇ છે એટલામાં તો કબરી છલંગ મારીને એનો પંજો વાડકાને લાગતાની સાથે સણુણુણુ કરતો વાડકો નીચે પડી ગયો.

વહુને કાને અવાજ પડતાંજ સાસુની સામે પાન મુકીને તે પોતાના ઓરડા તરફ દોડી ગઇ જુવે છે તો સુંદર કાચના વાડકાના ટુકડે ટુકડા થયા હતા. ખીર પથ્થર પર ઢોળાઇ ગઇ હતી અને કબરી મોજથી ખીર ઉડાવી રહી હતી. વહુને જોતાં કબરી નાસી ગઇ.

વહુના ગુસ્સાનો પાર ન રહ્યો. સર્વ અનર્થના મૂળને જડ મૂળથી ઉખેડવા તે તત્પર થઇ. કબરીનું ખૂન કરી નાંખવા વહુએ નિશ્ચય કર્યો આખી રાત

એને ઉંઘ ન આવી કયે રસ્તે કબરીને મારવાનો લાગ ફાવે કે ફરી એ જીવતીજ ન રહે, એવા વિચારો એ પડી પડી કરતી હતી. સવારે ઉઠી વહુએ જોયું તો કબરી પ્રેમથી પોતાની સામે જોતી દરવાજા પર બેઠી છે. વહુ કંઇ વિચારમાં પડી. ત્યાર પછી હસતી હસતી એ ઉઠી. વહુને ઉઠતાં જોઇ કબરી ખસી ગઈ. વહુ એક દૂધનો વાડકો ભરી દેહરીના દરવાજા પર મૂકી આવી ને હાથમાં પથ્થર પાટ લઇને જ્યારે પાછી આવી ત્યારે જોયું તો! કબરી દૂધ પીવા મંડી ગઇ. હતી. લાગ જોઇ વહુએ પોતાનું હતું એટલું બધું બળ એકઠું કરી પથ્થર પાટ કબરીના શરીર પર ફેંકી દીધો. કબરી ન હાલી, ન ચાલી કે, ન બરાડી, એકદમ ચત્તી પાટ પડી ગઇ.

અવાજ થતાંની સાથે જ નોકરડી ઝાડુ નાંખી ને દોડી આવી, રસોઇયણ રસોઇ ઘરમાંથી, આવી પહોંચી, સાસુજી પણ પૂજા પાઠ પડતાં મૂકી ઘટના સ્થળ પર આવી પહોંચ્યાં. વહુ ગુનેગારની પેઠે નીચું મોઢું રાખીને બધાંની વાતો સાંભળી રહી હતી.

નોકરડીએ કહ્યું—અરે રામ, કબરી તો મરી ગઇ, માતાજી! બિલાડીની હત્યા વહુને હાથે થઇ. આતો બહુ ખોટું થયું.

રસોઇયણે કહ્યું—માતાજી. બિલાડીની હત્યા મનુષ્ય હત્યા બરોબર કહેવાય, જ્યાં સુધી વહુને માથે હત્યા રહેશે, ત્યાં સુધી હું રસોઇ નહીં કરૂં.

સાસુજી બોલ્યાં—ખરી વાત છે. જ્યાં સુધી વહુને માથે હત્યા રહેશે, ત્યાં કોઇ પણ અન્ન જળ લઇ શકશે નહિ. વહુ, તેં આ શું કરી નાખ્યું?

નોકરડીએ કહ્યું—હવે શું થાય, કહેતાં હો તો બ્રાહ્મણને બોલાવી લાવું. સાસુના જીવમાં જીવ આવ્યો. બોલ્યા—અરે જલદી જા, અને પંડિતજીને બોલાવી લાવ.

બિલાડીની હત્યાની ખબર વિજળી વેગે પડોશમાં પહોંચી ગઇ. પડોશની સ્ત્રીઓએ રામુના ઘરમાં અડ્ડો જમાવ્યો. ચારે બાજુએ પ્રશ્નોની ઝડી વરસવા લાગી, અને વહુ નીચું માથું ઘાલી બેસી રહી.

પંડિત પરમસુખને જ્યારે આ ખબર મળી, ત્યારે એ પૂજા કરવા બેઠા હતા, ખબર મળતાં જ તે ઉઠયા, અને પત્નીને હસતાં હસતાં કહ્યું—આજે રસોઇ ન કરતાં. ઘાસીરામની પૌત્રવધુએ બિલાડીની હત્યા કરી છે. પ્રાયશ્ચિત કરવું પડશે, આજે તો પકવાન પર હાથ મારવાનો છે.

પંડિત પરમસુખ શરીરે જાડા અને ઠીંગણા હતા, તેમની લંબાઇ ચાર ફૂટ દશ ઇંચ હતી. અને પેટનો ઘેરાવો અઠ્ઠાવન ઇંચ હતો. ગોળ મટોળ ચહેરો. મોટી મૂછ અને ગોરૂં બદન, એમની ચોટલી કમર સુધી પહોંચેલી હતી.

કહેવાય છે કે, મથુરામા જ્યારે પાંચશેર ખોરાકના જમનારની તપાસ કરવામાં આવતી, ત્યારે પંડિત પરમસુખનું નામ લીસ્ટમાં પહેલે નંબરે આવતું.

પંડિત પરમસુખ ત્યાં પહોચ્યાં ને અધુરૂં કોરમ પુરૂં થયું. પંચ બેઠું. સાસુજી, રસોઇયણ, કિસનની મા, છન્નુની દાદી અને પંડિત પરમસુખજી! બીજી સ્ત્રીઓ વહુ પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરતી હતી.

કિસનની માતાએ પૂછ્યું—પંડિતજી, બિલાડીની હત્યા કરવાથી કયું નરક મળે છે?

પંડિત પરમસુખજીએ પંચાંગ જોયું ને કહ્યું,–એકલી બિલાડીની હત્યાથી તો કંઇ નરકનું નામ નહીં બતાવી શકાય, પરંતુ હત્યાનું મુહુર્ત ચોઘડિયું જો સમજાય તો નરકનું નામ બતાવી શકાય.

રસોઇયણે કહ્યું—સવારે લગભગ સાત વાગ્યા હશે.

પંડિત પરમસુખજીએ પંચાંગના પાના ઉથલાવવા માંડયાં. અક્ષરો પર આંગળીઓ ફેરવવા માંડી. માથા પર હાથ મુકયો અને કંઇક વિચાર કર્યો. એમને કપાળે આંટીઓ પડી, અને ગંભીર ચહેરો રાખી ધીર ગંભીર અવાજે તે બોલ્યા,–હરે કૃષ્ણ! હરે કૃષ્ણ! બહુ જ ખોટું થયું; પ્રાતઃકાલ બ્રહ્મમુહૂર્તમાં બિલાડીની હત્યા થઇ છે, ઘોર કુભીવતુનરકનુ વિધાન છે. માજી, આ તો બહુ જ ખોટું થયું!

સાસુની આંખમાં આંસુ આવ્યાં બોલ્યાં પંડિતજી, તો પછી હવે શુ થશે એનો તમે જ કાંઇ ઉપાય બતાવો.

પંડિત પરમસુખ મલકાયા, અને રામુની માતાને કહેવા લાગ્યા, ચિંતા કરવાની જરૂર નથી નહિ તો હમે પુરોહિત શા કામના? શાસ્ત્રમાં પ્રાયશ્ચિતનું વિધાન છે. અને પ્રાયશ્ચિતથી બધું ઠીક થઇ જશે. રામુની માતાએ કહ્યું, એટલા માટે તમને બોલાવ્યા હતા. હવે આગમ-શુ કરવું તે બતાવો.

"આગળ તો બીજું શું કરવાનું હોય, એક સોનાની બિલાડી કરાવી વહુને હાથે તેનું દાન કરાવવું પડશે. જ્યાં સુધી બિલાડીનુ દાન નહીં અપાશે, ત્યા સુધી ઘર અપવિત્ર રહેશે, બિલાડીનું દાન કર્યા પછી એક વીસ દિવસના ઉપવાસ કરાવવા પડગે."

છન્નુની દાદી બોલી—હા પંડિતજી સારું કહે છે. પહેલા બિલાડીનુ દાન કરાવો અને પછી પાઠ કરાવો.

રામુની માતાએ પૂછ્યુ—પંડિતજી. કેટલા તોલાની બિલાડી કરાવવી પડશે?

પંડિત પરમસુખ હસ્યા, પોતાની ફુંદ ઉપર હાથ ફેરવતાં તેમણે કહ્યુ,–બિલાડી કેટલા તોલાની બનાવવી પડે? અરે માજી. શાસ્ત્રમાં તો લખ્યું છે કે

બિલાડીની ભારોભાર સોનાની બિલાડી બનાવવી, પરંતુ હવે તો કળિયુગ આવ્યો છે, ધર્મ કર્મનો નાશ થઇ ગયો છે. શ્રદ્ધા રહી નથી. એટલે ભારોભાર સોનાની બિલાડી તો ક્યાંથી બની શકે ! અને બીજું જો કે બિલાડી પણ કંઇ વીશ એકવીશ શેરથી તો ઓછી નહીં હોય એટલે હું તો કહું છું કે, એકવીસ તોલાની બિલાડી કરાવીને દાન અપાવી દો રામુની માતાએ તો આશ્ચર્યથી પંડિત પરમસુખની સામે જોયું, અરે બાપરે ! ! એકવીસ તોલા સોનું ? પંડિતજી એ તો બહુ કહેવાય. એકાદ તોલાની બિલાડીથી કામ ચાલશે ?

પંડિત પરમસુખ હસી પડયા—માજી, એક તોલા સોનાની બિલાડી ! અરે વહુ કરતાં તમને પૈસાનો લોભ વધી ગયો ! વહુને માથે મોટું શ્રાપ છે. માટે આટલો લોભ કરવો નહીં રકઝક કરતાં મામલો અગીઆર તોલાની બિલાડી પર આવીને અટકયો.

ત્યાર પછી પૂજા પાઠની વાત આવી. પંડિત પરમસુખે કહ્યું—એમા શું મુશ્કેલ - વાત છે. હમે વળી કયા દિવસે કામ લાગી શું ? માજી, હું પાઠ કર્યા કરીશ પૂજાની સામગ્રી તમે મારે ત્યાં મોકલી આપજો.

"પૂજાનો સામન કેટલો લાગશે ?"

"થોડામાં થોડા સામનથી પતાવી લઇશું. દાન કરવા માટે ટા મણ ઘઉં, એક મણ ચોખા, એક મણ દાળ, મણભર તલ, પાંચ મણ જવ, પાંચ મણ ચણા, અને ચાર પાચશેર ઘી, એક મણ મીઠું પણ જોઇશે. બસ એટલાથી કામ ચલાવી લઇશું."

"અરે બાપરે ! આટલો બધો સામન, પંડિતજી, 'આટલામાં તો સો દોઢસો રૂપિયા ખર્ચાઇ જશે." રામુની માતાએ રડતે સૂરે કહ્યું.

"તો પછી એનાથી ઓછામાં તો કામ નહીં થઇ શકશે. બિલાડીની હત્યા એ કેટલું મોટું પાપ છે માજી ? ખર્ચ તરફ જુઓ છો, પણ વહુના પાપ તરફ તો જુવો ? આ તો પ્રાયશ્ચિત છે, કંઇ મજાક ઓછીજ છે ? અને જેવી જેની આબરૂ એ પ્રમાણે એને ખર્ચ પણ કરવો પડે છે. અને તમે કંઇ સાધારણ માણસ થોડાજ છો, સો દોઢસો રૂપિયા તો તમારા જેવાના હાથનો મેલ છે.

પંડિત પરમસુખજીની વાતોથી પંચ પર છાપ પડી, કિસનની માતાએ કહ્યું—પંડિતજી ખરું કહે છે. બિલાડીની હત્યા કંઇ જેવી તેવી વાત નથી. મોટા પાપને માટે મોટો ખર્ચ પણ કરવો પડે.

છન્નુની દાદીએ કહ્યું—નહીં તો શું. પૂન્ય દાનથી જ પાપમાંથી મુકત થવાય છે. એમાં કરકસર કરવ

ઠીક નહીં.'

રસોઇયણે કહ્યું—માજી તમે તો મોટા ઘરનાં માણસ ગણાઓ. આટલો ખર્ચ તમારી શી વિસાતમાં

રામુની માતાએ ચારે તરફ જોયું. આખું પંચ પંડિત પરમસુખની તરફેણમાં હતું. પંડિત પરમસુખ હસી રહ્યા હતા.

એમણે કહ્યું—માજી, એક તરફ વહુને માટે કુંભીપાક નરક છે, અને બીજી તરફ તમારે થોડા ખર્ચનો બોજો છે. માટે એ થોડા ખર્ચ તરફ ન જુઓ.

એક ઊંડો શ્વાસ લેતાં લેતાં રામુની માતાએ કહ્યું, હવે તો તમે જેમ નચાવશો તેમ નાચવું જ પડશે

પંડિત પરમસુખ જરા ખીજવાઈને બોલ્યા—

"માજી, આ તો સૌ સૌની ખુશીની વાત છે. જો તમને ખટકતું હોય તો ન કરો. હું આ ચાલ્યો." એટલું કહીને પંડિતજીએ પોતાની પોથી પંચાંગ એકઠાં કર્યાં.

"અરે પંડિતજી માજીને તો કંઇ ખટકતું નથી. બિચારીને કેટલું દુઃખ થાય છે, ન્હીડાવો નહીં." રસોઇયણ, છન્નુની દાદી અને કિસનની મા ત્રણે એકીસાથે બોલી ઊઠયાં.

રામુની માતાએ પંડિતજીના પગ પકડયા; અને પંડિતજીએ હવે બરાબર આસન જમાવ્યું.

"એ સિવાય બીજું શું જોઇશે ?"

"એકવીસ દિવસના પાઠના એકવીસ રૂપિયા, એકવીસ દિવસ બન્ને વખત પાંચ પાંચ બ્રાહ્મણોને જમાડવા પડશે." જરા અટકીને પંડિત પરમસુખ બોલ્યા—"એની કંઇ ચિંતા ન કરતાં, હું એકલો બન્ને વખત જમી જઇશ.. મારા એકલાના જમવાથી પાંચ બ્રાહ્મણોને જમાડવાનું ફળ મળી જશે."

"એ તો પંડિતજી બરાબર કહે છે. પંડિતજીનું પેટ તો જુઓ. રસોઇયણે હસતાં હસતાં પંડિતજીની મશ્કરી કરી,

"વારુ ત્યારે હવે પ્રાયશ્ચિત કરવાની વ્યવસ્થા કરાવો. અગીયાર તોલા સોનું લાવો, બે કલાકમાં હું એની બિલાડી બનાવડાવી લાવું. એટલામાં તમે પૂજાની પણ તૈયારી કરી રાખો અને જુઓ પૂજા માટે..."

પંડિતજીની વાત તો હજી પુરી થઇ પણ નથી, ત્યાં તો નોકરડી હાંફતી હાંફતી ઓરડામાં દોડી આવી, બધાં ચોંકી ઉઠયાં. રામુની મા ગભરાઇ ગઈ અને બોલી—"અરે શું થયું તને ?"

નોકરડીએ કાપતે અવાજે કહ્યું, "માજી, બિલાડી તો ઊઠીને નાશી ગઇ!"

# ગૂર્જરીનો નવો ગ્રંથ-ફાલ

## નવજીવનનાં નવાં પુસ્તકો

[ શ્રી પ્રભુદાસ છગનલાલ ગાંધી ]

જીવનનું પરોઢ ૮-૦-૦

[ ગાંધીજીના સત્ય ભરી જીવનનો ઉદયકાળ ]

ગાંધી સાહિત્ય સૂચી ૩-૪-૦

ગાંધીજી અને તેમના વિષેનાં દેશની અને અંગ્રેજી ભાષામાં લખાયેલાં પુસ્તકોની વિગતવાર યાદી

મહાદેવભાઈની ડાયરી (પુ ૧-૨-૩ ૧૫-૦-૦

સાર્થ જોડણી કોશ ૧૨-૦-૦

સંસાર અને ધર્મ ૨-૦-૦

સત્યાગ્રહની મીમાંસા ૩-૦-૦

શિક્ષણ અને સંસ્કૃતિ ૧-૪-૦

[ શ્રી. ગિરિશંકર મહારાજના ભાષાસણના શિક્ષા તાલીમ વર્ગમાં શિક્ષણનું હાર્દ સમજાવતાં આપેલાં ભાષણોનો સંગ્રહ ]

બાપુ મારી બા (કુ. મનુબહેન ગાંધી) ૦-૧૨-૦

## શ્રી, ગુણવંતરાય આચાર્ય

શ્રી, ખુશાલચંદ શેઠ

જન્મથી માંડી આજસુધીની તવારીખ આપતો સુંદર જીવનપરિચય ૨-૮-૦

પુનર્જન્મ (નવી આવૃત્તિ) ૪-૮-૦

### નવાં પુસ્તકો

પ્રાધ્યાપક એન એમ શાહ

લુઇ પાશ્ચર ૨-૦-૦

મેડમ ક્યુરી ૨-૦-૦

## શ્રી. મનુભાઈ જોધાણી

આમના ગોદરે ખાંભીઓ, પાળીઓ ને ખડકો નીચે દટાએલી પ્રેમ-શૌર્યભરી સાહસકથાઓના સુંદર સંગ્રહો

સોરઠી વિભૂતિઓ (નવી આવૃત્તિ) ૨-૮-૦

સોરઠી જવાહીર ૩-૦-૦

સોરઠી શૂરવીરો ૦ ૧૨ ૦

શૌર્યનાં તેજ ૨-૮-૦

કુમારોની પ્રવાસકથા ૧-૮-૦

કાળોઆર બીજી પ્રાણીકથાઓ ૨-૮-૦

જનપદ ભા ૧, ૨, ૩ ૩-૧૨-૦

સુન્દરીઓનો શણગાર ૪-૦-૦

ખાટીમીઠી બાળવાતો : પ્રાથમિક શાળાઓમાં લોકપ્રિય થઈ પડેલી વાર્તાઓ ૧-૪-૦

*

કાળીદાસનાં ત્રણ નાટકો ૫-૮-૦

રણડાકલાવ ને બીજા નાટકો ૨-૮-૦

માગી-ભાણેજ ૩-૦-૦

ઉન્મેશ ( ઇન્દુલાલ ગાંધી ) ૩-૦-૦

ધર્મોનું મિલન (રાધાકૃષ્ણ) ૫-૦-૦

વિદ્યાર્થી વાચનમાળા (પાંચમી શ્રેણી) ૪-૦-૦

ફુલઝાડની વાડી (સોમાભાઈ) ૨-૮-૦

પ્રભાસ-સોમનાથ(રત્નમણીરાવ) ૪-૦-૦

ભાઈબીજ (ધીરજલાલ ધ શાહ) ૪-૦-૦

જનેતાના કોડ (જટુભાઈ ત્રિવેદી) ૩-૮-૦

વોલગાથી ગંગા (રાહુલજી) પશ્ચિમથી પૂર્વ તરફ આપણને દોરી જતી વાર્તાઓનો સુંદર સંગ્રહ કિ. ૬-૦-૦

કજોડાં અને જગના મુંઝવતા પ્રશ્નો ૨-૦-૦

સ્વામીરાવ (કેલાસ દુરીલ્લિમ) ૩-૮-૦

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો : અમદાવાદ

વર્ષ : ૯૩
અંક : ૧૨

# સ્ત્રીબોધ



મંત્રી :
ચંદ્રકાન્ત છ. મહેતા
પીરમશા રોડ–અમદાવાદ.

તંત્રીઓ :
કેશવપ્રસાદ દેસાઈ
જરબાનુ કાબરાજી

ડીસેમ્બર : ૧૯૪૯

છૂટક
૪ આના.

લેડી સ્ટ્રેથેરન જે લંડનમાંની ગર્લ ગાઈડઝ હેડક્વાર્ટર્સમાં ચીફ કમીશનર તરીકે સર્વાનુમતે નીમાયાં છે તે તેમના ટેબલ પર કામ કરી રહ્યાં છે.





વર્ષ ૯૩ ] નવેમ્બર ડીસેમ્બર ૧૯૪૯ [ અંક ૧૧-૧૨-મો

# નિવેદન

જાન્યુઆરી ૧૯૫૦ થી માસિક પત્ર પોતાનું ૯૩ મું વર્ષ છોડી ૯૪ ચોરાણું વર્ષમાં પ્રવેશ કરે છે

આ ચોરાણુંનો આંકડો જોઈ કયા ગુજરાતી ભાઇ-બહેનને આનંદ નહિ થાય ? સ્ત્રીઓ, અને બાળકોની સેવા કરતું, આ એકજ પત્ર પોતાની આગે કુચ ચલાવી રહ્યું છે.

આટલાં વરસોમાં માસિક પત્રને છેલ્લાં ચાર, પાંચ વરસ થયાં કાગળોની, છાપકામની તેમજ અન્ય બાબતોની ઘણીજ મુશ્કેલી ભોગવવી પડી છે. છતાં તે મુશ્કેલીઓનો સામનો કરી આજે અણનમ આગેકુચ કરી રહેલ છે તેની સાબીતી એ છે કે ચાલુ સાલનું ભેટ પુસ્તક એક ઉત્તમ આદર્શ આપવામાં આવ્યું છે. તે છે "કાદમ્બરી અને બીજી વાતો" સંસ્કૃતમાં બાણભટ્ટ જાણીતા છે તેમણે રચેલ વાર્તા અને બીજા જાણીતા લેખકો આ ઉત્તમ ગ્રંથ ચાલુ સાલ એટલે કે ૧૯૪૯ ના ગ્રાહકોને મફત મળે છે

આ પુસ્તકની કિંમત રૂ ૪॥ છે. હવે વાંચકો પાસેથી રૂ ૭ વાર્ષિક ભેટ પુસ્તક સાથે લેવામાં આવે છે અને 'અનાવિલ' બહેનો માટે જે યોજના છે તેના ગ્રાહકો પાસેથી, માત્ર રૂા. ૪। લેવામાં આવે છે આ ઉપરથી ગ્રાહક બંધુઓ-ભગિનીઓ આપ વિચાર કરશો તો ખ્યાલ આવશે કે આટલું સસ્તું સારું વાચન માત્ર રૂા. ૬ માં અને અનાવિલ બહેનોને માત્ર રૂા. ૪। માં મળે છે

ભેટ પુસ્તક

૧૯૪૯ નું ભેટ પુસ્તક 'કાદમ્બરી અને બીજી વાતો' ડીસેમ્બર માસમાં તા ૨૦ મી પછી નવા વરસના લવાજમ માટે વી. પી. થી મોકલવામાં આવશે "જે ભાઇ બહેનોને ૧૯૫૦ મા ગ્રાહક તરીકે ન રહેવા ઇચ્છા હોય તેઓએ આ અંક મળે કે તુરતજ અમોને ગ્રાહક નંબર સાથે જવાબ લખી નાખવો જેથી ખોટો ખર્ચ થાય નહિ" જે ગ્રાહકોને નવું લવાજમ નહિ ભરવું હોય તેમને તેમના હક્કનું 'ભેટ' પુસ્તક Book Post થી રવાના કરવામા આવશે

આવતા જાન્યુઆરીથી અવનવું વાચન દરેકને મળશે. છુટક ગ્રાહકોમાં વધુ ફેલાવો કરવા માટે કીંમત ચાર કે પાંચ આના રહેશે તેઓને ભેટ પુસ્તક કે જે કંઇ ખાસ અંક નીકળે તેનો હક્ક રહેશે નહિ ગ્રાહક પુરું લવાજમ ભરીને થયાં હશે તેને દરેક લાભ મળશે

ગ્રાહકોને અમારી એક વિનંતી એ છે કે તમોને હાલના જમાનમા કંઈ નવનું વાચન વાંચવાનો ખાસ શોખ છે તે જણાવશો તો તે બાબત માટે યોગ્ય પ્રબંધ કરવામાં આવશે દરેક ગ્રાહકોને સંતોષ આપવો તે અમારી ફરજ છે

ચંદ્રકાન્ત. મહેતા, મંત્રી.

# 'હું ગૃહસ્થી જીવન જીવવા માગું છું'

## મુંબાઇની અદાલતમાં મહારાષ્ટ્રીય કુમારિકાએ કરેલું કરૂણ નિવેદન

"**મારી** વયની મને બરાબર ખબર નથી. પરંતુ પંદર અને સોળ વર્ષની હશે એમ હું ધારૂં છું." આ શબ્દો ઉચ્ચારતાં કેસુડાના ઘોળેલા રંગ વદન પર ઉલેચાઇ આવતા હોય એવાં સ્વરૂપવાળી કુમારીકાએ મુંબઇના વડા માજીસ્ટ્રેટની અદાલતમાં ઉચ્ચાર્યા, ત્યારે અદાલતમાં હાજર રહેલા સૌ એકીટશે સાક્ષીના પીંજરામાં ઉભેલી નવયુવતિ તરફ સહાનુભૂતિથી જોઇ રહ્યા.

*ખુબ હિંમતપુરંક દ્રઢતા અને ગૌરવ સાથે* કુમારીકાએ એનું નિવેદન આગળ ચલાવ્યું. કંઇક ગદ્‌ગદિત કે ધ્રુજતા સ્વરે તેણીનું નિવેદન અક્ષરશઃ અહીં રજુ થાય છે.

કોર્ટમાં નિવેદન કરનાર પંદર વર્ષની મહારાષ્ટ્રીયન યુવતી હતી. તેનું નામ જાહેરમાં મુકવાની કોર્ટે મનાઇ ફરમાવી છે.

×

આ યુવતીની સગી બેન એના પતિનું ઘર છોડીને કેટલાંક વર્ષોથી મુંબઇમાં રહે છે. નાનીબેન એના મનગમતા યુવક સાથે લગ્ન કરવાના હેતુથી ઘર છોડીને ચાલી ગયા પછી મોટીબેને તેની નાનીબેન અને એના પ્રિયતમ સામે ચોરીનો આરોપ મુકીને નોંધાવેલી ફરિયાદ પછી યુવતીની અને તેના પ્રિયતમની પોલીસે ધરપકડ કરી હતી, ધરપકડ બાદ અદાલતમાં યુવતીને એની સામેના આરોપોનો જવાબ આપવા માટે પોલીસે ઉભી કરતાં તેણીએ કોર્ટ સમક્ષ નીચેનું ખુબ હૃદય સ્પર્શી નિવેદન રજુ કર્યું હતું

×

"મારો જન્મ મુંબઇમાંજ થયો હતો, અને ત્યારથીજ હું મારા માબાપ સાથે રહેતી હતી. મારા પિતા શહેરની એક મીલમાં નોકરી કરતા હતા, પરંતુ અતિશય પરિશ્રમને કારણે એમની તબીયત બગડતાં તેઓ હાલ અમારા વતન રત્નાગીરી રહે છે, અને હું મારી મોટીબેન અને ભાઇની સાથે રહેતી હતી."

×

"મારી મોટી બેનની ઉમ્મર ચોવીસ વર્ષની છે, તેણી ગામવાડીમાં એક બાજુ શેઠની રખાત પત્ની તરીકે રહે છે. મારો ભાઈ પણ તેની સાથેજ રહે છે દાદરમાં મારા પીતા સાથે હું રહેતી હતી, ત્યારે *એક યુવાન સાથે મારે દોસ્તી બંધાઇ હતી. એ*



# સામાજિક--

યુવાન મારે ત્યાં અવારનવાર આવતો હોવાથી મારૂં તેના પ્રત્યેનું આકર્ષણ વધતું ગયું, અમે એક સાથે છબીઓ પડાવી છે, અને અવારનવાર સાથે સીનેમા જોવા પણ જતાં હતાં. આ યુવક સાથે લગ્ન કરવાનો મારો આગ્રહ મેં મારી બહેન અને ભાઇને જણાવ્યો હતો, પરંતુ મારી બેને મારી પસંદગીના યુવક સાથે લગ્ન કરવાની ચોકખી ના પાડી હતી. મારી બેને મને કહ્યું કે "છુટથી પૈસા કમાવાના છોડીને લગ્ન કરવાની જરૂર નથી !" મારી મોટી બેનની આ વાત સાંભળીને હું દંગ થઇ ગઇ, આખરે મેં હિંમત કરીને મારી બેનને એક વાર જણાવી દીધું કે "હું લગ્ન કરીને ગૃહસ્થી જીવન જીવવા માગું છું. જિંદગીના પવિત્ર સંસ્કારી અને વ્યવસ્થિત લગ્ન કરીને જીવવાની મારી ઇચ્છા છે"

"મારો આ જવાબ સાંભળીને મારા ભાઈ અને બેને ખુબ નારાજી બતાવી એક દીવસે મારી બેન મને તેણીની સાથે ચેમ્બુર લઇ ગઇ, અમારી -

સાથે બાબુશેઠ પણ હતા, મારી બેને બાબુશેઠની ઇચ્છા મુજબ વર્તવાની મને આજ્ઞા કરી, પરંતુ મેં તે માગણીની અવગણના કરી, અને એ પછી ઘેર આવ્યા બાદ મારા પર મારી મોટીબેન, ભાઇ તરફથી ત્રાસ, માર, અને તિરસ્કારની ઝડીઓ વરસવા માંડી. જિંદગીનો અંત આણવાની પણ મેં અનેકવાર ઇચ્છા કરેલી."

*

"મારા ભાઇએ મને ઝેર આપીને મારી નાખવાની ધમકી આપેલી. આ સંજોગોમાં મેં મારી બેનના ઘરનો આશ્રય છોડયો, અને મારા પ્રેમીની પાસે જઇને મારી સાથે લગ્ન કરવાની મેં

# કિસ્સાઓ



તેને વિનંતિ કરી અને અમે બન્ને તેજ દિવસે કોલ્હાપુર ગયાં કોલ્હાપુરમાં મારા પ્રિયતમના એક દૂરના સગાને ત્યાં અમે ઉતર્યાં હતા. કોલ્હાપુરથી મુંબઇ આવ્યા પછી મને ખબર પડી કે મારી બેને મારી અને મારા ભાવી પતિની સામે ચોરી અને અપહરણની ફરિયાદ નોંધાવી છે. આ ફરિઆદની ખબર મળતાંજ હું પોલીસ સ્ટેશને ગઇ અને મારી બેનના ત્રાસની વાતો કરી પોલિસ સમક્ષ આપેલી જુબાનીમાં મેં મારા પર વિતેલાં વિતકો સવિસ્તર રજુ કર્યાં છે.

*

આટલી હકીકત રજુ કરતાં મરાઠા યુવતી ગદગદિત બની જવા પામી: અંતમાં ના. ન્યાયમુર્તિને તેણીએ વિનંતિ કરતાં જણાવ્યું કે હું મારી બેનને ઘેર જવા માગતી નથી, અને હું મારા પસંદગીના યુવાન સાથે લગ્ન કરી સુખી જીવન જીવવા માગું છું.

ના. અદાલતે આખાય નિવેદનની નોંધ લીધા પછી કેસની વધૂ તપાસ કરવાની પોલીસને સૂચના આપી છે.

(ચિત્ર ભારતીમાંથી)

*

પત્નીનું ખૂન

મુંબઇ વીઠુલવાડીમાં આવેલી તેલગલીમાંના એક મકાનને ત્રીજે મજલેથી લક્ષ્મીબાઇ નામની ૨૨ વર્ષની ઉમરની યુવતીને ફેંકી દઇ તેનું ખૂન કરવાના આરોપસર પકડાયેલા તેના પતિ મોહનલાલ પુરુષોતમ તથા સાસુ મોંઘીબાઇ સામેના કેસની તપાસ મેદાનની પોલીસ કોર્ટમાં મેજીસ્ટ્રેટ શ્રી કે. જે. ખંભાતા સમક્ષ નીકળી હતી. એક સાક્ષીએ તેમાં નીચે મુજબની ચોંકાવનારી વિગતો રજુ કરી હતી.

મરનાર સ્ત્રીના લગ્ન પછી તેને ઘણો ત્રાસ આપવામાં આવતો હતો અને નજીવા કારણસર પતિ તથા સાસુ તેને માર મારતાહતાં. ગઇ તા. ૨૬ મી મે ૧૯૪૯ ને દિને તેને ત્રીજા મજલા ઉપરથી ફેંકી દેવામાં આવતાં તેનું મરણ નીપજ્યું હતું. અને તેના સંબંધમાં પોલીસે તપાસ ચલાવી આરોપીઓની ધરપકડ કરી હતી.

ભુપેન્દ્ર દુર્ગાપ્રસાદ જોશી નામના વીમા કંપનીના એક ઓરગેનાઇઝરે જુબાની આપી હતી કે હું વીઠ્ઠલભાઇ પટેલ રોડ ઉપર રહું છું. તા. ૨૬ મી મે ૧૯૪૯ને દિને હુ તેલગલીમાં મારા મિત્રને મળવા ગયો હતો. હું મારા મિત્ર સાથે વાત કરતો એક દુકાનના ઓટલા ઉપર બેઠો હતો તે વખતે મેં બેચાર ભૈયાઓને દોડતા જતા જોયા. આથી જાણવાની ઉતેજારીથી હું પણ તેઓની પાછળ ગયો હતો. એકપાલ બીલ્ડીંગમાંથી એક બાઇનો અવાજ આવતો સંભળાયો હતો. મેં ઉપર જોયું તો ત્રીજે મજલેની બારીમાંથી એક બાઇનું અડધું શરીર લટકતું હતું તે વખતે એક શખ્સ બારીએથી ઉઠાવતો હતો. તેણે બાઇના વાળ પકડયા હતા. અને તે બાઇને નીચે ફેંકી દેવાની કોશીષ કરતો હતો. એક બાઇ પણ

તેની બાજુમાં ઉભી હતી, આ બાઇએ મરનારના પગો પકડયા હતા.

તેઓએ મરનારને બાઇને ફેંકી દેવામાં સફળતા મળી હતી. જે જગ્યાએ આ બાઇ પડી ત્યાં હું દોડી ગયો. તે બેભાન હાલતમાં હતી અને તેના અંગમાંથી લોહી વહેતું હતું. બાદ બંને આરોપીઓ નીચે આવ્યાં અને મરનારની લાશને ઉપર ત્રીજે મજલે લઇ જવામાં આવી હતી અને એક સાદડી ઉપર મુકવામાં આવી હતી. તે વખતે લોકોનું ટોળું જમા થયું હતુ.

*

## સૌરાષ્ટ્રના સમાચારો

તાજેતરમાં પોરબંદર પાસે બનેલ બનાવ કલ્પ નાશીલ નહિ પણ સત્ય ઘટના છે. પોરબંદર પાસે બોદ નામનું એક ગામ છે. આ ગામમાં એક ખેડુત હવસખોર વેપારીનો દેવાદાર બની ગયો હતો. ખેડુત દેણું ભરપાઈ કરવાને અશક્તિમાન હતો. આ લાચારીનો લાભ લેવા એ હવસખોર વેપારીએ ખેડુતની કુમળા પુષ્પ જેવી પુત્રીની માગણી કરી. અને દીશાશૂન્ય બનેલા બાપે પોતાની નાની પુત્રીને ફરજીયાત રીતે એ હવસખોરને ત્યાં મોકલી, પછી તો ગીધ જેમ મરેલા મનુષ્યના હાડચામ ચુંથે તેમ પેલા હવસખોર વેપારીએ કુમળી બાળા પર અત્યાચાર ગુજાર્યો પરીણામે આ બાળાની સ્થિતિ ગંભીર બની જતાં તેને તાત્કાલિક દવાખાને ખસેડાઈ હતી પેલો વેપારી સારી લાગવગ ધરાવતો હોય, આ પ્રકરણને બીનું સંકેલવા પોલીસ ખાતાએ પ્રયાસ કરેલ છે.

**વીસાવદર :** બોટાદ જંકશને થયેલ અત્યાચારને ભૂલાવી દે તેવો કમકમાટી ભર્યો કિસ્સો વીસાવદરમાં બનેલ છે. સૌ. ના નામચીન બહારવટીયા વીસા માંજરીયાને પકડવા રખાયેલ પોલીસે એક કુંભારણ પર અત્યાચાર ગુજાર્યો છે. અને આ બનાવના તપાસનું નાટક ભજવાયા બાદ બીનું સંકેલવા પ્રયાસ થઇ રહ્યા છે. આ બાબત પોલીસ તંત્ર માટે શરમજનક નથી?

**જેતપુર :** તાબાના એક ગામે, જેતપુર એક ડાશી તથા કણબીઓએ મળી રૂપાવટી ગામની એક મુગી કણબણ પર બળાત્કાર કરેલ હોવાનું કહેવાય છે બળાત્કારના આરોપસર, કણબીઓ પર કેસ થયેલ છે.

**પોરબંદર :** પોરબંદરમાં એક યુવકે હરિજન સ્ત્રી પર બળાત્કાર કરતાં સનસનાટી ફેલાયેલ છે, પોલિસે સખ્ત્રાતી ધરપકડ કરી છે. આ પ્રકરણને બીનું સંકેલવા પ્રયત્નો ચાલી રહ્યા છે.

## બીનું સંકેલવાનું કારણ શું ?

ઉપરના અમુક સમાચાર ખાસ ધ્યાન દોરે તેવાં છે. તેના સંબધમાં પોલીસ ખાતાઓએ તપાસ કરવી જોઇએ અને ગુનેગારોને યોગ્ય સજા થવી જોઇએ એવી અમારી જોરદાર માગણી છે.

અમો આશા રાખીએ છીએ કે સૌરાષ્ટ્રમાં બનેલા અનીષ્ટ બનાવો માનનંત પ્રધાનો લક્ષ ઉપર લે અને રઇયતને પુરો ન્યાય મળે અને આવા કામ હવે પછી ન થાય તેનો પુરતો બંદોબસ્ત થાય એવું અમો ઇચ્છીએ છીએ. મંત્રી

## લલિતાની લીલા ?

ખારમાં સાઠ વર્ષની ઉમ્મરના એક પ્રતિષ્ઠિત આયુર્વેદીક વૈદરાજ છે. એમની પ્રતિષ્ઠા જળવાય રહે એ ખાતર અહીં એમનું નામ પ્રગટ કરવું યોગ્ય નથી.

વૈદરાજની ઉમર સાઠ વર્ષની છે. એમનાં સુંદર અને યુવાન પત્નીની ઉંમર ત્રીસેક વર્ષની જુવાનીમાં તોફાને ચઢી છે, વૈદરાજનાં પત્નીનું નામ લલીતા છે. આ સ્ત્રી એક ભાટીઆ શ્રીમંત બાનુ અને વડાલાના આઝાદ નગરનાં ખોજા બાનુ ખાસ મિત્રો છે,

આ મૈત્રી દુરાચાર અને અનિતીના તોફાનો ઉભા કરવામાં કામે લાગી ચુકયા છે.

થોડાક જ દિવસો ઉપર વડાલા ખાતેના આઝાદ નગરમા રહેતાં વહોરા બાનુ કુલસુમબીની પોલિસે ધરપકડ કરી છે.

કુલસુમબીનુ બીજુ નામ બેનુબીબી છે. તા. ૨ જી ઓકટોબરની રાત્રે તેમના એક મિત્ર સાથે ખારના વૈદરાજનાં સુંદર પત્ની લલીતાને ફરવા મોકલ્યાં, હાજી નવાબ ફ્રાંનેગની નામનો કુલસુમબીનો ખાસ માણસ પણ પોલિસના કબજામાં સપડાયો છે.

આખોય કિસ્સો મુંબઈની છુપી પોલિસે સાવચેતીથી પકડી પાડયો છે. પોલિસ પાસેથી ચોંકાવનારી હકીકતોની તપાસ ચાલે છે.

### પુત્રી અને શિક્ષક વચ્ચે પ્રેમ

મુંબઈમાં આવેલ ભૂલેશ્વર ખાતે એક સંસ્કારી યુવતી ઉપર તેના શિક્ષકે કહેવાતી ભુરકી નાખી અપહરણ કર્યાનો બનાવ બનેલ છે. દમયતી નામની યુવતીને ટ્યુશન આપવા શ્રી જનાર્દન વ્યાસ નામનો યુવક આવતો હતો. છોકરીના પિતાએ તે શિક્ષક ભુરકી નાખીને નસાડી ગયેલ હોવાની પોલીસની ફરિયાદ નોંધાવતા પોલીસે એક તબીબને ત્યાંથી છોકરીનો કબજો મેળવ્યો ત્યારે તેને ઘેનની દવાની અસર હતી ત્યારપછી વ્યાસની તપાસ ચલાવતાં તેની વરસોવા ખાતેથી પકડી પાડવામાં આવ્યો. પોલીસ તપાસમાં આ યુવક તે યુવતી સાથે પ્રેમમા પડેલ. અને તેની પત્નીને દેશ ભેગી કરેલ આ લગ્ન સામે વ્યાસના પિતાએ વાંધો લીધેલ. શ્રી વ્યાસ ભૂલેશ્વરની ગુજરાત હિંદુ લોજના માલીકનો પુત્ર છે આ યુવતી પણ શ્રીમંત વેપારીની પુત્રી હોઈ સનસનાટી ફેલાયેલ છે. પોલીસે આ કિસ્સામાં સંડોવાયેલ તબીબની ગીરફતારી કરેલ છે.

### પરિણીત સ્ત્રીનાં પુર્નલગ્ન

હિન્દુ સમાજ વ્યવસ્થામાં નવા નવા ઉકળાટ ઊભા કરતાં અનેક બનાવો રોજબરોજ બનતાં જાય છે તેવા ઉકળાટની સનસનાટી ફેલાવતો એક બનાવ સૌરાષ્ટ્રમાં હાલમાં બનેલ છે.

જૂનાગઢની એક બ્રાહ્મણ કોમની પરિણીત બાઈએ, પોતાના પતિ સાથે છુટાછેડા લીધા વિનાજ તાજેતરમાં રાજકોટના એક વિધુર સજ્જન સાથે પુનર્લગ્ન કરતાં તેમની જ્ઞાતિમાં અને સમાજમાં ભારે ખળભળાટ મચેલ હતો.

આ અંગે મજકુર બાઈના પતિએ, રાજકોટની અદાલતમાં તે પોતાની પત્ની પર ફરિયાદ નોંધાવી હોવાનુ જાણવા મળેલ છે. આ ફરિયાદમાં તેણે જણાવેલ છે કે જો આ પ્રમાણે સ્ત્રીઓ પુનર્લગ્ન કરે તો હિન્દુસમાજની લગ્ન વ્યવસ્થા, વેર વિખેર થઈ જશે. આ ફરિયાદ પરથી રાજકોટમાં તે બાઈ તેમજ તેનાં મદદકર્તાઓની ધરપકડ થયેલ હતી. અને પાછળથી તેમને જામીન પર છુટા કરવામાં આવેલ છે.




## ગોદાવરી નદીનો ચમત્કાર !

વીશ વર્ષનો એક મૂંગો બહેરો અને આંધળો યુવકને એક દિવસે સ્વપ્નામાં એક દેવ જેવા આકારે દેખાવ દીધો અને કહ્યું કે ભદ્રાચલમની ગોદાવરી નદીમાં સ્નાન કરવાથી તારી તમામ શારીરિક ક્ષતિઓ નાબૂત થઇ જશે ભદ્રાચલન હૈદરાબાદની સરહદ પર યાત્રાનુ ધામ છે. સ્વપ્ન પછી આ યુવક તેના વડીલો સાથે તે નદીએ સ્નાન કરવા ગયો. અને સ્નાન કર્યાં પછી તે બહાર આવ્યો ત્યારે તે બોલતો સાભળતો અને દ્રષ્ટિવાળો થઇ ગયો હતો. આ બનાવથી સૌ અજાયબ થઇ ગયા હતા!

## રામ રાખે તેને કોણ ચાખે !

તાજેતરમાં આણંદ તાલુકાના તરણોલ ગામની એક યુવતી ટીબારોડ ગામેથી તેને પિયર જતી હતી. રસ્તામાં સેવાળીયા આગળ તેનો પીત્રાઇ દીયર મળ્યો. તેણે મહોસાગરના પુલ પાસે તે સ્ત્રીના દાગીના કાઢી લઇ તેણીને પુલ પરથી નદીમાં ધક્કો મારી ફેંકી દીધી.

પરંતુ સદ્ભાગ્યે આ બાઇને તરતા આવડતું હોવાથી તથા તેના હાથમાં ખડક આવી જતાં ખડક ઉપર ચઢી ગઇ ગઇ હતી અને સવારે કાંઠે આવી ‘બચાવો બચાવો ’ની બૂમો પાડતાં લોકોએ તેને બચાવી લીધી હતી તેણીએ તેના પિત્રાઇ દીયર સામે પોલીસમાં ફરીયાદ નોધાવી છે.

## દારૂની મોજ ઉડાવતા

આણંદ ખાતે એક ભીલ તેની ૧૬ વર્ષની પત્ની સાથે મજૂરી માટે દાહોદથી આવેલ. રસ્તામા તેને એક બદમાશ મળ્યો તેણે આ ભીલને કામ આપવાની લાલચ આપીને, ખુબ દારૂ પાયો પછી બીજે સ્થળે લઇ ગયો. અને તેની પત્નીને આ બદમાસ ઉપાડી ગયો હોવાનું કહેવાય છે. પેલા દારૂ પીધેલા ભીલની પોલીસ ગીરફતારી કરી, દારૂબંધીના હુકમના ભંગ બદલ કેસ કર્યો આ રીતે દારૂની મોજ ઉડાવતાં બૈરી ગુમાવી ને જેલ મળી !

## હાય મિલ્કત !

બોરસદ ખાતે ત્રણ ભાઇઓનો વડીલો પાર્જીત મિલ્કતનો ઝઘડો પંચને સોંપ્યો હતો. અને જેનો *નિકાલ આવ્યા બાદ મોટાભાઇ પાસે, પંચના નિર્ણય* મૂજબની મિલ્કતની માગણી નાનાભાઇઓએ કરી. પરંતુ તે માગણી અંગે તકરાર થતા નાનાભાઇઓએ મોટાભાઇના માથામા બાવળના ફાંચરથી સખ્ત માર માર્યો તે ઉપરાંત આવી લોહી લુહાણ હાલતમાં આ નાનાભાઇઓએ માનવતા તજી દઇને મોટાભાઇને ભૂખે તરસે ઓરડીમાં ૨૪ કલાક પુરી રાખી પાછળથી દમદમાટી આપી કાઢી મુ'લ છે!

## એક સ્ત્રીને બે પતિઓ !

આપણે સામાન્ય રીતે એક પુરૂષ બે પત્ની હોવાની વાત તેમજ એક બાળકની બે માતાઓ હોવાની વાતો ઘણીવાર સાભળીએ છીએ પણ નડીયાદના પોલિસ સ્ટેશને પાંચ બાળકો, એક સ્ત્રી અને બે પુરૂષોએ એવી ફરિયાદ કરી હતી. પુરૂષો બંને સગાંસગા ભાઇઓ હતા. નાનાભાઇએ કહ્યું કે ‘આ સ્ત્રી મારી છે. અને આ ત્રણ છોકરાં પણ મારા છે. મોટા ભાઇએ કહ્યું કે અસ્રી તો મારી છે અને આ બે છોકરા પણ મારા છે. જ્યારે તે સ્ત્રીએ કહ્યું મારે હવે કોની સાથે જવુ. આ તકરારનો નિકાલ કેમ થાય તે વિષે ફોજદાર પણ દિગ્મુઢ બની ગયા છે.

## પ્રેમી સાથે લગ્ન કરવા ના પાડતાં અગ્નિસ્નાન !

મુંબઇ ખાતેના ચીરા બજારમાં તા. ૨૦ મીએ એક ૧૭ વર્ષની યુવતીએ તેના પિતાએ તેના પ્રેમી સાથે લગ્ન કરવાની ના પાડતાં, તેણે શરીર પર કેરોસીન છાંટી અગ્નિ સ્નાન કરી જીવનનો અંત આણતાં સનસનાટી ફેલાયેલ છે. આ છોકરી એક સાવંત નામના યુવાન સાથે પ્રેમમાં હતી. અને તેની

સાથે લગ્ન કરવા ઇચ્છી હતી, પણ જ્ઞાતિભેદને લઇને તેના પિતાએ આ લગ્ન સામે વાંધો લીધો હતો, તેથી તેણીના હૃદયમાં આઘાત પહોંચતા તેણીએ અગ્નિસ્નાન કરી આત્મહત્યા કરવાનો માર્ગ લીધેલ છે.

**બે માથાવાળું બાળક**

નાગપુર પાસે આવેલ બૈરાગઢ નામના એક ગામમાં એક સ્ત્રીએ બે માથા, ચાર હાથ અને દાંતવાળા એક બાળકને જન્મ આપેલ છે. કુદરતની આ વિચિત્રતા જોવા લોકોનાં ટોળાં ઉભરાતાં હતાં

**પ્રેમમાં વિઘ્ન પડતાં...**

મુંબઇ ખાતે તાજેતરમાં બી. બી. એન્ડ સી આઇ રેલ્વેના બાંદરા અને માહીમ સ્ટેશનો વચ્ચે રેલ્વે લાઇન ઉપરથી એક સ્ત્રી તેમજ પુરુષની લાશ મળી આવેલ. બન્ને જણા કોઇ ટ્રેન હેઠળ કચડાઇને આત્મહત્યા કરેલ હોવાનું કહેવાય છે. આ સ્ત્રીને બાળકો પણ છે. તેઓના પ્રેમમાં કાંઇ વિઘ્ન પડવાથી આપઘાત કરેલ છે.

**મદ્રાસમાં સહશિક્ષણ !**

મદ્રાસ સરકારે એક હુકમ પ્રગટ કરીને, પ્રાથમિકશાળાઓમાં છોકરા-છોકરીઓના રખાતા ભેદભાવ નાબુદ કરી; સહશિક્ષણ દાખલ કરેલ છે. આ ઉપરાંત શિક્ષણની નિમણુકના ભેદભાવ પણ દૂર કરવાનો હુકમ બહાર પાડેલ છે,

+

સુરત ખાતે પંડિત ઓમકાર નાથજી ઠાકુરનાં પ્રમુખપદે ચાલતી સંસ્થા 'શ્રી સંગીત સંસદ'ની કાર્યવાહક સમિતિમાં સ્ત્રી સભ્ય તરીકે ચાલુ વર્ષે સૌ. હસુમતિ દેસાઇને લેવામાં આવ્યાં છે.

ભાવનગર—"એક અજાયબી" "ડોસાનું હિચકારું કૃત્ય" આંબા ચોકમાં એક મુસ્લીમ ડોસાએ એક ૧૪ વર્ષની ગભરૂ બાળાને ફોસલાવી હિચકારું કૃત્ય કરેલ તે પોલીસને જાણ છતાં પોલીસ નિષ્ક્રિય હોવાનું જાણવા આવે છે.

આ યુગમાં પણ પોલીસ પોતાની ફરજ બજાવતાં ક્યારે શિખશે ?

ગોંડળ—"ફાનસ સળગાવતાં બળી મરી" સ્ટેશન પ્લોટમાં એક કણબી જ્ઞાતિની યુવતી ફાનસ સળગાવતાં સાડીનો છેડો સળગી જતાં પોતે સળગી ગએલ પાછળથી તે અવસાન પામ્યાના સમાચાર મળે છે.

આણંદ—"સોળ વર્ષની યુવતીએ કરેલું વિષપાન" આ યુવતીને એક મુસ્લીમ ઉપાડી ગયો હતો. આ અંગે અદાલતમાં કેસ ચાલતો હતો આ દરમ્યાન તેણીએ ઝેર પી આ દુનીયા છોડી દીધી છે.

પાટણ—'હુકમનો ભંગ કરી વૃદ્ધ લગ્ન કર્યાં" પાટણ પાસે ચાણસ્મા તાબાના સરકારપુર ગામના એક પચાસ વર્ષના રબારીએ પોતાની એક પત્ની અને તેના બાળકો હયાત હોવા છતાં પંદર વર્ષની એક બાળા સાથે લગ્ન કર્યાથી ભારે સનસનાટી ફેલાઇ છે. આ અંગે કેસ થવા સંભવ છે.

રાજકોટ—કેવડાવાડીના અંબાજી મંદીર પાસે એક ચારણ બાઇએ ગ્યાસતેલ છાંટી અગ્નિસ્નાન કર્યાના સમાચાર મળે છે કહેવાય છે કે આ બાઇએ "પ્રભુસ્મરણ કરી અગ્નિસ્નાન કરેલું રામનામ રટતાં રટતાં ભસ્મીભૂત થઇ ગઇ."

વડોદરા-પદમાબ્હેન ચંપકલાલ વૈદ્યનું અપહરણ થયેલું અને તેને કારપણના ડોક્ટર કાંતુપ્રસાદ લક્ષ્મીશંકર સાથે પરણાવી દિધેલ. બ્હેન પદમાએ છુટાછેડા માટે માગણી કરી છે. પરણાવી દેનાર ઉપર કેસ થયેથી તેઓના દંડ થયા છે.

મહેમદાવાદ-દયાનાગર વણિક જ્ઞાતિના જયંતિલાલ ચંદુલાલે તેમનાં પત્ની સરોજ સાથેથી છુટા થવા છુટાછેડાની માંગણી કરી છે અને તે મંજુર રખાઇ છે.

ભાત- (અસલાલિ ના પટેલ શંકરભાઇ ઇશ્વર ભાઇએ પોતાની પુત્રીનું કોઇક કારણે ખૂન કરી બાળી દીધી. આ અંગે પોલીસ કેસ થયો હોઇ તપાસ થઇ રહી છે.

અમદાવાદ-ખાડીઆ શ્રી. મહેતાના ઓટલે એક વાઘરણ સુતી હતી તેની છેડતી કરવા બદલ એક પોલીસ કોન્સ્ટેબલ સસ્પેન્ડ થયો છે. આ અંગે કેસ દાખલ થયો છે. વધુ તપાસ ચાલે છે.



# ગ્રામ્યલક્ષ્મી

ગ્રામ્યલક્ષ્મી ક્યાં ગઈ વીરાઓ ગોતો ગૌરવવંતી,
ગ્રામ્યકુંજ કરમાતી આજે કુસુમલ સૌરભવંતી,
નગ વનને સરિતાનાં જોબન, સઘળે આવી ઓટ,
લીલુડાં ખેતરની કુંજે આજ ઊડે છે ખોટ,
ગ્રામ્યલક્ષ્મી-૦

ગોરી ગાવલડીને બેસો, આજ રહી રહે સાદ
ગ્રામ્યલક્ષ્મી મા દેખીને એ આજ વીરા, રિસાઇ
ગ્રામ્યલક્ષ્મી-૦

ઘી દૂધને ગોરસ લૂંટાતાં, જાય નગરની વાટે
ઘમર વલોણાં ગાજે ક્યાંથી ? કહેતાં છાતી ફાટે.
ગ્રામ્યલક્ષ્મી-૦

નવ જોબન નર ને નારીનું આજ રહ્યું પિસાઈ,
દુકાળ, દેવાં ને હળહળની આગ રહી ફેલાઈ
ગ્રામ્યલક્ષ્મી-૦

ખાવા પૂરું ધાન્ય મળેના, લાજ ઢાંકવા લૂગડાં,
રોગ દોગ રિબાવે એવું, કેમ કહું એ દુખડાં ?
ગ્રામ્યલક્ષ્મી-૦

મોર અને કોયલને કાજે આજ રહીના કુંજો,
ગ્રામ્યજીવનના કોકડિયામાં આજ પડી છે ગૂંચો.
ગ્રામ્યલક્ષ્મી-૦

ઝાડ રહ્યાં ના પાન રહ્યાં ના; નદી નીર સુકાણાં,
ધરતીનાં રસકસ સૌ ચાલ્યા, ગાઉં છું દુઃખ ગાણાં
ગ્રામ્યલક્ષ્મી-૦

કુદરત રૂઠી, ધણીય રૂઠ્યો; રૂઠ્યા છે સૌ લોક,
ગરીબ બિચારાં ગામડિયાંની કોણ સુણે પોક
ગ્રામ્યલક્ષ્મી-૦

ગ્રામ્યલક્ષ્મી મા કહે રિસાણી ? નગરે શું ગઇ ચાલી ? ૦
હાય, પડયાં છે આજ ગામડાં પ્રાણ વિના સૌ ખાલી
ગ્રામ્યલક્ષ્મી-૦

જેઠાલાલ ત્રિવેદી (બી. એ.)

# બહાદુર કન્યા.

લેખક: રા. ધીરસિંહ વ્હોરાભાઇ ગોહેલ

ભંડારીયા ગામમાં કાઠી સમૂહ દ્રષ્ટે પડે છે. આવા નાના ગામમાં આટલો બધો સમૂહ એકઠો થવાથી મેદની માફક લાગે છે. જ્યાં જોઇએ ત્યાં કાઠી ડાયરોજ દ્રષ્ટે પડે છે. પ્રાતઃકાળનો સમય છે, સૂર્યભગવાન જગતને અજવાળવા ઉદયાગઢ પર આરૂઢ થયા છે. આ વખતે વિશાળ મકાનમાં બધા કાઠી ડાયરો કરીને બેઠા છે. ખરલોના ખખડાટો થાય છે અને કસુંબાની ગરણીઓ ટપકે છે. એક બાજુ એકબીજાને વધારે પાવાની ચડસા ચડસી ચાલે છે.

"હા, બા, ' નો નાયરો એટલે કહેવું શું! 'મારા સમ, તમારા સમ' ની તો પરંપરા ચાલે અને ખોબે ને ધોબે પીવામાં આવે

શેરડા (ભમોદરા પાસે) ગામનો આહીર દેવાયત નામનો હતો તે શૂરવીર મનાતો હતો. લુંટફાટ માટે ટોળી બાંધી પ્રજાને રંજાડવામાં બાકી રાખતો નહિ. હથીઆરબંધ ટોળી સાથે ગામ લુંટતો અને રસ્તે જનારને પણ સલામતી ભરેલું જણાતું નહિ.

ગુજરાત તરફ લૂંટ કરી પોતાની ટોળી સાથે ભંડારીયાને પાર થઈ નિકળ્યો. ગામની બહાર પણ કાઠીઓનો અવર જવર થતો હતો. આ જોઈ દેવાયતને કુતુહલ થયું કે આ ગામમાં શું છે કે આટલા બધા કાઠીઓ ભેગા થયા હશે? આ શંકા પ્રબળ થવાથી એક માણસને પાસે બોલાવી પૂછતાં જણાયું કે ગઢેરાનું કારજ છે અને તેથી જ કાઠી સમૂહ એકઠો થયો છે.

પોતાની સાથે ફરનાર માણસના અવસાનના ખબર મળ્યા. હવે પાદર થઈને જવાય નહિ. રીતિ પ્રમાણે લોકાચાર કરવો જ જોઇએ આમ વિચારી પોતાના સાથીઓ સાથે ગામમાં લૌકિક કરતો આવ્યો.

કાઠી ડાયરાને જણાયું કે 'આ તો દેવાયત' આવે છે. આ વાત સાંભળતાં કાઠી ડાયરો ઉભો થયો. "ઓ...હો...હો આતા દેવાયત! તમે ક્યાંથી?" આવા દરેકના મુખમાંથી પ્રશ્નો થવા લાગ્યા. અને હૃદયાલિંગન કરી બધાની વચ્ચે બેઠક આપી. બધા આસપાસ વિંટાઇ બેઠા.

"આતા દેવાયતને ઉતાર આવ્યા હશે માટે જલદી કસુંબો આપો." એક કાઠીએ કહ્યું "હા, હા, તેમને 'સાડીકો' લાગ્યો હશે. માટે જરા વધારે આપો." બીજાએ આગ્રહ કર્યો. "આતા! આ વખતે ક્યાં ગયા હતા? ફેરો ફાવ્યા કે નહિ?" આવી પ્રશ્ન પરંપરાથી દેવાયત પ્રત્યે પ્રેમ હોય તેમ બતાવવા લાગ્યા.

દેવાયત શરીરે મજબુત અને કદાવર હતો. શરીર ગૌર વર્ણનો હોવાની સાથે સુદ્દઢ બાંધાનો હતો. તેના નેત્રો મોટાં અને તીક્ષ્ણ દ્રષ્ટિવાળાં હતાં. તેના ગોળ મુખ ઉપર ભરાવદાર દાઢી હોવાથી ચ્હેરો કરડો લાગતો હતો. દેવાયત બહાદૂર હોવાથી તેને છેડવાનું કોઈ પસંદ કરતું નહિ. બધા ખુશામત જ કરતા.

૨

દેવાયત કસુંબો પી હાથમાં હોકો લઇ ખોંખારો કરી આસપાસ જોવા લાગ્યો. તેની ચકોર આંખ બધા ઉપર ફરી વળી. કોના પાસે કઇ વસ્તુ સારી છે? તે જોઇ લીધું. પછી એક એકને ઉદ્દેશી તેની પાસેની ચીજનાં વખાણ કરવા લાગ્યો.

"દેવાયત આતો તે કાંઈ જેવી તેવી વાત કહેવાય! એ તો માણાં જેવડું મોતી. તેને જે ચીજ જોઇએ તે આપણે ન જોઇએ." આમ કહી "લ્યા

આતા ! હું નગર ગયો હતો ત્યાંથી આ ધાંસીઓ તમારા માટે લાવ્યો છું."

કોઇ તો વળી "લ્યો બા ! ! આ ભાલો લાકીનો છે. આ પોટલીયો સારો છે."

આવી રીતે જેની પાસે જે વસ્તુ સારી દેખે તેના વખાણ કરે અને સામો માણસ તેને આગ્રહ કરીને આપી દીએ. આમ બધા પાસેથી સારી સારી ચીજો એકઠી કરી પોતાનો મનમાં ફુલાવા લાગ્યો

આ રીતે કાઠી દાયરો એક આહીરની આટલી બધી ખુશામત કરે છે. બધા તેનાથી દબાઇ ગયા છે. આમ થોડે દૂર બેઠેલો પાદરગઢનો લાખો વાળો વિચાર કરતો હતો અને ચીડાતો હતો

બધા ખુસ્તુમાં વાતો કરતા હતા. લાખો વાળો કાંઇ પણ બોલતો નહિ. તેના મુખ ઉપર ક્રોધની રેખાઓ તરી આવતી હતી. નેત્રના ખુણાઓ પણ લાલ થયા હતા. તેના હૃદયમાં ઉછળતા વિચારો મુખ ઉપરના ફેરફારથી જણાઇ આવતા હતા.

"કેમ લાખાવાળા ! તમે તો કાંઇ બોલતા પણ નથી ?" દેવાયતે બોખારો ખાઇ પ્રશ્ન કર્યો.

"હુ જોઉં છું કે આ બધા ખુશામતીઆ ભેગા થયા છે." લાખાએ કટાક્ષ કર્યો

"આ બધા ખુશામતીયા ત્યારે તમે તો સાચું જ કહેવાવાળા હશો ?" દેવાયતે મર્મ કર્યો.

"હા, બા, અમે આવું સાંખી શકીએ નહિ અમે કોઇની 'હાં' માં હા ભણીએ નહિ. આટલા બધા કાઠી ભેગા થયા છે. પણ કેટલી બધી ખુશામત કરે છે ? શું દેવાયતનો ભાલો વાગે છે અને બીજાનો પાછો પડે છે ?" લાખાએ પોતાનો રોષ દર્શાવતા કહ્યું.

"કેમ બા, કાંઇ વધારે બોલો છો ? હજી દેવાયતના હાથ જોયા નથી. ત્યાં સુધી બધુ બોલાય છે." દેવાયતે ધમકી આપી.

"દેવાયત ! તું આવડો બધો બકે છે શા માટે ? તારૂં પરાક્રમ હું જાણું છું. તે ઘણાને તારા હાથ બતાવ્યા છે ખરા. પણ આ તો "મર્દાસુધા મામલા છે,' આટલા દિવસ તેં પરાક્રમ કરી બતાવ્યું છે તે કાયર પુરૂષો અને બિચારા રાંક ઉપર જ. તારૂં કામ લુંટ કરવાનું છે, તરવાર પકડવાનું નહિ." લાખાએ વાતને વધારવાના ઉદેશથી કહ્યું.

"ખરૂં છે લાખા ! જ્યાં સુધી તને મારા હાથ બતાવ્યા નથી ત્યાં સુધી તને એમ જ લાગે. તારૂં પાદરગઢ પાદર થઇ જશે. દેવાયતના ઘોડા ધમસાણ મચાવશે અને લાખો સતાઇ ભોંયરામાં ભરાશે ત્યારે દેવાયત કોણ છે ? તેની કિંમત અંકાશે." દેવાયતે ભવિષ્યમાં પોતે શું કરશે તેનું સૂચન કર્યું.

દેવાયત અને લાખો બંને પરાક્રમશાળી હતા, બંને સમાન વયના હતા. બંનેની છાપ એક બીજા ઉપર સરખી હતી અને બંને પ્રત્યે બીજાઓનું સરખું જ માન હતું.

છાશુ–શિરામણી–નો સમય થઇ ગયો છે, કસુંબા પીવાઇ રહ્યા છે. માણસો આવીને 'છાશું પીવા પધારો' તેમ કહી રહ્યા છે, પણ આ બંને વાદ કરતા હોવાથી વચમાં તેને અટકાવી શકે તેવી શક્તિવાળો કોઇ ન હોવાથી ઉલટા ચિંતામગ્ન થવા લાગ્યા કે આ બંને વ્યક્તિઓ આનંદમાં ખલલ પાડી લોહીની ધારા ચલાવશે.

લાખાવાળાને કામનું બહાનું કાઢી જુદો બોલાવ્યો. દેવાયતને છાશ પીવાનું કહી જૂદો પાડયો. આવી રીતે હાલ તુરત વગેરે રક્ત પાત બચાવ્યો, પણ બંનેના હૃદયમાં તો વૈરાગ્નિ ભભુકતો જ રહ્યો.

દેવાયત જવા તૈયાર થયો ઘોડેસ્વાર થઈ જ્યાં લાખો હતો ત્યાં આવ્યો, અને બોલ્યો કે "લાખા ! અત્યારે તો આ બધાની સામે હું કાંઇ બોલતો નથી. પણ તને કહું છું કે તારૂં ગામ ન્હાનું છે, માણસો થોડા છે, માટે માણસો એકઠાં કર, તારાથી બની શકે તેટલો તારો બચાવ કરવા તૈયારી કર. હું આજથી છ મહીને–બરોબર છ મહીને–આવીશ અને તારૂં જ ઘર લુંટીશ."

"દેવાયત ! જો તું ખરો આહીર હો તો જરૂર

આવજે. મારાથી બનશે તેટલી તારી ખરદાસ આ તરવારથી કરીશ." લાખાએ દઢતા બતાવી અને આમંત્રણ કર્યું.

દેવાયત ચાલતો થયો. બધા કાઠીઓને લાગ્યું કે આ ખોટું થયું છે. દેવાયત લીધી વાત મુકે તેવો નથી, તેમ લાખો આપો પણ પાછો ખમે તેમ નથી, આમાંથી બંનેની ખુવારી થશે જોઈએ છીએ કે શુ થાય છે?

૩

દિવસો ઉપર દિવસો જવા લાગ્યા લાખો ચાળો પોતાનું ઘર છોડીને ક્યાંઇ જતો ન હતો, છ મહીનાનો વાયદો પૂરો થયો. હજી દેવાયત આવ્યો નહિ તેમ લાખો હવે રાહ જોવા લાગ્યો.

એક દિવસ ગરમલીથી તેના ભાઇનો દીકરો આવ્યો અને બોલ્યો કે "કાકા! અમારા બને ભાઇઓને તકરાર થઇ છે માટે તમે આવીને અમારો મઝીઆરો વ્હેંચી આપો. હવે ભેગું ચાલશે નહિ. હું તેડવા જ આવ્યો છું."

"ભાઇ! તમે થોડા દિવસ ખમો. દેવાયતનો વાયદો પુરો થયો છે. હું ત્યાં આવું અને દેવાયત આવે તો ઇજ્જત જાય. દેવાયત આવી ગયા પછી આવીશ."

"કાકા! તમને તેડયા વિના તો જઇશ જ નહિ, ગરમલી ક્યાં અહીંથી દૂર છે? તમે રાત ન રહી શકો તો સાંજે પાછા આવજો" ભત્રિજા એ-ભલે આગ્રહ કર્યો.

લાખો મનમાં વિચારવા લાગ્યો, અત્યારે જાઉં, સાંજે પાછો આવીશ, બંનેને ઠપકો દઇ સમજાવીશ. આમ વિચારી થોડા કોળીઓ ઝૂંપડામાં હતા તેને એકઠા કરી ગામમા રહેવા કહ્યું અને કદાચ દેવાયત આવે તો મને ખબર આપજો તેમ સૂચના દીધી, લાખો ભત્રીજાની સાથે જવા રવાના થયો.

લાખાને સંતાનમાં ફક્ત સોળ વર્ષની ઉંમરની અમરીબાઇ નામની પુત્રી જ હતી, તે હજી સુધી અવિવાહિત હતી, પોતે ઘરભંગ થયો હોવાથી પ્રાઢ વયે લગ્ન કરવું હાસ્યાસ્પદ ગણાય તેથી અમરીબાઇને લાયક વર શોધી ઘર જમાઈ રાખવો. એટલે દીકરીને બદલે દીકરો લેવો અને તેને પોતાનો ગીરાસ આપી વારસદાર ઠરાવવો આવા હેતુથી અને યોગ્ય વયે લગ્ન કરવાનો રીવાજ હોવાથી નિર્લગ્ન જ રાખી હતી.

અમરીબાઇ સૌન્દર્યયુકત હતી તેની સાથે વિવેકી અને વીરતાવાળી હતી, તેના સારા ગુણોનું લાખાને ભાન હતું, આ પુત્રી એકલી ઘેર હશે અને દેવાયત આવશે તો શું થશે તે ચિંતા હતી, પણ તે સાથે દેવાયત હીચકારો નથી, તે સ્ત્રીઓ અને ગરીબોને લૂટતો નથી તેથી અમરીબાઇને લુંટશે તો નહિ જ.

લાખો ગરમલીએ ગયો. પોતાના ભત્રીજાને બોલાવી ઠપકો દઇ સમજાવ્યા, નીરાંતના વખતે આવી વહેંચી દેશે. ત્યાં સુધી કોઇએ તકરાર કરવી નહિ. સંપીને રહેવું, આવી રીતે બોધ આપી સમજાવ્યા. ભત્રિજા પણ સમજુ હતા તેથી પોતાના કાકાના ઉપદેશને માન આપી સલાહ પ્રમાણે વર્તવા વચન આપ્યું અને સાંજ સુધી રોકાયો.

૪

લાખો ગરમલી પહોંચ્યો હશે અને થોડોક વખત ગયો હશે ત્યાં દેવાયત પાદરગઢ આવ્યો. પોતાની સાથે પચાસ ઘોડેસ્વાર હતા તેઓને સમજાવ્યા કે ગામમાં કોઇનું ઘર લુંટવાનું નથી. ફકત લાખાનું જ ઘર લુટવાનું છે. લાખો સાધારણ માણસ નથી, આ તો સિંહના બોખરામાં હાથ નાખવા જેવું છે. માટે સાવચેત રહેશો.

પાદરગઢ નાનું ગામ હોવાથી અને લાખો ઘેર ન હોવાથી ઝાઝ સામે થાય તેમ હતું નહિ તેથી નિચિંત ગામમાં આવ્યા; લાખાને ઘેર આવીને દેવાયત બોલ્યા કેઃ—

"લાખા! બહાર નિકળ! તારૂં મરદપણું આજે જોવા આવ્યો છું. આજે તું અને હું એમાંથી એક ન હોઈ એ."

લાખો ઘેરે હતો નહિ. કોઇએ જવાબ આપ્યો નહિ તેથી વળી બોલ્યો કે–"મરદ થઈને ઘરમાં શું સંતાયો છે? આવો તું બાયલો હઇશ તેમ ખબર હોત તો તારા સાથે વાદ વદત નહિ"

લાખાની પુત્રી અમરીબાઇ ઓરડાની બહાર આવીને બોલી કે: "કાકા! મારા પિતા બીકણ નથી કે ઘરમાં ભરાઈ ગયા હોય, પણ એ તો ગરમલીએ ગયા છે."

આમ વાતચિત કરે છે ત્યાં લાખાએ પાળેલ વછેરે 'હાવળ' કરી એટલે વછેરા સામું દેવાયતે જોયું, વછેરો રૂપાળો અને 'દેવમણી' ની જાતના જેવો લાગવાથી દેવાયત લોભાયો, પોતે ચડયો હતો તે ઘોડાથી નીચે ઉતર્યો, ચાર ઓરડાની ઉંચા પડથારની ઓસરી હતી તેને અડેલીને ભાલો મુકયો. અને ઘોડાની પછાડી છોડવા લાગ્યો.

વછેરો અજાણ્યા માણસને જોઇ ઉધમાટ કરવા લાગ્યો, દેવાયત પછાડી છોડવાનો પ્રયાસ કરવા લાગ્યો. આ બધું જોઇ અમરીબાઈને શૂર. ચડયું. દેવાયતનો ભાલો ઓસરી કોરે હતો તે લીધો અને દેવાયત પછાડી છોડવા પ્રયાસ કરતો હતો તેના સ્કંધમા એવા જોરથી માર્યો કે આગળ કંઠમાં એક હાથ જેટલો બહાર નિકળ્યો.

પોતાને અણચિંતવ્યો ઘા પડવાથી દેવાયત ઉભો થયો ત્યાં અમરીબાઈને જોઇ એટલે તેની પાછળ પડયો. અમરીબાઈ ઓસરીનાં પગથીઆં ચડી ત્યાં દેવાયત પણ પાછળ ગયો અને પકડવા દોડયો પણ આંખે તમ્મર આવવાથી જમીન પર પટકાઈ પડયો. પીંડ ઉપર ઢાલ બાંધી હતી અને ચતોપાટ પડેલ હતો તેથી તુરત ઉભો થઈ શકયો નહિ. અમરીબાઇ ચપળ હતી તેથી 'ઘોડલે' તરવાર હતી તે લઇ દેવાયતના ધડથી માથું જૂદું કર્યું અને ધડ તથા મસ્તકને ઓસરીના ભંડારમાં સંતાડી દેવાયતના ઘોડાના તરંગમાં ઝાટકો માર્યો એટલે ઘોડો ગામ બહાર નહાસી ગયો.

અમરીબાઇએ પોતાના મકાનની પછવાડે જઈ એક કોળીને કહ્યું કે તું 'સાદી' પાસે જઈને સાદ પાડ કે 'લાખો આવ્યો અને દેવાયત ભાગ્યો.' આવી રીતે કહેવાથી તુરત જ સાદ પડાવ્યો એટલે દેવાયતના માણસો જૂદે જૂદે સ્થળે ગોઠવાયા હતા તે નહાસવા લાગ્યા. નહાસવાનો એક જ રસ્તો હતો. બધાને લાખાની ડેલી પાસે થઈ નિકળવું પડતું તેથી અમરીબાઇ નહાસતા ઘોડાના તરંગમાં ઝાટકો મારતી. આમ બધા નહાસી છુટયા. લાખાને આ સમાચાર પહોંચ્યા કે ત્વરાથી આવ્યો પણ કોઇ હતું નહિ. અમરીબાઇને સમાચાર પુછ્યા ત્યારે કહ્યું કે 'આપા! એને તો મેં માર્યો છે.' તેના ઉત્તરમાં લાખાએ માથું ધૂણાવ્યું. દેવાયત મરે તેમ નથી. તેણે કહ્યું એટલે ધડ માથુ બતાવ્યું. અને જે રીતે માર્યો તે વાત કહી. એટલે લાખો બોલ્યો કે "ગમે તેવો તો પણ આહીરયે! પછાડી કાપી નાખી હોત તો કયાં એને નુકશાન હતું!" પોતાની પુત્રીનાં પરાક્રમ અને પોતાની ઈજ્જત રાખી તેના માટે વખાણ કર્યાં.

સૌરાષ્ટ્રધરાને શોભાવનાર આવી બહાદુર બાળાને ધન્ય છે.

☆

# કેળવણીનો આદર્શ

: લેખક :
રમણલાલ જે. જોષી

કેળવણીની ઘણા માણસોએ અનેક વ્યાખ્યાઓ આપી છે-તે ભિન્ન ભિન્ન વ્યક્તિઓમાંથી એક સર્વ સામાન્ય સૂત્ર એ કાઢી શકાય કે કેળવણી એ માણસનું સર્વતોમુખ વિકાસ કરનારૂં સાધન છે. તેથી આગળ વધી એમ પણ કહી શકાય કે કેળવણી પાત્ર છે તેનો વિકાસ કરીને જ અટકી જતી નથી. પણ રૂપાંતરને પરિવર્તનનું કાર્ય પણ કરે છે. કેળવણી વ્યક્તિના સમસ્ત સત્વનો વિકાસ કરીને તેને તેજસ્વી, વિક્રમશીલ ને સુજ્ઞ બનાવે છે.

આ રીતે આજની હાઇસ્કૂલ-કૉલેજની કેળવણી અપાતી હોત તો આપણે ક્યારનાય સ્વરાજ્યને સુરાજ્ય પામ્યા હોત ! પરંતુ વાસ્તવમાં આજની કેળવણીએ સુધારવા કરતાં બગાડવાનું કામ હાથમાં લીધું હોઇ આપણે, થોડાક અપવાદ સિવાય અધોગતિને પામ્યા છીએ. કારણ ? આજની કેળવણીએ મેકૉલેના એ સ્વપ્નનો પરિપાક છે-એક તો હિંદુઓના આચાર વિચારમાં એટલું જબરદસ્ત પરિવર્તન કરવું કે તેઓ જન્મે હિંદુ હોવા છતાં ધર્મે અંગ્રેજ બની જાય અને બીજું, કેળવણીના કારખાનામાંથી દર વર્ષે કારકુનોનો ઢગલાબંધ માલ ઉતારે જેવો બને. એટલે શાહીવાદનો પાયો ધ્રુવ. આ બન્ને હેતુઓ પાર પાડવા આજની કેળવણી અસ્તિત્વમાં આવી છે. છતાં પ્રભુ કૃપાએ આ કુધ્યેયલક્ષી કેળવણીનું પહેલું ધ્યેય સંપૂર્ણપણે પાર પડ્યું નથી. ખુદ ગાંધીજી જેવાએ લીધી આજની કેળવણી, ને તેના જબરદસ્ત વિરોધી બની નવી રાષ્ટ્રીય કેળવણીનું શાસ્ત્ર પણ તેમણે જ રચ્યું ! આ તો એક ઉદાહરણ રૂપે, બાકી ઘણા માણસોએ-આજની કેળવણી લીધેલી હોવા છતાં ય-સુભાગ્યે પોતાનું સ્વત્વ જાળવી રાખી વિકાસ સાધ્યો છે. ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કર્યા પછી તો ઘણા સ્વરાજ્ય સૈનિકો ઘડાયા છે ને તેમણે જે કામ આપ્યું છે તે જોતાં સાચી કેળવણી કેટલું જબરદસ્ત કાર્ય કરી શકે છે તેનું દૃષ્ટાંત પ્રાપ્ત થાય છે. આવું બીજું કાર્ય સ્વ. ટાગોરે શાન્તિ નિકેતન દ્વારા કર્યું છે. અનેકાનેક ગૌણ સંસ્થાઓને બાદ કરતાં આ બન્ને સંસ્થાઓએ સાચી કેળવણીના નિર્જન અરણ્યમાં પણ નવપલ્લવિત વૃક્ષો ઉગાડયાં છે ને તેનાં ફળો આપણે સૌએ સહર્ષ ખાધાં છે.

પ્રાચીન કાળમાં કેળવણીકારનું મહત્ત્વ ને કર્તવ્ય વિશેષ હતું. કેળવણી પ્રત્યે સમાજના બધા વર્ગો માનની લાગણીથી જોતાં. સાચી રીતે તો તે સમયમાં કેળવણીકારો-ઋષિજનો એજ ખરા રાજાઓ હતા. રાજા તેમને પૂછીને જ વાત કરતા. રાજા પ્રજા ઉભયના એ હિતચિંતક હતા. વિદ્યાર્થીને ગુરુનો સંબંધ પણ હૃદયની ભૂમિકા પર રચાયેલો હોઈ મંગલ મધુર હતો. ભણી રહ્યા પછી "આપણે બે સાથે ભણ્યા તને સાંભરે રે" જ્યાં સંભારણાનું સ્મરણ એ વિદ્યાર્થી જીવનનો લ્હાવો હતો. અત્યારે જેમ કેળવણી શરીરની મનની-બુદ્ધિની વ. ના ભેદ પાડવામાં આવે છે એવું તે કાળે નહોતું. એ વખતની પ્રથા એટલી સુંદર હતી કે ઉપરના ભેદ એમાં ઉપસ્થિત થતા નહોતા ને એક સર્વાંગ સુંદર સમગ્ર "કેળવણી"માં જ બધું સમાઈ જતું. આ વખતનો સમાજ પણ સુખી હતો. અત્યારના માણસોની જેમ આચાર વિચારમાં વિભિન્નતા જવલ્લેજ જોવા મળતી. તે સમયના લોકોનાં જીવનમાં વિસંવાદિતા ઓછી જણાતી. આ બધાંનું કારણ કેળવણી હતું. કેળવણીના જેટલું પ્રબળ સાધન એકકે નથી કેળવણી સંસ્કૃત, ચારિત્ર્યવાન ને તેજસ્વી પ્રજા ઘડે છે. જે સમાજ આવા વ્યક્તિ એકમોનો બનેલો હોય તે નાના પ્રકારનાં દુઃખનો ભોગ શી રીતે થઇ પડે !

અત્યારે શરીર મન ને બુદ્ધિની કેળવણીના ભેદ

પાડવામાં આવે છે તે અનિષ્ટ છે. કેળવણી આખા વ્યક્તિત્વને ઘડે છે. એમાં શરીર-મન ને બુદ્ધિના વિકાસના નોખા વિચારને અવકાશ નથી. જ્યાં સમસ્ત વ્યક્તિત્વનો વિકાસ થતો હોય ત્યાં આવા ભેદો અસ્થાને છે. તેજ પ્રમાણે કેટલાક તરફથી સાહિત્ય પ્રધાન કેળવણીનો પુરસ્કાર થાય છે તે પણ તેટલું જ અનિચ્છનીય છે. સાહિત્ય પ્રધાન કેળવણી બહુ બહુ તો બુદ્ધિના રાક્ષસો પેદા કરશે પણ એથી જીવનમાં તેજ આવશે કે? આપણે તો સર્વાંગ સુંદર જીવન ઘડતર કરવું છે. વ્યક્તિત્વનો સોળે કળાએ વિકાસ કરવો છે. માનવને દેવમાનવ બનાવવો છે-માનવતાનો પરિમલ પથરાવવો છે. ત્યાં એકલી સાહિત્ય પ્રધાન કેળવણીથી કેમ ચાલશે? 'માણસ' શબ્દનું ઉચ્ચારણ થતાં આપણને તેના અવયવો કે ઇન્દ્રિયોનો વિચાર થતો નથી; "માણસ" એટલે એક અખંડ વ્યક્તિત્વ એવો ખ્યાલ સહજ ઉત્પન્ન થાય છે. આપણે કેળવણી દ્વારા જેનો વિકાસ કરવાનો છે તે આ અખંડનો કરવાનો છે ને તે અખંડને અ-ખંડ રાખ્યા સિવાય ન જ થઇ શકે તે સમજાવવા દલીલોની અનાવશ્યકતા હરકોઇ વિચારશીલ માણસને જણાશે.

શિક્ષક પોતાના આચરણ દ્વારા શીખવે તેજ ઇષ્ટ-*ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં*. સમષ્ટિ એ વ્યષ્ટિનું વિરાટ સ્વરૂપ છે. વ્યષ્ટિનો વિકાસ એટલે સમષ્ટિનું કલ્યાણ. માનવ સ્વભાવ અનુકરણિયો છે. એટલે એક વ્યક્તિ પોતાનું જીવન સુંદર રીતે જીવે તો એથી ઘણા માણસોને તે સુધારી શકે છે. આમાં સ્વાર્થ સાથે પરમાર્થ સહજ જ થઇ જાય છે. એમાંય કેળવણીકાર ચારિત્ર્યમાં નિકૃષ્ટ કોટિનો હોય તો સમાજનું સત્યાનાશ વળી જાય છે. એવું શીલ-શૈથિલ્ય જરાય સાંખી લેવાય નહિ. ઉત્કૃષ્ટ, ચારિત્ર્યવાન ને ભવ્ય જીવન જીવતો માણસ જ શિક્ષણના કાર્ય માટે લાયક છે. આ ક્ષેત્રમાં કામ કરનાર માણસે તેને આજીવિકાના સાધન તરીકે માનવું જોઈએ નહિ. કેળવણીને પોતાના જીવનનું મિશન સમજીને તેમાં કામ કરવું જોઇએ. જેને કંઇ કહેવાનું નથી, જેને કંઇ ઉત્કટ કર્તવ્ય બુદ્ધિ નથી, સમાજના શુભ વિષેની જેની ઝંખના નથી એવા, વ્યવહાર જગતની ઘરેડમાં ખપેલા માણસે, કેળવણીના ક્ષેત્રમાંથી ખસી જવું જોઇએ. જેને કંઇક સામાજીક 'પરિસ્થિતિનું' જ્ઞાન છે, જેને જીવનની કલાને તત્ત્વજ્ઞાન સમજાયાં છે, જેને સેવા કરવાની અભિલાષા એવા પ્રાણવાન માણસોએ જ કેળવણીનું સુકાન હાથ ધરવું ઘટે છે.

વિદ્યાર્થીમાં પણ જવાબદારી ને કર્તવ્યનું ભાન હોવું જોઇએ. "જ્ઞાનના જેવી પવિત્ર વસ્તુ બીજી એકે નથી." એ એને સમજાવવા જવું ન પડે. એનામાં એકલવ્યની ગુરૂભક્તિ, કૃષ્ણની વિનમ્રતા ને વિવેકાનંદની જિજ્ઞાસાવૃત્તિ હોવાં જોઈએ. આવા ચારિત્ર્યવાન વિદ્યાર્થીને બ્રહ્મનિષ્ટ ગુરૂ જે કેળવણી આપે તે જ જ્ઞાન-ખરી કેળવણી.

હવે હિંદુસ્તાનમાં સ્વાતંત્ર્યનો પવન ફૂંકાઇ રહ્યો છે. પહેલાં આપણે આપણી અશક્તિનો દોષ અંગ્રેજોને માથે નાંખી છટકી જતા હતા. પરંતુ હવે તેમ થઇ શકે તેમ નથી. આપણી રાષ્ટ્રીય સરકારનું આ પ્રત્યે જરાય દુર્લક્ષ ન હોય એમાં શંકાને સ્થાન જ નથી પરંતુ આ બધું અમલમાં લાવવાનો એને સમયજ સાંપડ્યો નથી. પ્રભુ કૃપાએ તે સમય વધારે નજીક આવે. અને આપણે તેમાં સંપૂર્ણ સહકાર આપી જગ સમક્ષ એક ઉત્કૃષ્ટ તેજસ્વી ને ભવ્ય પ્રજા તરીકેના આપણા સ્થાનને પામીએ.



# સોનલ

લેખકઃ - શ્રી. હિંમતલાલ ઉમિયાશંકર દવે

(૧)

"પણ સોનલ, હું તને કોઈ દિ' નહિ ભૂલું હોં!"

અતિ લાગણી ભર્યાં વીરમના એ શબ્દોમાં અંતરનો ઉમળકો અને શુદ્ધ પ્રેમનો તલસાટ હતો.

દૂર દૂર ક્ષિતિજ તરફથી અંધકારના ઓળા ઉતરતા હતા. લીલીના ઘેરની વનરાજિ સાંજને વખતે કોઈ નવું જ રૂપ ધારણ કરતી હતી ચારે બાજુ નાના મોટા વૃક્ષો એકજ સમૂહમાં દષ્ટિગોચર થતાં કળિયુગનો સંઘ શક્તિનો ઉપદેશ જાણે ઝીલી લીધો ન હોય એવું વાતાવરણ જોવામાં આવતું હતું. એવા નાવેરના રમ્ય પ્રદેશમા સોનલ અને વીરમની જોડી નિસર્ગ દેવીનો ખોળો ખૂંદતાં હતાં. વીરમ એ ઝાલાવાડ તરફનો ભરવાડનો લાડકો છોકરો હતો. તે સુકા પ્રદેશમાં વરસાદ વરસ્યો ન હતો એટલે તેના માબાપ સાથે એ પોતાનું પશુધન લઈ અને નાવેરના ગિર પ્રદેશમાં ઉનાળો ગાળવા આવ્યા હતા. વીરમને હજુ મૂછનો દોરો ફૂટતો હતો. સોપંડી શરીરમા યુવાનીનો થનગનાટ અને લાગણીનો અદૃશ્ય પ્રવાહ વહેતો હતો.

સોનલ હતી ગીર પ્રદેશના માલધારી એકમલની પુત્રી એની કંચનવરણી કાયા હતીપિતા તરફનું સૌંદર્ય અને માતા તરફનું પ્રેમ ઝરણું તેના જીવનમાં નુતન પ્રાણ પૂરતું હતું.

દરરોજ સવારે સોનલ પોતાની મદઝરતી ભેંસો લઈ તેને ચારો ચરાવવા નીકળતી હતી, એ ગિરનો પ્રદેશ બિહામણો લાગે પણ સોનલ તો તેના ધાવણ ધાવીને ઉછરેલી હતી, ગિરના સિંહ તો તેના સાથ જેવા બન્યા હતા; કારણ કે સોનલની હાકથી તો ગિરના સિંહ પોતાની ડણક પાછી ખેંચતા. એવું સોનલના અવાજમાં બળ હતું.

એક દિવસ બરાબર સવારના સાત વાગવાનો સમય છે. એ વખતે વીરમ પણ પોતાની ગાયો અને ભેંસો લઈ વગડામાં ચારવા જતો હતો. આ વીરમ એટલે નિર્દોષતાની મનોહર મૂર્તિ. તેના મોં ઉપર નિખાલસતાનું તેજ હતું. એવામાં દૂરથી ઝંકાર કરતી અને ટોકરીના રણકાર કરતી બે ભેંસો આવતી હતી. એ શ્યામ વાદળ જેવી ભેંસો વચ્ચે ડોકિયાં કરતી સંધ્યા જેવી એક કંચનવરણી યુવતી આવતી હતી. ભોળો વીરમ તો આ ફૂલ જેવી સોનલ તરફ જોઈ રહ્યો.

બસ ઓળે આંખને જોઈ લીધું. બંનેના ભોળા દિલમાં આજે પ્રથમ જ કોઈ એકદમ પ્રવાહ વહેવા લાગ્યો પણ આ બધી ક્રિયા મૌનમાં પરિણમતી હતી, એ પ્રમાણે વીરમે અને સોનલે આખો ઉનાળો પૂરો ગાળ્યો અને હવે ચોમાસાના દિવસો શરૂ થતા હતા. અને વીરમને જ્યારે પોતાના દેસમાં જવાનો સમય થયો. પોતાના દેશમાં મેઘરાજા પધાર્યા છે એટલે હવે ત્યાં જવાથી જરાપણ નુકશાન નથી. એ વાતની ખાતરી થઈ ત્યારે વીરમના પિતાએ કહેલું કે હવે આપણે જવાનું છે. આ વાતથી વીરમને ખાત્રી થઈ કે હવે સોનલથી છૂટા પડવાનું છે એટલે આજે વીરમે કહ્યું હતું કે "સોનલ, હું તને કોઈ દિ' નહિ ભૂલું હોં!"

અચાનક વીજળી માથે પડી હોય અને માનવીનું શરીર બળીને ખાખ થઈ જાય તેમ સોનલ ઉપર વીરમના શબ્દો રૂપી વીજળી પડી. સોનલથી આ શબ્દો સહન થઈ શક્યા નહિ. કંપવા લાગી. તેનાં શરીરમાં રોમાંચખડા થયા. તેનાં મનમા અનેક સંવેદનો જાગ્યાં.

મેઘણુ રાતનાં મિલન માટે આવ્યાં. વીરમના ગાવામાં રહેલી અજબ જાદુઇ સંગીત લહરી માટ આવી. વીરમની ભોળપ અને નિખાલસતાએ સોનલ જેવી ઠસ્સાદાર યુવતીને મહાત કરી હતી. સોનલ એટલે એકાકી જીવન જીવનારી અને પોતાના રૂપ ગર્વથી એ પૂર્ણ રીતે પરિચિત હતી. કોઇની તાકાત નહિ કે સોનલ સાથે હસીને વાત કરી શકે એવી સોનલની ધાક હતી. એ સોનલને આજે વીરમના શબ્દોએ બરફ જેવી ઠંડી બનાવી દીધી હતી.

છેલ્લે સોનલ એટલુંજ બોલી કે "વીરમ તેં મારામાં એવું શું જોયું છે કે તું મને નહિ ભૂલે!"

વીરમ તેના સૌંદર્યમાંથી ઝરતું રૂપ સૌંદર્ય નિરખી રહ્યો હતો. સોનલની અમી વર્ષતી અણિયાળી આંખડીમાં અદ્દશ્ય થતો હતો. તેના પ્રત્યેક અંગમાં સમાયેલુ સમતોલન નિરખી અને સોનલના પ્રેમભર્યા મધુરા અવાજને સંબોધીને કહેવા લાગ્યો કે સોનલ "તારામાં બધું છે."

બસ બીજે દિવસે તો વીરમને જવાનુ હતું. આજે સોનલનું દિલ હાથમાં ન હતું. તેને તો વીરમનો વિયોગ અસહ્ય હતો. છતાંયે તેમાં એ શું કરી શકે? સોનલે વીરમ પાસે અંતિમ માગણી કરી કે "બીજું ગમે તે થાય વીરમ પણ તારે આવતે વર્ષે તો ઉનાળામાં અહીંજ આવવાનું છે હોં."

સોનલની આ માંગણી વીરમને તદ્દન સહેલી લાગી. વાતમાં સંમત થતા વીરમે સોનલના મેંદી મૂકેલા પગ ઉપર એક ચીપટી ખાગી તીક્ષ્ણ નજર વાળી રજા લઇ વિદાય થયો.

(૨)

આકાશમાં વાદળાં ગર્જવા લાગ્યાં, અને એ ગર્જનાનો સામો જવાબ આપવા માટે ગિરના વનરાજ પણ પોતાના હુંકારાથી આખું જ ગિરનું જંગલ ગજવતા હતા. એ વખતે સોનલના દિલમાં પણ કોઇ નુતન અહીક ગર્જના જાગૃત થઇ કારણ કે વીરમે આપેલુ વચન આજે પળાયું ન હતું. વીરમે કહેલું કે 'હું ઉનાળામાં આવીશ' પણ તેવા, એ ઉનાળા તો ગયા પણ વીરમનો પત્તો લાગ્યો નહિ. સોનલ નિરાશ થઈ ગઇ હતી. એવામાં વર્ષાના ઉન્માદ ભરેલા દિવસો આવ્યા.

ઝરમર ઝરમર વરસાદ વરસવા લાગ્યો. દૂર દૂર ઝાડીમાંથી મધુરો મોરલો ગહેંકવા લાગ્યો. તેના કલશોરો નાવેરના રમ્ય પ્રદેશમાં કોઇ દિવ્ય સંગીત શરૂ કર્યું. સોનલનું દિલ હાથમાં રહ્યું નહિ. તેનો વીરમ આજે ક્યાં હશે? શું એ મને ભૂલી ગયો? એ વિચારે સોનલ હતાશ થઇ ગઇ હતી

એવામાં તેમના ભાભી આવ્યાં અને સોનલની પાસે આવી ખબર ન પડે તેમ આંખો દબાવી બોલવા લાગ્યાં "કોણ હશે!" સોનલના હૈયામાંથી આનંદ જેવી વસ્તુએ વિદાય લીધી હતી એટલે બોલવાનું તો હતું જ નહિ. એનાં ભાભીએ વાત જાણતા તો આ જ પણ આજે નણંદ બહેન કાંઈક હસે એ વિચારે એણે મીઠી મજાક શરૂ કરી. સોનલે ટૂંકમાં પતાવી દીધું. ત્યાં તો ભાભી સાહેબ બોલ્યાં કે 'સોનલ બા તમારૂં વેવિશાળ નક્કી થઇ ગયુ છે. આપણા નેસમાં રહેલાં એભા ગોવા પાલેશ્વારીના દીકરા અમારા સાથે થવાના છે."

ત્યાં તો સોનલના આંખે વીરમની નિર્દોષ મુખમુદ્રા તરવરવા લાગી. સોનલથી કાંઇ બોલી શકાયું નહિ. પણ મુખ ઉપર વિષાદ છવાઇ ગઇ. તેનાં ભાભીએ આ પરિસ્થિતિ જોઇ પણ જાણી શક્યાં નહિ.

હવે સોનલના હૈયાની પરીક્ષા નજીક આવી હતી. તેનું દિલ તો વીરમને અપાઇ ગયું હતું. એ ભરેલા દીલમાં અમરાનું જરાપણ સ્થાન હતુ નહિ. પણ હવે કરવું શું? સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારે આવેલો એ સોનલ દેશ અને તેમાં આવેલો એ નાવેરનો પ્રદેશ અને ક્યાં પૂર્વ દિશાનો, અજાણ્યો ઝાલાવાડ કે ત્યાં જઇને કોઈ સમાચાર આપે કે વીરમ અહીં છે.

સોનલ એ કાંઇ એકલી સ્ત્રી ન હતી. પણ એ સ્ત્રી જાતિ વંડુ કરી પણ શું શકે? અને એમાંયે પોતાનોજ પ્રસંગ એટલે એ વિચાર કરવા લાગી કે હવે શું કરવું?

## (૩)

"ભાઇ, જરા રસ્તો બતાવશો ? આ માર્ગ ક્યાં જશે ?" કોમળ સ્ત્રી જેવા અવાજ તરફ દૃષ્ટિ નાખતો એ અજાણ્યો જરા ઘણો ગયો અને મૂછનો દોરો ફૂટ્યો નથી એવા આપણા મુસાફર તરફ જોઇ રહ્યો. તે કહેવા લાગ્યો. "ભાઇ આ રસ્તો તો બહુ ગંભીર છે, અહીં બહારવટીયાનું જૂંડ છે. સામે જૂએ દેખાય એ ટેકરો છે તેની પાછળ ભયંકર જંગલ છે. અને એ જંગલમાં ઘણા બહારવટિઓ ફરે છે."

આજે ચાર ચાર માસ થયા અન્ન પૂરું નથી ખાધું એવા એ અજાણ્યા યુવાનનું મોં પડી ગયું. તે બોલ્યો. કે ભાઇ અહીં 'રબારીના નેસ છે ?" પેલા ભાઇએ હા પાડી અને કહ્યું કે "તમે જે રસ્તેથી આવ્યા છો તે રસ્તે પાછા જાવ અને ત્યાંથી આગળ જતાં જે માર્ગ આવે તે તરફ જશો અને જમણા હાથને રસ્તે એક નેસ છે. આ અજાણ્યો યુવક તે રસ્તે પાછો ગયો. તેના શરીરનો થાક અને ભૂખે કમજોર કીધો હતો. એ નિરાશ હતો પણ એક આશાનો દીવડો તેના જીવનમાં નવું તેજ રેડતો હતો.

આ અજાણ્યો મુસાફર તે 'સોનલ હતી' તે વીરમની શોધમાં નીકળી હતી. વીરમનો પત્તો કોઇ સ્થળે લાગતો ન હતો એટલે એ નિરાશ અનુભવી મૃત્યુના માર્ગે જવાની તૈયારી કરતી હતી.

ત્યાં તો દૂરથી એક નેસ જોયો. અને તેના મુખ ઉપર આનંદ ઉભરાયો. એ યુવાન નેસ તરફ ગયો. ત્યાં તો વીરમની માતા વીરમને નવડાવતી હતી. પણ નાવેરમાં જોયેલો વીરમ આજે ન હતો. શોકના માતાએ તેના શરીરને કુરૂપ બનાવ્યો હતો આંખના તેજસ્વી રંગો ઝુમાઇ ગયાં હતા અને બને આંખમાં ખાડા પડ્યાં હતા. આખા શરીરને જોતાં જ કમકમાં આવે એવી ખરાબ કાયા થઇ ગઇ હતી.

સોનલે આ દૃશ્ય જોયું ત્યારે નાવેરમાં જોયેલો અલમસ્ત વીરમ યાદ આવ્યો. પણ સોનલ કાંઇ તેના શરીરની સુંદરતાને વરી હતી ? તે એટલું જ બોલી કે "વીરમ, ઓ વીરમ ! તું ઓળખે છે. હું સોનલ" વીરમનો જમણો હાથ ઊંચો થયો અને આશ્ચર્ય પામતા અવાજે બોલ્યો, "કોણ સોનલ ! અરે ! સોનલ તું અહીં ક્યાંથી !"

સોનલની આંખમાં ચોધાર આંસુ આવ્યાં. ડીમ-કતા અવાજે સોનલ બોલી, "તું કહેતો હતો ને હું ઉનાળામાં પાછો આવીશ." પણ ચોમાસું આવ્યું. એક નહિ પણ બે છતાં જ્યારે તું ન આવ્યો ત્યારે હું સમજી કે વીરમ ભૂલી ગયો હશે !"

સોનલના આ શબ્દોએ વીરમને ગળગળો બનાવી દીધો વીરમને પોતાની દીનતા બે શબ્દમાં જ કહી: સોનલ ! હવે મને ભૂલી જા હવે હું તારો નથી આ મારી રૂપાળી કાયા તારી નથી."

બસ; સોનલ શું એ શબ્દો સાંભળવા તૈયાર હતી ! વીરમની માતાએ વાતચીત સાંભળી દિગ બની ઉભી રહી. સોનલે વીરમને નવડાવવા તૈયારી કરી. તેનો પુરૂષવેશ કાઢી નાખ્યો, આ નાટક જોઇ વીરમની માતા સમજી ગયાં કે આતો "સોનલ"

સોનલે એક નિષ્ઠાથી વીરમની સારથી બની રાત દિવસ સેવા કરવા માંડી. બીજી બાજુ ગિરમાં તેના માતા પિતાએ સોનલ ક્યાં ગઇ હશે ? તેની તપાસ કરવા માંડી હતી. તેના પિતા ગોત માલ-ધારીએ ઘણા માણસો મોકલ્યા, અંતે તે લોકો પત્તો મેળવી વીરમના ઘેર આવવા નીકળી પડ્યા હતા.

અત્યારે રાતના બાર વાગ્યા છે. કૃષ્ણપક્ષની અમા-સની રાત્રિએ મહાકાળ સ્વરૂપ ધારણ કર્યું છે. જાણે પૃથ્વી ઉપર પ્રલયનો અધિષ્ઠાતા પિનાકપાણિ મહાદેવ તાંડવનૃત્ય ખેલવા નીકળી પડ્યા ન હોય તેવું કાળ સ્વરૂપ ધારણ કર્યું હતું "આજની રાત જો વીર-મની સારી જાય તો તેના જીવનની એક મોટી ઘાત જાય.' એવા શબ્દો વીરમની માતા બોલે છે. ત્યાં વીરમનો આત્મા અનંતની શોધ કરવા તૈયારી કરતો હતો. વીરમના શરીર ઉપર ભયંકર વેદના શરૂ થઇ હતી. નાડીઓ તૂટતી હતી. તેની સજળ આંખો સોનલની શુદ્ધ પ્રેમ ઝરતી આંખો તરફ આજંપતા નાખતી હતી. મૌનભાવથી સોનલ તરફ અજાર

અને માફી માંગતી હતી સોનલનું ધડકતું દિલ આ દૃશ્ય જોઇ અસ્થિર બન્યું ત્યાં તો વીરમ અમરાપથને યાત્રી બન્યો. સોનલની એ સમયે અજ્ઞાન દશા હતી. તેની લાંબી મૂર્છાએ આખાયે નેસમાં કરુણતા ફેલાઇ દીધી હતી. સોનલ સજ્ઞાન બની ત્યાં એ અમરાની કાયા ચીતામાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતી વીરમની કાયાએ અગ્નિદેવે પોતાની પ્રચંડ માનવભૂખી જ્વાળાએ ભરખવા માંડી. તેના અધુરા ખપ્પરમાં કોઇને ખબર ન પડે તેમ સોનલે પણ આહૂતિ આપી.

ચારે બાજુ આશ્ચર્ય છવાઇ ગયું. બધાના મુખમાંથી એક બોલ નીકળી પડ્યો વાહ સોનલ ! ધન્ય સોનલ ! ! વીરમના માતા પીતા દુઃખ અને આક્રંદ કરતાં રડતાં હતાં ત્યારે દૂર દૂરની એક અજાણી વ્યક્તિ વીરમના પ્રાણ પંખેરાનું સંગાથી બની અનંતના આરે વિહરવા ચાલી નીકળી.

થોડી વારમાં સોનલના પિતા સળગતી ચીતા પાસે આવી પહોંચ્યા ત્યારે સોનલે પોતાના પ્રાણની આહૂતિ અંતરના માની લીધેલા પ્રાણપતિ વીરમને આપી ચૂકી હતી. અને અગ્નિ દેવતાએ એ બન્ને આશાભર્યા યુવાન દિલનો ભક્ષ કરી વાતાવરણમાં કરૂણતા રેડી જાણે કશુંયે નથી બન્યું તે પ્રમાણે પ્રચંડ જ્વાળાઓથી બન્નેના સ્થુલ દેહને ભરખી રહ્યા હતા.



# આશાએ અભ્યાસ છોડચો................ .......?

લેખક : શ્રી. વસંત સી. મહેતા

પ્રભાતના પ્રાંગણનાં નાના નાના ફૂલોની પાંદડીઓ પરથી તુષાર બિંદુઓ જે ત્વરાથી ખરતાં રહે છે એ જ ત્વરાથી નીરંજનના પત્રની વાતો મારા મગજમાંથી ખરી ગઈ હતી. પણ એક વાત ભૂલી ભૂલાતી અને સમજી સમજાતી ન હતી.

એ લખાણ હતું: આશાએ અભ્યાસ છોડી દીધો છે.

આશાનો પરિશ્રમ તથા અભ્યાસ માટેની એની તીવ્ર ઉત્કંઠાની મારી પીછાણ મને એ સમાચારની સત્યતા સ્વીકારતાં રોકતાં હતાં સાથો સાથ એને નકારતાં નીરંજનના જ હાથે લખાયેલ પત્ર મને હસતો હતો.

આશા નીરંજનની બહેન થતી અને નીરંજન મારો શૈશવનો સંગાથી હતો. શૈશવના એ અતૂટ સમપણને કારણ અનેક વખત હું નીરંજનને ઘેર જતો અને નીરંજન મારે ઘેર આવતો. એક બીજાના ઘેર આવવા જવાના પ્રસંગોને કારણ નીરંજન મારા ઘરની અને હું નીરંજનના ઘરની દરેક વ્યક્તિઓથી પરિચિત થઈ ગયા હતા. પણ આશાથી તો હું અતી પરિચિત થઈ ગયો હતો. અને એ અતી પરિચિતતા મારા જીવનમાં ખૂટતા બહેનના સ્થાનને કારણ હતી.

મનુષ્ય પોતાના જીવનમાં બે વ્યક્તિઓના સ્થાન વણપુરાયાં કદી જીવી શકતો નથી—એક માતાનું અને બીજું બહેનનું. એ સ્થાનની અધીકારી વ્યક્તિઓ કુદરતની અવકૃપા એ મળી જ ન હોય કે કુદરતની ક્રુરતાને કારણ ઝુંટવાઈ ગઈ હોય તો એ સ્થાને એ હૃદય શોધી વ્યક્તિનું સ્થાપન કરી પોતાના પ્રેમથી એના પગ પખાળી રહે છે. મારે બ્હેન ન હતી. મારા જીવનનો ખાલી સ્થાનને મેં આશાથી ભરી લીધું હતું.

આશાને હું જેટલા પ્રેમથી ચાહતો હતો એટલા જ પ્રેમથી એ મને ચાહતી—નીરંજનને પણ કદાચ એ એટલા પ્રેમથી નહીં ચાહતી હોય. એક જ આંગળીએ વળગ્યાં બાળકો વચ્ચેની નીકટતા અમારા વચ્ચે પ્રવર્તતી હોય. આશા કદીક પોતાનું મુખ આશા અને ઉમંગભર્યું અને કદીક વેદના અને વિષાદભર્યું હોય મારા પાસે ઉઘાડું મુકતી. એ કલ્પનાના કુવા બનાવતી તે હું ભાંગતો, એ ચીડાતી તો હું આનંદ તો.

એ કહેતી રાજુભાઈ. હંમેશ સંસાર પર પ્રભાતના પાથરણાં પથરાય છે ને સમાચાર આવે છે કે સાસુના અત્યાચારે ત્રાસી એક સ્ત્રીએ કુવો પુર્યો. તો વળી કદીક સંભળાય છેઃ પુત્રની પિશાચલીલાથી કંટાળી એક આબરૂદાર ઘરની યુવતીએ અગ્નિસ્નાન કર્યું. સાંભળનારાઓ એ સમાચારે કંપી ઉઠે છે. પણ એ સમાચારો મારી એની લાગણીઓને કદી જગાડી શકતા નથી. મરેલાના મૃત્યુપર હિજરાવું શાને? નિજત્વ ભૂલી જીવવું એ મૃત્યુ છે અને આજની મારી બહેનો એ જ મૃત્યુ જાણી રહી છે, રાજુભાઈ, મારો અભ્યાસ માટેનો આગ્રહ મારી અભ્યાસ માટેની ઉત્કંઠા મારા સ્વત્વને સમજવાના અને મારી અન્ય બહેનોમાં સ્વત્વને સાબદા થવા લલકારવાની આકાંક્ષાના પરિણામ રૂપ જ છે. હું ઈચ્છું છું કે શિક્ષણ મેળવી પાંગળું જીવન જીવતી મારી અનેક બહેનોએ જીવનમાં શિક્ષણના સધવારાનું મહત્વ સમજાવી રહું.

'આશા, તુ ઈચ્છીશ એ આજનું શિક્ષણ તને નહીં આપી શકે." આશાની અભિલાષાઓ સાંભળ્યા બાદ હું મારો અનુભવ ઉચ્ચારતો. તે એ ચીડાતી ને કહેતી, 'રજનીભાઈ, તમે ખરેખર તમારું નામ

સાર્થક કરી રહ્યા છો – દરેક આગળ અંધારી જ પાથરો છો.'

વળી અન્ય પ્રસંગે કહેતી, 'આપણા દેશની ધરતી માથેનો વિષમતાનો નગ્ન નાચ નીહાળો છો, રજુભાઈ ! કોઈના સ્વપ્નોના તો કોઈના જીવનના એ ખંડેર બનાવી રહી છે. હું ચાહું છુ કે જે ધરતીને એ પોતાના પગને છેડે મુંઝાવી રહી છે એ જ ધરતીમાં એને ભંડારી દઉં. એ ઇચ્છાપૂર્તિને કારણ હું અભ્યાસ—ખુબ અભ્યાસ કરવા માગું છુ. શિક્ષણ મને એની સાથે બાથ ભીડવાની શકિત આપશે.'

વાત સાંભળી હું હસતો. એ હાસ્યથી હું એના આદર્શો કે સ્વપ્નોને અપમાનતો નહીં પણ આજના શિક્ષણને એ જે મહત્વ આપી રહી છે એ ભૂલ ભરેલું છે એમ કહી રહેતો. દર-વખતની માફક એ ગુસ્સાભર્યા શબ્દો કહી એ ઉઠી જતીઃ તમે તો બધા આગળ અંધારી જ પાથરો છો.

પોતાના સ્વપ્નો અને આદર્શોની મંઝીલે પહોંચવા શિક્ષણના સંગાથને જે આટલી ભયંકર રીતે મહત્વનો માની રહી હતી એ આશા અભ્યાસ છોડી દે અને એ પણ મેટ્રીકના વર્ષના ત્રણ માસ પસાર કર્યા બાદ એ વાત માની મનાય તેવી ન હતી. છતાં નીરંજનનો પત્ર એ વાત કહેતો હતો એટલે એ વાત સ્વીકારવી જ પડી. તો પણ આશાના એ પલટાનું કારણ જાણ્યા સીવાય મને ચેન પડે તેમ ન હોય ઘેર જઇ આશાના મોઢે જ બધું સાંભળવા ઇચ્છા કરી પણ પ્રેકટીકલસ-બી. એસ. સી. ના છેલ્લા વર્ષના પ્રેકટીકલસના ખ્યાલે એ ઇચ્છા પડતી મુકી સઘળી બીના પત્ર દ્વારા જણાવવા મેં આશાને લખી નાખ્યુ.

બહુ જ રાહ જોવડાવી આખરે પત્ર આવ્યો. પત્રમાં એ લખતી હતી.

પ્રિય રજુભાઇ,

તમારો પત્ર મળ્યો-મને જાણ હતી કે તમો પત્ર લખશો જ એટલે મેં પ્રત્યુતરની તૈયારી તમારા પત્રના આવ્યા પહેલાંથી જ શરૂ કરી દીધી હતી. તમો પુછાવો છો કે મેં અભ્યાસ અધવચ્ચેથી શા માટે છોડયો ? એનો ઉત્તર હું ધારું તો એક વાક્યમાં આપી શકું તેમ છું પણ ચિત્રકારના ચિત્રનું સૌંદર્ય રંગપુરવણી બાદ જ ઉપસે છે. તેમ મારા એ નિર્ણય નું મહત્વ આ નિર્ણયના જન્મદાત્રી સમા પ્રસંગની ગંભીરતા બહુ જ સમજાય તેમ હોય. એવા પ્રસંગોની વણઝાર ને તમારી નજર આગળથી પસાર જાઉં છું.

તમે એ તો જાણો છો કે આપણા ગામડાં સમા શહેરની કન્યાશાળામાં પ્રયોગશાળાને અભાવે મેટ્રીકનો વર્ગ નથી. મેટ્રીકનો અભ્યાસ કરવા ઇચ્છતી વિદ્યાર્થીનીઓને વિદ્યાર્થીઓની શાળામાં શિક્ષણ લેવું પડે છે. આ વર્ષે આવી રીતે શિક્ષણ લેનારી અમે ત્રીસ બહેનો હતી.

અમારા ત્રીસમાં કોમી રમખાણોને કારણ કરાંચી છોડી આવેલ એક બહેન હતી. એ પૈસાદારની પુત્રી હતી એમનો પૈસો વડીલોની દીર્ઘ દ્રષ્ટિને કારણ ગુંડાઓના હાથમાં જતાં બચી ગયો હતો. એની રહેણી કરણી તથા કપડાં લત્તાં જોતાં આપણે એને ફેશનની પુતળી માનીએ. પણ ખરું જોતાં એ એની ફેશન પરસ્તી નહીં પણ શાહજીકતા હતી. જનાવરો વચ્ચે ઉછરતો ભરવાડ જાનવરો માફક પાણી પીએ તો આપણને આશ્ચર્ય નથી થતું કારણ આપણે સમજીએ છીએ કે એના પર જીવનને વીંટળાયલા વાતાવરણની અસર છે. એ બહેનનું નામ આશા હતું પણ જીવનના સત્તર વર્ષ જે વાતાવરણ વચ્ચે કાઢ્યા હતા એ વાતાવરણની અસર હતી.

એની એ સાહજીકતા વિદ્યાર્થીઓ અને અન્ય વિદ્યાર્થીઓનીની આંખોમાં નવીનતા જ હતી. વિદ્યાર્થીઓ એ નવીનતાનો પોતાની અંદર રહેલા છોકરાને રમવાના રમકડાં તરીકે ઉપયોગ કરવા લાગ્યા. આશાના શાળાએ આવવાના તથા ઘેર જવાના રસ્તા પર તેઓ રોજે વળી ઉભા રહેતા. એ આવતી ત્યારે કોઇ એની પાછળ સીસકારા કરતું કોઈ સીટી

વગાડતું તો કોઇ વળી પોતાના સંસ્કારોને શોભે (!) તેવા શબ્દો કે ગીત બોલતું કદીક તો કોઇ કાગળના દડા બનાવી એની પીઠપર મારતું, એવુંજ પણ થોડા પ્રમાણમાં વર્ગમાં પણ થતું. આમ તો એ વિદ્યાના અર્થી. ઓનો સંસ્કાર પ્રદર્શનનો લાભ અમને બધી બહેનોને મળતો-પણ અમારા માટે એ અંશત્ હતો જ્યારે આભા માટે એ અસહ્ય હતો. એટલી એટલી રીગામણી પર પણ આભા ચુપ હતી કંઈક શરમની મારી અને કંઇક છોકરાના એ જાતની બેદરકારીને કારણ.

મૌન અને શબ્દોનો સમયસરનો ઉપયોગ માનવી સમજતો નથી અને એ જ એના અનેક દુઃખોનું કારણ બની રહે છે. આભાની બાબતમાં પણ એવું જ બન્યુ. નાની નાની સતામણી પ્રત્યે મોટે તાળું દઇ બેસી રહેતાં વિદ્યાર્થીઓના વાદરચાળા વધતા ચાલ્યા, અને આખર એ વાંદરચાળાની પરાકાષ્ટા આભાપરના એક અશ્લિલ પત્રમાં પરિણમી આભાએ એ પત્ર મને બતાવ્યો—એટલી નીડરતા અમારા વચ્ચે હતી. હવે પછીનું મૌન ભયંકર તોફાન ઉભાં કરશે એમ વિચારી એ પત્ર અમે મુખ્ય આચાર્યને સોંપી દીધો. અને અમને આવા તોફાનોથી રક્ષણ માંગણી કરી.

કેટલાક દિવસ બાદ મુખ્ય આચાર્યે પોતાની કુશાગ્ર બુદ્ધિએ છટકામાં ગોઠવ્યાં એ પત્રના લખનારાઓને ફસાવી પકડી પાડયા, સરસ્વતીના મંદિરમાં સેતાનનો વાસ ન જોઇએ-એ દષ્ટીએ મુખ્ય આચાર્યે પેલા સંસ્કાર સ્વામીઓને (!) શાળામાંથી બરતરફ કર્યાં. પણ અન્ય આચાર્યોએ નિર્ણયનો વિરોધ કરતાં વીનવણી કરી કે પહેલો ગુન્હો આવી ભયંકર શિક્ષા યોગ્ય નહિ કહેવાય, સામાન્ય શિક્ષા કરો. એ વિરોધ બતાવી મુખ્ય આચાર્યને નમતું મુકવું પડ્યું.

પ્રથમ જ ખૂન છે એ દલીલે અનેક વખત અનેકને છરી વડે ઘાયલ કરવા ગુન્હેગારને ખૂનીને યોગ્ય શિક્ષામાંથી બચાવી લેવાય અને જેમ ન્યાય પ્રિય વ્યક્તિ સળગી ઊઠે એમ હું પણ આચાર્યોના વિરોધે અને મુખ્ય આચાર્યના એ વિરોધના સ્વીકારે સળગી ઊઠી. હાલના એ વહુ-આળહત્યા આદર્શ બીજે દિવસે હું શાળામાં યોજાયેલ શીઘ્ર વક્તૃત્વની હરીફાઇમાં બોલવા ઉભી થઇ. એ આતશને ઇશ્વરરૂપ બની રહે એવો વિષય મને મળ્યો. દેશની આવતી કાલમાં આજના વિદ્યાર્થીનું સ્વપ્ન-એ વિષય પર મારે બોલવાનું હતું.

આગના ઓગાળ્યા શબ્દોના સથવારે મેં બોલવું શરૂ કર્યું. સિદ્ધાંત છે કે વ્યક્તિગત જીવનમા સમાજના જીવનમાં કે રાષ્ટ્રના જીવનમાં કોઇ પણ મહત્વનું સ્થાન મેળવવું હોય તો મનુષ્યનો જીવન દીપ ઉજ્જવળ સાહિત્યના પ્રકાશે પ્રકાશતો હોવો જોઇએ. એ સિદ્ધાંતે પાડી પગદંડી પર ચાલતાં હું ગઇ કાલે શાળામાં બની ગયેલ પ્રસંગ પર વિચારૂં છું ત્યારે લાગે છે કે, રાષ્ટ્રની ઉજ્જવળ, આવતી કાલમાં આજના વિદ્યાર્થીનું કોઇ સ્થાન નથી. એમ કહી હું વિદ્યાર્થી સમાજ પર ચારિત્ર્ય હિનતાનો નહીં પણ ચારિત્રની સીથીલતાના સ્વીકારનો આક્ષેપ મુકું છું. વિદ્યાર્થી સમાજે ધાર્યું હોત તો એ સમાજના કલંક રૂપ ભાઇઓને યોગ્ય નસીયત કરી શકત. પણ વિદ્યાર્થી સમાજ એ બીના પર ચુપ જ રહ્યો એ મૌનને હું શું સમજું ? માનું કે વિદ્યાર્થી સમાજ એ કાર્યને કલંકનું કાજળ નહિં પણ વીર ભાવે લગાવ્યું કુમકુમ સમજે છે."

હું કાંઇ આગળ બોલું ત્યાં તો શ્રોતા વર્ગમાં બેઠેલા વિદ્યાર્થીઓમાંથી પોકાર થઇ રહ્યા ! બેસાડી દો. બેસાડી દો. થોડો સમય વાતાવરણ કલુષિત થઇ રહ્યું પણ આખરે મુખ્ય આચાર્ય અને અન્ય એકાદ બે આચાર્યોની દરમ્યાનગીરીથી શાંતી સ્થપાઇ અને મેં મારૂં વકતવ્ય પુરૂં કર્યું.

એ વાતને બે ત્રણ દિવસ થઇ ગયા બાદ એક દિવસે વર્ષો થયાં સુસુપ્ત પડેલ જ્વાળામુખી ફાટતાંજ આશ્ચર્ય થાય એવા આશ્ચર્ય વચ્ચે એ વિદ્યાર્થીઓ હડતાલ પર ગયા છે એવા સમાચાર સાંભળ્યાં; હડતાલના કારણ માટે તપાસ કરાવતાં જાણવા મળ્યુ કે

મારું વક્તવ્ય વિદ્યાર્થી આલમના અપમાનરૂપ હતું એવી એક વિદ્યાર્થી સમાજના ગૌરવવંત આચાર્યની સલાહે વિદ્યાર્થીઓ એ અપમાન બદલ મારી પાસે માફી મંગાવવા હડતાલ પર ગયા એ સમાચારે હું આચાર્યના અને વિદ્યાર્થીઓના માનસ પર હસી રહી.

સમય વીતતો ચાલ્યો તેમ વિદ્યાર્થીઓની ટોળી શાહી ઉગ્ર સ્વરૂપ પકડતી ગઈ. એ લોકોએ સરઘસ કાઢ્યું 'મીસ આશા મુર્દાબાદ' અને 'વિદ્યાર્થી આલમ ઝીંદાબાદ'ના સૂત્રો ઉચ્ચારતાં શહેરમાં ઘુમી સરઘસ શાળાએ આવ્યું ત્યાં આવી એકાદ બે જણા મુખ્ય આચાર્યને મળ્યા અને મારી પાસે માફી મંગાવી દેવા માગણી કરી એને કંઈ ખોટું કર્યું નથી કે જેની એને માફી માગવી પડે-એમ કહી એમણે એ લોકોને રજા આપી દીધી. મુખ્ય આચાર્યના એ વચને વિદ્યાર્થીઓનો રોષ દ્વિગુણીત કર્યો. એ રોષે ઘેલા બની એ લોકો અમારા તથા મુખ્ય આચાર્યના બેસવાના ઓરડા પર પત્થરો ફેંકવા લાગ્યા. એ પત્થરો રોકવા ઓરડાનાં બારીબારણાં બંધ કરતા એના કાચો ફૂટી ગયાં. મુખ્ય આચાર્ય ૫ર બેસો બઠીસો વિદ્યાર્થીઓએ ધસી આવી એમને લાપટે અને પત્થરે પીટયા. એ બધું છતાં અમે અને મુખ્ય આચાર્ય મક્કમ હતા.

તોફાનની ઉગ્રતા જેમ જેમ વધતી ચાલી, તેમ તેમ અમારા પક્ષે ઉભા આચાર્યો ખરતા તારા જેમ ખરવા લાગ્યા. કેટલાક તો વળી સમજાવવા આવ્યા કે માફી માગી લો. એ સર્વે પર ગુસ્સો તો બહુ આવતો હતો પણ સંસ્કારો મર્યાદામાં રહેવાનું કહેતા હોય. અમે એમને ઉત્તર આપતા: એ લોકો નહીં તો તમે અમને અમારી ભૂલ સમજાવો અમે તરત માફી માગી લેશું.

'તમારી કંઈ ભૂલ નથી કે નથી કંઈ તમે ખોટું કર્યું, તો પણ આ ફૂંકાતા ઝંઝાવાત આગળ નમી જવું યોગ્ય થશે '

'અન્યાયને ઓળખવા છતાં એને નમવું એ પોતાની જાતને માનવી તરીકે ઓળખાવનારને શોભારૂપ નથી ' હું ઉત્તર વાળતી ને એ તુરત બહાર જઈ વિદ્યાર્થીઓને કહેતા: 'બહુ હઠીલી છે; માફી મંગાવ્યે જ રહેજો '

રજુભાઈ અમારી એ નિશ્ચલતા પાછળ તમે અન્યાય સામે શીર ઉંચકવાની તમન્ના સાથોસાથ જક્કીપણાની પણ કલ્પના કરો એ પહેલાં હું એક ખુલાસો કરી લઉં. વિદ્યાર્થીઓનો રોષ જ્યારે એની પરાકાષ્ટાએ પહોંચ્યો ત્યારે હું એ લોકોની માંગણીની સત્યતા અને ન્યાયી પણા વીષે વિચારી ગઈ પણ એ લોકો ક્યાં સાચા છે હું બોલી ન શકી ત્યારે વિચારી રહી કે અસત્યતાની આંગળીએ વળગી એ લોકો આટલા અટલ શી રીતે ઉભા છે! એ લોકોની માંગણીના પાયામાં એવું તે શું પુરાણું છે કે એ અન્યાયી હોવા છતાં આટલી અટલ છે! વિચારતા મને સમજાયું કે પોતાને થયેલ અપમાનના દુઃખના આવરા હેઠળ "અમે વિદ્યાર્થી—અમે પુરુષ"—એ ભાવના જ તોફાનની પ્રણેતા છે, હું સળગી ઉઠી. એ ભાવનાને પ્રણમવું એટલે સ્ત્રીત્વની અવહેલના ભયંકર અવહેલનાનો સ્વીકાર. અને સ્ત્રીત્વની અવહેલનાનો સ્વીકાર એટલે મારા જીવનના પ્રેરણા બળ ની હાર. મેં નિશ્ચય કરી લીધો છે કે કોઇ પણ પરિણામ સ્વીકારી લઈશ પણ નમીશ નહીં. આટલું લખ્યા પછી આશા છે કે હવે તમે મારી નિશ્ચલતા સંપૂર્ણપણે સમજી શકશો.

મેં માફી માંગી નહીં ને તોફાન ચાલુ રહ્યું. ઘેર જવાનો સમય થતાં બધી વિદ્યાર્થીનીઓને પોલીસ રક્ષણ હેઠળ ઘેર પહોંચાડવામાં આવી. બીજે દીવસે પણ તોફાન ચાલુ રહ્યું. ત્રીજે દિવસે એની એજ ઝંઝા ઝીંકાઇ રહી ત્રીજે દિવસે મુખ્ય આચાર્યે મને બોલાવી કહ્યું, 'શિક્ષણ સમીતિનો તાર છે કે ગમે તે પ્રયત્ને સમાધાન કરી લો. હવે તમે જ કહો શું કરવું ?'

×

મુખ્ય આચાર્યની ઓગળતી અટલતા હું જોઈ

રહી. મને થયું કે કહી દઉં કે મને શું પૂછો છો, એ લોકોને જ પૂછોને પણ એમ નહીં કહેતાં માત્ર એટલુંજ કહ્યું ' હું કાલ મારો નિર્ણય તમને જણાવીશ.'

બીજે દિવસે પત્થરોના વરસતા વર્ષાદ અને અશ્લિલ શબ્દોની ઝીંકાતી ઝડીઓ વચ્ચે થઈ હું શાળાએ પહોંચી.

મારા નિર્ણયથી વિદિત કરવા હું મુખ્ય આચાર્ય પાસે જઉં તે પહેલાંજ એ અન્ય આચાર્યો સાથે અમારા બેસવાના ઓરડીમાં આવ્યા. અન્યાય સામે ઝુકવાનું દુઃખ એના મુખ પર તરતું હતું. અંદર આવી એટલે અમારા બાંકડાઓ સામે ચઢી ખુરશીઓ પર બેસી. નિઃશબ્દતાના પાસમાં ઢાળ્યો થોડો સમય પસાર થતાં એમણે કહ્યું. ' આશાબહેન, મજબુરી મનુષ્યને કેવો પાંગળો બનાવી દે છે એનું આજ હું સ્પષ્ટ ઉદાહરણ આપું છું. સમજું છું કે તમે સાચા છો છતાં હું અન્યાયને પક્ષે બેસાડી હું તમને આજ તોળી રહ્યો છું. મારી મજબુરી છોડી મને પણ કહજો' વેદના મઢયો સ્વર બદલાવી તેણે ફરી કહ્યું, ' હા, તો તમે શો નિર્ણય કર્યો ? તમારા માટે તો જ શકયતા છે-કાં માફી માંગવી ને કાં—'

' અભ્યાસ છોડવો. ' એ મને અડધે તોડી મેં ઉપાડી લીધું. હું બીજો નિર્ણય બતાવું છું હું પણ એજ નિર્ણય કરીને આવી હતી. આજનું શિક્ષણ જે માનસ અને જે સંસ્કારો આજના વિદ્યાર્થીઓ પ્રદર્શીત કરી રહ્યાં છે એમાંજ માનસ ઘડાતું હોય અને એવાં જ સંસ્કારો સીંચતું હોય તો એ શિક્ષણ આપ્લીનો કોઇ અભરો મને રહ્યો નથી. હું મારા નિજત્વની અવહેલના સ્વીકારવા કરતાં એવા શિક્ષણને ઉલ્ટી સલામ કરી જવાનું વધુ પસંદ કરું છું.'

મારો નિર્ણય જાણી ઊઠતાં મુખ્ય આચાર્યે કહ્યું, ' તારામાં મારી શ્રદ્ધા સાચી પડી છે.'

એમના શબ્દોમાં સંમિશ્રીત આત્મીયતા યાદ કરી હું આનંદ રહી.

મારા એ નિર્ણય પર ઘરમાં, શહેરમાં અનેક હસ્યા છે અને અનેકે ટીકા કરી છે પણ રજુભાઇ. મને ખાત્રી છે કે તમે હસશો નહીં કે નહીં મારી ટીકા કરો. પણ હા, તમારા સ્વભાવનો મને જે પરિચય છે એ પરથી એટલું ચોકકસપણે કહી શકું છું કે તમે પ્રશ્ન કરશો કે આશા અભ્યાસ છોડવાનો નિર્ણય કર્યો એટલે શા વિચારો આવ્યા હતા

તો કહું : હું અભ્યાસ શા માટે કરવા ઇચ્છતી હતી અને અભ્યાસ કરી હું શું કરવા માંગતી હતી એ બધું રજુભાઇ, મેં તમને અનેક વખત કહ્યું છે. એ રાત્રે અભ્યાસને ટાંકણે સર્જવા ઇચ્છતી આદર્શોને અને આજના અભ્યાસ ટાંકણાની એ આદર્શોને મૂર્તિમંત કરવાની શકિત વીશે. હું વિચારી રહી. વિચારતાં મને સમજાયું કે એ ટાંકણામાં આજના એ ટાંકણામાં સર્જનની નહીં વિનાશનીજ શકિત છે; એમાં સર્જનની શકિત ઉતારવી હશે તો એને પંલટાવું પડશે, ઉંચ માનસનું ઘડતર અને સુંદર સંસ્કારોનું સીંચન કરવું હશે તો આજનું શિક્ષણ પલટાવવું પડશે. આજનું શિક્ષણ જીવન ઘડતરમાં કોઇ ફાળો આપી શકે તેમ નથી–એજ વિચારો આજની રાત મારી આંખના કોડીયામાં ઘી પુરી રહ્યાં હતા. આજનું શિક્ષણ પલટો માંગે છે–આજનું શિક્ષણ પલટો માંગે છે–એ જ શબ્દોમાં ઘોષ અને પ્રતિઘોષ સવાર સુધી મારાં કાન ખોળી રહ્યાં હતા.

અને એજ વિચાર શોભિયાની સહાયે હું યોગ્ય માર્ગે દોરાઇ રહી–મેં અભ્યાસ છોડવાનો નિર્ણય કરી લીધો.

રજુભાઇ, મારા નિર્ણયને ઘેર કોઇ સમજી શકયું નથી–નીરંજન પણ નહીં. તમે સમજાવવા પ્રયત્ન કરજો.

એજ
આશાના
સ્નેહવંદન

પત્ર પુરો કર્યા બાદ આશાએ તા. ૬. કરી ઉમેર્યું હતું: રજુભાઇ આશાનો અભ્યાસ અધુરો રહ્યો એ વિચારે દુઃખી થશો નહીં. આશાએ અભ્યાસ છોડ્યો નથી—એણે માત્ર અભ્યાસ બદલ્યો છે. અભ્યાસ માટેની શાળા બદલી છે. ગઇ કાલે એ પોથીમાંથી અનેક પ્રશ્નોનો ઉકેલ મેળવવા પ્રયત્ન કરતી હતી આજ હવે એ જીવનમાંથી મેળવવા પ્રયાસ કરશે; ગઈ કાલે એ પાષાણની બનેલી અને પાષાણનું સર્જન કરતી શાળામાં બેસતી હતી, આજ હવે એ માનવતાને મહાલવાની તક દેતી શાળામાં બેસશે. એ પલટો દુઃખી થવા જેવો નહીં આનંદવા જેવો છે.

આજ તો એ પ્રસંગોની વણઝારે પાડેલાં પગલાં પર અનેક દિવસોની ઉંડી રેતી પથરાઈ ગઇ છે. છતાં પણ ' આજનું શિક્ષણ પલટો માગે છે આજનું શિક્ષણ પલટો માગે છે '—ગઇ કાલની ગોદમાં સુતેલા આશાના એ શબ્દો આજ એટલી જ ધંભીરતા સહ કાનમાં ગુંજી રહ્યાં છે. અને હું વિચારું છું કે આશાના એ શબ્દો દેશની પુકાર ક્યારે બનશે.

○



[ સોનલ...ના લેખક ]



### ઉત્તર રામચરિત

અનુવાદક ; અને પ્રકાશક : શ્રી પદ્મમાવતી દેસાઈ, ૭૭. એ. ૩૮ નુતન સોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ પાનાં ૧૪+૨૦૦ સચિત્ર પૂંઠું. કીં. ૪–૮–૦

સંસ્કૃતના જાણીતા કવિઓમાં કાલીદાસ અને ભવભૂતિ મુખ્ય છે. કાલીદાસના શાકુંતલ, વિક્રમોર્વશી, મેઘદૂત, રઘુવંશ વગેરે પુસ્તકો ઘણાં જાણીતાં છે ભવભૂતિના ઉતર રામચરિત અને માલતી માધવ પણ તેટલાં જ જાણીતાં છે. હળવા સાહિત્યના આ આ યુગમાં પણ આ શિષ્ટ નાટકો વિસરાયાં નથી અને તેનાં નવાં નવાં ઉપાસકો ઉદ્ભવે છે તે આનંદની વાત છે. શિષ્ટ કૃતિઓ સંસ્કૃત કે ગુજરાતી, હજી પણ વધારે પ્રિય થાય તે માટે યત્નો થવા જોઈયે.

ઉત્તર રામચરિતનું પ્રથમ ગુજરાતી ભાષાંતર સ્વ. મણીલાલ નભુભાઇએ કર્યું હતું. તે ભાષાંતરને અડધી સદી થઇ ગઇ હશે. તેનું પુનમુદ્રણ દશકા ઓયથી થયું નથી. તે થવાની ઘણી જ જરૂર છે. ગુજરાત વિદ્યાસભા અથવા ફારબસ સોસાઇટીને આ કાર્ય હાથ ધરવાની જરૂર છે. પદ્માબેન દેસાઇના નવા ભાષાંતરની ઉત્તમતાને ઉતારી પાડયા વિના આ સૂચના હુ કરું છુ પદ્માબેનનું ભાષાંતર સમશ્લોકી છે.. મૂળ સંસ્કૃત પુસ્તકના ઉંડા અભ્યાસ પછી, તેના હાર્દમાં ઉતરીને, આ ભાષાંતર થયુ છે તે તેની વિશેષતા છે. પુસ્તકની શરૂઆતમાં પદ્માબેને વિદ્વત્તા ભરી પ્રસ્તાવના લખીને કવિ ભવભૂતિનો, તેની કલાનો, ઉત્તર રામચરિતની વિશેષતાઓનો અને તેમાંનાં સુંદર પાત્રાલેખનનો પરિચય કરાવ્યો છે. જાણીતા કેળવણીકાર અને સંસ્કૃતના અભ્યાસી શ્રી. રતિલાલ મોહનલાલ ત્રિવેદીએ ગ્રન્થ પરિચય વિદ્વતાથી અને સમદ્રષ્ટિથી કરાવ્યો છે તે અભ્યાસ યોગ્ય છે. એમના મત મુજબ ભવભૂતિ એ જીવનની મધુરતાનો મહાકવિ છે આત્માની અમરકલાથી અંકિત એના ' ઉત્તર રામચરિત, દ્વારા એણે પ્રેમની વિજયપતાકા વિશ્વમાં ફરકાવી છે. ઉત્તર રામચરિત કાવ્યસાહિત્યમાં શિખર સ્થાને વિરાજે છે. નાટકના આરંભમાં જ કર્તવ્યના ગુણગાન છે. રામચંદ્ર સીતાને અનન્ય પ્રેમથી ચાહે છે છતાંયે કર્તવ્ય કર્મ કર્યા પછી જ તેનો સહવાસ શોધે છે. તેઓ સીતાને અતિ પવિત્ર માને છે, છતાંયે લોકાપવાદ આવતાં

સ્નેહ દયા અને સૌખ્ય કે વળી જાનકી પ્રિયા,
ત્યજતા લોક પ્રિત્યર્થે મ્હને ના સહેજે વ્યથા

પોતે આમ કહે છે છતાંયે એમને વ્યથા તો ઉંડી છે. કર્તવ્ય આગળ તે દબાવેલી છે

આ ભાષાંતર ઉત્તમ થયુ છે. તે સર્વથા સત્કારવા યોગ્ય છે. ભારે પરિશ્રમ લઇ આ સમશ્લોકી ભાષાંતર તેમણે કર્યું છે. સમશ્લોકી માટે મહેનત ઘણી લેવી પડે છે. કોઇક સ્થળે તે ઘણું કઠણ અને સંસ્કૃતમય પણ થઇ જાય છે. છતાંયે તેમાં એક પ્રકારની મીઠાશ પણ ઉતરી શકે છે. જાણે અસલ જ વાંચતા હોઇયે તેવું ભાન થાય છે. નાટકના બીજા અંકમાં પ્રકૃતિ વર્ણનના એક બે શ્લોક જોતાં પદ્માબેનની શક્તિનાં આપણને દર્શન થાય છે.

માલિની

મદભર ખગનાભ્યા નેતરોથી ખરેલા
સુમન સુરભીશીત સ્વચ્છ પાણી ભરેલા
બહુ ફૂલભરનીલ જંબુના મંડપોમાં
ખળખળ વહેતા આ ઓત શનિર્ઝરોના ' (૨૦)

વળી–

તરુણ કુહરવાસી રીંછના ઘર્ઘરાટો
પ્રતિરવ થકી પેરા પેરી લેતા દિશાઓ,
કરિદલ કચરેલી સલ્લકી ડાંખિઓની,
શિશિર, કટુ, તુરી આ અત્ર આવે સુગંધિ. (૨૧)

આ બન્ને શ્લોકમાં મૂળ શબ્દ અને અર્થની યથાર્થતા આવી છે. કોઇક શ્લોકોમાં છૂટ પણ લેવાઇ છે છતાં વાણીની મનોહરતામાં ન્યુનતા નથી આવી. જુનાં સ્થાન જોતાં નિરાડંબરી વાણીમાં રામચંદ્ર બોલે છે તે પણ બહુ જ સરળ શ્લોકોમાં પદ્માબેને ઉતાર્યું છે.

વસંત તિલકા

આરણ્યક વ્રત અને ગૃહધર્મ પાળી,
સંસારના સુખભણી રસલ્હાણ માણી;
પૂર્વે ઘણા દિન અમે વસતાં હતાં જ્યાં,
રે આજ તે વન પડે નજરે ફરી કાં ! (૨૨)
આ તેજ પર્વત મયૂર ટહુકતા જ્યાં,
તે આ વનસ્પતિ મદે મૃગ ખેલતાં જ્યાં;
જ્યાં પક્ષી મંજુલ લતે મધુરું કવે છે,
તે આ કદંબ ઘન વંશ નદી તટો છે. (૨૩)

મૂળ મહાકવિનું નાટક, અને પૂર્ણ પ્રેમભર્યા અભ્યાસ પછી થએલો શક્તિશાળી અનુવાદ તેમાંથી ઘણુંયે ઉતારવાનું મન થાય તેમ છે પરંતુ જીજ્ઞાસુને મૂળનું જ વાંચન કરવાની ભલામણ કરી સંતોષ માનવો પડે છે. પદ્માબેનનો આ પ્રયત્ન આવકાર અને અભિનંદન યોગ્ય છે. અંતમાં તેમની લખેલી નોંધથી પુસ્તક સરળતાથી સમજી શકાય છે.

આટલું કહ્યા પછી પદ્માબેનને એક વિજ્ઞપ્તિ કરી શકાય ? બાળ સાહિત્ય લખવાની તેમને હથોટી છે. તો બાળયોગ્ય બને તેવી ભાષામાં આ નાટક ટુંકાવીને તેઓ ગુજરાતીમાં લખે તો ? શુદ્ધ ગુજરાતી ભાષાથી અજાણ્યુ અનેક સામાન્ય શિક્ષણ પામેલી બેનો માટે પણ લોકયોગ્ય આવૃત્તિની જરૂર છે.

કેશવપ્રસાદ દેસાઇ

**રણયજ્ઞ** (મહાકવિ પ્રેમાનંદ કૃત)

સંપાદક: પ્રો. મંજુલાલ મજમુદાર કિંમત રૂ. ૩–૧૨–૦.

મુંબઇ યુનિવર્સિટીની બી. એ. પરીક્ષા માટે પ્રેમાનંદ કૃત 'રણયજ્ઞ' અભ્યાસક્રમમાં નિયત થયું છે. તેની આધારભૂત આવૃત્તિ પ્રો. મજમુદારે તૈયાર કરી છપાવેલી છે. પ્રો. મંજુલાલભાઇ પ્રાચીન અને મધ્યકાલીન કવિતાના પીઢ અભ્યાસક છે પ્રાચીન તથા મધ્યકાલીન ગુજરાતી કવિતાને લગતાં તેમનાં સંપાદનો રસિક તથા વિદ્વત્તાપૂર્ણ છે. સંપાદિત કૃતિને લગતી આનુષંગિક, તમામ માહિતી રજૂ કરવાની તેમની પદ્ધતિ અનુકરણીય છે. 'રણયજ્ઞ'માં પણ તેમણે પ્રેમાનંદ ચરિત્રની સવિસ્તર નોંધ ઉપરાંત 'રણયજ્ઞ' ના વસ્તુ, વિષય અને નામાભિધાન અંગે સારી માહિતી આપેલી છે. પાઠશુદ્ધિ માટે તેમણે લીધેલો શ્રમ પ્રસંશનીય છે. વિદ્યાર્થીઓને ઉપયોગી, થાય એ હેતુથી રસાથંકાર પ્રકરણ પણ ટુંકામાં આપેલું છે.

છેક છેવટે પ્રેમાનંદના આશ્રયદાતા નંદુરબાર વાળા દેસાઇ, મહેતા શંકરદાસ વિષેની માહિતી આપેલી છે તે સંશોધકોએ અવલોકવા જેવી છે. એકંદરે 'રણયજ્ઞ' ની આ આવૃત્તિ સુવાચ્ય, સરળ અને માહિતીપૂર્ણ બનેલી છે, એમ કહી શકાય.

**સ્નેહમિલન અને બીજી વાતો** (લેખક શ્રી. સનત્કુમાર વીણ. પ્રકાશક:–નવચેતન સાહિત્યમંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ. કિંમત રૂ. ૩–૦–૦)

આ પુસ્તકમાં 'સ્નેહ મિલન' નામની લાંબી વાર્તા અને બીજી કેટલીક ટુંકી વાર્તાઓ આપેલી છે. 'સ્નેહમિલન' નવલકથાનું કથા-વસ્તુ રસપ્રદ છે. ઘટનાઓની પરંપરાનો રસ તેમાં સારી રીતે મળી રહે છે નવલકથા હાથમાં લીધા પછી પુરી થતાં સુધી નીચે મૂકવાનું મન ન થાય તેજ સરળ નવલકથા, એમ લેખક પ્રસ્તાવનામાં જણાવે છે. આ નવલકથા વાંચવાનું શરૂ કર્યા પછી ગમી જાય તેવી છે. ટુંકી વાર્તાઓ પણ આકર્ષક છે.

પણ આ નવલકથા તથા વાર્તાઓ મૌલીક છે ?

પ્રસંગોનું નિરુપણ સૂક્ષ્મ રીતે જોતાં કદાચ કોઇ પરભાષાની નવલ કે વાર્તાના કથાવસ્તુનો, આધાર લીધો હોય એમ ભાસ થાય છે. તે ભાસ ખરો ન હોય તો લેખકની ઘટનાશક્તિ માટે આપણે વધુ ઉંચો અભિપ્રાય બાંધી શકાય.

વેણુ કાકા-
(લેખકઃ શ્રી. ચાંતિકુમાર પંડ્યા.)
પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર. ૨૨૫૬, ભદ્ર, અમદાવાદ. કિં. ૩-૪-૦

વેણુ કાકાનાં પરાક્રમો આલેખતું આ પુસ્તક બાળક-કિશોરોને વાંચવું ગમે તેવું છે. વેણુ કાકાની બાળલીલાથી માંડીને તે વેણુ કાકા જંગબાર જાય ત્યાં સુધીની વાતો સરળ અને રસમદ્ર બની છે. વેણીરામ સાસુનું નાક તાણે છે તે અને શ્રીમત સરકારના હજામ પાસે હજામત કરાવવા જાય છે એ પ્રસંગોની રમુજ બાળકોને યાદ રહી જાય તેવી છે.

લખાવટ સરળ અને સુઘડ છે. કેટલાક પ્રસંગોનાં વર્ણન ટુંકાવ્યાં હોત તો બાળકોને માટે રસ વધુ ગાઢો બની શકત.

જયેષ્ઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ
(લેખકઃ અધ્યા. ભોગીલાલ જ. સાંડેસરા એમ. એ. પ્રકાશકઃ ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ. કિં. ૦-૧૪-૦ )

મોઢ બ્રાહ્મણોમાં 'જ્યેષ્ઠા મલ્લ' બ્રાહ્મણોની એક પેટા જ્ઞાતિ ગણાય છે. આ જ્યેષ્ઠી મલ્લો-જેઠીમલ્લો મલ્લવિદ્યા અને ધનુર્વેદના પ્રવર્તક ગણાય છે. જેઠી-મલ પહેલવાનોની નામના ભારતમાં ખૂબ પ્રસરેલી છે. તેમણે ગુજરાતની મલ્લવિદ્યાનો ડંકો ઠેઠ આંધ્ર, કર્ણાટક અને દ્રાવિડ પ્રદેશ પર્યંત વગાડેલો છે, એ જ્યેષ્ઠીમલ્લો અને તેમના મલ્લપુરાણ વિશે રસ અને માહિતીથી પૂર્ણ આ પુસ્તક પ્રો. સાંડેસરાએ તૈયાર કરેલું છે.

દેલમાલ મોઢેરાના જેઠીઓની ભૂલાઇ જતી પરંપરાને સંશોધી, સંમાર્જી તેનું અવલોકન કરીને શ્રી. સાંડેસરાએ ગ્રંથસ્થ કરી છે, સંશોધનની દૃષ્ટિએ તેનું મૂલ્ય ઘણું જ છે. પ્રાચીન કાળની ભૂલાઇ જતી નાતો-જાતિઓ, તેમના ધંધા, રીતરીવાજ, પરંપરા વગેરેનો અભ્યાસ થવો આવશ્યક છે, ઇતિહાસ અને સમાજશાસ્ત્રના અભ્યાસની પૂર્તિ આવા યોગ્ય ગ્રંથો વડે જ થઇ શકે. શ્રી. ભોગીલાલ સાંડેસરાએ જ્યેઠી-મલ્લો અને મલ્લપુરાણ વિશેની આધારભૂત માહિતી આ પુસ્તકમાં એવા રસપ્રદ રીતે રજૂ કરી છે, કે તે વાંચતાં સંશોધનની શુષ્કતાને બદલે પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. આ પુસ્તક વાંચીને 'મલ્લપુરાણ' વિષે વાંચકની જીજ્ઞાસા વધુ સતેજ થાય છે. પ્રો. સાંડેસરા એ વિષેની વધુ માહિતી ગુજરાતને આપે તો સારૂં.

જેઠાલાલ ત્રિવેદી (બી. એ.)

નારી
લેખક, શ્રી ચારચન્દ્ર મિત્ર એરોની-એટ-લૉ. ભાષાન્તર કર્ત્રીઃ કુમારી ઇન્દિરા હરિશંકર વ્યાસ, પ્રકાશક : ગંગારામ ખન્ના, સંચાલક, શ્રી ભારતીય સાહિત્ય પ્રચારક મંડળ. બાલાહનુમાન અમદાવાદ ૧-૪-૦ પાનાં સંખ્યા, ૧૦૪.

એકંદરે આ પુસ્તક નારી સમાજની ફરજો અને અધિકારો વિષે ચિંતનશીલ સમીક્ષા કરે છે. યુરોપ અને અમેરિકાના રાષ્ટ્રોમાં પુરૂષના જેટલીજ સમાન હરજાની સ્ત્રીઓ ગણવાથી અને અમર્યાદિત સ્વાતંત્ર્ય આપવાથી તેમની અધોગતિ થઇ છે. આપણા દેશમાં પણ હિંદુ કોડ દ્વારા સ્ત્રીઓના સમાન હક અને દરજ્જાનો પ્રશ્ન ચર્ચાઇ રહ્યો છે ત્યારે આ પુસ્તક વાંચી જવાની ખાસ આવશ્યકતા છે. આખાએ પુસ્તકમાં હિંદના તથા યુરોપના જુદા જુદા વિચારકોનાં મંતવ્યો સામેલ કરી નારીને લગતા પ્રશ્નોની દલીલ પૂર્વક છણાવટ કરી છે. સ્ત્રી સમાજની બાબતોમાં રસ લેતાં માણસોએ અવશ્ય આ પુસ્તક વાંચવું જોઇએ.

વ્રત કથાઓઃ—
સંપાદક, શ્રી 'મધુર.' પ્રકાશકઃ શ્રી ગુજરાત પુસ્તક ભંડાર, ઢીંકવા ચોકી પાસે, કાલુપુર અમદાવાદ. કિં. રૂ. ૧-૮-૦ પાનાં ૧૨૮

હિંદુ સમાજનાં નારી વર્ગમાં આખાએ વરસ દરમ્યાન જુદાં જુદાં વ્રત કરવાનો રિવાજ હોય છે. વ્રતની ઉપાસના કુમારીકાઓ વધુ પ્રમાણમાં કરે છે. દરેક વ્રતની પાછળ કંઇને કંઇ કથા રહેલી હોય છે. આ પુસ્તકમાં ૧૮ વ્રતોનો મહિમા કહેવામાં આવેલો છે. કથાઓની લખાવટ સારી છે. નાનાં અને મોટાં દરેકને આ પુસ્તક વાંચવું ગમે તેવું છે.

મીઠી અને મહેરામણઃ—
લેખક : મગનલાલ બાપુજી ભ્રહ્મભટ્ટ, પ્રકાશક :

શ્રી મહાવીર પુસ્તકાલય. સેન્ટ્રલ બેન્ક પાસે, ગાંધી માર્ગ, અમદાવાદ કિં. રૂા. ૦-૧૨-૦ પાકુ પુઠું રૂા, ૧-૪-૦ પાનાં ૧૧૨

લેખક જણાવે છે તે પ્રમાણે લેખકે એક ભરવા કન્યા માહીને કુવા કાંઠે-વનવગડામાં પાણી સીંચતી જોઇ અને તે ઉપરથી તેમને કલ્પના જન્મી અને તેના પરિપાકરૂપ આ પુસ્તક છે.

આ વાર્તા વાચતાંજ આપણને ગુજરાતના પ્રખર વાર્તાકાર સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીની 'શેત્રુંજીને કાંઠે' અને 'દેવરો અને આણલદે' વાળી નવલિકાઓ યાદ આવી જાય છે.

વાર્તા પાછળ કોઇ ઐતિહાસિક ભૂમિકા જણાતી નથી. (કે. ચ. પ.)

**સુશિલાની સંસારપોથી**

રચિત : શ્રીમતી સતીદેવી, પ્રકાશક : એન. એમ. ઠક્કરની કંપની. બુકસેલર્સ : પબ્લિશર્સ ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ ૨. કિંમત રૂા. ૩-૧૨-૦ ત્રિરંગી કવર ચિત, સુંદર છપાઇ.

આજના ધાંધલીયા અને ઉદ્યમી યુગમાં પુરૂષોને હિસાબ લખવાનો સમય ન મળે એ સમજી શકાય એમ છે અને એટલે જ સ્ત્રીઓના હાથમાં જો આ કાર્ય સોંપી દેવામાં આવ્યુ હોય તો પુરૂષ બીજી પ્રવૃત્તિઓને માટે છૂટો રહી શકે છે, વળી સ્ત્રીના હાથમાં ઘરવખરી લાવવાનો ખૂટતી વસ્તુઓ વસાવવાનો ભાર હોય છે આથી આવી વસ્તુઓનો તે વ્યવસ્થિત હિસાબ-કિતાબ રાખી શકે તે ધ્યાનમાં લઇને જ આ ગૃહખર્ચની પોથીની રચના કરવામાં આવી છે. આ સ્ત્રીઓને માટેનું એક પુસ્તક છે એ દ્વારા તે પતિની આવકમાંથી યોગ્ય ખર્ચ કરી અમુક રકમની બચત પણ કરી શકે છે. કયા મહિનામાં કઇ વસ્તુઓ ખરીદી, કુલ્લે કેટલો ખર્ચ થયો. મહિનાને અન્તે બચત કેટલી થઇ, આવતા મહિના માટે કઇ વસ્તુ પર કાપ મુકી નાણા બચાવવા જેવાં છે તેની બધી માહિતી આ પોથીના વપરાશથી મળી રહે છે.

બહેનોને હિસાબ લખવાના કાર્યમાં સરળતા થાય તે માટે આ પુસ્તકમાં દરેક સ્ત્રીઓના અલગ અલગ ખાનાઓ પણ આપવામાં આવ્યા છે. દા. ત. શાકભાજી, મસાલા, ગોળ-સાકર, કપડાં, ફળ-ફૂલ આદિ બધી વસ્તુઓના જુદા જુદા ખાનાઓ છે. જે ખર્ચ થયો હોય તે આ ખાનાઓમાં લખી દેવો. બાદમાં મહિનાને અન્તે આવક-જાવકનું સરવૈયું કાઢવાની રીત પણ આ પુસ્તકમાં આપેલી છે. આટલું જ બસ ન હોય તેમ કુટુમ્બવૃક્ષ સુશીલ ગૃહનારીનો નિત્યનો ક્રમ, જન્મનોંધ, ઉપનયન, લગ્નનોંધ, મૃત્યુનોંધ, આદિ નોંધવા માટેના વિભાગો પણ છે. ઉપરાંત બહેનોને નિત્ય એક સુવિચારનો લાભ મળે તે માટે સુવિચારો પણ આપવામાં આવ્યા છે. અન્તભાગમાં માસવાર ખર્ચ આવક અને વર્ષ દરમ્યાન કેટલો ખર્ચ થયો તથા કેટલી બચત થઇ તેની વિગત નોંધવા માટેની સામગ્રી પણ મોજૂદ છે. આ પુસ્તક બહેનો માટે અતિ અગત્યની સામગ્રી રજુ કરે છે.

**અલંકારિકા**

પ્રયોજકઃ-સૌ. નિર્મળા ચંપકલાલ શાહ.
પ્રકાશકઃ-એન. એમ. ત્રિપાઠી લિ.
બુકસેલર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઇ ૨.
કિં. રૂા. ૪-૮-૦ ત્રિરંગી કવર જેકેટ સાથે.

રંગોળીના તો અનેક પુસ્તકો પ્રકાશિત થયાં છે પરન્તુ સરળ પદ્ધતિનું અને વ્યવસ્થિત રીતે સાથીયા અલ્પના રંગોળી આદિ દોરી શકાય તેવા વ્યવહારૂ પુસ્તકોનો અભાવ છે. તેને આ 'અલંકારિકા' પુસ્તક દૂર કરે છે.

પુસ્તકમાં સાથીયાં, રંગોળી શા માટે દોરવી ? એને માટેનું મુખ્ય કારણ શું ? એ દોરવા-પાડવા માટે કયા સાધનો લેવા, કેવી રીતે આ કૃતિઓ દોરવી તથા એમાં રંગો વગેરે પૂરવા વગેરેની સરળ અને સ્પષ્ટ સમજ આ પુસ્તકમા આપવામાં આવી છે. લેખિકા બહેને પોતાની સાદી પણ આકર્ષક શૈલીમા આ પુસ્તકની રચના કરી છે. પુસ્તકમાં સાથીયા, રંગોળી ઉપરાંત બંગાળી, આલ્પેના પણ કેવી રીતે દોરવી તેની સમજ આ કૃતિઓની સાથે રજુ કરવામાં આવી છે. આ પુસ્તકમાં બધી મળીને લગભગ ૧૪૬ જેટલી આકૃતિઓ આપવામાં આવી છે. વળી આકૃતિઓને કેવી રીતે દોરવી તેની સમજ ગુજરાતી,

હિન્દી, મરાઠી અને અંગ્રેજી એમ ચાર ભાષાઓમાં આપવામાં આવી છે. આ પુસ્તક ગુજરાતી ને જાણુ-નારા ઇતર વર્ગમાં પણ વિના સંકોચે વાપરી શકાય શકાય એમ છે.

આમ આ પુસ્તક બહેનોને માટે બે અગત્યના કલામય છે. બહેનો માટે ઉપયોગી આવું સુંદર પુસ્તક રચવા માટે સૌ. નિર્મળા બહેનને અમે અભિનંદન આપીએ છીએ.

**મ્યુનિસિપલ ખાડિયા શાળા નં ૧ અમદાવાદ**

## તૈલ ચિત્ર સ્મારક અંક

(મંત્રી-શ્રી મૂળશંકર પ્રાણશંકર જોષી)

કિંમત ૦-૭-૦

અંકમાં સંપાદકોએ વિદ્યાર્થીઓ તેમજ માબાપોને ઉપયોગી કેળવણી વિષયક વિગતો એકત્ર કરી છે. તથા અંકમાં શહેરની અગ્રગણ્ય વિદ્વાન વ્યક્તિઓએ સહકાર આપી ઉત્તમ પ્રકારનું સાહિત્ય પીરસ્યું છે. શેઠ શ્રી ચીનુભાઇ દેસાઇ, કપિલરાય મહેતા, ગનદરલાલ શુકલ, એડ. ઓ. સાહેબ, શ્રી મગનભાઈ દેસાઇ, મુળદાસ વૈશ્ય, શ્રી. ઠાકોરલાલ ઠાકોર અને શ્રી પ્રાણલાલ કિરપારાય દેસાઇના મનનીય લેખો સાચી કેળવણી તરફ નવો પ્રકાશ પાથરે છે.

શાળાના ઉત્સાહી, તેમજ આચાર્યપદને શોભાવે તેવા મુ. શિ, શ્રી. મૂળશંકર પ્રા જોષીની કર્તવ્ય પરાયણતા એ આખા અંકને નવો ઓપ આપ્યો છે.

હું ધારું છું કે અમદાવાદ મ્યુનિસિપાલિટી પાસે આવા પ્રતિભા અને કાર્યદક્ષ શિક્ષકોની સંખ્યા વધારે હોય તો સારું, આવા મુખ્ય શિક્ષકોને ઉત્તેજન આપી તેમને સુપરવાઇઝર કે ડેપ્યુટી. ઇન્સ્પે.ની ગ્રેડમાં લેવા ઘટે. રા. બ. ડાહ્યાભાઇ.

આ અંકની અંદર આપેલી વિવિધ વાનગીઓ તેમજ સાચા આચાર્ય તરીકેની શુદ્ધ ફરજ જોતાં શ્રી, રા. બ ડાહ્યાભાઇના શબ્દો પ્રશંસનીય છે.

અંકની સ્વચ્છતા, ભરપૂર હકીકત, વિવિધતાની દૃષ્ટિએ ઉત્તમ છે. કૃતનિશ્ચયી બનવા તરફ આગળી ચીંધતા શ્રી. રમણિકલાલ જયચંદભાઇ દલાલના કાવ્ય પંકિતયોગ્ય છે.

" માંડી રહીને મીટ ખાલી ઉંચે,
કોઇ નહિ પહોંચી શકેજ શૃંગે "

આ અંક બાળકોને અવશ્ય વાંચી જવા જેવો છે,

મંત્રી.

( પાના ૭ થી ચાલુ )

**રક્ષકો જ્યારે ભક્ષકો બને છે !:-**

પૂના ગઇ તા. ૧૨ મીના રાત્રે ૧ ના સુમારે લોકલ ટ્રેનમાંથી ઉતરેલ એક તરુણ સ્ત્રીને કહ્યું તારી ટીકીટ ચાલશે નહી, એમ કહી પરોઢીએ પાચ વાગ્યા સુધી ટીકીટ કલેક્ટરે કચેરીમા બેસાડી રાખી અને ત્યારબાદ બે ટીકીટ કલેક્ટરોએ તરુણી પર બળાત્કાર કર્યો. એવા આરોપ હેઠળ એક ટીકીટ કલેક્ટરને પુના રેલ્વે પોલીસે અટક કરી છે જ્યારે બીજો ટીકીટ કલેક્ટર ફરારી થઇ ગયો છે.. આ ગુન્હો ખડકી સ્ટેશન પર થયો છે. બારીં તાલુકાની એક તરુણી દાપોડી ખાતે પોતાની મોટી બહેનને મળવા આવી હતી ગુન્હાની રાત્રે પુના ખાતે તે બન્ને બહેનો સીનેમા જોવા ગઇ હતી સીનેમા જોઇ બન્ને બહેનો રાતની લોકલ ટ્રેનમાં દાપોડી જવા માટે ખીડકી સ્ટેશને ઉતરી તે બાદ ઉપરનો બનાવ બન્યો. અટકમાં લેવામાં આવેલા ટીકીટ કલેક્ટરનું નામ અનંત નારાયણ કુલકર્ણી છે.

**ભરણપોષણ માટે નોંધાવેલ દાવો**

મેક્સિકોથી ખબર છે કે શ્રીમતી ગ્વાદાલુ પેશાવેરાએ સત્તાધીશો આગળ એવુ નિવેદન કર્યું હતું કે તેણે ૧૫ માસમાં પાંચ બાળકોનો જન્મ આપતાં તેનો પિતા ગભરાઇ ગયો હતો, અને તેણે મને તજી દીધી છે. આ મહીલાએ બાળકોના ભરણ પોષણ માટે સરકાર સમક્ષ આર્થિક સહાયની માંગણી કરી હતી. ૧૯૪૮ માં તેને જોડીયા બાળકો અને ગયા એપ્રિલમાં એકી સાથે ત્રણ બાળકો અવતર્યાં હતાં.

ધરાદ–પાસેના માલુપુર ગામની એક બેહુબાઇના ગળામાંથી હાંસળી એકાએક ઉપડી ગઇ આ બાજુ ચોરીનો ઉપદ્રવ વધી રહ્યો છે સત્તાવાળાઓ કરતાં પ્રજાએ વધુ પડતુ જાગૃત રહેવાનો આ જમાનો છે એસો કોઇએ ન ભુલવું જોઇએ.

બુધગામ (ભાવનગર) માં "રંગબાઇ" નામની એક બાઇ ભાડુતી ટાંગો ચલાવે છે સ્ત્રીઓ અનેક કામ કરતી માલુમ પડી છે. તેમાં વળી આ એક નવીજ જાતનું કામ આ બાઈ કરી રહી છે. આ બાઇ અભણ છે પરંતુ એના અનુભવો ભણેલી ગણેલી સ્ત્રીઓને ઝાંખા પાડે તેવા છે. ધન્ય છે એ સ્ત્રીને.

**લોહીનો બેપાર**–(૧) મુંબઇની પોલીસે મહેરુન નિશા નામની ફિલ્મ નટીની શોધ કરી રહેલ છે. તેણીએ માહિમમાથી ૧૫ અને ૧૮ વર્ષની બે બાળાઓનું અપહરણ કર્યાનું જાણમાં આવેલ છે. (૨) સુરતની ખારવા કોમની બે બાળાઓને ફોસલાવી પરણાવી કે વેચી દેવાને બહાને નસાડીને લઇ જવાના આરોપસર બે સ્ત્રીઓ ઉપર આરોપ મુકાયા છે તેથી તેણીઓની પોલીસે ધરપકડ કરી છે.

**સોલાપુર**–ધોળે દહાડે હથીઆરબંધ ધાડ પડવાનો બનાવ બની ગયો. ગામ લોકોએ સામનો કરતાં ચાર પાચ સ્ત્રીઓને પણ વધુઓછું વાગી ગયાનું જાણમાં આવે છે.

(૩) બનાસકાંઠામાં હમણાં હમણાં છોકરીઓના અપહરણોના બનાવો બની રહ્યા છે. તાજેતરમાં ત્રણ બાળાઓના અપહરણો થવાથી લોકોમાં ભારે હાહાકાર થઇ રહ્યો છે.

(૪) સુરત સલાપુરાના મ્હોરવાડની એક છોકરીને ફોસલાવીને વેચી નાખવાનો એક કિસ્સો બન્યો છે. આવી છોકરીઓને ફોસલાવીને વેચી નાખવાનો ઠેકાણે પાડવાનો એક ભાઈ અને બે બાઈની એક ટોળકી પણ અસ્તીત્વ ધરાવે છે. આ ટોળીના સભ્યો નીચલા થરની છોકરાંઓને પટાવિ ફોસલાવીને લમવાં-ધુંઓને વળગાડી આપે છે. આવા કેટલાય કિસ્સા પેટલાદ વિગેરે સ્થળેથી પકડાયા છે.

**નોકરોથી સાવધ રહો**–ખાકીપુરમાં એક બનાવ એવો બની ગયો છે. નોકરજધરની સ્ત્રીને ઉઠાવી ગયા. વળી જુનાગઢમાં પણ એક વકીલની છોકરીની ઉઠાંતરી કરી ગયાના બનાવ છાપે ચઢી ચુક્યા છે. નોકરોને ઘરમા વધુ પડતી છુટ આપવાનાં આ પરિણામ છે.

# 卐 પરદેશના સ્ત્રી સમાચારો 卐

## ટાઈટલ ચિત્ર

લંડનમાંના ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટ્યુટમાં અંગ્રેજ પ્રજાજનો સમક્ષ હિંદ અને પાકિસ્તાનના કાપડ અને વણાટના ૧૦૦ દુર્લભ પોષાકનું અનેરું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. આ પ્રદર્શન શાહી હિંદી અને પાકિસ્તાન સોસાયટી મારફતે રજૂ કરવામાં આવ્યું હતું. ચારસો વરસ પહેલાંથી આજસુધીના જુદા જુદા વણાટના આ નમુનાઓનો સંગ્રહ શ્રી નીલીમાબેન બરૂઆ, ગૌરીપુર સ્ટેટ, આસામનો છે. શ્રી બરૂઆ બેન પ્રદર્શનમાં બે હિંદી મહિલાઓ સાથે વાત કરી રહ્યાં છે.

## કોર્ટમાં પ્રથમ સ્ત્રી શોર્ટહેન્ડ રાઇટર

મિડલસેકસવાસી ૨૧ વર્ષની વયની મિસ જોન ફૂક નામની કિશોરીએ, અત્યાર સુધી જે સ્થાન પુરૂષોનાજ હકક સમાન થઇ પડયું હતુ તે, હવે તેણે પ્રાપ્ત કરી અદ્દભૂત ઉદાહરણ રજુ કર્યું છે. લંડનની વડી અદાલતમાં સ્ત્રી શોર્ટહેન્ડ રાઇટર (લઘુલિપિ લેખિકા) તરીકે નીમાનાર તે પહેલીજ કિશોરી છે. તે બહુજ ઝડપથી અને જરા પણ ક્ષતિ વીના અક્ષરશઃ નોંધો લઇ શકે છે.

## સન્નારીઓનાં સ્મારકો

બકિંગ્હેમશાયરમાં હાઇવાયકોમ્બ ખાતે ૬૦૦ વર્ષ પુરાણા દેવળમાં બ્રિટનનાં સુપ્રસિદ્ધ નારી રત્નોનાં પૂણ્ય સ્મરણ તરીકે એક ભવ્ય કલાત્મય સ્મારક બારી ઉભી કરવામાં આવી છે. તેમાં અંકિત કરવામાં આવેલી ૧૦ સન્નારીઓની પ્રતિમાઓમાં ઇલિઝાબેથ ફ્રાઇ ફ્લોરેન્સ નાઇન્ટીન્ગેલ, ગ્રેસ ડાર્લિંગ અને ક્રિશ્ચિના રોસ્સેટિનો સમાવેશ થાય છે. અને છેલ્લે છેલ્લે છે રાણી વિકટોરિઆની કૌમાર્ય અવસ્થાની અત્યંત મનોહર મૂર્તિ.

## દર ત્રણ સેકન્ડે બે બાળકોના જન્મ

ન્યુકેસલ ખાતે બ્રિટનના વિજ્ઞાન વિકાસ મંડળની ૧૧૧ મી વાર્ષિક પરિષદના પ્રમુખ પદેથી બોલતાં સર જ્હોન રસેલે જણાવ્યું હતું કે દુનિઆની વસ્તીમાં દર ત્રણ સેકન્ડે બે બાળકોનો વધારો થતો રહે છે. છેલ્લા ૧૦૦ વર્ષ દરમિયાન વૈજ્ઞાનિક વિકાસના પરિણામે માનવ જીવન દીર્ઘ આયુષ્યવાળું બનતું જાય છે અને તેથી દુનિઆની કુલ વસ્તી ૨, અબજ અને ૩૦ કરોડ જેટલી હોવાની ગણત્રી છે. અને તેમાં પ્રતિ વર્ષ ૨ કરોડનો ઉમેરો થતો જાય છે.

## ભાવિ પરિચારિકાઓ

બ્રિટનમાં છોકરીઓ પરિચારિકાઓના ધન્ધામાં હોંશે હોંશે પ્રવેશ કરે તે માટે એક નવીજ યોજના અમલમાં મૂકવામાં આવી છે તે અનુસાર હાલ લંડનમાં ૧૫ વર્ષની ૭ છોકરાઓ કુલ્હેમ હોસ્પિટલ ખાતે પરિચારિકાઓ માટેની પ્રાથમિક તાલીમ મેળવી રહી છે. તેમને ત્યાં અઠવાડિયે શિ. ૩૯ (રૂ. ૨૬) ઉપરાંત ભોજન પણ મળે છે. તેમણે કંટાળાજનક ગૃહ કાર્ય કરવાનું હોતું નથી. તેઓ તો દવાખાનાના નિયત કામકાજથી સુપરિચિત બનવામાં સમય પસાર કરે છે. અને આરોગ્ય નર્સિંગ અને પ્રાણિધર્મ, ગુણ વિદ્યા વ. નું શિક્ષણ મેળવે છે. આ છોકરીઓ અહિં ખાઈ-પી-આનંદ કરે છે અને કહે છે કે આના કરતાં વધારે સારૂં જીવન શું હોઇ શકે? ૭ વર્ષની ઉંમરે આ વિદ્યાર્થિની પરિચારિકાઓ 'વ્યાખ્યાનો' નો શિક્ષણ કામ લેશે અને ૨૧ વર્ષની વયે તેઓ રાજ્ય તરફથી નોંધાએલી પ્રમાણભૂત પરિચારિકાઓ બની શકશે.

## છોકરીઓનું પત્રકારિત્વના ક્ષેત્ર

બ્રિટનમાં કેળવણી પૂર્ણ કર્યાબાદ ભાવિ કારકિર્દીની પસંદગી માટે સલાહ આપનાર ખાતા તરફથી જણાવ્યા પ્રમાણે આજે બ્રિટનમાં છોકરીઓ પત્રકારિત્વના ક્ષેત્રને સૌથી વધારે પસંદ કરે છે. ૫૦ ટકા ઉપરાંત છોકરીઓએ પ્રકાશન સંસ્થાઓમાં સામયિકોના તંત્રી મંડળોમાં કે પછી વૃતાંત નિવેદકો તરીકે જોડાવવા માટે અરજીઓ કરી છે. ગઇ સાલ છોકરીઓએ વિમાની ક્ષેત્ર તરફ વધારે વલણ દાખવ્યું હતું.

## સ્ત્રીઓએ નોંધાવેલું અસાધારણ ઉત્પાદન

ટ્રોબ્રિજ (વિલ્ટશાયર) ની ૨૪ વર્ષની વાયોલેટ

ઓવન નામની સ્ત્રી કારીગરે એજ આવાડિઆમાં ,૨૬૦,૦૦૦ કાપડનાં ફુમતાં વણીને દુનિઆમાં વણાટ કામની સ્પર્ધામાં અસાધારણ પ્રમાણ નોંધાવ્યું છે. આ સ્ત્રીની હરિફ માર્ગારેટ પેરટકોમ્બ નામની મહિલાએ એક અઠવાડિઆ પહેલાં કરેલા ૨૫૦,૦૦૦ કાપડના ફુમતાંના વણાટના ઉત્પાદન કરતા.

### ઘોડા પર મુસાફરી

લેમીંગ્ટનવાસી મિસિસ માર્ગારેટ એન્સને માટે તો ધરતીનો છેડો એ તેના પ્રવાસનો અંત હતો: કારણકે તેણે તાજેતરમાજ ઘોડા પર બેસીને ૯૦૦ પ્રવાસપૂર્ણ કર્યો છે. આ પ્રવાસમાં તેણે સ્કોટલેન્ડના ઉત્તર ભાગથી માંડી ઈંગ્લેન્ડના દક્ષિણ ભાગના વિસ્તારને ખૂંદી વળ્યો છે. પ્રથમ ૧૦૦ માઈલના પ્રવાસ પછી તેને અકસ્માત નડ્યો હતો પરંતુ આરગો નામની બીજી ઘોડી પર અંતે પ્રવાસ પુર્ણ કર્યો હતો. બ્રિટનની પ્રગતિ શીલ સ્ત્રીઓ કેવા કેવાં નવાં સાહસો ખેડે છે તેનું આ એક ઉદાહરણ છે.

### આકૃતિઓ તૈયાર કરતી સ્ત્રીઓ નિષ્ણાત

કાપડના વણાટકામમાં રેખાઓની આકૃતિઓ ડીઝાઈન તૈયાર કરવામાં માર્ગારેટ સાઇમન નામની મહિલા અજબ કલા કૌશલ્ય ધરાવે છે, આ કારીગરીમાંથીજ તે તેના જીવનનું ભરણ પોષણ કરે છે. ચેલ્સી સ્કુલ ઓફ આર્ટ અને રોયલ કોલેજ ઓફ આર્ટ ખાતે તેણે તાલીમ લીધી હતી. અને ત્યાં તેને આ વિષય માટે પ્રથમ શિષ્યવૃત્તિ પ્રાપ્ત થઈ હતી. બ્રિટનના કળા અને કારીગરીને લગતા પ્રદર્શન મંડળની તે કાઉન્સીલ મેમ્બર છે વણેલા રેસાઓ, ભીંત પડદા માટી તથા કામની વસ્તુઓ અને છાપડીઓ વગેરે માટે પણ તે આકૃતિઓ તૈયાર કરે છે.

### ગૃહઉદ્યોગને વેગ આપનાર વૃદ્ધ મહિલા

કાપડની મોંઘવારી અને માપબંધીના પરીણામે કેન્ટના પરગણામાં વણાટ કામના ગૃહઉદ્યોગને ઉત્તેજન મળ્યું છે, મિસ મેરી સોમર વિલ નામની ૮૨ વર્ષની વૃદ્ધાએ ત્રણ વર્ષ પહેલા પશ્ચિમ કેન્ટમા કાંતનારાઓ અને વણકરો માટેની કક્ષની સ્થાપના કરી હતી. આજે કેન્ટમાં ૬૧ સ્ત્રી સંસ્થાઓએ આ કક્ષળના કાર્યને ઉપાડી લીધું છે, કાંતણ અને વણાટ માટેની યોજના ઘડનાર ખુદ આ વૃદ્ધાના ૭ ઘરમાંજ વણાટ કામના નમુનાઓ ના ઢગલા ખડકાયા છે.

### ઉમરાવની સભામાં સ્ત્રી સભ્યો

બ્રિટનની તાજેતરમાં ઉમરાવની સભામાં સ્ત્રીઓને પણ સ્થાન આપવાની તરફેણમાં મત આપવામાં આવતાં હવે લાંબા વખતના આ વિવાદાસ્પદ પ્રશ્નનો અંત આવ્યો છે. લગભગ ૩૦ વર્ષથી બ્રિટનમાં જાહેર જીવનમાં સ્ત્રીઓના પ્રવેશને મર્યાદિત બનાવી દેતી લગભગ બધી જ સામાજીક અસમર્થતાઓ કાયદા દ્વારા દૂર કરવામાં આવી છે. પરંતુ ૧૯૩૦ અને ફરીથી પાછા ૧૯૪૬ માં આ પ્રશ્નને પરંતુ ઠંડો આવકાર મળ્યો હતો. આના વિરોધમાં, તાજેતરમાં કરવામાં આવેલી ચર્ચાઓ સુધારાની મજબુત તરફેણમાં હતી અને લોર્ડ પેથિક લ્યોરન્સે તો એવી જોરદાર હિમાયત કરી હતી કે જ્યારે સ્ત્રીઓને સનંદી અને તમને લશ્કરી ખાતાઓ તેમજ ધંધાદારી ક્ષેત્રો અને આમની સભામાં સ્થાન મળ્યું છે તો પછી તેમને માટે ઉમરાવ સભાનાં દ્વાર બંધ કરી દેવાનો કંઇ જ અર્થ નથી.

### લંડનનાં સ્ત્રી પુરવઠા પ્રધાન !

બ્રિટનના પુરવઠા ખાતાના પ્રધાનનાં ધર્મપત્ની શ્રી પેટ્રિસિઆ લંડનનાં 'પુરવઠા પ્રધાન' બને છે. લંડન કાઉન્ટી કાઉન્સિલ માટેની પુરવઠા સમિતિના ચેરમેન બનનાર આ પ્રથમ ગૃહિણી છે, તેમનું કાર્ય તેમના પતિ જેવું જ છે પરંતુ નાના સ્વરૂપનું. લંડન કાઉન્ટી કાઉન્સિલની દરેક નાની-મોટી જરૂરીઆતોની ખરીદી કાર્યની જવાબદારી તેમના શીરે રહેશે

### છોકરાઓની ક્લબોનું આંતરરાષ્ટ્રિય મંડળ

છોકરાઓની ક્લબો માટે એક આંતરરાષ્ટ્રિય સંસ્થા ઉભી કરવા બ્રિટનન છોકરાઓ માટેની ક્લબોનું રાષ્ટ્રિય મંડળ વિચારી રહ્યું છે. પરદેશોમાંથી છોકરાઓની ક્લબો તરફથી બ્રિટનમાં અભ્યાસ તેમજ ઇતર બાબતો અંગે મદદ અને માર્ગદર્શન માટે વારંવાર કરાતી વિનંતિઓના પરિણામે આ પગલુ વિચારાઈ રહ્યું છે બ્રિટનની છોકરાઓ માટેની ક્લબોના રાષ્ટ્રિય મંડળમાં ૨,૫૨૧ ક્લબોના ૧૯૫,૦૦૦ છોકરાઓ સભ્યપદ ધરાવે છે.

# બાલકુમાર

સંપાદક : ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા

## શિયાળાને—!

શિયાળાભાઈ ! શિયાળાભાઈ !
લાવ્યા છો તમે સાથે શું?
'ઠંડી' રાણી લાવ્યા હશો,
એમાં નહિ ઉલ્લેખ કર્યો,

રીંગણું શકરીયાંનું શાક,
ખાતાં તો નવ લાગે થાક;
જમરૂખ જો લાવ્યા હો ચાર,
તો તો બહુ માનું ઉપકાર

ટામેટા રાતા પાકા,
હું મોં માં મૂકું આખા;
મૂળાની રાંધો ભાજી,
ખાઈને થાઉં રાજી.

સૂકો મેવો શું લાવ્યા ?
કાજુકરીયા બહુ લાવ્યા;
અંજીર, આલુ ને બદામ,
એ તો પેટ ભરી ચાખ્યાં

અમૃતકુમાર એમ. શાહ.

## અમે બાલ

અમે નાના શા બાલ
માથે સુંવાળા વાળ
નાના રોતા કેંક બાલ
જાણે ફુલોની માળ.

આહા માડી શા વ્હાલ
તારી દ્રષ્ટિ દેતાળ
સ્નેહ વૃષ્ટિ ઉછાળ
સારી સૃષ્ટિ ઉજાળ

અમે નાના શા બાળ
સારી સૃષ્ટિ એ તાલ
એમાં પૂરીશું તાલ
ગીત ગાશું રસાળ

વ્હાણું થાશે ઉજાળ
જાશે આંધી કરાળ
મ્હેંકે ફુલોની ડાળ
ગુંજે ગીતો તું બાળ.

અમે નાના શા બાલ
અમે માડીના લાલ

—મધુરમ

# બાળકુમાર-હરિફાઇ

## સાચો ઉકેલ

(૧) ૧, શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત
૨, અમદાવાદ,
૩, જમના નદી

(૨) આબાદી

(૩) દાંત

(૪) હણહણે છે, બેંબેં કરે છે,
ચું ચું કરે છે, ભાંભરે છે,
અને ભૂંકે છે.

(૫) પોણા ચાર માઇલ

---

ખરાના નામો

ચંદ્રકાન્ત શંકરભાઈ, નાથાભાઈ ના, પટેલ, જશભાઈ છ. પટેલ, એમ કે પીરજાદા, શાન્તુભાઈ રાવજીભાઇ પટેલ, પા. અરવીન્દભાઈ ભાઈલાલભાઇ, ગોરધનભાઇ હીરાભાઈ પટેલ, મવીભાઈ ફકીરભાઈ પટેલ, દિનેશચંદ્ર હિમચંદ શાહ, ચિત્રાબેન ઠાકરભાઇ દેસાઈ, લાલશંકર નાનાલાલ, જેસુખલાલ દલપતરામ ભટ્ટ, મધુબેન દોલતરાય દેસાઈ, કનૈયાલાલ સી ક્રુ અવિચા મણીભાઇ વશી, પ્રમોદરાય ડી. દેસાઈ, જ્યોતિષચંદ્ર હર્ષદરાય દેસાઈ, ધીરજલાલ કાન્તીલાલ શાહ, મૃગેન્દ્ર ત્રીવેદી, પ્રતાપરાય ઉમીયાશંકર પંચોલી, કાન્તાબેન મોતીલાલ, શાન્તીલાલ છબીલદાસ મિસ્ત્રી, હરજીવનદાસ નારાયણદાસ પટેલ, ચીનુભાઇ બબલદાસ શાહ, ભાવસાર હિંમતલાલ ઈશ્વરલાલ.

ખરાવાળાને "મદન મોહના' નામની સામળ ભટ્ટની સરસ વાર્તા ભેટ આપવામાં આવે છે.

આ ભેટની ચોપડી ખરાવાળાને 'બુક-પોસ્ટ'થી તા. ૨૦ મી પછી રવાના થશે.

અંક રાખેલા મુજબ ખરાવાળાને તથા એક ભુલવાલાને મળી જશે.

નવી હરીફાઈ આ અંકમાં આપવામાં આવી નથી અમારું નવું વરસ જાન્યુઆરીથી શરૂ થાય છે. એટલે હવે આ પ્રયોગ ઉપરથી નવા વરસથી નિયમીત હરીફાઈ આપવામાં આવશે.

હરીફાઈમાં ભાગ લેવા માટે ગ્રાહક થવું એ વધારે ઉત્તમ છે. વાર્ષિક લવાજમ રૂા. ૧, ભરીને ગ્રાહક બનો.

વધુ માટે અમારો આવતો અંક અવશ્ય જુઓ.

ચંદ્રકાન્ત મહેતા સંપાદક

---

# અજબ દેશ

( સપ્ટેમ્બર માસથી ચાલુ વાર્તા )

## ૨ અલકપુરના રસ્તે

એકાએક જોસથી ધક્કો લાગતાં ચમેલી બેબાકળી બની ગઇ, કાળિયો ચીસ પાડી ઊઠયો ડગમગ ડગમગ થતું ઘર સ્થિર થઇ ગયું હતું ચમેલીએ ઉભી થઇને જોયું તો આભલું ચોકખું હતું. ઘરમા તડકો આવતો હતો તે દરવાજો ખોલીને બહાર નીકળી.... આંધી તેને નવા દેશમાં લાવી હતી. સામે લીલા લીલા ઘાસનું મેદાન હતું, ભાતભાતના ફુલોના બાગ હતા અને ફુલો વડે લદાયેલાં ઘણાં ઝાડ હતાં ત્યાંનો દેખાવ બહુજ સરસ હતો

ચમેલીને ફુલોના બાગ ઘણાજ ગમતા હતા. તે ફુલવાડી તરફ જોઇ રહી હતી એ વખતે સામેથી ચાર માણસો આવતાં દેખાયાં તેમનો દેખાવ નવાઇ પમાડે તેવો હતો તેઓમાં ત્રણ આદમી અને એક બૈરી હતી ઉંચાઇમાં તો તેઓ ચમેલીના જેવડાં જ હતાં, પણ ઉમ્મરમાં ઘણાંજ મોટા લાગતાં હતાં બૈરીના વાળ બીલકુલ ધોળા હતા. ત્રણ આદમીઓને લાંબી લાંબી દાઢીઓ હતી. તેમણે ઉંચી અને લાંબી ટોપીઓ પહેરી હતી તેમાં ઘુઘરા ટાંકેલા હતા તેમનાં કપડાં નીલા રંગનાં હતાં.

ચમેલી પાસે આવીને એ લોકોએ નમસ્તે કર્યા. પછી તેમાંથી એક જણ આગળ આવી બોલ્યો' પધારો! સ્વાગત! આપે પૂર્વ દીશાની દુષ્ટ, ઘરડી ડાકણને મારી નાખીને અમારા પર ભારે ઉપકાર કર્યો છે આપ મોટાં જાદુગરણી લાગો છો, ધન્ય છે."

ચમેલી તેની વાત સાંભળી નવાઇ પામી. તેણે તેના જીવનમાં કોઇને માર્યું નહતું. જાદુગરણી કોને કહે એ પણ તે બરાબર સમજતી નહતી. તે બોલી 'દુષ્ટ, ઘરડી ડાકણ કોણ? મેં તેને ક્યાં મારી છે?

ઘરડી બાઇએ હસતાં હસતાં કહ્યું 'આપે ના મારી હોય, પણ જુઓ, તે તમારા ઘર નીચે દબાઇને પડી છે. આ લાંબા લાંબા અને પાતળા તેના પગ છે. આ સોનાનાં કડાં દેખાય છે તે તેનાં છે. સોનાનાં કડાં પહેરેલા બે પગ ખરેખર દેખાતા હતા ચમેલી ગભરાઇ ઊઠી અને બોલી 'હવે, શું થશે?'

ઘરડી બૈરીએ કહ્યું! હવે શું થશે?' જે થવાનું હતું તે થઇ ગયું. ઘરડી ડાકણ તો મરી ગઇ તે તમારા ઘર નીચે દબાઇને મરી ગઇ એટલે આ બે કડાં તમારાંજ છે આ કડામાં એક ભારે ગુણ છે, પણ એના ગુણ શું છે તેની મને ખબર નથી. તમે આ દેશના રહેવાસીઓ માટે ભારે ભલાઇનું કામ કર્યું છે. ઘરડી ડાકણ લોક પર ભારે અત્યાચાર કરતી હતી.

ચમેલીએ પૂછયું શું તે ખરેખર ડાકણ હતી? તમે બધાં કોણ છો? તમે આ દેશનાં રહેવાસી છો?

ઘરડી બૈરીએ કહ્યું! હું આ દેશની નથી આ તો પૂર્વ દેશ છે. હું ઉત્તર દેશની ડાકણ

છું, ને દુષ્ટ ડાકણ આ દેશની હતી અમે બધાં એને કંઇ કરી શકતાં નહતાં, ખેર, હવે તો તે મરી ગઈ છે. અજબ દેશમાં અનેક ડાકણો અને જાદુગરો રહે છે. પણ તેમાં બધાં ખરાબ નથી. પશ્ચિમ દેશમાં પણ એક ડાકણ છે. તે પણ ભારે દુષ્ટ છે.

એ વખતે પેલા નાના આદમીઓમાંથી એક જણ એકાએક ચીસ પાડી ઊઠયો ચમેલીએ જોયું કે ડાકણના બન્ને પગ ઉડી જતા હતા ફક્ત બે કડાં પડી રહ્યાં ઉત્તર દિશાની ડાકણ ફરી બોલી.' તે દુષ્ટા મરી ગઈ છે. તેના બન્ને પગ પણ ઉડી ગયા છે, બન્ને કડાં તમે લઇ લો.'

ચમેલી કડાં ઊઠાવી લઇ ઘરમાં મુકી આવી, પછી પાછી આવીને બોલી. 'હું મારા ઘેર જવા ઇચ્છું છું. મારી કાકી મારા વિના બેચેન બની ગઇ હશે. રડતી હશે તમે મને મારા ઘરનો રસ્તો બતાવશો ?'

અજબ દેશની બહાર જવાના રસ્તાની અમને ખબર નથી. આ દેશની ચારેકોર રેત અને જંગલ છે. એ બધું શી રીતે પાર કરી શકાય ?

ઘરડી ડાકણે કહ્યું." બેટી, તારા ઘરનો માર્ગ જડવો મુશ્કેલ છે. તું અહિંજ રહે

ચમેલી રડવા લાગી અને બોલી, " મારે તમારા દેશમાં રહેવું નથી હું મારી કાકી પાસે જઇશ.

ચમેલીને રડતી દેખી બધાંને દુઃખ થયું. એ બધાં પણ રડવા લાગ્યાં.

ઘરડી ડાકણના હાથમાં લાકડી હતી. તેણે તે તેના નાકની સીધમાં રાખી જોતજોતામાં એ લાકડી દર્પણ બની ગઇ. એના પર લખ્યું હતું:

"ચમેલીને જબલપુર જવું પડશે."

ડાકણે એ વાંચ્યા પછી કહ્યું બેટી ! તારું નામ ચમેલી છે ?

ચમેલીએ કહ્યું. હા, મારું નામ ચમેલી છે, પણ મારે જબલપુર શા માટે જવું પડશે ? એ કયાં આવ્યું ?

બુઢીએ કહ્યું: 'એ એક અદ્દભુત નગર છે. ત્યાં અમારા જાદુગર તાજજુબજી રહે છે તેના જેવો જાદુ બીજું કોઈ જાણતું નથી તે આ દેશના રાજા છે અમે તેમને કદાપિ જોયા નથી, તેઓ જેવા-તેવાને મળતા પણ નથી

ચમેલીએ કહ્યુ: 'હું ત્યાં કેવી રીતે પહોંચીશ ? તાજજુબજી મને ઘર જવાનો રસ્તો બતાવશે ?

બુઢી થોડીવાર વિચાર કરી બોલી: તેમની ઇચ્છા છે. આ બાબતમાં હું કંઈ કહી શકું નહિ, જબલપુર અહિંથી ઘણું દૂર છે તું રસ્તામાં કયાંય ભુલી ના પડે જબલપુર જવાનો રસ્તો પીળી ઇંટોનો બનેલો છે રસ્તામાં અનેક આફતોનો સામનો કરવો પડશે ભયાનક જંગલ પાર કરવું પડશે વારૂં હું તારા રક્ષણ માટે ઉપાય કરૂં છું,

ચમેલીએ પૂછ્યું, 'તમે મારી સાથે આવશો ?'

બુઢીએ કહ્યું 'ના, હું નહિ આવી શકું. તું એકલીજ જજે. અમે ત્યાં જઈ શકતાં નથી. હું તારા માથા પર બચ્ચી ભરું છું. હવે તને કોઇ હેરાન કરી શકશે નહિ. પછી બુઢીએ ચમેલીના માથા પર બચ્ચી ભરી ત્યાં એક સફેદ નિશાન પડી ગયું. રસ્તામાં તને કોઇ બોલશે નહિ ત્યાર પછી બુઢીનો ત્રણ સાથીદારો ચમેલીને નમસ્તે કરી ચાલ્યા ગયા

'બેટી ! હવે તું તારા રસ્તે જા !' આમ કહી ઉતર દિશાની ઘરડી ડાકણ ડાબી પગ

[ અનુસંધાન પાનું ૬ ]

# —: ફૂલોનો દેશ :—

અનુવાદક : શ્રી દીનાનાથ જે મહેતા.

એક રાજા હતો. કમનસીબે એ હંમેશાં બિચારો બિમાર રહે રાજાએ ખૂબ દવા-દારૂ કરાવ્યાં પણ કાંઇ ફાયદો થયો નહિ. આ રાજ્યના ને દેશદેશાવરથી વૈદ્ય હકીમો તેડાવ્યા, પણ બધાય થાકીને પાછા ગયા. કેટલાંય વર્ષો પછી એક વૈદરાજ દેશદેશાવર ફરતાં ફરતાં આ રાજાના રાજ્યમાં આવી ચઢ્યા. તેણે રાજાને વાત કરી કે 'જો ફૂલોના દેશમાંથી સોન ચંપાનું ફૂલ મંગાવો તો એની સુગંધથી તમારું આ દર્દ મટે''

આ વાત સાંભળીને રાજાના કુમારે કહ્યું 'પિતાજી! મને ફૂલ લેવાની આજ્ઞા કરો અને જો હું ન લાવી શકું-તો પછી બીજા લોકોને તે કામ બતાવજો''

રાજાએ એની વાત મંજુર રાખી અને ફૂલ લેવા જવાની રજા આપી'' રાજકુમાર રાજાને પ્રણામ કરીને ઉપડયો ફૂલ લેવા

કેટલીય-નદિયો-પહાડો-પર્વતો જંગલો અને શહેરો વટાવતો વટાવતો રાજકુમાર એક એવા સ્થાનમાં આવી પહોંચ્યો કે જ્યાં ફૂલ સિવાય બીજું કાંઈ દેખાતું જ નહોતું રાજકુમાર તો આ નકરાં નકરાં ફૂલોને જોઇને ખુશ ખુશ થઇ ગયો એના આનંદનો પાર ન રહ્યો.

રાજકુમાર તો ફૂલો જોતો જાય છે ને આગળ વધતો જાય છે. તેવામાં ફૂલોનાજ બનાવેલા એક વિચિત્ર મહેલ પાસે આવી પહોંચ્યો. રાજકુમાર એ ફૂલોના મહેલમાં ગયો. અંદર જઇને જુએ છે તો રંગબેરંગી સુંદર ફૂલોનાજ બનાવેલા સિંહાસન ઉપર રૂપ રૂપના અંબાર સમ એક સ્ત્રી બેઠી છે.

રાજકુમારને જોઈને તે સ્વરૂપવાન સ્ત્રીએ પૂછ્યું 'તમે કોણ છો ? અને અહીંયાં કેમ આવ્યા છો ? '

રાજકુમારે એને પોતાના આવવાનું કારણ જણાવ્યું.

પછી તે સ્વરૂપવાન સ્ત્રીએ કહ્યું 'હુંજ ફૂલોની રાણીની છું. અહીંયા હંમેશાં એક રાક્ષસ આવે છે તેનાથી તું મને મહેરબાની કરીને બચાવ ' આમ કહીને ફૂલોની રાણીએ તેને કોઈ ન જોઇ શકે તેમ સંતાડી દીધો.

થોડીવારમાં રાક્ષસ આવ્યો ફૂલોની રાણીએ એને ખાવાનું આપ્યું. રાક્ષસ તો ખાઈ પીને લઠીંગા જેવો થઇને સુતો અને સસળસાટ નસકોરાં બોલાવવા લાગ્યો.

રાજકુમારે જોયું કે રાક્ષસ હવે ગાઢ નિંદ્રામાં છે એટલે સંતાયો હતો ત્યાંથી બહાર નીકળ્યો, અને લોઢાના બે લાંબા સળીયા લીધા અને તેને તાપમાં તપાવી લાલચુમ જેવા કર્યા અને પછી રાક્ષસ પાસે ગયો, અને એ ધગધગતા સળીયા તે રાક્ષસની આંખોમાં ખોસી દીધા. રાક્ષસ તો જોર જોરથી બુમો પાડવા લાગ્યો ને ઊઠીને રાજકુમારને પકડવા માટે ચારે બાજુ દોડવા લાગ્યો. પરંતુ શી રીતે પકડી શકે ? આંખો તો ફુટી ગઈ હતી અને છેવટે બુમો મારતો મારતો ત્યાંથી જીવ બચાવવા ખાતર નાસી છુટયો.

બીજે દિવસે રાજકુમાર ફૂલોની રાણી સહિત સોનચંપાનું ફૂલ લઈને વિમાનમાં પોતાના રાજ્યમાં પહોંચી ગયો.

રાજા પોતાના પુત્રના પાછા ફરવાના સમાચાર સાંભળીને તથા સોનચંપાનું ફૂલ પણ લાવ્યાની હકીકત જાણીને ખુબ ખુશી થયો. તેણે ધામધુમ પૂર્વક કુંવરનું સામૈયું કર્યું અને ફૂલોની રાણી સાથે તેનાં લગ્ન કર્યા અને રાજાની બિમારી પણ સોનચંપાનું ફૂલ સુંઘવાથી મટી ગઈ એટલે કુંવરને રાજપાટ સોંપી દીધાં.

કુંવરે અને ફૂલોની રાણીએ ખુબ સરસ રીતે રાજ્ય કર્યું.

☆

---

પાના ચોથાથી ચાલુ

જમીન પર પછાડી ત્રણ ચક્કર ખાઈને ઉડી ગઈ. આ દેખીને ચમેલીને નવાઈ લાગી નહિ કારણ કે તેણે તેની કાકી પાસેથી સાંભળ્યું હતું કે ડાકણો પગ પછાડીને ચાલે છે પણ કાળીઓ બહુજ ગભરાઈ ગયો. તે ચારેકોર ભસ ભસ કરતો દોડવા લાગ્યો

બધાં ગયાં એટલે ચમેલી ઝલકપુર જવાની બાબતમાં વિચારવા લાગી મોડે સુધી વાતચીત કરવાથી તેને ભૂખ લાગી હતી તેણે એક રોટલી ખાધી અને એક કાળિયાને ખવડાવી બાકીની રોટલીઓ ઝલકપૂર જતાં રસ્તામાં ભૂખ લાગે તો ખાવા કામ આવે એટલા માટે એક ડબ્બામાં મુકી દીધી.

નદીમાંથી પાણી પી લઈને ચમેલીએ એક પોટલીમાં પોતાનો સામાન બાંધી લીધો સામાનમાં હતું શું ? ઝાડ નીચે પડેલાં કેટલાક ફળ અને રોટલીઓ વાળો નાનો ડબ્બો.

ચમેલી જાણતી હતી કે 'બહાર જતી વખતે સાફ કપડાં પહેરવાં જોઈએ.' નીલા રંગની એક સાડી વળગણી પર પડી હતી તે તેણે પહેરી લીધી સોનાનાં બે કડાં પહેરી લીધાં, પોટલી બગલમાં દબાવીને કાળિયાની સાથે ચમેલી ઝલકપૂરની શોધમાં નીકળી.

ચારેકોર અનેક સડકો હતી. એમાંથી પીળી ઈંટોથી બનેલી સડક શોધી કાઢતાં વાર ન લાગી સડકની બન્ને બાજુ લીલાં હરિયાળાં મેદાન હતાં વચ્ચે વચ્ચે બેસવા માટે સરસ જગા હતી. ચમેલી જે મકાન આગળ થઈને નીકળતી તે મકાનની બહાર આવી નીલાં કપડાં પહેરેલાં નાનાં મોટાં માણસો તેને નમસ્કાર કરતાં હતાં કાળિયો ચમેલીની પાછળ પાછળ પુંછડી હલાવતો ચાલે જતો હતો. [અપૂર્ણ]

# ઇશ્વર જે કરે તે સારાને માટે

લેખક: સંપાદક

કોઇ એક ગામમાં નગરશેઠ રહે. તેમને કોઇનો એકજ દિકરો શેઠને દિકરાથી સંતોષ હતો.

શેઠની મોટી મોટી પેઢીઓ ચાલે તેમાં અનેક માણસો કામ કરે, તે બધાની દેખરેખ એક મુખ્ય મુનીમજી રાખે આ મુનીમજી શેઠના ખાસ માણસ અને પૂર્ણ વિશ્વાસું મુનીમજી હરવખત ઇશ્વર જે કરે છે તે સારા માટે એમ અવાર નવાર બોલ્યા કરે

આથી શેઠ ઘણી વખત ગુસ્સે થાય અને મુનીમજીને ઠપકો આપે કે તમો આ શું હરવખત બોલ્યા કરો છો?

શેઠજી વખત આવે આપને તેનો જવાબ મળશે મુનીમજીએ કહ્યું

એક દિવસ એવું બન્યું કે શેઠના પગની આંગળીએ વાગ્યું, તેમાંથી પાકીને મોટું થયું. દવા સારા ડોકટારોની કરાવી પણ આરામ કંઇજ નહિ અને ડોકટરોએ કહી દીધું કે શેઠ સાહેબ આપે આ સડેલી આંગળી કપાવી નાખવી પડશે. જો તમે તે નહીં કપાવો તો તે સડો ધીમે ધીમે આગળ વધશે માટે આટલેથી સમજીને કપાવી નાખો તો સારૂં.

શેઠને આ ડોકટરોની સલાહ જરાય ગમી નહિ અને શું કરવું તેની ચિંતામાં રહે એક દિવસ મુનીમજીએ શેઠને ચિંતાતુર જોતા પુછયુ: કેમ શેઠ સાહેબ આપ ખુબ ચિંતામાં છો તેનું કારણ અમોને નહિ જણાવો તો કોને જણાવશો?

મુનીમજી મારા પગની આંગળીએ તો મારો જીવ લીધો જૂઓને કેટકેટલી દવાઓ કરી પણ કંઇજ મટયું નહિ અને છેવટે ડોકટરો કહી ગયા કે હવે જરાય વિલંબ કર્યા વગર કપાવી નાખો બોલો મારે શું કરવું? શેઠે પૂછયું

ડોકટરોની સલાહ હોય તો પછી પુછવું શું શું કપાવો નાખવો 'ઈશ્વર જે કરે છે તે સારા માટેજ' તે કેમ આપ જાણતા નથી મુનીમજીએ કહ્યું:

આ સાંભળીને શેઠને મુનીમ પ્રત્યે ખુબ ખોટું લાગ્યું અને ગુસ્સામાં અને ગુસ્સામાં 'મુનીમને કહી દીધું' કે તમારા જેવાની હવે મારે જરૂર નથી જ્યારે હોય ત્યારે તેની તેજ વાત માટે તમો તમારે ફાવે ત્યાં જઈ શકો છો

શેઠનો જવાબ સાંભળી ઠંડા મુનીમજીએ ઠીક શેઠજી જેવી આપની ઇચ્છા. ઈશ્વર જે કરે છે તે સારા માટે હો ત્યારે રામ રામ જરૂર પડે સેવકને કાળી રાત્રે બોલાવશો તો આવીશ. નિમકહલાલ છું, અને રહીશ એમ કહીને મુનીમજીએ પોતાનો વહીવટ શેઠના ચરણોમાં મુકી વીદાય લીધી.

મુનીમજીના ગયા પછી શેઠને એક વિચાર આવ્યો, હરવખત તે કહ્યા કરે છે અને મને ખુબ વેદના થાય છે એ ઉપરાંત ડોકટરોએ પણ કહ્યું એટલે મારે સડેલ આંગળો તો કપાવીજ નાખવી, તેથી તેમણે પોતાની આંગળી કપાવી નાખી.

# ઇશ્વર જે કરે તે સારાને માટે

લેખક: સંપાદક

કોઇ એક ગામમાં નગરશેઠ રહે. તેમને શેઠનો એકજ દિકરો શેઠને દિકરાથી સંતોષ હતો •

શેઠની મોટી મોટી પેઢીઓ ચાલે તેમાં અનેક માણસો કામ કરે, તે બધાની દેખરેખ એક મુખ્ય મુનીમજી રાખે આ મુનીમજી શેઠના ખાસ માણસ અને પૂર્ણ વિશ્વાસું. મુનીમજી હરવખત ઇશ્વર જે કરે છે તે સારા માટે એમ અવાર નવાર બોલ્યા કરે

આથી શેઠ ઘણી વખત ગુસ્સે થાય અને મુનીમજીને ઠપકો આપે કે તમો આ શું હરવખત બોલ્યા કરો છો ?

શેઠજી વખત આવે આપને તેનો જવાબ મળશે મુનીમજીએ કહ્યું.

એક દિવસ એવું બન્યું કે શેઠના પગની આંગળીએ વાગ્યું તેમંથી પાકીને મોટું થયું. દવા સારા ડોકટારોની કરાવી પણ આરામ કંઇજ નહિ અને ડોકટરોએ કહી દીધું કે શેઠ સાહેબ આપે આ સડેલી આંગળી કપાવી નાખવી પડશે. જો તમે તે નહીં કપાવો તો તે સડો ધીમે ધીમે આગળ વધશે માટે આટલેથી સમજીને કપાવી નાખો તો સારૂં.

શેઠને આ ડોકટરોની સલાહ જરાય ગમી નહિ અને શું કરવું તેની ચિંતામાં રહે એક દિવસ મુનીમજીએ શેઠને ચિંતાતુર જોતા પુછ્યું: કેમ શેઠ સાહેબ આપ ખુબ ચિંતામાં છો તેનું કારણ અમોને નહિ જણાવો તો કોને જણાવશો ?

મુનીમજી મારા પગની આંગળીએ તો મારો જીવ લીધો જૂઓને કેટકેટલી દવાઓ કરી પણ કંઇજ મટયું નહિ. અને છેવટે ડોકટરો કહી ગયા કે હવે જરાય વિલંબ કર્યા વગર કપાવી નાખો બોલો મારે શું કરવું ? શેઠે પૂછ્યું

ડોકટરોની સલાહ હોય તો પછી પુછવું તું શું કપાવી નાખવી 'ઈશ્વર જે કરે છે તે સારા માટેજ' તે કેમ આપ જાણતા નથી મુનીમજીએ કહ્યું:

આ સાંભળીને શેઠને મુનીમ પ્રત્યે ખુબ ખોટું લાગ્યું અને ગુસ્સામાં અને ગુસ્સામાં મુનીમને કહી દીધું કે તમારા જેવાની હવે મારે જરૂર નથી જ્યારે હોય ત્યારે તેની તેજ વાત માટે તમો તમારે ફાવે ત્યાં જઈ શકો છો

શેઠનો જવાબ સાંભળી કહ્યા મુનીમજીએ ઠીક શેઠજી જેવી આપની ઇચ્છા. ઈશ્વર જે કરે છે તે સારા માટે. લો ત્યારે રામ રામ જરૂર પડે સેવકને કાળી રાત્રે બોલાવશો તો આવીશ. નિમકહલાલ છું, અને રહીશ. એમ કહીને મુનીમજીએ પોતાનો વહીવટ શેઠના ચરણોમાં મુકી વીદાય લીધી.

મુનીમજીના ગયા પછી શેઠને એક વિચાર આવ્યો, હરવખત તે કહ્યા કરે છે અને મને ખુબ વેદના થાય છે એ ઉપરાંત ડોકટરોએ પણ કહ્યું એટલે મારે સડેલ આંગળી તો કપાવીજ નાખવી, તેથી તેમણે પોતાની આંગળી કપાવી નાખી.

(૨)

શેઠ ધર્મપ્રેમી હતા. ગામે ગામે યાત્રાઓ કરવા જાય એક દિવસ એવું બન્યું કે શેઠ એકલા એક ગામથી બીજા ગામ યાત્રા કરવા ઘોડીએ બેસી જતા હતા તેવામાં બન્યું એવુ કે કેટલાક લુટારાઓએ એક ધર્મપ્રેમીનું બલીદાન માતાને આપવું એમ નક્કી કરેલ. અને તેવો કોઈ પ્રવાસી જો મળી આવે તો તેનો લાભ લેવો. એ આશયાએ લુટારાઓ એક ઝાડ નીચે બેઠા હતા. તેવામાં શેઠ મારતી ઘોડીએ આવી રહ્યા હતા

ઉભા રહો! કોણ છો? ક્યાંથી આવો છો? અને ક્યાં જાવ છો?

શેઠ ચાર માણસોને છુરાની ખાપેલા જોઈ ખુબ ગભરાઇ ગયા, પણ કરે શું?

ભાઈઓ તમો મને શા માટે રોકો છો? તમારે જે કંઇ જોઇએ તે માગી લો મારી પાસે છે તે તમોને આપી દઉં શેઠે કહ્યું

લુંટારામાંથી એકે કહ્યું: અમારે તમારી પાસેથી કંઇ જોઇતું નથી. અમોએ તમોને પુછ્યું તેનો જવાબ આપો.

હું અહીંથી છ ગાઉ દૂર ગામ છે ત્યાં [illegible] છું. ધર્મપ્રેમી છું અને યાત્રાએ ફરૂં છું. અહીંથી થોડા ગાઉ જે ગામ આવે છે ત્યાં દર્શ[illegible] છું. હવે તો મને જવાદો તો આગળ વધું. શેઠે કહ્યું.

નહિ, શેઠ તમો હવે જઈ શકશો નહિ અમો તમારા જેવા એક ધર્મપ્રેમીની શોધમાં હતા અને તમો મળી ગયા. માટે હવે તમારૂં બલીદાન માતાને આપવામાં આવશે લુંટારાઓએ કહ્યું:

શેઠ લુંટારાની વાત સાંભળી આભાજ બની ગયા. અને મનમાં એવી તો બીક પેસી ગઈ કે જવા લાગ્યા

લુંટારા શેઠને બાજુમાં એક જુનુ માતાજીનું મંદિર હતું ત્યાં લઈ ગયા અને ભોગ માટેની વિધિ કરવા લાગ્યા તેવામાં એક ચકોર આંખવાળાની નજર શેઠના પગની આંગળી ઉપર પડી તો આંગળીઓ પાંચને બદલે ચાર જોઈ તે જોતાંજ બોલી ઉઠયો કે આ તો આપણને નહિ ચાલે, ખંડીત થએલ છે જુઓ તેના પગની આંગળી માત્ર ચાર જ છે એક કપાઇ ગએલી છે. આથી લુંટારાઓએ ધર્મપ્રેમી શેઠને લુંટી લઈ જતા કર્યા શેઠે જતાં જતાં મનમાં વિચાર્યું કે મુનીમજી હરવખત કહેતા હતા કે ઈશ્વર જે કરે છે તે સારા માટે જ જે સાચું પડયું. જો મેં મારા પગની આંગળી ન કાપી નાખી હોત તો આજે હું જીવતો ન રહ્યો હોત મનમાં તેણે મુનીમજીનો ઘણો ઉપકાર માન્યો

શેઠ ઘેર આવ્યા અને તુરત માણસ સાથે મુનીમજીને બોલાવ્યા

આવો મુનીમજી તમારી વાણી ફળી અને હું આજે જીવતો પાછો આવ્યો. શેઠે કહ્યું.

ત્યારે શેઠ સહેબ હું પણ તમારો ઉપકાર માનું છું કે જો તમોએ મને છુટો ન કર્યો હોત તો તમારા બદલે હું બલીદાન દેવાત કારણ કે હું પણ ધર્મપ્રેમી છું તે તમો જાણો છો અને તેથી હું તમારી સાથેજ દર્શન કરવામાં હોત માટે જે થાય છે તે આપણા ભલા માટેજ.



ડેમ ડેરા પાર્કર જે તાજેતરમાંજ ઉત્તર આયર્લૅન્ડના પ્રધાન મંડળમાં હેલ્થ અને લોકલ ગવર્નમેન્ટ ખાતાનાં સૌથી પહેલાં મહિલાપ્રધાન નીમાયેલાં છે.






પ્રકાશક,–ચંદ્રકાન્ત છગનલાલ મહેતા "સ્ત્રીબોધ" કાર્યાલય પીરમશા રોડ–અમદાવાદ
મુદ્રક–મણિલાલ છગનલાલ શાહ ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ ઘીકાંટા રોડ–અમદાવાદ

# શિષ્ટ સાહિત્યનાં કેટલાંક અવનવાં પુસ્તકો.